શ્રી ગણેશાય નમઃ

ભારતની વિવિધ ભાષાઓની પ્રચલિત કહેવતો—કથાનકો—પ્રસંગો—ઉદાહરણો—મૂળ વાર્તાઓ—દુહા—સાખીઓ વગેરેથી ભરપૂર. મનોરંજન સાથે જ્ઞાન. શિક્ષણ સાથે શિખામણ. ચાતુર્યકૌશલથી સભર એક

—અનોખો ગ્રંથ—

# બૃહદ્ કહેવત કથાસાગર

કુલ ૮ વિભાગો—૨૦૨ રસકથાઓ ઉપરાંત
૬૧૩ કહેવત કથા પ્રસંગોનો કિંમતી ખજાનો

*

: રચયિતા :

અરવિન્દ નર્મદાશંકર શાસ્ત્રી

*

કહેવત કથાઓ એટલે દુનિયાની ચતુરાઈ
અને બુદ્ધિના અર્કસમો રસભંડાર

*

કિંમત : રૂ. ૬૫-૦૦




ફોન : ૩૧૦૬૩૩

એન. એમ. ઠક્કરની કંપની

બુકસેલર્સ, પબ્લીશર્સ

૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૪૦૦૦૦૨.








જ્ઞાન—ચતુરાઈ અને બુદ્ધિની સુવાસ
જીવનમાં સદા સાગર સમી લહેરાતી રહો.

શ્રી ______________________________ ને

______________________________ ના શુભ પ્રસંગે

સપ્રેમ ભેટ.

તારીખ ______________ ______________ તરફથી

પ્રકાશકો : (૧) એન. એમ. ઠક્કરની કું. વતી નંદલાલ મોહનલાલ ઠક્કર,
૧૪૦, પ્રિન્સેસ, સ્ટ્રીટ મુંબઈ–૨ ફોન : ૩૧૦૬૩૩

(૨) પ્રવીણ પ્રકાશન વતી પ્રવીણચંદ્ર એમ. પટેલ
લાભ ચેમ્બર્સ, ઢેબર રોડ, મ્યુ. કોર્પોરેશન સામે, રાજકોટ.

મુદ્રક : રાકેશ પ્રિન્ટીંગ પ્રેસ સાદરા (જિ. અમદાવાદ)



# અ ર્પ ણ

પુત્ર — ચિ. ભદ્રકુમાર — પુત્રવધૂ સૌ. મીનાક્ષી

પુત્રી — સૌ. કલ્પના — જામાતા ચિ. નૂતનકુમાર

એમને

વાત્સલ્ય ભાવે.

—અરવિન્દ નર્મદાશંકર શાહ

# કહેવત કથાઓ

## એક રસભંડાર

*—*

ગુજરાતીમાં કહેવત–કહેતી–કહેણી–કથન–લોકોક્તિ વગેરે શબ્દો કહેવત માટે વપરાય છે. હિંદીમાં કહાવત-લોકોક્તિ શબ્દો વધુ પ્રચલિત છે. પંજાબીમાં કહૌત–સીંધીમાં કહાત–સંસ્કૃતમાં કથાવત–મરાઠીમાં વાક્-સંપ્રદાય નામ પણ છે. કહેવતના આ મૂળ શબ્દો છે. અનેક વિદ્વાનોએ 'કહેવત' શબ્દની ઉત્પત્તિ અનેક રીતે કરી છે. આપણે એ પર થોડોક વિચાર કરીએ.

કહાવત–એટલે કથાવત્. કથા–વાર્તાઓની જેમ કહાવત પણ પ્રસિધ્ધ છે.

ડો. **સ્વ કન્હૈયાલાલ સહલે** કહાવતનો સીધો અર્થ એવો કર્યો છે કે 'કહાવત' એટલે કહ + આવત = જેને લોકો પરંપરાથી કહેતાં–સાંભળતાં આવ્યા છે તે વાત.

આપણા ગુજરાતી સાહિત્યમાં કહેવત શબ્દ પ્રચલિત છે. કહાવત અને કહેવત એમાં બહુ ફેર નથી. કહેવત–શબ્દનો સીધો સાદો અર્થ જો કરીએ તો તે છે–'કહે–વાત' જે કંઇ વાત–કાર્ય થયું હોય–જે કંઈ બનાવ બન્યો હોય–જેની કંઇ વાત કહેવાની હોય. પછી તે વાત સારી હોય કે નરસી–ટીકાવાળી હોય કે ખોડખાંપણ બતાવતી હોય કે નોંધવા જેવી વાતને નોંધતી હોય–તે કહેવત. આવો ટૂંકો અર્થ પણ ઘટાવી શકાય.

એક વાત સિદ્ધ થાય છે કે કહેવત–કહેતીના મૂળમાં કંઇ પણ હોવું જ જોઇએ. તેના સિવાય કહેતીનો જન્મ જ હોઈ ન શકે.

આ કહેવતો બનેલા બનાવો પરથી જન્મ લે છે. પછી તે ક્યાંની ક્યાં જઈ પહોંચે છે. તેને કોઈ મર્યાદા નથી. એ એક જ ગામમાં–પ્રાન્તમાં સ્થિર પણ થતી નથી. તે ભારતમાં પણ ઘૂમે છે અને પરદેશમાં પણ તેનું રૂપ એક હોય છે–મૂળ અર્થમાં એક જ ભાવ સૂક્ષ્મ કે વધુરૂપે પણ હોય છે, એક દેશની કહેવત બીજા દૂર દેશમાં પણ થોડાક ફેરફાર સાથે કે પછી તેવા જ રૂપમાં પણ મળી આવે છે. આથી કહી શકાય કે વહેનારા વાયુની જેમ–સૂર્ય પ્રકાશની જેમ–તેનું ભ્રમણ સર્વત્ર હોય છે. તેનો **રસભંડાર** સર્વને માટે ખુલ્લો રહે છે.

કહેવતો ક્યાં નથી ? સર્વત્ર છે. 'બાયબલ' ધર્મગ્રંથમાં Proverbs નામનું એક પ્રકરણ પણ છે.

ઉપનિષદો–વેદોમાં પણ ભરપૂર કહેવતો છે. વેદની એક કહેવત છે–અગ્નિનાગ્નિઃ સમિદ્ધ તે–આગથી આગ સળગે છે. આ કહેવત આપણી ગુજરાતી કહેવતોમાં પણ છે. 'આગે આગ મળે ત્યારે ભડકો થાય.' બીજી પણ એક કહેવત છે. 'ક્રોધીએ ક્રોધી મળે ત્યારે મહાભારત (કજીઓ) થાય.'

એક સંસ્કૃત કહેવત જોઇએ–અંગલિ દાને ભુજં ગિલિસિ. ગુજરાતીમાં પણ આ કહેવત આવી છે. આંગળી પકડતાં પહોંચો પકડવો. રાજસ્થાની ભાષામાં પણ કહેવત છે–અંગુલિ પકડતે પહુંચા પકના. અંગ્રેજીમાં પણ આ કહેવતને મળતી એક કહેવત છે–Give him an inch and he will take an all

પુરાણની એક કહેવત છે–'મહાજનો યેન ગતઃ સ પન્થા.' આ કહેવત ગુજરાતીમાં પણ છે–'મહાજન જાય તે જ રસ્તે જવું.' આમ ઘણી કહેવતોનાં મૂળ સંસ્કૃતમાંથી જ આવ્યાં છે.

ઉપનિષદ-બૌદ્ધ સાહિત્યમાં સૂત્ર શૈલીનો પ્રચાર હતો. લોકોક્તિઓ–નીતિ સાહિત્યનું મંથન આ કાળમાં સવિશેષ પ્રમાણમાં થયું હતું.

મહાભારત આદિ ગ્રન્થોમાં નીતિ સૂત્રો છે. આ નીતિ સૂત્રો ન્યાય-બુદ્ધિ [illegible]

પરથી જ રચાયેલાં છે. આ નીતિ સૂત્રો ન્યાયના રૂપથી વધુ જાણીતા કહેવાયા.

આવા ન્યાય ઘણાં પ્રકારના છે. વિદેશી વિદ્વાન **(જેકબે)** અનેક વર્ષોનું અધ્યયન કરીને 'લૌકિક ન્યાયાંજાલ'ના ત્રણ ભાગોની રચના કરી છે. સંસ્કૃત ન્યાય સાહિત્યમાં આ પુસ્તકો અગ્રસ્થાન ધરાવે છે. કાકતાલીય-અંધદર્પણ–આદિ ન્યાયો છે. આ ન્યાયોમાંના કેટલાક કહેવતના રૂપમાં પણ પ્રસિદ્ધ થયા છે.

ન્યાયની જેમ સુભાષિતો પણ કહેવતનું જ એક અંગ છે. સંસ્કૃત ગ્રંથોમાં સુભાષિતો નીતિ-વાક્યો–ઉપરાંત ઉક્તિઓ કહેવતોનો પણ સારો સંગ્રહ છે. નાટકો કાવ્યોમાં એ પ્રચૂર પ્રમાણમાં દેખાશે. કવિ **રાજશેખરના** સંસ્કૃત નાટક કર્પૂર મંજરી નાટકમાં એક જોરદાર લોકોક્તિ છે–'હત્થકંકણ કિં દર્પણેણ પેક્ખિ અદિ.' આ કહેવત હિંદીમાં ગુજરાતીમાં મરાઠીમાં તથા બીજી ભાષાઓમાં પણ પ્રચલિત બની છે. 'હાથકંકણને આરસીની શી જરુર છે.' આ કહેવત તો બધા જાણે છે જ.

ઋગ્વેદમાં એક જોરદાર કહેવત છે. 'અયં મે હસ્તો ભગવાન' મારો હાથ જ ભગવાન છે. હિંદીમાં 'અપના હાથ જગન્નાથ' ભોજપુરીમાં 'આપન હાથ જગરનાથ.' આમ કહેવતો ગમે તે ભાષામાંથી આપણા દેશના સાહિત્યમાં આવી ગઇ છે.

**કામંદકે** લખ્યું છે કે–આચાર્ય **વિષ્ણુગુપ્તે** પોતાની પ્રખર બુદ્ધિપ્રતિભાથી અર્થશાસ્ત્રના ગહન વિષયમાંથી પણ નીતિશાસ્ત્રના સૂત્રો શોધી કાઢી આપણને કહેવતરૂપી અમૃતનો લાભ આપ્યો છે. આવું કાર્ય તો બુદ્ધિનો સ્વામી જ કરી શકે છે.

**વિષ્ણુગુપ્ત** તે જ **ચાણક્ય** તેમણે આપણને ચાણક્ય સૂત્રોની ભેટ આપી. તેમનાં લગભગ ૫૦૧ સૂત્રોમાંનાં ઘણાં તો લોકોક્તિઓથી જ ભરપૂર છે. દા. ત.–

'તપાવ્યા વગર લોઢું લોઢા સાથે જોડાતું નથી.'

લોઢું લોઢાને જ કાપે છે.

વાઘ ભૂખ્યો હોય તો પણ તે ઘાસ ખાતો નથી.

ચાણક્યે આપણને બીજી એક જોરદાર કહેવત આપી છે. આ કહેવત છે:–

'ઉધારના મોર કરતાં રોકડાનું કબૂતર લેવું સારું.'

આ કહેવત મૂળ અસલી કહેવત છે. એનું રૂપાંતર અનેક રીતે આપણા સાહિત્યમાં થયું છે. એક કહેતી છે–'૧૩ રૂપિયા રોકડા લેવા તેના કરતાં રોકડા ૯ લેવા સારા.' આ જ કહેવતના ઉપરથી ફેરફાર સાથે થયેલી પ્રસિદ્ધ ગુજરાતી કહેવત છે–આજ રોકડા–કાલે ઉધાર.

થોડીક સંસ્કૃત કહેવતો જોઇએ :–

'રાજા પ્રસન્નો ગજભૂમ દાનમ્
વણિક પ્રસન્નો દમડી છદામમ્'

રાજા પ્રસન્ન થાય તો ભૂમિ–વગેરે સારું દાન આપી શકે છે, પણ વાણિયો જો પ્રસન્ન થાય તો તે દમડી જેવું જ દાન આપે.

આપણા ગુજરાતીમાં આ કહેવત છે, તેમાં થોડોક ફેર છે. વાણિયો રાજી થાય તો 'હા...હા... હી...હી...કરતો તાળી જ આપે...'

એક સંસ્કૃત કહેવત જોઇએ–'જીવન્તીદ્રાણિ પશ્યતિ–' ગુજરાતીમાં આ કહેવત છે—'જીવતો નર ભદ્રા પામે.' એક દેશી કહેવત પણ તેના ઉપરથી પડી છે—જીવતો જીવ કલ્યાણ દેખઇ રાજ.'

સંસ્કૃત કહેવત છે-'છિન્ને મૂલે નૈવ શાખા ન પત્રમ્—જ્યાં મૂળ જ નહિ ત્યાં શાખા ક્યાંથી.'

ઉષ્ટ્રાણાં હિ વિવાહેષુ ગીતં ગાયન્તિ ગર્દભા :

ઊંટોના લગ્નમાં ગધેડાનાં ગીત.

એને મળતી બીજી સંસ્કૃત કહેવત પણ છે—પરસ્પરં પ્રશંસન્તિ અહો રૂપમહો ધ્વનિ' : આ સંસ્કૃત કહેવતે આપણને કેટલીક ગુજરાતી કહેવતો પણ આપી છે. 'ચોરનો ભાઇ ઘંટીચોર,' 'રેવડીવાળાનો ભાઈ ગંડેરીવાળો.' 'વરને કોણ વખાણે વરની મા જ.'

ગોસ્વામી **તુલસીદાસજીએ** પણ અનેક કહેવતો પોતાની રચનાઓમાં આપી છે. એક સશક્ત કહેવત છે—'પરાધીન સપને સુખ નાહી.'

**તુલસીદાસજીની** આ કહેવત આજે દરેક ભાષામાં પ્રચલિત છે. એટલું જ નહિ પણ તે પરાધીન —પરતંત્ર દેશ—લોકની મનોવ્યથાને પણ જોરદાર રીતે રજુ કરે છે.

**તુલસીદાસજીની** કહેવતો ઉપરાંત સાખીઓ—દુહાઓ પણ પ્રસિદ્ધ છે. એમાં ઉપદેશ છે. લોકોક્તિઓ પણ છે.

પુરાણોમાં ઘણી ઉક્તિઓ છે. કહેતીઓ છે. એક કહેવત લઈએ. કહ્યું છે—સતાં સપ્તપદં મૈત્રમ્ સાત પગલાં સાથે ચાલતાં મૈત્રી સંબંધ બંધાઈ જાય છે.

સંસ્કૃતની એક કહેવત આપણા કહેવત સાહિત્યમાં પ્રસિદ્ધ છે—

સરલાસ્તત્ર છિદ્યન્તે કુબ્જાસ્તિષ્ઠન્તિ પાદપા : એટલે કે જે ઝાડ —વૃક્ષ સીધું હોય છે તેને જ કાપવામાં આવે છે અને જે વાંકા—આડા હોય છે તેને રહેવા દેવામાં આવે છે.

ગુજરાતીમાં કહેવતો છે— 'સીધાં ચાલનારને જ પાટુ મળે છે.'

'પાપી રાજ કરે—સાચ્ચો ફાંસીએ લટકે.'

આ જગતનો ન્યાય વિચિત્ર છે. સીધો—સાદો કુટાઇ મરે અને પાપી મૌજ કરે. તાગડધીન્ના કરે. કહ્યું છે—

પાખંડી લોકમાં પૂજાય,<br>સાધુજન તે ગોદા ખાય.

થોડીક કહેવતો જોઇએ. આ મૂળમાં તો એક જ પણ રૂપ વિવિધ ;--

સિંહને હળમાં જોડવામાં આવતો નથી.

સિંહ ભૂખ્યો રહેશે પણ ઘાસ ખાશે નહિ.

કે હંસા મોતી ચુગે કે લંઘન કર જયાય.

હંસ કાં તો મોતાનો ચારો ચરશે કે પછી લાંઘણ કરશે.

મનમાં ભાવે તે વૈદ્યે કહ્યું.

'જે રોગિયા કે ભાવે ઉહે વૈદા ફરમાવે' આ એનું ભોજપુરી રૂપ છે.

પીળું એટલું સોનું નહિ. All is not gold that glitters.

ઉજળું એટલું દૂધ નહિ.

અંગ્રેજી રાજ્યે તથા દેશ પર્યટને પણ અનેક કહેવતો આપણને આપી છે. એમાંની કેટલીક પ્રચલિત અને રસિક કહેવતો આપણે જોઇએ :—

દેવ ગયા ડુંગરે ને પીર ગયા મક્કે<br>અંગ્રેજના રાજ્યમાં ઢેડ મારે ધક્કે.

આભડછેડ—ધાર્મિક માન્યતાના કટ્ટા સમયમાં આ ઉકિત સારી રીતે પ્રચલિત બની હતી.

બીજી એક ઉકિત છે :—

નાને ભડકે દિવાળી ને મોટે લડકે હોળી,<br>શહેરમાં લૂંટે સાહુકાર ને વનમાં લૂંટે કોળી.

શહેરમાં સાહુકારોનો, વ્યાજનો ધંધો જોરમાં ચાલે છે. તેને કહેતીએ એક લુંટ જ કહી છે.

અંગ્રેજી ભાષાના મોહમાંથી જન્મેલી એક ગુજરાતી કહેવત જોઇએ :—

દેશ ગયો પરદેશ ગયો શીખી આવ્યો વાણી,
વોટર વોટર કહેતાં પ્રાણ ગયો ખાટલા નીચે પાણી.

એક ભાઈ દેશ–દેશાવર ગયા. પરદેશી–અંગ્રેજી ભાષાઓ શીખી આવ્યા, ગામમાં આવ્યા, માંદા પડ્યા પણ પોતે પરદેશી ભાષાના પંડિત છે તે જણાવવા–હોશિયારી બતાવવા ઘરના સ્ત્રી–બાળકોને કહ્યું—'વોટર વોટર...' પોતે માંદા પડયા હતાં, ગળું સૂકાતું હતું, પાણી જોઈતું હતું, પણ પાણીને પાણી કેમ કહે ? તેમણે કહેવા માંડ્યું–પ્રીંગ વોટર...વોટર...'

ઘરનાં માણસો આ સમજી શકયાં નહિ અને એ હોશિયારી કરનારા માનવીનો પાણીની તરસે જીવ ગયો. ખાટલા નીચે પાણી હોવા છતાં...

આ જ કહેવતનું એક હિંદી રૂપાંતર પણ છે : -

અરબ ગયે મોગલ બનિ આયે, બોલે અરબી બાની,
આબ આબ કહિ પિયા મોર મુઅલે, ખટિયા તર રહે પાની.

મારા પતિ અરબ ગયા. ત્યાંથી મોગલ બનીને આવ્યા. અહીં આવતાં પણ તેઓ સૌની સાથે અરબીમાં જ બોલવા લાગ્યા. એક દિવસ બીમારીને સમયે તેમણે આબ–આબ (પાણી) પાણી–કહીને પાણી માંગ્યું, પણ તેમને પાણી ન મળ્યું. કાંઈ સમજી શકયું નહિ કે 'આબ' એટલે શું ? પરિણામે તેમનું મરણ થયું. જો કે ખાટલા નીચે જ પાણી રાખવામાં આવ્યું હતું.

આગળ એક ગુજરાતી ઉકિત આપણે જોઈ. તેના જ જેવી જ હિંદી ઉકિત પણ છે :-

જર લુટે છે જંગલે, અભણ એકલા ભીલ;
ભરવસ્તીમાં લુટતા (જોયા) વેશ્યા–વૈદ્ય–વકીલ.

'પાઘડી ફેરવી નાખ્ય'—'મામલો પલટાઇ ગયો છે.' આવી કહેવતો પણ છે. અંગ્રેજી સાહિત્યમાં પણ આવી કહેવતો છે. આ કહેવતોને લગતી એક વાર્તા નીચે મુજબની છે. :—

'કોઇ એક બાદશાહના ઘોડાને કોઇકે ઇજા પહોંચાડી. વાત કાજી પાસે આવી. ઇજા પહોંચાડનાર માણસને પકડવામાં આવ્યો. કાજીએ તેને દંડ કરવાનું નક્કી કર્યું.

પણ પછી જાણવા મળ્યું કે આ માણસના ઘોડાને બાદશાહના ઘોડાએ જ ઇજા પહોંચાડી હતી. અને એમાં જ તે પણ ઘવાયો હતો.

કાજીએ હવે કહ્યું— 'હવે ઇન્સાફ જુદો થશે. કારણ, મામલો પલટાઈ ગયો છે.'

આપણે ત્યાં જ્યારે જોષીઓનાં જોષ વહેમ વગેરે ખુબ વધી ગયા હતા ત્યારે કેટલાક સુધારાવાદી અને જ્યોતિષ વિદ્યાના વિરોધીઓ કહેવા લાગ્યા. મુહૂર્ત—જોષ વગેરે શું જુઓ છો. ખુદ રાજા રામ પણ નહોતા જાણતાં કે તેમને સવારે રાજ્યગાદીને બદલે વનમાં જવાનું થશે. અને આ લોકોએ એક સુંદર પણ સચોટ કહેવત આપણને આપી—

'ન જાણ્યું જાનકીનાથે પ્રભાતે શું થવાનું છે.'

આ કહેવત ભારતના અનેક ભાગોમાં પ્રસિદ્ધ છે. સંસ્કૃતમાં પણ આ કહેવત જણાઈ છે ભવિષ્યની સામે આ એક જોરદાર અને સશક્ત કહેવત છે.

એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે. કહેવત સાહિત્ય કયારેય પણ પૂર્ણ હોતું નથી. એ અપૂર્ણ રહે છે. તેને કોઇ સીમા પણ નથી. કોઈ લેખક કે સંશોધક એવો દાવો ન જ કરી શકે કે મારો સંગ્ર પૂર્ણ છે. કારણ આ સાહિત્યની હદ નવી ને નવી શોધાતી જ રહે છે. લોકસંપર્કથી—પ્રવાસથી

સંશોધનથી નવી—નવી કહેવતો—વાતો મળતી જ રહે છે. આમાં તો—'ગંગામાં જેટલું નાહ્યા તેટલું પુણ્ય...'

કહેવતોનો પ્રયોગ વિદ્વાનો—ભાષણકર્તાઓ જરૂર કરે છે. કારણ એથી તેમનું ભાષણ રસિક અને ચોટદાર બને છે. સમાજના હૃદય સુધી તે પહોંચી શકે છે. સાહિત્યના સૌન્દર્યને વધારવામાં કહેવત સહાયક બને છે.

* * *

મુંબઇના પ્રસિદ્ધ અને અતિજૂના દૈનિકવર્તમાનપત્ર 'મુંબઇ સમાચાર'માં પ્રતિ સપ્તાહે 'આપણી કહેવતો' શિર્ષકથી લેખમાળા કેટલાંક વર્ષો સુધી પ્રગટ થતી રહી હતી. આ લેખમાળાએ વાચકો-સાહિત્યશોખીનોનું-વિદ્યાર્થીઓનું તથા સંશોધકોનું સારું ધ્યાન કેન્દ્રિત કર્યું હતું. અનેક વિદ્યાર્થિનીઓ પોતાના અભ્યાસમાં વધુ જાણવા શીખવા માટે મારું સરનામું મેળવી તેઓ ઘેરે પણ આવી હતી. કેટલાકોએ આ લેખમાળામાં રસ લઈ અમુક જાણકારી મેળવવાને માટે પૃચ્છા પણ કરી હતી. આ સૌનો હું આ તકે આભાર માનું છું. મેં આ સંગ્રહ તૈયાર કરવામાં સારો એવો શ્રમ કર્યો છે. અનેક પુસ્તકો, માસિકો, પત્રોને જોયાં છે વાંચ્યાં છે. અનેક વિદ્વાનો સંશોધકોના કથનોનો ઉપયોગ પણ કર્યો છે. તેમની જાણકારીને મેં આવકારી છે. આ સર્વ વિદ્વાનોનો-લેખકોનો જાણકારોનો હું ઉપકારી છું. તેમનો જાહેર ઋણ સ્વીકાર પણ કરું છું. કારણ આવા સાહિત્યની રચનામાં એક હાથે તાળી ન જ પડે. એમાં તો ઝાઝા હાથ જ રળિયામણા લાગે...

બીજી થોડીક અંગત વાત પણ કરી લઉં તો વાચકો ક્ષમા કરશે.

'મુંબઇ સમાચાર' દૈનિકનું તંત્રીપદ રા. રા. શ્રી જેહાનભાઈ દારૂવાળાએ સ્વીકાર્યું ત્યારે તેમણે પોતાના મિત્રો સમક્ષ કેટલાક વિચારો પ્રગટ કર્યા. આમાં એક વિચાર 'આપણી કહેવતો' અંગે પણ હતો, 'મુંબઇ સમાચાર' પત્રના એક હિતેચ્છું મિત્ર અને 'આપણી ભજનવાણી'થી જાહેરમાં પ્રસિદ્ધ થયેલાં શ્રી ગંગાદાસ પ્રાગજી મહેતા પણ આ વિચારના પુરસ્કર્તા બન્યાં, તેમણે પણ બીજા વિષયો કહ્યાં. શ્રી ગંગાદાસભાઈ મારા પણ મિત્ર, તેમણે મને કહ્યું—'આ કાર્ય તારે કરવાનું'—શ્રી જેહાનભાઈની આજ્ઞા પણ થઇ. આમ મેં 'આપણી કહેવતો' લખવાનું શરુ કર્યું અને આ કોલમ લોકભોગ્ય બની ગઈ.

પણ એનો યશ હું ન લઈ શકું. યશના ભાગીદારો તો તેઓ જ છે, તેમણે તો મને આ કાર્ય માટે તક આપી અને આમ મને જાહેરમાં આણ્યો. હું આ માટે તેમનો આ સ્થળેથી આભાર માનું છું. શ્રી મંચેરજી કામા શેઠના સમયમાં આ કોલમ પ્રસિદ્ધિને પામી હતી. તેઓ આજે આપણી વચ્ચે નથી એટલે તેમના આત્માની શાન્તિ માટે પ્રાર્થના કરું છું.

કહેવતોને લગતો મારો આ સંગ્રહ પડી જ રહ્યો હતો. મારી પાસે આ સંગ્રહ છે તે વાત મારા સ્વજન જેવા—સ્નેહીબંધુ રા. રા. શ્રી નંદલાલ મોહનલાલ ઠક્કરને જાણ જ હતી. તક મળતાં તેમણે મારી પાસેનો આ સંગ્રહ પુસ્તકને અનુરૂપ બનાવ્યો અને પોતાના જુવાન મિત્ર શ્રી ગોપાલભાઈ પટેલની સાથે એનું પ્રકાશન 'બૃહદ કહેવત કથાસાગર'ના રૂપમાં કર્યું. હું આ માટે શ્રી નંદલાલભાઇનો અને હવે તો મારા પણ મિત્ર બનેલા જુવાન સ્નેહી—ઉત્સાહી અને ખંતીલા પ્રકાશક શ્રી ગોપાલભાઈનો પણ આભારી છું.

વાચકો મારા અને આ પ્રકાશક બંધુઓના સાહસને-શ્રમને વધાવી લેશે તેવી આશા છે.

ચૈત્ર-સુદી પડવો
૨૬—એ—મારુતિ લેઇન—ભુલેશ્વર
મુંબઇ-૨

લિ.
**અરવિન્દ નર્મદાશંકર શાસ્ત્રી**

# શ્રી કહેવત કથા સાગર

## અનુક્રમ



## વિભાગ ૧



સંશોધનથી નવી—નવી કહેવતો—વાતો મળતી જ રહે છે. આમાં તો—'ગંગામાં જેટલું નાહ્યા તેટલું પુણ્ય...'

કહેવતોનો પ્રયોગ વિદ્વાનો—ભાષણકર્તાઓ જરૂર કરે છે. કારણ એથી તેમનું ભાષણ રસિક અને ચોટદાર બને છે. સમાજના હૃદય સુધી તે પહોંચી શકે છે. સાહિત્યના સૌન્દર્યને વધારવામાં કહેવત સહાયક બને છે.

* * *

મુંબઇના પ્રસિદ્ધ અને અતિજૂના દૈનિકવર્તમાનપત્ર 'મુંબઇ સમાચાર'માં પ્રતિ સપ્તાહે 'આપણી કહેવતો' શિર્ષકથી લેખમાળા કેટલાંક વર્ષો સુધી પ્રગટ થતી રહી હતી. આ લેખમાળાએ વાચકો-સાહિત્યશોખીનોનું-વિદ્યાર્થીઓનું તથા સંશોધકોનું સારું ધ્યાન કેન્દ્રિત કર્યું હતું. અનેક વિદ્યાર્થિનીઓ પોતાના અભ્યાસમાં વધુ જાણવા શીખવા માટે મારું સરનામું મેળવી તેઓ ઘેરે પણ આવી હતી. કેટલાકોએ આ લેખમાળામાં રસ લઈ અમુક જાણકારી મેળવવાને માટે પૃચ્છા પણ કરી હતી. આ સૌનો હું આ તકે આભાર માનું છું. મેં આ સંગ્રહ તૈયાર કરવામાં સારો એવો શ્રમ કર્યો છે. અનેક પુસ્તકો, માસિકો, પત્રોને જોયાં છે વાંચ્યાં છે. અનેક વિદ્વાનો સંશોધકોના કથનોનો ઉપયોગ પણ કર્યો છે. તેમની જાણકારીને મેં આવકારી છે. આ સર્વ વિદ્વાનોનો-લેખકોનો જાણકારોનો હું ઉપકારી છું. તેમનો જાહેર ઋણ સ્વીકાર પણ કરું છું. કારણ આવા સાહિત્યની રચનામાં એક હાથે તાળી ન જ પડે. એમાં તો ઝાઝા હાથ જ રળિયામણા લાગે...

બીજી થોડીક અંગત વાત પણ કરી લઉં તો વાચકો ક્ષમા કરશે.

'મુંબઇ સમાચાર' દૈનિકનું તંત્રીપદ રા. રા. શ્રી જેહાનભાઈ દારૂવાળાએ સ્વીકાર્યું ત્યારે તેમણે પોતાના મિત્રો સમક્ષ કેટલાક વિચારો પ્રગટ કર્યાં. આમાં એક વિચાર 'આપણી કહેવતો' અંગે પણ હતો, 'મુંબઇ સમાચાર' પત્રના એક હિતેચ્છુ મિત્ર અને 'આપણી ભજનવાણી'થી જાહેરમાં પ્રસિદ્ધ થયેલાં શ્રી ગંગાદાસ પ્રાગજી મહેતા પણ આ વિચારના પુરસ્કર્તા બન્યાં, તેમણે પણ બીજા વિષયો કહ્યાં. શ્રી ગંગાદાસભાઈ મારા પણ મિત્ર, તેમણે મને કહ્યું—'આ કાર્ય તારે કરવાનું'—શ્રી જેહાનભાઈની આજ્ઞા પણ થઇ. આમ મેં 'આપણી કહેવતો' લખવાનું શરુ કર્યું અને આ કૉલમ લોકભોગ્ય બની ગઈ.

પણ એનો યશ હું ન લઈ શકું. યશના ભાગીદારો તો તેઓ જ છે, તેમણે તો મને આ કાર્ય માટે તક આપી અને આમ મને જાહેરમાં આણ્યો. હું આ માટે તેમનો આ સ્થળેથી આભાર માનું છું. શ્રી મંચેરજી કામા શેઠના સમયમાં આ કોલમ પ્રસિદ્ધિને પામી હતી. તેઓ આજે આપણી વચ્ચે નથી એટલે તેમના આત્માની શાન્તિ માટે પ્રાર્થના કરું છું.

કહેવતોને લગતો મારો આ સંગ્રહ પડી જ રહ્યો હતો. મારી પાસે આ સંગ્રહ છે તે વાત મારા સ્વજન જેવા-સ્નેહીબંધુ રા. રા. શ્રી નંદલાલ મોહનલાલ ઠક્કરને જાણ જ હતી. તક મળતાં તેમણે મારી પાસેનો આ સંગ્રહ પુસ્તકને અનુરૂપ બનાવ્યો અને પોતાના જુવાન મિત્ર શ્રી ગોપાલભાઈ પટેલની સાથે એનું પ્રકાશન 'બૃહદ કહેવત કથાસાગર'ના રૂપમાં કર્યું. હું આ માટે શ્રી નંદલાલભાઇનો અને હવે તો મારા પણ મિત્ર બનેલા જુવાન સ્નેહી—ઉત્સાહી અને ખંતીલા પ્રકાશક શ્રી ગોપાલભાઈનો પણ આભારી છું.

વાચકો મારા અને આ પ્રકાશક બંધુઓના સાહસને-શ્રમને વધાવી લેશે તેવી આશા છે.

ચૈત્ર—સુદી પડવો
૨૬—એ—મારુતિ લેઇન—ભુલેશ્વર
મુંબઇ-૨

લિ.
**અરવિન્દ નર્મદાશંકર શાસ્ત્રી**

# શ્રી કહેવત કથા સાગર

## અનુક્રમ



## વિભાગ ૧



## ◈ વિભાગ ૨ ◈

## ◘ વિભાગ ૩ ◘

## ◘ વિભાગ ૪ ◘

## ◙ વિભાગ ૫ ◙

## વિભાગ ૬

## ◘ વિભાગ ૭ ◘

## પરિશિષ્ટની અનુક્રમ

## ◘ વિભાગ ૮ ◘

કુલ્લે ૫૨૪ પાના : ૬૧૩ કહેવત કથા પ્રસંગો.



# બૃહદ કહેવત કથાસાગર

# વિભાગ-૧

[ ભારતની વિવિધ ભાષાઓની પ્રચલિત કહેવતો કથાનકો – પ્રસંગો – ઉદાહરણો – કહેતીઓ – લોકદુહાઓ– સુભાષિતો – સાખીઓ – વગેરેથી ભરપૂર. કહેવત કથા સાહિત્યનો નીચોડ. મનોરંજન અને ડહાપણ, શિક્ષણ અને શિખામણ, જ્ઞાન અને કૌશલથી સભર એક અનોખો ગ્રંથ. ]

# ૧ લોકસંસ્કૃતિના દર્પણ સમી અનુભવની જ્ઞાનવાણી

### ભોજન માટે મીઠું તેમ બોલી માટે કહેવત

હરેક ભાષામાં કહેવત તો મળી જ આવવાની. કહેવત વગરની ભાષા નથી. કહેવત વગરની કથા પણ નથી. કહેવતનું મૂળ પ્રજાના અનુભવ અને ડહાપણમાંથી જ આવ્યું છે. એક મુખેથી બીજે મુખે એમ વારસાગત રીતે પરંપરાથી એનો પ્રચાર થાય છે. દલીલ કે બોધ કે સામાન્ય વ્યવહારમાં કહેવતની અસર ભારે અસરકારક બની જાય છે. ભોજન માટે મીઠું તે જ મુજબ બોલીને માટે કહેવતની જરુર છે જ.

### યુગયુગનું ડહાપણ

કહેવત એ શું છે? વિદ્વાનોએ તેને જ્ઞાનના ભાથામાંથી નીકળેલાં તીર કહ્યાં છે. ડહાપણના ટુકડા છે. જુનવાણી છે. પણ એ વાણી કેવી છે? બોલતી–કહેતી–કહે છે. ટૂંકમાં પણ એ ઘણુ કહી દે છે. કહેવતો ગાગરમાં સાગર છે. બિંદુમાં સિંધુ છે. કહેવત એ ભાષાની અમૂલ્ય નિધિ છે.

જે આપણે દુનિયામાં જોઈએ–અનુભવીએ છીએ તે કહેવતમાં પણ જોઈએ છીએ જ. એમાં ડહાપણ છે. અનુભવ છે. જ્ઞાન છે. પંડિતોએ એને વ્યવહારૂ જ્ઞાનનો ખજાનો કહ્યો છે. લોક સંસ્કૃતિનું-સભ્યતા સંસ્કૃતિ અને રીતરિવાજોનું એમાં દર્પણ છે. યુગ યુગનું એમાં ડહાપણ છે. કાળ જાય છે પણ કહેવત તો રહે જ છે.

### કહેવત એ અનુભવનું સંતાન છે

કહેવત વગર વાતમાં રસ ટપકતો નથી. બોધ પણ આવતો નથી. કહેવતમાં જ્ઞાન અને બોધ છે. એમાં અર્થ છે. પ્રસંગની–વાતની ગંભીરતા પણ છે. જે જ્ઞાન વાણી અનુભવથી ચલણી બની જાય— સત્યરૂપ ધારણ કરે છે તે જ કહેતી બની જાય છે. તેને જ કહેવત કહે છે. કહેવતની જનની અનુભવ છે. અનુભવનું એ સંતાન છે.

### કહેવત માટે શું જરૂરી છે ?

જેમ કહેવત ટૂંકી હશે તેમ તે વધુ અસરકારક બને છે. ચાર મુખ્ય તત્ત્વો પર તે રચાયલી હોય છે. ૧. અલ્પ શબ્દાત્સકતા. થોડાક શબ્દોમાં વધુ પુષ્કળ શબ્દ ભાવનો સમાવેશ. ૨. વ્યવહારિકતા ૩. ચમત્કૃતિ ૪. લોકરૂચિ.

વાપરીએ છીએ જ. એનો મૂળ ઇતિહાસ પ્રસંગ કે વાત જ્યારે આપણે જાણીએ ત્યારે આપણને તેમાં વિશેષ આનંદ આવે, મઝાહ આવે તે સ્વાભાવિક છે.

સાધારણ રીતે કહેવતોનું ઉદ્ગમ સ્થાન ગામ છે. એ ગામડાંઓમાંથી જ ચાલુ બનીને પ્રસરી છે. આથી જ તેના પાત્રો તથા વિષય ગામઠી વધુ દેખાશે. પ્રસંગ, ઇતિહાસ, સ્વભાવ પરથી એનું ઘડતર થયું છે અને એટલે જ તેમાં ઇતિહાસ છે. સત્યાંશ છે. દા. ત. "લાડ ને તાડને સિધ્ધરાજે સાથે કાઢયાં. આ કહેવત સિદ્ધરાજના સમયની અથવા તો ત્યાર પછીની હોવી જોઈએ. 'જનોઈ, કસ્તીને નાડું એ ત્રણ કદી ન કાઢે ગાડું' આ કહેતી પારસી લોકો હિંદુસ્તાનમાં આવી નવસારી પ્રાન્તમાં વસ્યા અને સરકારી વેઠમાં બ્રાહ્મણ-પારસી અને મુસલમાન ગાડાં કાઢતાં નહિ તે પરથી પડેલી છે. અમદાવાદ વસવાના વિષયમાં કહેવત છે જબ કુતે પર સસ્સા આયા તબ બાદશાહે શહેર બસાયા. 'ડબ્બે બે, ને દેવધે બે' આ કહેવત સુરતથી મુંબઈ સુધી આગગાડી થયા પછીની છે. એ કહેવતની ઉત્પત્તિ એવી છે કે અમલસાડમાં એક સ્ટેશન માસ્તર એ ડબ્બા દીઠ બબ્બે રૂપિયા વેપારી પાસેથી લેતો હતો આ રીતે તેણે ઘણા પૈસા એકઠા કર્યા. પણ તે બધાં ગણદેવી પરગણાના દેવધા ગામમાં તેને ખાતાની જમીન રાખી તેમાં ખોટ આવવાથી તેની પાસેથી જતા રહ્યા (દામુભાઈ મહેતા ગુજરાતી કહેવતો.) વગેરે.

આ પુસ્તકમાં કેટલીક વધુ રૂઢ ચાલુ થયેલી કહેવતો તથા કેટલીક નવી અને જૂની કહેવતોના મૂળ તથા તેને અંગેની કથા વાર્તા કે પ્રસંગને અહીં રસિક અને સરળ રીતે આપવામાં આવ્યા છે. જૂની પેઢી તો આવી વાર્તાઓથી, પ્રસંગોથી માહિતગાર હશે પણ આજે જે નવી પેઢી ઝડપથી તૈયાર થઈ રહી છે તેને માટે આ વાર્તાઓ-પ્રસંગો તો નવા જ ગણાશે. આપણું લુપ્ત થતું-ભૂલાતું જતું આ જ્ઞાન આ બહાને પુનઃ પ્રકાશમાં આવતું જશે. એથી મોકળાશ વેળાએ આનંદ જ્ઞાન અને રસની પ્રાપ્તિ પણ થશે.



ભાગ્યમાં જો હોય તો ખેતરમાં
છે ભાગ્ય જો સવળુ હોય
ારી મળે છે અને નસીબમાં
રા હિત ધરાવનારા મિત્રો-
છે.
પણ આવા આશયની એક

ાર્જિતા વિદ્યા
ન્સાર્જિતં ધનમ્,
ાર્જિતા નારી
ાવતિ ધાવત:

ના કર્મ સંયમથી જ આ
છે.
રીને લુંટવામાં આવે તો પણ
ાં કંઈ જ આવતું નથી. એ
પાછો આવશે.

સંસારમાં પણ અકર્મીને
ા નથી. અકરમીનું જોર
ૈરી પર. એટલે જ કહેવતે
ધણી બૈયર પર શૂરો.

હોય છે તે-હોવા છતાં પણ
ા નથી. કમભાગી માનવીનું
જ રહે છે.

કોઈ એક શેઠ તરફથી દૂધ
. એક ભૂખ્યા-તરસ્યા પણ
આ વાત સાંભળી એટલે તે
દોડયો. પણ દૂધ લેવું શેમાં
સાધન નહોતું. એ વિચારતો
રસ્તામાં તેણે એક પડીયો
ખાઈ ને તેણે એ લઈ
લેવા. દૂધ લીધું '

દડીયો કાણો નીકળ્યો. એટલે દૂધ બધું
ઢોળાઈ ગયું. અન્તે તે ભૂખ્યો જ રહ્યો.

નસીબમાં હોય તો જ તે પામી શકે છે.

**નસીબમાં હોય તો જ મળે**

આજ કહેવતને સાર્થક કરતી એક સુંદર મરાઠી કહેવત છે. કહેવત છે: "**પ્રારબ્ધ હીનાલા સુવર્ણાચી મૃત્તિકા દિસતે**" આ કહેવતનો અર્થ સ્પષ્ટ છે એને લગતી વાર્તા છે:-

એક માણસે પોતાના ઈષ્ટદેવની બાર વર્ષ સુધી સાધના કરી. સાધનાથી દેવ પ્રસન્ન થયા. પૂછયું: 'તારે શું જોઇએ છે ?'

એણે કહ્યું, 'મારે ધન જોઈએ છે.'

પ્રભુએ કહ્યું, 'ઠીક છે તને એ મળશે.'

'કયારે ? મારે તો આજે જ સૂર્યાસ્ત પહેલાં જ જોઇએ.'

'ભલે....'

અને પ્રભુએ પોતાનું બોલ્યું પાળ્યું. તેમણે એના જવાના માર્ગ પર સોનામહોરોથી ભરેલો મોટો ચરૂ મૂકી દીધો.

પેલો ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં તેને વિચાર આવ્યો કે, આંધળાઓ કેવી રીતે ચાલતાં હશે ? આમ વિચારી તેણે પોતાની આંખો બંધ કરી અને તેણે ચાલવા માંડયું.

ચાલતાં ચાલતાં પ્રભુએ રસ્તામાં મૂકેલો સોનાનો ચરૂ તેના પગે અથડાયો, એ સમજ્યો કે ... ર છે. એ ...ેને લાત મારી. એણે ... ઉઘાડી ... ન જોયું કે ... તે ... પગની લાત ... જઇ ... પેલો

છે ? બિહારી ભાષાએ આ સુંદર અસરકારક રીતે એક કહેવતમાં કહ્યું છે.

**કરમહીન ખેતી કરે, બૈલ મરે સૂખા પડે.**

ભાગ્યહીન વ્યક્તિ ખેતી કરવા જાય તો તેમાં બળદ જ મરી જાય છે. બળદ જો ન મરે તો તે વર્ષે દુકાળ જ પડે છે.

ઉદ્યમ કરતાં કર્મીને રત્નો મળે છે, હીરાઓ મળે છે, પણ અકર્મી જ્યાં હાથ નાખે છે ત્યાં પથરા ને પથરા જ પામે છે. ઉદ્યમ સર્વ આદરે, પામે કર્મ પ્રમાણ કર્મીને હીરા જડે, અકર્મીને પાણ,

આજ ઉદ્યમને એક હિંદી કવિએ ભાગ્ય સાથે જોડી કહ્યું છે

**હુન્નર કરો હજાર, ભાગ્યબીન મળે ન કોડી.**

ગમે એટલા પ્રયત્નો કરો, ઉદ્યમો કરો પણ નસીબમાં હશે તો જ તમને યશ મળશે.

**અકરમીના દીકરો સુવાવડે પણ મોંઘો**

અકર્મી જો પ્રયત્ન કરવા જાય તો–

**અગર કુંદન ઉઠાતા હય,**
**તો મિટ્ટી હાથ આતી હય,**
**હવા રસ્સીકો છુતા હય,**
**તા વા ભી કાટ ખાતી હય.**

કમનસીબ માણસ જુએ છે કે આ સોનું છે લાવ હું તેને લઈ લઉં. અને જ્યારે તે લેવા જાય છે ત્યારે તેના હાથમાં માટી જ આવે છે. એ દોરી પકડવા જાય છે તો તે દોરી સાપ થઈને તેને કરડી ખાય છે.

અભાગીઓ માનવી સાગર ગયો. સાગર તો રત્નોની ખાણ છે. પ્રયત્ન કરતાં હીરા–રત્ન મોતી તો જરૂર મળે. પણ નસીબ જોઈએ જ. કહેવતે આ સુંદર રીતે કહ્યું છે.

**કરમહીન સાગર ગયે, જહાં રતન કા ઢેર,**
**કર છૂઅત ઘોઘા ભયે, યહી કરમ કા ફેર.**

કોઈ ભાગ્ય વિહોણો સમુદ્રની પાસે ગયો. રત્નોનો ઢગલો પડયો હતો પણ તે જ્યાં અડકવા જાય છે ત્યાં જ રત્ન ઘોંઘા બની ગયા. એટલે કે રત્ન જળના કીડામાં પલટાઈ ગયા.

આપણી ગુજરાતી કહેવતોએ અકરમીઓ પર સારો વ્યંગ કટાક્ષ કર્યો છે. કહે છે–

**અકરમી દીકરો સુવાવડે પણ મોંઘો.**

અકરમીની મા મરે, ને સતકમીની સાસુ મરે.

અકરમીને વળી બુ ઘણી

નસીબના બળિયા, પકાવી ખીચડી ને થઈ ગયા ઠળિયા,

નસીબ વારે નસીબ વા, કયાં ઉઠીને જાય;

નાકેથી ઉઠી વચમાં બેઠો, ત્યાં પણ લૂખું ખાય.

**અકરમી ધણી બૈયર પર શૂરો**

દરેકમાં કર્મ તો જોઈએ જ. કર્મ નસીબ હોય તો સર્વ દાવ સવળા પડે. અકરમી જ્યાં જાય ત્યાં નાશની નોબત જ ગગડાવે છે સૌ અમનચમન કરે, ખીર પુરી ખાય પણ અકર્મી જો આવા સ્થળે જાય તો તેની ખીર પણ ઢોળાઈ જાય છે.

એક બિહારી કહેવતે કહ્યું છે·

**કરમે ખેતી, કરમે નાર,**
**કરમે મિલે હિત દુઈ ચાર.**

એટલે કે ભાગ્યમાં જો હોય તો ખેતરમાં પાક સારો થાય છે ભાગ્ય જો સવળુ હોય તો સ્ત્રી પણ સારી મળે છે અને નસીબમાં હોય તો જ સારા હિત ધરાવનારા મિત્રો–સોબતીઓ મળે છે.

સંસ્કૃતમાં પણ આવા આશયની એક ઉકિત છે

પૂર્વ જન્માર્જિતા વિદ્યા
પૂર્વ જન્માર્જિતં ધનમ્,
પૂર્વ જન્માર્જિતા નારી
અગ્રે ધાવતિ ધાવત:

પૂર્વ જન્મના કર્મ સંયમથી જ આ બધું પ્રાપ્ત થાય છે.

કુબેરની નગરીને લુંટવામાં આવે તો પણ અકરમીના હાથમાં કંઈ જ આવતું નથી. એ ખાલી હાથે જ પાછો આવશે.

આપણા ઘર સંસારમાં પણ અકર્મીને છોડવામાં આવ્યો નથી. અકરમીનું જોર ક્યાં ? તો કહે બૈરી પર. એટલે જ કહેવતે કહ્યું છે કે અકર્મી ધણી બૈયર પર શૂરો.

જે કમભાગી હોય છે તે–હોવા છતાં પણ કંઈ પામી શકતો નથી. કમભાગી માનવીનું નસીબ પણ વાંકુ જ રહે છે.

એક સ્થળે કોઈ એક શેઠ તરફથી દૂધ મફત મળતું હતું. એક ભૂખ્યા–તરસ્યા પણ દુર્ભાગી માણસે આ વાત સાંભળી એટલે તે મફત દૂધ લેવા દોડયો. પણ દૂધ લેવું શેમાં તેની પાસે કોઈસાધન નહોતું. એ વિચારતો હતો ત્યાં જ રસ્તામાં તેણે એક પડીયો પડેલો જોયો. હરખાઈ ને તેણે એ લઈ લીધો. એ દોડયો દૂધ લેવા. દૂધ લીધું ખરૂં પણ દડીયો કાણો નીકળ્યો. એટલે દૂધ બધું ઢળાઈ ગયું. અન્તે તે ભૂખ્યો જ રહ્યો.

નસીબમાં હોય તો જ તે પામી શકે છે.

## નસીબમાં હોય તો જ મળે

આજ કહેવતને સાર્થક કરતી એક સુંદર મરાઠી કહેવત છે. કહેવત છે: "**પ્રારબ્ધ હીનાલા સુવર્ણાચી મૃત્તિકા દિસતે**" આ કહેવતનો અર્થ સ્પષ્ટ છે એને લગતી વાર્તા છે:–

એક માણસે પોતાના ઈષ્ટદેવની બાર વર્ષ સુધી સાધના કરી. સાધનાથી દેવ પ્રસન્ન થયા. પૂછયું: 'તારે શું જોઇએ છે ?'

એણે કહ્યું, 'મારે ધન જોઈએ છે.'

પ્રભુએ કહ્યું, 'ઠીક છે તને એ મળશે.'

'કયારે ? મારે તો આજે જ સૂર્યાસ્ત પહેલાં જ જોઇએ.'

'ભલે....'

અને પ્રભુએ પોતાનું બોલ્યું પાળ્યું. તેમણે એના જવાના માર્ગ પર સોનામહોરોથી ભરેલો મોટો ચરૂ મૂકી દીધો.

પેલો ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં તેને વિચાર આવ્યો કે, આંધળાઓ કેવી રીતે ચાલતાં હશે ? આમ વિચારી તેણે પોતાની આંખો બંધ કરી અને તેણે ચાલવા માંડયું.

ચાલતાં ચાલતાં પ્રભુએ રસ્તામાં મૂકેલો સોનાનો ચરૂ તેના પગે અથડાયો, એ સમજ્યો કે એ પથ્થર છે. એટલે એને લાત મારી. એણે આંખો ઉઘાડીને પણ ન જોયું કે જે ચીજ પગે વાગી તે શું છે. પગની લાતથી સોનાનો ચરૂ દૂર જઇને પડયો. પેલો

માણસ ચાલતાં ચાલતાં ઘેર આવ્યો પણ તેને મહોરો કે ધન ન મળ્યું. સાંજ પણ પસાર થઈ ગઈ.

બીજે દિવસે પ્રાતઃકાળે તેણે પ્રભુને પ્રાર્થના કરતી વખતે કહ્યું, 'તું ધુતારો છે. ભક્તોને ઠગે છે. ખોટા વચનો આપે છે....'

પ્રભુએ કહ્યું,....વાંક તારો છે. મેં તો તારા માર્ગમાં સોનાનો ચરૂ મૂકેલો પણ તું આંધળો બન્યો અને એ ચરૂને તેં લાત મારી ફેંકી દીધો. એમાં હું શું કરું ?'

નસીબમાં જો હોય તો રસ્તે પડેલું સોનું પણ સૂઝતું નથી.





## ૩ અક્કલ વેચી ચણા ખાધા

માનવીમાં અક્કલ હોય તો તેને અક્કલ-વાળો બુધ્ધિશાળી કહેવામાં આવે છે. પણ જો તેનામાં અક્કલ ન હોય તો આપણી કહેવતે તેને "અક્કલનો બારદાન" કહ્યો છે. "બારદાન" એ ફારસી શબ્દ છે. એટલે આ કહેવત મુસ્લીમ શાસન પછીની કહી શકાય.

### અક્કલનો બારદાન

બારદાન એટલે ખાલી કોથળો પેટી કે ડબ્બો. માલ ખલવાઈ જાય એટલે ખાલી સાધન જે રહે તેને બારદાન કહેવામાં આવે છે. આથી જ જેની અક્કલ ઠલવાઈ ગઈ હોય તેને બારદાન "અક્કલનો બારદાન" તરીકે ઓળખવામાં આવે છે. સાદી ભાષામાં કહીએ તો અક્કલ વગરનો કોથળો.–માણસ ખરો પણ તે બુદ્ધિ વગરનો, મૂર્ખ– અક્કલ વગરનો.

એક કહેવત છે. 'તારી અક્કલ ક્યાં ગઈ છે ? ચરવા ગઈ છે ?" બુદ્ધિ વગરના કાર્ય માટે આ કહેવત કહેવામાં આવે છે. બુદ્ધિ–અક્કલ ચરવા જતી જ નથી. ઢોરો જ ચરવા જાય છે. ઢોરોમાં માણસ જેવી બુદ્ધિ ચતુરાઈ હોતી નથી એટલે જ માણસની અક્કલ જ્યારે કામ કરી શકતી નથી ત્યારે આ કહેવતનો ઉપયોગ થાય છે.

### અક્કલ વેચી ચણા ખાધા

અક્કલ હોશિયારીથી બુદ્ધિભર્યાં કાર્યો પણ કરી શકાય છે. અને અક્કલની ખામી હોય, ઊણપ હોય તો મૂર્ખાઈ ભરેલાં કાર્યો પણ થઈ જાય છે. આ માટેની એક કહેવત સારી રીતે જાણીતી છે. એ કહેવત છે. 'અક્કલ વેચીને ચણા ખાધા.' અક્કલ આપીને તેનો ઉપયોગ કરીને તો સારી ચીજવસ્તુ પ્રાપ્ત કરી શકાય છે. પણ જ્યારે માનવી નજીવી ક્ષુલ્લક જેવી ચીજ–વસ્તુ મેળવે છે. ત્યારે તેનો ઉપહાસ કરી કહેવામાં આવે છે. 'અક્કલ વેચી ચણા ખાધા.'

આ અંગેની એક કહેવત વાર્તા પણ જણાઈ છે. આ પ્રકારની છે.

એક શેઠ શ્રીમન્ત તો હતા પણ ભારે

લોભી. એક પાઈ પણ તેમના હાથમાંથી ન છૂટે. દાનધર્મ તો બાજુએ રહ્યા પણ પંડને માટે પણ કંઈ વાપરે નહિ કરકસરથી રહે.

એક ઠગ સાધુને આ વાતની જાણ થઈ. તેણે એ શ્રીમન્તને ધૂતી લેવાનો ત્રાગડો રચ્યો. અને એમાં આ શેઠ ફસાઈ પણ ગયા.

સાધુ એક પોપટની સાથે શહેરમાં આવ્યો. આ પોપટ પઢાવેલો. જે કોઈ તેને પ્રશ્ન કરે તેનો જવાબ તે હકારમાં જ આપે. 'જરૂર' એવું જ કહે.

એક દિવસે આ સાધુ એક સ્થળે થોડુંક ધન દાટીને આવ્યો. રાતના એકાન્તના સમયે તેણે આ કામ કર્યું એટલે તે કોઈ જાણી શકયું નહિ. બાકી, આ સ્થળ દિવસના સમયે ભારે ભીડવાળું જ રહેતું.

બે–ચાર દિવસ પછી સાધુ પોપટને લઈને એ સ્થળે બેઠો. સારા જેવા લોકો ભેગા થઈ ગયા. એટલે સાધુએ પોપટને પૂછયું, 'બોલ બચ્ચા આ સ્થળે કંઈ ધન–દૌલત મળી શકે તેમ છે?'

'જરૂર–જરૂર.' પોપટે જે પ્રમાણે શીખવવામાં આવ્યું હતું તે મુજબ કહી દીધું.

સાધુએ લોકો તરફ જોઈને કહ્યું, 'આ પોપટ ત્રિકાળજ્ઞાની છે. એનું કહેવું ખોટું હોય જ નહિ. અહીં ધન હોવું જ જોઈએ.'

અને એમ કહીને તેણે આગળ જે સ્થળે ધન દાટયું હતું. ત્યાં ખાડો ખોદ્યો. થોડુંક ખોદતાં એમાંથી એક પાત્ર નીકળ્યું. સાધુએ રાજી થતાં થતાં એ પાત્રને ઉઘાડયું તો એમાંથી ધન નીકળ્યું. સાધુએ કહ્યું, 'જોયું, મારો પોપટ ખોટું બોલે જ નહિ એની આંખોમાંથી તો જમીનમાં દટાયલી માલ-મિલ્કત ધન પણ દેખાય છે.'

લોકો તો આ ચમત્કાર જોઈ આભા બની ગયા. પેલા શ્રીમન્ત લોભી શેઠનો નોકર પણ આ ટોળામાં હતો. તેણે ઘેર આવી શેઠને આ વાત કરી. શેઠનો લોભ સળવળી ઊઠયો. તેના મનને થયું કે જો આવી જ વાત હોય તો મારે એ પોપટને ખરીદવો જ રહ્યો. પછી તેની કિંમત ગમે તે હોય.

બીજે દિવસે શેઠ સાધુની પાસે આવ્યો. સાધુ હજુ ત્યાં જ ધૂણી ધીકાવીને બેઠો હતો. શેઠે સાધુને વંદના કરી અને પછી કહ્યું, 'મહારાજ! આપને આ પોપટ વચવો છે?'

સાધુએ કહ્યું, 'શેઠજી! આ તો મારા બચ્ચા બરાબર છે. એને વેચાય જ નહિ. વળી એ તો દૈવી જ્ઞાન ધરાવે છે.'

'આપ કહો તે કિંમત આપવા હું તૈયાર છું.' શેઠે કહ્યું.

સાધુ મૌન રહ્યો.

'મહારાજ! માંગી લ્યો, જે જોઈએ તે. શેઠ હવે હઠે ભરાયા.'

આખરે રકઝક પછી સાધુએ કહ્યું, 'આપને હું નારાજ કરવા ઇચ્છતો નથી. આપ જે આપશો તે લઈશ.'

શેઠ વિચારમાં પડયા. શું આપવું? કેટલી રકમ કહેવી તે તેમને ન સૂઝયું. અને તેમણે કહ્યું, 'આ પોપટને જ માટે પૂછીએ તો?'

## મને ભેંસ આપો

પટેલના છોકરાઓ તો ખુશ થઈ ગયા. આ માણસ તો રાજા છે એ જાણતાં જ બન્ને છોકરાઓના મન રાજીના રેડ થઈ ગયા. મોટાએ કહી દીધું- 'બાપુ ! આપ જો મારા પર પ્રસન્ન થયા હોવ તો મને એક મોટી -કાળી-ખૂબ દૂધ આપતી ભેંસ આપો. હું એના દૂધથી મારું દુઃખ-દળદર ફેડીશ....'

રાજાએ કહ્યું-' અલ્યા, આ શું માંગે છે ? કંઈ મહેલ-વાડી-જાગીર માંગી લે ને ?'

' ના બાપા ! અમારા પટેલને આંગણે તો ભેંસ જ શોભે-મારી પાસે ભેંસ નથી. એ આપો એટલે બસ....

રાજાએ નાના છોકરાને પૂછયું, 'અલ્યા, તારે શું જોઈએ છે ?'

### મારે અક્કલ જોઈએ છે !

' મને બુધ્ધિ નથી. મારે અક્કલ જોઈએ છે.'

રાજા પ્રસન્ન બન્યો. ' આ છોકરો સમજુ લાગે છે. એનામાં અભ્યાસ-ભણતરની તમન્ના છે.' તો પણ તેણે એને ચકાસવા પુનઃ પૂછયું, 'અલ્યા ! આ શું માંગે છે ? કંઈક ધન માંગ- જમીન માંગ. છેવટે તારા મોટાભાઈની જેમ ભેંસ તો માંગી લે....'

'ના, બાપુ ! મારે તો વપરાતાં ખૂટે નહિ તેવી બુધ્ધિ જોઈએ છે. અક્કલ હશે તો સૌ કોઈ પૂછતું આવશે. મારે અક્કલ જોઈએ છે કોઈ લુંટી ન લે. કોઈ ભાગ પણ ન પડાવી શકે-રાજા પણ મારી પાસેથી જે લઈ ન શકે તે અક્કલ-બુદ્ધિ જ મને આપો-નાનાએ હવે અક્કલ માટે આગ્રહ કર્યો.

' ઠીક છે.' રાજાએ કહ્યું -' ચાલો મારી સાથે મારા રાજ્યમાં હું તમને માંગી વસ્તુઓ આપી દઈશ.'

અને રાજાએ મોટાને એક અલમસ્ત કાળી ભેંસ આપી. નાનાને પંડિત બનાવવા એક શાળામાં દાખલ કર્યો. ઉપરાંત બે પંડિતોને પણ અભ્યાસ કરાવવા રોકયા.

દિવસો ઝડપથી પસાર થવા લાગ્યા. મોટો ભેંસનું દૂધ-ઘી-દહીં ખાઈને આબાદ બન્યો છે. તેનું કુટુંબ પણ ઠીક ઠીક સમૃદ્ધ થયું છે. નાનું મકાન પણ હવે તેની માલીકીનું બન્યું છે. ગામમાં લોકો આ મોટાની વાહવાહ કરવા લાગ્યા કે રાજાની આપેલી ભેંસે પટેલની ગરીબીને મારી હટાવી છે. ખરેખર મોટો સમૃદ્ધ અને ન્યાલ બની ગયો છે.

નાનો ભાઈ હજુ અભ્યાસ પાછળ જ મંડયો રહ્યો હતો. તેને શિક્ષણની એવી તો લગની લાગી હતી કે પરણવાનું પણ તે નામ લેતો નહિ. ખાવાનું મળે તો ઠીક છે નહિ તો ફાકા. પણ અભ્યાસ વગર ચેન ન પડે. દિવસો જતાં એ મોટો વિદ્વાન બની ગયો. ગામ ગામમાં હવે તેની પંડિતાઈ-વિદ્વતાના વખાણ થવા લાગ્યા.

અચાનક ગામમાં દુકાળ પડયો. ઢોર ઢાંખર મરવા લાગ્યા. ઝાડપાન સૂકાવા લાગ્યા. કુવાઓમાંથી-વાવમાંથી પાણી પણ સૂકાઈ ગયાં. વરસાદનું નામનિશાન પણ નહોતું, એક છાંટો પણ પડતો દેખાતો નહોતો.

આ ભયાનક દુકાળમાં મોટાની અલમસ્ત માતેલી કાળી ભેંસ મરણ પામી. દુધ મળતું અટકી ગયું. બીજાં ઢોર હતાં તે પણ આ

દુકાળમાં મરણ પામ્યા. તેનું કુટુંબ અન્ન–દુધ–દહીં વગર ભૂખે મરવા લાગ્યું.

પંડિત બનેલા ભાઈને કોઈ ચિન્તા નહોતી. તે તો ગયો પરગામમાં. અહીં એની વિદ્વતા પંકાઈ. તેની અક્કલના વખાણ થવા લાગ્યા. લોકો તેની સલાહ લેવા આવવા લાગ્યા. દરબારમાં પણ તેની બુદ્ધિની પ્રશંસા થવા લાગી. રાજાએ તેને ઇજ્જત સાથે પોતાના દરબારમાં બોલાવ્યો અને તેને મુખ્ય કારભારીની જગ્યા આપી.

પટેલ હવે ઇજ્જતવાળો બની ગયો. રાજ્યમાં મોટી નોકરી મળી એટલે પાંચ માણસમાં તે પૂછાતો થયો. તેને માટે કન્યાઓ આવવા લાગી. એ પરણ્યો પણ ખરો.... પોતાના ગામમાં તેણે એક સુંદર હવેલી પણ બંધાવી. વાર તહેવારે એ ગામમાં આવવા પણ લાગ્યો.

એક દિવસે અચાનક જ પાસેના ગામના રાજવી આ ગામમાં આવી ચઢયા. ગામમાં આવ્યા એટલે તેમને જૂની વાતનું સ્મરણ થઈ આવ્યું. સ્વાભાવિક જ તેમના મનમાં કુતૂહલ થયું પેલા બે છોકરાઓ કેમ છે? ' કેવા છે?'

અને પૂછતાં પૂછતાં તેઓ મોટાના ઘર આગળ આવી ચઢયા. ' કેમ, પટેલ કેમ છો? ભેંસ બરાબર દુધ આપે છે ને?'

મોટાએ રાજાને ઓળખી કાઢયા. હાથ જોડી કહ્યું–' મહારાજ! હું તો દુ:ખમાં આવી પડયો છું, દુકાળ આવ્યો અને એમાં ભેંસ મરણ પામી. આજે છોકરાં દુધ–દહીં વગર રખડે છે. મને શું સૂઝયું કે મેં ભેંસ માંગી.... જમીન જાગીર માંગી હોત તો આજે ભૂખે મરવાનો વારો આવ્યો નહોત....'

' અને નાનો શું કરે છે?' રાજાએ હવે નાનાની વાત જાણવા આતુરતા બતાવી.

' અક્કલ–બુદ્ધિથી લીલાલહેર કરે છે. પેલી હવેલી જોઈ ને? એ એની કમાણીની છે. રાજ્યમાં મોટી નોકરીએ છે. લોકો તેને પૂછતાં આવે છે. રાજકાજમાં પણ તેની જ સલાહ લેવાય છે.

રાજાએ મલકતાં મલકતાં મૂછે હાથ ફેરવવા માંડયો.

એટલામાં તો નાનાને ખબર પડી કે રાજા સાહેબ આવ્યા છે એટલે દોડતો દોડતો આવ્યો અને રાજાના ચરણોમાં પડયો.

રાજાએ તેને હેતથી છાતીએ વળગાડ્યો. પૂછયું–' પટેલ! સુખી છો ને?'

' હા–બાપજી....'

રાજાએ પ્રશ્ન કર્યો– ' હવે કહો–અક્કલ–બડી કે ભેંસ....?'

નાનો તો મૌન રહ્યો. પણ મોટાએ કહી દીધું: ' મહારાજ! અક્કલ જ મોટી છે. ભેંસ તો મરી પણ જાય, જ્યારે અક્કલ તો વપરાતાં પણ વધે છે. ખૂટતી જ નથી.... અક્કલ મોટી છે–ભેંસ નહિ.



*



# ૫ અક્કલથી ખુદા પિછાનો

અક્કલ એટલે કે બુદ્ધિ. આ બુધ્ધિ વેચાતી મળતી નથી બજારમાં પણ તે મળી શકતી નથી એ તો માણસમાં આવી જ જાય છે. કોઈમાં વધુ આવે છે તો કોઈમાં ઓછી કોઈમાં મૂળે હોતી જ નથી આવાઓને કહેવતે 'અક્કલના બારદાન' તરીકે ઓળખ્યા છે.

બુધ્ધિ ક્યારેક વહેલી આવે છે તો ક્યારેક મોડી. નાનું બાળક કંઈક સમજપૂર્વકનું કૃત્ય કરે છે ત્યારે આપણે તરત જ કહી દઈએ છીએ કે આ બાળક સમજુ છે એટલે કે બુધ્ધિવાળું છે બુદ્ધિપ્રતિભા સમય અને અને સંજોગો અનુસાર જ વિકસે છે–ખીલે છે લોઢુ જેમ ઘડાઈ ઘડાઈને ટીપાઈ ટીપાઇને નરમ બને છે અને તેની નાની મોટી અનેક ચીજો બની શકે છે તે મુજબ જ બુદ્ધિ-અક્કલ પણ કસાઈ કસાઈને પાક્કી—અનુભવ પૂર્ણ અને ઠરેલ બની જાય છે.

અક્કલને વય-ઉંમર સાથે કોઈ સંબંધ હોતો નથી. મોટા કરતાં નાનું બાળક વધુ અક્કલવાળું હોઈ શકે છે. ક્યારેક વૃધ્ધ કરતાં જવાન અક્કલમાં ચઢી પણ જાય છે એટલે જ કહેવતે કહ્યું છે કે 'અક્કલ ઉમર ઉપર નહી હૈ'–બુધ્ધિને આયુવય સાથે સંબંધ હોતો નથી. એક રાજસ્થાની કહેવત છે—

અકકલ ઉધારી ના મિલૈ
હેત ન હાટ વિકાય

બુદ્ધિ ઉધાર નથી મળતી પ્રેમ કંઈ બજારમાં વેચાતો મળતો નથી. અકકલ અંગેની એક કહેવત હિંદી-મરાઠી ગુજરાતી–ઉર્દુ વગેરે અનેક ભાષામાં મળી આવે છે. આ કહેવત છે—'અક્કલસે અલ્લા પિછાનીએ.... અક્કલથી ખુદા પિછાણો અહીં આ કહેવતમાં 'ખુદા' અને 'અલ્લા' શબ્દ આવ્યો છે એટલે એનું મૂળ ઉર્દુ જ હોવું જોઈએ. રાજસ્થાની ભાષામાં પણ આજ કહેવત છે અને તેમાં પણ 'ખુદા' જ શબ્દ છે. મરાઠી ભાષામાં પણ આ કહેવત મળી આવી છે

બુદ્ધિ—અક્કલથી પરમાત્મા પ્રાપ્ત થાય છે. બુદ્ધિથી જ મોટામાં મોટી સમસ્યાને ઉકેલી શકાય છે. પ્રશ્નને–વસ્તુને બુદ્ધિથી સમજો—એવો કહેવતનો ભાવ થઈ શકે છે.

'અક્કલસે ખુદા પહચાનો' અક્કલથી ખુદાને ઓળખો—આ કહેવત અંગેની એક વાર્તા અકબર બીરબલના નામ ઉપર ચઢેલી દેખાઈ છે. વાર્તા છે રસિક અને એમાં બીરબલની બુદ્ધિપ્રતિભાની ઝલક બતાવવામાં આવી છે આ કહેવત વાર્તા છે આ મુજબની :

અકબર બાદશાહના જમાનામાં દિલ્હીમાં એક એવો કારીગર આવી ચઢયો કે જે ચિત્ર બનાવવામાં નિપુણ અને હોશિયાર હતો. ગમે તે વ્યક્તિની એ આબેહૂબ છબી દોરી આપતો. છબી એવી અંકાતી કે માલિક

ખુશ થઈ જતો: આ કાર્ય માટે માત્ર ૫૦૦ સોનામહોર જ લેતો હતો.

એક વખત કોઈ એક દેવતા શાહૂકારનો વેશ ધારણ કરી એ ચિત્રકારની પાસે આવ્યા. તેને કહેવા લાગ્યા. 'મેં સાંભળ્યું છે કે તમે લોકોની સુંદર છબી દોરી શકો છો....'

'હા, મારામાં એ કલા છે.'

'તો તમે મારી છબી પણ દોરી શકશો કેમ ખરું ને ?'

'હા, એમાં કોઈ શક નથી.'

'ઠીક છે. તમે જો મારી આકૃતિને બરાબર મળતી આવે એવી છબી દોરી બતાવશો તો હું તમને ૫૦૦૦ હજાર મહોરો ઈનામમાં આપીશ.' દેવતાએ કહ્યું.

'આપની શરત હું સ્વીકારું છું....'

ચિત્રકારે એ શાહુકારની છબી દોરવા પાછળ પોતાની તમામ શક્તિઓ લગાવી દીધી. કારણ તેને ૫૦૦ નહિ પણ ૫૦૦૦ સોનામહોરો મળવાની હતી. આટલી બધી રકમ માત્ર એક જ છબી દ્વારા મળશે તે વિચારથી ચિત્રકાર પ્રસન્ન હતો. તેણે સારો જેવો શ્રમ લઈ શાહુકારની સુંદર છબી દોરી કાઢી અને પછી હરખભેર બતાવવા તે શાહુ-કારની પાસે આવ્યો.

દેવ કે જેમણે શાહુકારનું રૂપ ધારણ કર્યું હતું તેમણે છબી જોઈ. છબી જોતાની સાથે જ તેમણે કહી દીધું : 'આ છબી મારા રૂપની સાથે બરાબર મળતી આવતી નથી.'

ચિત્રકારે કહ્યું, 'આબેહૂબ તમારી જ છબી છે.'

'જુઓ, આ મારો કાન કેવો છે ? અમળાયેલો છે ને ? અને છબીમાં તમે કેવો ચીતર્યો છે ? એટલે જ કહું છું કે, છબી બરાબર દોરાઇ નથી....'

ચિત્રકારને પણ લાગ્યું કે, વાત તો બરાબર છે.

એ પાછો પોતાના મુકામે ગયો અને શાહુકારની બીજી છબી દોરવા પાછળ લાગી ગયો. કેટલાક દિવસો બાદ તેણે શાહુકારની બીજી સુંદર છબી તૈયાર કરી, આ વખતે તો ચિત્રકારને સો ટકાની ખાતરી થઈ કે છબી બરાબર આબેહૂબ જ બની છે.

શાહુકારે છબી જોઈ. તેણે કહ્યું, 'એમાં ખામી છે !'

'હોય જ નહિ'–ચિત્રકારે કહ્યું

'મારા હાથના આંગળા જો....? કેમ કઈ માલમ પડે છે ?' શાહુકારે પ્રશ્ન કર્યો.

ચિત્રકારે શાહુકારના હાથ જોયા આંગળા જોયાં. તેને લાગ્યું કે, વાત સાચી છે. આંગળાઓ જાડા છે અને તેણે દોર્યા હતા પાતળા....

ચિત્રકાર ફરીથી નવી છબી દોરવા લાગ્યો- તેમાંય પાછી કંઈ ને કંઈ ભૂલ જણાઈ આમ એ પાંચ સાત વખત શાહુકારની પાસે છબી લઈ ગયો અને શાહુકાર તેમાં કંઈ ને કંઈ ભૂલ કાઢવા જ લાગ્યો. હવે ચિત્રકાર કંટાળી ગયો તેને એમાં પોતાની આપકીર્તિ જણાઈ તેણે નક્કી કર્યું. 'આ પ્રકારે માનભંગ સ્થિતિમાં જીવવું તેના કરતાં યમુનામાં ડૂબીને મરી જવું સારું છે.'

આમ વિચાર કરી એક સન્ધ્યા સમયે તે યમુના કિનારે આવ્યો. પોતાના વસ્ત્રો તેણે ઊતાર્યા અને પછી યમુનામાં ડૂબી મરવા તે તૈયાર થયો.

એટલામાં જ રાજા બીરબલ ફરતાં ફરતાં ત્યાં આવી ચઢયો. તેણે ચિત્રકારનો હાથ પકડયો અને કહ્યું- 'ભાઈ! તમે આત્મહત્યા કરો છો શા માટે? કંઈ કારણ બન્યું છે?'

'હા—' કહીને તેણે બીરબલ આગળ બધી વાત વર્ણવી બતાવી. બીરબલે કહ્યું— 'આ વાત તો નજીવી છે. આટલા માટે મરવાનું હોય?'

'તમારે માટે નજીવી હશે-મારે માટે નહિ. આમાં તો મારી કલાનું અપમાન થાય છે. મારું મસ્તક આ પરાજયથી નીચું નમી ગયું છે. આ પ્રકારે હવે હું જીવવા માંગતો નથી....' ચિત્રકારે કહી દીધું.

'ભાઈ! હિમ્મત શા માટે હારો છો? બુદ્ધિથી-કળથી કામ લ્યો....' બીરબલે કહ્યું.

'બુદ્ધિ-કાશલથી જ હું ચિત્રકાર બન્યો છું. મારા જેવું કૌશલ તો સારાય દિલ્હીમાં કોઈપણ ચિત્રકાર ધરાવતો ન હશે....' ચિત્રકાર હજી પણ પોતાની બુદ્ધિ-અકકલની જ બડાઈ હાંકી રહ્યો હતો.

બીરબલે કહ્યું -'ઠીક છે. તમે મને શાહુકારની પાસે લઈ જશો....?'

'હા-ચાલો મારી સાથે....'

બન્ને એ શાહુકારની પેઢીએ ગયા. માર્ગમાં એક દુકાન આગળ બીરબલ થોભ્યો. તેણે ત્યાંથી એક દર્પણ ખરીદ્યું અને પછી તેને પોતાના અંગરખાના ખિસ્સામાં મૂકી દીધું.

શાહુકાર આરામથી ગાદી પર બેઠો હતો. ચિત્રકારને જોતાં જ તેણે પૂછયું; 'કેમ, મહાશય! નવું ચિત્ર દોરી લાવ્યા છો?'

ચિત્રકારે બીરબલની સામે જોયું. બીરબલે તરત જ કહ્યું. 'જી, હા-તૈયાર થઈ ગયું છે....' અને એમ કહીને તેણે તરત જ અંગરખાના ખિસ્સામાંથી પેલું દર્પણ બહાર કાઢયું અને શાહુકારની સામે ધરી દીધું.

શાહુકારે દર્પણમાં જોયું. હવે એ ભુલ કાઢી શકે તેમ હતું જ નહિ, આખરે તેને કહેવું પડયું, 'ભાઈ! બરાબર મારી જ છબી છે.'

'તો લાવો રકમ' બીરબલે કહી દીધું.

શાહુકારે પાંચ હજાર સોનામહોરો ભરેલી કોથળી ચિત્રકારને સુપ્રત કરી દીધી.

ચિત્રકાર તો કંઈ જ સમજી શકયો નહિ કે આ કેમ બન્યું. બીરબલે તેને કહ્યું— 'ભાઈ, આ કોથળી લઈ હવે તું ચાલ્યો જા-તારું કામ પૂરું થઈ ગયું છે.'

અને ચિત્રકાર પણ સમજી ગયો કે હવે આ થેલી લઈને જવામાં જ મઝા છે, એ ચાલ્યો ગયો.

પણ બીરબલ ત્યાંથી ન ખસ્યો. તેણે તો શાહુકારના પગ જ પકડી લીધા. કહ્યું, 'આપ શાહુકાર નથી કોઈ દેવ જ છો હું હવે આપને છોડવાનો નથી....'

શાહુકાર બનેલા દેવ પ્રસન્ન થઈ ગયા

અને બીરબલને આશીર્વાદ આપી ત્યાંથી વિદાય થઈ ગયા

ચિત્રમાં દેવતા વારંવાર કંઈ ને કંઈ ખામી કાઢતા હતા એટલે બીરબલે પોતાની બુદ્ધિથી ઓળખી કાઢયું કે આ કોઈ માણસ નથી પણ દેવ જ છે. કારણ દેવતા વગર આવી શક્તિ કોઈ ધરાવી શકે નહિ. આ પરથી કહેવત પડી—અક્કલસે ખુદા પિછાનો

*



## ૬ અગત્સ્યના વાયદા

'અગત્સ્યના વાયદા' એટલે શું ?

વ્યાપારીઓને વાયદા સાથે સારો સંબંધ રહેલો છે. નાણાં ચૂકવવાને-લેવાનો વાયદો, માલ આપવાનો ઉઠાવવાનો વાયદો તથા બીજી રીતના પણ અનેક વાયદાઓ હસ્તિમાં છે જ. જે વાયદાઓ કબૂલાય છે અને તેને અમલમાં મૂકવામાં આવે છે તેને માટે કંઈ જ કહેવાનું હેતું નથી પણ જે વાયદાઓની મુદત વીતી જાય છે અને નવા ને નવા જ વાયદાઓ થયા કરે છે તેને માટે આપણે કહીએ છીએ કે આ 'અગત્સ્યના' વાયદા છે આમ એક કહેવત 'અગત્સ્યના વાયદા' બહુ જ પ્રચલિત બનેલી કહેવત છે આ કહેવતને 'લેતી દેતી', 'વાયદા' વ્યવહાર, વર્તન વગેરેની સાથે ગાઢો સંબંધ રહેલો છે આ કહેવત 'અગત્સ્યના વાયદા'નું મૂળ જાણવા જેવું છે

'અગત્સ્યના વાયદા' એ કહેવત કેવી રીતે જન્મી ?

પર્વતમાં શ્રેષ્ઠ એવા વિન્ધ્યાચળ પર્વતને પોતાના બળ, સામર્થ્યને માટે ગૌરવ થયું. આ ગૌરવ-અભિમાનમાં તેણે નક્કી કર્યું કે મારે સૂર્યનો માર્ગ બંધ કરી દેવો અને તેણે તેમ કર્યું પણ ખરું

સૂર્યનો માર્ગ રૂંધાયો એટલે પૃથ્વી પર ઘોર અંધકાર ફરી વળ્યો. લોકો ગભરાઈ ગયા ઋષિ મુનિઓ પ્રજા-દેવો આગળ ગઈ. પ્રાર્થના કરી-'પ્રભુ ! અમને અંધકારમાંથી બચાવી લ્યો !'

દેવોએ અગત્સ્ય ઋષિને કહ્યું 'આપ પ્રજાના આ દુઃખનો ભયનો અંત લાવો'

અગત્સ્ય ગયા વિન્ધ્યાચળ પાસે. તેની ભારોભાર પ્રશંસા કરી પર્વતરાજ વિન્ધ્યાચળ તો આવા મોટા ઋષિને પોતાને ત્યાં આવેલા જોઈને તથા તેમને પોતાની પ્રશંશા કરતાં જોઈને ગર્વ ઉપજ્યો. પ્રસન્નતા આવેગ અને આનંદમાં તે એમને દંડવત્ પ્રણામ કરવા આડો પડયો.

ઋષિએ કહ્યું-'મારી આજ્ઞા છે કે તું આમ જ પડી રહે. હું કહું ત્યારે જ ઊઠજે. મારી આજ્ઞા લોપ કરશે તો તને શાપથી ભસ્મ કરી દઈશ.'

અને વિન્ધ્યગિરિ પર્વતને આડા પડી રહેવું પડ્યું. એના ગર્વનું ખંડન થઈ ગયું. આજે પણ આ પર્વતરાજ 'દંડવત્ પ્રણામ'ની જેમ જ આડા પડેલા છે.

ઋષિએ એને ઊઠવાની આજ્ઞા આપી જ નહીં અને વાયદા આપ્યા જ કર્યા તેના ઉપરથી જ આ કહેવત 'અગત્સ્યના વાયદા' પ્રચારમાં આવી છે.





## ૭ અપના હાથ જગન્નાથ

'અપના હાથ જગન્નાથ'– આ કહેવત ભલે આપણી કહેવત ન હોય પણ એમાં જે બળ છે, સંદેશ છે તે તો સર્વસાધારણને માટે જ છે. આ કહેવત વેદના સમયની છે. ખૂબ જ પ્રાચીન છે. ઋગ્વેદમાં એક સૂક્તિ છે, '**અર્થ મે હસ્તો ભગવાન**'– આ મારો હાથ જ ભગવાન છે. વેદની આ કહેવત ઘણું ઘણું કહી જાય છે. એમાં પુરૂષાર્થનો સંદેશ છે, શક્તિ–સામર્થ્યનું બળ છે. સંકલ્પ છે.

આપણી એ ગુજરાતી કહેવત પણ આવો જ અર્થ બતાવે છે. કહેવત છે– '**આપ સમાન બળ નહિ**', પોતાની જે શક્તિ છે તે જ ખરી શક્તિ છે. તે જ ખરૂં બળ છે. એક ભોજપુરી કહેવત છે– 'જે કરે હાથ જોર, આ કરે હાથ મુલુક.' એટલે કે જેની ભુજાઓમાં બળ છે તેના વશમાં સંસાર છે.

હાથની તાકાતથી જે સંકલ્પો કરે છે તે પાર પડે જ છે. આ અંગેની એક ભોજપુરી કહેવત છે– 'આધા સાધે, કમ્મર બાંધે.' કમર બાંધવાથી જ– એટલે કે સંકલ્પ કરવાથી જ અધું કાર્ય સિદ્ધ થઈ જાય છે.

ઋગ્વેદની એક બીજી કહેવત પણ છે. **ન ઋતે આન્તસ્ય સખ્યાય દેવાઃ** દેવતા પરિશ્રમીને જ સહાયતા કરે છે. જે દોડે છે તે જ ફળ પ્રાપ્ત કરે છે. માંગ્યા વગર તો મા પણ ન પીરસે, વગર રોયે મા પણ બાળકને દૂધ પાતી નથી. આ બધી કહેવતોનું મૂળ ઉપર કહેલી ઋગ્વેદની કહેવતનું જ છે.

### ગાડાવાળાને હનુમાને શું કહ્યું ?

એક ગાડાવાળો ભારે બોજ સાથે કોઈક ગામ જઈ રહ્યો હતો. વર્ષાની ઋતુ હતી એટલે માર્ગ કાદવકીચડવાળો હતો. થોડેક જતાં ગાડાનું પૈડું કાદવમાં ખૂંચી ગયું. ગાડીવાળો ગાડા પરથી નીચે ઊતર્યો. નિર્જન રસ્તો હતો. ગાડું બોજાથી લદાયલું હતું. 'હાય રામ! હવે શું થશે ? ગાડાવાળો નિરાશ થઈ લમણે હાથ દઈ બેઠો.

એ હનુમાનજીનો ભક્ત હતો તેણે હનુમાનને યાદ કર્યા અને કહ્યું– 'હે હનુમાનજી!

આ સંકટમાંથી મને હેમખેમ પાર ઉતારશો તો હું આપને સવાપાશેર તેલ ચઢાવીશ.'

હનુમાનજી ભક્તની મદદે આવ્યા. તેમણે પ્રગટ થઈ કહ્યું : 'એઈ આળસુ ! તારો હાથ તો છે ને બેસી શું રહ્યો છે, ઊઠ ! તારું સમગ્ર બળ લગાવી પૈડાને ખેંચી કાઢ અને બળદોને આગળ ચાલવા લલકાર.

આ સંકેત મળતાં જ ગાડાવાળો ઊઠયો અને તેણે પોતાના હાથની સમગ્ર તાકાતથી ગાડાને બહાર ખેંચી કાઢયું. તેની જ સાથે, બળદો પણ ચાલ્યા, સ્વપુરૂષાર્થથી ગાડાવાળાનું સંકટ દૂર થઈ ગયું. 'અપના હાથ જગન્નાથ'નો આ પ્રભાવ.

### મરેલો ઉંદર લઈને પણ ધંધો કરી શકાય

નોકરીને માટે એક માણસ સ્થળે સ્થળે ફર્યો-ભટકયો પણ કયાંય નોકરી ન મળી. તેણે વિચાર્યું-કંઈ ધંધો કરૂં પણ ધંધાને માટે ધન જોઈએ. એ કોણ આપે ?

છતાં આ માણસે પ્રયત્ન કર્યો. એ પોતાના એક સાધારણ ઓળખાણવાળા શાહુકારને ત્યાં ગયો. આ સમયે શાહુકાર એક ગ્રાહકની સાથે ઝઘડો કરી રહ્યો હતો. એ કહી રહ્યો હતો-'તું તદ્દન નકામો માણસ છે. ઈશ્વરે તને હાથ તો આપ્યા છે તું શા માટે મહેનત નથી કરતો. કામ સમજીને કર: નફો જ થશે. મહેનતુ માણસ તો ધૂળમાંથી પણ સોનું શોધી કાઢે છે. અરે....એ વાત જવા દો. સામે પડેલો મરેલો ઉંદર લઈને પણ ધંધો કરી શકાય છે. આ માટે બુદ્ધિ જોઈએ સંકલ્પ જોઈએ અને હાથની તાકાત જોઈએ.'

પેલો માણસ શાહુકાર અને તેના ગ્રાહકની આ બોલચાલ લક્ષ્યપૂર્વક સાંભળી રહ્યો હતો. તેના મને એક નિશ્ચય કર્યો. તેણે શાહુકારની પાસેથી રૂપિયા લેવાનો વિચાર માંડી વાળ્યો. અને રસ્તા પર જે મરેલો ઉંદર પડયો હતો તે તેણે ઉંચકી લીધો.

શાહુકાર અને ગ્રાહક આ જોઈ જ રહ્યો. રસ્તે જનારા લોકોએ પણ આ જોયું સૌ સમજ્યા કે આ માણસનું ખસી ગયું છે.

### 'મરેલો ઉંદર મારે ખાતે ઉધારો'

પણ માણસનું મગજ સાબૂત હતું. તે શાહુકારની પેઢીનાં પગથિયાં ચઢયો અને તેની પાસે જઈ બોલ્યો, 'શેઠજી! આ મરેલો ઉંદર આપની પેઢી પાસેથી હું લઈ જાઉં છું આપના ચોપડામાં મારે ખાતે ઉધારી દો....'

શાહુકાર હસ્યો. આવા પાગલને તે શું જવાબ આપવો ? તે મૌન જ રહ્યો. પેલો વધુ રાહ જોયા વગર ત્યાંથી ચાલ્યો ગયો.

### મરેલા ઉંદરમાંથી એ લાખો કમાયો

એણે એ મરેલા ઉંદરનું શું કર્યું ? એક માણસે એક બિલાડી પાળી હતી એની પાસે જઈ તેણે આ મરેલા ઉંદરને બે પૈસામાં વેચી દીધો. એ માણસને પોતાની બિલાડી માટે સસ્તામાં ભોજન મળી ગયું એ તેને લાભ.

બે પૈસા મળ્યા એટલે આ માણસે એક પૈસાના શેકેલા ચણા લીધા અને એક પૈસાનું માટીનું વાસણ લઈ તે કૂવાકાંઠે બેસી ગયો. જે કોઈ પ્રવાસી કે લાકડા વેચનારાઓ ત્યાંથી જતા આવતા તેમને એ પાણી પાતો ચણા

પણ આપતો પરિણામે તેઓ પોતાના ભારા માંથી એક-એક લાકડું તેને આપવા લાગ્યા.

સાંજ પડી એટલે તેની પાસે એક ભારો થઈ ગયો. આ ભારો તેણે બજારમાં જઈ વેચી દીધો તેના એને દશ પૈસા મળ્યા. એમાંથી પાંચ પૈસાનું ખાવાનું લીધું અને તે ખાઈ પેટ ભર્યું પાંચ પૈસા બાકી રાખ્યા.

બીજે દિવસે આ બાકી રહેલા પાંચ પૈસાના તેણે ચણા લીધા અને પાછો કૂવા કાંઠે બેસી ગયો. ગરમીના દિવસો હતા એટલે લોકો પાણી પી પોતાની તરશ છિપાવવા લાગ્યા આમ તેને તે દિવસે પણ ઠીક પૈસા મળ્યા.

આમ રોજ જે મળતું તેમાંથી અધી° રકમ તે બચાવવા લાગ્યો. આમ બચાવતાં બચાવતાં તેની પાસે ૨૫-૩૦ રૂપિયા જમા થઈ ગયા. હવે તેણે કઠિયારાઓ પાસેથી લાકડા વેચાતા લઈ લેવા માંડયા અને ગામમાં તેને વેચવા માંડયા. ગામમાં જઈ લાકડાં વેચવા જવાની કઠિયારાઓની મહેનત બચી ગઈ એટલે તેમણે પોતાનો માલ આજ વ્યાપારીને જે નફો મળ્યો તેનાથી આપી દેવા માંડયો. આ વ્યાપારમાં એ માણસને એવો તો યશ મળ્યો કે થોડાંક જ વર્ષોમાં તે લાકડાંની મોટી વખારોનો માલિક બની ગયો. લોકોમાં તેની ગણના 'શેઠ' તરીકેની થવા લાગી.

### સોનાનો ઉંદર લઈ મારું ખાતું ચુકતે કરો !

પોતાની મૂળ સ્થિતિ આ માણસ ભૂલ્યો નહોતો. તેણે હવે એક સોનાનો ઉંદર તૈયાર કરાવ્યો અને તે લઈને પેલા સાહુકારની પેઢીમાં આવ્યો.

'શેઠજી ! થોડાંક વર્ષો પહેલાં હું આપની પેઢીમાંથી એક મરેલો ઉંદર લઈ ગયો હતો. આપના ચોપડામાં મારા નામે એ દેવામાં નોંધાયેલો છે એનું વ્યાજ-કિંમત વગેરે બધું ગણી બદલામાં આ સોનાનો ઉંદર આપ લઈ લ્યો અને મારું ખાતું ચૂકતે કરી દો....'

શાહુકાર તો આશ્ચર્યથી સ્તબ્ધ બની ગયો. તેણે હવે એને ઓળખી કાઢયો. આ એજ માણસ હતો કે જેને તેમણે ગાંડો ગણ્યો હતો પણ એ તો હોંશિયાર નીકળ્યો. શેઠ તેની ચતુરાઈ પર તેના પરિશ્રમ પર પ્રસન્ન બની ગયા અને પછી તો તેણે તેમને પોતાની પુત્રી આપી તેને જમાઈ બનાવી દીધો. આ ચમત્કાર થયો હાથના બળનો, સ્વાશ્રયનો- 'અપના હાથ જગન્નાથ'ની તાકાતનો.

### ધીરો ભક્ત શ્રીમન્ત કેવી રીત બન્યો ?

ધીરા ભગતનું નામ તો આપણે ત્યાં સારી ખ્યાતિ પામેલું છે. આ ધીરાને એકદમ શ્રીમંત બની જવાની તાલાવેલી લાગી. એના મનમાં થયું કે કોઈ એવો મંત્ર-તંત્ર આપી દે કે જેથી હું મોટો તાલેવંત બની જાઉં.

અને આ આશામાં ને આશામાં તેણે સાધુઓની સેવા કરવા માંડી. એમાં ઘણાં ઢોંગી અને કપટી સાધુઓ પણ તેને મળ્યા. તેમણે એને લુંટી લીધા. પણ શ્રીમન્ત બનવાનો ધીરાનો લોભ ન છૂટયો.

એક સંન્યાસી મહારાજ ધીરાની ઝુંપડીએ આવ્યા. ધીરાએ લગનથી તેમની પૂજા કરી અને પછી પોતાની ઇચ્છા જણાવી. સાધુ સમજી ગયા કે આ ભગતને લોભ વળગ્યો છે અને અનેકોએ તેને ઠગી પણ લીધો છે. એટલે તેમણે એને કહ્યું–'ધીરા! તારે ધન જ જોઈએ છે ને?'

'હા, મહારાજ!'

'હું તને એક સરળ રસ્તો બતાવું છું તારો ધંધો કપડાં વણવાનો છે. આ કપડું વણતી વખતે જે લાકડી એક તરફથી બીજી તરફ જાય તેટલા વખતમાં તું બરાબર 'રામ-રામ' જપતો રહે. એમાં જરાય ભૂલ ન કરતો. જ્યારે આ લાકડી આમ કરતાં કરતાં ઘસાઈ જશે એ દિવસે તું ઇચ્છામાં આવે એટલું ધન પામી જશે.

ધીરાને તો આ સંતના શબ્દો બ્રહ્મવાક્ય સમાન જણાયા. કપડાં વણતાં વણતાં તેણે રામ-રામ જપવા માંડયું. રાત દિવસ તેણે આ જાપ જપવા માંડયો. જરાય આળસ ન કર્યું. આમ તેનો ઉદ્યમ ચાલુ રહ્યો. ખૂબ કાપડ બનતું ગયું અને તેનાથી એને સારૂં ધન મળવા માંડયું. એની સાથે સાથે રામ-નામે તેના હૃદયમાંની લક્ષ્મીની લાલસાને પણ દૂર કરી દીધી. પ્રભુમાં તેની શ્રધ્ધા દ્રઢ બની. માયાનું આવરણ ખસી ગયું. અને પછી તો એ 'ધીરા ભગત' બની પંકાઈ ગયો.

આ છે 'અપના હાથ જગન્નાથ'નો ચમત્કાર.





## ૮ અલ્લાહ હી કી ચોરી નહીં તો બંદે કા કયા ડર હૈ

ઇશ્વર સર્વજ્ઞ છે. એ દરેક સ્થળે હોય છે જ. દરેક વાતનો એ જ્ઞાતા છે. એનાથી કોઈ વાત છુપી નથી.

એક પંડિતે પોતાના શિષ્યને પ્રશ્ન કર્યો, 'પ્રભુ કયાં છે તે તું બતાવી શકશે?'

શિષ્યે હાથ જોડીને પંડિતજીને કહ્યું, 'પ્રભુ! આ વાત મારી શક્તિની બહારની છે. પણ ઈશ્વર કઈ જગ્યાએ નથી તે બતાવવાનું કષ્ટ આપ કરશો તો આભારી થઇશ.'

પંડિતજી નિરૂત્તર બની ગયા. શિષ્યની બુદ્ધિને તેઓ માપી ગયા.

અહીં ભગવાન નથી

પણ એક કચ્છી કહેવતે તો ભગવાનના ભયની સામે પણ ચેલેન્જ ફેંકી છે. કહેવત છે:–

'અલા જો ભ્રા વે,
તો હલ અસાં જે મારીએ!'

એટલે કે તને ભગવાનનો ભય હોય, તો ચાલ અમારે માળીએ.

આ કહેવતની વાત પણ જાણવા જેવી છે. એક મિયાંભાઈ નમાજ પઢતા હતા. એના પર માળિયાના એક મિયાણાની નજર પડી. ઊંચો નીચો થતો જોઈને મિયાણાએ તેને પૂછ્યું– 'અલ્યા આમ ઊંચો નીચો કેમ થાય છે ?'

'ડર લાગે છે.'

'તને કોનો ડર છે ?'

'બીજા કોનો ડર હોય ? અલ્લાનો જ. ' મિયાંએ કહ્યું"

'જો અલ્લાનો ડર હોય તો ચાલ અમારે માળીએ ! ત્યાં અલ્લાનો ડર નથી.' માળિઆનાં મિયાણાએ કહ્યું.

**અલ્લા મોટો છે**

માળિઆના વાતની આ કહેવતની સામે જ એક બીજી કહેવત પણ કચ્છી સાહિત્યમાં છે. એમાં અલ્લાની મોટાઈ તેની શક્તિની પ્રશંસા કરવામાં આવી છે. કહેવત છે:–

'અલ્લા મોટો ઓલિયો ઉતાર પાઘડીને પહેરાવે પટકો.

આ કહેવતની વાર્તા છે :–

કોઈ એક ધર્મશાળામાં એક માણસ પોતાની પાઘડી માથા પરથી ઉતારીને સૂતો હતો. રાતનો વખત હતો. સૌ સૂતા હતા. એમાં એક રેશમી પાઘડીવાળો મિયાણો ક્યાંકથી ચોરી કરીને અહીં આવીને સૂતો હતો. અર્ધી રાત થઈ ન થઈ ત્યાં કંઈક ઘોંઘાટ થયો. મિયાણો ગભરાયો. પકડાઈ જવાની બીકે તેણે ચોરેલી રેશમી પાઘડી પેલા માણસના માથા આગળ મૂકી દીધી અને તેની જૂની પાઘડી પહેરીને તે નાસી છૂટયો.

સવારમાં પેલો પ્રવાસી જાગ્યો. પણ પોતાની પાઘડીને બદલે રેશમી પાઘડી જોઈને તેને આશ્ચર્ય થયું. તેનાથી બોલાઈ ગયું. પ્રભુ તો મોટો છે, પાઘડી ઉતારે છે અને રેશમી પટકો પહેરાવે છે.

**અલ્લા વડો ઓલિયો, ઉતારે પાગ ત પેરાય મોલિયો**

પ્રભુની પ્રશંસાની આ કહેવત અને તેની વાર્તા છે. તો એક બીજી વધુ કચ્છી કહેવત પણ કચ્છી સાક્ષર શ્રી. દુલેરાય કારાણી આપણને આપે છે, આ કહેવતમાં અલ્લા—ઈશ્વરને મીઠો ઠપકો આપવામાં આવ્યો છે કે તેને ઊંટ અને પોઠિયાની પણ ખબર પડતી નથી. તમે માનશો નહિ. પણ આ કહેવત છે જ.

**અલ્લા કે ઉઠ ને પોઠિયે જી પણ ખબર નાંય**

અલ્લાને ઊંટ અને પોઠિયાની પણ ખબર પડતી નથી. આ કહેવતની વાત છે–

એક ધોબી અને એક ઘાંચી પડોશમાં રહેતા હતા. ધોબી પાસે પોઠિયો હતો અને ઘાંચી પાસે ઊંટ હતું. ધોબી ગામલોકોનાં કપડાં પોઠિયા પર ખડકીને નદીએ જતો. ધોબી ને ધોબણ આખો દિવસ નદી પર કપડાં ધોઈને સાંજે ઘેર આવતાં. ધોબીને કપડાં ખરીદવાની જરૂર નહોતી પડતી. એ તો ઘરાકોનાં જ સારાં સારાં કપડાં પહેરી, ગામ આખામાં ફરતો.

ઘાંચીનો ધંધો તેલ પીલવાનો હતો. તે આખો દિવસ ઘાણી પર બેસીને ઊંટને ફેરવતો. તેલના ડાઘાથી તેનાં કપડાં મેલાં મેલાં જ રહેતાં.

એક દિવસે ઘાંચણ અને ધોબણ કંઈ

કારણુસર લડી પડયાં. ધોબણ ઘાંચીના મેલા કપડાંની ઠેકડી ઉડાડવા લાગી. ઘાંચણ બોલી- 'તારો ધણી લોકોના કપડાં પહેરી ફુલફટાક થઈને ફરે છે ખરો પણ ઘરમાં ફાકવાનો લોટ કયાં છે ?'

ધોબણને આ વાત અસર કરી ગઈ. બસ, એ દિવસથી ઘાંચણ અને ધોબણ વચ્ચે બોલવા ચાલવાનો વહેવાર બંધ થઈ ગયો.

પછી તો ધોબણ રોજ સવારમાં ઉઠીને અલ્લાને પ્રાર્થના કરતી કે 'યા અલ્લા ! પેલી ઘાંચણના ઊંટને તું મારી નાખજે !'

પણ ધોબણની માંગણી અવળી ઊતરી ઘાંચીના ઊંટને બદલે ધોબીનો પોઠિયો જ મરી ગયો. ધોબણ અફસોસ કરતી અલ્લાને ઠપકો આપવા લાગી-'યા અલ્લા ! તું આખી દુનિયાની બાદશાહી કરે છે, પણ તને ઊંટ અને પોઠિયાની પણ ઓળખ નથી....'

ગામડાની નિર્દોષ પ્રજાનો કેવો મીઠો ઠપકો !

ખુદાને જે કંઈ કરવું હોય છે તે ખુદ એ પોતે કરી દે છે. કોઈને એ પૂછતો પણ નથી. કહેવત છે **ખુદા દેતા હૈ તો નહીં પૂછતા હૈ 'તુ કૌન હૈ ?'**

ખુદા પ્રભુ સર્વજ્ઞ છે. એનાથી કોઈ બાત અજ્ઞાત્ નથી. એ બધું જ જાણે છે. તો પછી માણસે ડર કોનો રાખવો કોઈનો જ નહિ. આ માટેની એક જોરદાર હિંદુસ્તાની કહેવત છે. **'અલ્લા હી કી ચોરી નહીં તો બંદેકા કયા ડર હૈ.'**

કવિ જૌકે આ કહેવત પર એક સુંદર શેર કહ્યો છે. શેર છે :–

> લિયા મૈં આશકારા હમકો,
> કિસકી સાકિયા ચોરી,
> ખુદા કી જબ નહીં ચોરી
> તો ફિર બંદેકી કયા ચોરી.

આ અંગેની વાત એવી છે કે ઉસ્તાદ જૌક અશક્તિને કારણે રમજાનમાં રોજા રાખતા નહોતા. પણ અદબને કારણે તેઓ કોઈની સામે પાણી પણ પીતા નહિ. જ્યારે એમને કાંઈ દવા કે પાણી પીવાની ઇચ્છા થતી ત્યારે તેઓ અંદર જઈને ચૂપચાપ પી આવતા. એક દિવસની વાત છે. ગરમી બહુ હતી. ત્રીજા પ્રહરનો વખત હતો. નોકરે એક કટોરામાં શરબત તૈયાર કર્યું અને પછી જૌકને અંદર આવવાનો ઇશારો કર્યો.

પ્રોફેસર આઝાદ એ સમયે જૌકને ત્યાં જ બેઠા હતા. એમની તરફ જૌકે કહ્યું, 'આ અમારા યાર છે. એનાથી શું છૂપાવવાનું....અને તેમણે ઉપરનો શેર કહ્યો.

એક બીજો પણ શેર છે.

> જાહિદ શરાબ પીને દે,
> મસજિદમેં બેઠ કર,
> યા વહ જગહ બના કે જહાં પર ખુદા ન હૈ

★



# ૯ આખું કોળું શાકમાં

ભૂલ તો સૌ કોઈ કરે છે પણ જ્યારે એ ભૂલ ભારે ગફલતભરી હોય છે ત્યારે એ સૌને મોઢે ચડી જાય છે. આવી જ એક ગફલતભરી ભૂલ એક કહેવત બની ગઈ છે; આ કહેવત છે–આખું કોળું શાકમાં ?'

ખરેખર 'આખું કોળું તે શાકમાં હોય?' ન જ હોય. કોઈપણ કામ ધીરે ધીરે થાય. એકદમ સામટું કે ઝટ ન થાય. ઉતાવળે આંબા ન પાકે. વૃક્ષ પર મોર આવે, આ મોર મરવાના રૂપમાં થાય, તેની કેરી અને પછી પકવવામાં આવતાં તે પાકે–ત્યારે કેરીનો રસ ખાવા મળે.

કોળું મોટું આવે છે. નાનું નથી આવતું એટલે ભૂલ થવા સંભવ રહેતો નથી. અને આખું રાંધવામાં આવે તો પણ તેનું શાક ન થાય તેવું કહેવતે સિદ્ધ કર્યું છે. 'આખા કોળાનું શાક ન થાય.' આમ છતાં જ્યારે ગફલત થઈ જાય છે ત્યારે કહેવત છે–'આખું કોળું શાકમાં.'

આપણે ત્યાં આ કહેવત સારી રીતે જાણીતી છે. હાલતાં ચાલતાં એનો ઉપયોગ થાય છે. આ કહેવતનું મૂળ આ છે:–

કોઈ એક ગામમાં એક મોટો જમણવાર હતો. રસોડું ખુલ્લી જગ્યાએ હતું. તાપ ન લાગે એટલે બે–ચાર તાડપત્રી બાંધીને છાંયો કરી લીધેલો. રસોઈમાં કંઈ ન પડે તે માટેનું રક્ષણ પણ એથી મળતું.

દાળ ઉકાળવાની બાકી હતી. રસોઈયાઓએ શાકનું મોટું તપેલું ચુલા પર ચઢાવ્યું. શાક થઈ જાય પછી દાળ ઉકાળવી એવું નક્કી કરવામાં આવ્યું હતું. રસોઈયાઓ પાન-તમાકુ ખાવા વરો કરનારના ઘરમાં પેઠા.

ભૂંડનું બચ્ચુ કડામાં પડયું

રસોડામાં કોઈ જ નહોતું. એટલામાં થયું એવું કે એક ભૂંડનું નાનું બચ્ચું ત્યાં સૂંઘતું સૂંઘતું આવી ચઢયું. પછી કોણ જાણે શું તે ચકરાઈને શાકના કડામાં પડી ગયું. ચૂલો ભડભડ બળતો હતો. શાક ખદ-બદવા આવ્યું હતું એટલે આ બચ્ચું અંદર પડતાંની સાથે જ સરકી ગયું અને સીઝી ગયું.

થોડીક વાર પછી રસોઈયાઓ પાન ખાઈ રસોડામાં આવ્યા. એક રસોઈઓ શાકના કડા પાસે આવ્યો અને કડછાથી તેને હલાવવા લાગ્યો: એ વખતે કોઈક ગોળ મોટી ભારે ચીજ તેને નડવા લાગી એટલે તે ચીડાઈને બોલ્યો: 'વઘારનાર પણ કેવો ગધેડો છે કે તેણે આખું કોળું જ શાકમાં ધકેલી દીધું લાગે છે.'

રસોઈયાએ એને જોયા વગર જ કડછા તાવેથાથી ઠોકી કાપી ટીપીને એક રસ કરી દીધું. આ કરતાં કરતાંમાં તો તેને ઠીક ઠીક પરસેવો વળી ગયો. આખું કોળું શાકમાં ગયું હતું ને ?

જ્યારે જમવા માટે પંગત બેસી ગઈ

અને રસોઈયાઓએ પીરસવા માટે શાક બહાર કાઢયું ત્યારે હાડકાં બહાર નીકળી આવ્યાં સૌ ચોંકી ઊઠયા. ' અરે ! આ તો હાડકાં ! ' એક બોલી ઊઠયો.

અને પછી જ્યારે તપાસ શરૂ થઇ ત્યારે આ 'આખા કોળા'નો ભરમ સમજાઈ ગયો. પણ રસોઈયાઓ ચૂપ રહ્યા. તેમણે ચૂપચાપ શાકને ખાઈમાં નાખી દીધું. ભૂલ મોટી હતી. બોલે શું....?

કોઈકને કંઈક શંકા ગઈ. તેણે પૂછ્યું, ' વાત શી છે તે તો કહો ? '

કહે શું ? આખું કોળું શાકમાં ગયું હતું ! બોલે શું....? બતાવે શું ?

એને જ મળતી એક બીજી કહેવત પણ છે. ' વાસીદામાં સાંબેલું ગયું.'



# ૧૦ આજે રોકડા કાલે ઉધાર

' આજે રોકડા કાલે ઉધાર '

કેટલીક દુકાનોમાં એક પાટીયું લાગેલું દેખાશે. એમાં લખ્યું હશે–' આજે રોકડા કાલે ઉધાર.' આ એક વ્યાપારી કહેવત છે અને તેને આપણા વ્યાપારીઓએ પ્રાધાન્ય આપ્યું છે કારણ એ તેમને સ્પર્શતી છે.

આ કહેવત માત્ર ગુજરાતી નથી. સારાય હિન્દુસ્તાનની આ કહેવત દેખાઈ છે. મરાઠીમાં હિંદીમાં અને તમીલતેલુગુમાં પણ આ કહેવત સરખાંરૂપે કે પછી થોડાંક વધતાં ફેરફાર સાથે દેખાઈ જ છે.

ચીનમાં ' રોકડ અને ઉધાર ' અંગેની સારી જેવી કહેવતો પ્રચલિત છે. આમાંની કેટલીન ચીની કહેવતો જાણવા જેવી છે. થોડીક કહેવતો આ રહી–

' ૮૦૦ રોકડા લેવા સારા પણ ઉધારે ૧૦૦૦ ખોટા.'

' ઉધારી ઘરાકોને ખાઇ જાય છે.'

' ગરીબને શાખ હોતી નથી.'

' જે પોતાની શાખ–આબરૂ ગૂમાવે છે તેને પછીથી કંઈ ગૂમાવવા જેવું હોતું જ નથી.'

આપણી કહેવતોએ ઉધાર આપવાની ના જ ફરમાવી છે. છતાં જો ઉધાર આપવું પડે તો પણ તેને માટે કહ્યું છે–' ઉઘરાણી કરવી તો આકરી કરવી, ચાંપીને કરવી.' બીજી કહેવત પણ છે-' ' આકાર આરા વગર કોઈ જંઈ આપે નહી.'

કરજ–દેવું કરવું તેને માટેની આપણી કહેવતો પણ સ્પષ્ટ બોધ આપનારી છે, અનુભવનું એમાં નવનીત છે. કહેવત છે 'કરજ કરીને તહેવાર કરવા તે દુઃખી થવા માટે જ. ' કરજ, કારભાર ને કન્યા કરગરવાથી મળે નહી.'

**કૂતરો જ માત્ર દેવાદાર હોતો નથી**

કરજ કરનારને–દેવાદારને સદા જુઠ્ઠો કહેવામાં આવ્યો છે 'કુતરો જ માત્ર દેવાદાર હોતો નથી, જેને દેવું નથી તે જ ખરો શ્રીમંત છે.' માંદો નિરાંતનો શ્વાસ લઈ શકે છે પણ દેવાદારને તો જાગતાં જ રહેવું પડે છે.'

આપણા વ્યાપારીઓમાં એક બીજી કહેવત પણ વધુ પ્રચલિત બનેલી છે. એ છે– 'ઉધાર માંગે એ ઘરાક ફીટીને દુશ્મન થાય.'

આ અંગેની એક લોકોક્તિ પણ જાણવા જેવી છે–

**ઉધાર કહે આ, ખૂણે બેસીને રો,**
**નગદ કહે જી ખા, ખીચડી ને ઘી,**
**ફાવ્યે તે ડાહ્યો ફસ્યો તે મૂર્ખ**

આ દુનિયામાં–પછી વ્યાપાર હોય–રાજનીતિ હોય-હુન્નર હોય કે ઉદ્યોગ. એમાં જે ફાવે છે તેને જગત ડાહ્યા માનવી તરીકે ઓળખે છે. જે એમાં ફસાઈ પડે છે–નિષ્ફળ નીવડે છે તેને દુનિયા મૂર્ખ ગણે છે. જગતનો આ એક નિયમ જ છે.

એક દિવસે બાદશાહે બીરબલને ફરમાવ્યું– 'ડાહ્યો કોણ અને મૂર્ખ કોણ તે સમજાવ'

બીરબલે તરત જ જવાબ આપ્યો– જહાંપનાહ પોતાની રચેલી તદબીરમાં ફાવ્યો તે ડાહ્યો અને જે ફસી પડયો તેને મૂર્ખ સમજવો.'

'ભૂલે તે ઘેલો' જે ભૂલ કરી બેસે છે. જે ઓડનું ચોડ કરી બેસે છે તેને ઘેલો–ગાંડો ગણવામાં આવ્યો છે.

આપણી કહેવતે કહ્યું છે–

'સમો સંભાળીને ચાલે તે જ ડાહ્યો છે.' એટલે કે સમય (અવસર) સાચવીને જે વર્તે છે તેને જ ડાહ્યો ગણવો જોઈએ.

પરિસ્થિતિ અનુકૂળ ન હોય તો દુશ્મનને સલામ કરતાં રહેવું. તેને ખભે બેસાડીને પણ ફરવું. પણ અવસર–તક આવે એટલે તેને નીચે પટકી દેવાનું ભૂલવું નહિ.

### માયા તેરે તીન નામ પરસુ, પરસા, પરસરામ

જે ફાવ્યો તે ડાહ્યો ગણાયો છે એજ મુજબ આ દુનિયામાં જેની પાસે ધન છે તેને પણ દુનિયાએ ડાહ્યો માન્યો છે. 'ધન વગરનો માનવી–પશુ છે' એ કહેતી પણ યથાર્થ છે. આ જગત માયાને લીધે જ ચાલી રહ્યું છે. આ 'માયા' તે ધન પૈસાને જ દુનિયા પૂજે છે. તેને માન મળે છે.

મનુષ્ય જે પ્રકારે જે રીતથી રહે છે તેજ પ્રકારે તે સન્માન પામે છે. એક ગરીબ માણસને લોકો 'પરસૂ' કરીને બોલાવતાં. તેની અવસ્થા કંઈક સુધરી એટલે તે 'પરસા' બન્યો. તે શ્રીમન્ત બન્યો હવેલીમાં રહેવા લાગ્યો એટલે લોકો હવે તેને 'પરસરામ' કહેવા લાગ્યા. પૈસાની કદર થાય છે. તે જાણી એ કહેવા લાગ્યો, 'મારા તો ત્રણ નામ છે.' અને આથી કહેવત પાડી માયા તેરે તીન નામ પરસુ, પરસા, પરસરામ.



# ૧૧ આણું કરવા ગયો ને વહુને ભૂલી આવ્યો

**લાભની** જગ્યાએ જ્યારે નુકસાન થાય છે. કમાવા જઈએ છીએ અને ગૂમાવવાનો વખત આવે છે. કામ સીધું કરવા જઈએ અને જ્યારે એ ઊલટું થઈ જાય છે ત્યારે કહેવાય છે કે લેવાના દેવા થયા. લેને કે દેને પડ ગયે. ક્યાં લાડુ ને ખાધાં ખાસડાં. આણું કરવા ગયો ને વહુને ભૂલી આવ્યો.

'આણું કરવા ગયો ને વહુને ભૂલી આવી રહ્યો''

ભલા, કોઈ વહુને ભૂલી આવે ખરો? પણ આ કહેવત કહે છે કે ''આણું કરવા ગયો પણ વહુને જ ભૂલીને આવી રહ્યો' માને એકનો એક દીકરો. નામે બબલો જ્યાં ત્યાં તેને પરણાવ્યો. વહુને લાવવાનો સમય થયો એટલે માએ બબલાને સાસરે મોકલ્યો. વહુને લઈ આવવા માટે. જતી વખતે તેણે નોકી નોકીને બબલાને શિખામણ આપેલી, 'દીકરા, સાસરામાં બહુ રહેતો નહિ. ઝટ આવી રહેજે.'

બબલાએ પૂછ્યું, 'બહુ રહેવાથી શું થાય?''

'આપણું માન જાય.'

'તો હું માન નહિ જવા દઉં.' કહીને બબલાભાઈ સાસરે જવા ઉપડયા. સાસરે જવાનું કામ તો વહુને લેવા જવાનું જ હતું, પણ બબલાભાઈ એ મૂળ કામ ભૂલી ગયા અને તેમનું મન રટવા લાગ્યું–'સાસરે બહુ નહિ રહેવાય....

જમાઈને જોઈને સાસુ–સસરા હરખાયા. તેમણે જમાઈની ભારે આગતાસ્વાગતા કરી. બબલાભાઈ કહેવા લાગ્યા, 'હું ઝટ જવાનો છું.'

'શી ઉતાવળ છે? રહી પડો ને?'

'ના.'

બબલાભાઈએ પોતાના આગમનનું કારણ સાસુ–સસરાને જણાવ્યું નહોતું એટલે તેઓ સમજ્યા કે જમાઈ અમસ્તા જ વહુને મળવા આવ્યા હશે. બબલાભાઈ સમજ્યા કે એમાં કહેવાનું શું? હું આવ્યો એટલે વહુને મોકલી જ આપવાની. આ સમજફેરમાં છોકરીને સાસરે વળાવવાની કોઈ તૈયારી થઈ નહિ.

વહુએ એકાન્ત જોઈ પોતાના પતિને પૂછ્યું, 'મને ક્યારે બોલાવવાના છો?'

'તું કહે ત્યારે....'

'તમે હમણાં કેમ આવ્યા છો?'

'બસ આવ્યો અને કેમ આવ્યો તે પણ તને કહેવાનું? બહુ દિવસ નથી રહેવાનો. માએ ના કહી છે....'

વહુને હવે પતિની આ વાતોમાં રસ પડ્યો. પૂછ્યું, 'કેમ, બહુ દિવસ નથી રહેવાના? અમાસ–ચૌદશ માથા પર છે તે જાણો છો?'

'એમાં મારે શું? માએ કહ્યું છે સાસરે બહુ રહેતો નહિ. ઝટ આવી રહેજે.'

મેં પૂછ્યું–'બહુ રહેવાથી શું થાય? તો

તેણે કહ્યું, આપણું માન જાય....' એટલે હું જવાનો જ અને તે પણ જલ્દીથી....'

બબલાભાઈ એ બીજે જ દિવસે જવાની તૈયારી કરી. સાસુ સસરાએ તેમને બહુ સમજાવ્યા પણ પોતાનું માન જવાના ભયથી તેણે એ વાત માની નહિ અને તે પાછો ઘેર આવી ગયો. વહુને લીધા વગર.

માએ પૂછ્યું, 'બબલા ! વહુ કયાં છે ?'

'એના બાપને ઘેર છે.'

'એને લાવ્યો નહિ....? સાજી સમી તો છે ને ?'

'હા–હા–તેં મને બહુ રહેવાની ના કહી હતી એટલે હું ઝટ આવી રહ્યો. સાસરે બહુ રહું તો મારું માન જાય એટલે આવી રહ્યો.'

ડોસીએ માથે હાથ મૂકયો. 'દીકરા તને તો મેં આણું કરવા સાસરે મોકલ્યો હતો અને તું તો વહુને જ ભૂલીને આવી ગયો....'

બબલાભાઈના જેવી જ પણ જરા જુદી એક કહેવત વાર્તા છે. એ કહેવત જાણીતી છે. 'લેને ગઈ પૂત અને ખોઈ આઈ ખસમ' છોકરો માંગવા ગઈ અને ધણીને જ ખોઈ આવી.

લેને ગઈ પૂત અને ખોઈ આઈ ખસમ

એક ગામમાં એક ફાંકડો પઠાણ રહેતો હતો. પૈસા ટકાથી સુખી હતો દુઃખ એક વાતનું હતું તેને કોઈ સંતાન નહોતું, આથી તે અને તેની સ્ત્રી સદા દિલગીર રહેતા.

એક વખતે ગામ બહાર એક ફકીર આવી ચઢયો. કોઈ એ કહ્યું, 'આ ફકીર ઈલમ જાદુ ટોણા જાણે છે. સ્ત્રીઓને રાતના સમય તે પોતાની ઝુંપડીમાં બોલાવે છે અને ઈલમ કરી તેમને સંતાનની બક્ષીસ આપે છે

પઠાણના મનમાં બાળક માટેની લાલસા તો હતી જ. આ વાતથી એ ઇચ્છા વધુ બળવાન બની તેણે પોતાની સ્ત્રીને આ વાત કરી. સ્ત્રીએ કહ્યું, 'તો આપણે એ ફકીરને ઝૂંપડીએ જઈએ. બન્ને ફકીર પાસે ગયા. ફકીરે કહ્યું–'તને મારામાં વિશ્વાસ હોય તો તું તારી સ્ત્રીને મારે ત્યાં રોજ રાત્રિના મોકલ. એક મહિના સુધી મોકલવાની. ખુદાની મહેરબાની તમારા પર જરૂર ઉતરશે. બીજી સ્ત્રીઓ પણ આ માટે જ આવે છે તેનું જોશે ત્યારે તને મારામાં વિશ્વાસ થશે'

ફકીરની વાત પર પઠાણને વિશ્વાસ આવ્યો. તેણે પોતાની સ્ત્રીને નિત્ય ફકીરની પાસે મોકલવા માંડી. ફકીર પાક દિલનો હતો. તેના દિલમાં કોઇ એબ નહોતી. સંતાનની પ્રાપ્તિની ઇચ્છા માટે આવનારી સ્ત્રીઓને તે પોતાની ઝુંપડીમાં બેસાડી તેમની પાસે ખુદાના નામની માળા જપાવતો હતો અને એકાન્તમાં ભર રાત્રિએ રહેતી આ સ્ત્રીઓની તે ચોકી કરતો

એક દિવસે પઠાણના મનમાં ફકીરની પરીક્ષા લેવાનું થયું. તે મધ્યરાત્રિના સમયે ફકીરને ત્યાં ચૂપચાપ આવ્યો અંદર ડોકાવ્યું તો તેની સ્ત્રી–બીજી બેએક સ્ત્રીઓનાં સાથે ખુદાના નામની માળા જપી રહેલી જણાઈ. આજ વખતે કોઈક કામ માટે ફકીર બહાર નીકળ્યો. તેણે કોઈકનો પડછાયો ઝૂંપડીની પાછળ જોયો. એના મનને થયું. કોઈ દુષ્ટ કોઈ સ્ત્રીની લાજ લુંટવા અહીં આંટા મારી રહ્યો છે. એને જફે જ કરવો રહ્યો.

આ વિચારથી ફકીર પાછો ઝુંપડીમાં આવ્યો. લટકતી તલવાર તેણે હાથમાં લીધી અને પછી ચૂપચાપ પઠાણની પાછળ જઇ તેણે એનું ડોકું ઉડાવી દીધું.

સવાર થતાં જ સ્ત્રી પોતાને ઘેર ગઈ. પતિને નહિ જોતાં તે તેની તપાસ માટે ફરતી ઝુંપડી આગળ આવી જોયું તો પતિનું શબ મળ્યું. સ્ત્રી ભારે કલ્પાંત કરવા લાગી. ફકીરે તેને દિલાસો આપતાં ગઈરાતની વાત કરી. સ્ત્રીએ માથું કુટતાં કહ્યું; ‘લેને ગઈ પૂત ને ખોઈ આઇ ખસમ.”

કેરી મળી પણ બંગડી ખોઈ

આવી જ વાત શ્રીમતી રાનડેને માટે પણ બની ગઈ. કેરી લેવા ગયા અને તેમણે પોતાના કંગન ગુમાવી દીધાં. બન્યું એવું કે ન્યાયમૂર્તિ મહાદેવ રાનડે સરકારી કામ માટે સતારા જિલ્લામાં ફરી રહ્યા હતા. એક ઠેકાણે તેઓ ગાડીમાંથી ઊતરી પડયા અને પગે ચાલતાં જ આગળ વધ્યા. તેમના પત્નીને તેમણે કહ્યું, ‘તમે ધીરે ધીરે ગાડીમાં જ આવો.’

શ્રીમતી રાનડે ગાડીમાં ધીરે ધીરે આગળ વધી રહ્યા હતા. એટલામાં એક આડ પર તેમણે પાકી ગયેલી કેરીઓનો ઝુમખો જોયો. હવામાં એ ડોલી રહ્યો હતો. શ્રીમતી રાનડેનું મન તે લેવા તલપી રહ્યું. તેમણે ગાડી ઊભી રખાવી. ડાળ ઊંચી હતી એટલે તેમણે ગાડીવાળાને કહ્યું, ‘આ ઝૂંમખો તોડી આપોને?’

ગાડીવાળાએ ચાબુકનો એક ફટકો એ ડાળ ઉપર માર્યો ડાળ તૂટી. ઝૂમખામાંની કેરીઓ નીચે જમીન પર પડી. એમાંની એક કેરી જોશથી તૂટી અને શ્રીમતી રાનડેના કંગન પર પડતાં જ તેણે કંગનના ટુકડા કરી દીધા. જોશથી કેરી પડી હતી એટલે કંગનના ટુકડા પણ ક્યાંક દૂર દૂર પડી ગયા.

ગાડીવાળાએ તથા રમાબાઈ રાનડેએ કંગન માટે ભારે તપાસ કરી પણ એ મળ્યા જ નહિ એટલે આખરે રમાબાઈ દુઃખી મને ગાડીમાં બેઠાં અને પતિની પાસે પહોંચ્યાં.

સાંજે તેમણે દુઃખી હૃદયે બનેલી વાત પતિને કહી સંભળાવી. પતિએ કહ્યું, ‘તમે બીજાની કેરી રજા વગર જ તોડી લીધી એટલે જ આ ખરાબ કામ માટે તમને પ્રભુએ સજા કરી છે. હું હવે તમને ફરીથી નવા કંગન બનાવી આપવાનો નથી કે જેથી તમને આ ઘટના યાદ રહે. રમાબાઈને પોતાની આ ભૂલને માટે ભારે પસ્તાવો થયો. પાછળથી ન્યાયમૂર્તિ રાનડેએ પણ મજાક કરતાં કહ્યું, ‘પેલી પોણાબસોવાળી કેરીઓ તો લાવો....કેવીક છે તે તો જોઈએ’ અને પછી પત્નીને કહ્યું, ‘એમાં શોક કરવાની શી જરૂર છે? મેં પણ આજે એક ચપ્પુ ગુમાવી દીધું છે. તમારા પાપના છાંટા મારા પર પણ પડયા છે!’

## ૧૨ આપ સુખી તો જગ સુખી

ગુજરાતીમાં એક કહેવત છે. "આપ સુખી તો જગ સુખી" All are well if self be well જેવા તમે તેવી દુનિયા.

આ કહેવત માત્ર ગુજરાતીમાં જ નથી પણ તે અંગ્રેજીમાં પણ છે. મરાઠીમાં પણ આ કહેવત છે. 'આપલ્યાવરૂન જગ ઓળખાવે' તમારી દ્વારા જ દુનિયાને ઓળખો. તમે જેવા છો તેવી જ દુનિયાને પણ ધારો–સમજો.

તમિલ ભાષામાં પણ આજ મતલબની કહેવત તથા વાર્તા મળી આવી છે. આવી જ વાર્તા મરાઠીમાં પણ છે હિંદીમાં પણ છે અને અકબર-બીરબલના ટુચકાઓમાં પણ છે. એમાં નવાઈની વાત તો એ છે કે આ વાર્તાનો પાત્ર 'હજામ' જ રહ્યું છે. વાર્તાનો મૂળ ઢાંચો લગભગ એકસરખો છે. માત્ર થોડીક પ્રસંગરચના ભિન્ન છે એટલું જ.

એટલે આ કહેવત દીર્ઘ આયુષ્ય ધરાવનારી કહેવત છે. એનો વિસ્તાર માત્ર હિંદ પૂરતો જ નથી પણ યૂરોપમાં પણ તે વિસ્તરેલો છે. એવી ઘણી કહેવતો છે કે જે વિશ્વભરમાં પ્રચલિત છે. સદીઓનું તેનું આયુષ્ય છે.

### પેટ ભરાયું એટલે પાટણ ભરાયું

માણસ પોતાના જ સુખદુઃખની ઉપરથી અન્યના સુખદુઃખની કલ્પના કરે છે. એ પોતે જો સુખી હશે તો સમજશે કે દુનિયા સુખી છે. એ જો દુઃખમાં હશે તો તે માની લેશે કે દુનિયા દુઃખી છે પોતાનું પેટ ભરાય એટલે તે માનવ સમજી લેશે કે દુનિયા આખીનું પેટ ભરાયું છે. આવી મતલબની એક ગુજરાતી કહેવત પણ છે. 'પેટ ભરાયું એટલે પાટણ ભરાયું.'

### આપ ડૂબા તો જગ ડૂબા

આવી જ બીજી કહેવતો છે. 'આપ ડૂબા તો જગ ડૂબા' 'આપ તેવી જગ' 'આપ મૂએ પીછે ડૂબ ગઈ દુનિયા' આ કહેવતોમાં સ્વાર્થનું તત્ત્વ જરૂર છે પણ એમાં પોતાની માન્યતાનું પ્રાધાન્ય રહેલું છે. અને માન્યતા પોતાના જ સુખદુઃખ પરથી મનાયલી–રચાયલી છે

### આપ સુખી તો જગ સુખી

આ કહેવત ઉત્પત્તિની એક વાર્તા જોઈએ-

એક દિવસની વાત છે. રાજા કૃષ્ણરાય દેવરાયના વાળ એક હજામ બનાવી રહ્યો હતો. વાતવાતમાં રાયજીએ તેને પૂછયું 'કહો, ગામના લોકો આજકાલ કેમ છે ?'

હજામે કહ્યું, 'મહારાજ ! આપના રાજ્યમાં તો દરેક સ્થળે ખુશી જ માનવામાં આવે છે. લોકો પ્રસન્ન છે. આબાદ છે એવો કોઈ પણ માણસ નથી કે જેને ત્યાં એક લીંબું જેટલું પણ સોનું ન હોય.'

રાજાને આ સાંભળી આશ્ચર્ય થયું. મંત્રી આપ્પાજીને બોલાવીને રાજાએ તેને આજ્ઞા કરી કે આ વાતની પૂરી તપાસ કરો.

આપ્પાજી એક બુદ્ધિશાળી મંત્રી હતો. તેણે પોતાના એક ખાસ માણસને મોકલીને હજામની ઝુંપડીની તપાસ કરી. આખી ઝુંપડી

ફેંકતાં એક હાંડી નીચેથી તેને લીંબુના ફળ જેટલા આકારનું સોનું મળ્યું. તે આ હાંડીમાં સંતાડવામાં આવ્યું હતું, ગુપ્તચરે આ સોનું આપ્પાજીને આપી દીધું.

બીજે દિવસે હજામ બહુ જ મોડા રાજાની પાસે આવ્યો. તે ઉદાસ હતો. કારણ તેનું સોનું ચોરાયું હતું. તેણે આખી ઝુંપડીમાં સોનાને માટે તપાસ કરી પણ એ સોનું તેને ન જ મળ્યું.

આપ્પાજીએ રાજાને ખાનગીમાં કહી દીધું હતું કે તેઓ આજે પણ તેને આજ પ્રશ્ન પૂછે. વળી રાજાએ આજે નાઈનું ઉદાસ મુખ પણ જોયું હતું. એટલે તેને નવાઈ અને કુતૂહલ પણ થયા. તેણે આડીઅવળી વાતો કરી મૂળ વાત પૂછી, 'તો તું એમ કહે છે કે મારા રાજ્યમાં સૌ આનંદમંગલ કરી રહ્યાં છે. સૌ સુખી છે એમજને?'

નાઈએ રોતી સૂરતે કહ્યું–'મહારાજ! કાલ સુધી તો હું આજ વાત માનતો હતો પણ આજે જોઉં છું તો ગામમાં દરેક જણ પોત–પોતાનું જ દુઃખ રડી રહ્યા છે. આપની પ્રજા દુઃખમાં ડૂબી છે. તેના દુઃખનો કોઈ અન્ત નથી. કોઈની પાસે પણ એક રતી ભાર સોનુ પણ નથી.'

નાઈની આ વાતથી રાજાને આશ્ચર્ય થયું. હજામત બનાવી નાઈ ચાલ્યો ગયો. રાજાએ આપ્પાજીને બોલાવીને પૂછયું, 'નાઈએ કાલે એક વાત કહી અને આજે બીજી વાત કેમ કરી?'

આપ્પાજીએ સારીય ઘટના રાજાને સંભળાવી અને પછી કહ્યું, 'મહારાજ! માનવી પોતાના જ દ્રષ્ટિકોણથી દુનિયાને ઓળખે છે.'

નાઈને તેનું સોનું પાછું આપી દેવામાં આવ્યું.

*




## આહાર તેવો ઓડકાર અને પાણી તેવી વાણી

કાજળ કાળુ કેમ?

દીવો બળતો જોઈને રાજા ભોજના મનમાં એક પ્રશ્ન ઊઠયો, આ દીપક તો પ્રકાશથી ઝળહળી રહ્યો છે અને તેના ઉપર જે કાળું કાજળ આવે છે તે શું છે?'

પંડિતોની સભામાં તેણે પ્રશ્ન મૂકયો, 'દીવાની બત્તી તો રૂની બનેલી છે અને રૂ તો શ્વેત છે અગ્નિનો પ્રકાશ તો લાલ–પીળો છે દીવામાંનું તેલ પણ રાતુ છે. એમાં કોઈ વસ્તુ જ નહિ તો પછી આ કાજળ કયાંથી આવ્યું? એ કાળું કેમ?'

પંડિતો વિચારમાં ડૂબ્યા અન્તે એક પંડિતે કહ્યું, 'મહારાજ! દીવો શા માટે કરવામાં આવે છે? અંધકારનો નાશ કરવા માટે જ ને? આ દીવાનો પ્રકાશ અંધકારનો આહાર કરી જાય છે અને એટલે જ તે જે

ત્યાગે છે તે જ આ કાજળ. અંધકારનો રંગ શ્યામ છે કાજળ પણ કાળું જ છે ' જેવો આહાર તેવો ઓડકાર.'

રાજા ભોજના મન પર પ્રસન્તા જળકી ઊઠી.

મહાન ચાણક્યે સાચું જ કહ્યું છે

દીપો ભક્ષયતે ધ્વાન્તં કજ્જલંચ પ્રસયતે!
યદન્નં ભક્ષ્યતે નિત્યં જાયતે તાદ્રશી પ્રજા

દીપક અંધકારને ખાય છે, અને કાજળને જન્મ આપે છે પ્રાણી નિત્ય જેવો આહાર કરે છે તેવી જ તેની સંતતિ થાય છે.

કહેવત છેઃ- ધગધગતા દેવતાના છોકરાં કોયલા અને છોકરી રાખોડી

દીવો અંધારૂં ખાય, તેનું છોકરૂં કાજળ.
અન્ન તેવું મન, પાણી તેવી વાણી.

ભીષ્મ બાણશૈય્યા પર અને દ્રૌપદી હસ્યા કેમ?

કૌરવ સેનાપતિ ભીષ્મ પિતામહ જ્યારે અર્જુનના બાણોથી ઘાયલ બની રણભૂમિમાં પડ્યા ત્યારે કૌરવોમાં હાહાકાર વર્તાઈ રહ્યો. પાંડવો પણ પિતામહને પૂજતા તેમના મન પણ ખિન્ન બની ગયાં.

કૌરવ-પાંડવો વેરઝેર ભૂલી ગયા બન્ને પિતામહની ફરતે વીંટાઈવળ્યા 'અમને ક્ષમા કરો કે જેથી અમારું જીવન ધન્ય બને! અમને ઉપદેશ આપો....'

સર્વના મુખ પર આજીજી હતી પણ એક માત્ર દ્રૌપદીના મુખ પર હાસ્ય રેખા જણાઈ તેઓ હસી રહ્યાં હતાં.

કૌરવો મનમાં સમસમી ઊઠયા. આ દ્રૌપદી કેવી છે? પિતામહના જીવનની જ્યોતિ બુઝાઈ જવાની વેળા આવી છે અને દ્રૌપદી હસી રહ્યાં છે તેમણે ક્રોધ ભર્યા નેત્રોથી દ્રૌપદીની સામે જોયું.

યુધિષ્ઠિરને પણ દ્રૌપદીનું આ વર્તન ન ગમ્યું.

પણ પિતામહ દ્રૌપદીના હાસ્યને તેના વ્યંગને પારખી ગયા. તેમણે કહ્યું, 'દીકરી! હું તારા હાસ્યના મર્મને ઓળખું છું તું કહેતી હશે કે જે સમયે ભરદરબારમાં મારાં ચીર ખેંચાયાં, જે દિન કીચકે મને લાત મારી તે સમયે તમે કંઈ ઉપદેશ કૌરવોને ન આપ્યો? અમે ભોજન માંગ્યું તો અમને ધુત્કારવામાં આવ્યા. વનેવન અમે રખડયા, તમે કૌરવોના સેનાપતિ બન્યા અને અમારા લોહી રેડવા તૈયાર બની ગયા દીકરી, તું આજ મને કહેવા ઇચ્છે છે ને?'

"તું આજે જે મર્માળુ હસી રહી છે તે વાત સાચી છે પણ બેટી દ્રૌપદી તે સમયે મારી એ નિર્બળતા હતી અને એ નિર્બળતા પર તારાથી જેટલું હસાય એટલું હસી લે એ સમયે મારામાં ઉપદેશ આપવાની કોઈ શક્તિ નહોતી. પાપી કૌરવોનું અન્ન ખાઈ મારો દેહ-મારો આત્મા મલિન થઈ ગયો હતો. મારી નસોમાં દુષિત લોહી વહેતું હતું પણ આજે અર્જુને એ મલિન લોહીને બાણો દ્વારા કાઢી નાખ્યું છે. હવે મારું મન શુદ્ધ બની ગયું છે અને એટલે જ ઉપદેશ આપવાની સૂઝ-સમજ અને શક્તિ મારામાં આવી છે.

અન્ન તેવા ઓડકાર

"અન્ન તેવો ઓડકાર" "જૈસા અન્ન

અન્ન વૈસી જ બુદ્ધિ ” આ કે લોક્તિ સાચી જ છે.

કાશીનાથ પંડિત નિર્મળ મન અને બુદ્ધિના હતા. અનીતિથી તેઓ દૂર જ રહેતા હતા. પાપનો ઓછાયો પણ તેમની પાસે ફરકતો નહોતો.

એક વખતે નગરશેઠને ત્યાં કંઈક કાર્ય માટે તેમને કહેણ આવ્યું. પંડિતજી ત્યાં ગયા જે ઓરડામાં તેઓ બેઠા હતા ત્યાં કોઇ જ નહોતું. અચાનક તેમની નજર એક ખૂંટી પર પડી એક મુલ્યવાન હાર ખુંટીએ લટકી રહ્યો હતો. રત્નોના ઝગઝગીત પ્રકાશ અને તેજથી પંડિતજીની બુદ્ધિ મલિન બની ગઈ તેમણે વિચાર્યું આ હાર હું લઇ લઉં તો કોણ મને જોવાનું છે? હું અહીં એકલો જ છું.” તેમના ચંચળ મને જોર કર્યું અને તેમણે એ હારને ઊંચકી પોતાના ગજવામાં નાંખી દીધો.

થોડી વારમાં નગરશેઠ કક્ષમાં પ્રવેશ્યા. પંડિતજીને મુહુર્તો પૂછયા. થોડીક વાતો પણ કરી. કામ પૂર્ણ થઈ ગયા પછી પંડિતજી બહાર નીકળ્યા. માર્ગમાં વિચારવા લાગ્યા. મેં આ શું કર્યું આવું પાપ....? આવો અધર્મ? તેમના મનને ઝંપ ન વળ્યો. તેઓ પાછા તરત જ દોડયા નગરશેઠની હવેલીએ. શેઠજી આરામ કરી રહ્યા હતા. તેમના પગો આગળ હાર મૂકી કહ્યું, ‘આ હાર મેં ચોર્યો હતો. હું ચોર છું. પાપી છું મને સજા કરો.’

નગરશેઠ અનુભવી હતા. તેમણે પંડિતજીને કહ્યું, ‘મહારાજ! આ તો બુદ્ધિનો ચમત્કાર નથી પણ અન્નનો જ પ્રભાવ છે.’

પંડિતજીના મનમાં ચટપટી જાગી. ઘેર આવી તેમણે પત્નીને પૂછયું. ‘દેવી! આજે કોઈ સીધું આપી ગયું હતું?’

‘હા, પ્રભુ સોનીને ત્યાંથી સીધું આવ્યું હતું.’

કાશીનાથ પંડિત પ્રભુ સોનીને ત્યાં પહોંચ્યા. પૂછયું, ‘આપે મારે ત્યાં સીધું મોકલી આપ્યું હતું, તે શેનું હતું?’

પ્રભુએ હસીને કહ્યું–‘થોડુંક અનાજ આવ્યું—એટલે થયું લાવ, થોડુંક દાનધરમ પણ કરૂં. અને તમને સીધું મોકલી આપ્યું.’

પંડિત સમજી ગયા કે મેં હાર ચોર્યો તે આ અન્નના પ્રભાવથી જ. એ પ્રભાવ દૂર થઈ ગયો એટલે જ બુદ્ધિએ પશ્ચાતાપ કર્યો.

## પાણી તેવી વાણી

બે બ્રાહ્મણો ફરતાં ફરતાં એક શહેરમાં આવી ચઢયા. અહીં એક મોચીનું સદાવ્રત ચાલતું હતું. તેમાંથી આ બ્રાહ્મણોએ સીંગચણા લીધા અને તેઓ બીજે ગામ ઊપડી ગયા.

બેમાંના એક નાના બ્રાહ્મણને માર્ગમાં જ ભૂખે સતાવ્યો એટલે તેણે પોતાના સીંગ ચણાં ખાઈ લીધા બન્ને થોડાક આગળ વધ્યા, એટલામાં એક વિસામા માટેનું સ્થળ આવ્યું બન્ને અહીં રોકાયા.

મોટાએ નાનાને કહ્યું, ‘સામે કૂવો છે ત્યાંથી પાણી લઈ આવ.’

નાનો પાણી લેવા કૂવાએ પહોંચ્યો. કેટલીક સ્ત્રીઓ પાણી ભરી રહી હતી. આ

સ્ત્રીઓને જોઈ ને નાનાથી બોલાઈ ગયું, 'બહેનો, જરા દૂર રહેજો....ગરોળા બ્રાહ્મણ છીએ.”

મોટો દૂરથી આ જોયા કરતો હતો. નાનો જે શબ્દ બોલ્યો 'ગરોળા છીએ....' તેથી તેને આશ્ચર્ય થયું. પણ એ ચૂપ રહ્યો.

છતાં તેના મનમાં ચટપટી થઈ કે નાનો આવું કેમ બોલ્યો ? એના મુખમાં આ શબ્દો કેમ નીકળ્યા ? તેણે નાનાને પૂછયું, 'ભાઈ, તું ગરોળા છે એમ કેમ બોલ્યો ?'

'મોટાભાઇ ! કૂવા પર ભીડ હતી. કોઈ જલ્દીથી પાણી ભરવા દે તેમ નહોતું એટલે હું આ મુજબ બોલ્યો.'

મોટાના મનનું સમાધાન ન જ થયું. છતાં તે ચૂપ રહ્યો. તેણે કહ્યું, 'ચાલ, આપણે ચણા-સીંગ ખાઈ લઈએ.'

'હું તો મારા ચણા-સીંગ રસ્તામાં જ ખાઈ ગયો હતો ! તમને એની જાણ નહિ-કારણ તમે મારાથી આગળ ચાલતા હતા....'

મોટાના મનમાં પ્રશ્ન ઊઠયો જે ચણા-સીંગ અમને મળ્યાં છે તેના ખાવાથી તો નાનાની બુદ્ધિને વિકાર થયો નથી ને ? કદાચ આ અવળી બુદ્ધિની સૂઝ તેના પ્રભાવની પણ હોય !

મોટાએ ચણા-સીંગ ખાધા નહિ. તેણે એ સદાવ્રત કોનું હતું તેની તપાસ કરી. માલમ પડયું કે એ એક શ્રીમન્ત મોચીએ કરેલું હતું.

કબીરે સાચું જ કહ્યું છે.

જૈસા અનજલ ખાઈએ તૈસા હી મન હોય
જૈસા પાની પીજિયે તૈસી બાની હોય.

જેવું ખાઇએ તેવું ગાઈએ.

જિસકા ખાઈએ, ઉસકા ગાઇએ

'ચિરાગ તલે અંધેરા' દીવા નીચે અંધારું, પોલિસ ચોકી હોય અને ત્યાં જ કોઈ લૂંટફાટ કે ખૂન થાય ત્યારે સહસા બોલાઈ જાય છે-'ચિરાગ તલે અંધેરા.' પંડિતનો પુત્ર 'ઢ' પાક્યો હોય ત્યારે લોકો કહે છે 'ભાઈ, દીવા નીચે અંધારું છે.'

દીપકને આગળ રાખશો તો તમે પ્રકાશ પામી શકશો. મહાકવિ રવીન્દ્રનાથ ટાગોરે સાચું જ કહ્યું છે 'જે દીપકને પોતાનાં પાછળ રાખે છે તે પોતાના માર્ગમાં પોતાની જ છાયા નાખે છે.'

પ્રકાશમાં રહો, સાચું ઉજ્જવળ અને નિષ્કલંક જીવન એ પ્રકાશ છે. નીતિમન વર્તન જ્યોતિ છે. પ્રકાશમાં રહેનારાને કોઈ ભય નથી.

❋




## એક કસર ને સો સકર

'કરકસર તે બીજો ભાઈ છે.' વાત સાચી છે, આજના મોંઘવારીના જમાનામાં ઉડાઉ ખર્ચ પાલવે જ નહિ. જે પગાર કે આવક થતી હોય તેમાંથી રહેવું આજે મુશ્કેલ

જણાયું છે અને એટલે જ ડાહ્યાઓ કહી રહ્યા છે–'ભાઈ, ખર્ચા ઓછા કરો....'

પણ ખર્ચા ઓછા થાય કેવી રીતે? જ્યાં ખર્ચના બે પગ જેમતેમ મળતા હોય, આવક ખર્ચને ભરખી જતી હોય ત્યાં બચતની સંભાવના રહે જ નહિ. તો પણ કરકસર કરવાની સલાહ મળે જ છે.

આગળના જમાનાની એટલે કે લગભગ સોએક વર્ષ પહેલાંની વાત છે. કદાચ એથી પણ વધુ વરસો થયાં હશે. આપણી કહેવત 'એક કસર ને સો સફર', તથા 'ઘરની કસર અને વહાણની સફર' નો જન્મ પણ આટલાં જ વર્ષો પહેલાંનો છે. વાત આવી છે–

'એક વહોરા ભાઈએ સાંજના સમયે બજારમાંથી એક પાઈની ગુવારફરી શાક માટે આણી. તે સમયે તો પાઈનું ચલણ હતું. તેમણે ગુવારફરીને સમારી. પછી એમાં દમડીનો એટલે કે એક પૈસાના આઠમા ભાગનો તેલ, મરીમસાલો નાખી શાક કરાવ્યું. રાતના વહોરાજી પોતાના ત્રણ ભાઈઓની સાથે જમવા બેઠા. આ વખતે તેમણે પોતાના ભાઈઓને કહ્યું–'જો આપણે કરકસર કરીશું તો પાછળથી સુખી થઈશું અને માલપૂવા ખાવાના મળશે. માટે હું ખાઉં તેમ તમારે પણ ખાવું. અને હું વર્તું તેમ તમારે પણ વર્તવું.'

ત્રણે ભાઈઓએ કહ્યું–'મોટાભાઈ! આપ કહેશો તેમ જ અમો ચાલીશું.'

પછી વહોરાજીએ રોટલાના ટુકડાને મોઢામાં નાખ્યો અને ગુવારફળીના શાકમાં પોતાની આંગળી બોળી અને પછી તે આંગળીને ચૂસી અને કહ્યું–'વાહ! ગુવારફરી બહુ મઝાની બની છે મસાલો તેજ છે.'

એનું જોઈને ત્રણે ભાઈઓએ પણ પોતાની આંગળી ગુવારફરીના શાકમાં બોળી અને પછી પોતાના મોઢામાં ચૂસી વહોરાજીના કહેવા મુજબ જ કહ્યું.

આમ વહોરાજીએ પોતાના બધાં ભાઈઓને જમતાં જમતાં શાકમાં આંગળું બોળી ચાટવાનું શીખવ્યું. અંતે બધા જમી રહ્યા પણ શાક તો એટલું જ રહ્યું.

વહોરાજીએ કહ્યું–'જોયું? મારી જેમ ખાવાથી કેટલો બધો ફાયદો થયો. વળી જમતાં જમતાં સ્વાદ પણ મજાનો આવ્યો. મસાલો તો એટલો તેજ હતો કે સોડમથી જ પેટ ભરાઈ જાય. આંગળી ખોસવાની જરૂર જ ન પડે. કેમ ખરું ને?'

'હા....હા....' ત્રણે ભાઈઓએ ટાપશી પૂરી.

વહોરાજીએ કહ્યું–'અત્યારે કસર કરી એટલે હવે આ શાક કાલે સવારે ઉપયોગમાં લેવાશે.'

બીજે દિવસે સવારના સૌ જમવા બેઠાં. તે વખતે પણ તેમણે આગલા દિવસની જેમ જ ચલાવ્યું. અરધી ગુવારફરી તે વખતે ખાધી અને બાકીની અરધી તે દિવસે રાતના ચલાવી. રાતના જમી રહ્યા પછી તેણે પોતાના ભાઈઓને શિખામણ આપી કે–'એક કસર સો સફર' ઘરમાં જ કરકસર કરો કે જેથી વહાણની સફર જેટલો જ ફાયદો થાય.'

બીજે દિને વહોરાજી પોતાના એક મિત્રને મળવા ગયા. ત્યાં શાકભાજીની વાત નીકળતાં

### કામનું કામ અને દરદનું દરદ ભગાડ્યું

બીબીના પેટમાં દુઃખાવો ઉપડયો. તેણે વહોરાજીને કહ્યું : 'મીંયાં ! હકીમ પાસેથી દવા લઈ આવો-પેટમાં અસહ્ય પીડા ઉપડી છે....'

વહોરાજીએ કહ્યું, 'બીબી ! ગભરા નહિ આ ઉપડયો-આ ઘડીએ જ દોડયો પણ મારું માનશે ? જરા આ ખસાલો કૂટી કાઢને ! નવરા બેસતાં દરદ વધુ જોર કરે છે-કામ કરશે તો દુઃખ દેખાશે નહિ....

મીંયા દોડયા હકીમ પાસે. અને બીબીએ મીંયાની સલાહ માની કૂટવા માંડયું. વહોરાજી જ્યારે ઓસડ લઈને આવ્યા ત્યારે તેમણે પોતાની બીબીને હોશિયાર થઈ ગયેલી જોઈ. બીબીએ વધામણી આપી, 'મીંયા ! તમે કહ્યું તું તે સાચું નીકળ્યું. મસાલો કૂટતાં કૂટતાં તો મારું દરદ જ જતું રહ્યું-'

વહોરાજીએ બીબીને શાબાશી આપતાં કહ્યું-'મારી હીરકણી ! તારા જેવી યકીનદાર ઘરરખુની કિંમત જ નઈ થાય. તેં તો કામનું કામ કીધું ને દરદનું દરદ ભગાડયું-લ્યો હવે તો ઓસડના પૈસાબી બચ્યા. ફજરમાં જ જઈને હકીમજીને ઓસડ પાછું આપી આવાશ....

### અબ તો ગેબકા ગોદરા નીકલા !

આવા જ એક બીજા મીંયાની વાત છે આ મીંયા કરકસર નહોતા કરતા કારણ તેમની પાસે કંઈ હતું જ નહિ. કડકા હતા પણ રોફ ભારે-'ભરમ ભારી ને ખીસા ખાલી' જેવો જ તેમનો રૂઆબ રહેતો હતો.

શિયાળાના દિવસો આવ્યા. મીંયાબીબી એક ખાટલા પર જ રાત કાઢે ઠંડી વાય પણ કરે શું ? સારી રાત બન્ને ધ્રુજ્યા કરે.

રાતના જ્યારે ઠંડી જોરથી સુસવાટા મારે ત્યારે મીંયા ઠઠરતા ઠઠરતા કહે, 'આજ બડી ફજરમેં ઉઠકે ગોદરા સીલવાતા હું....'

સવાર સૂરજનો તડકો નીકળે એટલે તેની હુંફાળા થતાં થતાં પેલું નવું ગોદડું સીવડાવાની વાતને મીંયા પાછી ફેરવી તોલે હે, અબ તો ગેબકા ગોદરા નીકલા ! (સૂરજ ઉગ્યો) આમ કરતાં કરતાં મીંયાએ આખી ટાઢની મોસમ વગર ગોદડે જ કાઢી નાખી....





# ૧૫ એક દ્વાર બંધ તો હજાર દ્વાર ખુલ્લાં

### જે જાગે છે એ પામે છે.

આપણા વેદોમાં પણ અનેક સૂક્તિઓ કહેવતો છે કે જે આપણને સદા જાગ્રત-પ્રયત્નશીલ અને કાર્યરત રાખવા પ્રેરે છે. આવી કેટલીક કહેવતોમાંથી, બે કહેવતો અહીં હાલ લઈએ. એ છે-જે જાગે છે એ પામે છે અને બીજી છે-'ચાલતો રહે ચાલતો રહે.'

જે જાગ્રત હોય છે તે જ સફળ જીવનનો સ્વામી બની શકે છે. યશ-આયુષ્ય અને

સિદ્ધિ સદા સાવધ રહેનાર જ પામે છે ઋગ-વેદે એ વાતના પાયા તરીકે કહ્યું છે-જે જાગે છે એ પામે છે. વહેલા ઊઠો અને જે મળે છે એ લઈ લ્યો.

ઉષઃકાળની દેવી જ્યારે પ્રભાતની પહેલી જ્યોતિની સાથે કિરણોના રથ પુર સવાર બનીને નીકળે છે ત્યારે તેની સાથે ચાર વસ્તુઓ હોય છે. આ વસ્તુઓને વહેંચતી તે આગળ વધે છે.

પણ આ વસ્તુઓ તે કંઈ દરેકને આપતી નથી. જેઓ જાગતાં હોય છે, જેઓ જાગેલાં છે તેમને જ આપે છે. સૂતેલાંઓને તે શું આપે?

જે ચાર વસ્તુઓને લઈને ઉષાદેવી પ્રભાતના નીકળે છે અને આવ્યા એ વહેંચવા માંડે છે એ વસ્તુઓ, બીજી છે તે જાણો છો? એ છે બુદ્ધિ, બળ, ધન અને યશ.

જે જાગે છે એજ આ પામે છે.

ઋગવેદે આ કહેવત-વાર્તાની પાછળ પ્રાતઃકાળે ઊઠવાનો આદેશ આપ્યો છે.

ચાલતો રહે-ચાલતો રહે.

ઐતરેય બ્રાહ્મણ ઋગવેદે એક સુંદર સૂક્તિ દ્વારા ઉપદેશ આપ્યો છે ચાલતો રહે-ચાલતો રહે-ચરૈવેતિ-ચરૈવેતિ.

એમાં ચાલવાનો આદેશ એક પ્રતીક છે. કહેવાનું તાત્પર્ય એ છે કે મનુષ્ય! તું સદા ઉદ્યમશીલ જ રહે, હારે-થાકે ત્યાં પુનઃ પ્રયત્ન કર, આળસુ ન બન. બેસી ન રહે, ભાગ્યને આધીન ન રહેતાં સદા પ્રવૃત્તિશીલ જ રહે.

ઐતરેય બ્રાહ્મણની આ સૂક્તિઓને આપણા લોકપ્રિય કવિ સ્વ. રામનારાયણ પાઠકે સુંદર શબ્દોમાં કથી છે :—

(૧)

ચાલતો રહે,
બેસે છે ભાગ્ય બેઠાનું, ઊભું ઊભા રહેલનું,
સૂતેલાંનું રહે સૂતુ, ચાલે ભાગ્ય ચલન્તનું.
(માટે તું) ચાલતો રહે.

(૨)

ચાલતો મધુને પામે, ચાલતો મીઠું ઊંબરું,
સૂર્યના શ્રમને પેખ, ચાલતાં જે ન આળસે.
(માટે તું) ચાલતો રહે.

(૩)

કલિયુગ થાય છે સૂત, દ્વાપર બેસવા થકી,
બને ત્રેતા થતાં ઊભો ચાલતો કૃત થાય છે.
(માટે તું) ચાલતો રહે.

ઋગવેદની બીજી એક સૂક્તિ છે. 'ઉચ્છ્યસ્વ મહતે સૌભગાય'-મહાન સૌભાગ્યની પ્રાપ્તિને માટે ઉન્નતિશીલ બનો.

ભાગ્ય છે પણ તે દુર્લભ છે.

અસલના જમાનાની આ વાત છે. એક રાજાએ પ્રશ્ન કર્યો, 'પ્રધાનજી નસીબ-ભાગ્ય-તકદીર-કર્મ જેવી કોઈ વાત છે ખરી?'

પ્રધાન ચતુર હતો. મુખથી પ્રગટ ઉત્તર ન આપતાં એ મૌન જ રહ્યો. તેણે રાજાજીના કાનમાં કંઈક કહ્યું અને પછી બન્ને છુટા પડયા.

એજ રાત્રિએ મહેલના એક બંધ ઓરડામાં બે ભૂખ્યા માનવીઓને પૂરી દેવામાં આવ્યા. ઓરડામાં અંધકાર હતો. આ બે કંગાલોમાં એક ભાગ્ય પર આધાર રાખનારો હતો જ્યારે બીજો કાર્ય કરનારો હતો.

ભાગ્યવાદી તો એક ખુણામાં પોતાનું વસ્ત્ર મૂકી તેના પર સૂઈ ગયો. જ્યારે બીજો અંધારામાં ફાંફાં મારવા લાગ્યો. એ પોતાનાં ફાંફાંમાં સફળ પણ થયો. એને એક થેલી મળી આવી. એમાં ચણા હતા, એ એના પર તૂટી પડયો. પણ ક્યારેક ક્યારેક તેના દાંત નીચે કાંકરા આવી જતા. એ કાંકરાને તે ભાગ્યવાદીની તરફ ફેંકી દેતો અને કહેતો- 'લે આ....'

પ્રાતઃકાળ થતાં જ એ બન્ને કંગાળોને ઓરડામાંથી કાઢી રાજા આગળ લાવવામાં આવ્યા. રાજાએ પૂછયું-' તમારી મુઠ્ઠી ઉઘાડો. એમાં શું છે તે મારે જોવું છે.'

ભાગ્યવાદીએ મુઠ્ઠી ઉઘાડી. એમાં મણિઓ હતા જયારે બીજાની મુઠ્ઠીમાં ચણાઓનાં ફોતરાં હતાં.

પ્રધાનજીનું મુખ ચમકી ગયું.

રાજાને પ્રશ્નનો જવાબ મળી ગયો. તેમણે કહ્યું, ' માની શકું છું કે ભાગ્ય છે તો ખરૂં. પરન્તુ એ ચણાઓમાં છૂપાએલા મણિઓની જેમ દુર્લભ છે, એટલે માત્ર ભાગ્યને આધારે જ બેસી રહેવામાં બુદ્ધિમત્તા નથી.'

આ નાનકડી દ્રષ્ટાંત વાર્તા ઘણું-ઘણું કહી જાય છે. નસીબ-પ્રારબ્ધ છે જ પણ એ દુર્લભ છે. એ ભાગ્યને પામવાને માટે પ્રયત્ન તો કરવો જ રહ્યો. પ્રયત્ન વગર ભાગ્ય ફળતું નથી.

કહેવત છે એક નર ને સો હુન્નર. જાત વેચી છે. નસીબ કોઈનાં વેચી ખાધાં છે? ધણી ચાકરી ખુંચવી લેશે, કાંઈ નસીબ ખૂંચવી લેવાનો નથી. ભાગ્ય તો પ્રયત્નશીલની સાથે જ રહેવાનું છે અને એટલે જ ઉદ્યમી-સ્વમાની માનવી પ્રસંગ પડતાં કહેશે-' આ લે તારી ચાકરી ને લે તારી લાકડી, ભાગ્ય તું લઈ શકીશ ? કાર્ય કરનારાઓને માટે એક દ્વાર બંધ તો હજાર દ્વારા ખુલ્લાં' આ બધી કહેવતો પુરૂષાર્થ દ્વારા છૂપાયલા ભાગ્યને જાહેર કરી દેવા માટે જ કહેવાયલી છે.

એની સાથે આ કહેતીઓ પણ છે જ. હુન્નર કરો પણ ભાગ્યમાં હશે તો જ તમે એ પામી શકશો—

**કોડી મીલે ન ભાગ બીન,**
**હુન્નર કરો હજાર**
**કયું નર પાવે સાહેબી,**
**બિના લીખા કિર્તાર.**
**દરિદ્રી ચલ દરિયાવમેં,**
**કર્મ લે ચલે સાથ;**
**મરનેકું ડુબ મરે,**
**તો શંખ લગ ગયા હાથ.**

દરિયામાં પાણી છીછરૂં આવ્યું એટલે મરવાને ડૂબકી મારી છતાં મરી જવાયું નહીં-પણ શંખ હાથમાં આવ્યો.

પુરુષાર્થ-દૈવત પામેલા માનવીને માટે લોકસાહિત્યે કહ્યું છે—

**લાખમેં એક લખશેરી,**
**સોમેં એક સુજાન,**
**સબ નર બાંધે પાઘડી,**
**સબ નરકું નહીં માન.**

★

# ૧૬ એક પંથ દો કાજ

કેટલીક કહેવતો એવી છે કે જે હિંદી ભાષામાંથી આવી છે અને તે આપણે ત્યાં એવી તો જડ થઈ ગઈ છે કે આપણે તેનો ઉપયોગ સરળતાથી આપણી જ કહેવત હોય તેમ કરીએ છીએ. આવી જે કહેવતો છે તેમાંની એક કહેવત છે— '**એક પંથ દો કાજ.**'

એક કાર્ય માટે જતાં જ્યારે બીજા પ્રકારનું કામ કે લાભ થઈ જાય છે ત્યારે કહેવાય છે—એક પંથ દો કાજ.

એ કહેવતને લગતું એક વ્રજભાષાનું પદ છે. કહેવાય છે કે આ કહેવતની ઉત્પત્તિનું એ મૂળ છે. પદ છે:—

ચલો સખી વહાં જાઈએ,
જહાં મિલ વ્રજરાજ,
ગોરસ બેચત હરિ મિલેં;
એક પંથ દો કાજ,

દહીંનું દહીં વેચાશે અને ભગવાનના દર્શન પણ થશે આમ એક કાર્યમાં બે કામ થઈ જશે.

બ્રાહ્મણ જાય વૈદુ કરવા,
તે ગરૂડપુરાણ સાથે લઈ જાય.

આગળના સમયમાં બ્રાહ્મણ જ યજમાનવૃત્તિ કરે. વૈદું કરે અને શુભ અશુભ કર્મોમાં હાજરી આપે. એની આવી કામગીરીને લઈને એક કહેવત પણ પડી છે આ કહેવત છે–'બ્રાહ્મણ જાય વૈદું કરવા, તે ગરૂડપુરાણ સાથે લઈ જાય.' આ કહેવત ગામડાની છે. કહેવતનું મૂળ કંઈક આવું હશે—

કોઈક નિર્જન ગામમાં વૃદ્ધ બીમાર પડ્યો હશે. એની દવા કરવા પરગામમાંથી વૈદને બોલાવવામાં આવ્યો હશે. આ વૈદ બ્રાહ્મણ યજમાનવૃત્તિ પણ કરે. તેણે દરદીની વિગત સાંભળી વિચાર્યું હશે કે વૃદ્ધ બચે એમ નથી જ. ઠીક છે દવા કરીશું. એ જો મરણ પામ્યો અને તેના કુટુંબીઓની ઇચ્છા તેની પાછળ ગરૂડપુરાણ વંચાવવાની હોય તો પાછું મારે ગામ આવવું પડે તેના કરતાં હું પોથી પણ સાથે લઈ જાઉં કે જેથી ખપ પડે તો તેનો ઉપયોગ પણ થઈ શકે અને મારે પાછા ગામ આવવું પડે નહિ.

આવો બનાવ જ આ કહેવતનું મૂળ કહી શકાય.

## દાઢીની દાઢી અને સાવરણીની સાવરણી

આ કહેવતનો ભાવ રજૂ કરતી એક બીજી કહેવત પણ આપણા સાહિત્યમાં છે. આ કહેવત છે '**દાઢીની દાઢી ને સાવરણીની સાવરણી.**' દાઢી વધી હોય કે રાખી હોય તો તે દાઢી કહી શકાય. આજ દાઢી સમય આવે કંઈ સાફ કરવાના કામમાં પણ વાપરી શકાય. આમ દાઢીના બે ઉપયોગ છે તેવો ભાવ આ કહેવતમાં છે.

'ગાજરની પીપોડી વાગી તો વાગી,
નીકર કરડી ખાધી'

ગાજરથી પીપોડી વાગે તો નહિ જ

છતાં પ્રયત્ન કરવામાં આવ્યો. એ આશાએ કે વાગશે તો ઠીક છે. ગમ્મત અનુભવીશું. અને નહિ વાગી તો એને ખાતાં શી વાર?

### એક કામમાં ત્રણ કામ કર્યાં

'આ તો એક પંથ દો કાજ'ની વાત થઈ. પણ આપણી એક કહેવત ત્રણ કામનો નિર્દેશ બતાવે છે એ કહેવત છે 'એક કામમાં ત્રણ કામ કર્યાં.' એટલે કે એક કામમાં મેં ત્રણ કામ એકી સાથે કરી દીધાં. એવો ભાવ આ કહેવતનો છે આ કામ ક્યાં– તે પણ કહેવતે સ્પષ્ટ કર્યું છે. આખી કહેવત છે:—

એક કામમાં ત્રણ કામ કર્યાં
સાંભળ મારી સહી,
શાક વઘાર્યું, સ્નાન કર્યું
ને રોટલા કરી રહી.

એક બોલી તીન કામ.

હિંદીમાં પણ આ ભાવની એક કહેવત છે, 'એક બોલી તીન કામ.' ચાલાક માણસોને માટે આ કહેવાય છે. એક કામ કરતાં તેઓ ત્રણ કામ કરી આવે છે.

એક શેઠને ત્યાં જે નોકર રહેતો તેને શેઠ કહેતા, 'તું મારે ત્યાં નોકરી કરવા ઇચ્છે છે? જો ઇચ્છતો હોય તો હું કહું એક કામ તો તારે ત્રણ કામ કરવાં પડશે.'

ગરજનો માર્યો નોકર 'હા' કહી દેતો. નોકરીએ રહેતો પણ શેઠને સંતોષ આપી શકતો નહીં. થોડાક દિવસો રહી એ ચાલ્યો જતો. બીજો નોકર આવતો તેના પણ આવા જ હાલ થતા.

એક દિવસે એક જુવાન પરગામથી નોકરી માટે આ ગામમાં આવ્યો. નોકરની જરૂર છે તેવી વાત તેણે સાંભળી. એ શેઠને ત્યાં પહોંચી ગયો.

શેઠે તેણે કહ્યું, 'હું એક કામ કહું તો તારે ત્રણ કામ કરવાં પડશે, બોલ છે તૈયાર....?'

'હા સાહેબ, 'એક અવાજ અને ત્રણ કામ.' એ કહેવત તો આપ જાણતા જ હશો. આપનો એક અવાજ થશે અને આ બંદો ત્રણ કામ કરીને આવવાનો જ.'

શેઠ આ નોકરની બોલવાની છટા જોઈ લોભાઈ ગયા. તેણે કહ્યું—'ચાલ ત્યારે રહી જા મારે ત્યાં....'

'આપે તો રહેવાનું જ કહ્યું પણ હું તો ત્રણ કામ કરવાનો. રહીશ, જમીશ અને કપડાં પણ આપના જ પહેરવાનો.' નોકરે પોતાની વાકછટાથી શેઠને આંજી દીધા.

'હા હા. તારે મારે ત્યાં જ રહેવાનું, જમવાનું અને કપડાં પણ મારા આપેલા જ પહેરવાના....તું લાગે છે તો હોશિયાર, તારું નામ શું છે?'

'ડાહ્યો....'

'નામ મુજબ જ તું ડાહ્યો લાગે છે.'

'માત્ર ડાહ્યો જ નહિ, દોઢ ડાહ્યો છું....' નોકરે પોતાની બુદ્ધિની સાચી વાત કરી દીધી.

અને ડાહ્યો શેઠને ત્યાં નોકરીએ રહી ગયો. શરૂઆતમાં તો કંઈ ખાસ ન બન્યું. શેઠને ડાહ્યો કંઈક ફાવી ગયો. જુવાન હતો એટલે કામ ઝપાટાબંધ કરી દેતો. શેઠ અને શેઠાણીને આ ગમતું.

એક દિવસે શેઠ માંદા પડયા, ભારે વેદના થવા માંડી. શેઠે ડાહ્યાને સાદ કર્યો—

ડાહ્યો આવીને હાજર થયો.

'જા ડૉક્ટરને બોલાવી લાવ,' શેઠે કહ્યું.

ડાહ્યો દોડ્યો ડૉક્ટરને બોલાવવા. રસ્તામાં તેણે વિચાર કર્યો. શેઠે તો માત્ર મને ડૉક્ટરને જ બોલાવી લાવવાનું કહ્યું છે પણ આ એક કામમાં હું જો ત્રણ કામ કરી દઉં તો શેઠ ખુશ ખુશ થઈ જશે. શેઠ પણ મને વારંવાર કહે છે કે 'એક કામ હું કહું તો તારે ત્રણ કામ કરી આવવાના.'

એટલે હવે તેણે વિચાર્યું શેઠ માંદા પડયા છે એ કદાચ મરી પણ જાય એટલે એટલે હું ડૉક્ટરની સાથે સાથે જ તેમની મૈયતનો સામાન પણ લઈ જાઉં અને ડાઘુઓને પણ બોલાવતો આવું તો ઠીક. આ એક કામમાં ત્રણ કામ કહેવાશે.

આમ વિચારી તેણે ડૉક્ટરને ત્યાં જઈ કહ્યું, 'સાહેબ શેઠ બિમાર પડયા છે.' આપને બોલાવે છે.'

'ચાલ મારી સાથે' ડૉક્ટરે તરત જ ડગલો પહેર્યો અને દવાની પેટી હાથમાં લીધી.

'ના સાહેબ, મારે બીજું કામ હજુ બાકી છે તમે તમારે જવા માંડો.' અને ડાહ્યો દોડયો મૈયતનો સામાન લેવા એ લઇને ને તે શેઠના ચારપાંચ સગાંવહાલાંઓને ત્યાં ગયો અને કહ્યું, 'આપ શેઠને ત્યાં દોડવા માંડો.'

ડાહ્યો આગળ અને પાછળ સગાઓ દોડે. આખું સરઘસ શેઠને બારણે આવી ગયું.

ડૉક્ટર પણ ઓરડામાં પ્રવેશ્યા. ડાહ્યાએ શેઠને કહ્યું, 'એક કામમાં ત્રણ કામ કરી આવ્યો છું. ડૉક્ટરને બોલાવ્યા, મૈયતનો સામાન લાવ્યો અને ડાઘુઓને પણ બોલાવી લાવ્યો છું.'

શેઠને ફાળ પડી 'કયાં છે?'

'બહાર બધા ઉભા છે. તમને ઉંચકવાની જ તેઓ રાહ જોઈ રહ્યા છે.'

'પણ મૂર્ખા! હું તો જીવતો છું.'

'તેની કોણ ના કહે છે. તમે જ કહેતા હતા કે મારો એક અવાજ અને તારે ત્રણ કામ કરવાનાં' અને હું ત્રણ કામ કરીને આવ્યો છું.

શેઠ ફસાઈ ગયા. પણ ચૂપ રહ્યા, એ પછી તેમણે ડાહ્યાને કહ્યું હવે આવી મૂર્ખાઈ કરતો નહિ. એક જ કામ કરવાનું–હું કહું તે ...તારું ડહાપણ ડહોળવાની જરૂર નથી.

*



## ૧૭ એક વાણિયો શાહ અને બીજો શાહ પાદશાહ

**એક વાણિયો શાહ અને બીજો શાહ પાદશાહ**

આપણા ગુજરાતીઓમાં 'શાહ' અટક આવે કે દેખાય એટલે જાણી લેવું કે એ અટક ધરાવનારો વાણિયો જ હશે. માત્ર વણિકો–વાણિયાઓની જ આ અટક દેખાઈ છે. કદાચ કોઈ વણિક ન હોય અને તેની

પણ આ અટક હોય તો જાણી લેવું કે તે અટક ધરાવનારો કે પછી તેના વડવાઓ, પૂર્વજો વ્યાપારી હશે. શાહુકાર હશે.

'એક વાણિયો શાહ, બીજો શાહ પાદશાહ' આ કહેવતનો ઇતિહાસ જાણવા જેવો છે.

મહમદ બેગડાના શાસનમાં ગુજરાતમાં ભારે દુકાળ પડયો. લોકો અન્ન વગર ટળવળવા માંડયા. વરસાદનું નામ પણ જણાતું નહોતું. ઢોરો-પશુપંખીઓ અને માણસો ટપોટપ મરવા માંડયા.

આ સમયે એક જૈન વણિક પોતાની શ્રીમન્તાઈને લઈને સારાય ગુજરાતમાં પંકાતા હતા. વૈભવ તેમને આંગણે ઝુલતો. કુબેર ભંડારી તેમને ત્યાં ચોકી કરતાં એટલી સમૃદ્ધિ આ વણિકને ત્યાં હતી. દુકાળની ભીષણતા આ જૈન ગૃહસ્થને સ્પર્શી ગઈ. તેમના હૃદયમાં માનવપ્રેમની લાગણી વસી. તેમણે પોતાનો અન્ન ભંડાર દુકાળગ્રસ્ત સમુદાય માટે ખુલ્લો મૂકી દીધો. એટલું જ નહિ પોતાની સારીય સમૃદ્ધિ તેમણે ગામ પરગામમાંથી અનાજ વગેરે ખરીદવામાં ખૂટાડી દીધી. દુકાળીયાઓને જીવન દાન મળ્યું. ગુજરાત ઉગરી ગયું. લોકો આ ઉપકારને વશ બની એ ધનવીરનો જય પોકારવા લાગ્યા. કહેતી પણ પડી કે 'એક વાણિયો શાહ, બીજો શાહ પાદશાહ.'

આ શાહ વાણિયાનું નામ હતું–શેઠ ખેમા હડાલીઆ.

☆



# ૧૮ ઐતિહાસિક કહેવતોનાં રસિક મૂળ

**એવી** ઘણી કહેવતો છે કે જેને ઇતિહાસ સાથે સીધો સંબંધ રહેલો હોય છે. કોઈ બનાવ બની જતાં કહેવતનો જન્મ થાય છે અને પછી તે કહેવત એક દેશથી બીજે દેશ એમ પ્રસરતી રહે છે. દિલ્હીની કહેવત મહારાષ્ટ્રમાં, મહારાષ્ટ્રની કહેવત બંગાલ કે મદ્રાસમાં પણ દેખાય છે. ઘણી હિંદી કહેવતો ગુજરાત અને મહારાષ્ટ્રમાં પણ પ્રચાર પામી છે એની ભાષા પણ મરાઠી-ગુજરાતી નહિ પણ હિંદી જ રહેવા પામી છે. આવી કેટલીક કહેવતોની અહીં ચર્ચા કરવામાં આવી છે.

**બચેંગે તો ઔર ભી લઢેંગે.**

'બચેંગે તો ઔર ભી લડેંગે' 'બચીશું તો ફરી લડીશું.' 'જે જીવશે તે જોશે' 'જીવશું તો જોઈશું ને મુઆ તો ગયા.' 'જીવેગા નર, તો ફીર બસાયેગા ઘર' 'જીવતો નર ભદ્રા પામશે.' આ બધી કહેવતોનું તાત્પર્ય એ છે કે જીવ દુર્લભ છે. એ બચ્યો હશે તો ઘણું થઈ શકશે.

'બચેંગે તો ઔર ભી લઢેંગે'–જીવ્યા હઈશું તો ફરીથી લડીશું આ કહેવતનો જન્મ સને ૧૭૬૧ની સાલનો છે. પાણીપતની ઘોર લડાઈમાં પહેલા દત્તાજી શિંદે (સિંધિયા)

અહમદ શાહ અબદાલીની સેનાની સાથે લડતાં ઘાયલ થઈ તૂટી પડયા. આ દત્તાજી વીર અને શૂરવીર હતા. તેમને આ હાલતમાં જોઈને મુસલમાન સરદારે તાણો મારતા પૂછ્યું: 'કેમ પટેલ! અમારી સાથે તમે ફરી લડશો ખરા?'

દત્તાજીએ ફટ દેતો જવાબ ફટકાર્યો, 'બચેંગે તો ઔર ભી લઢેંગે.'

પરિણામે દત્તાજીને પોતાના પ્રાણ ગૂમાવવા પડયા. પણ આ દત્તાજીએ હિંદુસ્તાનને એક સશક્ત કહેવત આપી 'બચેંગે તો ઔર ભી લઢેંગે.'

કોઈ બહાદુર માણસ લડાઈમાં હારી જાય છે તો એ કહે છે. 'જીવીશ તો ફરી લડીશ' શૂરવીરને ઝંપ હોતો જ નથી એ તો મરણ સુધી સંઘર્ષ જ કરતો રહે છે.

શામળ ભટ્ટે પોતાની વાર્તા 'ભદ્રા ભામિની' દ્વારા પણ એક શસક્ત કહેવત આપણને આપી છેઃ 'જીવતો નર ભદ્રા પામશે.' આ કહેવતનો પાયો ઉપર કહેલી વાર્તા જ છે.

### એક બાજી સબ પાજી

પહેલા બાજીરાવ પેશ્વા અને હૈદ્રાબાદના નિઝામે લોકચાહના એવી તો કેળવી હતી કે તેમના નામની કહેવતો પણ ઇતિહાસમાં નોંધાઈ ગઈ છે. એમાંની એક કહેવત સર્વ-સાધારણ રીતે પ્રચલિત છે. તે આ છે:—

એક બાજી સબ પાજી
એક નિઝામ સબ હજામ

પેશ્વાઓમાં પહેલા બાજીરાવ જ સર્વશ્રેષ્ઠ હતા. આજ પ્રકારે નિઝામોમાં પહેલા નિઝામ જ શ્રેષ્ઠ છે. આમાં ઐતિહાસિક તથ્ય તો રહેલું જ છે. પણ સાથે સાથે તુકબંદીને પણ વધુ મહત્ત્વ અપાયું છે.

### જબ તક નાના તબ તક પૂના

એટલે કે જ્યાં સુધી પૂના શહેરમાં નાના ફડનવીસ મૌજુદ છે ત્યાં સુધી એની શાન છે. આ કહેવત 'જબ તક નાના તબ તક પૂના'માં નાનાની બુદ્ધિમતા અને તેની ચતુરાઈનો ઈશારો પણ છે.

### ઘોડે પર હૌદા ઔર હાથી પર જીન

કાશી પર ચઢી આવેલા ચેતસિંહે ઝનૂની લડાઈ લડી. એના ઝનૂન અને વિદ્રોહથી અન્ય સરદારો અને સૈનિકોને પણ બળ મળ્યું. ખૂંખાર યુદ્ધ થયું. ચેતસિંહ પાસેથી વોરન હેસ્ટિંગ્જે કાશી તો લીધું પરન્તુ તેની એવી બુરી હાલત થઈ કે તેને જાન બચાવવા કાશીથી નાસવું પડયું. આ વખતે તેને ખ્યાલ પણ ન રહ્યો કે કયા જાનવર પર શું નાખવું જોઈએ.

અને એની પાછળ ગભરામણ તથા તેણે કરેલી ભૂલ એક કહેવતમાં જન્મ પામી. આ કહેવત છે :—

ઘોડે પર હૌદા ઔર હત્તી પર જીન
જાન બચાને કે લિયે પલે વોરનહેસ્ટિંગ્જ

આ કહેવતને તરત જ પગ પણ આવી ગયા અને તે છેક મહારાષ્ટ્ર સુધી પણ પહોંચી ગઈ.

### દૌલત અંધી હોતી હૈ

દૌલત આંધળી હોય છે. એ ગમે તેના ઘરમાં પ્રવેશે છે, એ ગમે તેવા માનવીનો

સંગાથ કરે છે. સમરકંદનો બાદશાહ અમીર તૈમુર જ્યારે દિલ્હીમાં આવ્યો, ત્યારે તેની પાસે એક અંધ ગવૈયો આવ્યો. બાદશાહે તેને પૂછ્યું....' એઈ આંધળા ! તારું નામ શું છે.'

અંધ ગવૈયાએ કહ્યું, 'મારું નામ દૌલત છે.'

'દૌલત! એ કંઈ આંધળી હોય છે ખરી ?' બાદશાહે ટોણો માર્યો.

અંધ એનાથી વધુ ચતુર નીકળ્યો. તેણે ફટ દેતાં કહ્યું, 'જહાંપનાહ ! જો દૌલત આંધળી ન હોત તો એ લંગડાની પાસે શા માટે આવે ?'

એની આ હાજરજવાબીથી બાદશાહ ખૂબ ખુશ થયો અને તેણે એને સારું ઈનામ આપી વિદાય કર્યો. તૈમુર બાદશાહ લંગડો હતો એટલે ઇતિહાસમાં તે 'તૈમુર લંગ'ના નામથી પ્રસિદ્ધ બન્યો હતો.

### રાણીકી વાવ, દામોદર કૂવો

પાટણમાં એક પ્રસિદ્ધ વાવ છે. એનું નામ છે: 'રાણીની વાવ' આ વાવ સિદ્ધરાજના દાદા ભીમની રાણી ઉદયમતીએ બંધાવી હતી. એના બાંધકામ પાછળ હજારો કારીગરો રોકાયેલા અને ખર્ચ પણ લાખોનો થયેલો. અત્યારે તો આ વાવ ખંડેર અને પડી ગયેલી હાલતમાં છે. પણ તેનું કોતરકામ જોતાં આપણને જરૂર આશ્ચર્ય થાય. આ ઉપરથી ગુજરાતમાં એક કહેવત પ્રસિદ્ધ બની ગઈ.

રાણીકી વાવ, દામોદર કૂવો,
જે ન જાવે તે જીવતો મુઓ.

પાટણમાં "રાણીની વાવ" ઉપરાંત એક 'દામોદર કૂવો' પણ છે. એ ભીમના માલવાના એલચી દામોદરે બંધાવ્યો હતો. આ કૂવા પાછળ પણ લાખો રૂપિયા ખર્ચાયેલા.

### અડી કડી વાવ

સૌરાષ્ટ્રના જુનાગઢમાં પણ અડી અને કડીની વાવ પ્રસિદ્ધ છે. ત્યાંનો નવઘણ કૂવો પણ સારી ખ્યાતિ પામેલો છે. એટલે કહેવતમાં પણ આ અંકાઇ ગયા છે

અડી કડી વાવ ને નવઘણ કૂવો
જેણે ન જોયો તે જીવતો મુઓ.

આ અડી અને કડી એ નામની બે વડારણો હતી તેવું કહેવાય છે.

### કાંકરિયું કર્યું.

ગુજરાતમાં કોઈ દેવાળું કાઢે, નુકશાની કરે તો એક કહેવત પડી ગઈ છે કે તેણે 'કાંકરિયું કર્યું' એટલે કે દેવાળુ કાઢયું. આ કહેવત અમદાવાદ અને તેની આજુબાજુ સારા પ્રમાણમાં પ્રચલિત છે. અમદાવાદનું 'કાંકરિયા તળાવ' પ્રસિદ્ધ છે.

દેવાને માટે આ શબ્દ કેમ વપરાયો તે જાણવા મળ્યું નથી પરંતુ ઈતિહાસમાં એક વાત નોંધાયલી છે અને તેને આ કહેવત સાથે જન્મ છે. સુલતાન કુતુબુદ્દીનને મકાનો બાંધવાનો ભારે શોખ હતો. તળાવો મકાનોમાં રાજ્યની તીજોરીનાં નાણાં વપરાઈ ગયાં છતાં પણ તેણે તળાવો બાંધવા જ માંડયાં. દેવું થઈ ગયું એટલે લોકો કહેવા લાગ્યા. 'સુલતાને કાંકરિયું કર્યું' એટલે કોઈ દેવું કરે તેને 'કાંકરિયું થયું' એવી કહેવત પ્રચાર પામી.

કાંકરિયા તળાવની જમીન કાંકરાવાળી છે એટલે તેનું નામ કાંકરિયું પડયું છે.

**કટારી અમરેશરી, તોગારી તલવાર**

હળવદના રાજા રાયસિંહ અંગેની આ આખી કહેવત એક દુહામાં છે. દુહો છેઃ-

કટારી અમરેસરી, તોગારી તલવાર,
હથેરી રાયસંગરી, દિલ્હી કે દરબાર.

હળવદના રાજા રાયસિંહ બલિષ્ઠ અને બાહોશ રાજવી હતા. તેમની હાક ચોમેર વાગતી. પણ એક એવો પ્રસંગ બન્યો કે જેથી ધ્રોળના રાજવી જસાજી સાથે વિગ્રહ થયો એમાં જસાજી માર્યા ગયા.

જસાજીનું વેર લેવા કચ્છના રા' ખેંગાર સૈન્ય લઈ આવ્યા. રાયસિંહજી એમાં ઘવાયા તેમને દિલ્હી લઈ જવામાં આવ્યા.

દિલ્હીમાં રાયસિંહજીને તેમના બળનું પારખું કરવા આગ્રહ થયો. રાયસિંહજીએ કહ્યુ—' હું પોતે ઇચ્છતો નથી કે હું મારી શક્તિ બતાવું. એવો અહંકાર હું કરી જ ન શકું. તોપણ જો તમારે મારી શક્તિ જોવી જ હોય તો મારી આગળ આપ કોઈને પણ ખડો કરો.'

તરત જ એક પ્રસિદ્ધ મલ્લને રાયસિંહજીની સામે ઊભો કરવામાં આવ્યો. મલ્લે એક કૂદકો રાયસિંહજી તરફ માર્યો કે તરત જ રાયસિંહજી- તેને એક મુક્કો માર્યો. મુક્કાના પ્રહારથી મલ્લ ત્યાંને ત્યાં જ ભોંય ભેગો થઈ ગયો અને મરણ પામ્યો.

મલ્લને મુક્કો મારતાં રાયસિંહજીનો હાથ કિલ્લાની ભીંતને વાગ્યો. એમાંથી પથ્થરો તૂટી પડયા અને ભીંત હાલવા લાગી. આ બનાવ પરથી ઉપરની કહેવતે જન્મ લીધો.

' શિવરામ ભાઉ ગાદી ' અંગેની કહેવત.

ગુજરાત-સૌરાષ્ટ્રમાં જ્યારે ગાયકવા રાજ્ય હતું ત્યારે સૂબાઓ દ્વારા એ શહેરોને વહીવટ ચાલતો હતો. આ સુબાઓમાં એ સૂબાનું નામ શિવરામ ગાદી હતું. ગ શિવરામ બહાદુર હતો પણ તે આળસુ બાદશાહ હતો. કામ કરવામાં એ જેવો ધીર અને આળસુ હતો તેવો જ એ સુબાગીરી પણ આળસુ હતો. થાય છે....ઉતાવળ શ છે એજ પ્રકારે એ વર્તતો.

તેની આવી ટેવ ખાસિયતને લઈને સૌરા ષ્ટ્રમાં નીચેની કહેવતે જન્મ લીધો હતો.

શિવરામ ભાઉ ગાદી
બે મહિના ને બાર દિ,
ચાલ્યા પછી ચાર દિ,
ઊઠયા પછી આઠ દિ.

કોઈ આળસુ હોય, તો તેને માટે કહેવત હજુ આજે પણ કહેવાય છે.

**અમે ઈડરિયો ગઢ જીત્યાં...રે**

આપણા લગ્ન ગીતોમાં—' અમે ઈડરિ ગઢ જીત્યાં રે....' એમ કહેવાય છે. કો મુશ્કેલ કાર્ય પૂર્ણ થાય છે ત્યારે પણ ક છે ' ચાલો, અમે ઈડરિયો ગઢ જીતી ગયં લગ્ન એક મુશ્કેલ કાર્ય છે. એ સાંગોપાં જ્યારે પાર ઊતરે છે ત્યારે જ વર અને કન્ય પક્ષ શ્વાસ મૂકે છે. એટલે જ્યારે લગ્નકા આટોપાઈ જાય છે વર પક્ષ વહુને લઈ જ્યારે વિદાય થાય છે ત્યારે જાનૈયાએ હોંશથી હર્ષ જાહેર કરતાં ગાય છે—

અમે ઈડરિયો ગઢ જીત્યાં રે આનંદભયો
અમે દીકરી પરણાવી ઉઠયાં રે આનંદભયો

વર પક્ષ જ્યારે વહુને લઈ જવા

આનંદ વ્યક્ત કરે છે ત્યારે કન્યા પક્ષ પણ મૌન રહેતો નથી. એ પણ પોતાનો આનંદ વ્યકત કરે છે—

દુહાના રૂપમાં આ કહેવતનું મૂળ આ છેઃ—

ઈડરના રાજા શામળીયા સોડે પોતાના નાગર મંત્રી ગોવિંદરાયની પુત્રી પર નજર બગાડી. તેણે એના હાથની માંગણી કરી. ગોવિંદરાય ગભરાયો. એને ભય પેસી ગયો કે રાજા મારી પુત્રીને બળજબરીથી લઈ જશે આથી તેણે સોનિંગ રાઠોડની મદદ લીધી.

રાઠોડ લશ્કર સાથે ગોવિંદરાયની મદદે આવ્યો. શામળીઓ સોડ રાઠોડ સાથે બહાદુરીથી લડયો પણ તે માર્યો ગયો. રાઠોડે ગોવિંદરાયને કહ્યું–' તારી પુત્રી એ મારી પુત્રી બરાબર છે. એનું કન્યાદાન હું દઈશ. અને પછી તેણે કોઈ યોગ્ય વરની સાથે એ કન્યાને પરણાવી કન્યાદાન દીધું. ત્યારથી આ પ્રસિદ્ધ લગ્નગીત ' અમે ઈડરિયો ગઢ જીત્યારે....' એક કહેવતના રૂપમાં પ્રચલિત બન્યું. આપણે ત્યાં કેટલીક જોરદાર જે કહેવતો છે તેમાંની આ એક કહેવતને પણ ગણાવી શકાય.

આ કહેવત અંગેની બીજી એક વાર્તા પણ છે, ઈડરના રાજવીઓને તઘલખ વંશના સુલતાનો તેમના સુબાઓ સાથે વારે ઘડીએ લડવું પડતું હતું. ઈડરના રાજાઓ મુસલમાન સુબાઓને સત્તાના દબાણથી જ ખંડણી આપતાં. આ સત્તા નબળી પડતી એટલે તેઓ ખંડણી બંધ કરી દેતાં આમ ઈડરને વારંવાર યુદ્ધમાં ઊતરવું પડતું હતું. ઈડરનો કિલ્લો એવો તો દુર્ગમ અને મજબૂત હતો કે તેને જીતવાનું કામ મુશ્કેલ બનતું.

આ ઈડરના કિલ્લાની દુર્ગમતાને લક્ષમાં રાખી આજે પણ કોઈ મુશ્કેલ કાર્ય પાર પાડે તો કહેવાય છે કે ' અમે ઈડરિયો ગઢ જીત્યા છીએ.'






## અંધેર નગરી ચૌપટ રાજા ટકે શેર ભાજી, ટકે શેર ખાજા

એક કહેવત બહુ જ જોરદાર રીતે દરેક ભાષાના કહેવત ભંડારમાં મળી આવે છે. આ કહેવત છે :–

અંધેર નગરી ચૌપટ રાજા,
ટકે શેર ભાજી, ટકે શેર ખાજા

ગુજરાતી–હિંદી–ઉર્દુ–મરાઠી રાજસ્થાની કે ભોજપુરી એમ દરેક ભાષામાં આ કહેવત થોડાક નજીવા ફેરફાર સાથે જણાઈ છે. આપણી ગુજરાતી ભાષામાં પણ આ કહેવત જોરદાર રીતે ટૂંકમાં કહેવાય છે, ' ટકે શેર ભાજી ટકે શેર ખાજા ' કવિ દલપતરામે પણ પોતાની કવિતામાં આ કહેવતને વણી લઈ લખ્યું છે.

### પુરી એક અંધેરી ને ગંડુ રાજા
### ટકે શેર ભાજી, ટકે શેર ખાજા.

જ્યાં અંધાધુંધી હોય–જે રાજ્યમાં આંધળો ન્યાય હોય, જ્યાં ઘોડાં ગધેડાંને એક જ લાકડીએ હંકારાતા હોય, જ્યાંનો રાજા મૂર્ખ હોય અને જ્યાં અરાજકતા હોય તેને માટે આ કહેવત કહેવાય છે. આંધળા કારભાર માટે તો આ કહેવત જોરદાર રીતે કહેવાય છે.

#### કેટલાક પાઠાંતર

આ કહેવતના કેટલાક પાઠભેદ પણ છે. જે મુખ્ય પાઠભેદ છે તે જોઈએ :

૧ અંધેર નગરી, ગંડુ રાજા
બાર કોહરાં ને તેર દરવાજા (ગુજરાતી)
૨ અંધા રાજા, ચોપટ નગરી,
સબ ધાન બાઇસિ પસેરી, (ગુજરાતી)
૩ અંધેર નગરી, અબુઝ રાજા,
ટકે સેર કકડી, ટકે સેર ખાજા (હિંદુસ્તાની)
૪ સબ ઘોડે બારહ ટકે (મરાઠી)
૫ બાર કોળાં ને તેર લાગા (ગુજરાતી)

આ પાઠભેદ છતાં પણ કહેવતનો મુખ્ય સૂર એક જ રહ્યો છે અને તે સૂર છે ‘ અંધેર નગરી, ચૌપટ રાજા ટકે સેર ભાજી, ટકે સેર ખાજા ’નો.

#### અંધેર નગરી ને ગંડુ રાજા,
#### ટકે શેર ભાજી, ટકે શેર ખાજા

આ કહેવત અંગેની એક રસિક વાત પણ આપણા કહેવત સાહિત્યમાં છે. વાત છેઃ–

એક સાધુ મહારાજ પોતાના એચાર શિષ્યોની સાથે યાત્રા કરતાં કરતાં એક નગરીમાં આવી ચઢ્યા. એક ધર્મશાળામાં મુકામ કરી સાધુ મહારાજે પોતાના એક શિષ્યને ગામમાં ભિક્ષા માટે મોકલી આપ્યો. થોડેક ઘેર ફરી શિષ્યે સારો જેવો લોટ મેળવ્યો. હવે ઈંધણ તથા મરીમસાલાની જરૂર પડી. શિષ્યે વિચાર્યું આ લોટ બહુ છે. એમાંથી થોડોક વેચી તેના લાકડાં તથા મીઠું મરચું ખરીદું તો ઠીક. આથી તે એક મોદીની દુકાને ગયો અને તેને વધારાનો લોટ આપી મરીમસાલો તથા ઈંધણ આપવા માટે કહ્યું.

મોદીએ કહ્યું અહીં તો બધી જ ચીજ-વસ્તુઓ એક જ ભાવે મળે છે. એક ટકાના લાકડાં લ્યો કે એક ટકાની મીઠાઈ લ્યો. બધું જ એક ભાવમાં. જે ભાવે મીઠું તે જ ભાવે મરી પણ.

શિષ્ય નવાઈ પામી ગયો. તેણે વિચાર્યું આ કોઈ અંધેર નગરી લાગે છે. ત્યાં વગર આવો સરખો ભાવ ન જ હોય. તેણે મોદીને પૂછયું, ‘ ભાઈ, આ નગરીનું નામ શું છે ? ’

‘ અંધેરનગરી. ’

‘ રાજાનું નામ....? ’

‘ ગંડુ રાજા.... ’

‘ અહીં રાજકાજ કેમ ચાલે છે ? ’

‘ માણસ ઘોડાં–ગધેડાં–ઢોર એક જ લાકડીએ હંકારાય છે. એક જ સરખો ન્યાય છે. ભાવ પણ એક જ સરખો ‘ ટકે શેર ભાજી અને ટકે શેર ખાજા પણ.... ’

શિષ્યે વિચાર્યું –આ તો અજબનું કહેવાય. ઠીક છે આપણે એનો લાભ ઉઠાવવો જોઇએ. આમ વિચારી તેણે પોતાની પાસેનો બધો જ લોટ મોદીને આપી દીધો અને કહ્યું–‘ આ લોટને બદલે મને મીઠાઈ આપો.... ’

મોદીએ લોટના વજનની મીઠાઈ શિષ્યને સોંપી દીધી.

શિષ્ય રાજી થતો થતો ધર્મશાળામાં આવ્યો. તેણે ગુરૂ મહારાજને કહ્યું–'મહારાજ! આ નગરમાં તો બધી જ ચીજ વસ્તુઓ એક જ ભાવમાં મળે છે. જેટલો લોટ મળ્યો એટલી હું મીઠાઈ લઈ આવ્યો છું.

ગુરૂએ કહ્યું–જો આજ વાત હોય તો અહીં રાત પણ ન રહી શકાય ચાલો તૈયાર કરો બીસ્તરા પોટલા....

પેલા શિષ્યને આ વાત ન ગમી. તેણે કહ્યું, 'મહારાજ! અહીં મીઠાઈ સસ્તી છે. ભાજીના ભાવમાં જ ઘી મળે છે ખાવાની અહીં જે મઝાહ છે તે બીજે ક્યાંય મળશે નહિ.'

'ભલે ન મળે પણ આ અંધેરી નગરીમાં રહેવામાં જોખમ છે હું એ જોખમ ખેડવા તૈયાર નથી તારે રહેવું હોય તો તું રહી શકે છે. હું તો આ ચાલ્યો.'

કહીને ગુરૂ મહારાજ પોતાના બાકીના શિષ્યો સાથે ત્યાંથી તરત જ ચાલી નીકળ્યા પેલો શિષ્ય તો ત્યાં જ રહી પડયો. આવી ખાવાપીવાની મઝાહ છોડી બીજે શા માટે જવું?

શિષ્ય નગરમાં રોજ ભિક્ષા માટે ફરતો. જે લોટ મળતો તેની મીઠાઈ ઘી દૂધ લાવતો અને તે આરોગતો. કામધંધો કંઈ કરવાનો નહોતો માલમલીદો ખાવા મળતો. આરામ કરતો એટલે જોતજોતામાં તો તેનું શરીર અલમસ્ત બની ગયું હાથીની જેમ એ મદમાતો બની નગરમાં ફરવા લાગ્યો.

એક વખતે એક નવી વાત બની. કેટલાક ચોરો એક શાહુકારને ત્યાં ચોરી માટે ગયા. ઘરમાં પ્રવેશવા તેમણે ભીંત કોતરવા માંડી. પણ ભીંત નબળી અને કાચી હતી એટલે તે એકદમ તુટી પડી અને ચોરો તેની નીચે કચડાઈ મરણ પામ્યા.

આ ચોરોને એક વૃદ્ધ મા હતી. પોતાના દીકરાઓ આ અકસ્માતમાં મરણ પામ્યા એટલે તે તો રાજા પાસે ફરિયાદ લઈને ગઈ. આજીજી કરી: 'મારા દીકરાઓ અમુક શાહુકારની ભીંત નીચે ચગદાઈ મરણ પામ્યા છે માટે મને આજીવિકા મળવી જોઈએ.'

આ અંધેરનગરી હતી એટલે રાજા પણ ગંડુ—મૂર્ખ હતો. તેણે હુકમ કર્યો 'જાવ, શાહુકારને પકડીને અહીં લઈ આવો.'

શાહુકાર હજુરમાં આવ્યો એટલે રાજાએ તેને કહ્યું: 'તારા ઘરની ભીંત તેં નબળી બાંધી છે એટલે તે તૂટી પડતાં આ ડોસીના છોકરાઓ માર્યા ગયા છે. તને હવે શૂળીએ ચડાવવામાં આવશે.'

શાહુકાર કંઈક બુદ્ધિવાળો હતો. તેણે કહ્યું, 'મહારાજ! મેં તો પૈસા જોઈએ એટલા આપેલા. પણ કડિયાએ માલસામાન હલકો વાપર્યો એટલે જે ભીંત નબળી કે કાચી બની છે એમાં મારો વાંક નથી.'

રાજા કહે ઠીક છે–'કડિયાને બોલાવો.'

કડિયો હજુરમાં આવ્યો એટલે તેને રાજાએ કહ્યું: 'તેં નબળી ભીંત ચણી તેને લઈને આ ડોસીના છોકરા મરી ગયા છે. તને હવે શૂળીએ ચડાવવામાં આવશે.'

કડિયો ગભરાયો. પણ તે ચતુર હતો. તેણે કહ્યું, 'મહારાજ! ભીસ્તીએ ચુનામાં પાણી વધારે નાખ્યું આથી ભીંત નબળી બની. વાંક મારો નથી પણ ભીસ્તીનો છે.'

રાજાએ ભીસ્તીને પકડી મંગાવ્યો.

ભીસ્તીએ કહ્યું, 'હું ચુનામાં પાણી નાખતો હતો તે સમયે એક મુલ્લો ચડી સવારીએ જતો દેખાયો. હું એ જોવા લલચાયો. પરિણામે ચુનામાં પાણી વધારે પડયું. ચુનામાં પાણી રેડાયા પછી જ જો મુલ્લાએ પોતાની સવારી કાઢી હોત તો આ ચુનો નરમ ન બન્યો હોત અને ભીંત પણ નબળી ન બનતે. માટે વાંક છે મુલ્લાંનો. એને જ શૂળીએ ચઢાવવો જોઇએ.'

રાજાને લાગ્યું કે આ વાત ખરી છે તેણે હુકમ કર્યો, 'મુલ્લાને અહીં પકડી લાવો.'

તરત જ મુલ્લાંને દરબારમાં લાવવામાં આવ્યો. રાજાએ તેને કહ્યું, 'ભીસ્તી જે વખતે ચુનામાં પાણી નાખતો હતો તે જ વખતે તારે સવારી કાઢીને એ રસ્તે જવાનું કામ શું હતું? તું ગયો અને ભીસ્તીની નજર તારા પર પડી. પરિણામે ચુનામાં પાણી વધારે પડયું. આથી ચુનો નરમ બન્યો અને ભીંત કાચી બનતાં તેની નીચે ચોરો દબાઈ કચડાઈ મરણ પામ્યા. માટે તને આ ગુન્હા માટે શૂળીએ ચડાવવામાં આવશે.'

મુલ્લાં ગભરાઈ ગયો. તેણે હાથ જોડીને કહ્યું, 'રાજાજી' મારો એમાં કંઈજ વાંક નથી, મને માલમ પણ નહોતું કે ભીસ્તી ચુનામાં પાણી નાખી રહ્યો હશે મારો કોઈ જ ગુન્હો નથી.'

પણ રાજા માને શાનો? તેણે તો હુકમ કર્યો–'આ મુલ્લાંને ચઢાવી દો શૂળીએ....'

મુલ્લાંને શૂળીએ ચઢાવી દેવાની તૈયારીઓ થવા માંડી. પણ અહીં થયું એવું કે શૂળીની અણી જાડી હતી અને તે મુલ્લાંના પાતળા ગળામાં બરાબર બેસતી નહોતી. એટલે મુંઝવણમાં મૂકાયેલો કારભારી રાજા પાસે દોડયો અને પોતાની મુંઝવણ કહી બતાવી. ગંડુરાજા હવે ચીડાઈ ગયો. બોલ્યો, 'આમ મને પૂછ–પૂછ શું કરો છો? મુલ્લાંનું ગળુ પાતળુ હોય તો કોઈ જાડા ગળાવાળા માણસને પકડીને તેને શૂળી દઈ દો. આપણે તો કોઈ પણ એકને શૂળીએ લટકાવી દેવાનો છે.'

કારભારી હવે કોઈ જાડા ગળાવાળા માણસની તપાસમાં નીકળ્યો. તરત જ એને સામેથી એક અલમસ્ત માનવી આવતો જણાયો. આ તેજ ખાઈ બદેલો માતેલો સાધુ હતો, કારભારીએ આ સાધુને પકડયો અને તેને રાજાનો હુકમ કહી સંભળાવી શૂળીએ દેવાની તૈયારી કરવા માંડી,

સાધુ ગભરાઈ ગયો. તેની આંખોમાંથી આંસુઓ નીકળ્યા. તેણે ભાઈબાપા કર્યા પણ કારભારી કે સીપાઈઓ કોઈને પણ દયા ન આવી. હવે તેને ગુરૂના શબ્દો યાદ આવ્યા. ગુરૂએ તેને જે કહ્યું હતું તે જ સાચું પડયું. તેણે કારભારીને હાથ જોડીને કહ્યું 'ભાઈ, હું શૂળીએ ચડવા તૈયાર છું પણ મરું તે પહેલાં મને મારા ગુરૂના દર્શન કરવા લઈ જાવ.'

'તારો ગુરૂ કયાં છે?' કારભારીએ પૂછયું.

બાજુના ગામમાં જ છે. મને એના ચરણ-સ્પર્શ કરવા દો. બસ પછી મને શૂળી દેશો તો કંઈજ હરકત નથી.'

કારભારીને કંઈક દયા આવી. તે સાધુને લઈને તેના ગુરૂ જે ગામમાં રહેતા હતા તે ગામમાં આવ્યો.

સાધુ ગુરૂને પગે લાગ્યો. અને જે વાત બની હતી તે કહી સંભળાવી. કહ્યું, 'આપે જે કહ્યું હતું તે જ વાત બની છે. મેં મૂર્ખાએ ખાવાના મોહમાં આપની વાત ન માની એટલે આજે મારે શૂળીએ ચડવાનો સમય આવ્યો છે. હવે કંઇક દયા કરો.'

શિષ્યના કાલાવાલાથી ગુરૂને દયા આવી. તેઓ કારભારીને સાથે અંધેરનગરીમાં ગયા. શૂળીની જગ્યાએ સૌ આવી પહોંચ્યા એટલે તરત જ ગુરૂએ કારભારીને કહ્યું, 'આપના રાજાજીને અહીં સત્વર આવવાનું કહો તેમના જ લાભની વાત છે.'

કારભારી દોડયો રાજા પાસે 'મહારાજ! કોઈ મોટા ગુરૂ આવ્યા છે અને આપના લાભની વાત કહેવા ઇચ્છે છે.'

લાલચમાં લપટાયેલો રાજા તરત જ કારભારીની સાથે શૂળીની જગ્યાએ આવ્યો. ગુરૂએ તેને કહ્યું : 'મહારાજ! તમારું આયુષ્ય ૧૨૫ વર્ષનું છે.'

'એમ....? શા ઉપરથી આપ આ કહો છો?' રાજાએ હર્ષ પામી ગુરુને પૂછ્યું.

'અત્યારે એવું મુહૂર્ત કે જે માણસ શૂળીએ ચઢે તે પાછો તરત જ આ પૃથ્વી પર આવી જાય અને પછી તો તે ૧૨૫ વર્ષ પુરા જીવે....' ગુરૂએ કહી દીધું.

રાજા વિચારમાં ડૂબ્યો....

ગુરૂએ કારભારીને કહ્યું : 'ભાઈ! મને જ શૂળી પર ચડવા દે....૧૨૫ વર્ષ હું જ જીવીશ....'

આમ કહીને ગુરૂએ શૂળી પર ચઢવાની તૈયારી કરવા માંડી.

એની આવી તાલાવેલી જોઈ રાજાને નક્કી થયું કે મુહૂર્ત બહુ જ જોરદાર હોવું જોઇએ નહિ તો આ ગુરૂ મફતનો મરવા તૈયાર ન થાય.

તેણે કહ્યું : 'સબૂર! હું જ શૂળી પર ચડીશ!'

'ના, મહારાજ! મને જ ચડવા દો. આપને માટે કોઈ બીજું મુહૂર્ત આવશે!'

કહીને ગુરૂએ એક પગ માંચડા પર મૂકયો ત્યાં જ શિષ્યે ગુરૂના પગ પકડી લીધા, 'ગુરૂદેવ! મને જ ચડવા દો. ૧૨૫ વર્ષ જીવવાની મને તાલાવેલી છે–લાલસા છે.'

'ના–આ લાભ હું જ લઇશ, જુઓ.... સ્વર્ગના દેવો પણ મને વધાવવા આતુર બની ગયા છે જય પ્રભુ!!'

રાજાને હવે શૂર છૂટયું. તેણે ગુરૂને કહ્યું–'મહારાજ! તમે ખસી જાવ–હું રાજા છું–૧૨૫ વર્ષ જીવવાનો મને હક્ક છે.' કહીને તે માંચડા પર ચઢયો.

ગુરૂએ હાથ જોડી કહ્યું–'મહારાજ! આપનો જય હો!'

રાજાએ કારભારીને કહ્યું 'ઢીલ શા માટે કરો છો? મુહૂર્તની વેળા વહી જાય છે–ઉતાવળ કરો....

અને રાજા પોતે શૂળીએ લટકી ગયો.

ગુરૂએ શિષ્યને આંખનો અણસારો કરી દીધો. શિષ્ય બધું સમજી ગયો. આમ તેણે ગંડુ રાજાને શૂળીએ લટકાવી અંધેરનગરીને બચાવી લીધી.

આવી જ આ કહેવતને સ્પર્શતી એક બીજી વાર્તા પણ છે. એ પછી હવે આપવામાં આવશે. 

# ૨૦ ઊંટ કઈ તરફ બેસશે તેનો ભરોસો જ નથી.

એક મરાઠી કહેવત છે (ઊંટ કોણ્યા કાની બસેલ ત્યાચા નેમ નાહીં) એટલે કે ઊંટ કઈ તરફ બેસશે તે અગાઉથી ચોક્કસ રીતે કહી શકાય નહિ. આ કહેવત ભલે મરાઠી કહેવત સાહિત્યમાં છે પણ ખરી રીતે તો એ મારવાડ બાજુની જ કહેવતનું મૂળ હોવું જોઈએ. કારણ એ પ્રદેશમાં જ ઊંટ વધુ પ્રમાણમાં હોય છે.

આ કહેવતની વાર્તા એવી છે કે એક વખતે એક ઊંટ જંગલમાં મુસાફરી કરતું હતું. તેની એક બાજુએ લીલો ભાજીપાલો લાદેલો હતો અને બીજી બાજુએ માટીનાં વાસણ લાદેલાં હતાં. ભાજીપાલાનો માલિક કાછીઓ અને વાસણનો માલિક કુંભાર હતો. તેઓ બન્ને ઊંટની સાથે સાથે જ ચાલી રહ્યા હતા.

રસ્તામાં તે ઊંટ પોતાનું મોં વારંવાર ફેરવીને પેલો ભાજીપાલો ખાઈ જતું હતું તે જોઈને પેલો કુંભાર મનમાં ખૂબ હસતો હતો વળી સ્વભાવનો યે મૂર્ખ હોવાથી કાછીઆને તે વારંવાર ચીઢવતો પણ ખરો. તેની મશ્કરી પણ તે કરતો.

કાછીઓ અનુભવી અને દીર્ઘદ્રષ્ટિવાળો હતો. તેથી પ્રથમ તો તેણે ગંભીર થઈને ચૂપકીદી જ પકડી હતી. તે કંઈ પણ બોલ્યો નહિ.

બપોર થયું એટલે આ બન્ને વિશ્રાન્તિને માટે થોભ્યા. ઊંટે પણ બેસવાનો દ્રઢ નિશ્ચય કર્યો. જે બાજુએ માટીનાં વાસણો લાદેલાં હતાં તે બાજુએ ભાર પુષ્કળ થયેલો હોવાથી ઊંટ તે તરફ જ સ્વાભાવિક રીતે નીચું નમ્યું અને એ જેવું નમ્યું કે તરત જ માટીનાં વાસણોનો કચ્ચરઘાણ વળી ગયો.

કાછીઆએ હવે મોઢું ઉઘાડ્યું. તેણે કહ્યું– 'જોયું ને? ઊંટ કઈ બાજુએ બેસે છે તેનો ભરોસો જ નથી.'

આ કહેવતનો મર્મ ઊંડો છે.

આ કહેવતમાં ભલે ઊંટ પ્રતીક હોય પણ એનો મર્મ બહુ ઊંડો છે. 'આપણા ઉપર દુઃખ ક્યારે આવી પડશે તેની આપણને અગાઉથી ખબર હોતી નથી.' આ જ મુજબ 'દગાબાજ ક્યારે દગો દે તે કહેવાય નહીં' કાચા કાનનો ક્યારે ફરી જાય તેનો ભરોસો નહિ' આ અર્થ પણ તારવી શકાય છે.

✲

# ૨૧ ઊંટ પરનો ડાહ્યો

**આપણે** જેને દોઢ ડાહ્યો કહીએ છીએ-દોઢ ચતુર કહીએ છીએ તેના જેવી જ એક કહેવત મરાઠીમાં છે. એ છે ઊંટા વરચા શહાણા–ઊંટ પરનો ડાહ્યો. આ કહેવતનું મૂળ નીચે મુજબનું છે.

કોઇ એક ગામમાં એક માણસે એક મોટી માટીની કોઠી પાણી ભરીને મકાનની બહાર આંગણામાં રાખેલી. એક દિવસે એવું બન્યું કે, એક ભેંસ એ કોઠીમાં પાણી પીવા નીચે વળી. પણ મોઢું પાણી સુધી પહોંચ્યું નહિ. એક માણસ ઊભો ઊભો આ જોઈ રહ્યો હતો. તેણે ભેંસના માથાને જોરથી હડસેલો માર્યો પણ તેથી તે ભેંસના શીંગડા પેલી કોઠીમાં એવા ભરાઈ રહ્યા કે તે પોતાનું માથું બહાર કાઢી શકી નહિ.

આ વખતે એક વિટંબના ઊભી થઈ. ભેંસને કેવી રીતે છુટી કરવી તે કોઈને સૂઝયું નહિ. ઘરધણી ઘરની બહાર ગયો હતો.

એટલામાં એક માણસ ઊંટ પર બેસીને ત્યાં થઈ જતો હતો તેણે કુતૂહલતાથી પૂછ્યુ, 'શું છે? તમે ઊભા કેમ રહ્યા છો?'

કોઈએ કહ્યુ–'કોઠીમાં ભેંસનું માથું આવી ગયું છે. એ નીકળતું નથી.'

'ઓહ! એમાં તે કંઈ મોટી વાત છે? તમે મને મારા ઊંટ સાથે અંદર આવવા દો, તો હું ભેંસને છૂટી કરૂં."

વાડાના દરવાજાનું બારણું નાનું હતું. એટલે એમાં માણસ ઊંટ સાથે આવી શકે તેમ નહોતો.

ઊંટ પરના માણસે કહ્યું,–'જોઈ શું રહ્યા છો? તોડી નાખો દરવાજો. એ તો પાછો બાંધી શકાશે પણ મરેલી ભેંસને પાછી જીવતી કરી શકાય તેમ નથી.'

લોકોએ દરવાજો તોડી નાખ્યો. પેલો ડાહ્યો માણસ ઊંટ સાથે વાડામાં પેઠો. તેણે જોયું કે ભેંસનું મોઢું કોઠીમાંથી કાઢી શકાય તેમ નથી જ એટલે તેણે ઠાવકાઈથી કહ્યું, 'તમારી વાત સાથે હું સંમત થાઉં છું હવે તો ભેંસ રીબાય તેના કરતાં તેને મારવી જ રહી.' ઘરનો સ્ત્રી વર્ગ પણ આ ડાહ્યા માણસની વાત સાથે સંમત થયો. પેલા માણસે ભેંસને મારી નાખી.

ભેંસ તો મરી ગઈ પણ ભેંસનું માથું તો કોઠીમાં જ રહ્યું. હવે શું કરવું? ઊંટ પરના શાણા માણસને એક વિચાર ઝબૂકી ગયો. તેણે કહ્યું, 'મુંઝાવ છો શા માટે? કોઠીને તોડી નાખો. તરત જ ડોકું બહાર નીકળી આવશે.

લોકોએ કોઠી તોડી નાંખી. ડોકુ બહાર નીકળી આવ્યું.

આજ વખતે ઘરનો માલિક આવી ચઢયો.

તેણે જોયું તો પોતાનો દરવાજો તુટેલો દેખાયો. ભેંસ મરેલી જણાઈ. કોઠી તુટેલી પડી હતી ક્ષણવારમાં તે મામલો કળી ગયો. પણ કરે શું ? એ અશક્ત અને નિર્બળ માનવી હતો. જ્યારે ઊંટ પરનો ડાહ્યો કદ્દાવર હતો. એ કંઈ જ કરી શકતો નહિ. અને તેને જવા દીધો.

આમ આ કહેવત જન્મી.





# ૨૨ ઊંટવૈદું કરી જાણે તે વૈદ્ય!

**આપણી** કેટલીક કહેવતો એવી છે કે જેણે અધુરા જ્ઞાન સામે કટાક્ષ કર્યો છે. ધંધો–વ્યાપારની પૂરી જાણકારી વગર ધંધો કરનારની સામે તેણે વ્યંગ પણ કર્યો છે. આવી કહેવતોમાં જો જોઈએ તો નીચેની કહેવતો તેમાં મુખ્ય કહી શકાય :–

'અલ્પ જ્ઞાન, અતિશય હાણ' ઓછું જ્ઞાન ધરાવનારો વધુ નુકસાન કરી બેસે છે. 'સૂંઠને ગાંગડે ગાંધી થવાય નહિ.' માત્ર સૂંઠ કે બે–પાંચ મરી મસાલા વેચવાથી ગાંધી ન કહેવાય. બારા સુધી ભણી પંડિત થવાય નહીં. પંડિત થવા માટે તો પૂરું જ્ઞાન જોઈએ. અંગ્રેજીમાં આ વિષયની એક સુંદર અને સચોટ કહેવત છે. One Flower makes no garland એક ફૂલથી કંઈ હાર બનતો નથી. હાર માટે તો અનેક ફૂલો જોઈએ.

જેમ ગાંધીના સંબંધમાં કહેવત છે તે જ પ્રકારે અધકચરા વૈદક જ્ઞાન માટેની પણ કહેવતો છે. જુલાબ આપી જાણ્યો એટલે વૈદ્ય થયા, ઊંટવૈદું કરી જાણે ને વૈદ્ય કહેવાયા. આમાં મુખ્ય છે.

ઊંટવૈદની ઉત્પત્તિ કેવી રીતે થઈ?

વૈદકનું જ્ઞાન ન હોય છતાં તે વૈદ્યનું કામ કરતો દેખાય એટલે લોકો તરત કહેશે.... 'આ ઊંટવૈદ છે.'

આમ 'વૈદ્ય'ની સાથે ઊંટનો શબ્દ કેવી રીતે જોડાયો ને કહેવત જન્મી 'ઊંટવૈદુ કરી જાણે ને વૈદ્ય કહેવાયા' તે કહેવતની ઉત્પતિ–તથા તેની વાર્તા જાણવા જેવી છે, નકલ અને અધૂરાં જ્ઞાન પરથી જ આ કહેવતનો જન્મ થયો છે. વાર્તા આ પ્રકારની છે:–

કોઈ એક વૈદ્ય હતો. વૈદ્યવિદ્યાનો અભ્યાસ તેણે કરેલો નહિ પણ અનુભવ ખરો. બહોળો અનુભવ તેણે મેળવેલો હતો. ચિકિત્સામાં હોશિયાર. એવી તે ચિકિત્સા કરતો કે લોકોના દુઃખદર્દ પણ દૂર થઈ જતા. તેના આવા જ્ઞાનથી અનુભવથી તેને ખૂબ પ્રસિદ્ધિ મળી હતી. ગામે ગામથી લોકો તેને બોલાવતા.

તેણે પોતાના કામને પહોંચી વળવા એક મદદનીશ પણ રાખ્યો હતો. આ નોકર

પાટાપીંડી, પડીકા બાંધવાનાં કામમાં તેને મદદ કરતો હતો.

એક વખતે આ વૈદ્ય આગળ એક રાજપૂત આવ્યો. તેણે વૈદ્યરાજને કહ્યું– 'મહારાજ મારે ઘેર ચાલો મારું ઊંટ બહુ જ બીમાર પડી ગયું છે. એનો શ્વાસ અટકી ગયો છે જીવ જવાની તૈયારીમાં છે.'

રાજપૂતને આ ઊંટ બહુ જ વહાલું હતું. ઊંટ હતું પણ સશક્ત. રાતના તે ૬૦–૭૫ માઈલ સહેજે કાપી નાખે તેવું પાણીદાર. એ ક્યાંક ચરવા ગયું હતું. ચરતાં ચરતાં એક વેલો તેના ગળામાં ગયો. પણ વેલો ગઠ્ઠાવાળો હતો એટલે તે ગળામાં જ અટકી ગયો. ન તો એ બહાર નીકળી શકે કે ન તો અંદર જાય. એ ગળામાં જ બાઝી ગયો. ઊંટની આંખો ચઢી ગઈ. શ્વાસ અટકી ગયો. ડોક પણ ઠરડાઈ ગઈ. ઊંટે બૂમ બરાડા પાડવા માંડયા. ગામ લોકો એના દર્દથી ત્રાસી ગયાં. દુઃખ પામ્યા.

આથી જ રાજપૂત વૈદ્યની આગળ દોડી આવ્યો તેને પ્રાર્થના કરવા લાગ્યો. વૈદ્ય મહારાજ! મારા ઊંટને સારૂં કરી દો....'

વૈદ્ય રાજપૂતને ત્યાં આવ્યા તેનું નિરીક્ષણ કર્યું. પાંચ દશ મિનિટ તેની સામે જોઈ રહ્યા. પછી વૈદ્યે પૂછયું– 'અલ્યા, આ ઊંટ ક્યાંક ચરવા ગયું હતું....?'

રાજપૂતે કહ્યું– 'હા, વાડીમાં ગયું હતું.'

વૈદ્ય અનુભવી તો હતો જ. તેને કારણ મળી ગયું. તેણે કહ્યું– 'હું દર્દ દૂર કરીશ. પણ ફીના રૂપિયા દશ થશે.'

રાજપૂતે તરત જ કેડની ગાંઠમાંથી રૂપિયા દશ રોકડા કાઢી વૈદ્યના હાથમાં મૂકી દીધા.

વૈદ્યે અર્ધો શેર ઘી મંગાવ્યું અને તેને ગરમ કરાવી ઊંટના ગળામાં રેડયું ઊંટે આ સામે કોઈ આપત્તિ ન કરી.

પછી વૈદ્યે પોતાના પગમાંથી એક જોડો કાઢયો અને ઊંટના ગળા પર તેનો એવો તો સખ્ત પ્રહાર કર્યો કે જોનારો પણ કંપી ઊઠે. જોડાના આ મારથી ઊંટના ગળામાં બાઝેલા વેલાનો ગઠ્ઠો સીધો થઈ અંદર પેટમાં સરકી ગયો. ઊંટ પીડામાંથી મુક્ત બની ગયું.

વૈદ્યના આ ઉપચાર વખતે તેનો મદદનીશ નોકર પણ સાથે જ હતો. તેણે આ જોયું એના મનમાં થયું કે આ તો બહુ સરળ અને સીધો ઉપાય છે હું પણ આવું કરી શકું. આમાં વૈદ્યે કઈ મોટી ધાડ મારી છે? બસ, હવે હું નોકરીમાંથી છૂટો થઈ જઈશ અને સ્વતંત્ર રીતે જ દવાખાનું કાઢીશ.'

અને નોકર ખરેખર નોકરીમાંથી છૂટો થઈ ગયો. વૈદ્યે પૂછયું, 'અલ્યા, કેમ છૂટો થાય છે?'

'હવે હું સ્વતંત્ર વૈદું કરીશ.' નોકરે આત્મવિશ્વાસની સાથે કહી દીધું.

નોકરને આ ગામમાં ઘરાકી મળવાનો સંભવ નહોતો. એટલે તે બીજા એક ગામમાં ગયો અને ત્યાં તેણે પોતાના નામનું પાટિયું માર્યું.

ગામમાં નવો વૈદ્ય આવ્યો એટલે લોકોને

થયું. નવા વૈદ્યે કહ્યું– ‘ હું વર્ષોથી છું.’ અનેક ભારે કેસો મેં મટાડયા તો મારા આવતાંની સાથે જ છૂ છે.

ી આવી ડંફાસથી ગામલોકોમાં તેની પ પડી પણ ખરી.

દરમ્યાન ગામમાં રહેતી એક ડોસી ી. હેડકી પણ આવવા માંડી, ડોસી ો આશા ન જણાઈ. કેટલાકોએ કહ્યું, ધ્ય આવ્યા છે. અનુભવી છે, તેમને કદાચ તેઓ ડોસીમાને બેઠા પણ

; માણસ દોડયો દવાખાને. વૈદ્યરાજ આવ્યા, રોફ ભારે. આવતાંની સાથે ખુરસી પર બેસી ગયા. ડોશીને ને પછી જરા આંખો પહોળી કરી આ ડોસીમા કયાં ચરવા ગયાં હતાં....’

ારાજના આ પ્રશ્નથી સૌ એકબીજાનું જોવા લાગ્યા. તેમને કંઈક સમજ ઈક ન પડી. એટલે એક છોકરાએ હ્યું–‘ વૈદ્યરાજ ! આપે શું કહ્યું ? ’ બા ડોસી કયાં ચરવા ગઈ હતી ?’ ી કહ્યું.

વૈદ્યરાજ ! આ તો માણસ છે. ઢોર જાય–માણસ નહિ....’ એણે કહ્યું. હું સમજુ છું. મારા સવાલનો જવાબ કહો–‘ હા, ગઈ હતી....’

ાં હાજર રહેલાઓ સમજ્યા કે વૈદ્ય- ;ઈક ઈલમ કરવાના હશે એટલે કહેવા .‘ હા, ગઈ હતી....આપણું શું જાય છે ! ’

બેએક જણે કહ્યું–‘ હા, ગયાં તો હતાં ’

‘ બસ....મારે આજ જાણવું હતું....’ કહી વૈદ્યરાજે પાશેર ગરમ ઘી મંગાવ્યું. ઘી આવતાંજ તેમણે ડોસીને પકડી અને તેના ગળામાં ઘી રેડી દીધું.

ડોસીએ તરફડાટ કર્યો પણ વૈદ્યની પકડમાં તે મજબૂત હતી. છટકી શકી નહિ.

પછી વૈદ્યે પોતાના પગમાંથી એક જોડો કાઢયો. જોડો ભારે અને મજબૂત હતો. હાથમાં લઈ તેણે એ ડોસીના કાંઠલામાં માર્યો.

એક ચીસ પડી અને તેની જ સાથે ડોસીની જીભ બહાર નીકળી પડી. એનો જીવ ચાલી ગયો.

ડોસીના છોકરાઓ હવે ઉકળી ગયા. તેમણે વૈદ્યને ગળામાંથી પકડયો અને તેને સારી રીતે મેથીપાક આપી લાત મારી કાઢી મૂકયો.

આ ગામમાંથી નીકળી વૈદ્ય બીજા ગામમાં ગયો. ત્યાં પણ આવો જ અનુભવ થયો. એટલે આખરે તે પોતાના ગામમાં આવી ગયો. તે વૈદ્યરાજને પગે પડયો અને બોલ્યો, ‘ મેં આપના વૈદાંની નકલ કરી હું ઊંટવૈદ્ય બન્યો પણ મને યશ ન મળ્યો.’

‘ યશ મળે કયાંથી ? ’ વૈદ્યરાજે કહ્યું તેં માણસ અને ઊંટને એક સરખા જ ગણ્યાં. તું માત્ર ઊંટવૈદ્ય જ બન્યો. મનુષ્યનો વૈદ્ય બન્યો નહિ પરિણામે તને માર પડયો....

અને આમ અભણ–અધુરા જ્ઞાનવાળા વૈદ્યરાજો ‘ ઊંટવૈદ્ય ’ તરીકે ખ્યાતિ પામ્યા.

આપણી એક લોકોક્તિએ સાચું જ કહ્યું છે.

રોગ ન જાણે હોય હજામ,
કરે વળી વૈદકનાં કામ;
નીમ હકીમ ખતરે જાન,
નીમ મુલ્લાં ખતરે ઈમાન

*



# ૨૩ ઊઠ રે વહુ વિસામો ખા, હું કાંતું ને તું દળવા જા.

આપણા સંસારમાં સાસુ અને વહુના સંબંધો સદા મીઠા હોતા નથી. એમાં કટુતા પણ આવી જાય છે. ક્યારેક ઘર્ષણ માઝા પણ મૂકી દે છે. સાસુ તથા વહુ નિત્ય લડયા ઝગડયા પણ કરે છે.

સાસુ અને વહુ વચ્ચેના આ વિગ્રહનું કારણ વયનું પણ છે અને જમાનાનું પણ છે. નવા અને જૂનાનું ઘર્ષણ સદા થતું જ રહે છે. આવી જ વાત સાસુ અને વહુને માટે પણ કહી શકાય. વહુ સ્વતંત્રતા ઈચ્છતી હોય છે, જ્યારે સાસુ વહુને દાબમાં રાખવા આતુર બને છે. કારણ, એ મોટી છે. વહુને ઘરમાં લાવનારી એ છે. જ્યારે વહુ આવી છે બહારથી બીજા ઘરેથી.

સાસુ ઇચ્છે છે કે વહુ આવતાં હું ઘરનું કામકાજ છોડી દઉં અને દેખરેખ રાખતી હરિસ્મરણ કરૂં. વહુ ઇચ્છે છે કે હું ઘરનો કબજો લઈ લઉં. આમ બન્નેની ઈચ્છાઓ સામસામી ટકરાય છે. અસંતોષનો જન્મ થાય છે. આપણા કહેવત સાહિત્યમાં સાસુ અને વહુ વચ્ચેના સંબંધોની તેમના ઘર્ષણને લગતી અનેક કહેવતો છે. આ કહેવતોમાં સાસુ અને વહુની ઇચ્છાઓનું પ્રતિબિંબ દેખાશે. આ પ્રતિબિંબ અંકાયું છે સેંકડો વર્ષ પહેલાંનું પણ એ એટલું તો વેધક અને દીર્ઘદ્રષ્ટિવાળું છે કે આજે પણ તે આપણા સમાજમાં બંધબેસતું આવી જાય છે.

'વહુને અને વરસાદને યશ નહિ'

વહુ ગમે એટલું કામ કરે તો પણ તેને યશ મળે જ નહિ અને આથી જ વહુની સરખામણી વરસાદની સાથે કરવામાં આવી છે. કહેવત છે વહુને અને વરસાદને યશ નહિ વરસાદ બહુ વરસે તો આપણે કહીશું 'હવે તો કેડો મૂક અટકી જા.' નહિ વરસે તો આપણે જ કહીશું, મૂઓ વરસતો પણ નથી આવું જ વહુને માટે પણ છે. વહુ ગમે એટલું કામ કરે તો પણ તેના વખાણ થશે નહિ, જ્યારે એકાદ નાની ભૂલ થશે તો તરત તેને ટોકવામાં આવશે 'વહુ જરા રાખો કામમાં ભૂલ કેમ કરો છો? પિયરે સાંભળ્યાં કે શું? વગેરે....

## સાસુ દમે સવેળા તો વહુ દમે કવેળા

સાસુ અને વહુ સંપીને પણ રહી શકે છે. આમાં બાંધછોડ અગત્યનો ભાગ ભજવે છે. જો બાંધછોડ ન કરવામાં આવે તો પછી સાસુ વહુ વચ્ચે તણખા ઝરવા જ માંડે. 'સાસુ દમે સવેળા તો વહુ દમે કવેળા.' સાસુ દેખતા દુઃખ આપે તો વહુ છાની રીતે દુઃખ આપે છે. ઘરમાં જુવાન સાસુ હોય તો કહેતી છે જુવાન સાસુ મરે નહિ ને વહુનો દહાડો વળે નહિ, આવી અનેક કહેવતો આપણા કહેવત સાહિત્યમાં છે જ.

'નવી વહુ નવ દહાડા.' વહુ ઘરમાં આવે એટલે તે સાસુના પગ પૂજશે તેને બા–મા સાસુજી કહેતી તેની આજ્ઞામાં રહેશે પણ પછી, જરા જૂની થઈ જતાં ફૂંફાડો મારતી બોલી ઉઠશે, 'ટક ટક છોડો....'

આપણા લોકસાહિત્યે આ પ્રતિબિંબ સરસ રીતે પાડ્યું છે.

પહેલાં તો બાઈજી, એમ, કહેતાં કે,
વહુ તો મીઠી સાકર રે!
હવે તો બાઈજી, એમ કહો છો કે,
વહુ તો ઘરની ચાકર રે!

*

## શેઠ રે વહુ વિસામો ખા,

એક ગામમાં એક વિધવા રહેતી હતી. સંતાનમાં તેને એક માત્ર પુત્ર વિધવાની સ્થિતિ ઠીક ઠીક એટલે છોકરાના લગ્ન થઈ ગયા વહુ ઘરમાં આવી

આ વિધવા હવે સાસુ બની એટલે તેણે વહુને દમવા માંડી. દીકરો માની શેહમાં એવો આવી ગયેલો કે કંઈ જ બોલેચાલે નહિ. ચૂપચાપ એ જોયા કરે.

વહુ સારા અને શિક્ષિત ઘરની. મૂંગે મોઢે સાસુના જોર જુલ્મ સહી લે. ચૂં કે ચા પણ ન કરે. ઘરનું બધું જ કામ એ કરે તો પણ સાસુ કંઈ ને કંઈ નજીવા કામે પણ વહુને આકરા શબ્દો કહે. ક્યારેક તેનો ચોટલો ઝાલી તેને ખેંચે. તેના વાંસામાં ધબ્બા મારે પણ વહુ કાંઈ જ બોલે નહિ.

સાસુ પોતે સારૂ સારૂ ખાય. દીકરાને પણ આપે. જ્યારે વહુને તે કાચું વધેલું છાંડેલું જ ખવડાવે. પુરૂં પેટ પૂરતું પણ વહુ પામતી નહિ.

પાડોશીઓ આ બધું જ જાણે. પણ બોલે નહિ. ક્યારેક તેઓ વહુને ઠપકો આપે ત્યારે વહુ જ કહે, 'મારા સાસુજી તો મને ફૂલની જેમ રાખે છે. ક્યારેય કંઈ કહેતાં જ નથી.' આમ ઘરની આબરૂ તે સાચવતી.'

સાસુની ભંભેરણીથી દીકરો પણ ક્યારેક વહુને મારતો. વહુ એ સહેતી પણ પતિની સામે કંઈ જ બોલતી નહિ. આવી સુલક્ષણી વહુ હતી જ્યારે સાસુ હતી કુવડ....ક્રૂર....

સાસુ પાડોશીઓના દેખતાં વહુને ક્યારેક પણ અપશબ્દ કહેતી નહિ. આટલી એ ચકોર હતી. પાડોશીઓ, નાતીલા આવે ત્યારે 'વહુ દીકરા' કહીને જ બોલાવે. વહુના વખાણ કરે પણ આ લોકો જાય એટલે પાછી મારઝુડ શરૂ થઈ જાય.

ક્યારેક પાડોશીઓને સંભળાવવા પણ સાસુ કહે, 'વહુ આ ઘરેણાં પહેરો. આ

સાડી–અમર પહેરો' પણ બોલે એટલું જ. આપે કંઈ નહિ. અને જ્યારે વહુ સાધારણ કપડામાં જાય ત્યારે ગામલોકોને કહે વહુ દરિદ્રણ છે. ઘરમાં ઢગ છે પણ કાંઈ પહેરતી નથી. ગામમાં મને ફજેત કરતી જ ફરે છે. આમ તે વહુને નીંદે અને પોતે સારી છે તે બતાવે.

પણ પાડોશીઓ ગામના લોકો આ સ્ત્રીના સ્વભાવથી સારી પેઠે માહિતગાર હતા એટલે તેઓ તેની વાતને મનમાં જ રાખતા. મોઢે બોલતા નહિ. શા માટે બોલીને કજીયો કરવો?

સાસુ ક્યાંક આઘી પાછી થતી તો લોકો વહુને શિખામણ આપતાં, 'વહુ તારાથી આ જુલમ કેમ સહેવાય છે? કેમ કંઈ બોલતી નથી.'

વહુ કહેતી, 'મારે તો જિંદગી આજ ઘરમાં ગાળવાની છે. બોલીને શું કરું? અને સાસુજી છે કેટલા દિવસ આજે દુઃખ વેઠીશ તો કાલે સુખ આવવાનું જ છે' આવી હતી વહુ.

આખા દિવસનું કામ કરી રાતના પણ વહુને આરામ ન જ મળે. સાસુ રેંટિયો કંતાવે. સુતર પાતળું જ કઢાવે. વહુ બાપડી મોડે સુધી રેંટિયો કાંત્યા કરે. જ્યારે દીકરો અને મા આરામથી સૂઈ જાય.

એક દિવસે મોડી રાત થઈ હતી. પાડોશીઓ કંઈક કારણસર જાગતાં હતાં. સાસુ પણ જાગતી હતી. વહુ કંઈક કામ કરી રહી હતી. સાસુને થયું, 'હું વહુ પર કેવી હેત રાખું છું' તે મારે પાડોશીઓને બતાવવું જોઈએ. એટલે પાડોશીઓ સાંભળે તેમ તેણે વહુને કહ્યું, 'ઊઠ રે વહુ વિસામો ખા' અને પછી તેના કાન ખેંચી ધીરેથી કહ્યું, 'હું કાંતુ ને તું દળવા જા.'

સાસુ પાડોશીઓને બતાવવા ઇચ્છતી હતી કે મોડી રાત થઈ છે એટલે હું વહુને વિસામો લેવા મોકલું છું જ્યારે કામ પૂરું કરવા હું રાત જાગી રેંટિયો કાંતુ છું.

સાસુમાં અક્કલ ઓછી, તે એટલું પણ સમજી શકી નહિ કે ઘરમાંથી ઘંટીના દળવાનો અને બીજી તરફથી રેંટિયાનો પણ અવાજ તો આવવાનો જ.

બીજે દિવસે કોઈ કારણસર સાસુ પડોશમાં ગઈ. પોતાની હોશિયારી કરતી તે બોલી, 'કાલે રાતે તો મારી વહુ એટલી થાકી ગઈ હતી કે મેં તેને વહેલી સૂવા માટે મોકલી આપી અને મેં જ રેંટિયો કાંતવા માંડયો હતો.

ડોસીનું કહેવું પાડોશણથી જીરવાયું નહિ. હવે તે આ ખોટા બહાનાથી અને આપવડાઈથી કંટાળી ગઈ હતી. એટલે તેણે તડ દેતું કહી દીધું. વહુ જો સૂઈ ગઈ હતી તો પછી મોડી રાત સુધી તમે જ એક હાથે રેંટિયો અને બીજે હાથે ઘંટી ફેરવતા હતાં કે? તમારા તો હાથ પણ જબરા. રેંટિયો અને ઘંટી સાથે જ ફેરવો....

અને ડોસી ચૂપ થઈ ગઈ. બોલે શું? પાડોશણે તેના મોઢા પર સીધો જ તમાચો લગાવી દીધો હતો. એ દિવસથી તેણે વહુને નીંદવાનું છોડી દીધું અને આ કહેવત પડી

ઊઠ રે વહુ વિસામો ખા, હું કાંતુ ને તું દળવા જા.

ચાલાક વહુ ભોળી સાસુ

એક સાસુ વહુ પાસે સારી રીતે કામ કરાવે પણ પેટ ભરીને તેને ખવડાવે નહિ. થોડાક દિવસ તો ઠીક ચાલ્યું પછી વહુએ ચાલાકી કરવા માંડી તેણે સાસુને કહ્યું :

ખીચડી ને તેલ સાસુ ઘણું ઘણું મેલ
તારું વત્તું કરી વાળીશ મારી આંગરડી
ના બાળીશ'

આમ વહુએ સાસુને ફોસલાવી ભોળી સાસુએ તેને સારી રીતે જમાડી. વહુએ ખૂબ ખાધું. પછી કહ્યું.

કેડ કરે કરડા વરહા. વાંસો કરે કૂર
વત્તું વત્તાને ઘેર રહ્યું, ને હું તો મારે સુસ

એમ કહીને વહુ સૂઈ ગઈ.

આવી પણ વહુઓ.

★



# ૨૪ ઉસકો તો એક ટાંગ થી

એક મુસ્લીમ ગૃહસ્થે બજારમાં ખરીદી કરતાં એક સુંદર મરઘીને જોઈ. તેમનું મન એ ખરીદવા લલચાયું. આમ પણ તેમને મરઘી પ્રિય જ હતી એટલે તેમણે એની કિંમત પૂછી.

'આઠ રૂપિયા પૂરા પડશે.' દુકાનદારે કહ્યું.

શેઠજીને કિંમત વધારે લાગી પણ મરઘી માલદાર જણાઈ એટલે તેમણે એ ખરીદી લીધી.

ઘેર આવી પોતાના બબરચીને તે આપી અને કહ્યું, 'એને સારી રીતે પકાવ. મરી મસાલો બરાબર નાખજે....'

'સારુ સાહેબ!' બબરચીએ કહ્યું.

આ બબરચી જીભનો સ્વાદી અને લાલચુ હતો. મરઘીની ટાંગોમાં તેનો જીવ ભરાઈ ગયો. તેણે વિચાર્યું–એક ટાંગ હું ખાઈ જઈશ તો શેઠ ક્યાં તે જાણવાના હતા? અને તેણે એક ટાંગ સ્વાહા કરી દીધી.

જમવાનો વખત થયો એટલે શેઠ પોતાના કુટુંબ સાથે જમવાના ટેબલ પર આવ્યા. બબરચીએ રસોઈ પીરસી. એમાં પેલી મરઘી પણ પીરસાઈ.

'બીજી ટાંગ ક્યાં છે?

શેઠ મરઘીને જોઈ મલકાયા. સુંદર વાસ આવી રહી હતી. મઘમઘતો મસાલો એમાં પડયો હતો. શેઠે જરા બારીકાઈથી જોયું તો તેમને એની માત્ર એક જ ટાંગ દેખાઈ. બીજી ટાંગ માટે તેમણે બહુ ફાંફાં માર્યા પણ ટાંગ મળી જ નહિ.

શેઠે બબરચીને હાક મારી. બબરચી તરત જ હાજર થઈ ગયો.

'અલ્યા, એની બીજી ટાંગ ક્યાં છે ?'

'સાહેબ, ઉસકો તો એક હી ટાંગ થી....'

'ખોટી વાત....' શેઠે જરા ગુસ્સાથી કહ્યું.

'ખોટું નથી કહેતો–કેટલીક મરઘીઓને એક જ ટાંગ હોય છે. બબરચીએ કહ્યું.

'પણ હું તો બે ટાંગવાળી મરઘી લાવ્યો હતો.'

'લાવ્યા હશો તેની ના નથી, કદાચ એમાં બનાવટ પણ હોય–બીજી ટાંગ પકવતા પીગળી પણ ગઈ હોય....' બબરચી પોતાની વાત મૂકતો જ નહોતો.

શેઠના ધ્યાનમાં આ વાત ન આવી. તેમણે બબરચીને ખખડાવીને કહ્યું. 'ભવિષ્યમાં આવું ન બનવું જોઈએ. આ વખતે તને માફ કરું છું.'

થોડાક દિવસો બાદ એક દિવસે બબરચી પોતાના શેઠની પાસે દોડી આવ્યો અને કહેવા લાગ્યો, 'હું નહોતો કહેતો કે મરઘીને એક ટાંગ પણ હોય છે જુઓ, સામેના મકાનના ઓટલા પર–એક ટાંગવાળી મરઘી ઊભી છે કે નહિ....'

શેઠ બહાર આવ્યા તેમણે મરઘીને જોઈ તેઓ સમજી ગયા કે મરઘીએ પોતાનો એક પગ પેટમાં ખોસી દીધો છે અને તે બીજા પગે ઊભી રહી છે.

'જોયુંને ? મારી વાત ખરી છે ને ?' બબરચી હજી પોતાની વાત મૂકતો નહોતો.

'કપાળ' તારું શેઠ–ચીઢાઈને કહ્યું અને પછી જરા બૂમ મારી તાળી વગાડી એટલે મરઘીએ પોતાનો પગ પેટમાંથી બહાર કાઢીને નાસી ગઈ.

શેઠે બબરચીનો કાન પકડી કહ્યું, 'જો. જરા આંખો પહોળી કરીને જો–મરઘીને એક ટાંગ છે કે બે....'

બબરચી પોતાની વાત મૂકે તેવો હતો જ નહિ. તેણે કહ્યું, 'સાહેબ ? તે દિવસે તમે બૂમ મારી હોત–તાળી પાડી હોત તો તરત જ મરઘીની બીજી ટાંગ પણ તમને જરૂર દેખાઈ હોત.'

બબરચીને હાજર જવાબ જોઈ શેઠ ચૂપ થઈ ગયા. શું બોલે ?

'ઉસકો તો એક ટાંગ થી' આ કહેવત હિંદીની લગભગ બધી ભાષાઓમાં દેખાઈ છે. કોઈ માણસ પોતાની ખોટી વાતને સાચી પૂરવાર કરવાની જ્યારે જક્ક કરે છે ત્યારે આ કહેવતનો ઉલ્લેખ કરવામાં આવે છે. પોતાનો જ કક્કો ખરો કરવાનો આ કહેવત-ધ્વનિ–છે પડઘો છે.





# કન્યા રાશિ સ્થિતો નિત્યં જામાતા દશમો ગ્રહ:

**ભગવાન** શંકરે જ્યારથી પોતાના સસરા દક્ષની સાથે સંહારલીલા આદરી ત્યારથી જ જમાઈઓ આ દુનિયામાં નીંદાઈ ગયા છે. જમાઈઓના નીંદાવાનું આદિ કારણ શું આ જ છે એ પ્રશ્ન બાજુએ રાખીએ તો પણ લોક કહેતી–લોકમાન્યતા પણ જમાઈને માટે સારી છાપ પાડી શકતી નથી. જમાઈઓ જો વાંકમાં ન આવ્યા હોત તો અકબર બાદશાહે તેમને ફાંસીને માંચડે લટકાવી દેવાનો હુકમ કાઢ્યો જ ન હોત. પણ ધન્ય છે રાજા બીરબલની ચતુરાઈને કે તેણે સારાય રાજ્યના જમાઈઓને ફાંસીને માંચડે લટકતા બચાવી લીધા.

લોકકહેવતોમાં–લોકકથાઓમાં પણ જમાઈ નીંદાયો છે 'મેં તો જમાઈમાં જમ ભાળ્યો રે....' આ ગીતની પંક્તિ જ જમાઈને જમ બરાબરની ગણી દે છે જમાઈને જમ કેમ ગણ્યો છે– તેની આવી યમરાજાના જેવી છાપ કેમ પડી છે તેના કોઈક બનાવો–માન્યતા સમાજમાં રૂઢ થયેલી વાતો જ કહી શકાય.

એક સંસ્કૃત સુભાષિત છે.

**જા**મતા જઠર જાયા,
જાતવેદા જલાશયા:!
પૂરિતા નૈવ પૂર્યંતે,
જકારા: પંચ દુર્લભ:

જમાઈ, પેટ, સ્ત્રી, અગ્નિ અને જળાશય આ તમામની અંદર ગમે તેટલું નાખી તેને પૂર્ણ કરવા માટે પ્રયત્ન કરો તો તે પાંચમાંથી એક પણ પૂર્ણ થતાં નથી. તેમની તૃષ્ણા દિન પ્રતિદિન વધતી જ જાય છે.

જમાઈ દશમો ગ્રહ છે.

જમાઈને દશમો ગ્રહ કહ્યો છે. નવ ગ્રહ તો પીડે છે જ પણ જમાઈ પણ પીડારૂપ જણાયો છે. એટલે તેને પણ દશમો ગ્રહ કહ્યો છે. એ પણ પીડા આપે છે. વળી એ સદા કન્યા રાશિમાં જ સ્થિર હોય છે. ત્યાંથી એ ખસતો જ નથી.

સદાવક્ર: સદારૂષ્ટ : સદા પૂજામપેક્ષતે કન્યા
રાશિ સ્થિતો નિત્યં,
જામાતા દશમો ગ્રહ:

આ જમાઈરૂપી ગ્રહ તો સદા વક્ર હોય છે. એ નિરંતર રૂષ્ઠ રહે છે. સદા પૂજાપાત્રીની આકાંક્ષા તે રાખે છે. નિરંતર કન્યા રાશિમાં સ્થિર થયેલો આ જમાઈ સાક્ષાત્ દશમો ગ્રહ છે.

આપણા ગુજરાત સૌરાષ્ટ્રના એક વર્ગમાં જમાઈઓને અંગેની એક કહેવત પ્રચલિત છે. આ કહેવત છે:–

બજરકુટી બજેરામ,
તલી તેલ માધવા :
ભૂમિ શચ્યા મણિરામ,
ધકકંધકકી કેશવા :

આ કહેવતને લગતી વાર્તા પણ પ્રચલિત છે. એ છે;–

એક સાધારણ સ્થિતિવાળા ગૃહસ્થને ચાર પુત્રીઓ અને ચાર પુત્રો હતાં. પુત્રીઓને વાજતે ગાજતે પરણાવી દેવામાં આવી હતી. તેઓ પોતાને સાસરે જ રહેતી હતી.

એક વખતે આ ગૃહસ્થને ત્યાં એક શુભ પ્રસંગ આવ્યો. તેણે આ પ્રસંગે પોતાની ચારેય પુત્રીઓ અને જમાઈઓને બોલાવ્યા. તેમની સારી આગતા–સ્વાગતા પણ કરી. પ્રસંગ પૂરો થયો. છોકરીઓએ હવે પોતાને ઘેર જવાની તૈયારીઓ કરવા માંડી પણ જમાઇઓ તો સસરા–સાસુ અને સાળાઓની આગતા સ્વાગતા–માન–સન્માનથી એટલા તો પ્રસન્ન બની ગયા હતા કે તેમણે સાસરેથી ખસવાની જ ના પાડી. ભલા, આવું માન સન્માન અમને બીજે ક્યાં મળવાનું હતું. ઘરના રોટલા ખાવા તેના કરતાં અહીં માલ-પાણી ઉડાવવા શું ખોટાં છે? આ પણ ઘર જ છે ને? સાસુ સસરાએ તો 'દીકરી આપીને દીકરા લીધા–' એટલે અમે તો તેમના દીકરા કહેવાઈએ-ભલા દીકરાઓ તે ઘરમાંથી જતા હશે ખરા? આમ જમાઇઓએ તો સાસરે જ ધામા નાખ્યા.

ગૃહસ્થની સ્થિતિ સાધારણ હતી. વિસ્તારી કુટુંબ એટલે ભારે ખર્ચા તો ન જ પોષાય તેણે પોતાના પુત્રોને વિશ્વાસમાં લીધા અને પછી પોતાની એક યુક્તિ અમલમાં મૂકી.

**જમાઈઓને કાઢવા સસરાજીએ કેવી યુક્તિઓ કરી.**

બીજા દિવસથી સસરાએ રસોઈમાં બાજરાના રોટલા અને શાક જ તૈયાર કરાવ્યા. મોટો જમાઈ કે જેનું નામ વજેરામ હતું તેને તો પારકે ઘેર સારૂં જ ખાવાની ટેવ. તે આ જાડા રોટલાથી કંટાળી ગયો. તેનું ગળું પણ દુખવા માંડયું. એટલે બે ત્રણ દિવસમાં તે સાસરેથી વિદાય થઈ ગયો.

રોટલામાં ઘી નંખાતું હતું. બીજો જમાઈ કે જેનું નામ માધવ હતું. તેણે વિચાર્યું ઘરમાં ઘી તો ખાવા પામતાં નથી. તો અહીં ભલે રોટલા રહ્યા. ઘી તો ખાવા મળે છે ને? એટલે તેણે તો રોટલા હોશથી ખાવા માંડ્યા.

સસરાજી સમજી ગયા. તેમણે હવે રોટલામાં ઘી જ નાખવાનું બંધ કર્યું. એમાં હવે તેલ પડયું. માધવે વિચાર્યું આ તેલ તો આપણો ઘાણ કાઢશે એ ખવાય કેવી રીતે? એટલે માધવ જમાઈ પણ ત્યાંથી દૂર થઈ ગયો.

હવે રહ્યા માત્ર બે જ જમાઈ. મણિરામ અને કેશવરામ. આ બન્નેએ વિચાર્યું અહીં મઝા છે. સૌ આપણા હુકમ અનુસાર દોડા-દોડી કરે છે. મણ–સવામણ રૂની તળાઈઓ પર સૂઈએ છીએ. આપણા ઘરમાં માંકડ મચ્છરોથી ઉંઘ હરામ થઈ જાય છે તો અહીં આ સુખ શું ખોટું? ભગવાન શંકર પણ માંકડ મચ્છરના ત્રાસથી હિમાલય સસરાને ત્યાં નહોતા રહ્યા? અને આ બન્ને સાસરે પડયા જ રહ્યા.

પણ સસરાજી તેમને માથાના મળ્યા હતા. તેમણે હવે આ બન્ને જમાઈઓને માટે સૂવાની વ્યવસ્થા જમીન ઉપર જ કરી દીધી. જૂની ફાટી તૂટી ચટાઈઓ પર આ જમાઈઓને હવે સૂવું પડયું.

મણિરામ જરા નરમ. તેને આ ફાવ્યું નહિ. તેણે વિચાર્યું આ જમીન ઉપર સૂવાથી હાડકાં રહી જશે. માંદા પડશું તો નકામા દુઃખી થઈશું. તેના કરતાં બે ગયા તેમ હું પણ ચાલ્યો જાઉં આમ વિચારી મણિરામ પણ ત્યાંથી છ પાંચ ગણી ગયા. હવે રહ્યા માત્ર કેશવરામ. આ જરા વધુ અડીયલ અને હઠીલા જમાઈ હતા.

પણ સસરાજીએ પોતાની યુક્તિથી આ ત્રણ જમાઈઓને તો કાઢયા એટલે આ ચોથાનો ભાર શો ?

ગૃહસ્થે પોતાના પુત્રોની સાથે સંતલસ કરી એક યુક્તિ કરી. બીજી જ રાતે 'ચોર ....છે. ચોર છે....' કરતાં આ પાંચે જણા હાથમાં ડીંગોરો–લાકડીઓ લઇ અંધારામાં જ ઘરમાં દોડવા લાગ્યા. કેશવરામ જ્યાં સૂતો હતો ત્યાં આ પાંચ જણાએ લાકડીઓ પછાડી. અવાજો કર્યા "ચોર ચોર" કેશવરામ ગભરાયો. તેણે બૂમો પાડી કહ્યું, "હું તો કેશવરામ જમાઈ છું." પછી કહ્યું–"હું કેશવો પણ સાંભળે કોણ ? ચોર-ચોર...." કરતામાં તો બેચાર લાકડીઓ કેશવના માથામાં પડી કેશવ તો જીવ બચાવવા નાઠો....

પણ સસરાજીએ તેને આમ સહેલાઇથી જવા દેવાના મૂડમાં જ નહોતા. જમાઈ પાછા ઘરમાં ન આવે તેની શી ખાતરી ? એટલે એની પાછળ પાછળ 'ચોર ચોર' કરતાં આ પાંચે દોડયા. એમનું જોઈ બીજાઓ પણ દોડયા. આગળ કેશવો પાછળ આ લોકો એમ કરતાં કરતાં કેશવરામ ગામ છોડી ગયો ત્યારે જ આ સૌ પાછા ગામમાં આવ્યા.

આમ આ ચોથો જમાઈ પણ દૂર થઈ ગયો. છોકરીઓ તો પ્રથમથી જ પોતાને સાસરે ચાલી ગઈ હતી.

આ ઉપરથી કહેવતે જન્મ લીધો :

બજરકુટી બજેરામ,
તલી તેલ માથવા,
ભૂમિ શય્યા મણિરામ ધકક ધકકી કેશવા

જમાઈઓના સંબંધમાં એક કવિએ કહ્યું છે. તે પણ જાણવા જેવું છે.

પરદેશ જમાઈ માણેકમૂલો,
દેશ જમાઈ સોવન તુલો,
ગામ જમાઈ ભાખર ભૂલો
ઘર જમાઈ ટાબર તુલો,

પરદેશમાં વસતો જમાઈ જ્યારે સાસરે આવે છે ત્યારે તેની ગણના કોઈ કિંમતી રતી-ઝવેરાત જેવી ગણાય છે. દેશમાં રહેતો જમાઈ પણ ઠીકઠીક માન પામે છે. ગામમાં રહેતો જમાઈ માત્ર રોટલાનો અધિકારી ગણાયો છે. જ્યારે ઘર જમાઈની ગણના તો કુતરા-ટાબરના જેવી જ ગ

પણ આવતી જતી રહે. આજ પ્રમાણે કોઈને નાણાં ધીર્યાં હોય તો તેનું ખરાબ કહીએ તો પેલો નાણાં જ પાછાં ન આપે એટલે તે વાંકો રહે તો પણ તેનું સારું જ કહેવું પડે. હાથ પણ તળે આવી ગયો હોય તો તેને કળથી જ કાઢવો રહ્યો.





# ૨૬ કલમ કડછી ને બરછી

**ગુજરાતમાં** મુસલમાન પાદશાહોનું સુબાઓનું- અમલદારોનું શાસન દીર્ઘકાળ પર્યન્ત રહ્યું હતું. એ સમયે ગુજરાતની ભાષા ઉર્દુ નહોતી પણ ફારસી જ હતી. એ કાળમાં અરબી અને ફારસી-ભાષા જ રાજકર્તાઓ વાપરતા હતા. શાસનમાં એનો જ ઉપયોગ થતો હતો.

ગુજરાતના રાજકારણમાં એ સમયે નાગરોનો સારો ફાળો હતો. નાગરજ્ઞાતિ જમાના સાથે ચાલનારી જ્ઞાતિ છે. તેમને લાગ્યું કે આપણે જો સારી સરકારી નોકરી અને અમલદારી ભોગવવી હોય તો અરબી-ફારસી ભાષા શીખવી જ રહી. તેઓ એ શીખ્યા. એમની સાથે સાથે ગુજરાતના કાયસ્થોએ પણ ફારસી ભાષાને અપનાવી.

મુસલમાની રાજકર્તાઓને તો ફારસી જાણનારા માણસોની જરૂર જ હતી. દિલ્હીથી કેટલાને અહીં લાવે – એટલે ગુજરાતના નાગરો કે જેમણે ફારસીભાષા અપનાવી હતી તે રાજકીય નોકરીઓમાં દાખલ થયા અને સારા હોદ્દા પણ ભોગવવા લાગ્યા. કેટલાક નાગરકુટુંબોમાં ફારસીભાષા એવી તો પ્રચલિત બની ગઈ કે કુટુંબના વડાઓ ફારસીભાષામાં જ સંધ્યા અને શ્રાદ્ધક્રિયા પણ કરવા લાગ્યા.

આ સમયમાં કલમ-કડછી અને બરછી-એ કહેવત પ્રચલિત બની. તે બાદ એ કહેવતમાં થોડોક ઉમેરો થયો અને પછી નવી કહેવત જન્મી—

કલમ કડછી કે બરછી
ને પરણે નાગર સૂત

નાગરો કલમમાં-કડછીમાં અને બરછીમાં સિદ્ધ કહેવાય છે. સ્પષ્ટ રીતે કહીએ તો કલમ એટલે મુત્સદ્દીગીરી-કડછી એટલે પાકશાસ્ત્ર અને બરછી એટલે લશ્કરી નોકરી. આમ આ ત્રણ કલાને સિદ્ધ કરીને તેમણે પોતાના જીવન વ્યવહારના સાધનોને સાધી લીધા હતા.

આ સ્પષ્ટ અર્થમાં પણ એક તાત્પર્ય રહેલું છે. વિશેષ રીતે જોઈએ તો કલમ-બુધ્ધિની સંજ્ઞા છે. કડછી ધર્મ અને જાતિની અને બરછી શરીર બળની. માનસિક નૈતિક

કે ધાર્મિક અને શરીરની શક્તિની જ્યાં સુધી ખીલવણી ન થાય ત્યાં સુધી કોઈ પણ કાર્ય સાંગોપાંગ સિધ્ધ ન થઈ શકે એવું નાગરો સમજ્યા અને તેથી જ તેમણે એ ત્રણેને સાધ્ય કરી હતી.

નાગરોની મુત્સદ્દીગીરીને પૂરવાર કરતી એક બીજી કહેવત પણ પ્રચલિત બની હતી. એ કહેતી છે—

**નાગર બચ્ચા, કભુ ન બોલે સચ્ચા**
**બોલે સચ્ચા તો ગુરૂ કચ્ચા**

સંભવ છે કે આ કહેવત મુસલમાની શાસન દરમ્યાન પ્રચલિત થઈ હશે. રાજકીય કાવાદાવા– મુત્સદ્દીગીરીમાં નાગરો પણ સંડોવાયેલા હોવાથી તેમને પણ આવી યુક્તિ–પ્રયુક્તિઓ કરવી પડી હશે અને કોઈક એવા બનાવ બની જતાં આ કહેતીનો જન્મ થયો હશે.'

*



# ૨૭ કર્યું ભગાના જેવું

કંઈક અવરચંડુ–મૂર્ખાઈ જેવું, કમ-અક્કલવાળું કામ થાય તો આપણે તરત જ કહીએ છીએ, 'કર્યું ભગાના જેવું,' ભગાભાઈએ જેવું કામ કર્યું હતું તેવું તું કરી રહ્યો છે.'

### માનો ભગો

આ કહેવતનું મૂળ કંઈક આવું છે—માનો ભગો.

ભગાભાઈનું મૂળ નામ હતું ભગવાનદાસ, ઉચ્ચ કુળનો એ નબીરો હતો. પણ પિતાનું અવસાન નાની વયે થતાં માતાએ પોતાના આ એકના એક છોકરાને જીવની જેમ ઉછેર્યો. એને ઘડી પણ તે વીલો મૂકતી નહિ, છોકરો સદા તેની આંખ આગળ જ રહેતો. ક્યાંક ફળીયામાં જતો તો મા તરત જ તેની પાછળ દોડતી અને તેને લઈ આવતી.

માનો આવો આંધળો પ્રેમ અને લાગણીનું પરિણામ એ આવ્યું કે ભગાભાઈ કંઈ ભણ્યા જ નહિ. અક્કલમાં બુઠ્ઠા રહ્યા. વ્યવહારમાં તેમની ગણના મૂર્ખમાં જ થતી હતી.

છતાં ભગાભાઈ પરણી ગયા. કોઈએ ભગાભાઈની સાથે પોતાની છોકરીનો સંબંધ કરી દીધો. માનો જીવ પ્રસન્ન બની ગયો કારણ તેનો ભગો વહુ લાવ્યો. પણ વહુને હૈયે તો સદા સગડી જ ધીકતી રહી.

### ભગાભાઈને સાસરે જવાનું થયું

એટલામાં ભગાભાઈને સાસરે લગ્નનો પ્રસંગ આવ્યો. ભગાને અને તેની વહુને આગ્રહથી તેડાવ્યા. પણ વહુ માંદી રહેતી હોવાથી તેનાથી જવાય તેમ નહોતું. એટલે ભગાને જ એકલા સાસરે જવાનું થયું.

માએ કોઈ દિવસ છોકરાને એકલો ક્યાંય પણ મોકલેલો નહિ એટલે તે વખતે પણ મોકલવા ઇચ્છતી નહોતી. પણ સાસરેથી વારંવારના તેડાં આવ્યાં-આગ્રહ થયો એટલે માને ભગાભાઈને મોકલવા જ પડયા.

એક વખતે 'હા' કહેજે અને
બીજી વખતે 'ના' કહેજે

ભગાભાઈ સાસરે જવા તૈયાર થયા.

માએ ટોકી ટોકીને કહ્યું, 'સાસરે જરા ભારેખમ બનીને રહેજે. બહુ લવ-લવ કરતો નહિ, કોઈ બે વખત પૂછે તો એક વખતે જ જવાબ આપજે. ઓછું જ બોલજે. ઝાઝી વાતો કરતો નહિ. તું ક્યારેય પણ પરગામ ગયો નથી. કોઈને ત્યાં એકલો રાત રહ્યો પણ નથી એટલે જ તને આ કહું છું. હોશિયારીથી રહેજે. અને સાંભળ, એક વખતે 'હા' કહેવી તો બીજી વખતે 'ના' કહી દેવી. આમ જરા વટ અને મોભામાં રહેશે તો તારી છાપ પડશે. અને સાસરીયા બોલી ઊઠશે- 'જમાઈ તો અમારા ડાહ્યા ડમરા છે....સમજ્યો !'

'મા, તું નકામી ચિંતા કરે છે. ત્યાં હું એવી છાપ પાડીશ કે સૌ રાજી થઈ જશે.'

### ભગાભાઈએ વાટયું

અને ભગાભાઈ સાસરે આવ્યા. સાસુ સસરા, સાળીઓ, સાળાઓ રાજી રાજી થઈ ગયાં. તેમણે આનંદથી જમાઈને વધાવી લીધા. ભરચક નાસ્તો કરાવ્યો. ચા પણ આપી અને પછી સૌ વાતોએ વળગ્યા.

'તમે એકલા જ આવ્યા છો ?' પોતાની દીકરી નહિ આવી એટલે સાસુએ જમાઈને પ્રશ્ન કર્યો.

'હા.'

'એ ક્યારે આવશે.'

'કોણ ?'

'ચંપા.'

'એ નહિ આવે.'

'કેમ....?' સાસુએ ચોંકીને પૂછયું.

ભગાભાઈ મૌન રહ્યા.

'એની તબીયત સારી નથી ?'

'ના.'

'દવા-દારૂ ચાલે છે ને ?'

'હા.'

'કંઈ અસર જણાતી નથી શું ?' સાસુએ ચિંતાથી પૂછયું.

જવાબમાં ભગાભાઈએ મોઢું બગાડયું અને પછી કહ્યું-'ના.'

'અમારાથી તમે કંઈ છૂપું રાખો છો ?' સાસુ-સસરા બન્નેએ હવે ચોંકીને પૂછયું.

'હા....'

'અમારી છોકરી જીવતી તો છે ને ?'

ભગાભાઈ હવે આ પ્રશ્નોની ઝડીથી કંટાળી ગયો. તેણે ફટ દેતું કહી દીધું 'ના....ના....'

'ઓ મારી છોડી રે....' કહેતાંની સાથે જ સાસુ-સસરા રડી પડયા. તેમને રડતાં જોઈ ઘરના બીજાઓ પણ પોકેપોક રડવા લાગ્યા. પાડોશીઓ આવ્યા. તેમણે પણ રડવા માંડયું.

એટલામાં ફળિયાનો એક માણસ ત્યાં આવી ચઢયો. તેણે પૂછયું–'આ બધાં કેમ રડે છે ?'

'જાણતા નથી ?'

'ચંચળ બહેનની છોકરી ચંપા ગુજરી ગઈ છે.'

'ચંપા ગુજરી ગઈ છે ? કોણે કહ્યું ?'

'આ જમાઈ ખુદ સમાચાર લઈને આવ્યા છે.'

'ખોટી વાત, આ ચંપાને તો હું આજે જ સવારે મળીને આવ્યો છું એના હાથની ચા પણ પીધી છે. હા, એ માંદી છે. પણ ચિંતા કરવા જેવું નથી જ....'

ફળીયાના માણસની આ વાત સાંભળી સૌ નવાઈ પામી ગયા. ભગાભાઈના સાસુ–સસરા રડતાં બંધ થયાં. તેમણે જમાઈનો હાથ હલાવીને પૂછયું– 'ભગવાનદાસભાઈ ! સાચું શું છે ? અમારી છોકરી જીવતી છે ને ?'

'હા–જીવે છે.'

'તો પછી મરી ગઈ છે એમ કેમ કહ્યું ?'

મેં કયાં એવું કહ્યું છે ? મેં તો માત્ર કહ્યું હતું– 'ના–ના....' મારી માએ મને કહેલું, 'દીકરા એક વખતે 'હા' કહેજે અને બીજી વખતે 'ના' કહેજે. એટલે એક વખતે મેં 'હા' કહી અને બીજી વખતે 'ના' કહી. તમે આવું ધારી લો તેમાં હું શું કરું ?'

સૌએ ભગાભાઈને ફિટકાર આપ્યો. જમાઈ મૂર્ખ જ નહિ પણ ગધેડા છે તેવું પણ હવે લોકો કહેવા લાગ્યા. ભગાભાઈની આ મૂર્ખાઈ ગામેગામ અને શહેરે શહેર પ્રસરી ગઈ અને કોઈ આવું અવળચંડું–મૂર્ખાઈ જેવું કામ કરે એટલે કહેવા લાગ્યા. 'કર્યું ભગાના જેવું....'





## ૨૮ કહો છો ને વર ઘરડો ?

સાઠ વર્ષની વયે સેકસ વધુ ખીલે છે.

આજે પુરુષની ૬૦ વર્ષની વય પણ જુવાનમાં ગણાય છે. એ વિધુર હશે તો તે આ વયે પણ લગ્નની ઝંખના કરશે. પશ્ચિમમાં તો વૃદ્ધ લગ્નો રોજના થઈ પડયાં છે. ત્યાં એની નવાઈ નથી. ૭૦ વર્ષનો વૃદ્ધ પણ જુવાન કે વૃદ્ધ સ્ત્રીને પરણી શકે છે.

કહ્યું છે કે વૃદ્ધાવસ્થાનો પ્રેમ ખૂબ ડંખીલો હોય છે. એ માનવીને ઝંપવા દેતો નથી. તેને પ્રેમ કરવાની ફરજ પાડે છે ત્યારે જ તે ઝંપે છે. એક અંગ્રેજ માનસશાસ્ત્રીએ તો કહ્યું છે કે માણસનું જાતીય આકર્ષણ તો સાઠ વર્ષ પછી જ શરૂ થાય છે. એક બીજા લેખકે કહ્યું છે–'સાઠ વર્ષની વયે

સેકસ વધુ ખીલે છે.'

ગમે તે વાત હોય. આપણી કહેવતોએ તો આ માન્યતાને પુષ્ટિ પણ આપી છે અને તેની વિરૂદ્ધ પણ કહ્યું છે. છોકરો ઘરમાં પરણ્યા વગરનો બેઠો હોય અને ડોસો સ્ત્રી લાવવા તલપી રહ્યો હોય છે. 'મૂળમાં મૂળજીભાઈ કુંવારા ને ડોસાને બે બૈરી જોઈએ.' આ કહેવત વૃદ્ધ વયે પ્રબળ બનતાં જાતીય આકર્ષણની જ વાત કહી જાય છે.

વૃદ્ધ થયો ને વંઠયું મન
ઉચાટ ટળ્યા જે ખૂટયું ધન

વૃદ્ધ થતાં મન વંઠી જાય છે–તે પણ આ કવિતા પરથી જાણી શકાય છે.

વૃદ્ધોની તરફેણમાં એક જોરદાર કહેવત પણ મળી આવી છે. આ કહેવત છે :–

**પુરખ સાઠા સો પાઠા,**
**સ્ત્રી વીસી સા ખીસી.**

પુરુષ સાઠ વર્ષની વય સુધી પણ જુવાન રહી શકે છે. પરન્તુ સ્ત્રીનું યૌવન વીસ વર્ષ બાદ ઢળવા લાગે છે.

વૃદ્ધને પત્ની વહાલી હોય છે. અલબત્ત જુવાન નવી વહુ જ. તે એને જીવની સમાન સાચવશે. તેને લાડ લડાવવાનું પણ બાકી રાખશે નહિ. તેના તમામ વાંક–ગુન્હા પણ તે કદાચ માફ કરશે. એક ભાષાની કહેવત છે–'જુવાનની વહુ બનવા કરતાં વૃદ્ધની વહુ બનવામાં લાભ છે.' આ લાભ તે કદાચ, લાડના–પ્રેમના હશે. સંસ્કૃતમાં પણ આવી જ એક કહેવત છે–'વૃદ્ધસ્ય તરુણી ભાર્યા પ્રાણેભ્યોપિ ગરીયસી' વૃધ્ધને યુવતી સ્ત્રી પ્રાણથી પણ વધુ પ્યારી છે.

વૃધ્ધ વયને લીધે ઘરડો કહેવાય છે. પણ મનથી નહિ. શરીરે ભલે તે ઘરડો દેખાય પણ તેનું મન તો જુવાન જ હોય છે. આ વાતને ટેકો આપનારી એક શુધ્ધ ગુજરાતી કહેવત પણ છે. 'કહો છોને વર ઘરડો?' મતલબ કે તમે બધાં મને ઘરડો–ઘરડો કહો છો. પરન્તુ હું તો જુવાન છું. અને એટલે જ તારા જેવી જુવાન સ્ત્રીને પરણ્યો છું.

પણ આ સ્ત્રી કે જે નાની વયમાં વિધવા થયેલી હતી અને હવે જે આ વૃદ્ધની સાથે નાતરે જઈ રહી હતી તે પોતાના વૃદ્ધ પતિના કરતાં પણ વધુ ચતુર નીકળી. તેણે જે સચોટ જવાબ આપ્યો તે પણ જાણવા જેવો છે. આ માટે આખી આ કહેવત વાર્તા જાણવી પડશે.

### વર ઘરડો–વર ઘરડો

એક કણબી પટેલ આધેડ અવસ્થાએ ઘરભંગ થયો. તેની ઇચ્છા કોઈ જુવાન છોકરીને સાથે પરણવાની થઈ. પણ કેટલાકોએ તેને સલાહ આપી–તું કુંવારી છોકરીને પરણે તેના કરતાં બાળવયમાં વિધવા થયેલી યુવતીની સાથે નાતરાથી જોડાય તો ઠીક કહેવાય. કણબીના મનમાં આ વાત ઠસી ગઈ. નક્કી કર્યા મુજબ પટેલ ગાડું જોડી નાતરાવાળી વહુને તેડવા તેને ગામ ગયો. જમાઈને જોવા આખું ગામ ભેગું થઈ ગયું. પણ વરને જોઈને તેમને નિરાશા થઈ કારણ એ વયમાં પાકટ હતો એટલે તેમણે કહેવા માંડયું.– 'વર ઘરડો–વર ઘરડો....'

કણબીએ આ સાંભળ્યું. પણ કંઈ બોલ્યો નહિ છતાં તેના મનમાં ઠસી તો ગયું કે

આ બધી સ્ત્રીઓએ મને ઘરડો કહ્યો છે તેથી નાતરે આવનારી વહુનું મન જરૂર નિરાશ થઈ જશે માટે મારે એના મનને વાળવું જોઈએ.

નક્કી કર્યા મુજબ કણબણને પટેલની સાથે વળાવી દેવામાં આવી પટેલે ગાડું હાંકયું. માર્ગમાં બન્ને ચૂપ હતાં. પટેલ વિચારી રહ્યો હતો કે મારે વહુના મનમાં કેવી રીતે ઠસાવવું કે હું જુવાન અને શક્તિવાળો છું. આખરે એક વિચાર તેને સૂઝી આવ્યો.

ત્રણ ચાર ગાઉની મજલ પછી પટેલે એક છાંયાવાળા સ્થળે પોતાનું ગાડું છોડયું. જળપાન કર્યા અને પછી વહુને કહ્યું–જરા જો ....મારી શક્તિ–કહેતાંની સાથે જ તે આખા ખેતરમાં ખૂબ ઝડપથી દોડયો. આ પ્રકારે તેણે ખેતરના બે ફેરા કર્યા પછી તે વહુની પાસે આવ્યો અને પોતાની મૂછોને ચઢાવીને બોલ્યો–' કહો છો ને વર ઘરડો છે ? પણ મારામાં તાકાત કેટલી છે તે તો તમે જોયું ને ?'

સ્ત્રી મરક મરક હસી અને પછી બોલી– ' નાથ, વર ઘરડો તો ત વખતે જાણ્યો હતો પણ એ ગાંડો છે તે તો હમણાં જ જાણ્યું.'

## બધું એમાં છે.

વર મોટો હોય અને વહુ નાની હોય ત્યારે ગેરસમજ પણ થઇ જાય છે. આ અંગેની એક કહેવત વાત જાણવા જેવી છે. એક વખતે એક વૃધ્ધ નાની વયની છોકરીને પરણીને પોતાના ગામમાં આવ્યો. બીજાઓએ તેને પૂછયું—' આ કોણ છે ? તમારી દીકરી છે ?'

વૃધ્ધે જવાબ આપ્યો–' બધું એમાં છે.'

## ડોસો પરણે અને ડોસો ગાય.

કેટલાક દાખલાઓ એવા હોય છે કે જેમાં વૃદ્ધ પૈસાના જોરે કોઈ જુવાન યુવતીને ચૂપચાપ પરણી લાવી તેને ઘરમાં આણે છે. આવા મામલામાં જે કંઈ કરવાનું હોય છે તે ડોસાએ પોતાને જ કરવાનું રહે છે. કારણ જો વાત વણસી જાય તો આ કજોડાં લગ્નનો વિરોધ ઊઠે છે અને ડોસાએ પરણ્યા વગર જ જવું પડે છે.

પણ આ પ્રકારના લગ્ન–વૃદ્ધ લગ્નો સુખી નીવડે છે ખરાં ? આપણી કહેવતોનો સ્પષ્ટ અભિપ્રાય છે કે આ બધું જે થાય છે તે પરને માટે જ હોય છે.

બુઢ્ઢો પરણે બાયડી,
અભણ્યો બેસે રાજ;
બોજ ઊઠાવે બળદિયો,
એ સૌ પરને કાજ.

એક હિંદી કહેવત પણ સાંભળો– ' બુઢ્ઢો બ્યાહ કરે, પડૌસિયોં કો સુખ હો ગયા.'

ડોસો પરણે એટલે ઘરમાં–પાડોશમાં લડાઈ–ટંટા ચાલુ જ થઈ જાય છે. ગામ આખામાં આ જોડું નીંદાઈ જાય છે. આપણી કહેવતોની આ લોકવાણી શું ખોટી છે ?

જુવાન વહુ ને બુઢ્ઢો લાડો,
એનો રોજ ઊઠીને ભવાડો.

વૃદ્ધને પરણનારી છોકરીનું મન પણ કહેવતે છત્તું કર્યું છે. તેના અંતરની વેદનાને પણ તેણે વાચા આપી છે. એ કહે છે :–

કર્મે કજોડું—મારે જગમાં વલોણું
સરખી સહિયરમાં મહેણું.

અહીં કન્યાએ કજોડાં માટે પોતાના કર્મને દોષ આપ્યો છે. નસીબનો વાંક કાઢ્યો છે. વાત સાચી છે. આ માટેની પણ એક લોકવાણી છે. એક સખીના પ્રશ્નનો જવાબ આપતાં પેલી અનુભવી સખી કહે છે :-

સરખે સરખાં તો મળે
જો લખ્યાં હોય લલાટ

નસીબમાં લખ્યું હોય તો જ સરખે સરખાં મળે. મનપસંદ વરની સાથે કે વહુની સાથે લગ્ન કર્યાં હોય પણ કર્મમાં જો સુખ ન હોય તો આવા લગ્ન પણ દુઃખદાયક કે કમનસીબ થઈ પડે છે.

ક્યારેક પરણનારી સ્ત્રીની આંતરડી કકળી ઊઠે છે ત્યારે તે માબાપને માટે પણ કડવી વાણી કાઢતાં અચકાતી નથી. એ કહે છે :—

પરણ્યા કરતાં નાનો બાપ,
એ તે ક્યા જન્મના પાપ ?
પૈસા માટે મારી થાપ,
મરજો બન્ને મા ને બાપ.

કન્યાવિક્રયનો ભોગ બનેલી સ્ત્રી કહે છે-પરણેલા વર કરતાં મારો બાપ નાનો છે. બાપ કરતાં પણ મોટા વરની સાથે મને પરણાવવામાં આવી તે ક્યા જન્મનું પાપનું મૂળ છે. પૈસા માટે આવું દુષ્ટકૃત્ય કર્યું છે માટે મા ને બાપ બન્ને મરજો—તેનું ફળ ભોગવજો—

બુઢ્ઢાને બાયડી પરણાવવી એટલે મડાને મીંઢળ બાંધવાનું જ—

બીબી થાય મીઆં જોગ,
ત્યારે મીઆં થાય થોર જોગ.

આ કહેવતો પણ વૃદ્ધ લગ્ન અંગે ઘણું-ઘણું કહી જાય છે.

ડોસાઓમાં પણ ક્યારેક એવું જોર આવી જાય છે કે તે પોતાની સ્ત્રીની સાથે લડવા-ઝઘડવા લાગે છે. 'હું તો મરું પણ તને તો રાંડ કહેવડાવું જ....' એ કહેવત આ વાતની સાક્ષી પૂરે છે. એક વૃદ્ધ પોતાની સ્ત્રી ઉપર ક્રોધે ભરાયો. એટલે તેણે તેને રાંડ કહી. સ્ત્રીએ કહ્યું- 'તમે બેઠા અને હું રાંડ કહેવાઉં નહિ.'

ડોસાએ કહ્યું- 'હું મરું, પણ તને રાંડ કહેવડાવું જ....'

જેમ 'ઘરડી ઘોડી લાલ લગામ' તે જ પ્રકારે વૃદ્ધ પોતાની જુવાન સ્ત્રીને ખૂબ લાડ-પ્રેમથી રાખે છે. તેને શણગારવામાં પણ તેને આનંદ આવશે. 'બુઢ્ઢે મર્દકી જોરૂ ગલેકા ઢોલના' એટલે કે વૃદ્ધ પોતાની સ્ત્રીને બહુ જ સાચવીને રાખે છે. અલંકારોથી તેને લાદી દે છે.

આ બધું છતાં એક જોરદાર કહેવત વૃદ્ધોની તરફેણમાં જોવામાં આવે છે. અને તે છે 'ડોસો કુંવારો મરે, પણ ડોસી કુંવારી ન મરે....'

## ૨૯ કાગડો દહીંથરું લઈ ગયો: કાગા બોલે, પડ ગયે રોલે

### કાગડા દ્વારા મળતા બોધપાઠ

કા...કા...કરે એ કાગડા. કાગડાનું આ મુખ્ય લક્ષણ છે. બીજું લક્ષણ છે વ્યવહારે કાગડા કાળા. કાગડો ધૂર્ત છે. વિષ્ટા પર બેસનારો છે. અપશુકનથી ભરેલો છે. એની વાણી અશુભ છે. વર્તનમાં કપટ છે. દીઠે એ ગમતો નથી. આ બધું છે. છતાં માણસ જાતને એ બે ઉત્તમ પ્રકારના બોધપાઠ આપે છે. સંચયવૃત્તિનો અને ભવિષ્યની જાળવણીનો. કુકડો વહેલા ઊઠવાના નિયમને ભલે યાદ કરાવતો હોય પરન્તુ 'કાગા બોલે, પડ ગયે રોલે'– કાગડો સૂર્યોદય થતાં જ બોલવા લાગે છે અને એના બોલતાંની સાથે જ સારીય દુનિયા જાગી જાય છે. કાગડાનું આ લક્ષણ શું માણસ જાતને માટે ઉપકારી નથી ?....

### કાગા કિસકા લેત હૈ, કોયલ કિસકું દેત ?

કોયલ કોઈને કંઈ આપી જતી નથી ને કાગડો કોઈનું કંઈ ઝુંટવી જતો નથી. તો પછી તેને નીંદો છો શા માટે ?

### બગલા કરતાં કાગડો સારો

વાત સાચી છે. 'મુખમેં રામ ઔર બગલમેં છૂરી' એના જેવું તો આ કાગડો કરતો જ નથી. માણસનું મન મેલું હોય પણ તન ઉજળું હોય તેવું કાગડાને માટે કહેવાતું નથી. એ તો સ્પષ્ટ સ્વભાવનો છે. તન અને મનથી તે એક જ રંગનો છે. સ્વભાવનો પણ એવો જ. એટલે જ કહ્યું છે કે :—

મન મેલા, તન ઉજળા, બગલા કપટી અંગ
તાકે તો કૌઆ ભલા, તન મન એક હી રંગ

બગલો બહારથી ઉજળો હોય છે પણ તે અંદરથી કુટિલ અને કાળો છે. એના કરતાં તો કાગડો ભલો કે જેનાં શરીર તથા મન એક સરખાં જ કાળાં છે.

### શેરબજાર-શાક માર્કેટમાં પણ કાગડાઓ

કાગડો માત્ર ઝાડ પર બેસતો નથી. છાપરાં પર તેનું સ્થાન નથી. એ તો શહેરના શેરબજારમાં–શાક અને મચ્છી બજારમાં તથા રૂ કે સટ્ટા બજારમાં પણ તેનું સ્થાન હોય છે. તમે નવાઈ પામશો. આ તો ગપગોળો છે....કાગડો શેરબજારમાં ક્યાંથી ? સાચી વાત છે. કાગડાઓ જ્યારે ભેગા મળીને શોરબકોર કરે છે ત્યારે તેને 'કાગારોલ' કહેવામાં આવે છે. આવું જ માણસોનો સમુદાય જ્યારે મળે છે અને તે જોરથી વાતો કરતો હોય છે ત્યારે તેને કહેવામાં આવે છે– 'આ કાગારોલ શા માટે કરો છો ? શેરબજાર-મચ્છીબજાર વગેરે સ્થળોએ આવી કાગારોલ તો રોજની થઈ પડી હોય છે.

### કાગડાની કોટે રતન

કાગડો રંગમાં કાળો છે. દેખાવે એ ગમતો નથી. એટલે કોઈ સુંદર-કુટડી

યુવતીને કોઈ બેડોળ કે શ્યામ રંગનો માનવી પરણે તો લોકો તરત જ કહેશે–કાગડો દહીંથરૂં લઈ ગયો– 'કાગડાની કોટે રતન.'

આમ છતાં પણ કાગડાને અને સ્ત્રીને ઠીક ઠીક બને છે. લોકસાહિત્યમાં સ્ત્રી કાગડાને પણ વિનવતી બતાવવામાં આવી છે. કાગડા પ્રતિ સ્ત્રીની લોકોકિત આજીજી પ્રાર્થના અને વિનયની છે. કાગડો એને માન આપે છે કે નહિ તે વાત બાજુએ રાખીએ તો પણ સ્ત્રી કાગડાની પ્રતિ આશાની દૃષ્ટિ તો રાખી રહે છે.

### કાગડાની વાણી એટલે મહેમાનનું આગમન

એક સુંદર સ્ત્રી ચોકમાં ઊભી હતી. તેનો પતિ પરદેશ ગયો હતો. આજે આવશે કાલે આવશે એ આશામાં તે દિન ગાળી રહી હતી. એટલામાં ચાર છ કાગડાઓ ક્યાંકથી આવ્યા અને તે ચોકમાં બેસી 'કા....કા....' કરવા લાગ્યા.

'કાગડો બોલે એટલે કોઈ આવે એવું' આપણે ત્યાં માનવામાં આવે છે. પણ આ સુંદરી તો નિત્ય 'કા....કા....'થી કંટાળી ગઈ હતી. કાગડાને બોલતાં જોઈ એ કહેતી 'તું મને નિત્ય ખોટી આશા શા માટે આપે છે. તું ધૂર્ત છે....ખોટો છે....'

અને એટલે જ જ્યારે આજે તેણે કાગડાઓને પોતાની સામે 'કા....કા....' કરતા જોયા ત્યારે તે ક્રોધે ભરાઈ ગઈ અને કાગડાઓને ઉડાડવા લાગી....પણ એટલામાં તેણે શું જોયું....?

કાગ ઉડવણ ધણ ખડી, આયો પીવ ભડકક
આધી ચૂડી કાગ ગલ, આધી ગઈ તડકક.

સુંદરી સ્ત્રી કાગ ઉડાવી રહી હતી. એનું શરીર પ્રિતમ વગર દુબળું પડી ગયું હતું. પણ જેવું તેણે સાંભળ્યું કે પ્રિયતમ આવ્યો છે તેવું જ તેનું શરીર પ્રસન્નતાથી ફુલાઈ ગયું અને હાથ ફુલી જવાને લઈને હાથની ચૂડી તડક થઈ ગઈ. સુંદરીએ હાથ ઊંચો કર્યો હતો એટલે તૂટેલી ચૂડીનો ઉપરવાળો અર્ધો ભાગ ઉછળીને કાગડાના ગળામાં જઈ પડ્યો.

### મારી બે આંખ તો રહેવા દેજે!

પ્રિતમની રાહ જોઈ જોઈને દેહ ગાળી દેનારી એક બીજી વિરહિણી સુંદરીની વિનંતી સાંભળો. પ્રિતમની મિલનની આશામાં એ હજુ જીવી રહી છે. એ જીવતી રહે કે મરી જાય તો પણ બે આંખો તો એના પ્રિતમનું સ્વાગત કરશે જ એવી તેની દૃઢ આશા છે અને એટલે જ તે કાગડાને પ્રાર્થના કરી રહી છે:—

કાગા સબ તન ખાઈઓ,
ઔર ચુનચુન ખાઈઓ માંસ;
પર દો નૈનાં મત ખાઈઓ,
કે પિયા મિલનકી આશ,

હે કાગડા! તું ભલે મારું આખું શરીર ખાઈ જાય–મારો દેહ પીંખી પીંખીને ખાઈ જાય તેની મને હરકત નથી. પણ આ મારી બે આંખોને તો તું અડતો જ નહિ. અને સલામત જ રાખજે કારણ એને પ્રિયતમના મિલનની આશા છે–ઝંખના છે....એ જોઈ શકે.

સ્ત્રી બીજા કોઈ પણ પક્ષીને નહિ પણ કાગડાને જ આ પ્રાર્થના કરી રહી છે તે શું તેની અગત્ય બતાવતું નથી?

### કાકતાલીય ન્યાય

સંસ્કૃતમાં કહેવતને 'લૌકિક ન્યાય' કહેવાય છે. આવા લૌકિક ન્યાય ઘણા છે. એમાંનો એક ન્યાય છે– 'કાકતાલીય ન્યાય.'

કાગડો ઉડતાં જ તાડનું ફળ પડે 'કે પછી કાગનું ઉડવું અને તાડનું પડવું' કે 'કાગને બેસવું ને તાડનું પડવું' જ્યારે બને ત્યારે તેને 'કાકતાલીય ન્યાય' કહેવામાં આવે છે.

એક તાડનું વૃક્ષ ફળ એકદમ પાકીને જીર્ણ થઈ ગયું હતું. આજ પડે કાલે પડે કે હમણાં જ તે પડશે તેવું થઈ રહ્યું હતું. ત્યાં જ એક કાગડો ક્યાંકથી આવી ચઢ્યો. એ બેસે ન બેસે ત્યાં તો ફળ કે વૃક્ષ પડી ગયું. અને આમ આ કહેવતનો જન્મ થયો. આ કહેવતો માત્ર ગુજરાતી ભાષામાં જ નથી. પણ સંસ્કૃત, તામિલ, મરાઠી, હિંદી એમ દરેક ભાષામાં મળી આવે છે.

'કાગનું બેસવું ને તાડનું પડવું' આમ કેટલીક વખત બને છે તેવું જ તીડા જોશીને માટે પણ બનેલું તે વાત તો જાણીતી જ છે. આ અંગેનો જે જાણીતો દુહો છે તે—

સૂતાં સૂતાં પોળી ગણી,
હગવા ગયો ત્યાં દીઠી ઘોરી,
નંદરડીએ આપ્યા હાર,
ને મૂક રાજા તીડાનો ખ્યાલ.

આ છે એની વાત. આજે પણ લોકસાહિત્યમાં વખતે વખતે કહેવાય છે જ.

કોઈ નાની વાતને મોટું સ્વરૂપ આપે છે ત્યારે પણ આપણને કાગડો યાદ આવી જાય છે. કહેવત છે–'કાગનો વાઘ કરવો.' કોઈની આતુરતાથી રાહ જોવાઈ રહી હોય ત્યારે કહેવાય છે, 'કાગને ડોળે રાહ જોવાય છે.' કાગડો નકલમાં હોંશિયાર હોય છે. હાંસી મશ્કરીમાં પણ તે એક્કો ગણાયો છે. આથી જ કહેવતો પડી છે કે, 'કાગડો કોયલને હશે.' કાગડો મોરની ચાલ ચાલવા જતાં પોતાની ચાલ ભૂલી ગયો.

### કોણ ધૂર્ત કાગડો કે વાણિયો?"

કાગડો ધૂર્ત છે. ભલભલાને તે છેતરી જાય છે પરંતુ આ ઠગ–ધૂર્ત વિદ્યામાં વાણિયો વધુ ચતુર પૂરવાર થયો છે એને લગતી એક કહેવત છે–'વાણિયાએ કાગડાને છેતર્યો' એને લગતી એક વાર્તા સાંભળો.

"એક ધૂર્ત કાગડો એક વાણિયાનું ભારે નુકશાન કર્યા કરતો હતો. તેની કોઇ ચીજ–વસ્તુ સુકવવા માટે છાપરાં પર કે અગાસીમાં સૂકી હોય ત્યારે આ ધૂર્ત તેને ઉપાડી જતો કે પછી તેના પર વિષ્ટા કરતો. કાગડો આમ આ વાણિયાની પાછળ પડયો હતો. વાણિયો કાગડાની આ સતામણીથી ત્રાસી ગયો એટલે તેણે એને પાઠ ભણાવવાનું નક્કી કર્યું.

એક દિવસે વાણિયો પોતાની શેરીમાં જમીન ઉપર સૂઈ ગયો. તેણે મોઢામાં ઠાંસી ઠાંસીને દહીં ભર્યું. પછી મુખ પહોળું રાખી એ હાથ–પગ નહિ હલાવતાં જાણે પોતે મરી ગયો હોય તેમ સૂઈ રહ્યો. પેલો ધૂર્ત કાગડો ઉડતો

ઉડતો વાણિયા પાસે આવ્યો. તે સમજી ગયો કે વાણિયો મરણ પામ્યો છે. એટલે તેના મોઢામાંનું દહીં ખાવા એ તેની છાતી પર બેઠો અને પછી ધીરે રહીને પોતાની ચાંચ તેણે દહીં ખાવા વાણિયાના મોઢામાં નાખી જેવી ચાંચ મોઢામાં પ્રવેશી કે તરત જ વાણિયાએ મોઢું બંધ કરી દીધું. અને કાગડો વાણિયાના મુખમાં ચાંચ દ્વારા સપડાઈ ગયો. આમ ધૂર્ત કાગડો વાણિયાથી છેતરાઈ ગયો અને આ કહેવત જન્મી.

હરિયાણા પ્રદેશની કહેવત છે–' મનુષ્યોમાં નાઈ તથા પક્ષીઓમાં કાગડો ધૂર્ત હોય છે.' આમ છતાં પણ કાગડાને માટે કહેવાય છે કે ગમે-તેવો આપત્તિ કાળ હશે તો પણ ' કાગડો કાગડાનું ' માંસ ખાશે નહિ !

કાગડો બુદ્ધિમાં શૂન્ય છે એક રાજસ્થાની કહેવતે કહ્યું છે :-

કાગ પઢાયો પીંજરે, પઢગો ચ્યારૂં વેદ,
સમઝાયો સમજ્યો નહીં, રહ્યો ઢેઢ કો ઢેઢ.

કાગડાને પાંજરામાં બંધ રાખી તેને ચારે વેદ ભણાવવામાં આવ્યા. કિન્તુ તેની બુદ્ધિમાં કંઈ જ ન બેઠું. એ ઢોઠનો ઢોઠ જ રહ્યો.

કહ્યું છે-કાગડો–કુહાડી અને કુટિલ નર.' એ કરડતાં જ રહે છે. કાપવાનું જ સમજે છે. પણ સોય, સુહાગી અને સત્પુરુષ તો જોડવાનું જ સમજે છે.

કાગડો એઠું જ ખાય છે એ વિષ્ટા પર જ બેસે છે. એને સારી ચીજ સૂઝતી નથી એટલે કુટિલ સ્વભાવના તથા લોકોની એબ જોનારા માનવીઓને માટે કહેવાય છે 'કાગડો વિષ્ટા પર જ બેસે છે તેમ તમે લોકોનું બુરૂં જ જુઓ છો....સારૂં તમને દેખાતું જ નથી–' આમ માણસની સરખામણી ઘણી વાર કાગડાની સાથે પણ થઈ જાય છે.

રંગ એક જ–વાણીમાં ભેદ

કોયલને કાગડો એક જ રંગી છે. બંનેના રંગ કાળા છે. પણ વાણીમાં ભિન્ન છે. વાણીથી તેઓ વરતાઈ જાય છે.

કોયલડી ને કાગ, વાને વરતાયે નહિ,
(પણ) જીભલડીમાં જવાબ
સાચું સોરઠિયો ભણે

મીરાંબાઈએ પણ કહ્યું છે :-

કોયલને કાગડો એક જ રંગી
કડવી છે કાગડાની વાણી...

કાગડાની વાણી સ્ત્રીને માટે સંદેશા લાવે છે. વિરહિણી નારીને માટે તે પ્રીતમનો સંદેશો લાવે છે. તેના આગમનની તે છડી પોકારે છે. કાગ સંદેશો લાવે કે ન લાવે પણ વિરહમાં તલપતી નારી તો કાગડા પ્રતિ જ પોતાની આશાને લંબાવવાની અને તેને કહેવાની—

ઉડ કાગ... ગગનકા વાસી
ખબર તો લાવ, મારા સાજનની...

પણ કાગડો તો બેસી જ રહે છે એટલે વિરહિણી નારી તેને લોભ-લાલચ બતાવે છે.

જા ઉડિ જારે કાગા ઊડે જા...
લા પ્રીતકી લા રે ખબરિયા...
તોરી સોનેસે ચાંચ મઢાઊંગી
તોહી રૂચરૂચિ ખીર ખીલાઊંગી

કાગડો તેને છેતરામણી બોલીમાં કંઈક કહે છે. નારી એ સાંભળે પણ તેને વિશ્વાસ નથી આવતો. તે કહે છે–

**ખિંવૈ નિમાણી આંબડી, બોલે કાગ નિલજ્જ**
**સો કોસાં સાજન બસૈ, સો કિમ આવે અજ્જ!**

હે નિર્લજ્જ કાગડા! તું બોલીને મને છેતરે છે–કે પછી વધાઈ આપે છે. પણ મારો પ્રીતમ તો સો કોશ દૂર બેઠેલો છે. એ આજે તે ક્યાંથી આવી શકે?

પછી તો વિરહિણી નારી કાગડાને હાથ જોડીને કહે છે :-

**કગવા દિઉં વધાઈયાં, પ્રીતમ મિલવૈ મુઝ,**
**કાઢ કલેજા આપણો ભોજન દિઉંલિ તુઝ.**

હે કાગ! મારો પ્રીતમ મળશે–એવી વધાઈ આપે તો હું તને મારું કલેજું કાઢીને એના ભોજનિયાં રાંધીને તને ખવડાવું.

આવો છે કાગડો અને વિરહિણી સ્ત્રીનો સંબંધ.

ડાહ્યા માનવીઓએ કહ્યું છે–'કાગડાના જેવી ચપળતા દાખવો.' કાગડો એવો તો ચપળ છે કે તે ભાગ્યે જ કોઈની ઝપટમાં આવે છે. વિષયભોગમાં પણ તે ગુપ્ત છે. એ કોઈનો વિશ્વાસ પણ કરતો નથી. કાગડાની દૃષ્ટિએ જોવું– એટલે કે ભયને માટે સદા સાવધ રહેવું.

### આ ત્રણે એક

**કાગા કુત્તા કુમાણસા, તીન્યું એક નિકાસ,**
**જ્યાં જ્યાં સેરયાં નીસરૈ, ત્યાં ત્યાં કરે બિનાસ.**

કાગડો–કૂતરો અને દુર્જન ત્રણે એક સરખા જ સ્વભાવના છે. જે માર્ગથી તેઓ નીકળે છે તેનો વિનાશ જ કરે છે.



## ૩૦ | કાણિયા નર કોક સાધુ, કોક નિર્ધન ટાલીઆ

કાણા-માંજરા અને ટાલવાળા માણસો કેવા હોય છે?

આપણામાં એક કહેવત છે.

કાણિયા નર કોક સાધુ,
કોક દાતા માજરા:
ખોખડ દંતા કોક મૂર્ખા
કોક નિર્ધન ટાલીઆ.

આ કહેવતનું મૂળ સામુદ્રિકશાસ્ત્ર પરથી આવ્યું છે. એમાં સામુદ્રિકની સાથે જીવન વ્યવહારનો અનુભવ પણ ભળ્યો છે એટલે કહેવત સચોટ બની છે.

સાધુ-સન્યાસીઓમાં કોઈક જ કાણો હશે. સાધારણ રીતે એવું કહેવાય છે કે જે કાણો હોય છે તે સાધુ હોતો નથી. એ સાધુ બને કે આવો કોઈ કાણો સાધુ હોય તો તેનું કોઇ માને પણ નહિ અને તેને આદરમાનને બદલે તિરસ્કાર જ મળે. સામુદ્રિકે કહ્યું છે કે કાણાઓમાં લુચ્ચાઈનું તત્ત્વ વધુ પ્રમાણમાં હોય છે એટલે આવો માણસ સાધુ બને તો પણ એનો કોઈ વિશ્વાસ કરતું નથી.

માંજરા અવિશ્વાસુ હોય છે. એની ભુરી આંખોમાં સ્વાર્થ અને અવિશ્વાસ બન્ને વ્યક્ત થાય છે. આથી જ કહ્યું છે કે આવો કોઈક જ માણસ દાતા-સખાવતી નર બની શકે છે. મોટા ભાગના આવા માંજરાઓ તો પોતાના જ હિતમાં રમતા હોય છે.

જેની દંતપંક્તિઓ છુટી હોય કે પછી વાંકીચૂંકી હોય-તૂટેલી હોય એને ચતુર-પાવધરા માનવામાં આવ્યા છે. આવાઓમાંનો કોઈક જ મૂર્ખ હોઈ શકે.

અને જે ટાલવાળા છે, જેના માથા પર ટાલ છે. તેઓ ભાગ્યશાળી ગણાય છે. આવા ટાલવાળાઓમાંથી કોઈક જ ધન વગરનો કંગાળ હશે. સામુદ્રિકશાસ્ત્રનું આ કથન છે.

### આવાઓના વિશ્વાસ કરવા નહિ

કહેવતે સામુદ્રિક જ્ઞાન અને જ્યોતિષ જ્ઞાનને પણ લોકભોગ્ય બનાવ્યું છે. કહ્યું છે કે 'જેના હૈયામાં એટલે કે છાતી પર વાળ ન હોય તે કપટી-અવિશ્વાસુ હોય છે. સાધારણ રીતે દરેકને છાતી પર વાળ થોડા કે વધુ હોય છે જ પરન્તુ જેની છાતી પર એક પણ વાળ ન હોય તે માણસને દગો દેનાર કહેવામાં આવ્યો છે. આજ પ્રકારે ભુરી આંખવાળા માંજરા માનવીને - માંકડ મૂછોવાળાને પણ અવિશ્વસનીય ગણવામાં આવ્યો છે. એમના શુકન પણ સારા ગણાયા નથી. આ અંગેની એક માન્યતા જાણવા જેવી છે.

માંકડ મૂછો માજરો,
હૈયે ન હોય વાળ;
તેને શુકને ચાલીએ,
તો નિશ્ચય ખૂટે કાળ.

આવાઓના શુકનથી જો ચાલવામાં-વર્તવામાં આવે તો-અશુભ જ ફળ મળે છે.

### કામ સિધ્ધ કરીને ઘેર આવી શકશો

લોક કહેવતે કહ્યું છે કે કાર્ય માટે બહારગામ જતી વખતે તમે અમુક શુકનો

જોઈને કે અમુક વસ્તુઓનું પાન કે સેવન કરીને જશો તો અવશ્ય તમારું કાર્ય સિદ્ધ થશે. માત્ર અનુભવ વાણી જ છે. અને વહેમ પણ ગણી શકાય અને માન્યતા પણ. વહેમ અને માન્યતા પણ અમુક અનુભવ–દાખલા પરથી જ ઘડાય છે. કહેવતની જેમ જ એનો પ્રચાર પણ થતો રહ્યો છે. કહ્યું છે કે–

રવિ તાંબુલ, સોમે દર્પણ,
ધાણુ ચાવો ધરણીનંદન
બુધે ગોળ, ગુરૂએ રાઇ,
શુક્રવારે સરસવ ખાઈ;
શનિવારે વાવડીંગા ચાવે,
તે કામ કરી ઘેર નિશ્ચે આવે.

રવિવારે તાંબૂલ એટલે કે પાનસોપારી ખાઇને, સોમવારે દર્પણમાં મુખ જોઈને મંગળ કે ભોમવારે ધાણા ચાવીને, (ધાણાને શુકનવંતા ગણવામાં આવ્યા છે) બુધવારે ગોળ, ગુરૂવારે રાઈ, શુક્રવારે સરસવ અને શનિવારે વાવડીંગાં ચાવીને ખાઈને જે માણસ નવું કાર્ય કરવાને માટે દેશ કે પરદેશ જાય છે તે જરૂર કાર્ય સિદ્ધ કરીને જ પાછા ઘેર આવે છે.

શ્રેષ્ઠ અને વણપછ્યાં મુહૂર્તો,
શનિ પંથા, શનિ ગ્રંથા
વિદ્યારંભે ગુરૂ શ્રેષ્ઠ,
પૂનમનો પડવો, અમાસની બીજ,
વણ પૂછ મુહુર્ત...
તેરસ ને ત્રીજ.

ફાગણ સુદ પૂનેમ પછીનો વદ પડવો. અમાવાસ્યા પછીની બીજ એટલે કે અષાઢ સુદ કે કાર્તિક સુદ બીજ, વૈશાખ સુદ ૩ એટલે કે અક્ષયતૃતીયા–અખાત્રીજ અને તેરસ એટલે કે ધનતેરસ. આ બધા દિવસો પવિત્ર શુકનવંતા જ ગણાયા છે. આ દિવસો માટે મુહુર્ત જોવાની જરૂર જ નથી. કોઈ પણ નવું કાર્ય આ દિવસોએ આરંભી શકાય છે.

વસ્ત્રો ક્યારે પહેરવાં તે માટેની કહેવતો

આદિત ફાટે
સોમ જળે,
મંગળ પહેર્યું પીડા કરે,
લુગડાં પહેરે ત્રણવાર,
બુધ, ગુરૂ ને શુક્રવાર

નવાં વસ્ત્રો ક્યારે પહેરવા–ખરીદવા તેને લગતી પણ અનેક લોકમાન્યતાઓ છે. આ માટે કહ્યું છે કે –

રવિવારે નવું વસ્ત્ર પહેરવામાં આવે તો તે લાંબો સમય ટકે નહિ. એ ફાટી જાય. સોમવારે પહેરવામાં આવ્યું હોય તો તે શુભ નથી. મંગળવારે કપડું ખરીદવું નહીં. તેમજ નવું વસ્ત્ર પહેરવું પણ નહિ. કારણ એ પીડા કરે છે.

લુગડાં–વસ્ત્રો પહેરવા માટેના જે શુભ દિવસો છે તે છે બુધ, ગુરૂ અને શુક્રવાર.

આમાં શનિવારનો ઉલ્લેખ નથી. શા માટે નથી તે રહસ્યભર્યું છે. છતાં એક વાત સ્પષ્ટ છે કે શનિવાર એ ચીકણો વાર ગણાયો છે. આ વારે કપડું પહેરવામાં આવે–ખરીદવામાં આવે તો તે લાંબા સમય સુધી ટકે છે.

શુક્રવારે નવી યોજના નકામી

શુક્રવારને લોકમાન્યતાએ નકામો દિવસ ગણ્યો છે. આ દિવસની રાત્રિએ જો નવી યોજનાઓ વિચારી હોય–નવા પ્લાન ઘડયા હોય તો તે નિષ્ફળ જ જાય છે તેવું માનવામાં આવે છે. કહેવત છે કે –

**શુકનની રાત, કદી ન કરીએ વાત**

શુકનની રાતે ક્યારેક પણ નવી વાતો ચર્ચવી નહિ કોઈ-યોજના કે મુહૂર્ત પણ કરવું નકામું છે.

**યાહોમ કરો-ફત્તેહ આગે...**

આ તો વહેમ-પ્રચલિત માન્યતાઓ છે. આપણા સમાજ જીવનમાં રૂઢ થઇ ગયેલી કહેવતો-લોકોક્તિઓના આધારે જ કહ્યું છે. એવી પણ કહેવત છે કે :–

શુકનથી શબ્દ આગળા
ગોકીરે શુકન નહિ

આ બે કહેતીએ એટલી તો સશંકત છે કે ઉપરની વહેમવાળી કહેવતોનું ક્ષેત્ર સિમિત કરી નાંખે છે. તેને સંકુચિત બનાવી દે છે.

શુકન જોઈને કામ કરે કે શુકન જોવા જાય તેના કરતાં તો કોઈ સારું વાક્ય કહે-બોલે-કોઈ આશીર્વાદ આપે-કોઈ મંગલસૂચક શબ્દ કહે તો તે વધુ સરસ-સારા ગણાય છે. જતી વખતે કોઈ આવા શબ્દો કહે તો શુકન જોવાની પણ જરૂર નથી. પ્રયાણ જ કરવું.

ગોકીરે શુકન નહિ-એટલે કે ધાડ પડી હોય-ચોર લુંટારાઓ ગામ પર ત્રાટકી પડયા હોય તો તેવા સમયમાં શુકન જોવાની કે કોઈ વહેમ રાખવાની જરૂર નથી. તરત જ જે કંઈ શસ્ત્ર હાથમાં આવે તે લઈ તૂટી પડવું. આ લોકોક્તિ ધાડ-લુંટફાટના સમયમાં પ્રચલિત થઈ હોય તેવું લાગે છે. દેશ પર દુશ્મનો ચઢી આવ્યા હોય ત્યારે પણ શુકન કે વહેમ જોવાતાં જ નથી. 'યાહોમ કરો-ફતેહ છે આગે....'





## ૩૧ કાકા અજમેર ગયા છે ને કાકી કોટે છે

કેટલીક વખતે એવું ઓડનું ચોડ વેતરાઈ જાય છે કે ભારે થઈ જાય છે. લગ્ન હોય છે તેનું લગન વંચાય છે. હરખાને બદલે બરખા જઈ પહોંચે છે. વિવાહની વાત હોય ત્યાં વરસી વંચાય છે. વિવાહનું બારમું પણ થઈ જાય છે.

**કાકા અજમેર ગયા છે ને કાકી કોટે છે**

અરે આ તો સમજ્યા પણ 'કાકા અજમેર ગયા છે, ને કાકી કોટે છે.' તેનું વંચાય છે, કાકા આજ મરી ગયા છે, ને કાકી કૂટે છે. સમજનારો સમજે છે કે કાકા મરી જાય ત્યારે કાકી કૂટે નહિ તો શું કરે? એટલે એ પણ રડવા-કૂટવા લાગે છે.

આવું 'ઓડનું ચોડ' વેતરનારી કહેવતમાં ઉપરની કહેવત એટલે કે 'કાકા અજમેર ગયા છે' વળી કહેવત સારી પ્રસિદ્ધ થયેલી છે. વાત એવી બની કે એક વ્યાપારીને ત્યાં એક ગૃહસ્થનો પત્ર આવ્યો,

તેમાં તેમણે પૂછપરછ કરી હતી કે શેઠજી અને શેઠાણીજી હાલ ક્યાં છે–અમારે તેમને મળવા આવવું છે.

શેઠના ભત્રીજાએ જવાબમાં લખ્યું 'કાકા અજમેર ગયા છે ને કાકી કોટે છે.' આ ભાઈના અક્ષર એવા કે 'લિખે મૂસા પઢે ખુદા' લખ્યા પછી એ પોતે પણ પોતાના અક્ષરો ઉકેલી શકે તેમ નહોતા. છતાં એનું ગાડું નભતું.

ગૃહસ્થને પત્ર મળ્યો. અક્ષરોની અગડંબ–બગડંબને લીધે તેમણે વાંચ્યું–કાકા આજે મરી ગયા છે. અને કાકી કૂટે છે. ગૃહસ્થને ભારે શોક થયો તેમણે દિલાસાનો એક લાંબોલચ પત્ર આ વ્યાપારીના ભત્રીજા પર લખી મોકલ્યો. આમ અક્ષરોની ગડબડ અંગે 'વિવાહની વરસી' થઈ ગઈ.

### લાલાજી આજે મરી ગયા છે, મોટી વહુને મોકલી આપો.

આવી જ મતલબની આ કહેવત અંગેની એક બીજી વાત પણ સાંભળો. એક વ્યાપારી પોતાને ઘેરથી બીજા શહેરમાં આવેલી પોતાની પેઢીએ ગયો. તેમના ગુમાસ્તાઓએ તેમને ઘેર સમાચાર લખ્યા કે 'લાલાજી અજમેર ગયા છે બડી વહી મોકલી આપો....?

આ પત્ર લખાયો હતો તે સમયની વ્યાપારી ભાષામાં આ વ્યાપારી ભાષાને 'મહાજની અક્ષરો' તરીકે પણ ઓળખવામાં આવે છે. એમાં કાનો–માત્રા લખવામાં આવતી જ નથી. ગુમાસ્તાઓએ લખેલા પત્ર આવા મહાજની અક્ષરોમાં જ હતો.

પત્ર ઘેર ગયો અને ત્યાં ભારે ઉત્પાત મચી ગયો. ઘરના માણસો મહાજની અક્ષરોથી–ભાષાથી અજ્ઞાત એટલે તેમણે એનો અર્થ કર્યો–લાલાજી આજે મરી ગયા છે, મોટી વહુને મોકલી આપો.'

આ સાંભળતાં જ ઘરમાં રડારોળ થઈ ગઈ. એક પાડોશીને નવાઈ લાગી. તેણે પૂછપરછ કરી આ બધા રડે છે શા માટે? ઘરના માણસોએ આવેલો પત્ર તેને આપ્યો અને કહ્યું, 'શેઠજી આજે મરી ગયા છે. મોટી વહુને મોકલી આપવાનું લખ્યું છે....'

પેલા પાડોશીએ પત્ર વાંચ્યો. એ મહાજની અક્ષરોથી માહિતગાર હતો. તેણે કહ્યું, 'અરે, રડો છો શાના? આ તો તમે 'વિવાહનું બારસું' કરો છો. કાગળમાં તો લખ્યું છે કે શેઠજી 'અજમેર ગયા છે. મોટી વહીને મોકલી આપો.' તેણે સમજાવ્યું. શેઠ અજમેર ગયા છે અને ત્યાં તેઓ 'મોટી વહી' એટલે કે મોટા ચોપડાને–મોટી ખાતાવહીને મોકલી આપવાનું લખે છે–બસ આજ વાત છે. નથી કોઈ મરી ગયું કે નથી કોઈને બોલાવ્યા.

એ પાડોશીએ જ્યારે આ જણાવ્યું ત્યારે જ ઘરનાં માણસો રડતાં–કૂટતાં બંધ રહ્યાં.

આવા 'ઓડનું ચોડ' વેતરનારા બનાવો પત્રકારી આલમમાં પણ બનતા જ રહે છે. એમાં પણ ઘણીવાર 'વિવાહની વરસી' અડદ, મગને જેમ તેમ ભરડી નાખવામાં આવે છે. બે ત્રણ દાખલાઓ જોઈએ :—

### સળગાવેલું માનપત્ર અપાયું

એક વખતે મુંબઈના એક ગવર્નર

સાહેબને તેમની સેવાઓ માટે જાહેરમાં માનપત્ર આપવામાં આવ્યું. આ માનપત્રનો અહેવાલ ટૂંકમાં તાર દ્વારા અંગ્રેજીમાં મોકલી આપવામાં આવ્યો. એક ગુજરાતી પત્રની ઓફિસમાં આ તાર ગયો. એમાં લખવામાં આવ્યું હતું. His Excellency was presented with an illuminated casket.

આ તારનો જવાબ એ પત્રમાં નીચેની મતલબનો છપાયો– 'નામદાર ગવર્નર સાહેબને તે બાદ 'સળગાવેલું માનપત્ર' આપવામાં આવ્યું હતું.' Illuminatedનો અર્થ 'શણગારેલો' થાય તેને બદલે 'સળગાવેલું માનપત્ર' ઠોકી બેસાડવામાં આવ્યું.

**આરોપીને ગોદીમાં ઊભો કરવામાં આવ્યો**

એક પ્રસિદ્ધ મુકદ્દમો ચાલી રહ્યો હતો. તેનો અહેવાલ એક સમાચાર એજન્સીએ તાર દ્વારા વર્તમાન પત્રોને મોકલવામાં આવ્યો. એમાં એક વાક્ય હતું. The prisoner was presented in the Dock. એનો અર્થ થતો હતો આરોપીને પાંજરામાં ઊભો કરવામાં આવ્યો. પણ એક નવા પત્રકારે–'કોપી ટુ કોપી અને માખી ટુ માખી' મુજબ એને અનુવાદ કર્યો.

'આરોપીને ગોદીમાં ઊભો કરવામાં આવ્યો હતો.' અહીં તેણે Dockનો અર્થ 'ગોદી' કરી દીધો.

એક વખતે 'બોમ્બે ગેઝેટ'માં પણ છાપકામનો ભારે છબરડો થઈ જવા પામ્યો હતો. એકવાર નામદાર ગવર્નરના સરકારી મહેલમાં થયેલા ખાણાનો અહેવાલ આપવામાં આવ્યો હતો. એમાં Dined શબ્દને બદલે Died થઈ જવાની ભૂલ સર્જાઈ હતી.

આ ખાણાનો રિપોર્ટ આપતાં 'બોમ્બે ગેઝેટ'માં નીચે મુજબનો ફકરો આવેલો. chief Justice Sir Eawrence Jenkins and Earl Brassey died at govrnment House last night.

ચીફ જસ્ટીસ સર લોરેન્સ જેન્કીન્સ અને અર્લ બ્રાસી ગઈ રાત્રિએ સરકારી મહેલમાં મરણ પામ્યા હતા.'

ખરી રીતે તો સમાચાર હતા,

'નામદાર વડા જજ સર લોરેન્સ, જેન્કીન્સ તથા અર્લ બ્રાસીએ ગઈ રાત્રિએ સરકારી મહેલમાં ખાણું લીધું હતું.'

**પોલિસે આગ ઉગાડી દીધી**

એક બીજો દાખલો સાંભળો. યુદ્ધનો–તોફાનનો મામલો હતો. પ્રેસ પર સરકારનો સખ્ત જાપ્તો રહેતો. સરકારી આજ્ઞા હતી કે અહેવાલ તેના મૂળ સ્વરૂપમાં જ જરાય મીઠું મરચું ભભરાવ્યા વગર સીધે સીધો અને અક્ષરે અક્ષર હોવો જોઈએ. એટલે તંત્રી મહાશયે પોતાના સહતંત્રી–મદદનીશને તાકીદ આપી હતી કે જે કંઈ સમાચાર હોય તેનો બરાબર Literary અનુવાદ કરવો.

મદદનીશે આ સૂચના ધ્યાનમાં લીધી. દરમ્યાન તંત્રીની ગેરહાજરીમાં એક તાર આવ્યો Police opened fire at Doiwala.

મદદનીશ તંત્રીએ એ તારનો અનુવાદ કર્યો.

'ડોઈવાલામાં પોલિસે આગ ઉગાડી દીધી.' અને આ સમાચાર તેણે મોટા ૭૫

પોઈન્ટના હેડીંગમાં ગોઠવાવી દીધા. ફર્મો આખો તૈયાર થઈ ગયો હતો. મશીન ચાલુ થાય અને તે છપાય તેટલી જ વાર હતી.

સહસા તંત્રી આવી પહોંચ્યા. મશીન પર ગયેલા ફર્મા પર તેમની નજર ગઈ અને તેઓ ચોંકી ગયા. તેમણે પોતાના મદદનીશને બોલાવ્યો અને પૂછ્યું–'ભાઈ! ડોઈવાલામાં શું થયું ?'

તેણે જબાબ આપ્યો, 'પોલિસે ગોળી ચલાવી હતી.'

'ત્યારે અહીં તો આગ ઉગાડી દીધાની બાતમી છે.' તંત્રીએ ઉકળીને કહ્યું.

'સાહેબ ! આપે લીટરરી અનુવાદ કરવા માટે કહ્યું હતું એટલે મેં અનુવાદ તે મુજબ જ કર્યો. મારો વાંક નથી.'

### નાયકણે જર્જ સાહેબને પોતાના ઘરની નિશાની આપી

મુંબઈની નામદાર રસેલની કોર્ટમાં એક ખૂનના આરોપનો મુકદ્દમો ચાલી રહ્યો હતો. થાન્ટરોડ આગળ નાયકણોની ગલીમાં ખૂન થયું હતું. એક નાયકણ સાક્ષી તરીકે જુબાની આપી રહી હતી.

નાયકણ આગળ ખૂનવાળા સ્થળનો નકશો મૂકવામાં આવ્યો. વકીલે તેને કહ્યું, 'મરી ગયેલો માણસ ક્યાં પડ્યો હતો તે આ નકશા પર બતાવ.'

નાયકણે તે બતાવવાનો પ્રયત્ન કર્યો. 'એમાં તારું ઘર કયું ?' વકીલે બીજો પ્રશ્ન પૂછ્યો.

નકશો કેમ જોવો તેનાથી એ અજાણ એટલે કે કંઈ સમજી કે બતાવી શકી નહિ. જર્જ સાહેબ ગુસ્સે થયા. તેમણે દુભાષિયાને કહ્યું. Ask the witness if one came to your place how would he identify your House?

દુભાષિયાએ નાયકણને કહ્યું, 'બાઈ, નામદાર પૂછે છે કે, એઓ ત્યાં આવે તો એમને ખબર કેમ પડે કે આ ઘર તારું છે?'

નાયકણ આ પ્રશ્નમાં રહેલા માનથી નમ્ર ને શરમાળ બની ગઈ. તેણે નીચું જોયું અને તીરછા નયને ને મીઠે અવાજે જવાબ આપ્યો—

નામદારને કહોને, મારું ઘર શોધતાં જરાય વાર નહિ લાગે. બારી પર મેં પોપટનું પાંજરૂં ટીંગાડી રાખ્યું છે એટલે તે તરત જડશે....'

અને આખી કોર્ટ હસી પડી.

✽



# ૩૨ કાંચળિયું સગપણ સાચું

આપણી કહેવતોએ ભાઈ-બહેન અને ભાભીના સંબંધ અંગે પણ ઘણું કહ્યું છે. તેમાંય વળી નણંદ અને ભોજાઈના સંબંધો તો ખુલ્લી રીતે વર્ણવામાં આવ્યા છે. એમાં નણંદને મુખ્યત્વે ખલ તારિકા તરીકે જ રજૂ કરવામાં આવી છે એનું મુખ્ય કારણ એ કે બહેન તો પરણીને સાસરે જાય છે ભાઈ અને ભાભીનું જ ઘર કહેવાય છે. ઘરમાં ભાભીનુ જોર રહે છે. એજ ઘરની કર્તાહર્તા હોય છે. એટલે ભલે બહેન ભાઈ જોડે ઘરમાં આવે કે એકલી આવે પણ તેણે તો ભાભીને હાથે જ જમવાનું હોય છે. ભાભી જે રસોઈ બનાવે-તેવી રસોઈ તેણે જમવાની. આથી જ કહેવત પડી છે કે-ભાઈ જોડે જવાનું પણ ભાભીને હાથે જમવાનું.'

ઘરમાં ભાભીનું રાજ હોય છે એટલે તેને નણંદની લપ ન જ ગમે. કયારેક આવે તો ઠીક છે પણ જો વારંવાર નણંદ આવ્યા કરે તો તેનું માન ઊતરી જાય છે. ભાભી તેને કાઢવાની કે તેનું અપમાન કરવાની જ તજવીજમાં રહે છે. આ ભાવ આપણી કહેવતે સ્પષ્ટ રીતે રજૂ કર્યો છે

માની જણી બહેન મળી,
તે પેટમાં ટાઢક વળી,
સાસુની જણી નણંદ મળી,
તે પેટમાં આગ બળી.

ઘરમાં સગી બહેન આવે તો ભાભી તેના ઓવારણા લેશે- તેને માનથી રાખશે. ભાવતાં ભોજન બનાવશે. પણ જો નણંદ આવી તો તેના પેટમાં આગ પેટાશે. એ કયારે જાય-એને કેમ વિદાય કરવી તેજ તજવીજમાં એ પડવાની.

જયાં ભાભીનું રાજ હોય-ભાઈ વહુના વશમાં હોય- કે પછી ભાઈ કંઈ બોલી શકતો ન હોય ત્યાં બહેન જો આવે તો તે આંસું પાડીને જશે. એ સમયે તેને પોતાના મા-બાપ યાદ આવશે પણ બાઈની બહેન એટલે કે ભાભીની સગી બહેન જો ઘરમાં આવી તો તેને માનપાનથી રાખી જતી વખતે સાડી પહેરાવીને તેને વિદાય કરવાની આપણી કહેવતે આ ભાવ સ્પષ્ટ રીતે વર્ણવ્યો છે.

આવે ભાઈની બહેન,
ને જશે આંસુ જેરી,
આવે બાઇની બહેન,
ને જશે સાડી પહેરી.

નણંદ ઘરમાં રહેતી હોય તે ભાભીને ન જ ગમે. એના મનમાં સદા એકજ વાત રહે- આ કયારે અહીંથી જાય-ટળે ભોજાઈનો આ ભાવ આપણી એક કહેવતે સચોટ રીતે વર્ણવેલો છે. આ કહેવત છે-નણંદની નણંદ નાતરે જાય, ને મારે હૈયે હરખ ન માય.

કાંચળિયું સગપણ સાચું

ભાઇ-ભાભીના રાજયમાં ભાઇના સગાં-સંબંધીઓ ભૂલાઈ જાય. ભાભીનાં જ સગાંઓ

પૂજાય. તેમની જ આગતા-સ્વાગતા થાય. કારણ ઘરમાં આણવર્તે ભાભીની, ભાઈ તો બાપડો સ્ત્રી આગળ બકરી જ બની જાય. આ ભાવને આપણી એક કહેવતે સુંદર રીતે વર્ણવ્યો છે : –

કાંચળિયું સગપણ સાચું
જમણમાં લાડુ ને સગપણમાં સાઢુ

આ ભાવને કેટલેક અંશે વ્યક્ત કરતી એક લોકવાર્તા છે. એમાં ભાભીનો નણંદ પ્રતિનો પ્રેમ અને પિયરીયાંઓ પ્રતિનો પ્રેમ કેટલો તેનું રસિક આલેખન છે. ભાઈની સાવધ વૃત્તિ અને બહેન પ્રતિના તેના સૂક્ષ્મ પ્રેમનો પણ એમાં ચિતાર છે. આ લોકવાર્તા માટે શ્રી ભાઈલાલભાઈ બારીયાનો હું ઋણી છું. વાર્તા અહીં મઠારીને રજૂ થાય છે.

ઉત્તર ગુજરાતના કોઈ એક ગામમાં ભાઈ રહે. ઘરનો સુખી, પરણેલો. એક બાળક પણ ખરૂં. ભાઈના માતાપિતા ગુજરી ગયેલા. ભાઈને સારી ખેતીવાડી....પણ ઘરમાં ચલણ વહુનું.

આ ભાઈને સગાંમાં માત્ર એક બહેન જ. બહેન પરણેલી. સાસરે રહે. પણ ઘર ગરીબ. આવક ઓછી. જે મળે તેનાથી આ પતિ-પત્ની ગુજારો ચલાવે.

વાર તહેવારે બહેન ભાઈને ત્યાં હોંશથી આવે. પણ ભાઈની વહુને આ ન ગમે. બે દિવસ ઠીક છે પણ પછી તો એ કયારે જાય તેજ ગણે. સારૂં ખાવાનું પણ ન કરે. ઘરમાં કંકાસ થાય એ દુઃખથી બહેન કંઈ જ ન બોલે. ભાભીના વખાણ ભાઈને મોઢે કરે. ભાઈ બધું સમજે પણ મુંઝાય કારણ વહુને કંઈ કહેવા જાય તો તે ખાવા જ દોડે, એટલે ભાઈ ચૂપ રહે.

એક દિવસે બહેન ભાઈને ત્યાં આવી. બહેન જાણતી હતી કે, ભાભીને આ ગમતું નથી. પણ કરે શું ? ઘેર અન્ન અને દાંતને વેર થયું હતું. બહેનના મનમાં થયું કે મારો દાનો છે. કંઈક આપશે જ, જે આપે તે લઈ આવું-ચાર-છ દિવસ જે સુખથી નીકળ્યા તે ખરા....

બહેન આવી એટલે ભાઈને હરખ થયો. ‘આવ મારી બહેન !’ કહી તેણે એને આવકારી. પણ નણંદને જોઈને ભાભીના પેટમાં અંગારા પેટાયા ‘આ ફરી આવી !’ તેણે બબડાટો કર્યો.

ભાઈએ બહેનની સાથે થોડીક વાતો કરી એટલામાં તો તેને ખેતરે જવાનો સમય થયો. જતી વખતે તેણે પોતાની સ્ત્રીને કહ્યું– ‘ચંચળ ! સાંભળે છે ને ? મારી બહેન આજે આવી છે. ભજીયાં-પાતરાં કરજે- કંઈક સુખડી બનાવજે અને જયારે ઘેર જાય ત્યારે તેને પાશેર-શેર-બશેર પાંચશેરીયું પણ આપજે.’

ભાઈની સૂચનાઓ વહુએ બરાબર અમલમાં મૂકી. વર ખેતરે ગયો. એટલે વહુએ ઝાડપાનનાં પાલા તોડયાં અને પછી તેની ભાજી બનાવી. લીમડાના પાનના ભજીયા બનાવ્યા. એમાં મસાલો પણ ન નાખ્યો.

ભાભીએ બનાવટી હેત લાવી કહ્યુ–‘લ્યો મારી નણંદજી’ હેતથી જમો–તમારા ભાઈના કહેવા મુજબ જ રસોઈ બનાવી છે.

'બહેન શું બોલે ? ચૂપચાપ તેણે ખાવા માંડયું. મીઠાઈની જગ્યાએ ગોળ વગરનો થુલાનો લાડવો હતો. ભાવે કે ન ભાવે તોપણ તેણે એ ખાધો. થોડુંક ખાઈ લીધું પાણી પીધું અને પછી 'હાશ' કર્યું.

બહેન જવા તૈયાર થઈ. ભાભીએ કહ્યું : 'આમ ઊઠો છો શું ? ઊભા રહો-તમારા ભાઈએ મને જે આપવાનું કહ્યું છે. તે આપવા દો....'

કહીને ભાભી એક ઓરડામાં ગઈ અને હાથમાં શેરીયું-નવટાંકીયું-પાશેરીયું અને બશેરીયું લઈને આવી પહોંચી. ભાભીને આપતાં કહ્યું-'તમારા ભાઈએ આ કાટલાં આપવાનું કહ્યું હતું-લેતા જાવ-જોખવા કામ લાગશે....

'અનાજના તો વખા છે-એ હોત તો અહીં શું કામ આવતે ? કાટલાથી શું જોખું ? ધૂળ....' પણ બહેને મનમાં જ આ બળાપો કાઢયો. પછી આંખોમાં અમી લાવી કહ્યું-'લાવો ભાભી ! કામ લાગશે.' કહી લુગડાના છેડામાં એ કાટલાં મૂકયાં. ગાંઠ મારી અને તે ચાલવા લાગી.'

બહેનના ઘરનો રસ્તો ભાઈના ખેતરમાંથી જ જતો હતો. બહેન ભાઈના ખેતર સમીપ આવી અને બોલવા લાગી-

ગોળ વગરનો લાડવો
અને મસાલા વગરના ભજીયાં
વરસજે રે વરસાદ
મારા માડીજાયાના ખેતરમાં

આમ બોલી પોતે શું ખાધું તે કહ્યું : પણ અંતરના આશિષ તેણે માડીજાયા ભાઈને જરૂર આપ્યા.

બહેનનો અવાજ સાંભળી ભાઈ ખેતરમાંથી આવ્યો. હેતની વાતો કરી પછી પૂછયું ગોળ વગરનો લાડવો ખવડાવ્યો ?

'હા-થુલાનો....

'હં....ભજીયાં પણ મસાલા વગરનાં ખવડાવ્યાં ?'

'હા-લીમડાના પાનના અને પાછી ઝાડ-પાનની ભાજી પણ ખાધી....ભાઈનું ઘર એટલે હેતથી ખાધી....

એટલામાં ભાઈની નજર બહેનના લુગડાને છેડે બાંધેલી પોટલી તરફ ગઈ.' એમાં શું છે મારી બહેન ?

'વજન જોખવાના કાટલા છે, પાશેરીયું, શેરીયું, નવટાંકીયું વગેરે....કંઈક જોખવા કામ લાગશે-છેવટ પથરા તો જોખાશે....

ભાઈ સમસમી ગયો. ચૂપ રહ્યો. તેણે બહેનને કહ્યું, 'હવે મારે તારે ત્યાં આવવું જ રહ્યું પણ જરા પાછળથી આવીશ.'

'ઘર ઉઘાડું છે ભાઈલા ! સુખે આવજે ! ભાભી આવે તો તેને પણ લાવજે.'

'જખ મારવા-' ભાઈ મનમાં બબડયો પણ ચૂપ રહ્યો.

**અને ભાઈએ વેર લીધું**

દશ બાર દિવસ વીત્યા બાદ એક દિવસે ભાઈ ખેતરમાંથી દોડતો પોતાને ઘેર આવ્યો. વહુને કહેવા લાગ્યો- 'સાંભળે છે કે-બોલો 'ગીગો ભરવાડ તારે ગામથી હમણાં જ

આવી ગયો. મને કહે, 'તમારા સસરાના ઘરબાર બળી ગયાં છે. ઘરવખરી આગમાં હોમાઈ ગઈ છે. ખાવાના, રહેવાના પણ સાંસા છે, નવા ખોરડાં વસાવવા પડશે....'

'હેં....કહેતાં જ વહુ રડી પડી. તમે બેઠા છો કેમ? દોડો, જાવ મારા બાપુ-ભાઈને ઘેર તેમને મદદ કરો....હું પણ આવું છું....'

'ના-મને જવા દે, નવું ઘર તૈયાર થવા દે, સામાન વગેરે વસાવાય પછી નિરાંતે જજે....' વરે કહ્યું.

'ઠીક છે....'

'તારે જે કંઈ આલવું હોય તે મને આલ....હું કાલે તારે ગામ જવાનો છું....'

વહુને થયું કે હું મારા બાપુ, બા, ભાઈભાંડુને શું નું શું આપું. આ મૂકે અને તે લે-મનમાં સંતોષ ન થાય. તેણે તો અનાજ, ઘી, તેલ, ગોળ, કપડાલત્તા જે ઘરમાં હતું તે બધું ગાડામાં ઠાંસી ઠાંસીને ભર્યું-બધુ જ બળી ગયું છે. જે આપીએ તે ઓછું કરીને વહુએ તો સારીય ઘરવખરી ગાડામાં ઠાલવી દીધી. પછી મનમાં વિચાર્યું રહેવાને ઠામ નથી, અરેરે! અગ્નિદેવ તમે આ શું કર્યું? ધણીને બોલાવી પૂછ્યું, 'શું સાચે જ તેમને રહેવાને ઠામ નથી?'

'તો શું હું ખોટું બોલું છું?'

'અરેરે કહેતી વહુ ઊઠી, ગોખલા, દાંકા ફેંદયાં. પેટી-પટારા પણ તપાસ્યા. દોઢસો-બસો રૂપિયા તેના પંડના જે નીકળ્યા તે ધણીની કેડમાં બાંધ્યા. અને પછી કહ્યું, 'મારા માવીત્રાને કહેજો કે ચિન્તા ન કરે જે કંઈ મદદ થશે તે હું કરીશ જ....'

ધણીએ કહ્યું: 'હું આ બધું જોખમ લઈને એકલો જાઉં તે ઠીક નહિ. કોઈને મારી સાથે મોકલ....'

'હા, આ વાત ઠીક કરી મારા ગામનો પસો ઘાંચજો મહિના એકથી અહીં પડયો છે, તે ગામ જવાને તલપી રહ્યો છે. એને લઈ જાવ તો મદદ પણ થશે અને ઘાંચજાને મફતનું ગાડામાં બેસવાનું મળશે....'

'હં....આ વાત ઠીક કરી....'

વહુએ પશાને તૈયાર કર્યો. ગાડું ખીચો-ખીચ ભરાયલું હતું. ધીરે ધીરે એ ચાલે-ભાઈ જ હાંકે....'

સાંજનો નમતો પહોર થયો. ભાઈએ ઘાંચજાને કહ્યું, 'મારી બોનનું ઘર હવે નજીકમાં જ છે. એને ત્યાં રહીશું-ખાશું-પીશું અને રાતના સુખે નીંદર લઈશું?.... રાતના જોખમ સાથે મુસાફરી કરવી ઠીક ન કહેવાય....'

'હા, બાપલા! તમારી વાત સાચી છે....'

ભાઈ બહેનને ત્યાં ગાડું લઈ આવ્યો. બહેન તો ભાઈને જોઈને હરખથી ગાંડી બની ગઈ. તેણે ઓવારણા લીધા. બનેવી પણ આવ્યા ભાવથી ભેટયા—

'ભાભીને ન લાવ્યો?' બહેને પૂછ્યું.

'એ ખેતર સંભાળે છે. મને કહે તમે જ એકલા જઈ આવો. પાછળથી હું જઈશ....' કહીને ભાઈએ આખું ગાડું બહેનના આંગણામાં ઠાલવ્યું.

બહેન તો આ જોઈ આભી જ બની ગઈ પૂછ્યું, 'ભાઈ! આ બધું શું ?'

'ભાઈ પસલી....

'આટલું બધું તે હોય....'

'કેમ ન હોય ? તું સગી માજણી બહેન છે જે આપું તે ઓછું. બહેનની આંખોમાંથી આંસુઓ નીકળ્યાં ભાઈ પણ બહેનને ભેટીને રડયો,

પછી ગાંઠમાંથી રૂપિયાની પોટલી કાઢી. છોડી અને બહેનના હાથમાં એ મૂકતાં કહ્યું, 'બહેન ! એના ઘરેણા કરાવજે....આ મોસાળું ન સમજ....'

બીજે દિવસે ભાઈએ ગાડું જોડયું. ખાલી જ હતું. ઘાંયજો પણ ગાડામાં બેઠો. ગાડું પાછું ઘર તરફ જવા માંડયું.

'પટેલ ઘર તરફ કેમ....? સાસરે નથી જવું....?'

'ઊહું....આ તો અહીં જ આવવાનું હતું....'

'પણ બૂને તો મને ગામ જવાનું કહ્યું હતું....'

'એની ભૂલ થઈ લાગે છે. જબરી ભૂલકણી....'

'તો હું ?'

'ચાલ, મારી સાથે-ત્યાંથી જ્યારે જવું હોય ત્યારે જજે, હું સગવડ કરી આપીશ....'

ગાડું ઘેર આવ્યું. વહુ સમજી કે મારો ધણી મારે ગામ જઈ આવ્યો છે. પણ ઘાંયજાને પાછો આવેલો જોયો પૂછયું, 'તું પાછો ? ગામમાં ન રહ્યો ?'

'ગામ કોણ ગયું છે....? બહેનને ત્યાં જ ભાઈ ગયા હતા....' ઘાંયજાએ ઘટસ્ફોટ કરી દીધો.

'તો સામાન ક્યાં નાખ્યો ?'

'બીજે ક્યાં નાખું....બહેનને ત્યાં જ સ્તો....' ભાઈએ કહી દીધું-બહેનને ત્યાં કંઈ ભાઈ ખાલી હાથે જાય ખરો ? કહી દીધું, 'બહેન મારી ! તારી ભાભીએ તો આ હેતના કટકા આપી દીધા છે, આનંદ કર.'

વહુએ માથું કૂટયું-મારા-બાપ દુઃખમાં અને તમે બહેનને ઘેર પાથર્યું....

'તારા મા-બાપ તો લીલાલહેર કરે છે આ તો તેં ગોળ વગરના થુલાના લાડવા અને ઝાડપાનની ભાજી અને પાદડાનાં મસાલા વગરના ભજીયાં ખવડાવ્યા. ઉપરથી બહેનને નવટાંકીયું, પાશેરીયું અને શેરીયું પણ આપી દીધું, એટલે મને થયું કે એને જોખવા માટે અનાજ કે સામાન તો જોઈશે ને ? એટલે આપી દીધું....છો લીલાલહેર કરે....માજણી બહેન છે....'

સીએ માથું કૂટયું.



# ૩૩ કીડીને કણ : હાથીને મણ

દાંત આપ્યા છે તે ચાવણું આપશે જ.

ભગવાનની લીલા તો જુઓ. એણે દાંત આપ્યા છે અને તેને માટે ભોજન પણ આપ્યું છે. કીડીનો ખોરાક કેટલો છે? કણ જેટલો જ ને? એ કણ તેને પણ મળી રહે છે. હાથી તો મોટું પ્રાણી છે. એનો ખોરાક તો મણથી પણ વધુ છે. છતાં તેનો પ્રબંધ પણ પ્રભુએ કરેલો જ છે. અને એટલે જ કહેવત પડી છે કે 'કીડીને કણ અને હાથીને મણ' પરમેશ્વર આપી જ રહ્યો છે.

'જેણે દાંત આપ્યા છે તે ચાવણું આપશે જ' આ કહેવત કંઈ અમસ્તાં નથી પડી એની પાછળ અનુભવ છે. દાખલા અને દલીલ પણ છે. 'પેટ ઘડયું તો પોષણ કરશે જ.' આ કહેવતના મર્મ પણ ઊંડા છે.

સરજનહાર કંઈ માણસને જન્મ આપી તેને બનાવીને બેસી નથી રહ્યો. તેના અન્નની વ્યવસ્થા પણ તેણે કરેલી જ છે. જેને જેટલું અન્ન જોઈએ તે આપી જ રહે છે જેનો જે ખોરાક તે એને અવશ્ય મળી રહે છે જ.

**'મારા પ્રભુની આજ્ઞા થઈ છે'**

કાશીના શિવરામ કિંકર મહા વિદ્વાન અને જ્ઞાની પંડિત હતા. સ્મરણ શક્તિ એવી કે સૌ મુગ્ધ બની જાય. પણ ગરીબ હતા, પૈસા ખરચીને પુસ્તકો લાવી શકે તેમ ન્હોતા એટલે માંગી લાવીને અભ્યાસ કરતા. એ પ્રકારે તેઓ વ્યાકરણના પ્રકાંડ પંડિત બની ગયા. હવે એમની ઇચ્છા વ્યાકરણભાષ્ય ગ્રંથ વાંચવાની થઈ. પણ આ પુસ્તક તેમને કોઈએ આપ્યું નહિ. જેમની પાસે હતું તેમણે ના જ કહી.

શિવરામે નિશ્ચય કર્યો, મારે આ પુસ્તક વાચવું જ રહ્યું. ભલે હું ભૂખે મરૂં એમની પાસે થોડાક રૂપિયા હતા તેનાથી તેમણે એ પુસ્તક ખરીદી લીધું. વાંચવા માંડયું. હવે બાકી પૈસા નહોતા એટલે તેમને ઉપવાસ થયા. એક-બે-ત્રણ ઉપવાસ થઈ ગયા પણ પંડિતને પ્રભુ પર વિશ્વાસ પાકો. તેમણે નક્કી કર્યું કે મારે અન્નની ચિન્તા શા માટે કરવી જોઈએ? જેણે પેટ ઘડયું છે તે પોષણ કરશે જ.

અને તેઓ પોતાના નિયમમાં અડગ રહ્યા. ચાર ઉપવાસ થઈ ગયા છતાં 'વ્યાકરણભાષ્ય'ની પાછળ પંડિત તલ્લીન જ રહ્યા.

પાંચમા દિવસે કોઈક માણસ તેમના ઘરનું બારણું ઠોકતો આવ્યો. એક પરબીડીયું તેમના હાથમાં મૂકયું, અને કહ્યું, 'ગઈકાલે સ્વપ્નામાં મને કાશીવિશ્વનાથે દર્શન આપી આજ્ઞા ફરમાવી છે કે અમુક સ્થળે અમુક નામનો એક બ્રાહ્મણ રહે છે. તેને તું અમુક રકમ આપી આવ. મારા પ્રભુની આજ્ઞાથી હું આપને આ પૈસા આપવા આવ્યો છું.' અને એમ કહીને પંડિતને નમસ્કાર કરી ચાલતો થયો.

પંડિતજીએ પરબીડીયું ઉઘાડયું તો એમાંથી 'વ્યાકરણ ભાષ્ય'ની કિંમત કરતાં પણ ચારગણી રકમ નીકળી. શિવરામ વિદ્વાન તો હતા જ. આ બનાવ બનતાં તેમનામાં પરિવર્તન થયું અને તેઓ પ્રભુભક્ત બની ગયા.

**અજગર કરે ન ચાકરી**

આળસુ સ્વભાવનો અજગર શું કરે છે? એ ફરે છે ખરો? ચરવા જાય છે ખરો? ના એ બેઠો જ રહે છે છતાં તેને પેટ પૂરતું ભોજન મળી જ રહે છે, અને આથી જ મલુકદાસે કહ્યુ છે:

અજગર કરે ન ચાકરી,
પછી ન કરે કામ
દાસ મલુકા કહ ગયે
સબ કે દાતા રામ.

**બાળક ગર્ભમાં કોના આધારે રહે છે?**

સ્વામી રામતીર્થ સન્યાસી બની ગયા. મહાન વિદ્વાન અંગ્રેજીના જ્ઞાતા. જીભ પર સાક્ષાત સરસ્વતીનો વાસો રહેતો. છતાં તેમણે સંસારી જીવન ત્યજી દીધું. એમના એક પરિચીત પ્રોફેસર સ્વામીને ઠપકો આપ્યો. કહ્યું-'તું તારા સંબંધીઓને છોડીને બાવો બની ગયો છે. તેની તને શરમ નથી આવતી તેમનો ગુજારો તારા પર જ છે હજુ તો તું જુવાન છે. કમાઈ શકે તેમ છે. એમને તું કોના વિશ્વાસ પર છોડી દે છે?"

સ્વામીજીએ નમ્રતાથી પણ વિશ્વાસપૂર્ણ સ્વરે કહ્યું, 'આપ જે કહો છો તે વાત ખોટી છે. જ્યારે મારાં લગ્ન નહોતાં થયાં ત્યારે મારી સ્ત્રી કોના આધારે રહેતી હતી? બાળક જ્યારે ગર્ભમાં હતું ત્યારે તે કોના આધારે અંદર ટકી રહ્યું હતું? કોના ટેકાથી એ જીવતું હતું? કરતા ધરતા માત્ર એક ભગવાન જ છે.'

પ્રોફેસર ચૂપ થઈ ગયા.

એક કહેવત જોઈએ.

કીડીને કણ
હાથીને હારો
હંસને મોતી ને
દેડકાંને ચારો પરમેશ્વર જ આપે છે.

અંધનો બેલી કોણ છે? પ્રભુ જ ને? અંધ ઘેરથી નીકળે છે. તેનો એક માત્ર વિશ્વાસ પ્રભુ પર જ હોય છે. અને એ આધારે જ તે જીવન ગુજારી રહ્યો છે. 'વિશ્વાસે તો વહાણ હંકારાય છે.' આ કહેવતનો મર્મ પણ પ્રભુ પ્રતિના વિશ્વાસની જ વાત કહી જાય છે. આવા અનુભવથી જ કહેવત ઘડાઈ છે કે

'અંધકી ગાવડી અને અલ્લા રખવાળ'

**કીડીને કણ કોણે આપ્યુ?**

એક રાજાને અહંકાર થયો કે હું જ સારીય પ્રજાનું પોષણ કરૂં છું. તેમનો પાલક હું જ છું રાજાનો આ ગર્વ એક સન્યાસી મહારાજથી સહન ન થયો. તેમણે અભિમાની રાજાને પૂછયું, 'મહારાજ! આપના રાજ્યમાં કાગડા-કૂતરા અને કીડીઓ કેટલી છે. તે કહેશો?'

રાજા કહે-'એ હું જાણતો નથી"

'તો પછી એને ભોજન કોણ મોકલે છે? સીધું કોણ મોકલે છે? કોના આધારે તે જીવી રહ્યા છે?

રાજા શરમથી નીચું જોઈ ગયો. પણ

હજુ અહંકાર હતો જ. તેણે કહ્યું, 'મહાત્મા શું પ્રભુ કીડી મંકોડાને પણ અનાજ મોકલે છે ખરો ?'

'હા.'

'હું એનું પારખું કરવા ઇચ્છું છું' રાજાએ કહ્યું.

'કરો'

રાજાએ એક નાની ડબ્બીમાં એક કીડીને પૂરી અને પછી તે ડબ્બી બંધ કરી દીધી. કહ્યું, 'મહારાજ! આ ડબ્બીને કાલે હું આપની સમક્ષ જ ઉઘાડીશ. જોઉં તો ખરો કે તેને ભગવાને કેવી રીતે અનાજ મોકલ્યું છે !'

સન્યાસીએ કહ્યું, 'મહારાજ ! આપની ઈચ્છામાં આવે તેમ કરો. પણ એ ડબ્બીને તમે મારી હાજરીમાં જ ઉઘાડજો'

બીજે દિવસે રાજાએ સન્યાસીની હાજરીમાં જ ડબ્બીને ઉઘાડી જોયું તો કીડી ચોખાના એક દાણાને આનંદથી ખાઈ રહી હતી.

રાજા આશ્ચર્ય પામી ગયો. ડબ્બીમાં કંઈ જ નહોતું. અંદર ચોખાનો દાણો કેવી રીતે આવ્યો ? રાજા તો ધારી ધારીને કીડીને અને ચોખાના કણને જોવા લાગ્યો.

સંન્યાસીએ કહ્યું,–"મહારાજ ! આપે આ જોયું ને ? આ કીડીને દાણો કોણે પૂરો પાડ્યો છે ? તમે કે પ્રભુએ ?"

રાજા બોલે શું ? તેનું અભિમાન ચૂર્ણ થઈ ગયું. સન્યાસીને પગે પડ્યો અને બોલ્યો, 'મહાત્મા ! મને માફ કરો...."

આ ચોખાનો દાણો કેવી રીતે આવ્યો તેનું રહસ્ય હતું રાજાએ જ્યારે ડબ્બીને બંધ કરવાનો પ્રયત્ન કર્યો ત્યારે તેના કપાળ પર ચોખા ચોંટેલા હતા. એમાંનો એક દાણો ડબ્બી બંધ કરતી વખતે અજાણતા જ એમાં પડી ગયો હતો.

ભગવાન કોઈને ભૂખ્યો રાખતો નથી. પ્રયત્ન કરો તો પારસમણિ તમને જરૂર મળે પણ પ્રયત્ન કરવો જ રહ્યો. પ્રભુએ મનુષ્યમાં અદ્ભુત તાકાત આપી છે. જે એનો ઉપયોગ કરે છે તે મહાન બની જાય છે. નરમાંથી એ નારાયણ બની જાય છે.

★



# ૩૪ કુપુત્રો થાય; પણ માતા કદી કુમાતા થતી નથી

## માની મમતાને છેડો નથી

'કુપુત્રો થાય; પણ માતા કદી કુમાતા થતી નથી.' આ એક પ્રાચીન સંસ્કૃત સૂક્તિ છે. માતાને પેટે ભલે ગમે તેવો પુત્ર પાકયો તો પણ માતા એને પોતાનો 'લાલ'–'મણિ' સમજી પાલણપોષણ કરવાની જ. માતા પુત્રનું કયારેય પણ અહિત કરશે નહિ. એ તો સદા તેની ચાહના જ કરવાની. તેનું શુભ જ ઇચ્છવાની.

માતાના વિશાળ હૈયાને કોણ માપી શક્યું છે? માતા બલિદાન આપી શકે છે અને શોક પણ કરી શકે છે; કહેવતે કહ્યું છે, 'માની મમતાનો છેડો નથી. એ અગાધ છે.' સાગરની ઉંડાઈ તમે જો માપી શકો તો જ માતાના હૈયાને તમે પામી શકો.' 'માનો પ્રેમ અમૃતથી પણ મીઠો છે' આ આ લોકોક્તિ પણ માની મમતા માટે ઘણું કહી જાય છે.

પુત્રના વીરોચિત બલિદાન પર માતા જરૂર રડે છે, શોક કરે છે, પણ એનું એ કલ્પાંત માત્ર મા તરીકે જ હોય છે. મમતા-પ્રેમના જ એ આંસુ હોય છે.

### અભિમન્યુના મૃત્યુ પર સુભદ્રાનો શોક

મહાભારતની એક ઘટના જાણવા જેવી છે. અભિમન્યુ વીરગતિને પામ્યો. એની માતા સુભદ્રાને જ્યારે આ સમાચાર મળ્યા ત્યારે એ ભારે વિલાપ કરવા લાગી. આંખોમાંથી આંસુઓની ધારા વહેવા લાગી. એના આવા શોકથી ધર્મરાજા યુધિષ્ઠિર પણ અસ્વસ્થ બની ગયા. તેમણે સુભદ્રાને આશ્વાસન આપ્યું પણ સુભદ્રાનો શોક દૂર ન જ થયો.

શ્રીકૃષ્ણને આ વાતની જાણ થઈ. તેમણે સુભદ્રાને સમજાવી : 'તું યોગેશ્વરની બહેન છે અને રડે છે?' તને આ શોભે છે ખરું? એ આત્મા હતો. તેને કોઈએ પણ જોયો નહોતો. એનું શરીર તો આજે પણ છે.'

સુભદ્રાનું રૂદન અટક્યું નહિ. ભગવાન કૃષ્ણે કહ્યું, 'બહેન, તેં જ એને કપાળે તિલક કરી રણભૂમિમાં મોકલ્યો હતો, ને? અને કહ્યું હતું, 'બેટા, પીઠ બતાવીને પાછો, નહિ આવતો. વિજયી બનીને જ આવશે તો જ માતાની ગોદ તને મળશે. નહિ તો પૃથ્વી માતાની ગોદ જ તને મળશે.' આવો વીરોચિત સંદેશો તેં જ આપ્યો હતો. અને તું રડે છે.

'હું મા તરીકે રડું છું ?'

સુભદ્રાએ કહ્યું, 'ભાઈ, આ સમયે તમે મૌન રહો. તમારી બહેન સુભદ્રા તો શાંત જ છે. એ રડતી નથી. એનો આ વિલાપ નથી. રણભૂમિમાં એને મોકલનારી વીરપત્ની ક્ષત્રિયાણી હતી અને અત્યારે જે રડી રહી છે તે તો પુત્રની 'મા' છે. તમે એને રડી લેવા દો. આટલું પણ તમે જો ન સમજતા હોય તો માતાનું હૃદય લઈને તમે આવો. પછી પુત્રના મરણ પાછળ ન રડવા માટે મને સમજાવજો.'

શ્રીકૃષ્ણ નિરૂત્તર બની ગયા. શું બોલે? સુભદ્રા પણ મા હતી, મા પુત્રના માટે શોક કરે જ. પુત્રના દુઃખમાં દુઃખી અને તેના સુખમાં સુખી રહેવાનો માનો અધિકાર જ છે.

### શહીદની મા નથી રડતી

ભગતસિંહને ફાંસીની સજા થઈ. માતાએ જ્યારે આ વાત જાણી ત્યારે તેણે ભારે કલ્પાંત કર્યું. નેતાઓએ-ગામલોકોએ માતાને ધીરજ આપી કહ્યું, 'મા, તમે રડો છો શા માટે? તમારો પુત્ર તો શહીદ બની ગયો છે.'

ભગતસિંહની માએ કહ્યું, 'હું શહીદ પુત્રની મા છું તેનું મને ગૌરવ છે. અભિમાન છે. પણ હું એક મા છું. મારે માનું

હૈયું છે અને તે જ આજે પુત્રના વિરહથી શોકથી રડી રહ્યું છે. એને રોકવાનું પાપ કરશો નહિ.'

આ છે માની મમતા-પ્રેમ. માનું મમત્વ અને વાત્સલ્ય કોઈ માનવી વહેંચી શકતું નથી. કહ્યું છે કે માનું હૃદય આકાશથી ઊંચું અને કરૂણાસાગરથી ય અગાધ છે. એની ગોદ વસુંધરાથી પણ મીઠી છે. મનોહર છે. આકર્ષક છે. માના હાથના સ્પર્શથી સારું ય દુઃખ દૂર થઈ જાય છે. એવો એનો પ્રેમ છે.

### દ્રૌપદીની ક્ષમા શા માટે ?

મહાભારતનો એક બીજો દાખલો પણ જાણવા જેવો છે. દ્રોણપુત્ર અશ્વત્થામાએ પાંડવોની શિબિરમાં આગ લગાવીને એમાં સૂતેલા દ્રૌપદીના પાંચે પુત્રોને મારી નાખ્યા.

ન્યાય અને દંડ સામે માતાની મમતાએ અધિકાર મેળવ્યો. સૌ ઇચ્છી રહ્યા હતા કે અશ્વત્થામાને આ ઘોર પાતક માટે મારી નાખવામાં આવે. આવા નરાધમને તો મૃત્યુની જ સજા હોય. પણ દ્રૌપદીમાં માનું હૈયું પણ હતું. તેણે કહ્યું, 'એને ક્ષમા આપો !'

પાંડવો અને શ્રીકૃષ્ણ આ કરૂણામૂર્તિના હૃદયની વિશાળતા આગળ માથું નમાવી ઊભા રહ્યા. પુત્ર શોક અને પુત્ર પ્રેમની લાગણી સમજી શકે જે માતા હોય જેની પાસે માતાનું હૈયું હોય.

### સમ્રાટ આગળ માની ભીખ

મહાન સીકંદર વિશ્વ વિજય માટે નીકળ્યો હતો. મીસરમાં તેની સેનાએ કાળો કેર વર્તાવ્યો આથી ત્રાસીને એક જુવાન સૈનિક સીકંદરને ગાળ આપી. સૈનિકો તેને બેડી પહેરાવી સમ્રાટ આગળ લઈ આવ્યા.

સીકંદરે એને પૂછયું 'તેં મારું અપમાન કર્યું છે ?'

જુવાન નિર્ભય હતો. તેણે કહ્યું, 'તમે અમારા શત્રુ છો, શત્રુનું તો અપમાન જ થાય.'

સીકંદરે એને મોતની સજા કરી.

પેલા બંડખોર જુવાનનું મોત થવાનું હતું તે દિવસે એક વૃદ્ધા સીકંદરની છાવણીમાં ઘૂસી ગઈ એને પકડવામાં આવી પણ એ છટકી ગઈ અને પાછળના દ્વારથી તે સીકંદરની સામે આવીને ઊભી રહી ગઈ

સીકંદરે તેને પૂછયું– 'કોણ છો તમે?'

'એક મા છુ.'

'અહીં શા માટે આવ્યાં છો ?'

'પુત્રના જીવનની ભીક્ષા માગવા.' આંસુઓ સાથે તેણે કહ્યું.

'તારા પુત્રે મારું અપમાન કર્યું છે.'

'મારા પુત્રે ગમે તે કર્યું હોય એ ભલે કપુત્ર હોય પણ હું તો મા છું. એક મા તરીકે હું મારા પુત્રનું 'જીવન' તમારી પાસે યાચું છું મને એની 'મા' ગણતા હોવ તો મને આટલી ભીખ આપો.'

સીકંદરને પોતાની મા યાદ આવી. માનો એ લાડકો પુત્ર હતો. બાલ્યકાળમાં તે લાડથી માની ગોદમાં રમ્યો હતો તેને શૈષવના આ બધા દિવસો યાદ આવ્યા

જીભ સો મણ ઘી ખાય તો પણ તે ચીકણી ન થાય એવી એ છે.

પણ જીભનું કાર્ય માત્ર બોલવાનું જ નથી. વસ્તુઓના સ્વાદ ટેસ્ટ જાણવાનું પણ છે. આથી જ કહ્યું છે–

જીભ કસોટી સ્વાદ કી,
શ્રવન કસોટી વૈન;
વાસ કસોટી નાસિકા,
રૂપ કસોટી નૈન

જીભ-કાન-નાક અને નયનના આ કાર્યો છે. પણ યોગી એ છે કે જે આ ઇન્દ્રિયોના વશમાં ન આવે. તેની મહત્તાને તજી દે એ તદ્દન બેપરવાભર્યું જીવન જીવે તે જ ખરો ત્યાગી કહેવાય.

દ્રૌપદીનું અજ્ઞાન અને ભંગીનું જ્ઞાન

મહારાજા યુધિષ્ઠિરે રાજસૂય યજ્ઞ આરંભ્યો. શ્રીકૃષ્ણને તેમણે પૂછ્યું, 'મારો યજ્ઞ પૂરો થાય છે એમ હું ક્યારે જાણું?' કૃષ્ણે કહ્યું, 'આ મારા પાંચજન્ય શંખ વાગે ત્યારે.' યજ્ઞ પૂરો થયો પણ શંખ ન વાગ્યો. યુધિષ્ઠિરે પૂછ્યું, 'શંખ વાગ્યો નથી તેનું કારણ શું?' કૃષ્ણે કહ્યું–'નગરમાં તપાસ કરો. કોઈ ભક્ત ભૂખ્યો હશે.'

નગરમાં તપાસ કરવામાં આવી તો એક ભક્ત ભંગી પ્રભુ ભક્તિમાં જ લીન દેખાયો. એ ભૂખ્યો હતો. ઈશ્વર આસ્થાએ બેસી રહ્યો હતો. ભલે ભંગી રહ્યો. પણ પત્રાવેલી ચાટવા એ શા માટે દોડે? તેને ભગવાન પર ભરોસો હતો. યુધિષ્ઠિર તેને ત્યાં ગયા. વિનય સાથે કહ્યું, 'ભક્ત! મારે ત્યાં ભોજન માટે પધારો.'

ભંગી મહેલમાં આવ્યો. મહારાણી દ્રૌપદીએ પોતાના હાથથી અનેક પ્રકારના ખાદ્ય પદાર્થો બનાવ્યા. ભારે પકવાન બન્યા. ભંગીની આગળ આ બધા પદાર્થોનો મોટો થાળ મૂકાયો. ભંગી જમવા બેઠો. પછી તેણે દરેક પદાર્થમાંથી થોડોક-થોડોક ભાગ કાઢી તે દેવને અર્પણ કરવા બહાર કાઢ્યો અને પછી ભાણામાં જે પદાર્થ રહ્યો તે સર્વને એકત્ર કરી ચાર-છ ગ્રાસમાં ખાઈ ગયો. દ્રૌપદીને આ જોઈને ગ્લાનિ થઈ. બબડયા, 'અંતે તો ભંગી જ ને! રસોઈનો સ્વાદ તે શું જાણે?'

દ્રૌપદીની આ ટીકાએ અસર કરી. શંખ થોડોક વાગ્યો અને પાછો બંધ થઈ ગયો. ફરી તપાસ થઈ. કૃષ્ણે કહ્યું, 'તમે ભંગીને સત્કારથી ભાવથી જમાડયો નથી' દ્રૌપદી ફરી ભંગી પાસે ગઈ અને તેની માફી માંગી પછી પૂછ્યું, 'તમે બધું અન્ન ભેગું કરીને ખાધું તેનું કારણ શું? ભંગીએ કહ્યું, 'માતાજી! અન્નને સ્વાદથી જમવાથી વધારે ભૂખ લાગતી નથી, પણ એથી જીભનો સ્વાદ વધે છે. બધી ઇન્દ્રિયોની પ્રબળતાનું મૂળ રસાસ્વાદમાં જ છે. અને મેં એ સ્વાદનો પ્રથમથી જ ત્યાગ કર્યો છે.'

દ્રૌપદી આ તપસ્વી ભંગીને સાષ્ટાંગ પગે લાગ્યા. પાંચજન્ય શંખે ઘોષણા કરી અને યજ્ઞ પૂરો થયો. મુનિઓ, તપસ્વીઓ જીભના સ્વાદનો ત્યાગ કરી પોતાના પર જે કાબૂ મેળવે છે તે કાબૂ ઇન્દ્રિયદમન માટે તેમને ઉપયોગી નીવડે છે.

જીભનું સંસ્કૃત નામ જીહ્વા છે. પણ એ જ્યારે બહુ બોલબોલ કરે ત્યારે તેને

અને તેને એક લાખ સુવર્ણ મુદ્રાઓ મળી ગઈ હતી. આજ પ્રકારે માત્ર એક જ બોલથી મોટાં સામ્રાજ્યો પણ નષ્ટ પામી ગયા છે.

જીભને જેણે વશ કરી છે તે માનવી દુનિયા જીતી ગયો છે. મુનિરાજો જીભને કાબૂમાં લેવા તેને વશમાં રાખવાને માટે મૌન વ્રત જ લેતા. આપણા આધુનિક મહર્ષિએ– વિનોબા ભાવેએ એક વર્ષનું જે મૌનવ્રત લીધું હતું તે કંઈ નકામું નહોતું લીધું. તેમને લાગ્યું કે મારે બોલીને કોઈની પ્રશસ્તિ પણ કરવી નથી કે નથી કોઈને દંડવા. બસ તેમણે જીભને જ બંધ કરી દીધી....

જીભાં સક્કર જીભ દુગ્ધ
જીભ પ્યારી જગ્ગ
જીભાં સજણ રખિ મિલૈ
જીભાં લાગે આગ

જીભ સાકર છે. જીભ દૂધ છે. જીભ જ દુનિયામાં સૌને પ્યારી છે. જીવ જ સગાં-સ્નેહીઓને હળીમળીને રાખી શકે છે. અને જીભ જ ઇચ્છે તો આગ પણ લગાવી શકે છે.

ઝબાન હી હાથી ચઢાવે
ઝબાન હી સર કટાવે
જેહી મુંહે પાન (માન)
તેહી મુંહે પનહી (ખાસડાંનો માર)
તું સાવધ રહેશે તો કંઈ ન થાય'

એક વખતે દાંત અને જીભ વચ્ચે અંદર અંદર વાતો થઈ. જીભે કહ્યું, 'ભાઈ, કૃપા રાખજો. ક્યાંક મને ચાવી નહિ નાંખતા....'

દાંતે ઉત્તર આપ્યો, 'તું ચંચળતા નહિ બતાવતી. ક્યાંક એવું ન બને કે તને મારે તોડી નાખવી પડે.'

જીભ અને દાંત વચ્ચેનો આ નાનો સંવાદ ઘણી વાતો કહી જાય છે. જીભ જ્યારે કાબૂમાં રહેતી નથી ત્યારે વિનાશ સર્જાય છે. દ્રૌપદીની જીભ કાબૂ બહાર ગઈ એટલે મહાભારત ખેલાયું. કૈકેયીએ જીભમાંથી પોતાના વરદાન માંગ્યા એટલે રામને વન-વાસ મળ્યો. પ્રહ્‌લાદની જીભે કૃષ્ણનેજ ભજ્યા એટલે તેના પર ત્રાસ વર્ત્યો. આમ નાની સરખી જીભ ઘણું સારૂં અને નરસું પણ કરી શકે છે.

ડાહ્યાઓએ કહ્યું છે. જીભને સદા વશમાં રાખો અને એનાથી તોલી તોલીને જ બોલો. જે કંઈ બોલો તે મંગળ જ બોલો– જીભ તરાજુ તૌલ, બાત કવૌ મંગળ સદા.'

## ખટકો સારો નહિ

જીભ ખરાબ બોલે તે ખટકે છે જે કંઈ ખટકે તે સારૂં હોતું જ નથી અને એટલે જ આપણા એક લોકકવિએ કહ્યું છે કે :–

દાઢમાં ખટકે કાંકરો,
કણું ખટકે નેણ;
વચન ખટકે ઉરમાં
ગયા ખટકે સેણ.

ભોજન કરતાં કંઈક કાંકરો આવી ગયો હોય તો દાઢમાં તે ખટકે છે. આંખોમાં ફુલું હોય તો તે ખટકે છે. કોઈની જીભે સખ્ત શબ્દો કહ્યાં હોય કે પછી આપણાથી કોઈને માટે કંઈ બોલાઈ ગયું હોય છે ત્યારે તે પણ આપણને હૃદયમાં ખટકે છે. સમજુ માણસનો સખી મિત્રનો વિયોગ થયો હોય તો તે પણ આપણને ખટકે છે,

# ૩૬ ક્યાં રાજા ભોજ ને ક્યાં ગાંગો તેલી

'ક્યાં રાજા ભોજ ને ક્યાં ગાંગો તેલી' આ એક અતિ પ્રાચીન – ઐતિહાસિક કહેવત છે. જમાના જૂની આ કહેવત છે. ભોજપુરી અને હિંદી ભાષા ઉપરાંત ભારતની લગભગ ઘણી ભાષાઓમાં થોડાક વધુ ફેરફારો સાથે આ કહેવત નજરે પડશે. આપણા ગુજરાતી કહેવત સંગ્રહમાં પણ આ કહેવત સ્થાન પામી છે. કોઈક મોટા માણસની સાથે જ્યારે કોઈ નાના – ક્ષુદ્ર માનવીની સરખામણીનો પ્રયત્ન થાય છે ત્યારે કહેવાય છે–ક્યાં રાજા ભોજ ને ક્યાં ગાંગો તેલી ' આ કહેવત એટલી જોરદાર છે કે આ ઉક્તિ થતાંની સાથે જ સરખામણી કરનારની વાચા બંધ થઈ જાય છે.

આજ કહેવતની પાછળ – 'ક્યાં લંકા ને ક્યાં લાહોર ?' 'ક્યાં રાણો રાજીઓ ને ક્યાં કાણો કોઢીઓ....' વગેરે ગુજરાતી કહેવતો પણ દેખાશે.

### કહેવતો પર કાળનો પ્રભાવ

કહેવતો પર કાળનો પ્રભાવ કેવો જોરદાર હોય છે. ક્યાં એનો પલટો થઈ જાય છે તે આ કહેવત પરથી સમજાઈ જશે. મૂળ હિંદી કહેવત છે – 'કહાં રાજા ભોજ કાં ગાંગેય તેલી.' એનું જ 'કહાં રાજા ભોજ ઔર કાં ગાંગેય તેલેગ' ભોજપુરી કહેવત–કહાં રાજા ભોજ કહાં ભાજવા તેલી' હિંદુસ્તાની કહેવત કહાં રાજા ભોજ, કહાં કંગલા તેલી ?' ગુજરાતી કહેવત – 'ક્યાં રાજા ભોજ ને ક્યાં ગંગલી ઘાંચણ ' ' બુન્દેલખંડી કહેવત – કહાં રાજા ભોજ કહાં ટૂટા તેલી, કોંકણી કહેવત કહાં રાજા ભોજ ઔર કહાં ગંગા તેલી બંગાલીમાં ' કત રાજા ભોજ કત મંગિયા તેલિની ' આમ આ મૂળ કહેવત અનેક થોડા – વધુ રૂપાંતરો પામતી પામતી ભારતભરમાં પ્રસિદ્ધ બની છે. એમાં મૂળ ખૂબી એ છે કે રાજા ભોજ કાયમ જ રહ્યો છે પણ તેની સરખામણીમાં કોઈ તેલીઘાંચણ વગેરે આવી ગયા છે. આ કહેવતનો મૂળ આશય રાજા ભોજની શ્રેષ્ઠતા પૂરવાર કરવાનો જ રહ્યો છે તો પણ એમાં અદ્‌ભુત પરિવર્તન થતું જ રહ્યું છે. કહેવત એના મૂળ સ્વરૂપને તજીને કેવું રૂપાંતર કરે છે તેનો આ એક સચોટ દાખલો છે.

આ કહેવતનું મૂળ શું છે તે જાણવું જરૂરી છે. આ માટેની કેટલીક વાર્તાઓ પણ પ્રચલિત છે. રાજસ્થાની કહેવત છે–'કઠૈ રાજા ભોજ, કઠૈ ગાંગલો તેલી ' પ્રસિધ્ધ કહેવત વિશારદ ડો. કન્હૈયાલાલ સહલના મત મુજબ આ કહેવત ઉત્તરી ભારતની બધી ભાષાઓમાં સમાન રૂપથી પ્રચલિત છે.' ' મહારાષ્ટ્ર વાક્‌ સંપ્રદાય કોશ ભા. ૧લામાં આ કહેવત લખ્યું છે કે – ' કહાં ભોજ રાજા, ગંગું (ગંગા તેલી) કોઠે રાજા વ કોઠે

'લુલી' કહેવામાં આવે છે. એને 'બોબડી' પણ કહેવાય છે. લપલપને 'લવારો' અને 'પટપટારો' પણ કહેવાય છે અપશબ્દો કહેવાય છે ખરાબ ઇચ્છા વ્યક્ત કરવામાં આવે ત્યારે તે 'લુલીની મોકાણ' તરીકે જ ઓળખાય છે.

**લુલીની લપે કકળતી બોબે ભરી**

એક મુસાફર ફરતો ફરતો એક ગામમાં આવી ચઢ્યો. અંધારૂં થવા આવ્યું હતું. એક ઘર પાસે આવી તેણે માલિકને આશ્રય માટે વિનંતી કરી. માલિકે તે સ્વીકારી. મુસાફર એક ખૂણામાં રહ્યો. રસોઈને માટે વાસણ માંગ્યા. ઘરમાલિકે તે પણ આપ્યા. પ્રવાસી જાણી તેણે મદદ માટેની પોતાની બધી તૈયારી બતાવી હતી. મુસાફરે આપેલા વાસણમાં ખીચડી પકાવવા માટે અગ્નિ પર મૂકી.

આ દરમ્યાન ઘરમાલિકની એકની એક જુવાન દિકરી ત્યાં આવી ચઢી. મુસાફરે તેને જોઈ. તેનું મન ચળી ગયું. તેણે એ છોકરીને કહ્યું, 'તારા બાપે એક શબ્દમાં મને આશ્રય આપ્યો, વાસણ આપ્યું, બીજી સગવડ આપી તો તું મને એક જ શબ્દમાં રાજી નહિ કરી દે?' છોકરી મુસાફરનો હેતુ સમજી શકી નહિ. તેણે કહ્યું, 'તમારે શું જોઈએ છે?' મુસાફરે કહી દીધું-'તું સુંદર છે મારી ઇચ્છાને વશ થઈ જા....

છોકરી સમસમી ગઈ. બાપે મુસાફરના આ શબ્દો સાંભળ્યા. તે બહાર નીકળ્યો. તેણે મુસાફરને કહ્યું-'મહેરબાન! એકદમ અહીંથી ચાલી જાવ....' મુસાફરે માફી માંગી પણ માલિકનો ક્રોધ શાંત ન થયો. આખરે કકરે પડેલી ખીચડીને એક વસ્ત્રમાં બાંધી પોતાનો સામાન લઈ તે ચાલી નીકળ્યો. કપડામાંથી ગરમ પાણી નીતરતું હતું અને ખીચડી કકરે પડેલી હોવાથી નીચેથી વરાળ પણ નીકળતી હતી રસ્તે જતાં બે ચાર માણસોએ પૂછ્યું-'ભાઈ, આ તું શું લઈ જાય છે? ' પરદેશીએ ઠાવકું મુખ રાખી કહ્યું-'લુલીની લપે કકળતી બોબે ભરી....'

જીભની જ આ મ્હોંકાણ થઈ અને પરદેશીને કકરે પડેલી ખીચડી લઈને નીકળવું પડયું.

**જીભને ટેરવે જ બધું છે,**

સંસ્કૃત સૂક્તિ છે:-

લક્ષ્મીર્વસતિ જિહવાગ્રે જિહવાગ્રે
મિત્રબાંધવા!
જિહવાગ્રે બંધન પ્રાપ્તં જિહવાગ્રે
મરણં ધ્રુવમ્!!

જીભને ટેરવે લક્ષ્મી વસે છે. મિત્રો અને બંધુ કુટુંબીજનો પણ જીભને ટેરવે રહે છે. બંધન પણ જીભને ટેરવે છે તે સાથે મરણ પણ જીભને ટેરવે જ છે.

'જીભ'ને માટેની આ ઉક્તિ શું તેના મહત્વનું-તેના પર નિયમન રાખવાનું સૂચન કરતી નથી શું?

જીભ છે તો ત્રણ ઇંચ જેટલી જ લાંબી પણ એ છ ફૂટ ઊંચા માનવીને પણ કતલ કરી શકે છે. 'જીભ કાતરની જેમ ચાલે છે' આ કહેવત પણ જીભના મહત્વનું જ સૂચન કરે છે.

★

વિદ્વાનોને હરાવી દીધા. જે વિદ્વાનો તેનાથી પરાજય પામ્યા હતાં. તેમાં કાલિદાસ, ક્રીડાચન્દ્ર, ભવભૂતિ જેવા કવિઓ વિદ્વાનો પણ હતા. પોતાના પંડિતોની આ હારથી ભોજરાજા ખિન્ન બની ગયો અને તે વનમાં ચાલી ગયો.

થોડાક દિવસો વનમાં રહી રાજા શહેરમાં આવવા નીકળ્યો. આવતાં આવતાં તેની નજર ગંગા નામના એક તેલી પર પડી. આ તેલી તેલની ઘાણી પીલીને તેમાંથી તેલ કાઢી રહ્યો હતો. તેલી હતો કાણો. રાજાને એ બુદ્ધિશાળી જણાયો. તેણે એકાએક જ તેને પૂછ્યું 'તું એક પંડિતની સાથે વાદવિવાદ કરી શકશે ?'

તેલીએ કહ્યું, 'એમાં તે કઈ મોટી વાત છે. હું તેની સાથે શાસ્ત્રાર્થ કરવા તૈયાર છું.'

રાજા પ્રસન્ન બની ગયો તે તેલીને પોતાના મહેલમાં લઈ આવ્યો. તેને સારા વસ્રો પહેરાવવામાં આવ્યા. અલંકારો મુગટ વગેરે પહેરાવી તેને એક સુંદર બેઠક પર બેસાડવામાં આવ્યો. દરબારીઓ તો આ નવા સુંદર માનવીને જોઈને અચંબો જ પામી ગયા.

'રાજાએ જાહેર કર્યું', 'આ નવા પંડિત છે. પરદેશી પંડિતની સાથે તેમનો શાસ્ત્રાર્થ થશે.'

પરદેશી પંડિત પણ દરબારમાં આવી પહોંચ્યો. તેણે તેલી પંડિતની સામે બેઠક લીધી.

હવે આ બન્ને વચ્ચે શાસ્ત્રાર્થ શરૂ થયો. ક્ષારીય સભા આ બેનો શાસ્ત્રાર્થ જોઈ રહી.

પરદેશી પંડિતે સૌ પ્રથમ પોતાની એક આંગળી બતાવી. તેલી પંડિત એના જવાબમાં બે આંગળીઓ બતાવી અને તે ક્રોધાયમાન થઈ ગયો. તરત જ એના જવાબમાં વિજેતા પંડિતે પોતાની પાંચ આંગળીઓવાળો હાથ આગળ કરી દીધો. જવાબમાં ગાંગા તેલીએ પોતાની બંધ પણ મજબૂત મુઠ્ઠીઓ બતાવી.

આ જોતાં જ વિજેતા પંડિતે પોતાના શિર પરથી અંકુશ ઉતારી દીધો. પેટ પર બાંધેલું વસ્ર દૂર કર્યું. નિસરણીને તોડી ફોડી નાખવામાં આવી. કોદાળીને ભાંગી નંખાઈ. ઘાસના પૂળાને આગ લગાવી દેવામાં આવી અને પછી પોતે એ તેલી પંડિત આગળ લાંબો થઈ તેને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા.

ભોજરાજા વિજેતા પંડિતના આ પરાજયથી ખૂબ આશ્ચર્ય પામી ગયા. તેલી અને આ પંડિત વચ્ચે શું બન્યું તે તેઓ કે દરબારીઓ પણ જાણી–સમજી શક્યા નહોતા કારણ એમાં માત્ર ઈશારા હાથના ચાળા જ હતા. વાણી-ભાષા નહોતી એટલે રાજાએ કુતૂહલતાથી પૂછ્યું, 'મહારાજ આપના પરાજય પામવાનું કારણ શું ?'

પંડિતે કહ્યું–'મહારાજ ! શરૂઆતમાં મેં એક આંગળી કરી જેનો ભાવાર્થ એ હતો કે શિવ એક જ છે. આપના પંડિતે એના જવાબમાં બે આંગળીઓ કરી. એનો અર્થ એ થતો હતો કે શિવ એક છે તે વાત સાચી પણ એ શકિત યુક્ત છે. પછી પાંચ ઇન્દ્રિયોના સૂચન માટે મેં પાંચ આંગળીઓ

તેલી.' આ કહેવતમાં બે ઐતિહાસિક પાત્રો છે. ગંગારાજ તૈલપ અને મુંજરાજા. પણ કાળના પ્રભાવથી મુંજરાજા ભૂલાઈ ગયા અને તેને બદલે ભોજરાજા આવી ગયા. મુંજના વિષયમાં એક સંસ્કૃત ઉક્તિ પણ છે. 'ગતે મુંજે યશઃ પુંજે નિરાલમ્બા સરસ્વતી.

કહેવતની આ વ્યાખ્યા અનુસાર ભોજ મુંજરાજા છે. અને ગંગા તેલી છે-ગંગરાજ તલપ. એક ઐતિહાસિક તથ્ય છે કે ગંગરાજ તૈલપે (૯૭૩-૯૯૭) પરમાર વંશના મુંજનો વધ કરાવી નાખ્યો હતો પણ જ્યાં સુધી કોઈ પુષ્ટ પ્રમાણ ન મળે ત્યાં સુધી આ આધાર પર ગંગા તેલીને ગંગરાજ તૈલપ અને ભોજને મુંજ કહી શકાય નહિ એવો મત ડૉ. શ્રી સહલનો છે.

આ કહેવતનું મૂળ કયું?

મહારાષ્ટ્રના પ્રસિદ્ધ વિદ્વાન સ્વ પી.કે. ગોડે આ કહેવત અંગે સારું સંશોધન કરી એક જૂની સંસ્કૃત લોકકથાનો પત્તો મેળવ્યો છે આ સંસ્કૃત લોકકથા જ 'કહાં રાજા ભોજ કહાં ગંગા તેલી'ની લોકોક્તિનું મૂળ છે. એવું શ્રી. ગોડેનું કથન છે. આ કથા ૧૬૫૦થી પણ જૂની જણાય છે. કારણ જે કાગળ પર તે લખાયલી મળી તે ૨૫૦ વર્ષથી પણ વધુ પ્રાચીન છે. ૧૬મી સદીના ભોજ પ્રબંધથી આ પૂર્વવતી છે કે તે પરવતી કરી શકાય તેમ નથી. તો પણ છેલ્લા ૩૫૦ વર્ષથી આ કથા દેશમાં પ્રચલિત રહી છે અને તેણે જ 'રાજા ભોજ ઔર ગંગા તેલી'ની લોકકિતને જન્મ આપ્યો છે. આ કથાનો સારાંશ નીચે મુજબનો છે :

એક વિદ્યાથી અભ્યાસ માટે પ્રતિષ્ઠાનપુર ગયો. અહીં તેણે પોતાનો ગુરૂ પાસે ૩૦ વર્ષ સુધી ભારે વિદ્યાભ્યાસ કર્યો. સકળ શાસ્ત્રોમાં એ નિપૂણ-બન્યો. વિદ્યાનો ગર્વ થવાથી તે પંડિત અભિમાની પણ બની ગયો ગુજરાત-મારવાડ આદિ દેશોના પંડિતોને તેણે પરાજિત કર્યા એની વિદ્વતા આગળ કોઈ ટકી શકયું નહિ

આ વિદ્યાથી-પંડિતનો ઠસ્સો અને તેનો રૂઆબ પણ નવાઈ જેવો રહેતો. પોતાના શિર પર તે અંકુશ રાખતો. પોતાનું પેટ તે એક વસ્ત્રથી ઢાંકી રાખતો કે જેથી તેની વિદ્યા પેટમાંથી ફૂટીને બહાર નીકળી જાય નહિ એની સાથે એક સેવક રહેતો. આ સેવક સદા એક નિસરણીની સાથે જ રહેતો. કદાચ હરિફ વાદવિવાદમાં હારીને આકાશમાં ચાલ્યો જાય તો એ આ સીડી પર ચઢી તેને નીચે પાડી શકે. તેના હાથમાં એક કોદાળી પણ રહેતી. વાદવિવાદ કરનારો હરિફ પાતાળમાં ચાલ્યો જાય તો પંડિત કોદાળીથી જમીન ખોદી તેને તેમાંથી પણ કાઢી શકે. પંડિતના નોકરના હાથમાં એક ઘાસનો પુળો પણ રહેતો. હરિફ હારી જાય તો તેના મોઢામાં આ ઘાસ આપી શકાય. આવા સાધનોથી સજજ બનેલા આ પંડિતે જોતજોતામાં ગુજરાત અને મારવાડના પંડિતોને હરાવી દીધાં 'સરસ્વતી કંઠાભરણ'ની પદવી તેણે મેળવી અને પછી તે ભોજરાજાના દરબારમાં આવ્યો. એ સમયે ભોજના દરબારમાં ૫૦ જટલા પ્રસિદ્ધ વિદ્વાનો પંડિતો હતા. પણ આ વિદ્વાનો ઉજ્જયિનીના એ

વિદ્વાનોને હરાવી દીધા. જે વિદ્વાનો તેનાથી પરાજય પામ્યા હતાં. તેમાં કાલિદાસ, ક્રીડાચન્દ્ર, ભવભૂતિ જેવા કવિઓ વિદ્વાનો પણ હતા. પોતાના પંડિતોની આ હારથી ભોજરાજા ખિન્ન બની ગયો અને તે વનમાં ચાલી ગયો.

થોડાક દિવસો વનમાં રહી રાજા શહેરમાં આવવા નીકળ્યો. આવતાં આવતાં તેની નજર ગંગા નામના એક તેલી પર પડી. આ તેલી તેલની ઘાણી પીલીને તેમાંથી તેલ કાઢી રહ્યો હતો. તેલી હતો કાણો. રાજાને એ બુધ્ધિશાળી જણાયો. તેણે એકાએક જ તેને પૂછ્યું 'તું એક પંડિતની સાથે વાદવિવાદ કરી શકશે ?'

તેલીએ કહ્યું, 'એમાં તે કઈ મોટી વાત છે. હું તેની સાથે શાસ્ત્રાર્થ કરવા તૈયાર છું.'

રાજા પ્રસન્ન બની ગયો તે તેલીને પોતાના મહેલમાં લઈ આવ્યો. તેને સારા વસ્ત્રો પહેરાવવામાં આવ્યા. અલંકારો મુગટ વગેરે પહેરાવી તેને એક સુંદર બેઠક પર બેસાડવામાં આવ્યો. દરબારીઓ તો આ નવા સુંદર માનવીને જોઈને અચંબો જ પામી ગયા.

'રાજાએ જાહેર કર્યું', 'આ નવા પંડિત છે. પરદેશી પંડિતની સાથે તેમનો શાસ્ત્રાર્થ થશે.'

પરદેશી પંડિત પણ દરબારમાં આવી પહોંચ્યો તેણે તેલી પંડિતની સામે બેઠક લીધી.

હવે આ બન્ને વચ્ચે શાસ્ત્રાર્થ શરૂ થયો. ક્ષારીય સભા આ બેનો શાસ્ત્રાર્થ જોઈ રહી.

પરદેશી પંડિતે સૌ પ્રથમ પોતાની એક આંગળી બતાવી. તેલી પંડિત એના જવાબમાં બે આંગળીઓ બતાવી અને તે ક્રોધાયમાન થઈ ગયો. તરત જ એના જવાબમાં વિજેતા પંડિતે પોતાની પાંચ આંગળીઓવાળો હાથ આગળ કરી દીધો. જવાબમાં ગાંગા તેલીએ પોતાની બંધ પણ મજબૂત મુઠ્ઠીઓ બતાવી.

આ જોતાં જ વિજેતા પંડિતે પોતાના શિર પરથી અંકુશ ઉતારી દીધો. પેટ પર બાંધેલું વસ્ત્ર દૂર કર્યું. નિસરણીને તોડી ફોડી નાખવામાં આવી. કોદાળીને ભાંગી નંખાઈ. ઘાસના પૂળાને આગ લગાવી દેવામાં આવી અને પછી પોતે એ તેલી પંડિત આગળ લાંબો થઈ તેને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા.

ભોજરાજા વિજેતા પંડિતના આ પરાજયથી ખૂબ આશ્ચર્ય પામી ગયા. તેલી અને આ પંડિત વચ્ચે શું બન્યું તે તેઓ કે દરબારીઓ પણ જાણી–સમજી શકયા નહોતા કારણ એમાં માત્ર ઈશારા હાથના ચાળા જ હતા. વાણી-ભાષા નહોતી એટલે રાજાએ કુતૂહલતાથી પૂછ્યું, 'મહારાજ આપના પરાજય પામવાનું કારણ શું ?'

પંડિતે કહ્યું–'મહારાજ ! શરૂઆતમાં મેં એક આંગળી કરી જેનો ભાવાર્થ એ હતો કે શિવ એક જ છે. આપના પંડિતે એના જવાબમાં બે આંગળીઓ કરી. એનો અર્થ એ થતો હતો કે શિવ એક છે તે વાત સાચી પણ એ શકિત યુકત છે. પછી પાંચ ઇન્દ્રિયોના સૂચન માટે મેં પાંચ આંગળીઓ

બતાવી. તો આપના પંડિતે બદ્ધ મુષ્ટિ બતાવીને જણાવ્યું કે ઈન્દ્રિયોનો નિગ્રહ સંભવિત છે. આમ મારી દલીલ મારી શંકાના બધા જ જવાબોમાં તમારો પંડિત વિજયી નીવડયો છે. હું મારી હાર સ્વીકારૂં છું.'

રાજાએ ગંગા તેલીને પૂછયું-'ભાઈ, આ વાદવિવાદ માટે તું શું કહે છે?'

ગંગાતેલીએ કહ્યું- 'આ પંડિતે પોતાની એક આંગળી ઉઠાવી અને તેને કહેવા લાગ્યો- તું એક આંખવાળો-કાણો છે.' 'મને ગુસ્સો આવ્યો. જવાબમાં મેં બે આંગળી કરી અને કહ્યું તારી બે આંખો હું ફોડીને તને બન્ને આંખોએ આંધળો બનાવી દઈશ. એટલે આ પંડિતે પાંચ આંગળીવાળો પોતાનો હાથ મને બતાવી કહ્યું- 'હું આ હાથથી તારો ગાલ તોડી નાખીશ. મને આથી ગુસ્સો ચઢયો અને મેં તને બંધ મુઠ્ઠી બતાવી કહ્યું- 'બદમાશ! આ મુઠ્ઠીથી હું તને મુક્કાઓ મારી તારા હાડકાં તોડી ફોડી નાખીશ.'

તેલીની આ વાત સાંભળી રાજા જ નહિ પણ સારીય સભા હસી પડી. રાજા ગંગા તેલીની હિકમત પર પ્રસન્ન થઈ ગયો. તેણે એનું સારૂં સન્માન કર્યું. રાજાએ સભાસદોને કહ્યું; 'આપ સર્વને સફળતા મળી છે. એટલે આપનો શબ્દ મારે માટે સત્ય સિદ્ધ બનશે.'

આમ 'કહાં રાજા ભોજ કહાં ગાંગા તેલી' કહેવતનું આ મૂળ છે એવું શ્રી ગોડેનું માનવું છે. પણ કહેવત વિશારદો સ્વ. શ્રી ગોડેના આ પૂરાવાઓને સ્વીકારવા ના પાડે છે. તેમનું કહેવું છે કે આ કથા માત્ર જનશ્રુતિ પર જ આધારિત થયેલી દેખાઈ છે.

★



## ૩૭ ભોજ અને તેલીની કહેવત મિટાવી દેવા કોણે શું કર્યું?

"કહાં રાજા ભોજ કહાં ગંગા તેલી" આ કહેવત અંગે આપણે સ્વ. શ્રી. પી. કે. ગોડેની એક લોકવાર્તા જોઈ. શ્રી. ગોડેએ આ વાર્તાની શોધ કરી એવું પ્રતિપાદન કર્યું છે કે આ વાર્તા જ આ પ્રસિદ્ધ કહેવતનું મૂળ છે

પરંતુ શ્રી. ગોડેના આ વિધાનને વિદ્વાનોએ સ્વીકાર્યું નથી. પ્રસિદ્ધ પુરા તત્ત્વવિદ્ સ્વ. ડો. હીરાલાલજીએ કલચુરિનરેશ ગાંગેય દેવ અને તૈલપ ચાલુકયની સાથે ગંગુ અને તેલી શબ્દોનો સંબંધ સ્થાપિત કર્યો હતો. એમની સમ્મતિમાં ગંગુ અને તેલી એ ક્રમશ ગાંગેય અને તલપનું વિકૃત રૂપ જ છે. આ કલ્પનાવાદ કયાં સુધી યોગ્ય છે તે કહી શકાય તેમ નથી. કારણ ગંગૂ તેલી કયાંક કયાંક 'ઠૂંઠા' તેલી રૂપે પણ દેખાયો છે. અને

'કહાં રાજા ભોજ, કહાં ઠૂંઠા તેલી' નામની કહેવત પણ તેણે પ્રચલિત બનાવી છે. ભોજપુર પ્રદેશમાં આજ તેલી 'ભોજવા તેલી'નું રૂપ ધારણ કરે છે. આંદ્રા પ્રાંતમાં 'ગંગૂ'ને 'કનવા' બનાવી દીધો છે. 'કહાં રાજા ભોજ કહાં કનવા તેલી. આમ આ 'તેલી' ફેરવાતા રહ્યો છે જ્યારે ભારતીય સંસ્કૃતિના પ્રતીક રાજા ભોજ સર્વત્ર એક રહ્યા છે. આ કહેવતની આ એક વિશેષતા છે.

**રાજા ભોજે દીક પરાગ ગાનારા તેલીના પુત્રની સાથે પોતાની કન્યા પરણાવી હતી ?**

મૌલાના નિયાજ ફતેહપુરીએ ગંગુવા તેલીના વિષયમાં એક બીજો મત પ્રદર્શિત કર્યો છે. કહેવતને કોઈક બનાવ સાથે સંબંધ રહેલો જ છે. બનાવ બનતાં જ કહેવતનો જન્મ થાય છે. આ લોકોકિત અંગે તેમણે એક વાત રજુ કરી છે કે ગુજરાતના રાજા ભોજે પોતાની પુત્રી. ગંગુવા તેલીના પુત્રની સાથે પરણાવી દીધી હતી. માત્ર એટલા માટે કે તેણે એક વખતે દીપક રાગ ગાઈને મહેલની બત્તીઓને રોશન કરી દીધી હતી.

કાશ્મીરી કહેવત સંગ્રહમાં આ કહેવત 'જહાં રાજા ભોજ, વહાં ગંગા તેલી'ના રૂપથી સ્થાન પામી છે. એમાં કહેવામાં આવ્યું છે કે ગંગા તેલી સમૃદ્ધિશાળી માનવી હતો. તેણે એક વાર ભોજના પૂર્વ જ વિક્રમાદિત્ય પર કાંઈક ઉપકાર કર્યો હતો.

આ બધી ચર્ચા-વાદને બાજુએ મૂકી આ કહેવતનું એક બીજું મૂળ છે તેને આપણે તપાસીએ. આ મૂળને પણ જોરદાર ઐતિહાસિક પુરાવાઓ છે. એટલે પણ તેની ચર્ચા આવશ્યક બને છે. શ્રી. વિશ્વનાથ મુખરજીએ આ કિસ્સો આલેખ્યો છે.

કલચુરિ હૈહય વંશના ક્ષત્રિય રાજાઓ હતા. પ્રાચીન કાળમાં તેમનું રાજ્ય નર્મદા ફેલાયેલું હતું. એમની રાજધાની માહિષ્મતી (માન્ધાતા) હતી, તેમનું નિવાસસ્થાન ચેદીમાં હોવાને લઈને તેમને ચેદી પણ કહેવામાં આવતા. આ વંશમાં ગાંગેય નામનો એક મહાપરાક્રમી રાજા સને ૧૦૧૦ ઈ. માં થઈ ગયો. મહોબાના એક લેખથી જ્ઞાત થાય છે કે તેણે ઉત્તર ભારતમાં કાંગડા સુધી હલ્લો કરી પ્રયોગ-વારાણસી પર પણ અધિકાર મેળવી લીધો હતો.

અલ બૈહાકી પોતાના ઈતિહાસમાં લખે છે કે– 'મસૂદના પંજાબના શાસક નિયાલીગીન ઈ. સ. ૧૦૩૩માં ગંગા પાર કરી કિનારે કિનારે વધતો ગયો. તેણે પોતાનું સૈન્ય અચાનક બનારસની સામે લાવીને ખરૂં કરી દીધુ. આ નગર ગંગના રાજ્યમાં હતું. સૈનિકોએ ઝવેરીઓ – સુગંધિત દ્રવ્યોના વેપારીઓને-કાપડયાઓને વગેરેને લુંટી લીધા અને ભારે લુંટ કરી તેઓ સકુશળ પોતાના સ્થાનકે રવાના થઈ ગયા.

**"કહાં રાજા ભોજ કહાં ગાંગૂ તેલી' કહેવત કયારે પ્રચલિત થઈ ?**

આ વર્ણનથી માલુમ પડે છે કે એ દિવસોમાં કાશીનગરી કલચુરિયોના તાબામાં હતી. એ વંશનો સારાય ભારતમાં ભારે દબદબો હતો. જ્યારે ગાંગેયની સેના નિયાલીગીનના સૈનિકોની સાથે યુદ્ધ કરવા નહિ

આવી ત્યારે તેના સૈનિકોએ કાશીને લુટયું હતું. કહેવાય છે કે આ જ નિયાલીગીન કનોજ તથા ધારના રાજા ભોજ આગળ હારી ગયો હતો. આજ સમયથી 'કહાં રાજા ભોજ કહાં ગાંગ તેલી'ની કહેવત પ્રચલિત થઈ.

ચેદીના હૈહવ વંશવાળાઓને ઉત્તમ ક્ષત્રિય માનવામાં આવે છે. એટલે જ મેવાડના ગહલોત અને મારવાડના પરમારો સાથે તેમનો વિવાહ સંબંધ થતો હતો. પૃથ્વીરાજ ચૌહાણની માતા સોમેશ્વરી રાણી કલચુરિ રાજકન્યા હતી. આજે પણ મેવાડમાં રાજપૂતોની એક શાખા પોતાને હૈહયવંશી ક્ષત્રિય કહેવડાવે છે. ગાંગેયની ફોઈના લગ્ન તૈલંગ નગરીના રાજાની સાથે થયા હતા આ કારણથી 'ગાંગૂ તેલી' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો હતો.

ગાંગેય પછી તેના ઉત્તરાધિકારી તરીકે લક્ષ્મીકર્ણ અથવા કર્ણ નામનો રાજા થયો. તેણે ઈ. સ. ૧૦૪૧ થી ૧૦૭૨ સુધી રાજ્ય કર્યું હતું. આ એક શક્તિશાળી રાજવી હતો. ૩૧ વર્ષના શાસનકાળમાં તેણે ગૌડ–હૂણ–ચોડ–કંગ વગેરે અનેક રાજાઓને હરાવ્યા હતા. એણે પોતાના નામ પરથી 'કર્ણવતી' નામની નગરી પણ વસાવી હતી. જનરલ કનિંગહામના મત અનુસાર આ નગરીના ભગ્નાવશેષ મધ્ય પ્રદેશના કારી તરાઈની પાસે છે. કાશીનું 'કર્ણમેરૂ' નામનું વિશાળ શિવ મંદિર તેણે જ બનાવ્યું હતું.

રાજા કર્ણની રાજધાની વારાણસી નગરી હતી. એ પોતે વિદ્વાન હતો અને વિદ્વાનોનો તે આદર પણ કરતો હતો. તેના દરબારમાં વિદ્યાપતિ આદિ અનેક મહાકવિઓ રહેતા હતા. કહેવાય છે કે રાજા ભોજ દ્વારા પોતાના પિતાનું જ અપમાન થયું હતું તે એ ભૂલ્યો નહોતો. મનમાં ને મનમાં જ તેણે એનું વેર લેવાનું પણ લીધું હતું. એ હવે માત્ર યોગ્ય અવસરની જ રાહ જોઈ રહ્યો હતો. તેની ઇચ્છા 'કહાં રાજા ભોજ ઔર કહાં ગાંગૂ તેલી' કહેવતને મિટાવી દેવાની હતી. આ લોકોક્તિ જ તેના હૈયાનું શૂળ બની હતી.

## કર્ણનો રાજા ભોજને સંદેશો

કર્ણે એક એક કરીને ૧૩૬ રાજાઓને પોતાના કબ્જામાં કરી લીધા. પછી તેણે રાજા ભોજને ત્યાં દૂત મોકલી સંદેશો મોકલ્યો કે આપના નગરમાં આપના બનાવેલા ૧૦૪ મહેલ છે તથા એટલા જ આપના ગીત પ્રબંધ છે અને એટલી જ ઉપાધિ પણ આપ ધરાવો છો એટલે મારી સાથે યુદ્ધમાં–શાસ્ત્રાર્થમાં અથવા દાનમાં તમે મને જીતી લ્યો. નહિ તો હું આપને જીતીને ૧૩૭ રાજાઓનો અધિપતિ બનીશ.

દૂત દ્વારા મોકલાયલો આ સંદેશો સાંભળી રાજા ભોજનું મુખ શ્યામ પડી ગયું. કારણ તે સમયે કાશી નરેશ ખૂબ જ સમર્થ અને પ્રતાપી રાજવી ગણાતા હતા. રાજા ભોજે કર્ણને વિનંતિઓ–પ્રાર્થનાઓ કરી અને કોઈક બીજી રીતે મુકાબલો કરવા માટે કહ્યું અને બન્ને રાજવીઓએ નક્કી કર્યું કે તેઓ પોતપોતાની રાજધાનીમાં એક જ સમયે એક પ્રકારનો મહેલ બનાવે. જેનો મહેલ પ્રથમ બની જાય તેને વિજયી માનવામાં આવે અને બીજો તેને આધીન બની જાય.

**કર્ણ ભોજના તમામ ખજાનો લૂંટી લીધો**

આ નિશ્ચય અનુસાર રાજા ભોજ ઉજ્જૈનમાં અને કર્ણે વારાણસીમાં મહેલ બનાવવાનું શરૂ કર્યું. રાજા કર્ણનો મહેલ પહેલો બની ગયો અને ઉજ્જૈન નરેશ પાછળ રહી ગયા. કર્ણે પોતાની શરત મુજબ તેને પોતાના તાબામાં આવવાનું કહ્યું. પણ રાજા ભોજે આ માન્યું નહિ તેણે પોતાની પ્રતિજ્ઞાનો-વચનનો ભંગ કર્યો. પરિણામે કર્ણે ગુજરાતના રાજાની મદદ લઈ ધાર રાજ્ય પર ચઢાઈ કરી પણ જ્યારે એ ઉજ્જૈનની સત્તાની સમીપ પહોંચ્યા ત્યારે તેને માલમ પડ્યું કે વધુ જ્વર આવવાને લઈને ભોજનનું મરણ થયું છે. આ સમાચાર સાંભળતા જ તેણે તેજીથી નગરમાં પ્રવેશ કર્યો અને મહેલનો સારોય ખજાનો લૂંટી લીધો.

**કર્ણનું શિર લાવવા ગુજરાત રાજાએ મંત્રી ડામરને મોકલ્યો.**

ગુજરાતના રાજાએ આ લૂંટનો યોગ્ય હિસ્સો ન મળ્યો એટલે તેણે પોતાના સંધિવિગ્રહક મંત્રી ડામરને કર્ણનું શિર કાપી લાવવાનો આદેશ આપ્યો. કોઈપણ પ્રકારે ડામર કર્ણના મુકામ સુધી પહોંચી ગયો. રાજા કર્ણને તેના આગમનનું કારણ જ્ઞાત થઈ ગયું. તેણે ડામરની સામે હીરા-જવાહિરોથી મઢેલી ટંકાયેલી એક મૂર્તિ મૂકી દીધી. બીજી મૂર્તિ ગમે તે આપ લઈ લ્યો."

ડામર હીરા-મોતી અને જવાહીરોવાળી મૂર્તિ જોઈ ચળી ગયો લોભમાં તે તણાયો. તેણે એક મૂર્તિ લઈ લીધી. અને ત્યાંથી તે વિદાય થઈ ગયો.

આ સારીય વાત પ્રબોધ ચન્દ્રિકામાં પરમાર રાજા લક્ષ્મણ દેવના લેખથી તથા ઉદયપુર (ગ્વાલિયર)ના લેખથી માલમ પડી આવે છે. તેની સત્યતાના પૂરાવાઓ આજ છે.

ડૉ. હરિવલ્લભ ભાયાણીએ 'રાજાભોજ અને ગાંગો તેલી'ની કથાનું એક ઈરાની રૂપાન્તર પણ શોધી કાઢ્યું છે. 'અખંડ આનંદ'ના એક અંકમાં તેમણે એ ઈરાની વાર્તા આપી પણ હતી. ભારત અનેક લોક કથાઓની જન્મ ભૂમિ છે. આ ઈરાની લોક-કથા પણ સંભવતઃ ભારતથી ઈરાન પહોંચી પણ હોય. આમ આ કહેવત અંગેની ચર્ચા-ટીકા-ટીપ્પણ હજી પણ વિદ્વાનોની શોધ સંશોધનનો જ વિષય રહ્યો છે.

★



## ૩૮ ખુશામત ખુદાને પણ પ્યારી છે

ખુશામત હાજી હા સૌને ગમે છે. બખાણ-પ્રશંસા કોને નથી ગમતી ? આપણા કહેવત સાહિત્યમાં પણ એ સ્પષ્ટ કહેવામાં આવ્યું છે કે 'કલગી વગરનો કુકડો નહિ અને

ખુશામત વગરનો દરબારી નહિ,' રાજાના દરબારથી માંડીને તે ઇંદિરા ગાંધીના પ્રધાનમંડળ સુધીની વાત કરીએ તો રાજકારભારમાં ખુશામત અગ્રસ્થાને જ રહી છે. આથી જ કહેવતે કહ્યું છે કે 'ખુશામત ખુદાને પણ પ્યારી છે.' 'ભગવાન–ઈશ્વર પણ પોતાની ખુશામતથી પ્રસન્ન થાય છે તો પછી માણસ કેમ ન થાય? ખુશામત ક્યારેય પણ ખારી નહિ લાગે–એ સદા મીઠી જ લાગવાની. એક બીજી કહેવત પણ છે....ખુશામતસે આમદ હૈ એટલે કે ખુશામત કરવાથી ધન મળે છે. એની દ્વારા આવક થાય છે.

નઝીરે સાચું જ કહ્યું છે કે 'હદ તો યે હય કે ખુશામદસે ખુદા ભી રાજી હય....'

જો ખુશામતથી ખુદા પણ રાજી થતા હોય તો પછી નોકરે પોતાની શેઠની ખુશામત શા માટે ન કરવી? કરવી જ. કારણ, એથી એની નોકરી ટકી રહે છે અને આવક–લાભ પણ મળે છે.

હું વેંગણનો નોકર નથી આપનો નોકર છું.

આ કહેવતના વિષયમાં એક સુંદર વાત છે. કોઇએક અમીરે પોતાના મુસાહિબને કહ્યું કે વેંગણનું શાક બહુ સરસ થાય છે. એમાં ભારોભાર ગુણ છે. વૈદકમાં પણ એની તારીફ લખી છે. સંસ્કૃતમાં તો કહ્યું છે કે વૃન્તાક શાક નાયકમ'

'સાચી વાત છે સાહેબ' મુસાહિબે હામાં હા ભેળવતાં કહ્યું.

થોડાક દિવસો પસાર થયા બાદ અમીરે વેંગણની નિંદા કરી. કહ્યું 'વેંગણનું શાક ગરમ છે. એનાથી ગરમી થાય છે. વળી એ રેષા અને બીયાંવાળું છે. તેના સેવનથી કફ થાય છે. ઉપરાંત તેનામાં એકસો એક અવગુણ છે.'

'સાહેબ! તદ્દન સાચી વાત છે. તેનામાં અનેક અવગુણ છે, એ રંગમાં કાળું કોલસા જેવું છે. એનું શાક ખાવાથી કોઈ ફાયદો નથી' મુસાહિબે હવે વેંગણની નિંદા કરવા માંડી.

અમીર નવાઈ પામી ગયો, થોડાક દિવસો પહેલાં આજ મુસાહિબે વેંઘણની પ્રશંસા કરી હતી અને આજે તેણે નિંદા કેમ કરવા માંડી? તેણે મુસાહિબને પૂછયું, 'ભાઈ, મેં જ્યારે એની તારીફ કરી ત્યારે તેં પણ તેની પ્રશંસા કરી હતી અને આજે મેં જ્યારે એની નિંદા કરી ત્યારે તું પણ એની નિંદા કરવા લાગ્યો છે તેનું કારણ શું?'

મુસાહિબે કહ્યું: 'હજુર! હું આપનો નોકર છું. વેંગણનો નહિ. જો માલિક દિવસને રાત કહે તો મારે પણ તેમાં હાજી હા જ કરવી. અને તેમને ચાંદ તારા પણ બતાવી દેવા....'

દરિયા પર પણ આપની આણ વર્તાય છે

એક રાજાના દરબારીઓ નિત્ય તેના વખાણ કરતા. રાજા એ સાંભળતો. પણ કંઈ બોલતો નહિ. દરબારીઓ કહેતા, 'મહારાજ! આપની આજ્ઞા વગર ઝાડના પાંદડા પણ હાલી શકતાં નથી.'

રાજાને બોલવું પડયું 'આમ વાત છે?'

'હા મહારાજ!'

એક દિવસે રાજા દરબારીઓની સાથે દરિયા કિનારે ફરવા ગયો. ફરતાં ફરતાં પણ દરબારીઓ ખુશામત કરવા લાગ્યા. એક દરબારીએ કહ્યું, 'આપના જેવા બુદ્ધિશાળી રાજવી કોઈ જ નથી.'

બીજા દરબારીએ એમાં 'હા' ભણાવી અને કહ્યું—'આપની સત્તા આખી પૃથ્વી પર વર્તાય છે,'

'અરે પૃથ્વી પર જ નહિ પણ સમુદ્ર તથા તેના મોજાં પણ આપની આજ્ઞા માને છે' ત્રીજા દરબારીએ–પ્રશંસાના પૂર વહાવ્યા.

રાજા અકળાઈ ગયો. તેણે કહ્યું, 'આવી વાત છે? ઠીક છે. એક ખુરશી લાવો....'

તરત જ એક દરબારી ક્યાંકથી ખુરસી લઈ આવ્યો. રાજાએ તેને કહ્યું આ ખુરસી ભરતીનું પાણી આવે છે ત્યાં મૂકો....

એ સમય ભરતીનો હતો. દરિયાનું પાણી ચઢી રહ્યું હતું. મોજાઓ પણ ધીરે ધીરે આવતા હતા.

દરબારીએ પાણી ભરાતું હતું ત્યાં વચ્ચોવચ ખુરસી મૂકી દીધી.

રાજા ખુરસી પર બેસી ગયો.

થોડીક વાર ન થઈ ત્યાં તો ભરતીનું જોશ વધી ગયું. પાણી ખુરસીની આસપાસ ભરાવા લાગ્યું. મોજાઓ પણ હવે તો ખુરસીની ઉપરથી જવા લાગ્યા....

રાજાએ હુકમ કર્યો, 'હે સમુદ્ર! તું મારો તાબેદાર છે. હું તારો રાજા છું. મારા દરબારીઓ કહે છે કે 'તમારી આજ્ઞામાં સમુદ્ર પણ છે, મોજાઓ પણ છે. હું તને આજ્ઞા કરું છું કે તું પાછળ ખસી જા, અહીં જ અટકી જા–તું મારો સેવક છે અટકી જા....'

પણ સાગર કંઈ અટકે ખરો? મોજાંઓએ રાજાનું ઉલ્લંઘન કર્યું. એક જબરજસ્ત મોજાએ રાજાની ખુરસીને ઘેરી લીધી. પાણીના પ્રચંડ મારાથી રાજા ગભરાઈ ગયો. તે ખુરસી છોડીને કિનારા પર આવી ગયો.

દરબારીઓ છોભીલા બની ગયા રાજાએ તેમની સામે આંખ કાઢી અને કહ્યું: 'તમે તમારી આંખોથી જોયું ને કે સાગર મારી આજ્ઞામાં નથી. મોજાઓ પર મારી કોઈ સત્તા નથી. તમે આજે ઉઘાડા પડી ગયા છો. મારે આ હાજી હા કરનારાઓનું કામ નથી. તમે તમારું કાળું કરો....

**ખુશામતથી ખુરસી સચવાય છે**

'ખુશામતસે આમદ હૈ–' એટલે કે તેનાથી લાભ પણ મેળવી લેવાય છે. વાત સાચી છે અને એટલે જ પ્રધાનો–અમલદારો–હજુરીયાઓ પોતાની ખુરસી રાખી શકે છે. ખુશામતથી જે લાભ મેળવી શકાય છે તે લાભ તડ ને ફડ કરી દેવાથી મેળવી શકતાં નથી.

ખુશામતનો એક દાખલો બસ થઈ પડશે:

એક સમયે એક પીંજારો શહેરમાંથી કામકાજ કરી પોતાને ગામ જઈ રહ્યો હતો. ખાંધે પીંજણ (રૂ પીંજવાનું) ભેરવીને હાથમાં ગોટીલો લીધો હતો. સાંજ પડીને અંધારૂ થયું એટલે એ એક ઘાટીમાં આવી પહોંચ્યો.

તેના મનમાં વાઘનો ડર હતો એટલે

પીંજારો ઝડપથી રસ્તો કાપી રહ્યો હતો. થોડેક ગયો કે એક ગધેડો થોડે દૂર બેઠો હતો તેને વાઘ સમજી તે ડરવા લાગ્યો. આ બાજુ ગધેડો પીંજારાને કોઈ શિકારી સમજીને ડરવા લાગ્યો કારણ કે તેની ખાંધે લટકાવેલી પીંજણને મોટું ધનુષ અને ગોટીલાને તે બાણ સમજ્યો આથી ગધેડાએ વિચાર્યું. આ શિકારીની ખુશામત કરીશું તો બચી જઈશું એટલે તે બોલ્યો.

ખાંધે ધનુષ્ય હાથમેં બાના,
કહાં ચલે દિલ્લીકા સુલતાના ?

ખાંધ ઉપર ધનુષ્ય અને હાથમાં બાણ છે એવા હે દિલ્હીના સુલ્તાન આપ ક્યાં પધારો છો ?

પીંજારાએ પણ ખુશામતનો લાભ લઈ નાસી છૂટવાના વિચારથી ગધેડાની પ્રશંસા કરતા કહ્યું :—

વનકે રાજા વિપદકે દાના,
બડેકી બાત બડેહી પેછાના

હે વનના રાજા ! અને આફતની વખતે દાનાઈ ગુણના ધારણ કરનારા સહાયકસિંહ રાજ ! તેં મને ભલો ઓળખ્યો ? સાચું જ છે કે મોટાની વાત તો મોટાં જ જાણે છે

આમ ખુશામત કરી એ રસ્તો માપી ગયો. આમ બન્નેએ ખુશામત દ્વારા પોત પોતાની જાતને ભયમાંથી બચાવી લીધી.

શેખ સાદીએ કહ્યું છે—અગર બાદશાહ દિનને રાત્રિ કહે તો કહેવું જોઈએ કે હા, સાહેબ, પેલો ચંદ્રમા છે અને રોહિણી પણ દેખાય છે.

રહીમને ખુશામત અંગે કહ્યું છે

રાહિમન જો રહિબો ચહૈ કહૈ વાહિકે દાંવ,
જો બાસર કો નિસિ કહૈ તો કચપચી
દિખાવ



## ૩૯ ગધેડે બેઠા તો પછી ગામ બહાર શાને ઊતરવું ?

**કેટલાક** માણસો એવા નફફટ હોય છે કે તેમને લાજ-શરમ પણ હોતી નથી કોઈનું કહ્યું પણ તેઓ માનતાં નથી અને પોતાના મનમાં આવે તે જ કરે છે. માન–આબરૂ શરમ જેવું તેમને હોતું જ નથી. આથી જ કહેવાય છે કે 'આ નફફટ છે....નકટો છે....એને નાક નથી. એટલે એને આબરૂ નથી. નાગો નાહાય શું ને નીચોવે શું ? જેને લાજ–આબરૂ–શરમ નથી તે પસ્તાય શા માટે ? નફફટને નાક નહિ, શોખ ત્યાં શરમ નહિ.

ગધેડે બેઠા તો પછી ગામ બહાર
શાને ઉતરવું ?

આવા જ નફફટ લોકો માને છે કે 'આપણે ગધેડે બેઠા તો પછી ગામ બહાર શાને ઉતરવું ? ઘર આગળ જ ઉતરવું. કારણ, એમને આબરૂ–શરમ હોતી નથી જેને લાજ હોય છે તે

ગધેડે બેઠા પછી ગામ બહાર જ ઉતરવાનું પસંદ કરશે. કે જેથી ઘરનાં લોકો તેની આ વાત જાણે નહિ. તેની એબ છૂપાઈ રહે. પરન્તુ બેશરમ કહેવાનો-ગધેડે બેઠા તો પછી ગામ બહાર શાને ઉતરવું ?

આ કહેવત પ્રાચીન કાળની છે. એવા સમયની આ કહેવત છે કે જે જમાનામાં જુઠ્ઠી જુબાની આપવા માટે ખોટા દસ્તાવેજ બનાવવા માટે તથા ચોરી છિનાળું કર્યું હોય તો તે માટે કેદખાનાની સજા ઉપરાંત કે તેને બદલે ગધેડે બેસવાની સજા પણ કરવામાં આવતી. એક વાર એક નફ્ફટ રીઢો ગુનેગાર આ સજામાં જકડાયો. આખા ગામમાં ગધેડા ઉપર બેસાડી ઢંઢેરો પીટતાં પીટતાં એને ફેરવવામાં આવ્યો ને શહેરની બહાર એને ગધેડેથી ઉતારી મૂકવામાં આવ્યો. આ વેળા તેણે ગધેવાનને વિનંતી કરી કે 'ભાઈ, સજા તો ખમી પણ હવે ઘર લગી ચાલતો ન મોકલ.'

ગધેવાને કહ્યું-'અલ્યા, ઘર આગળ ગધેડા પરથી નીચે ઉતરતાં તને શરમ નહિ લાગે ?'

'એમાં શરમ શાની ? પેલા નફ્ફટે કહ્યું-'ગધેડા બેઠા તો ઘેર જ ઉતરવું.'

'જેવી તારી ઇચ્છા કહીને ગધેવાન, આ માણસને તેના ઘર આગળ જ ઉતાર્યો.'

લાજ મૂકવી તો તદ્દન મૂકી દેવી. એમાં શરમાવું શા માટે ? નફ્ફટ નકટાઓનું આ સૂત્ર હોય છે.

આપણે ત્યાં કેટલાક વ્યાપારીઓ એવા હોય છે કે જેમને દેવાળું કાઢતાં શરમ પણ આવતી નથી. તરત જ ટોપી બદલી કાઢે છે. પાઘડી ઊંધી કરી દે છે. થોડોક સમય જાય કે ન જાય અને આ લોકો પાછા સમાજમાં મોટી પાઘડી બાંધી ફરે છે. આથી જ કહેવતે જન્મ લીધો છે કે 'પાઘડ બાંધે મોટાં ને અંદરથી ખોટા.'

## વાળંદ ને વળી વેલમાં બેઠો.

વાળંદ નાઈ-હજામ-એવી જાતિ નાઈ છે કેમ જે કુલ્યા વગર રહે નહિ. કોઈક દિવસ એને કોઈ શેઠ શાહુકાર માનપાન આપે કે પછી ભેટ-સોગાદ આપે તો એ અવશ્ય આખા ગામમાં તેનો ઢંઢેરો પીટવાનો જ. એના પેટમાં આવી વાત ટકવાની જ નહિ.

વાળંદ-હજામના આવા સ્વભાવ પરથી આપણે ત્યાં એક કહેવત પ્રચલિત થઈ છે. આ કહેવત છે-'વાળંદ ને વળી વેલમાં બેઠા.'

આ કહેવતનું મૂળ જાણવા જેવું છે. એક પાટીદાર પટેલ વેલમાં બેસીને બીજે ગામ જતો હતો. પાટીદાર લોકો વહેવાઈ કે સાસરીઆને ઘેર જાય ત્યારે પોતાના ઘાંએ-જાને પણ ભેગો તેડી જાય એવી રીત છે. આ રીત આજે છે કે નહિ તેની જાણ નથી. પણ આગળના સમયમાં તો આવી પ્રથા હતી જ. આ પટેલની સાથે ઘાંએજો હતો તે વેલની પાછળ ચાલતો જતો હતો. રસ્તામાં પટેલે ઘાંએજાને કહ્યું-'વેલમાં બેસને મારા પગ ચાંપ.'

ઘાંએજો વેલમાં બેઠો. રસ્તામાં તેનો જ ગામનો એક માણસ મળ્યો. તેણે ઘાંએજાને પૂછ્યું, 'ઘેર કંઈ કહેવડાવવું છે ?'

ઘાંએજાએ કહ્યું : 'જેવું દેખો છો તેવું

કહેજો ' એટલે કે, હું વેલમાં બેઠો છું તે સમાચાર ઘેર આપજો.'

પટેલે આ વાત સાંભળી તે નીચે ઊતર્યા. ઘાંએજ્તનો હાથ પકડી તેને પણ નીચે ઉતાર્યો અને પછી પાંચ છ જોડા તેના માથામાં માર્યા. પછી પેલા માણસને કહ્યું, 'તમે આ જોયુંને ? આ જે તમે જોયું તે પણ ઘેર કહેજો.'

આ ઉપરથી આ કહેવત પડી-' વાળંદ ને વળી વેલમાં બેઠો.' એ ફુલાયા વગર રહે ?

### નાક વગરનો નકટો

એક માણસને નાક નહોતું. ગામના લોકો તેને ચીઢવતા આથી આ માણસે પોતાના જેવા જ તેમને નાક વગરના કરવા માટેની એક યુક્તિ રચી. તેણે આખો દિવસ એક ખુલ્લા ચોગાનમાં બેસી ભગવાનની પ્રાર્થના કરવા માંડી. પ્રાર્થનાં કરતાં કરતાં તે જાણે ભગવાનની સાથે વાતો કરતો હોય તેમ તેની સાથે વાતો પણ કરવા લાગ્યો. એક-બે દિવસ તો આ માણસના તરફ કોઈનું ધ્યાન ન ગયું પણ જ્યારે પાંચ-સાત દિવસ થઈ ગયા અને નકટો આ પ્રમાણે ભગવાનની પ્રાર્થના કરી રહેલો જણાયો ત્યારે ગામના લોકોને કુતૂહલ થયું. તેમણે એને પૂછયું ' અલ્યા નકટા. અહીં બેસીને શું કરે છે ? '

નકટાએ કહ્યું-'ભગવાન સાથે વાતો કરી રહ્યો છું....'

' ભગવાન સાથે ? '

' હા....હા....જુઓ....આ રહ્યા ભગવાન મારી સામે જ બેઠા છે.' અને આમ કહી નકટાએ ભગવાનને હાથ જોડી પ્રણામ કર્યાં.

ગામલોકોના મનમાં આ વાત ઠસી ગઈ. તેમણે એને કહ્યું ' ભગવાનના દર્શનનો લાભ તું એકલો કેમ લે છે ? અમને પણ એ લાભ આપ.'

' તમે દર્શન નહિ કરી શકો ? '

' કેમ.... ? '

' કારણ તમને નાક છે. નાક દ્વારા અનેક પાપ તમારા દેહમાં પ્રવેશે છે. હું નાક વગરનો છું એટલે કોઈ પાપ મારા અંતરમાં નથી અને એટલે જ પ્રભુ મારી સામે હાજર થાય છે '.... નકટાએ ગામ લોકોને ઠસાવ્યું.

' અમારે દર્શન કરવા છે તેનું શું ? '

' તો, એક કામ કરો. તમે તમારું નાક દૂર કરાવો અને પછી જુઓ ચમત્કાર....'

ગામ લોકોએ માન્યું કે ભલે નાક જાય પણ પ્રભુના દર્શન તો કરવા જ. એટલે તેમણે વારાફરતી પોતાનું નાક કપાવવા માંડયું. દરેક નકટાને પેલો પૂછતો-' કેમ, પ્રભુના દર્શન થાય છેને ? '

પેલો નકટો જો સાચું બોલે તો પોતે મૂર્ખમાં ખપે એટલે તે કહેતો-' હા ભાઈ નાક વગરના : બહુ જ સરસ દર્શન થાય છે.'

આમ આખા ગામે પોતાનું નાક કપાવી લીધું.

દુષ્ટો પોતાનો હેતુ પાર પાડવાને માટે ગમે તેવું દુષ્કૃત્ય કરવા પણ કટિબદ્ધ બને છે તે આ કહેવત પાછળનો મર્મ છે.

★

## ૪૦ ગરજ જેવી મીઠી ચીજ બીજી કોઈ નથી

ગરજવાન માનતા તો માનશે. ઇચ્છામાં આવે તે બોલી નાખશે. પણ જ્યારે તેની ગરજ સરે છે. પૂરી થઈ જાય છે ત્યારે તેનું મન પલટાઈ જાય છે-એના મનમાં હૂંકારો થાય છે-'ગરજ સરી, અમારે શી પરવા તમારી?'

### મેં ખુદાકું ફુસલાતીથી

એક ડોશીનો એકનો એક દીકરો માંદો પડ્યો. ડોશીએ અનેક ઇલાજો કર્યા. ઓસડ વેસડ કરતાં પણ દીકરાને જ્યારે આરામ ન થયો ત્યારે ડોશીએ માનતા માની કે, ખુદા મેરે બેટેકું આરામ કરે તો આભ જીતની બડી રોટી ખુદાકું ચડાઉંગી.

દીકરાને આરામ થયો માએ લીધેલી માનતાની દીકરાને જાણ હતી. એટલે દીકરાએ પૂછ્યું, 'આભ જીતની બડી રોટી પકાનેકું તવા કહાંસે લાયેગી.'

ડોસીએ તરત જ કહ્યું, 'દિકરા! ગરજ કે વાસ્તે મેં ખુદાકું ફુસલાતીથી....'

### મિયાંભાઈએ માનતા કેવી રીતે પૂરી કરી?

આવી જ માનતા અંગેની એક બીજી વાત પણ છે. એક મિયાંનો છોકરો માંદો પડ્યો. મિયાંએ માનતા રાખી, 'છોકરો સાજો થાય તો અલ્લાને હું રૂપિયા ૧૦૦ ભેટમાં આપીશ.'

નસીબ સંજોગે છોકરો સારો થઈ ગયો. મિયાંનું મન હવે બદલાઈ ગયું. તે પોતાની જાતને કહેવા લાગ્યો, 'સોકા કીયા સાઠ, આધા ગયા નાઠ, એટલે ત્રીસ રહ્યા દશ દેયેંગે, દશ દીલવાયેંગે, ને દશમાં લેના કયા ને દેના કયા....?

આમ બોલીને તેણે અલ્લાને કંઈ જ ન આપ્યું અને પોતાની માનતાને તેણે પૂરી થયેલી ગણી.

### અલ્લાહને આગુસે લે લિયા

એક ફકીરની વાત છે. તે માંગી ખાતો અને ગમે ત્યાં પડી રહેતો. કેટલાક દિવસ તો ઠીક ઠીક ચાલ્યું પણ પછી તેને કડાકા થયા. ગામમાં ભીખ મળતી બંધ થઈ ગઈ. પાસે કંઈ જ નાણું નહોતું. ભૂખથી તે પીડાવા લાગ્યો. હવે તો તે એટલો અશક્ત થઈ ગયો કે, ભીખ માટે પણ તે ક્યાંય જઈ શકતો નહિ.

આવી સ્થિતિ થઈ એટલે તેને અલ્લાહ યાદ આવ્યા. તેણે બંદગી કરતાં કહ્યું, 'આજ સાંજ તક એક રૂપિયા મીલ જાવે તો ઉસમેંસે ચાર આનેકા પીરકું મલીદા દઉં....'

તેની માનતા ફળી, અલ્લા પ્રસન્ન થયા. ફકીરને રસ્તામાંથી એક રૂપિયો મળ્યો. રૂપિયો મળતાં જ તેની દાનત બગડી. તેણે વિચાર્યું—આ રૂપિયો હું સાચવીને વાપરીશ. ત્રણ ચાર દિવસ જે નીકળી ગયા તે ખરા. પીરને તો આપનારા ઘણા છે જ્યારે મારે તો મુશ્કેલી છે. વળી પીર ક્યાં મને કહેવાના છે કે મારા ચાર આના લાવ. એટલે

પીરને ચાર આનાનો મલીદો ખવડાવવાનો કોઈ અર્થ નથી.

મન સાથે આવું નક્કી કરી એ રૂપિયો વટાવવા માટે એક વાણિયાની દૂકાને ગયો. તેના હાથમાં રૂપિયો આપી કહ્યું : 'એઈ બનિયા, એ રૂપિયેકા ખુલ્દા દે....'

વાણિયાએ રૂપિયો તપાસ્યો અને પછી કહ્યું–'સાંઈજી ! આ રૂપિયો તો બાબાસાઈ છે. એના તો બાર જ આના આવશે....'

ફકીરને એ વાણિયા પર વિશ્વાસ ન આવ્યો એટલે એ બીજી દુકાને ગયો. ત્યાંથી પણ આવો જ જવાબ મળ્યો. ત્રીજી દુકાને ગયો તો દુકાનદારે કહ્યું, 'માત્ર બાર જ આના આવશે, કહેતા હોય તો આપું....'

ફકીર નવાઈ પામી બોલ્યો, 'અલ્લા બી પક્કા હૈ. પોતાનો ભાગ આગુસે લે લિયા ! !'

ફકીર બાર આના લઈ વિદાય થઈ ગયો.

### જમતો પરોણો ભેંસ માને

'ગરજ સરી કે મતિ ફરી,' કહેવતને સાર્થક કરતી એક કહેવત છે, 'જમતો પરોણો ભેંસ માને.' આ કહેવતનું મૂળ આવું છે—

એક સારી સ્થિતિનો માણસ પરગામમાં એક ઓળખીતા પણ ગરીબ માણસને ત્યાં અતિથિ થયો. જમતાં જમતાં તેણે જ્યારે જાણ્યું કે યજમાનની સ્થિતિ ગરીબ છે અને ઘરમાં ભેંસ પણ નથી. એટલે જમતાં જમતાં યજમાને મીઠી વાત કરતાં કહ્યું— 'મને ખબર નહોતી કે તમારે ભેંસ નથી. હરકત નહિ. હું ઘેર જઈને તરત જ એક ભેંસ મોકલી આપીશ.'

યજમાનને આથી આશા બંધાઈ. તેણે મહેમાનને આગ્રહ કરી કરીને પીરસ્યું.

મહેમાને પણ સારી રીતે જમીને આરામ કર્યો. બાદમાં એ ઘર તરફ વળ્યો.

ઘેર આવતાં તે પોતાના કામધંધામાં લાગી ગયો. યજમાનને આપેલા વચનની-તેને આપેલી આશાની વાત તે ભૂલી ગયો. ક્યારેક યાદ આવી પણ જતી પણ 'જોઈશું....' કહી તેણે તે વાતને પોતાના સ્મરણ પટ પરથી ખંખેરી નાખી.

*

કચ્છી કહેવત સાહિત્યમાં પણ આ કહેવતો છે. પણ આમાં થોડો પાઠફેર છે. કહેવત છે–'**ગરજે ગધેડે કે પે ચાણું પય.**' એટલે કે ગરજે ગધેડાને બાપ કહેવા પડે. બીજી કચ્છી કહેવત છે, **ગરજ જેડી મીઠી ચીજ કોય નાંય.**' ગરજ જેવી મીઠી ચીજ બીજી કોઈ નથી.

★




# ગરજ સરી ને વૈદ્ય વેરી

સાકરથી પણ ગળ્યું શું ?
ગધેડાને કાકો કોણ કહે ?
ગામનો ઓશીઆળો કોણ ?
આ ત્રણનો જવાબ છે....ગરજ

સાકરથી પણ વધુ ગળી ચીજ છે ગરજ. ગરજે ગધેડાને પણ કાકો કહેવો પડે. ગરજુ સારાય ગામનો ઓશીયાળો હોય છે.

આપણી કહેવતે ગરજનો મેળ વૈદની સાથે સારી રીતે જોડે દીધો છે એટલે જ કહેવામાં આવ્યું છે કે ગરજ સરી ને વૈદ વેરી.' આજ કહેવતનો બીજો પાઠફેર છે– ' દરદ મટ્યું કે વૈદ વેરી.' એક બીજી પણ કહેવત છે.

વૈદ્ય, ભુવા ને હાકલાંવાળા,
આવે ચડયા ને જાય પાળા.'

દરદીને સાજો કરવાની ગરજથી આવાઓને આપણે વાહનમાં બેસાડીને લાવીએ છીએ. પણ તેઓ જ્યારે નિષ્ફળ જાય છે ત્યારે તેમને પગપાળા જવું પડે છે.

'ગરજ સરી ને વૈદ વેરી' કહેવત અંગેની એક સુંદર વાર્તા છે. વાત છેઃ–

એક સ્ત્રી યૌવનના મદમાં ચકચૂર હતી. એ કવિયત્રી પણ હતી. એક વખત એ બિમાર પડી. અનેક વૈદોની દવા તેણે લીધી પણ બિમારી મટી જ નહિ. યુવતી નિરાશ થઇ ગઈ.

કોઈ કે તેને કહ્યું : ' ઉદયરાજ વૈદ આવે તો તારો રોગ તેઓ મટાડી શકે તેમ છે.'

યુવતી આ ઉદયરાજને ઓળખતી હતી. ઉદયરાજ વૈદ ઉપરાંત સારા કવિ પણ હતા. પણ આ યુવતી કવિયત્રી વૈદરાજને કવિ તરીકે ગણતી નહોતી. પોતે જ પ્રસિદ્ધ કવિયત્રી છે તેવો તેને ફાંકો હતો.

રોગ આગળ એ લાચાર બની ગઈ. તેને સારા થઈ જવાની ગરજ હતી. એટલે તેણે માણસ મોકલી ઉદયરાજને બોલાવ્યાં. ઉદયરાજ યુવતીને ત્યાં આવ્યા. તેની નાડી તપાસી. રોગનાં લક્ષણો જોયાં અને પછી કંઈક વિચારમાં પડયા.

સ્ત્રીએ મંદ સ્વરે પૂછયું, ' મારો રોગ મટી શકશે ખરો ?'

વૈદરાજે કહ્યું–' હા. પણ હું તને સારી કરી આપું તો તું મને શું બદલો આપશે ?'

સ્ત્રીએ કહ્યું–' આપ જે કહેશો તે....

' મારે બીજું કંઈ જ જોઈતું નથી. પણ તું સાજી થઈને ઉઠે તે વખતે તરત જ તારે મારી પાસે આવી નમન કરી જવું.'

યુવતીએ ' હા ' કહી.

વૈદે ઉપચાર શરૂ કર્યો. થોડાક દિવસો બાદ સ્ત્રી સંપૂર્ણ રોગમુકત બની ગઈ. પણ આરોગ્ય પ્રાપ્તિ પછી સ્નાન કરવાનું મુહૂર્ત અમુક રાતનું આવ્યું. સ્ત્રીએ સ્નાન કર્યું

પણ રાત્રિનો સમય હોવાથી તે વૈદ ઉદયરાજ પાસે ગઈ નહિ. આમ તેનાથી વચનનો ભંગ થઈ ગયો.

કેટલાક દિવસો બાદ આ બન્ને એક સ્થળે મળી ગયા. ઉદયરાજે યુવતીને કહ્યું.

પરે ગરજ મન ઓર હે,
સરે ગરજ મન ઓર;
ઉદયરાજ મત મનુજ કો,
રહે ન એકે ઠોર.

એટલે કે ગરજ પડે ત્યારે મન જુદા પ્રકારનું હોય છે અને ગરજ સરે, એટલે કેમ થઈ જાય ત્યારે મન બીજું જ થઈ જાય છે. ઉદયરાજ કહે છે–માણસનું મન એક ઠેકાણે કાયમ રહેતું નથી.

યુવતી શરમાઈ ગઈ. પણ સમય સૂચકતા વાપરી તેણે જવાબ આપ્યો :

બચન લેત બુલાયકે
જાન ન દે કુલ લાજ,
પોળ પલંગ બિચ ભટકતાં,
ઉદી ભયો ઉદયરાજ

એટલે કે, 'હે, ઉદયરાજ ! તમારા વચને મને બોલાવી. હું અર્ધી રાતના આવવાને તૈયાર થઈ. પલંગ પરથી ઊતરીને પોળ એટલે દરવાજા સુધી આવી. પણ મારા કુળની લાજે સ્ત્રી ધર્મે મને જવા દીધી નહિ તેથી હું પાછી પલંગ પર જઈ સૂતી. વળી પાછી ઊઠી અને પોળ સુધી આવી અને તમારી પાસે રાતના જઈશ તો કુળની લાજ જશે એવા વિચારથી પાછી પલંગ આગળ ગઈ. આમ પોળ અને પલંગની વચ્ચે ભટકતાં (આઘા પાછા થતાં) ઉદયરાજ એટલે સૂર્ય ઉદી ભયો–ઊગી ગયો. સવાર થઈ ગયું. આથી હું આવી શકી નહિ.'

યુવતીના આવા ચતુરાઈ ભર્યા ઉત્તરથી વૈદ કવિ પ્રસન્ન બની ગયા અને તેને વચનમાંથી મુક્તિ આપી દીધી.

* * *

## ગરજ વગર મોર પણ ગર્જતા નથી

'ગરજ સરી કે વૈદ વેરી' કામ પતી જાય છે એટલે સ્વાભાવિક જ મન કહી દે છે તું કોણ ને હું કોણ ?

સંત તુલસીદાસજીએ ગરજ અંગે એક સુંદર વાત કહી છે:–

ગરજ પરેં કછ ઓર હૈ,
ગરજ સરેં કછુ ઔરં,
તુલસી ભાંવરકે પરેં
નદી સિરાવત મોર.

અર્થાત: ગરજ પડે ત્યારે કંઈ જુદો વિચાર રહે છે અને કામ થઈ જાય એટલે તે વિચાર તરત જ બદલાઇ જાય છે. તુલસીદાસજી કહે છે કે–ભાંવર–ચોરીમાં લગ્નના મંગળફેરા ફરતી વખતે તો મોર એટલે કે લગ્ન વખતે માથા પર બાંધવાનો મોડ જે ઉત્તર હિંદમાં ખજુરીના છડીઆંનો બનાવવામાં આવે છે તેને હોંસે કરીને માથે ચઢાવવામાં આવે છે. પણ લગ્ન થયા બાદ તરત જ તેને નદીમાં પધરાવી દેવામાં આવે છે.

એક કવિતામાં સાચું જ કહ્યું છે કે:–

બીન ગરજે ગરજે નહિ જંગલહુકો

મોર વરસાદની ગર્જના વગર જંગલનો મોર ટહુકતો નથી. બીજો અર્થ એ કે ગરજ વગર મોર પણ ગર્જતો નથી.

આપણી કહેવતે ગરજ અંગે એક સીધી પણ સ્પષ્ટ વાત કહી દીધી છે-

ગરજે ગધેડાને કાકો કહેવો પડે.





## ૪૨ ગરીબ ઘેર છીંકણી, રાજ ઘેર હુક્કો, સાધારણ ઘેર બીડી, તે બેઠાં બેઠાં ફૂંકો.

**તમાકુ**, તપકીર ને હુક્કો એ આગતા–સ્વાગતાના સાથીઓ છે- આજે મહેમાનની સામે જેમ ચા ધરાય છે અને પછી ટપ દેતી બીડી કે સિગારેટ ધરવામાં આવે છે, તેમ આગળના સમયમાં તમાકુ, તપખીર અને હુક્કાનું પ્રાબલ્ય હતું. સમાજમાં એની બોલબાલા હતી. એટલે સુધી કે કોઈની સાથે વ્યવહાર બંધ કરવો હોય તો તરત જ તેની સાથેના હુક્કાપાણી બંધ કરી દેવાતા. જેના હુક્કાપાણી બંધ થાય તે સમાજમાંથી બહિષ્કૃત થયેલો ગણાતો.

સમાજમાં કોણ શ્રીમંત અને કોણ ગરીબ તેનું માપ પણ એમાંથી સ્પષ્ટ થતું. આપણી કહેવતે આ કહ્યું પણ છે.

ગરીબ ઘેર છીંકણી, રાજ ઘેર હુકકો,
સાધારણ ઘેર બીડી, તે બેઠાં બેઠાં ફૂંકો.

બીજી પણ એક કહેવત જાણવા જેવી છે.

હુકકો ને હાથી તે છત્રપતિનો સાથી.

હુક્કો અને હાથી તે રાજાને કે શ્રીમન્તને ઘેર જ હોય. ગરીબ ઘરમાં નહિ.

### છીંકણી–હુકકો અને તમાકુ

આપણી કહેવતે આ ત્રણ ચીજવસ્તુના ભેદ પણ પાડયાં છે. છેલ–છબીલાઓનું વ્યસન છીંકણી છે. રાજવીઓનું વ્યસન હુક્કો, ગરીબો, સમજવગરના માનવીઓ તમાકુને પસંદ કરે છે અને પછી ફાવે ત્યાં થૂંકે છે. પિચકારીઓ ઉડાવે છે. આ એક ગાંડુ વ્યસન છે.

છેલ વ્યસન છીંકણી, રાજ વ્યસન હુકકો.
ગાંડુ વ્યસન તમાકું, તે ઠેર ઠેર થૂંકો.

શહેરોમાં હુક્કો જણાતો નથી. પણ છીંકણી અને તમાકુ તો જણાય છે જ. ઘણાં છીંકણીને દાંતોમાં ઘસે પણ છે. છીંકણીના વ્યસનીઓને છીંકણી વગર ન જ ચાલે. ચશ્માં ન હોય અને માણસ આંધળો જેવો બને તેજ મુજબ જો તેની ડબ્બી કયાંક મુકાઈ ગઈ કે ગુમ થઈ ગઈ તો તે બેબાકળો બની જવાનો. આથી જ કહેવતે કહ્યું છે કે –

સુંઘણીકા સડાકા, જબ સુંઘે તબ તાજા,
જીસકી પઘડી મેં ડબી, વો છત્રપતિ રાજા.

પૃથ્વીલોકનું અમૃત-તમાકુ.

તમાકુ, તપખીર અને હુક્કો એ સૌના હોય છે. માલીકી ભલે રહી પણ જેની પાસે એ હોય છે તે આ ત્રણેને લુંટાવતો જ રહે છે. તમાકુ ખાતો હશે તે ઝટ બીજા આગળ શિષ્ટાચાર ખાતર તમાકુની ડબ્બી ધરશે. ચૂનો અને તમાકુ મસળતા મસળતા તો અનેક વાતો થાય અને પછી જ્યારે તમાકુ બરાબર મસળાઈ રહે એટલે ખાનારો તેના પોતાના હાથની ચપટીમાં લઈ બીજા હાથે પોતાનો હોઠ (નીચેનો) ખેંચી એમાં ચપટીનો તમાકુ નાખી દેશે અને પછી જાણે જગ જીત્યો હોય તેમ રંગરસથી વાતો કરશે.

તમાકુ એ આ પૃથ્વી લોકનું અમૃત છે. સ્વર્ગમાં અમૃત મળી શકે છે પણ તમાકુ નહિ. એ ખાવી હોય તો અહીં જ રહેવું પડે છે. એક લોકોક્તિ સાંભળો,

કૃષ્ણ ચલે વૈકુંઠકો, રાધા પકડી બાંહ
યહાં તમાખૂ ખાય લો, વહાં તમાખૂ નાંહ.

કૃષ્ણ વૈકુંઠમાં જવા તૈયાર થયા. જતા જ હતા ત્યાં તો રાધાએ તેમનો છેડો બાંય પકડી લીધી. બોલ્યાં: "વૈકુંઠમાં જવા તૈયાર તો થયા પણ ત્યાં તમાકું ક્યાં છે? અને તમાકુ વગર તો તમે રહી શકો તેમ નથી. માટે અહીં એ ખાઇ લ્યો...."

## સ્વર્ગલોકમાં હુકકો છે ?

આવી જ એક બીજી લોકોક્તિ પણ રસિક છે. આ રહી એ :–

સસા ચલા સ્વર્ગ મેં, બૈઠા પાલખી માંહે,
અધ બીચસેં પીછા ફરા, હુકકા તમાકુ નાંહ

સસા એટલે સારસ્વત બ્રાહ્મણો, એ લોકો લુહાણા તથા ખત્રીના ગોર હોય છે. ગોર લોકો લુહાણા તથા ખત્રી સાથે રોટી વ્યવહાર રાખે છે. આગળના સમયમાં આ લોકોમાં હુક્કો પીવાનો ચાલ એટલો તો હતો કે સાધારણ કહેવત પણ પડી કે–"બે સારસ્વત ને ત્રણ હુક્કા.'

હુક્કાનો વ્યસની એક સારસ્વત સદાચરણી હતો. ઈશ્વરભક્તિ કરતો. પાઠ-પૂજામાં તે લીન રહેતો એને સ્વર્ગમાં લઈ જવા માટે વિમાન આવ્યું. સારસ્વતે વાજતે ગાજતે વિમાનમાં બેઠો. વિમાનવાળા તેને ઉપાડીને ચાલ્યા.

માર્ગમાં સારસ્વતને હુક્કાની તલબ થઈ. તેણે વિમાન ઉપાડનારાઓને પૂછ્યું : 'સ્વર્ગ લોકમાં હુક્કો છે? તેમણે જણાવ્યું, "ત્યાં બધું જ છે. પણ હુક્કો નથી."

આ સાંભળી સારસ્વતે કહ્યું, 'ભાઈ! વાળ તારું વિમાન પાછું મારે સ્વર્ગમાં નથી આવવું.'

સારસ્વતનો હુક્કા પર કેટલો પ્રેમ છે-ભાવ છે તે દર્શાવતી જ આ લોકોક્તિ છે.'

## હુકકા હરકા લાડલા

ભારતના ગામડાઓમાં હુક્કો ખૂબ જ પ્રિય સૌથી ગણાયો છે. ગુજરાતમાં, સૌરાષ્ટ્રમાં, ઉત્તર પ્રદેશમાં કે પંજાબ–બિહારમાં, કાશ્મીરમાં, રાજપૂતાનામાં હુક્કાનું ભારે જોર. ગરીબ ઘર હોય તો પણ હુક્કો નીકળવાનો જ. સાધુ–સન્યાસીઓ-ફકીરો ચલમ ગાંજાના શોખીન. "હુકકો તો જાટનો જ." આ લોકોક્તિ પણ છે. ખાટલા પર બેસીને જાટ જ્યારે

હુક્કો ગડગડાવે છે ત્યારે તે પોતે કોઈ મોટો સમ્રાટ હોય તેવો જ વર્તાવ કરે છે. ભોજપુરી બિહારી અને હિંદી ભાષામાં હુક્કા અંગેની ઘણી કહેવતો છે. થોડોક રસાસ્વાદ લઈએ:-

'હુકકો અફીણી કાં'

એટલે કે જે અફીણી છે તેજ હુક્કો કેવી રીતે પીવો તે જાણી શકે છે.

હુક્કો કેટલી વખત પીવો, ક્યારે પીવો અને ક્યારે તે ન પીવો તેના પણ નીતિનિયમ કહેવતે ઘડયા છે. આ રહ્યા એ-

**હુકા ચાર વકત અચ્છા,**
**સોકે મુંહ ધોકે, ખાકે, નહાકે-**
**ઔર ચાર વકત બુરા-**
**આંધી મેં, અંધેરે મેં, ભૂખમેં ઔર ધૂપમેં.**

*

**હુકકા પૈર દૌડા કા, રોટી કિસ્મત કી.**

હુક્કો તો ચાલતાં-ફરતાં મળી જાય છે. પણ રોટી તો નસીબ હોય તો જ મળે છે.

**હુકકા, સુકકા, હુરકની, ગુજર ઔર જાટ,**
**ઈનમેં અટક કહાં, બાબા જગન્નાથ કા ભાત.**

આમાં સ્પર્શાસ્પર્શ માનવામાં આવતી નથી. સુક્કા એટલે સુંઘણી-હુરકની એટલે વેશ્યા.

હુક્કાની પ્રશંસા પણ કરવામાં આવી છે. કહ્યું છે કે—

**હુકકા હરકા લાડલા, રખે સબકા માન,**
**ભરી સભામેં યૂં ફિરે, જયોં ગોપિન મેં કાન**

ગોપીઓમાં જેમ કૃષ્ણ કનૈયો ફરી ઘૂમી રહ્યો હોય છે તેમ ભરસભામાં હુક્કો એક હાથમાંથી બીજા હાથમાં અને બીજામાંથી ત્રીજા હાથમાં ફરતો રહે છે.

હુક્કાની વધુ પ્રશંસા સાંભળો :-

**હુકકા હુકમ ખુદાકા, ચિલમ બહિસ્ત કા ફૂલ,**
**પીયેં મર્દ ખુદા કે, ધૂરેં નામાકૂલ**

જ્યારે તમે હુક્કો પીતા હો ત્યારે તમારાથી વાત થઈ શકતી નથી. અને એટલે જ કહેતી છે કે, 'હુકકે ઔર બાતોં મેં બૈર હૈ.'

હુક્કાના શોખીનો, વ્યસનીઓ શું કહે છે? સાંભળો-

**હુકકેકા મજા જિસને જમાને મેં ન જાના,**
**વહ મર્દ મુખન્નસ હૈ, ન ઔરત ન જનાના**

આ તો હુક્કા-ચલમ-તપકીર અને તમાકુની પ્રશંસાઓ થઈ. પણ વ્યસની સદા નિંદાયો છે. સમાજમાં તેનું સ્થાન હીણું જ ગણાયું છે. લોકોક્તિએ આ વ્યસનોની નિંદા પણ ભારોભાર કરી છે.

**અફીણ રંગ ભૂતિયાં, ગાંજા રંગ સૂતિયાં,**
**તમાકુ રંગ તૂતયાં અને દારૂ રંગ જૂતિયાં**

વ્યસની થનારો વજન અને વક્કર બન્નેને ગૂમાવે છે.

**બંધાણીને બાયડી, બેઉનો એક સ્વભાવ,**
**મ્હોડેથી માગે નહિ, પણ લીધા ઉપર ભાવ.**
**ખાય તેનો ખુણો, પીએ તેનું ઘર,**
**સૂંઘે તેનાં લુગડાં, એ ત્રણે બરાબર**

હુક્કાની વધુ નિંદા સાંભળો-

**હુકકે સે હુરમત ગઇ, નમ ગયા સબ છુટ;**
**પઘડી બેચ તામખૂ લિયા, ગઈ હિયે કી ફુટ**

**શરદબાબુનો હુકકા પ્રેમ**

હુક્કો લેખકો-શ્રીમંતો, અમીરો, જમીનદારો સૌને પ્યારો છે. જેમ આજે સિગારેટના શોખીનો પોતાની ગજા પ્રમાણે

જાતજાતની સિગારેટ પીએ છે તેમ જ લેખકો-જમીનદારો, શ્રીમંતો પણ હુક્કો પીએ છે-પીતા હતા. બંગાળી સાહિત્યના નવલકથાકાર શરદબાબુ હુક્કાના ભારે શોખીન હતા. તેઓ પંચપાત્ર પીતા હતા. એટલે કે ચલમમાં તમાકુની સાથે અફીણ, ગાંજો, ચરસ અને ભાંગ રહેતી હતી. પાણીની જગ્યાએ તેઓ શરાબથી હુક્કાને તાજો કરતા હતા. સો સો કે હજાર હજારની નોટોમાં તમાકુ ભરી તેની બીડી કે સિગાર બનાવી પીનારા માનવીઓ જેમ થઈ ગયા છે તેમ જ હુક્કામાં પણ અનેક કિંમતી મસાલા, દ્રવ્ય નાખી તે પીનારા માનવીઓ પણ છે, થઈ ગયા હતા.

★



## ૪૩ ગાઈયો વહાં તક ગાઇયો, ફિર ઝાંપા દે કર જાઈયો.

### ભેંસ આગળ ભાગવત

ચીજ-વસ્તુ કે કલા યોગ્ય સ્થળે જ શોભે છે. ઝુંપડીમાં ઠાઠ કર્યો હોય-સોફા ફરનીચર મૂક્યાં હોય તો તે શોભે જ નહિ. કોઈ કુબડી કે બેડોળ સ્રીએ ઘરેણાં અને વસ્રાલંકારનો ઠઠેરો કર્યો હોય તો તે શોભે જ નહિ. કોઈ હસે જ. આ પ્રકારે કલા-સંગીત તેના જાણકાર આગળ જ તે પ્રગટ કરવામાં આવી હોય તો જ તેની કદર થઈ શકે છે. અજ્ઞાની આગળ તમે તત્ત્વજ્ઞાનની વાતો કરી તે 'ભેંસ આગળ ભાગવત' જેવી જ વાત કહી શકાય.

અરસિકની આગળ રસિક વાતો કરવી એ પીંજણ જ કહી શકાય. આજ પ્રકારે કોઈ ગમારને ગાયનની કિંમત હોતી જ નથી. તેની આગળ ભલે ગળું તોડી ફોડીને આ....આ....કરવામાં આવે તો પણ સમજવાનો જ નથી. તેને આ બધું લમણાઝીંક જ લાગે.

### ગાઈયો વહાં તક ગાઇયો

આ દૃષ્ટાંતને સાર્થક કરતી એક કહેવત આપણા સાહિત્યમાં છે. એ છે-

ગાઈયો વહાં તક ગાઈયો, ફિર ઝાંપા દે કર જાઈયો.' એટલે કે તારે જ્યાં સુધી ગાવું હોય ત્યાં સુધી તું ગાયા કર. મને એમાં રસ નથી. ઊંઘ આવશે એટલે હું ઊંઘી જઈશ. પણ તું ગાતો અટકે અને જાય ત્યારે મહેરબાની કરીને ઝાંપો બંધ કરતા જજે.

આ કહેવત વાર્તા નીચે મુજબની છે-

એક વણિક ગૃહસ્થ પરગામ જતાં માર્ગમાંની એક ધર્મશાળામાં રાત રહ્યા. આ જોઈ એજ ગામનો એક મીર કે જે ગાનતાનમાં કુશળ હતો અને અનેકને તે પોતાની સંગીત કલાથી રીઝવતો હતો. તેના મનમાં થયું કે આજે તો કોઇ શેઠ અહીં આવ્યા

છે. એમને રીઝવતાં આપણને સારૂં જેવું ધન મળશે. આમ વિચારી તે સારંગી લઈ વણિકની સામે જ બેસી ગયો.

મીર સંગીતમાં ઉસ્તાદ હતો. તેણે સુંદર રીતે તાલ અને રાગથી સારંગી બજાવી પણ વણિક ગૃહસ્થને એમાં રસ જ નહિ. તે બબડ્યો 'આ ભૂત વળી ક્યાંથી વળગ્યું. કંઇ નહિ ઘડી બે ઘડીમાં તે ચાલ્યો જશે. એટલે વણિક ચૂપ જ રહ્યો.'

પણ મીર તો ચોંટયો જ રહ્યો. ઊઠે જ નહિ. તેના મનમાં એમ કે શેઠ ધ્યાનથી મારું સંગીત સાંભળી રહ્યા છે. એટલે તેણે તો ગાવાનું જ ચાલુ જ રાખ્યું.

આખરે વણિક કંટાળી ગયો. એ સૂવા માટે ઊઠ્યો. તેણે મીરને કહ્યું,

'ગાઈયો જહાં તક ગાઈયો,
ફિર ઝાંપા દે કર જાઈયો.'

અને ઝાંપો ઉઘાડો મૂકીને જાઉં તો....?

મીરથી પૂછાઈ ગયું,

વણિકે ફટ દેતુ કહ્યું

ઘોડા જાયગા મેરા,
તો જવાબ લઉંગા તેરા,

ઝાંપો ઉઘાડો મૂકીને તું જશે અને નસીબ સંજોગે વાડામાં બાંધેલો મારો ઘોડો કોઈ ચોરી જશે તો હું તને જ પકડવાનો.....

આ સાંભળતાં જ મીરે ગાવાનું બંધ કરી દીધું અને તે ત્યાંથી ચાલી ગયો. 'ગાંઠનું ગોપીચંદન ગૂમાવ્યું.' તે આનું નામ.

'ખુણ ખુણ તો કૂતરાં લઈ ગયાં.'

ઉપરની કહેવતને ચરિતાર્થ કરતી એક કચ્છી કહેવત પણ જાણીતી છે. આ છે– 'રિઢે વટે રભાભ વજાંઈદે વરે થેઆ.' ગાડરાં પાસે રભાભ વગાડતાં વરસો રહી ગયાં આ કહેવતની વાર્તા પણ રસિક છે.

એક ચારણે તેનું 'રભાભ' નામનું વાજિંત્ર લાગલગાટ ત્રણ વર્ષ સુધી કોઈ એક ઠાકોરની ડેલીએ વગાડયું. ઠાકોર સંગીતના રસીયા જણાતા હતા. ચારણ પણ તેમને ત્યાં જ ખાય પિયે અને આખો દિવસ પોતાની અનોખી કલાથી 'રભાભ' વગાડે અને ડાયરાના મનરંજન કરે. ચારણ જ્યારે જ્યારે જવાની રજા માંગતો ત્યારે ત્યારે ઠાકોર તેને અત્યંત આગ્રહથી રોકી રાખતો.

ચારણે મનમાં વિચાર્યું કે મારી કળાની ખરી કદર અહીં જ થઈ જણાય છે. તેનું દળદળ હવે ફીટી જશે. અને ઠાકોર ખૂશ થઈ તેને ન્યાલ કરી દેશે તેના સ્વપ્ન એ જોવા લાગ્યો. ચારણ રોજ આશા રાખતો કે આજે તો ઠાકોર કંઈક ઈનામની વાત કરશે જ પણ તેવું કંઈ બનતું જ નહિ.

એક દિવસે ચારણનું વાજિંત્ર 'રભાભ' દરબારની ડેલીમાં પડયું હતુ. ચારણ થોડોક સમયને માટે ક્યાંક બહાર ગયો હતો. ડેલીમાં દરબાર પણ બેઠા હતા. પણ તેમને કસૂંબાનો કેફ ચઢયો હતો એટલે તેઓ ઝોકા ખાઈ રહ્યા હતા. એટલામાં બહારથી બે કૂતરાં લડતાં લડતાં અંદર ડેલીમાં આવ્યાં. તેમની નજર આ 'રભાભ' પર પડી. કોઈ નવી

ચીજ જોઈ એટલે એ બન્ને જણે લડવાનું મૂકી દીધું અને પછી તેને મોઢામાં નાખી ખેંચતા ઘસડતાં બહાર લઈ જવા લાગ્યાં.

આ ખડખડાટ અવાજ સાંભળી અમલ-પાણીના ઘેનમાંથી ઠાકોર જાગ્યા. તેમની આંખ ઉઘડી ગઈ. ચારણનું વાજિંત્ર કૂતરાં-ઓને ઘસડી જતાં જોઈ તેમને ખૂબ હસવું આવ્યું. એટલામાં ચારણ આવ્યો. તેણે હસતાં હસતાં કહ્યું, 'તારું ખુણ ખુણ તો કૂતરાં લઈ ગયાં.'

આ સાંભળી ચારણ લાલપીળો બની ગયો પણ બોલે શું ? તેને ખાતરી થઈ કે ત્રણ વર્ષ થવા છતાં હજુ જેને 'રભાબ'નું નામ પણ આવડતું નથી તે વળી કદર તે શી કરવાનો હતો ? ચારણ તે જ વખતે ત્યાંથી ચાલતો થયો તેના મુખમાંથી શબ્દો સરી પડયા.

'રિઢે વટે રભાબ, વજાંઈધે વરે થેઆ,
ખિલી તુન જભાબ,
'ખુણ-ખુણ' તો જે કુત્તા ખણીવ્યા

આમ આ કહેવતે જન્મ લીધો.





# ૪૪ ગાંડી ગુજરાત, આગુસે લાત, પીછુસે બાત

આપણી કહેવતોમાં જુદા જુદા ગામ-શહેર અને સ્થાન સંબંધી કહેવતો પણ જોવા મળે છે. આ કહેવતોમાંની કેટલીક કહેવતોની ભાષા પણ મિશ્ર ભાષા હોય છે. એનું મુખ્ય કારણ એ છે કે આ કહેવતો–સીધી જ આપણા કહેવત સાહિત્યમાં આવી જઈ આપણી કહેવતોમાં ભળી ગઈ છે.

આવી બેએક કહેવતો જોઇએ:

'ચીન પૈસા લીયા છીમ'

'ચીન પૈસા લીયા છીન, લાત મારે તીન' આ કહેવત ચીન અને ચીનાઓ સંબંધીની છે. કોઈ એક બનાવ પરથી એ આવી હશે. આગળના સમયમાં હિંદ અને ચીન વચ્ચેનો વ્યાપાર ધમધોકાર ચાલતો હતો. અનેક વ્યાપારી વહાણો ચીન જતાં અને ત્યાંથી હિંદમાં પણ આવતાં. ચીનાઈ ચાંચીયાઓનો ઉપદ્રવ પણ ભારે રહેતો. આથી કોઈક વ્યાપારી જહાજ લુંટાઈ જતા આ કહેવત અસ્તિત્વમાં આવી હોય તેવું માની શકાય છે.

બીજી એક કહેવત છે.

પંડિત પૂર્વ ભલી, જ્ઞાનીકું પંજાબ
મારવાડી ભલી મૂર્ખકુ, કપટીકુ ગુજરાત

જ્ઞાની વિદ્વાન માણસોને પંજાબમાં માન વધુ મળે છે. મારવાડમાં કેળવણી બહુ ઓછી છે, કેળવણીના સાધનો આગળ નહોતાં હવે બહુ મોડા દાખલ થયા છે. આથી તે નિરક્ષર દેશને મૂર્ખ ભલે કહ્યું.

ગુજરાત દેશની પ્રજા ભોળી છે તે કારણથી ગુજરાતમાં જુદા જુદા મત, પંથ, જેટલા સહેલાઈથી ચાલ્યા નથી. વળી દેવી, દેવ, ઝાડ, કબર, પીર આદિને માનવામાં ગુજરાતનો નંબર પહેલો છે. જ્ઞાતિ ભેદ એટલે નાત જાત. હિંદુસ્તાનના બધા પ્રાંતો કરતાં ગુજરાતમાં વધારે છે. એટલે માણસનું ગુજરાતમાં ટટ્ટુ સારું ચાલે છે માટે કપટીને ગુજરાત ભલી કહી છે.

હવે પૂર્વની વાત. પંડીતકુ પૂર્વ ભલી આમ કહેવા પાછળનો એક ઉદ્દેશ છે. પૂર્વમાં મિથિલા કાશી વગેરે દેશો છે. ત્યાં સંસ્કૃત વિદ્યા ભણનારા મોટા મોટા પંડિતો છે. સંસ્કૃત ભાષાના વિદ્વાનોનું એ મથક છે આથી પૂર્વ દેશને પંડિતનો દેશ કહ્યો છે.

ગાંડી ગુજરાત, આગુસે લાત,
પીછુસે બાત.

ગુજરાત અંગે જ્યારે આ કહેવતમાં ઉલ્લેખ આવે છે ત્યારે એની જ એક બહુ જુની કહેવત યાદ આવે છે. આ કહેવત છે. '**ગાંડી ગુજરાત, આગુસે લાત પીછુસે બાત.**' ગાંડી એટલે મૂર્ખાઈ ભરી. ગુજરાતી લોકો જક્કી અડીયલ જેવા ગણાય છે. ધાક બતાવ્યા વગર તેઓ સમજે તેમ હોતા નથી

આ કહેવત બહુ જૂની છે. એનું ડમંડના પુસ્તકમાં આ પ્રમાણે છે. The Gujerattees are scoundrels and should be kicked before they are begged

ગુજરાતીઓ પરનું આ દોષારોપણ કવિ નર્મદ જેવાને ખૂચ્યું હશે અને એટલે જ તેણે 'ગરવી ગુજરાત'નો ગગનનાદ ગુંજાવી ગુજરાત પ્રતિ ગુજરાતીઓના પ્રેમનો આલેખ ગજાવ્યો હશે.

**મુંબઈમાં રોટલો મળે, પણ ઓટલો ન મળે**

મુંબઈ શહેર અંગેની કહેવતો ગુજરાતી અને મરાઠીમાં પણ છે જ. મુંબઈ માટે આપણામાં કહેવાય છે કે મુંબઈમાં રોટલો મળે પણ ઓટલો ન મળે. નોકરી મળી શકે, પણ ઘરના વાખા. કોઈને ત્યાં ગયા હોઈએ તો એ જરૂર ખવડાવશે. પણ સુવાની જગ્યા આપતાં તેને મુશ્કેલી નડવાની.

મરાઠી કહેવત છે '**મુંબઈચી વસવસ આણી કોણી મ્હણેના ખાલી બસ**' મુંબઈ ઉદ્યમી શહેર છે. કોઈ તમને બેસવાનુ પણ ન કહે એટલા એ શહેરના લોકો પ્રવૃત્ત હોય છે.

મુંબઈના પાણી જેને સદે છે તેને જ સદી જાય છે. આજે તો પાણીની ફરિયાદ નથી. પણ પહેલાં-જૂના જમાનામાં મુંબઈના પાણી અંગેની સારી બૂમ રહેતી. આ અંગેની એક મરાઠી કહેવત જાણવા જેવી છે. **મુંબઈ-ચે પાણી આણી હાતપાય તાણી.** આ કહેવત બહુ જૂની છે. જે સમયે મુંબઈમાં નળ નંખાયા નહોતા તે વખતે લોકો કૂવાનુ પાણી પીતા. આ પાણીને ખેંચવામાં સારો જેવો શ્રમ પડતો તે ઉપરથી આ કહેવતનો જન્મ થયો છે ઉપરાંત પાણી સ્વચ્છ પણ નહોતું એટલો તાવનો ઉપદ્રવ પણ રહેતો હતો.

**સો કાશીના ઠગ બરાબર નાસિકનો એક ઠગ**

કાશીના ઠગ પ્રસિદ્ધ હોય છે. એનાથી

સાવધ રહેવાનો ઉપદેશ પણ અપાય છે જ. પણ મરાઠીમાં આ કહેવત માન્યતાને ખોટી ઠરાવતી એક કહેવત છે. આ કહેવત છે '**શંભર કાશીકર આણી એક નાશિકકર.**' સો કાશીના ઠગની બરાબર નાશિકનો એક ઠગ.

### ભાંગ્યું તો યે ભરૂચ

એક બહુ જૂની કહેવત છે 'ભાંગ્યું તો યે ભરૂચ.' ભરૂચ પર ઘણાં હલ્લા થયા છે. કુદરતનો કેર પણ વર્ત્યો છે તો પણ ભરૂચ તેની જાહોજલાલીને ટકાવી રહ્યું છે. ગમે તેવી પરિસ્થિતિમાં પણ મૂળ સ્વભાવને ટકાવી રાખવાની મનોવૃત્તિ બતાવતી આ કહેવત છે ભરૂચના ઉદાહરણમાં તે વ્યક્ત કરાઈ છે.

### સૂરતની ખૂબી

આપણી કહેવતોમાં સૂરત શહેર અને સૂરતીઓના મોજીલા સ્વભાવનું દર્શન પણ જોવામાં આવે છે. એનો મોજીલો સ્વભાવ, ખાસિયત અને બેફિકરાઈનું દર્શન કરાવતી લોકોકિત છે.

'કોઈ દિન ગાડી, કોઈ દિન ઘોડા ને
કોઈ દિન પાઉ સે ચલનાજી, કોઈ દિન
લાડી કોઈ દિન વાડી કોઈ દિન ફકકમ
ફકકાજી...'

બીજી એક સૂરતી કહેવત છે ખાના પીના હો તો ખા લો, ફિકર નહી કલકી, આઆદો! ફિકર નહી કલકી....

### ચીતળ શહેરની આબાદી

સૌરાષ્ટ્રના કાઠીઓના સુપ્રસિદ્ધ શહેર ચીતળની આબાદી એક વખતે ખૂબ જ હતી. એને અંગેની એક કહેવત છે.

ચીતળમાંથી પીતળ નીકળ્યું.
અમરેલી તો રેલી
મોણપુરમાં મારગ ન મળે,
દો વસાવડ ઠેલી.

ચીતળમાંથી પીતળ નીકળ્યું એટલે કે તે ભાંગ્યું. ભાવનગર દરબાર આતાભાઈએ તે તોડયું. તેમાંથી અમરેલી મોણપુર ને વસાવડ એ ત્રણ ગામો આબાદ થયા ને ચીતળ ભાંગ્યુ તે ભાંગ્યુ જ.

### અઠે દ્વારકા

'અઠે દ્વારકા' અહીં જ દ્વારકા, દૂર જવાની શી જરૂર છે? દ્વારકા અહીં જ મનાવો. આ કહેવત અંગેની એક વાત છે. મારવાડના કેટલાક રાજપૂતો દ્વારકાની યાત્રાએ જતા હતા. માંડવગઢમાં રાત રહ્યા પણ યુદ્ધ ફાટી નીકળ્યું. એટલે તેમને કહેવામાં આવ્યું લડાઇ અહીં આવે તે પહેલાં તમે શહેર છોડી જાવ. ત્યારે આ રાજપૂતોનું લોહી ઉકળી આવ્યું. તેમણે કહ્યું, 'અઠે દ્વારકા અહીં જ દ્વારકા છે....તેઓએ લડાઈમાં ઝંપલાવ્યુ અને માર્યા ગયા. આ ઉપરથી આ કહેવતે જન્મ લીધો.

આજ કહેવતને લગતી એક મરાઠી કહેવત પણ જાણવા જેવી છે. આ કહેવત છે.

પાઉસ પડલા, ચિખલ ઝાલા,
નદીલા આલા પૂર...
કશાલા જાતા દૂર. આતા ઇથિચ પંઢરપુર

કેટલાક યાત્રાળુઓ પંઢરપુર જવાને નીકળ્યા. ચોમાસાની ઋતુ હતી. એટલે માર્ગમાં જ તેઓ વરસાદથી ઘેરાઇ ગયા. હજી પંઢરપુર દૂર હતું. રસ્તો કાદવકીચડવાળો

થઇ ગયો હતો. નદીઓમાં પૂર પણ આવ્યાં હતાં. યાત્રાળુઓને લાગ્યું કે આવી સ્થિતિમાં પંઢરપુર જવાય તેમ નથી કરવું શું ?

એક વૃદ્ધ યાત્રાળુએ કહ્યું 'એમાં વિચારવાનું શું છે ? અહીંજ જ્યાં આપણે અટક્યા છીએ ત્યાંજ આપણું પંઢરપુર....સમજી લ્યો ? 'ઈથેચ પંઢરપુર' અને એમ કહીને તેમણે વિઠોબાનું કિર્તન કરવા માંડયું.

યા બસે ગુજર, યા રહે ઉજડ

આ એક ઐતિહાસિક કહેવત છે. દિલ્હીની આ જાણીતી કહેવત છે. એક ઇતિહાસ સાથે તેનો સંબંધ છે.

એક સમયે દિલ્હીનો બાદશાહ મુહમદ તુગલક દિલ્હીની સમીપ એક કિલ્લો બનાવી રહ્યો હતો, એની સમીપ જ નિજામલદ્દીન નામનો કોઈ ફકીર પણ એક કૂવો બનાવી રહ્યો હતો. અધિકાંશ મજૂર કૂવાના કામમાં લાગી ગયા હોવાથી કિલ્લાનું કામ કંઈક ઢીલમાં પડી ગયું. આથી બાદશાહે મજૂરોને આજ્ઞા કરી કે તે ઓ કૂવાના કામે જાય નહિ, બાપડા મજૂરો દિવસે બાદશાહનું કામ કરવા લાગ્યા અને રાતના ફકીરના કૂવાનું કામ કરે. એક દિવસે બાદશાહ જ્યારે કિલ્લાનું કામ જોવા આવ્યા ત્યારે તેમણે ઘણાખરા મજૂરોને ઊંઘતા જોયા. એની પૂરી વિગત અને કારણ જાણ્યા પછી બાદશાહે તેલ વેચનારાઓને કહ્યું- 'તું નિજામલદ્દીન ફકીરને તેલ આપતો નહિ. બાદશાહે વિચાર્યું' કે આથી ફકીર રાતનું કામ કરી શકશે નહિ

સંજોગવશાત્ એજ દિવસે ફકીરના કૂવામાંથી પાણીનો એક ઝરો નીકળ્યો તેણે મજૂરોને કહ્યું- 'તમે રાતના કામે આવવા લાગો. આ કૂવાનું પાણી તેલનું કામ કરશે.

ફકીર જે બોલ્યો તે જ થયું. પાણી તેલ બની ગયું. બાદશાહે આ વાત જાણી. ફકીર જાદુગર છે તેવું એના મને નક્કી કર્યું' અને તેણે એના શિરની માંગણી કરી.

બીજે દિવસે એક માણસ એક મોટું તરબૂજ લઈને ફકીરની પાસે ગયો અને તેને બધી વાત કરી. તુગલકની આવી નિષ્ઠુરતા જોઈને તેણે તેને શાપ આપ્યો- 'તારા મસ્તક પર વજ્રપાત થશે અને આ કિલ્લામાં ગૂજરનો વાસ થશે યા તો તે ખાલી પડયો રહેશે.'

આટલું બોલતામાં તો ચોતરફ કાળી ઘટાઓ છવાઈ ગઈ. એક વજ્ર કિલ્લા પર પડયું. એનાથી તુગલુકનું તત્કાળ મરણ થયું. આજે પણ એ કિલ્લો ધ્વંશાવસ્થામાં પડયો છે. અને તેના કેટલાક ભાગમાં ગૂજર જાતિનાં વાસો છે.

# ૪૫ ઘરની કસર ને વહાણની સફર

**કેટલીક** કહેવતોમાં જાતિ સ્વભાવ, ખાસિયત તથા ગુણો પણ રહેલા છે. જે પ્રકારે પટેલ-વાણિયા-બ્રાહ્મણ-કણબીસોની આદિઓની કહેવતો છે તે જ પ્રકારે ઈતર કોમના માનવીઓની કહેવતો પણ છે. આપણી કહેવતોનું ઉદ્‌ભવ સ્થાન શહેરો નથી ગામડાં છે એટલે માનવ સ્વભાવની ખાસિયત તથા ગુણોનું એમાં સચોટ સીધું દર્શન મળી શકે છે.

### ઘરની કસર ને વહાણની સફર

'ઘરમાં કરકસર કરીને પણ વહાણની સફર કરવી' એ સિદ્ધાંત પર રચાયેલી આ કહેવત-વાર્તાનુ મુળ ગામડાનું છે. એમાં એક કોમની ખાસિયત તથા લક્ષણ પણ છે. એની સાથે સાથે સ્નિગ્ધ દામ્પત્ય જીવનના દર્શન પણ એમાં થાય છે.

એક વોરાજી વહાણની સફરે જતા હતા. બંદર પર જાય છે એટલામાં તેમને યાદ આવ્યું કે બીબીને ઘરની કસર શીખવવામાં એક વાત જણાવવાની રહી ગઈ છે. એટલે તેઓ પાછા આવ્યા ઘર આગળ. ઘરની સામે આવીને તેમણે જરા મોટેથી કહ્યું–'સાંભળો છો ને?'

બીબીએ પોતાના પતિનો અવાજ સાંભળ્યો એટલે તે બારણા આગળ આવી. 'કેમ પાછા આવ્યા? શું કહો છો?'

વોરાજીએ કહ્યું–'તમે દીવાની દીવટ ઉસકો તે ઉંગલીથી ન ઉસકશો, ન તો તેટલું દિવેલ મફતમાં જાસે....

બીબીએ કહ્યું: 'મિયાં! એ તો હું જાણતી ઉતીજ, પણ તમે આટલે દૂર વેરસી પાછા ચાલી આવા, તે તમારાં જૂતા ઘસાયા હશે ને?'

વોરાજીએ કહ્યું–'હે મારા હીરાની હીરકણી! તે જાણીને તો મેં અસલથી જ જૂતાં બગલમાં માર્યાં છે!'

બીબીએ તારીફ કરી–'વાહ! મિયાં વાહ કેસુ અવ્વલ ને ખાશ, કાસમજી કહેતા થા કે 'ઘરની કસર ને વહાણની સફર' તે આજે તમે સહી કરી દીધું.

### અધેલાને માટે પૈસાનું તેલ બાળવું

આ સ્વભાવ લક્ષણથી જરા ઊલટી એક બીજી કહેવત પણ છે આ કહેવત છે 'અધેલાને માટે પૈસાનું તેલ બાળવું.' તે છે. આ કહેવતની વાર્તા નીચે મુજબની છે:–

એક નશેબાજને મોડી રાતના કંઈક ગળ્યું ખાવાનું મન થયું. કંઈક એવું ખાવું જોઈએ કે જીવને આનંદ થાય. પણ શું ખાવું તે એનું મન નક્કી કરી શક્યું નહિ. વળી મોડું પણ થઈ ગયું હતું એટલે મનગમતી ચીજ મળવી મુશ્કેલ હતી. જે મળે તે જ લઈ લેવાનું હતું.

એ ઘેરથી નીકળ્યો. બજારમાં ગયો તો માત્ર એક જ દુકાન ઉઘાડી હતી. તેણે

દુકાનદારને પૂછયું–'ભાઈ, કોઈ ગળી ચીજ છે ખરી ?'

'હા– રેવડી છે– મધ જેવી મીઠી....'

'તો લા એક આનાની....'

દુકાનદારે એક કાગળમાં તેને થોડીક રેવડી બાંધી આપી. નશેબાજ લથડતો–લથડતો પડીકું હાથમાં લઈ રસ્તે પડયો.

ઉતાવળમાં પડીકું છુટી ગયું એમાંથી એક–બે રેવડીના દાણા રસ્તામાં પડી ગયા. તેણે વિચાર્યું– અંધારૂ છે અને રેવડી મળશે નહિ' માટે ઘેર જઈ કોડીયું લાવવા દે....

એ ઘેર આવ્યો. કોડીયું બળતું કરી તે રસ્તામાં રેવડી શોધવા લાગ્યો.

એક પૂછયું–'અલ્યા, શું શોધે છે ?'

'મારી બે ત્રણ રેવડી પડી ગઈ છે તે શોધું છું.'

'ગાંડા! બે રેવડી હશે એક અધેલાની અને તેને માટે તું પૈસાનું તેલ બાળી રહ્યો છે.'

નશેબાજને આ વાત ખરી લાગી. પણ વટ ખાતર તેણે કહ્યું–'ચાર પૈસાનું તેલ કેમ બળી જતું નથી ? પણ રેવડી મારી છે. બીજાના હાથમાં કેમ જાય....?'

જ્યારે લાભ ઓછો હોય અને નુકસાન વધુ હોય છે ત્યારે આ કહેવતનો ઉપયોગ થાય છે.

### એવું તે શું રળીએ કે દીવો મેલીને દળીએ ?

આવી જ એક બીજી કહેવત પણ છે. આ કહેવતમાં ડહાપણ છે શિક્ષણ છે. ઠપકો પણ છે 'એવું તે શું રળીએ કે દીવો મેલીને દળીએ ?'

દળણું દળતી વખતે દીવાના અજવાળાની ખાસ જરૂર પડતી નથી એટલે દળનારીઓ સામાન્ય રીતે જ પરોઢ પસંદ કરે છે. કેટલાકો અંધારામાં પણ દળણાં દળે છે. બહારના દળણાં જો દીવો બાળીને દળવા પડે તો એમાં લાભને બદલે નુકસાન જ થાય.






## ઘરકી મુરગી દાલ બરાબર

### ઘરકી મુરગી દાલ બરાબર

પોતાના વતનમાં માણસ પંકાતો નથી. તેની ગણના થતી જ નથી. પછી ભલેને એ કોઈ મોટો ભણેલો ગણેલો પંડિત કેમ ન હોય !

વિદ્વતા દેશમાં અંકાતી નથી. પરદેશમાં જ તેની કદર થાય છે. દેશના અનેક શિક્ષિત યુવાનો આજે પરદેશમાં સારું ધન કમાઈ રહ્યા છે કારણ તેમની વિદ્વતાની ત્યાં કદર થાય છે. છતાં કહેવું પડશે દેશ એ દેશ છે અને પરદેશ એ પરદેશ છે.

કહેવતે આ તત્ત્વને પણ પોતાના સંગ્રહમાં વણી લીધું છે 'ઘરકી મુરગી દાલ બરાબર' આ કહેવત સર્વ સામાન્ય રૂપમાં બધા જ

પ્રદેશોમાં જણાઈ છે. 'પારકે ભાણે મોટો લાડુ' પોતાના ભાણામાંનો લાડુ મોટો હોય છતાં પારકાના ભાણામાંનો જ લાડુ મોટો જણાય. ગામની રૂપગુણ સંપન્ન છોકરી હોય તો તે આખરે છોકરી તરીકે જ ગણાય જ્યારે પરગામની છોકરીની ગણના લાડી બરાબર થાય. ઘરકા બમન બેલ બરાબર ગામનો જોગી જોગટો ને પરગામનો સિદ્ધ આ બધી કહેવતો પાછળ અનુભવ-હકીકત પ્રસંગ તો હશે જ. તે વગર એ કહેવતો અસ્તિત્વમાં જ ન આવે.

વાત સાચી છે. મહાકવિ તુલસીદાસના મુખમાંથી જ કહેવાઇ ગયું હતું, 'બહારના લોકો ભલે તને તુલસીદાસ કહે પણ ગામમાં તો તું તુલસીયો' જ ગણાવાનો કારણ ગામનો જોગી જોગટો જ ગણાય. એને કોઈ સિદ્ધ-મહાત્મા ન જ ગણે,

તુલસીદાસજીના જીવનની આ વાત જાણવા જેવી છે.

એક વખતે તુલસીદાસજી કાશીમાં પંડિતોની વચ્ચે બેસીને રામચરિત માનસની કથા સંભળાવી રહ્યા હતા. શ્રોતાઓની ભારે ભીડ જામી હતી. સૌ રસમાં તરબોળ બની ગયા હતા.

આજ સમયે બે ગ્રામવાસીઓ પણ ત્યાં આવી ચઢયા. ગંગાસ્નાન માટે તેઓ આવ્યા હતા. પરગામના હતા. લોકોનું ટોળું જોયું એટલે તેઓ પણ અહીં ઊભા રહી ગયા.

બેમાંનો એક તુલસીદાસજીની સામે થોડીકવાર જોઈ રહ્યો. તેની આંખોમાં ચમક આવી. તુલસીદાસજી તેના જ ગામના નિવાસી હતા. બાલ્યાવસ્થામાં તેની સાથે તેઓ ગાય-ભેંસ પણ ચરાવતા હતા. બન્ને નાના હતા ત્યારે ખૂબ ખૂબ તોફાનો પણ કરેલાં.

તુલસીદાસજી મોટા આસને બેઠેલા હતા. ગળામાં માળા હતી કપાળ પર તિલક હતું. લોકો તેમની સામે હાથ જોડીને બેઠા હતા.

ગામડિયાને આ જોઇને મોટી નવાઈ લાગી. તેણે પોતાના સાથીનો હાથ, ખેંચ્યો અને કહ્યું, 'અરે ગોપાળ! જો તો ખરો? આ તલસીયો તો મોટો મહન્ત બનીને બેસી ગયો છે.'

ગોપાલે પણ તેને ઓળખ્યો- હા.... હા-હા-આ તો તલસીયો એક નંબરનો ઢોંગી...

આ ગામડિયાઓને જાણ નહોતી કે તેમનો આ બાલ્યકાળનો દોસ્ત શ્રમ કરીને, પુરિશ્રમથી જ દેશનો એક મહા કવિ નહિ પણ સંત પુરુષ બની ગયો છે. એ પૂજાઈ રહ્યો છે તે એની વિદ્વતાથી.

તુલસીદાસજી જ્યારે કથા પૂરી કરીને ઊઠયા ત્યારે પેલા બન્ને ગામડીયાએ તેમને પકડી લીધા અને તેમને વળગીને બોલ્યા- 'અલ્યા, તુલસીયા! આ શો ઠાઠ જમાવ્યો છે? ગળામાં માળા, કપાળે તિલક, તું ખરો એક નંબરનો ઠગારો બની ગયો છે!'

તુલસીદાસજી એમને શું જવાબ આપે? એમના મુખમાંથી શબ્દો નીકળી પડયા.

તુલસી વહાં ન જાઈએ
જહાં બાપકો ગામ,
દાસ ગયો તુલસી ગયો
રહ્યો તલસીયો નામ.



# ૪૭ ઘરમાં ટકાના ત્રણ શેર બહાર તિસમાર ખાં

**આપણી** એક કહેવત છે–'ઘરમાં ટકાના ત્રણ શેર અને બહાર તિસમાર ખાં,' ઘરમાં તો તેનો કંઇ હિસાબ હોતો નથી તેની કોઈ ગણના થતી નથી જ્યારે તે બહાર પોતાની જાતને તિસમાર ખાં નામથી ઓળખાવે છે. આડંબરી ખોટી બડાશ મારનારને, શૂરાતનનો ઢોંગ કરનારને લોકો તિસમાર ખાં કહે છે.

એક ભોજપુરી કહેવત છે 'તર ન તરકસ ચાચા તિસમાર ખાં' તીર અને તરકસ તો છે નહિ તો પણ કહે છે ચાચા તિસમાર ખાં, વગર સાધને લાંબી પહોળી વાતો કરનારને લોકો તિસમાર ખાં નામથી ઓળખે છે.

આ તિસમાર ખાં એક વિશેષ નામ છે. સાર્થ ગુજરાતી જોડણી કોશમાં પણ તેનો અર્થ આપેલો છે જ. કહેવતના રૂપમાં પણ આ છે જ. કહેવત છે 'તિસમાર ખાં બને ફિરતે હૈ.'

**કહેવત વાર્તા**

તિસમાર ખાં એટલે ત્રીસ જણને મારનારો ખાં.

તિસમાર ખાંની કહેવત વાર્તા નીચે મુજબની છે.

એક સ્ત્રી પોતાના પતિને રોજ કહ્યા કરતી 'તમે ખૂબ આળસુ છો. કંઈ કામધંધો કરતા નથી. બેઠાં બેઠાં ખાવ છો.'

થોડાક દિવસો તો પતિએ આ વાત હસી કાઢી પણ સ્ત્રીના રોજના આ ઘોંચપરોણાથી તે એક દિવસ કંટાળી ગયો. સ્ત્રીને કહેવા લાગ્યો, 'હવે રાખ રાખ....કાલે પરદેશ જાઉં છું કે નહિ તે તું જોઈ લેજે....'

'ખરેખર, તમે કાલે પરદેશ જવાના છો ?'

'તો શું હું ખોટું કહું છું....'

'રસ્તામાં તમને ભૂખ તો લાગશે ને ? ખાશો શું ?' સ્ત્રીએ કહ્યું :

'તે તારે મને ભાથુ બનાવી આપવાનું આજે જ બનાવી કાઢ, કાલે સવારે તો હું નીકળી પડીશ.'

સ્ત્રી હર્ષથી ગાંડી બની ગઈ. તેણે આનંદમાં આવીને ત્રીસ લાડુ બનાવી કાઢયા રોજનો એક લાડુ ખાય તો આ ત્રીસ દિવસ ચાલે એવી તેની ગણતરી હતી.

સ્ત્રી આ લાડુ બનાવતી હતી ત્યારે એક વાત અજાણતાં જ બની ગઇ. એમાં કોઈ ઝેરી વસ્તુ આવી ગઈ સ્ત્રીને આ વાતની જાણ નહિ. ઝેરી વસ્તુ આવવાથી લાડવા ઝેરી બની ગયા.

બીજે દિવસે સવારે તો ધણી પરદેશ જવા નીકળી ગયા. સ્ત્રીએ તેને ભાવભરી વિદાય આપી. ત્રીસ લાડવા વાળી ઝોળી તેને ખભે લટકાવતાં તેણે કહ્યું, 'એમાંથી રોજનો એક લાડવો ખાજો એટલે ત્રીસ દિવસ સહેલાઈથી નીકળી જશે.'

'એવું જ કરીશ....' ધણીએ કહ્યું.

ચાલતાં ચાલતાં એ એક જંગલમાં આવી ગયો. કૂવા કાંઠો જોયો એટલે તે વિસામો ખાવા બેઠો. એણે સારું જેવું ચાલી નાખ્યું હતું. થાક પણ લાગ્યો હતો અને ભૂખ પણ. ઝોળીમાંથી એક લાડવો લઇ ખાવાની તૈયારીમાં એ પડયો.

'એઇ....કોણ છે?' કહેતાંની સાથે જ ત્રીસ જેટલા ચોરોએ તેને ઘેરી લીધો. જે કંઈ હોય તે આપી દે' એકે ત્રાડ પાડી.

મુસાફર ગભરાઈ ગયો....ધ્રૂજતાં ધ્રૂજતાં તેણે કહ્યું, 'ભાઇઓ! મારી પાસે કંઈ જ નથી.'

'ખોટું બોલે છે?' કહેતાંની સાથે જ એકે તેને ગળચીમાંથી પકડયો. બીજાએ તેનું ફાળીઉ કાઢી નાખ્યું. ત્રીજાએ તેની બંડીના ખિસ્સા ફેંદી કાઢયા, પણ કંઈ હોય તો નીકળે ને?

'આ ઝોળીમાં શું છે?' ચોરોના સરદારે પૂછ્યું.'

'સારું ભાથું છે. ત્રીસ દિવસ ચાલે એટલા લાડવા છે.' મુસાફરે સાચી વાત કરી દીધી.

'એ ભાથું તો અમારું થઈ ગયું.' કહીને સરદારે ઝોળી ઝુંટવી લીધી અને એમાંના ત્રીસ લાડવા ત્રીસે જણાએ વહેંચી લીધા.

મુસાફર તો આ જોઈ જ રહ્યો, ભયથી તે ચૂં કે ચાં પણ કરી શકે તેમ નહોતો.

લાડવા ઝેરી બની ગયા હતા એટલે ઝેરની અસર તરત વર્તાઈ. ત્રીસે ચોર ઝેરની અસરથી પીડાઇ ત્યાંને ત્યાં જ મરી ગયા.

ચોરોના નાક કાન કાપી નાખ્યા.

મુસાફરે આ જેયું. બધા જ ચોરો મરી ગયા કોઈ બાકી ન રહ્યું એટલે હવે તેનામાં હિંમત આવી. પોતાની કેડમાં બાંધેલી છરી તેને બહાર કાઢી અને પછી તેનાથી તેણે એ ત્રીસે ચોરના નાક કાન કાપી નાખ્યા. અને તેને પોતાના થેલામાં નાંખ્યા.

જોત જોતામાં આ વાત ફેલાઇ ગઈ. એક મુસાફરે ત્રીસ ચોરોને મારી નાખ્યા છે એટલું જ નહિ પણ તેમના નાક પણ તેણે કાપી લીધા છે એ સાંભળી અનેક લોકો ત્યાં ભેગા થઈ ગયા. રાજાને પણ આ વાતની જાણ થઈ. આ ચોરો ચતુર અને ઉપદ્રવી હતા. શહેર ભરમાં તેમની ધાક હતી. રાજા પરેશાન હતો પણ ચોરો પકડાતા નહોતા. આવા ચોરોને એક અજાણ્યા મુસાફરે મારી નાખ્યા છે એથી રાજા પ્રસન્ન થતો થતો ત્યાં આવી ગયો.

મુસાફરે રાજાને નમન કર્યું અને કહ્યું, 'મહારાજ! આપને રંજાડનારા આ ચોરોને મેં એકલાએ જ માર્યા છે. પૂરાવામાં આ રહ્યા તેમના નાક.'

રાજા મુસાફરની વાત માની ગયો. તેને લાંબી પંચાયતમાં પડવાનું કોઈ કારણ નહોતું તેની બહાદુરી જોઈ તેણે તેને 'તિસમાર ખાં'ની પદવી આપી અને રાજ્યનો તેને મુખ્ય સલાહકાર નીમ્યો.

※

# ૪૮ ઘરડે ઘડપણ લાડવા ભાવે

**મનુષ્યની** ત્રણ અવસ્થા છે. બાળ-યુવાન અને વૃદ્ધ. આ ત્રણે અવસ્થાનાં કાર્ય છે.- વાનરવેડા - ગદ્ધા પચ્ચીસી અને મૂર્ખાઈ. કહેવતોમાં વૃદ્ધાવસ્થાને નિંદવામાં પણ આવી છે અને તેને લાડ પણ લડાવવામાં આવ્યા છે. સાઠી બુદ્ધિ નાઠી તથા ઘરડાં ગાડાં વાળે! આ કહેવતો આપણે જોઈ ગયા. ઘરડાં વગર ઘરનું ઢાંકણ નહીં. વૃદ્ધ એ ઘરનું છત્ર છે તે કહેવતો પણ છે. પણ હવે આ વૃદ્ધાવસ્થા ઘરડે ઘડપણની જે બીજી કહેવતો છે તે પણ જોવા-જાણવા જેવી છે.

વૃદ્ધની બુદ્ધિ બાળક જેવી હોય છે. ક્યારેક એ બાળક વેડા પણ કરે છે. પણ યુવાનીમાં તેણે જે ભોગવ્યું હોય-જે ધીંગા-મસ્તી કરી હોય, ખાવા પીવાના શોખ કે સારી કે બુરી લત ટેવો કેળવી હોય તે વૃદ્ધાવસ્થામાં જવી જ જોઈએ કારણ તેને માટે તેનામાં બળ-જોમ કે શકિત પણ રહેતી નથી. છતાં જ્યારે આવી ટેવ કે ચસકા જતાં નથી ત્યારે કહેવાય છે કે.

હાલ જાય, હવાલ જાય,
બંદેકા ખ્યાલ ન જાય.

ઘરડો થાય પણ ચસકો જાય નહિ.

વૃદ્ધ થઈ ગયો છે, પાચનશકિત પણ નથી રહી. તો પણ ડોસાને લાડવા જોઈએ.

'ઘરડે ઘડપણ લાડવા ભાવે.'

'છોકરો ભલે કુંવારો રહે પણ ડોસાને તો બે બૈરી જોઈએ' આ કહેવત પણ વૃધ્ધાવસ્થાનો ચસકો દર્શાવે છે. ૬૦ વર્ષનો વૃધ્ધ થયો હોય પણ તેને પરણવાના કોડ જાગે અને તે જ્યારે સ્રીને લાવે ત્યારે જ ઝંપે. પણ આવા લગ્નમાં કયારેક શંકા પણ વ્યકત કરવામાં આવે છે અને એ શંકાએ કહેવતો પણ જન્માવી છે. કહ્યું છે. 'ડોસો પરણે પારકાને માટે....'ડોસો પરણે પડોશીને સુખ....' વગેરે....

વૃધ્ધાવસ્થામાં પરણનારાઓ પોતાના બચાવમાં કહેશે.

'શરીરે ઘરડો થયો છું પણ જીવ (મન) ઘરડો થયો નથી....'

### વૃદ્ધનું જોર જીભમાં

ઘરડાનું જોર શેમાં? તો કહે જીભમાં અને આથી જ કહેવતે જન્મ લીધો છે. ઘરડા ગોધાના માથામાં જોર ને ઘરડા માણસની જબાનમાં જોર.' જુવાન ગોધા કરતાં ઘરડા ઘોડાના માથાનો ઘા વધુ જોરદાર હોય છે. ડોસો ભલે શકિતમાં લુલો જણાય પણ હાડકાં વગરની તેની લુલી-જીભ તો એટલી પાવરફુલ હોય છે કે ભલભલા પણ ત્રાસી જાય. આથી કંટાળી જઈ ઘરના જ માણસો કહે છે એને જે કંઈ જોઈતું હોય તે બાળો કે જેથી એ બોલતો બબડતો બંધ રહે.'

ઘરડાં થાય તેમ અક્કલ જાય. ઘરડો થાય એટલે ગતિ (મતિ) જાય' આ કહેવતોમાં પણ કંઈક તાત્પર્ય તે રહેલું જ છે. છતાં એવું પણ કહેવાય કે અનેક વૃધ્ધોએ આ જગતમાં એવી શોધખોળો કરી છે કે જે જાણતાં-જોતાં તેમના પ્રતિ આપણું મસ્તક નમી પડે છે.

વૃધ્ધ, અને જુવાનની સરખામણી કરતી એક કહેવત જાણવા જેવી છે. એ છે 'બુઢ્ઢાની જબામાં જોર ને જુવાનના પગમાં જોર.'

'ઘરડો જોગીને (જોશી) વૈદ્ય રોગી આ શું કામના ?'

### ડોસી મરી ગઈ તેનો ભય નથી...

ડોસી મરણ પામે-તેનું મૃત્યુ થાય તેનો કોઈને ભય નથી કહેશે-ઘરડાં થયાં એટલે મરી ગયાં. પણ ભય એક જ વાતનો છે અને તે છે જમ ઘર જોઇ ગયાનો. કહેવતે આ ભય-ભાવને સારી રીતે પોતાની કહેવતમાં ગૂંથ્યો છે. કહ્યું છે.

'ડોસી મરી ગઈ તેનો ભય નથી પણ જમ ઘર જોઇ ગયો તેનો ભય છે....' 'બુઢિયા મર ગઈ તો કુછ ગમ નહીં, પર ફરિસ્તો ને ઘર દેખ લિયા....' એટલે કે હવે તેઓ ફરીથી આ ઘરમાં આવી શકે છે.' 'ડોસી મરવાનો ભય નથી, પણ જમ પેધ્યાનો ભય છે. વગેરે....'

ડોસા કે ડોસીને પણ પોતાનો જીવ કેવો વહાલો હોય છે તેનો એક નાનો દાખલો આપણા લોક સાહિત્યમાં છે. એ છે :

ડોસીનો દીકરો માંદો પડયો. લોકો આગળ ડોસી કહેવા લાગી-મૂઈ હું મરી જાઉં તે સારૂં પણ દીકરો તો સાજો સમો જ રહેવો જોઈએ. હવે મારે જીવીને કરવું પણ શું છે ?'

દીકરો વધુ માંદો થયો. એને લેવાને માટે મોત આવ્યું. પણ યમના દેવો ખાટલો ભૂલી ગયા અને તેઓ ડોસીના ખાટલા આગળ ભમવા લાગ્યા. ડોસીને ફાળ પડી આ તો આપણને લઈ જવાના ! એટલે તે બોલી-'યમ બાપા' તું તો ભૂલ્યો....આ ખાટલો તો મારો....દીકરાનો તો પેલો....'

જીવ બચાવવા માટે સાઠ વર્ષની ડોસીમાં પણ કેવી બુદ્ધિ ફૂટી નીકળે છે અને તેનામાં કેવી ચતુરાઈ આવે છે તે પણ આપણા લોકસાહિત્યે સ્પષ્ટ કર્યું છે. એક વાર્તા સાંભળો.

'ડોસી એકલી પરગામ જતી હતી. સાંજ પડવા આવી. ઘોર ભયાનક વન આવ્યું છતાં ડોસી ગભરાઈ નહિ. કારણ તેને પોતાની પુત્રીને ત્યાં જવાની ભારે હોંશ હતી.

એટલામાં સામેથી એક વાઘ ટપકી પડયો. વાઘ તો ડોસી પર છલાંગ મારવા તત્પર બની ગયો. પણ ડોશી ચતુર નીકળી, કહેવા લાગી વાઘ-ભાઈ-વાઘભાઈ-આ હાડકાં ચામડાંમાં તે તું શું ખાવાનો ? દીકરીને ત્યાં મને જવા દે-વાલ રોટલા ખાવા દે-તાજીમાજી બનવા દે....પછી મને ખાજે....'

'વાઘે વિચાર્યું'-ડોસીની વાત ઠીક છે. તેણે કહ્યું-'પણ તું નહિ આવી તો ?'

'નહિ કેમ આવું ? મારું ઘર તો આજ રસ્તે છે ને ? હું જરૂર આવવાની જ–'

વાઘને ડોસીના શબ્દો પર વિશ્વાસ આવ્યો. તેણે એને જવા દીધી કહ્યું–બરાબર તાજીમાજી થઈને જરૂર આવજે. હું અહીં જ છું.

'હા....હા....તમે ઊભા જ રહો....

અને ડોસી પાછી આવી....? ના–ના એ તો વાયદો કરીને ગઈ તે ગઈ જ. ડોસીને પણ જીવ જવાના ભયે એવી તો ચતુરાઈ આવી કે તે વાઘના પંજામાંથી પણ છટકી નાઠી.

વૃધ્ધાવસ્થાને નિંદવામાં આવે છે તે જ પ્રકારે તેની પ્રશંસા પણ કરવામાં આવી છે. એક લેખકે કહ્યું છે–વૃધ્ધાવસ્થા બરફથી પણ ઠંડી છે. જ્યારે જુવાની અગ્નિ કરતાં પણ ગરમ. વૃધ્ધાવસ્થા અકલમંદ અને સમજદાર–છે. જવાની દીવાની છે. વૃધ્ધાવસ્થા જુએ છે અને વિચારે છે. જવાની દેખે છે અને બેચેન બની જાય છે.

☆



## ૪૯ છપ્પર ફાડકર દેગા

'પ્રભુ જ્યારે રીઝે છે ત્યારે તે ગમે તે ઉપાયે પણ મદદ કરે છે જ. અને આવે વખતે એ જ્યારે આપે છે ત્યારે ગમે તે પ્રકારે પણ માર્ગ કાઢીને આપી દે છે. આથી જ કહેવામાં આવ્યું છે કે–જબ દેગા તબ છપ્પર ફાડકર દેગા ...નહિ આપવાનું હોય ત્યારે તે આપતો જ નથી. પછી ગમે એટલા ઉપાયો કરો.

છપ્પર એટલે કે છાપરું ફાડીને આપ્યાનો દાખલો કદાચ કોઈ કબૂલશે નહિ. આ વિજ્ઞાન-યુગમાં આવી વાત પર શંકા કરવામાં આવે જ. પણ એક સત્ય કિસ્સો કે જે મુંબઈમાં ૧૯૪૪ની સાલમાં ઘટી ગયો હતો તે આ વાતને સબળ ટેકો આપી જાય છે.

### સોનાની લગડીઓ ઊડી

૧૯૪૪ની વાત છે. મુંબઈના બારામાં ફોર્ટ સ્ટિકિન નામનું એક મોટું જહાજ વિક્ટોરિયા ડોક પર આવીને લાંગર્યું. આ જહાજ–સ્ટીમરમાં રૂ–તેલ–દારૂગોળો તથા બીજા સ્ફોટક પદાર્થો પણ હતા. ઉપરાંત એમાં કરોડો રૂપિયાની સોનાની નાની–મોટી પાટો પણ હતી. આમ એ સ્ટીમરમાં કરોડોની કિંમતનો માલ ખડકાયલો હતો.

સ્ટીમર પરથી માલ ઉતારવામાં ઢીલ થવા લાગી. કમનસીબે કોઈની અસાવધાનીથી સ્ટીમરમાં આગ પણ લાગી ગઈ. આગ લાગી એટલે સ્ટીમરમાંનો સ્ફોટક પદાર્થ સળગી ઊઠ્યો – ધડાકા, કડાકા અને ગડગડાટથી સારું

ય મુંબઈ ધ્રુજી ગયું. મકાનો ધડાધડ પડયાં. ઠેકાણે ઠેકાણે આગો લાગી ગઈ. સ્ટીમરમાંનું લોઢું–લાકડું તેલના પીપો સ્ફોટક પદાર્થોના ધડાકાથી દૂર દૂર ઉડવા લાગ્યા. જ્યાં આ પડતાં ત્યાં આગ લાગી જતી. આ બધા સામાનની સાથે સાથે સોનાની પાટોની પાટો તથા તેના ટુકડા ઊડી ઊડીને દૂર–દૂર ગમે ત્યાં ફેંકાવા લાગ્યા.

### ઈમાનદાર પારસી ગૃહસ્થ

આવો જ એક સોનાનો ટુકડો બરજોરજી મોતીવાળા નામના ગૃહસ્થના ઘરમાં આવી પડયો તેઓ ગિરગામ રોડ પર રહેતા. પોતે સિવિલ એન્જિનિયર હતા. આ સોનાનો ટુકડો પડયો ગજબની રીતે. એ કંઈ સીધો આવીને બારીમાંથી નહોતો પડયો. પણ એમના ઘરની છતને ફોડીને—એ સોનાનો ટુકડો ધમ દેતો પડયો. અને તે પણ ઘરમાં જ. બધાં ડરી ગયાં. નીચે દોડયાં. લડાઈનો જમાનો હતો. એમને ભય લાગ્યો કે આ બોમ્બ પડયો. પણ એ પછી કંઈ અવાજ ન થયો. એટલે ઘરના માણસોએ એ ટુકડાને તપાસ્યો. એ નીકળ્યો સોનાનો. એની કિંમત તે વખતે લગભગ રૂા. ૯૦,૦૦૦ની અંકાઈ. મોતીવાળા ઈચ્છતે તો એ સોનું પચાવી પાડતે. ભગવાને છત ફોડીને તેમને એ ભેટમાં આપ્યું હતું. એ સમયે કહે છે કે ઘણાંના ઘરોમાં આવા સોનાના ટુકડાઓ–પાટો ઊડી ઊડીને ગયા હતા. પણ મોતીવાળા પૂરા ગૃહસ્થ નીકળ્યા. કહે છે કે તેમણે એ સોનાની પાટને પોલિસ થાણામાં જઈને જમા કરાવી દીધી. આ ઈમાનદારીને માટે તેમને રૂા. ૯૯૯નું ઈનામ મળ્યું. પરંતુ તેમણે એ રકમ પણ દાનમાં આપી દીધી.

### નસીબે જ આપ્યું

કોઈ એકે એવું પણ લીધું કે 'મારે કંઈ પણ કામ કરવું નથી. ભગવાનને જો આપવું હશે તો તે મને કોઈ પણ બહાને આપી દેશે. આવી પ્રતિજ્ઞા કરી તે ઘરના બારણા બંધ કરી અંદર ભરાઈ ગયો. બે–ત્રણ દિવસ બાદ જ્યારે તેને દિશાએ જવાની જરૂર પડી ત્યારે તે બહાર ગયો. પણ દસ્ત ન થયો. એટલે તેણે એક ઝાડને પકડીને દસ્ત કરવા માટે જોર કર્યું. ઝાડ ખખડી ગયેલું હતું. જોર થતાં જ તે ઉખડી ગયું. એની નીચે બે ઘડા ભરીને અશરફીઓ હતી. તેણે એ જોઈ, પણ લીધી નહિ. એ પોતાની પ્રતિજ્ઞા પર અટલ જ રહ્યો.

એ ઘરમાં આવ્યો. રાતના ચોર આવ્યા અને તેઓ ભીંતમાં બાકોરૂં પાડવા લાગ્યા. પેલાએ કહ્યું–' બાકોરૂં શા માટે પાડો છો? ધન જોઈતું હોય તો વાડમાં ઉખડી ગયેલું ઝાડ છે તેની નીચે બે ઘડા ભરીને અશરફીઓ છે. તમે એ ઘડાઓ લઈ લ્યો. અને મઝા કરો. ચોરો તો રાજી રાજી થઈ ગયા. તેઓ ત્યાં ગયા. ઝાડ નીચે જોયું તો બે ઘડા દેખાયા. પણ તેમાં તેમણે અશરફીઓ ન જોઈ. એમાં સાપ-વીંછીઓ દેખાયા. કારણ, એ ધન તેમના નસીબમાં નહોતું. ચોરોને આ બનાવટ લાગી એટલે ક્રોધથી તેમણે એ બે ઘડા ઊંચકી છાપરૂં ફોરી તેમાંથી તે નીચે ઘરમાં નાખી દીધા. આથી મશ્કરી કરનારો પેલો માણસ સાપ–વીંછીથી મરણ પામે

પણ થયું ઊલટું. એ માણસના નસીબમાં ધન હતું. ભગવાન તેને એ ધન છપ્પર ફાડીને આપવા ઈચ્છતો હતો. તેમજ થયું. એ ઘડા નીચે પડતાંની સાથે જ અશરફીઓથી છનાછન કરતાં પેલાના પગ પાસે પડયા. તેની પ્રતિજ્ઞા આમ પ્રભુએ પૂર્ણ કરી.

## ઝીંદો ફકીર ભુજનો ઝીંદાવાળો કૂવો

લાંબા સમય પહેલાં ઝિંદો ફકીર નામનો એક મુસલમાન સાંઈ ભુજમાં હાલ જ્યાં ઝિંદાવાળો કૂવો કહેવાય છે ત્યાં ધૂણી ધીકાવીને બેઠો હતો. એ અરસામાં કહેવાય છે કે સિંધવાળો મીર ગુલામશાહ કલોડો કચ્છમાં લુંટ ચલાવી કોરીઓનાં ગધેડાં ભરી સિંધ જતો હતો. ભુજ પાસે આવતાં તેમાંની એક ગધેડી ટોળામાંથી છુટી થઈને જ્યાં ઝિંદો ફકીર ધૂણી નાખી બેઠો હતો ત્યાં એક મધરાતે અચાનક આવી ચડી. આ જોતાં ફકીરે બધી કોરીઓ પોતાની ધુણીમાં ઠાલવી દીધી અને ગધેડીને ત્યાંથી હાંકી કાઢી. એ બોલ્યો કે ઈશ્વર જ્યારે આપે છે ત્યારે આમ બેઠે બેઠે પણ આપી દે છે. કહેવાય છે કે ઝિંદા ફકીરે એ કોરીઓમાંથી એક મસ્જિદ અને એક કૂવો ચણાવ્યો. તે અત્યારે પણ ‘ ઝિંદાવાળો કૂવો ’ એ નામે ઓળખાય છે.

## નસીબમાં હશે તે જ મને મળવાનું છે !

પ્રારબ્ધમાં જે હોય તે મળે છે જ. એક પંડિતની વાત સાંભળો. રાજાએ તેને કથા વાંચવાનું કહ્યું અને પછી પૂછયું, ‘ કથા વાંચવાનું આપ શું લેશો ? ’ પંડિતે કહ્યું ‘ જે પ્રારબ્ધમાં હશે તે મળશે.’ પંડિતે કથા કરવા માંડી. કથા પૂરી થયા પછી રાજાએ પોથી ઉપર એક મુદ્રા ચઢાવી. બ્રાહ્મણ નારાજ થયો. તે એક વાણિયાની દુકાને જઈ સીધાનો હિસાબ ચૂકવવા લાગ્યો. પાંચ રૂપિયા બાકી હતા. એક રૂપિયો આપી તે બોલ્યો, ‘ એક રૂપિયો તું લે ચાર રૂપિયા તારા બાકી રહેશે. તેના બદલામાં આ પુસ્તક લે.’ વાણિયાએ કહ્યું, ‘ હું ચાર રૂપિયા કથા ઉપર ચઢાવું છું અને કાલે તમે મારે ત્યાં ભોજન કરીને જજો.’

રાજાને વાણિયાની વાત કોઈએ કહી કે, “તમે એક મુદ્રા આપી તેથી બ્રાહ્મણ નારાજ થયો છે. રાજાએ એક દૂધી મંગાવી તેમાં સો રૂપિયા ભરી પ્રાયશ્ચિત કરવા કોઈ બ્રાહ્મણને તે દાન કર્યું. દાન લેનારો પણ દૂધી લઈને જતો હતો તેવામાં પંડિતને માટે શાક લેવા શેઠનો નોકર આવતો હતો. તે સામો મળ્યો. બે પૈસા આપી તેણે તે દૂધી ખરીદી લીધી. અને તે પેલા પંડિતને આપી. પંડિતે દૂધી કાપતાં તેમાંથી સો મુદ્રા નીકળી પડી. રાજાને આ વાતની પણ જાણ થઈ. પંડિતે આગળ જે કહ્યું હતું તે વાતની તેને યાદ આવી. રાજાએ પ્રસન્ન થઇ બીજી સો મુદ્રાઓ તેને આપી. આમ બ્રાહ્મણનું વચન પણ સિદ્ધ થયું.



# ૫૦ | છાજા બાજા કેશ, તીન બંગાલા દેશ

### કલકત્તા હિંદુસ્તાનની મૂંછનો વાળ નથી

કલકત્તા મહાનગરી છે. વ્યાપાર ઉદ્યોગથી ધમધમતી નગરી છે. અંગ્રેજોએ વસાવેલી એ નગરી કહેવાય છે તોપણ મરાઠાઓ કહેતાં કે-કલકત્તા હિન્દુસ્તાનની મૂંછનો વાળ બની શકે તેમ નથી. એને તો કોઈ પણ દિને મૂંડી શકાય છે.' બહાદુરશાહના સિપેહસાલારોએ શેખી મારી હતી. 'કલકત્તા અંગ્રેજોના ઝંડાનો વાંસ નથી એટલે તેને ઉખેડવાથી લાભ શો? ઝાલાવાડના મહારાવને જ્યારે પોલિટીકલ એજન્ટે કહ્યું હતું કે આપે એક વાર કલકત્તા જોવા આવવું જોઈએ, ત્યારે તેમણે પોતાની મૂછો પર તાલ દેતાં કહ્યું હતું-'શું એ મારા ઝાલાવાડથી પણ વધુ કિંમતી શહેર છે?'

### કલકત્તા-અલબત્તા હી અલબત્તા હૈ

હૈદ્રાબાદની એક નાની બેગમ એક વાર કલકત્તા જોઈને પાછી આવી. જનાના મહેલમા આવતાં તેને કોઈ કે પ્રશ્ન કર્યો-'બેગમ સાહેબા! કલકત્તા જોઈ આવ્યાં?'

'અજી દેખ આએ કલકત્તા અલબત્તા હી અલબત્તા હૈ. ત્યાં નથી પાનદાન કે નથી હુકકો બસ લુંટાયલી માલમત્તા અને માલમત્તા જ છે.'

બિહારના કુંવરસિંહ બળવાની પહેલાં કલકત્તા આવ્યા હતા. એ સમયે બળવાની તૈયારી થઈ નહોતી. કહે છે કે એમણે બળવાની તૈયારીમાં કમર કસતાં કહ્યું હતું, 'બહાદુરો ખાંડા એટલા લાંબા ફેંકજો કે એ કલકત્તાનું નાક કાપી લાવે....'

કહે છે કે જ્યારે પહેલાં ગુજરાતીઓ આ દિશામાં આવ્યા અને આવીને વસ્યા અને વ્યાપારમાં તેમનો ટકું ન ચાલ્યો ત્યારે તેઓ બોલી ઊઠયા-'કલકત્તા બેઈમાનની શતરંજ છે, શતરંજનો વ્યાપાર કેવી રીતે થઈ શકે....?'

### ચાંદી બરગે ભાત...

પણ આ બસ નથી-કલકત્તા અંગે જે અમર શબ્દો વૈભવ દર્શાવતી વાત કહી છે તેનું મહત્ત્વ વધુ છે. એ વાત કોઈ ભિવાણિએ કથી હતી અને આજે તો આ વાત એક કહેવતના રૂપમાં કહેવાય છે. આ કહેવત વાત છે.

'ચાંદી બરગે ભાત, સોને બરગી દાલ,
ગિલૌરા બરગે ફૂલક અને જવાંઈ જસી
ખાતર કલકત્તા સ જાના છઃ સા જહાન
જાના છેજી...'

વાહ વાહ ભિવાણિયાજી. ખૂબ કહ્યું. ટૂંકમાં જ તમે કલકત્તાની જાહોજલાલી બતાવી દીધી. તમારા કથન દ્વારા પડેલી કહેવતનો મર્મ પણ સમજવા જેવો છે. આ સમજવાથી આ ઉક્તિનો સાચો ખ્યાલ આવી જશે. કલકત્તામાં જે ભાત ખાવા મળે છે તેના દરેક દાણા

ચાંદીના બનેલા હોય છે દાળ કે જે મૂંગની કે અડદની કે પછી તુવેરની હોય છે તેના બધા દાણા સોનાના બનેલા હોય છે. ગિલૌરી એક તો પાનના બીડાને કહે છે અને મલાઈથી ભરેલા પકવાનને પણ ગિલૌરી કહે છે. કલકત્તામાં ખાવામાં આવતા કુલકા આ ગિલૌરીનાં જેવા જ આનંદ આપનારા છે. કલકત્તા જનારાઓની ખાતર બરદાસી એક જમાઈના જેવી જ કરવામાં આવે છે. કલકતામાં જનારાને બસ સ્વર્ગના સુખના જ સાક્ષાત્કાર થાય છે....' (બટે સંતરે–મીઠે સંતરે–ઋષિ–' બરૂઆજી ' કૃત)

**આ ત્રણથી બચતાં રહો...**

કલકત્તા અંગેની એક ભોજપુરી કહેવત પણ જોરદાર છે. આ કહેવત કંઈક અંશે 'કાશી'ની કહેવતને મળતી પણ આવે છે. કહેવત છે:

**ઘોડા ગાડી, નોના પાની, ઔર રાંડ કે ધકકા**
**એ તીનુ સે બચલ રહે ત કેલિ કરે કલકત્તા**

ઘોડા ગાડી, ખારા પાણી અને વિધવા વ્યભિચારિણી સ્ત્રીઓની જાળથી જો માણસ બચ્યો રહે તો કલકત્તામાં આનંદથી રહી શકાય છે. કલકત્તાના પાણી ખરાબ છે તે પ્રસિદ્ધ છે. ત્યાં ગાડીઓથી બચીને ચાલવું જરૂરી છે. વ્યભિચારિણી સ્ત્રીઓથી બચવું પણ આવશ્યક છે.

આ કહેવત બહુ જૂની કહેવત છે. એ સમયે ત્યાં કલકત્તાની જે સ્થિતિ હતી તેનું ચિત્રણ એમાં છે. આજે તો સ્થિતિ સુધરી ગઇ છે.

બંગાલ દેશ અંગેની એક કહેવત સમસ્ત બંગલા પ્રદેશની રહેણીકરણી–આચારવિચારનું દર્શન કરાવે છે. આ કહેવત પણ બહુ જ પ્રાચીન છે. કહેવત છે.

**છાજા બાજા કેશ, તીન બંગાલા દેશ**

આ લોકોકિત દ્વારા બંગાલના સામાજિક જીવન, રહેણીકરણી, ખાનપાની અને ગૃહ–સ્થાપત્ય પર પ્રકાશ પડે છે. બંગાલીઓનું જીવન નૈસર્ગિક છે. ત્યાંની સ્ત્રીઓના કેશ લાંબા હોય છે. પ્રાકૃતિક વાતાવરણથી ઘેરાયલા હોવાને લઈ ને બંગાલીઓની સંગીતમાં વિશેષ રુચિ હોય છે. બંગાલમાં મોટા મોટા સંગીતજ્ઞ પણ પાકયા છે.

*



# ૫૧ જનની જન્મભૂમિશ્ચ સ્વર્ગાદપિ ગરીયસી

એક સંસ્કૃત કહેવત છે–' જનની જન્મભૂમિશ્ચ સ્વર્ગાદપિ ગરીયસી.' જન્મભૂમિ સ્વર્ગથી પણ અધિક પ્યારી હોય છે. આ કહેવત છે મૂળ સંસ્કૃતમાં. તો પણ એ

ભારતની લગભગ બધી જ ભાષાઓમાં પ્રચલિત છે. આ કહેવત પૌરાણિક કાળ જેટલી જૂની છે. જે કેટલીક અતિ પ્રાચીન કહેવતો છે તેમાંની આ એક છે:—

આ કહેવતની ઉત્પત્તિની વાર્તા આ મુજબની છે :

એક સમયે ગરૂડ મહારાજે આવીને વિષ્ણુ ભગવાનને પ્રાર્થના કરી, 'મહારાજ મને ઘેર જવાની રજા આપો.'

ભગવાને ગરૂડને કહ્યું–' ગરૂડ ! તું મારુ વાહન છે, હું તને ઘેર જવાની રજા શી રીતે આપી શકું ? અહીં તને દુઃખ પણ શું છે ? તું સ્વર્ગના સુખનો ઉપભોગ કરી રહ્યો છે. દરેક વસ્તુ તારી સેવામાં છે પછી ઘેર જવાની શી જરૂર છે ? '

પણ ગરૂડનું મન માન્યું નહિ તે તો પોતાના આગ્રહમાં દ્રઢ રહ્યો. આખરે ભગવાનને રજા આપવી જ પડી. ગરૂડ પોતાને ઘેર ગયો.

ભગવાનને મનમાં થયું કે એનું ઘર મારે જોવું જ જોઈએ. એ આગ્રહથી રજા લઈને ઘેર ગયો છે તો એના ઘરનું સુખ વૈભવ સ્વર્ગથી પણ વધુ હોવા જ જોઈએ. એટલે ભગવાને ગુપ્ત વેશ ધારણ કર્યો અને તેઓ ગરૂડના મકાને પહોંચ્યા.

મકાન જોતાં જ ભગવાન આશ્ચર્ય પામી ગયા. એ મકાન જ નહોતું. એક જૂનું વડનું ઝાડ હતું અને તેમાં એક નાની બખોલ હતી, આજ હતું ગરૂડનું ઘર. ગરૂડજી નાનું રૂપ ધારણ કરી એક ડાળી પરથી બીજી ડાળી પર અને બીજી પરથી ત્રીજી પર એમ ફરી કૂદી રહ્યા હતા. ક્યારેક પોતાની બખોલમાં પણ ઘૂસી જતા અને પાછા બહાર પણ પણ નીકળતા. પાંખો પ્રસારતાં અને કૂદતા.

ભગવાન ગરૂડને આટલા પ્રસન્ન જોઈ પોતાનું કુતૂહલ રોકી શક્યા નહિ. તેઓ એમની આગળ પ્રગટ થયા અને કહ્યું, 'ગરૂડ! આ તારી બખોલમાં એવું તે શું કે તું અહીં નાચતો કૂદતો ફરી ઘૂમી રહ્યો છે ? વૈકુંઠમાં સ્વર્ગ સુખ હોવા છતાં પણ તું આટલો આનંદમાં દેખાયો નથી.'

ગરૂડે કહ્યું—' મહારાજ ! આ મારી જન્મભૂમિ છે. એના સુખને આપ શું સમજો. ' જનની જન્મભૂમિશ્ચ સ્વર્ગાદપિ ગરીયસી.' પોતાની જન્મભૂમિ સ્વર્ગથી પણ અધિક વહાલી હોય છે.'

અને આ કહેવતનો જન્મ થયો.





# ૫૨ જમાઈ અને જમ બરાબર

જમાઈ જમ બરાબર

**જમાઈ** વગર દુનિયા આગળ વધતી નથી. જમાઇ હોય તો જ પત્ની–ગૃહિણી સ્ત્રી હોય છે અને ત્યારે જ બાળકો પણ કિલ્લોલતાં હોય છે. પરંતુ આપણા કહેવત અને નિતિશાસ્ત્રમાં આ જમાઈની બરાબર ખબર લઇ નાખવામાં આવી છે. જમાઈને શાસ્ત્રકારોએ પુત્ર બરાબર ગણ્યો છે છતાં અનુભવી લોકશાસ્ત્રકારોએ તેને જે પદવી આપી છે તે છે જમયમની–દશમા ગ્રહની.

–જમાઈ અને જમ બરાબર.

–જમાઈ દશમો ગ્રહ છે તે ખાતો જાય ને ખાસડાં મારતો જાય.

–જમાઈની જગ્યા ખાસડાં આગળ.

આમ કહેવતોમાં જમાઈની સારી પેઠે ખબર લઈ નાખવામાં આવી છે. જમાઈ પ્રતિ જે કહેતીઓ છે તેનાં મૂળ પણ તપાસવા જેવાં છે. આ મૂળ માત્ર ગુજરાતી સાહિત્યમાં જ નહિ પણ સંસ્કૃત–મરાઠી–હિંદી તથા ઈતર દેશના સાહિત્યમાં પણ જણાશે. આ બધા જ સાહિત્યમાં જમાઈને નિંદવામાં આવ્યો છે તે હકીકત છે.

જમાઈ દશમો ગ્રહ

ગ્રહો નવ છે–એ વાત સાચી પણ એક બીજો ગ્રહ પણ દેખાયો છે અને તે ગ્રહ છે જમાઈ. જામાતા દશમો ગ્રહ. જમાઈને દશમો ગ્રહ કહેવામાં આવ્યો છે. કારણ એ નિત્ય કન્યારાશિમાં જ હોય છે. વળી જમાઇની દષ્ટિ સાસુ પર જ રહે છે. અને સાસુ પણ એવી ભલી હોય છે કે તે આ દુષ્ટ–જમરૂપ ગ્રહ બની પીડા આપનારા જમાઈ પ્રતિ જ સહાનુભૂતિ દાખવતી રહે છે. જમાઈને દશમો ગ્રહ કહેતો આ શ્લોક જાણવા જેવો છે–

ભારતઃ પંચમો વેદઃ
સુપુત્ર સપ્તમો રસઃ
દાતા પંચદશં રત્નં
જામાતા દશમો ગ્રહઃ

સૌ જમાઈઓને ફાંસીને માંચડે લટકાવી દો !

જમાઈ જમ બરાબર છે અને એટલે જ બાદશાહ અકબર એક વખતે ગુસ્સામાં તપી ગયો. જમાઇ પ્રતિ તેને એવો તો ક્રોધ વ્યાપી ગયો કે તેણે હુકમ ફરમાવ્યો–'દરેક જમાઈને ફાંસીએ લટકાવી દો....' સારાય શહેરના જમાઈઓમાં ફફડાટ ફેલાયો. મૃત્યુ ભયથી તેઓ બેબાકળા બની ગયા. પણ ધન્ય છે બીરબલને કે તે આ જમાઈઓની વ્હારે ધાયો. તેણે જમાઈઓને ધીરજ આપી કહ્યું–'મારે પણ જમાઈ છે. તમારે ગભરાવાની જરૂર નથી.'

અને પછી આ બીરબલ બીજે દિવસે બાદશાહની આગળ હાથ જોડી ઊભો રહ્યો.

પૂછયું-'બીરબલ શું છે ?' 'જહાંપનાહ ! નવું કંઈ નથી. શહેરના બધાં જ જમાઈઓને ફાંસીએ લટકાવી દેવાની વ્યવસ્થા થઈ ગઈ છે. આપ જરા એ રૂબરૂ જોઈ જાવ તેવી અરજ છે.'

બાદશાહને કુતૂહલ થયું. 'જોઉં તો ખરો કે જમાઈઓને કેવી રીતે લટકાવી દેવાના છે.' તે બીરબલની સાથે એક મોટા મેદાનમાં આવ્યો. અહીં મોટા માંચડાઓ તૈયાર હતા. બાદશાહના મુખ પર પ્રસન્નતા નાચી ઊઠી. 'સા....જમાઈઓને બરાબર લટકાવી દો....' બાદશાહે કહ્યું. પણ એટલામાં એક માંચડો સોના અને રૂપાનો દેખાયો. બધા જ માંચડા લાકડાના અને આ સોના-રૂપાનો કેમ ? બાદશાહે એનું કારણ જાણવા માંગ્યું. બીરબલે હાથ જોડી ઠાવકાઈથી કહ્યું: 'જહાંપનાહ ! આપ પણ આપની સાસુના જમાઈ છો. આપને પણ જમાઈ તરીકે જ એ લોકો ઓળખે છે-પિછાને છે. એટલે આ માંચડો આપને માટે જ તૈયાર કર્યો છે. આપ બાદશાહ છો. લાકડાનો માંચડો આપને શોભે નહિ....'

અને અકબરે ભવાં ખેંચ્યાં....બીરબલ બસ કર....જમાઈઓને જવા દઉં છું....તેમનો ગુન્હો માફ....' આમ બીરબલે ગામના જમાઈઓને બચાવી દીધા ત્યારે અકબરે પોતાની જાતને પણ બચાવી લીધી.

### શ્વસુરગૃહનો નાશ કરનારો પહેલો જમાઈ

સસરા અને જમાઈના વેરઝેરની ગજગ્રાહની આ વાત તો પુરાણી છે. આજે તો જમાઈ ધનના લોભે સસરાના માન-અપમાન પણ સહી લે છે. સસરાના ઘરમાં તે કૂતરા જેવો બનીને પણ રહે છે. કારણ તેને મફતનું ખાવું છે. એશઆરામ ભોગવવો છે પરંતુ આગળના જમાઈઓ એવા નહોતા. ભગવાન શંકરનું તેમના સસરા દક્ષરાજાએ અપમાન કર્યું. જમાઈ શંકર આ કેમ સાંભળી લે-કેવી રીતે આ અપમાન સહી લે. તેમણે જમનું રૂપ ધારણ કર્યું. દક્ષરાજાના યજ્ઞનો ભંગ કર્યો. પત્ની પાર્વતીએ હાથ જોડયા. 'પ્રભુ ! અટકી જાવ.' પણ જમાઈ શંકરે તો સાક્ષાત યમરૂપ બની ત્યાં સંહારલીલા જ આદરી દીધી, શ્વસુરગૃહને-શ્વસુરના રાજ્યનો નાશ કરનારો દુનિયાનો આ પ્રથમ જમાઈ- શંકર. અને પછીથી જ આ જમાઈને યમની પદવી મળી હોય તેવું પણ બનવાજોગ છે.

### સાસરાની મઝાહ અજબની છે

સાસરવાસનું સુખ સૌને પ્યારૂં હોય છે જ. કારણ અહીં મહાલવાનું મળે છે. આરામ-ભોગવિલાસ અને સારૂં સારૂં ખાવાનું. કામ કરવાનું નહિ-માત્ર સુખચેનની બંસી જ બજાવવાની. અને એટલે જ ભગવાન વિષ્ણુ સાસરામાં જ પડી રહેતા. તેમનાં પત્ની લક્ષ્મી. ક્ષીરસાગરનાં પુત્રી. ભગવાનનું સાસરૂં સમુદ્રમાં. અરામથી ભગવાન અહીં રહેતા.

નારદમુનિને આ ગમતું નહિ. તેઓ વારંવાર કહેતા, 'પ્રભુ ! આપ અહીં શ્વસુરગૃહમાં પડી રહ્યા છો તે આપને શોભતું નથી. બધા દેવો આપની વાતો કરે છે.

ભગવાને ઠાવકાઈથી કહ્યું, 'નારદજી, તમારે સાસરૂં નથી એટલે તમને હું કેવી રીતે સમજાવું ? સાસરાની મઝાહ જ કોઈ અજબની છે....'

### બે દિવસ રહે તે જમાઈ, વધુ દિવસ રહે તે ગધેડા

પણ આજના જમાનામાં તો આ મઝાહ ભોગવવાનું નસીબ જમાઈને હોતું નથી. ભગવાન વિષ્ણુની જેમ એ જો સાસરામાં રહેવા જાય તો તેનું અપમાન જ થઈ જાય છે. એક ગરીબ જમાઈ સાસરે ગયો. પહેલી જ વાર જમાઈ સાસરે આવ્યા એટલે તેમનો તો ભારે સત્કાર થયો. સારું સારું જમવાનું મળ્યું. આરામ પણ. બાપડો જમાઈ તો હરખાઈ ગયો. પોતાનો આ હર્ષ તે પેટમાં રાખી શક્યો નહિ. તેણે સાસરાની ભીંત પર લખી દીધું–'સાસરા સુખ વાસરા.'

આ જમાઈને એક સાળો હતો. એ ચતુર અને હોશિયાર. તેણે આ વાંચ્યું. એ બનેવીની દાનત સમજી ગયો. તેણે તરત જ એની નીચે લખી દીધું–'દો દિનકા આસરા.' એટલે કે સાસરાનું સુખ સારૂં તો છે જ. પણ એ માત્ર બે જ દિવસ ભોગવવા જેવું. વધુ રહેવામાં સાર નહિ.

પણ જમાઈને આ ન ગમ્યું. તેના મનને થયું બે દિવસ તો ઓછા છે. આવી મુદત કામની નહિ. કંઈક વધુ દિવસ રહેવા જોઈએ એટલે જમાઈએ એની નીચે લખી દીધું 'કંઈક વધુ કીજીએ....'

સાળાને હવે બનેવી પ્રતિ ગુસ્સો ચઢયો. એ ગુસ્સા-ક્રોધના આવેશમાં તેણે એની નીચે લખી દીધું 'ગદ્ધા હોય તો રીજીએ.' તમારે જમાઈ નહિ પણ ગધેડા તરીકે સાસરામાં રહેવું હોય તો રહી શકો છો. પરંતુ એ જમાઈમાં સ્વમાન જાગી ઊઠયું. ગધેડા તરીકે રહેવા એ તૈયાર નહોતો. તરત જ ત્યાંથી તે વંજો માપી ગયો.

એક રાજસ્થાની કહાવત છે–'સાસરે કો બાસ, આપકે કુલ કો નાશ' જે સાસરામાં રહે છે તે પોતાના કુળની પ્રતિષ્ઠામાં બુટ્ટો લગાડે છે.

### શ્રેષ્ઠતીર્થ ઘરવાળી

પણ આજના કેટલાક જમાઈઓ કે તેઓ ખાઈ બદયા છે તેમને આ નહિ ગમે. તેમને મન તો–પહેલું તીર્થ સાસુ સસરો,

બીજું તીર્થ સાળી.

ઠીકઠાક માતાપિતા

શ્રેષ્ઠ તીર્થ ઘરવાળી.

સાસુ-સસરો સાળી અને ઘરવાળી એ એ ત્રણે જમાઈના આજના તીર્થ છે. તેમાંય સાસુને માટે તો કહેવાયું છે કે– 'જમાઈનું નામ સાંભળી સાસુ મસાણમાંથી બેઠી થઈ જાય છે,' જમાઈ-બનેવીએ પોતાની સાળી આગળ જો ધાક કે પ્રતિષ્ઠા જમાવી દીધી હોય તો પછી તેનો બેડો પાર છે. કારણ 'સાસરાનું માન સાળીએ' ગણાયું છે. સાળી જો અવરચંડી કે ચાલાક નીકળી તો બાપડા જમાઈને સાસરેથી ભાગવું જ પડે છે.

### જમાઇ કાળો સર્પ છે,

જમાઈ પર આથી પણ વધુ ક્રૂર પ્રહાર સંસ્કૃત સાહિત્યે કર્યો છે. તેણે જમાઈને 'કાળા સર્પ'ની ઉપમા આપી છે. કહ્યું છે. જામાતા કૃષ્ણસર્પશ્ચ પાવકો દુર્જન સ્તથા ! વિશ્વાસો નૈવ કર્તવ્યઃ પંચમો ભગિની સુતઃ જમાઇ પર ક્યારેક પણ વિશ્વાસ મૂકવો નહિ. એને કાળા સર્પ મુજબ જ ઝેરીલો અને દુષ્ટ ગણવો.

### જમાઈ કરતાં કૂતરો સારો

જમાઈ કરતાં કૂતરાને સારો ગણવામાં આવ્યો છે. એક વખતે બાદશાહે હુકમ કર્યો. મારા પોતાના જ સગામાં હોય એવા નીમકહરામને અને સગપણમાં નહિ હોય તો નીમકહલાલને મારી હજુરમાં લાવવામાં આવે. બધા દરબારી તો નવાઈ પામી ગયા. પણ બીરબલ હાજર હતો. તેણે કહ્યું, 'આપનો હુકમ તરત જ પાળવામાં આવશે.' બીજા જ દિવસે બીરબલ દરબારમાં બાદશાહના જમાઈને અને એક કૂતરાને લઈને હાજર થઈ ગયો. બાદશાહે પૂછ્યું-'આ બન્નેને અહીં કેમ લાવ્યો ?' બીરબલે કહ્યું–'આપના હુકમનું પાલન કર્યું છે. આ આપના જમાઈ આપના દ્રવ્યથી પોષાય છે આપની બેટીના ખાવિંદ છે. નિકટના સગાં જેવા જ છે. છતાં તે આપની પાછળ આપનું ભૂંડું બોલે છે. જ્યારે આ કુતરો આપનો કોઈ સગો નથી પણ તે આપનું અન્ન ખાય છે એટલે તે સંતોષ પામી આપની રાતદિન સેવા કરે છે. આમ બીરબલે જમાઈ કરતાં કૂતરાને વધુ સારો ગણ્યો.

### જમાઈ દીકરા બરોબર

આમ છતાં પણ જમાઈ તે જમાઈ જ છે. સાસુને મન તે પૂજ્ય છે. 'ભાણેજ અને જમાઈ માત્ર ઘરના જ ગણાતાં નથી પણ તે આખા ગામના જ ગણાય છે.' આજ મુજબ જમાઈ તો દીકરા બરાબર છે. 'દીકરી આપીને દીકરો લીધો, પારકો હતો તે પોતાનો કર્યો.' આવી ઉમદા ભાવના પણ આપણી કહેવતોમાં છે જ છતાં આ પણ કહેવાયું છે–'જમાઈની વાંકી પૂંછડી–' જાઠ, જવાઈ, ભાણજા, રબારી સોનાર, ઈતિરા કદે ન આપણા, કર દેખો વ્યવહાર.

☆



## ૫૩ જાત વિના ભાત કદી ન પડે

સુખ, જાતિ અને સ્વભાવ ક્યારેય પણ છૂપા રહેતા નથી. સમય આવે એ જાહેર થઈ જાય છે. કૂતરાની પૂંછડીને વર્ષો સુધી જમીનમાં દાટી રાખી હોય તો પણ તે વાંકીને વાંકી જ રહે છે. જેનો જે સ્વભાવ હોય તેમાં જ તે રાચે છે. ગરીબને મહેલના પલંગમાં ઊંઘ

આવતી નથી. તેને તો પોતાની ભાંગી તૂટી ખાટલીમાં જ નિદ્રા આવી જાય છે. આ સ્વભાવ–જાતિનું લક્ષણ છે.

એક વખતે કેટલીક માછીમારણો શહેરમાં ગઈ. રાત પડી ગઈ એટલે તેમને એક સ્થળે રોકાવું પડયું. આ સ્થળ હતું અમર અને સુગંધી પદાર્થોથી મહેકતું. સુવાસ એવી પ્રસરેલી કે કોઈ થાકયાપાકયાને તરત જ ઊંઘ આવી જાય. પણ આ માછણોને તો ઉંઘ જ ન આવી આમ પડખાં ફેરવે અને તેમ. પણ તેમની નિદ્રા જ વેરણ બની ગઈ હતી.

અન્તે તેમણે માછલીના ખાલી ટોપલામાં પોતાના મોઢાં મૂકયા–માછલીની વાસ જ્યારે તેમના દેહમાં ગઈ ત્યારે જ તેમને ઊંઘ આવી ગઈ.

**લસણ—લસણ જ રહ્યું**

સૌરાષ્ટ્રના એક રાજવીને લસણ ખાવાનો ભારે શોખ. નિત્ય તેઓ પોતાના ભોજનમાં લસણનો ઉપયોગ કરે. દરબારમાં તેમને નિત્ય જવું પડે. મુખ ગંધાય–વાસ મારે તો પણ દરબારીઓ એ સહી લે. રાજાને તે કંઈ કહેવાય....?

પણ એક દિવસે રાજપુરોહિતે કહી દીધું 'રાજાજી! આપ તો મહાસમર્થ અને પ્રતાપી રાજવી છો ગરીબને શ્રીમંત બનાવી દો તેવા છો. સ્મશાનને શહેરમાં અને શૂન્યમાંથી પણ આપ વિરાટનું સર્જન કરી શકો તેમ છો. તો પછી એક નાની સરખી ચીજને આપ કેમ પલટી શકતા નથી....'

રાજાએ પૂછયું–'કઈ ચીજને ?'

'લસણને. તેની વાસ આપ દૂર કરી શકો તો જ આપ રાજવી ખરા....'

રાજાએ કહ્યું–'હું એ વાસ દૂર કરીશ જ.'

અને પછી રાજાએ તેને માટે પ્રયત્નો આરંભી દીધાં. એમાં તેમને એક લાભ એ હતો કે લસણ જો તેની કુવાસ છોડે તો પછી તેઓ વિના સંકોચે તેનો ઉપયોગ કરી શકે. એટલે તેમણે એની એ ગંધ–વાસ છોડવાના પ્રયત્નોમાં પોતાની સારીય શક્તિ લગાવી દીધી.

પોતાના બગીચામાં તેમણે કેટલાક કયારા કરાવ્યા અને તેમાં કસ્તુરીનું ખાતર કર્યું. એની ફરતે ચંદનના વૃક્ષો રોપ્યા. પોતાની પતિવ્રતા અને ધર્મપરાયણ પત્નીને કહ્યું, 'તમે નિત્ય સોળે શણગાર સજી પવિત્ર ગંગાજળથી આ કયારાઓમાં પાણી સીંચો અને તે બાદ સુગંધી જળથી પુનઃ તેને ભરો. લસણના કયારાઓમાં નિત્ય આ પ્રમાણે થવા લાગ્યું. જેમજેમ જળ સીંચાતું ગયું તેમતેમ લસણ ઉગવા માંડયું અને તેવી વાસ એવીને એવી જ આવવા લાગી. એની કુવાસમાં કોઈ જ ફરક ન પડયો. એમાં ન તો ચંદનની વાસ ભળી કે ન તો કસ્તુરીની મહેક આવી લસણ લસણ જ રહ્યું.

આ વિષયમાં કવિ શામળ ભટે કહ્યું છે કે–

વાવ્યો લસણનો છોડ, વાડ ચંદનની કીધી
કયારો કર્યો કપૂર, ખાત્ર કસ્તુરી દીધી;
સજી સોળ શૃંગાર, નિત્ય રાજાની રાણી,
હેમ ઘડો લઈ હાથ, પાય ગંગાનું પા[illegible]
પ્રતિ દિન સીંચે પ્રેમથી,
તેમ વાસ [illegible] સ્હેકી

શામળ ભટ સાચું કહે,
જાત વિના ભાત કદી ન પડે,

*

**રાણી બની પણ સ્વભાવનું લક્ષણ ન ગયું.**

શિકારે ગયેલા એક રાજવીએ જંગલમાં એક સુંદર યુવતી જોઈ. રાજા એના રૂપ પર મોહાંધ બની ગયો. તેને એ મહેલમાં લાવ્યો. પણ એ રાણીને ચેન પડતું નથી. સુખથી ખવાતું પણ નથી. ભાતભાતના પકવાન પણ તેને ભાવતાં નથી. રાણી દિવસે દિવસે સુકાતી જાય છે.

રાજાને ચિંતા થઈ. તેણે અનેક વૈદ-હકીમોને બોલાવ્યા. ભારે ઉપચારો થયા પણ રાણીને આરામ ન જ થયો.

એક સાધુ મહારાજ રાજદરબારમાં આવી ચઢયા. રાજાએ તેને પ્રાર્થના કરી. મારી રાણી કોઈ દર્દથી કષ્ટાય છે. આપ એને આરોગ્યમય બનાવો તેવી પ્રાર્થના છે.

સાધુ કંઈ વૈદ નહોતો. યોગી કે મહાત્મા પણ નહોતો. પણ એ અનુભવી ખરો. તેણે રાજાની પ્રાર્થના સ્વીકારી એ મહેલમાં આવ્યો.

રાણી એ સમયે પલંગ પર બેસીને એક કિંમતી વસ્ત્રને ફાડી રહી હતી. સાધુએ જોયું. તરત જ તેણે રાજાને કહ્યું–'રાણીજી સાથે હું એકાંતમાં વાત કરવા ઇચ્છું. આપ મને તેવી તક આપશો?'

'હા–શા માટે નહિ? આપ તો એના પિતા તુલ્ય છો....' કહીને રાજા તથા સેવકો એ ઓરડામાંથી ચાલી ગયા.

સાધુએ પોતાની ઝોળીમાંથી ટૂકડો રોટલો કાઢયો અને કહ્યું–'એઈ....લે....આ રોટલો....'

રાણીની આંખોમાં ચમક આવી તેનો અંતરાત્મા બોલી ઊઠયો–'કયાં છે?'

'હાથ પહોળા કર....'

અને ખરેખર રાણીએ હાથ પહોળા કર્યા. સાધુએ રોટલાનો ટૂકડો એ હાથમાં નાખી દીધો. રાણી એને ખાવા લાગી.... કરડવા લાગી...

સાધુ સમજી ગયા કે આ જાતની માંગણ છે. અને એટલે જ તેને રાજ્યસુખમાં આરામ નથી. તેને તો માંગી આણેલા વસ્ત્ર અને ભોજનમાં જ રસ છે.

પણ રાજાને આ કેવી રીતે કહેવાય? એટલે તેણે એને કહી દીધું–'રાણીજીના હાથમાં જ ભોજન મૂકજો–તેઓ ખાઈ જશે.' અને રાણીને કહી દીધું તારે ભોજન સમયે રોજ કહેવું 'મને ખાવાનું આપો....'

બસ આ ઉપાય સિદ્ધ થયો. રાણીને તેના સ્વભાવ મુજબ ભોજન મળવા માંડયું.... તેનું આરોગ્ય પાછું આવ્યું અને રાજાની ચિન્તા પણ દૂર થઈ. રાણી હતી જાતની વાઘરણ–માંગણ કોમની. રાજસુખ તેને આવ્યું ખરૂં પણ સ્વભાવજાતિનું લક્ષણ આડે આવ્યું એટલે ચેન ન પડયું. જયારે તેણે પોતાના વર્તન મુજબ જ વર્તવા માંડયું ત્યારે જ તેને ચેન પડયું.





# ૫૪ જાનસે જહાંન હૈ

જાનસે જહાંન હૈ
જાન હૈ તો જહાંન હૈ

**જાન**–જીવનો સંબંધ દુનિયાની સાથે રહેલો છે. જીવ છે તો દુનિયા છે. મનુષ્ય હાલતો ચાલતો હશે તો એ દુનિયાના ભોગ-વિલાસ ભોગવી શકશે. પણ એનામાં જીવ-પ્રાણ ન હશે તો એ દુનિયામાંથી વિદાય જ થઈ જવાનો. એટલે જ કહ્યું છે.

જાનસે જહાંન હૈ
જાન હૈ તો જહાંન હૈ

દુનિયાની તમામ વાત જાનની સાથે છે. મરણ થતાં તે કોઈની સાથે પણ સંબંધ રાખી શકતો નથી. તેનો સંબંધ જ કપાઈ જાય છે.

જાન મિલૈતો જહાંન મિલૈ
નહિ જાન મિલૈ તો જહાન કહાંકો

'જાન અચ્છી તો જહાન અચ્છી' આ એક જૂની ગુજરાતી કહેવત છે. આ કહેવત-નો અર્થ જાન–જીવન–પ્રાણ સાથેનો છે જ. પણ તેનો સ્પર્શ સ્વાસ્થ્ય આરોગ્ય સાથે પણ રહેલો છે. જીવની સુખાકારી હશે તો બધું જ છે. જીવ સારો હશે તો દુનિયાના ભોગવિલાસ તેના જ છે.

*



# ૫૫ જે તમને કહી ગયો તે મને પણ કહી ગયો

**ગુજરાતી**–કચ્છી–રાજસ્થાની તથા બીજી ભાષાઓમાં એક કહેવત સર્વ સાધારણ રીતે દેખાઈ છે. આ કહેવત છે મનની વાતની. 'જેણે તમને કહ્યું "તેણે મને પણ કહ્યું." આમાં પાઠભેદ પણ છે. 'જેણે તમને કહી, તેણે મને પણ કહી' આમાં મનની વાત ગૂઢાર્થમાં છે. 'જે તમને કહી ગયો તે મને પણ કહી ગયો' આમ પણ કહેવાય છે.

કચ્છી ભાષામાં આ કહેવત છે 'જે તોકે હા કઈ, તેં મૂંકે ના કંઈ' એટલે કે જેણે તને હા કહી તેણે મને ના કહી.

રાજસ્થાની ભાષામાં આ કહેવત આ પ્રમાણે છે–"તન્નૈ કેગો સો મન્ને ભી કૈગો" એટલે કે 'જે તને કહી ગયો તે મને પણ કહી ગયો.'

આ કહેવત ભલે ગમે તે ભાષામાં હોય પણ તેની ઉત્પત્તિની મૂળ વાર્તા તો એકસરખી જ જણાઈ છે.

## કહેવત વાર્તા

જુવાનજોધ દીકરીને સાસરેથી તેડી લાવીને ડોસી પોતાને ગામ જવા નીકળી. ગામ થોડુંક દૂર ખરું. તાપના દિવસ હતા. ધરતી તાપથી ધમધમી ઊઠી હતી. પવન પણ ગરમ જ વાતો હતો. આવા તાપના સમયે ડોસી છોકરીને લઈને રસ્તો કાપી રહી હતી.

થોડેક દૂર જતાં છોકરીએ એકાએક ચીસ પાડી....'ઓયં....માય રે....'

'શું થયું બેટા?' કહીને મા દીકરીને વળગી પડી.

'પગમાં કંઈક ભોંકાયું છે....' દીકરીએ જેમ તેમ કહ્યું.

બાવરી બનેલી માએ છોકરીને એક ઝાડને ઓથે બેસાડી. અને પછી તેના પગમાંથી કાંટો ખેંચી કાઢયો. કાંટાની સાથે લોહીના બે-ત્રણ ટીપાં પણ નીકળી આવ્યાં.

ડોસી છોકરીને લઈને ઝાડ નીચે વિસામો ખાવા બેઠી એટલામાં દૂરથી બે-ત્રણ ઘોડેસ્વારો આવતા દેખાયા. ડોસીના મનમાં વિચાર આવ્યો-છોકરીને ઘોડા પર બેસાડી ગામમાં મોકલી આપું તો? એ થાકી ગઈ છે. પગમાં પીડા પણ થઈ છે. બાજુના ગામમાં જઈ તે મારી રાહ જોશે.

ડોસી આવા વિચારમાં હતી એટલામાં તો સવારો એની પાસે આવી ગયા. ડોસીએ તેમને બુમ પાડી કહ્યું-' ભાઈ ઓ! જરા ઊભા રહેજો.'

સવારો ઊભા રહી ગયા.

ડોસીએ પૂછયું-'કયાં જવું છે?'

'નવાનગર' એકે જવાબ આપ્યો.

ડોસીનું જ આ ગામ. તેની આંખમાં ચમક આવી. તેણે કહ્યું-'મારે પણ ત્યાં જ જવું છે, ભઈલા! તમે તો મારા ગામના નીકળ્યા! એક વાત સાંભળશો?'

'શું કહેવું છે?'

'આ મારી છોકરીના પગમાં કાંટો ભોંકાયો છે. અમે ખૂબ થાકી પણ ગયાં છીએ. છોકરી ઈજાથી પીડાય છે. નવાનગર હજુ દૂર છે. મને મારી કોઈ ચિન્તા નથી. પણ આ છોકરીની જ ચિંતા મને સતાવી રહી છે. એને તમે ઘોડા પર નવાનગર લઈ જાવ. ગામને પાદરે એને ઊતારી મૂકજો. એ ઘેર ચાલી જશે એટલામાં તો હું આવી પહોંચીશ.'

સવારોએ એકબીજાની સામે જોયું. એકબીજાના મન કહી રહ્યા હતા કે ઘોડા થાકી ગયા છે. તાપ પણ સખ્ત છે. એમાં વળી આ ભાર કયાં ઉપાડવો-તેમણે કહ્યું-'માજી! ઘોડા થાકી ગયા છે. વળી તે દુર્બળ પણ છે.'

અને આમ કહી તેમણે ઘોડા મારી મૂકયા.

માર્ગમાં એક સવારના મનમાં વિચાર આવ્યો. ના પાડી તે ઠીક ન કર્યું. છોકરી જુવાનજોધ છે દાગીનાથી ભરેલી છે. એને કયાંય વેચી કાઢશું તો પણ બે-ચાર હજાર જરૂર મળી જશે. ડોશી શું કરવાની હતી? તેનું માનશે પણ કોણ?

સવારે આ વાત પોતાના સાથીને કરી.

સાથીએ કહ્યું–' હું પણ આવું જ વિચારી રહ્યો છું....'

' તો ચાલો પાછા. ડોસીને કહીશું કે અમને તારી દયા આવી છે. છોકરીને અમારી સાથે મોકલી આપ....'

સવારોએ ઘોડા ફેરવ્યા–

આ બાજુ ડોસીને વિચાર આવ્યો કે તે કેવી મૂર્ખ છે કે તેણે સવારોની આગળ આવી વાત કરી ? જુવાનજોધ છોકરી અજાણ્યા માણસોના હાથમાં સોંપાય કેવી રીતે ? સારું થયું કે ભગવાને તેને બચાવી લીધી નહિ તો....?'

સવારો ડોસી પાસે આવી પહોંચ્યા. એકે કહ્યું–' માજી ! તમારી વાત હવે અમારા સમજવામાં આવી છે. ઘોડા થાકી તો ગયા છે પણ હરકત નહિ. અમે તમારી છોકરીને ઘોડા પર લઈ જઈશું. અમારામાંનું કોઈ ચાલતું જશે. તમે ચિન્તા ન કરો છોકરીને ગામને પાદરે પહોંચાડી દઈશું.'

' ના, ભાઈલા ! તમે સુખેથી જાઓ. અમે ધીરે ધીરે ચાલવા માંડીશું. નવાનગર ક્યાં દૂર છે. સાંજ સુધીમાં તો અમે પહોંચી જઈશું.'

' આ તો અમને દયા આવી એટલે પાછા આવ્યા.' એક સવારે કહ્યું.

' તમારી મહેરબાની–બાપા ! હું કેવી મૂર્ખી કે તમને મેં આવી વાત કરી. જમાનો કેવો ખરાબ છે ! જુવાનજોધ છોકરી કોઈ અજાણ્યાને સોંપાય ખરી ? તેને એ વેચી પણ નાખે....' ડોસીએ મનની વાત કહી દીધી.

સવારો ચમકી ગયા. ડોસી પોતાના મનની વાત કેવી રીતે જાણી ગઈ તેથી સવારોને નવાઈ લાગી. એક સવારે પૂછ્યું, ' માજી ! તમે અમારા અંતરની વાત કેવી રીતે કળી ગયાં ? '

ડોસીએ હસીને કહ્યું–' તમને જેણે આ વાત કહી તેણે જ એ વાત મને પણ કહી '

સવારોના મન ઉડી ગયા તેમણે ધીરે ધીરે પોતાનો માર્ગ કાપવા માંડયો.

આ છે મનની શક્તિનો ચમત્કાર. આન્તર પ્રેરણાનો સાક્ષાત્કાર.

*

આ કહેવતમાં આમ તો સરખાપણું છે. પણ બીજી ભાષાની કહેવતોમાં થોડોક પાઠ-ભેદ છે. કચ્છી કહેવતોમાં થોડોક ફેર એ છે કે–' જેણે તને હા કહી તેણે મને ના કહી ' એમ છે. બાકી વાર્તા સરખી છે.

રાજસ્થાની કહેવતમાં ડોસીની છોકરીને બદલે ડોસીની પોટલીની વાત છે વાર્તા સરખી જ છે. મનની વાતમાં પણ સરખા-પણું છે, ' જો તુમ્હેં કહ ગયા, વહ મુઝે ભી કહ ગયા ' ( તન્નૈ કૈગો સો મન્નૈ ભી કૈગો,)

*



# ૫૬ જે ન કરે વૈદ્ય તે કરે દૈવ

**ગુજરાતીમાં** એક જૂની કહેવત છે. 'મનુષ્ય યત્ન અને ઈશ્વર કૃપા.' પ્રયત્ન મનુષ્યનો—ફળ ઈશ્વરને હાથ. આ અર્થ પણ એમાંથી તારવી શકાય. માત્ર નસીબ પર આધાર ન રાખતાં શ્રમ કરવાનું પણ આપણા શાસ્ત્રોએ કહ્યું જ છે.

'કરવું હરિને હાથ છે.' આ કહેવત અંગે આપણા કવિશ્રી ખબરદારની એક કૃતિ પણ જાણવા જેવી છે. તેમણે કહ્યું છે :

**હાથ જોડી ના બેસો રે**
**ભાઈ હાથ જોડી ના બેસો,**
**કરવું હરિને હાથ ખરૂં,**
**પણ સાથ શું શ્રમ નહિ લેશો ?**

**વૈદ્યની દવા પણ પ્રભુના આશિષ**

માંદગી – દવા – ઈલાજની બાબતમાં પણ એક કહેવત છે – 'વૈદ્યની દવા પણ પ્રભુના આશિષ.' દવા ભલે વૈદ્ય-ડોકટરની થાય પણ પ્રભુના આશિષ-તેની દયા તો જોઈએ જ, આ બે જ્યારે મળે ત્યારે જ પરિણામ આશાજનક આવે છે.

**જે ન કરે વૈદ્ય તે કરે દૈવ**

આજ કહેવતનું એક બીજું રૂપ છે. 'જે ન કરે વૈદ્ય તે કરે દૈવ.' વૈદ્ય જે કાર્ય નથી કરી શકતો તે કાર્ય દૈવ કરી શકે છે. વૈદ્ય ડોકટરને જેમાં યશ–સફળતા મળતી નથી તેમાં દૈવ સફળ થાય છે.

ડોકટરની દવા અને ઈશ્વર પરની આસ્થા આ બે જે કામ કરી બતાવે છે તેવું કામ કોઈ જ કરી શકતું નથી. ગમે તેવા ભયંકર રોગીને પણ ડોકટરની દવાને નામે માત્ર પાણી કે પછી રાખની પડીકી આપવામાં આવે અને રોગી શ્રદ્ધાપૂર્વક એ લે તો તે અચૂક સારો થઈ જાય છે. દવાને માટે એના હૃદયમાં શ્રધ્ધા જાગવી જોઈએ. એક વખતે જો આ શ્રધ્ધા જાગે તો પછી દર્દને દૂર થતાં વાર લાગતી નથી.

'જે ન કરે વૈદ્ય તે કરે દૈવ' આ કહેવતને સાર્થક કરતાં કેટલાક ઐતિહાસિક બનાવો પણ જાણવા જેવા છે. ઈ. સ. ૧૬૨૫ની સાલની વાત છે. 'બ્રેડા' પર ઘેરો નાખવામાં આવ્યો હતો. ઈંગ્લાન્ડના પ્રિન્સ ઓફ ઓરેન્જનું સૈન્ય લડી રહ્યું હતું. ત્યાં તો આખા સૈન્યમાં એકાએક જ 'સ્કરવી' નામનું એક ચેપી દર્દ ફેલાઈ ગયું. બધાં ગભરાઈ ગયાં. દર્દ પ્રસરતું ગયું અને સૈનિકો ઝડપથી તેના ભાગ બનતાં ગયા.

**પાણી એજ દવા**

હવે કરવું શું ? પણ પ્રિન્સ બાહોશ હતો. જો તાત્કાલિક ઉપાય લેવામાં ન આવે તો સૈનિકો નાહિંમતવાન બની જાય અને તેઓ નાસી જાય એટલે પ્રિન્સે પોતે જ વૈદ્ય બની એક નાની શીશીમાં કોઈક દવા જેવું લાવ્યો અને પછી તેણે હુકમ કર્યો કે મોટા પાણી ભરેલાં વાસણોમાં આ દવાના ટીપાં નાખવા. દવા એટલી તો અકસીર છે કે રોગનું નામ નિશાન પણ નાબુદ થઈ જશે.

અને આ સૂચનની ચમત્કારિક અસર થઈ. સૈનિકો એ દવાવાળું પાણી લેવા તૂટી પડયા. પીવાય એટલું પાણી તેમણે પીધું અને તેઓ રોગમુક્ત બની ગયા.

આમાં સત્ય એ હતું કે એ નાની શીશીમાં કોઈ જ દવા નહોતી. પણ લોકોને ભમાવવા–આશ્વાસન આપવા માટે જ આ પાઠ ભજવવામાં આવ્યો હતો. જો આ બુદ્ધિશાળી ઈલાજ અજમાવવામાં આવ્યો ન હોત તો એની હાર થઈ હોત.

**સ્ત્રી કેવી રીતે રોગ મુક્ત બની ગઈ?**

કેટલીક વખતે અચાનક આવતી આપત્તિ કે ભયથી પણ દરદો સારાં થઈ જાય છે. એક વખતે એક સ્ત્રીને ગળામાં એક મોટી ગાંઠ થઈ આવી. ડોકટરોએ ઘણી મહેનત કરી ચાંપતા ઈલાજો કર્યા પણ ગાંઠ નરમ ન થઈ અને એક ચક્રમ જેવા વૈદ્યે એ ગાંઠ બેસાડી દીધી. પણ આ માટે તેણે શું કર્યું તે જાણવા જેવું છે.

એક વખતે આ વૈદ્ય દર્દીની સાથે વાતો કરતો હતો તે વખતે તેણે દરદીનાં દેખતાં જ એક મોટો ચીપીયો લઈને ચુલામાં નાંખ્યો. ચીપીયાને બરાબર ગરમ થયા પછી તેણે તે બાઈને પોતાનું મોઢું ઉઘાડવાનું જણાવ્યું. સ્ત્રીએ મોઢું ઉઘાડયું. વૈદ્ય એ ચીપીયો લઈ એવો અભિનય કર્યો કે જાણે તે પોતે એ સ્ત્રીનાં મોઢામાં જ નાખી દે છે અને વૈદ્યની આ હીલચાલ જોઈ સ્ત્રીના ડોળા ફાટી ગયા. તેણે જોરથી એક ચીસ પાડી અને બરાબર આજ ઘડીએ ગળામાંની પેલી ગાંઠ ફાટી ગઈ બાઈ રોગમુક્ત બની ગઈ.

**લકવાવાળી સ્ત્રી ચાલતી થઈ ગઈ**

મિસિસ જેરૂપ નામની સ્ત્રી લકવાથી પીડાતી હતી, એ પથારીમાંથી ઊઠી શકતી પણ નહોતી. આવી સ્થિતિમાં તે ઘણાં દિવસથી પડેલી હતી. ભલભલા ડોકટરો પણ તેની આ બીમારીને દૂર કરી શકયા નહોતા.

એક દિવસે આ બાઈ પોતાના ખાટલામાં એકલી પડેલી હતી. એટલામાં અચાનક જ બાજુના ઓરડામાં આગ લાગી ગઈ. લકવાની અસર જીભને પણ હતી જ એટલે ન તો એ બુમ પાડી શકે કે ન તો નાસી શકે. આ સ્થિતિમાં જીવતાં બળી મરવાનાં ભયથી તેનાથી અચાનક જ ચીસ પડાઇ ગઈ. એટલું જ નહિ ભયની મારી એ સ્ત્રી જોશમાં ઊઠીને બારણા બહાર પણ નીકળી ગઈ. ઘરમાં લાગેલી આગથી ઘરના માણસો એટલા તો ગભરાટમાં પડી ગયા હતા કે તેઓ આ લકવાવાળી સ્ત્રીને આવી સ્થિતિમાં સાજી સમી જોતાં નવાઈ જ પામી ગયા. આ બનાવ બાદ તે તદ્દન સાજી થઈ ગઈ. અને પછી તો તે ઘણાં વર્ષ તંદુરસ્તી ભરેલી હાલતમાં જીવી હતી.

**સાત–આઠ દિવસમાં મરનારો જીવી ગયો.**

ડયુક ઑફ વેલિંગ્ટનનો એક એ. ડી. સી કે જે જાણીતો પહેલવાન હતો, તે જ્યારે એક યુદ્ધમાંથી ઘેર આવ્યો ત્યારે ક્ષયના જીવલેણ દર્દથી પીડાવા લાગ્યો. આ દર્દથી તે સારો થાય એવી આશા નહોતી. ડોકટરોએ કહ્યું– કે 'સાત–આઠ દિવસમાં તે મરી જશે.'

પહેલવાને વિચાર્યું–આવી રીતે રોગનાં દર્દથી પીડાઈને મરવું તેના કરતાં રણમેદાનમાં લડીને મરવું ઉત્તમ છે. આ વિચારીને તેણે વોટરલુની લડાઈમાં ઝંપલાવ્યું રણમેદાનમાં લડતાં લડતાં તેને છાતીમાં એક ગોળી લાગી. આ ગોળી એના ફેફસાંનો જે ભાગ ક્ષયથી સપડાયો હતો તેના ઉપર બરાબર લાગી પરિણામે તે રોગીનો એ ભાગ શરીરમાંથી બહાર નીકળી પડયો અને દરદી ક્ષયના દર્દથી તદ્દન સાજો થઈ ગયો. તે પછી એ સો વર્ષની વય સુધી જીવ્યો અને તેણે કહેવત સાર્થક કરી–'આણીનો ચૂક્યો સો વર્ષ જીવે.'

જે દર્દો પર દવાઓ-ડૉક્ટરોની બુદ્ધિ કામ કરી શકતી નથી તે દર્દો પ્રભુનાં પ્રેર્યાં કોઈક અકલ્પેલા બનાવથી જ સારા થઈ ગયાના સંખ્યાબંધ દાખલાઓ છે. આ બનાવોની પાછળ ઈશ્વરનો હાથ નથી એમ કોણ કહી શકશે?



# જુવાની દિવાની-

'જવાનીનું મોતી શોધી રહી છું.'

એક વૃદ્ધ ડોસીમા કે જેમની કેડ વળી ગઈ હતી તેઓ નીચી ડોકી કરી લાકડીને ટેકે ટેકે ધીરે ધીરે ચાલી રહ્યાં હતાં. સામેથી એક જુવાન આવતો દેખાયો. તેણે મશ્કરીમાં જ ડોસીમાને પૂછ્યું : 'માજી! શું શોધી રહ્યાં છો?'

ડોસીએ કહ્યું : 'દીકરા! હું જવાનીનું મોતી શોધી રહી છું. તેં જોયું છે?'

આ જવાની-યુવાની-યૌવનનો તોર કોઈ અજબનો જ છે. એ જાય છે એટલે માનવીની સૂરત જ બદલાઈ જાય છે એનામાં દૈવત રહેતું નથી. એની કિંમત કોડીની થઈ જાય છે.

જુવાની મસ્તાની છે. યૌવન માનવીનો સીનો ફેરવી દે છે. સાચું જ કહ્યું છે- 'ગદ્ધે ભી જવાની મેં ભલે માલુમ હોતે હૈ.' ગધેડાઓ પણ તરૂણ અવસ્થામાં સુંદર માલમ પડે છે. પ્રાપ્તે તુ ષોડશે વર્ષે ગર્દભી અપ્સરા ભવેત્-'સોળ વર્ષની ગધેડી પણ અપ્સરા જેવી રૂપાળી લાગે છે.'

રંડીકા જોબન રકાબીમેં

એક કહેવત જાણવા જેવી છે. આ કહેવત લખનૌ બાજુની છે. કહેવત છે કે 'રંડીકા જોબન રકાબીમેં' સારી ચીજ વસ્તુઓ ખાવાથી વેશ્યાનું યૌવન જળવાય છે. જેની પાસેથી માલ મળે છે તેનાથી તે ખુશ રહે છે. 'રકાબી' એ નામનું એક ચલણ છે. લખનૌમાં પહેલાં એ પ્રચલિત હતું.

જુવાની હોય છે ત્યારે સૌ કોઈ ભાવ પૂછે છે. પણ એ જતાં જ લોકો મુખ ફેરવી દે છે.-

જોબન થા જબ રૂપ થા,
જોવત થે સબ કોઈ,
જોબન રૂપ ગવાઈ કે,
બાત ન પૂછે કોઈ.

માણસ પાસે જ્યારે રૂપ હોય, તાકાત હોય અને જર હોય ત્યારે તેને સૌ ચ્હાય છે. પણ જ્યારે તે પૈકીનું તમામ ખલાસ થાય છે ત્યારે તેને કોઈ બોલાવતું નથી.

જુવાની કેવી છે? એને ગાંડી ઉન્મત્ત નદીના પૂર જેવી-માતેલા હાથી જેવી-અલમસ્ત ગોધા જેવી ગણવામાં આવી છે. એ દિવાની છે. કારણ આ અવસ્થામાં માણસને સારા નરસાનું જ્ઞાન થતું નથી. એ કંઈ ને કંઈ ભૂલ અવશ્ય કરી બેસે છે. જવાનીમાં મનુષ્ય પાગલ બની જાય છે. કહેતી છે- 'જવાની ઔર ઉસ પર શરાબ દુની આગ લગતી હૈ. આવી જવાની છે.

જો જાકે ન આયે વો જવાના દેખી,
જો આકે ન જાય વો બુઢાપા દેખા.

ડિઝરાયલીએ કહ્યું છે- યૌવન એક ભૂલ છે-જવાની સંઘર્ષ છે અને વૃદ્ધાવસ્થા એ પશ્ચાતાપ છે. જિંદગી જેમ ચાલી જાય છે

દૌલત જેમ વહી જાય છે એ મુજબ જ જવાનીને પણ જતાં વાર લાગતી નથી. જવાનીકી રેલી ચલી જાતી હૈ....પાણીના રેલાની જેમ....

સાચું જ કહ્યું છે–નદીના પૂર, વૃક્ષોના ફૂલ અને ચન્દ્રમાની કલાઓ નષ્ટ થતાં–ચાલી જતાં પુનઃ આવે છે પણ દેહધારિઓની જવાની નહિ. ગઈ જવાની ફિર નહિં લૌટે, લાખ મલીદા ખાય....

રહતી હૈ કબ બહારે જવાની તમામ ઉમ્ર
સાનિન્દ બૂયે ગુલ ઈધર આઈ ઉધર ગઈ.

જુવાની દિવાની છે–જુવાની ચાર દિવસનું ચટકું છે. જુવાની જાળવી તેનો મનખો સુધર્યો. આ અંગેની એક વધુ કહેવત જાણવા જેવી છે. 'જુવાનીનું રળ્યું ને પાછલી રાતનું દળ્યું.' આ ઠેઠ સુધી પહોંચે જુવાનીમાં જોર હોય છે. આ જોર ધાર્યું મેળવી અપાવે છે. એટલે જે જોઈતું હોય તે તેજ સમયે મેળવી લ્યો–સમય ગુમાવશો તો તે પામી શકશો નહિ.

**અજબનો છે જુવાનીનો ભાર!**

બે સખીઓ વચ્ચે રસિક વાર્તાલાપ ચાલી રહ્યો છે. એક સખીએ પ્રશ્ન છેડયો–

જોબન જાતાં ત્રણ ગયાં, કહો
સખી તે કીયાં?

બીજી સખી ચતુર હતી. તેણે તરત જ કહ્યું–

કાજળ, કંચુકી ને કાંસકી, એ અંગથી
દૂર થયાં,

અને આ પણ સાચું જ છે.

જોબન જાતાં પાંચ ગયાં,
કુંકમ કાજલ ને હાર,
ગયા વલિ દોઉ જણા, ઝાંઝર ને ઝમકાર,

સોળ વર્ષની કન્યાનો ઝાંઝરનો ઝમકાર કોઈ ઔર જ હોય છે. એના હાથની બંગડીઓનો નાદ તેની યુવાનીના આગમનની જાણ કરતી જ રહે છે. યુવતી કે યુવાન જયારે ચાલે છે ત્યારે પૃથ્વી પણ ધમધમ થાય છે. આવો છે જુવાનીનો ભાર.

પણ એ જુવાની કેવી છે, કાચના કૂપ્પા જેવી. દેહનું પણ આવું જ સમજવાનું કાચના વાસણની પેઠે જો તે ન સચવાય તો જોતજોતામાં નાશ પામે એવું એ છે.

જવાનીના જોરમાં માતો,
હીંડે છે રંગમાં રાતો
કાયા તારી કાચનો કુપ્પો
હીંડે ત્યારે દેશનો સુબો.

જુવાની પાણીના પરપોટા જેવી છે. એને ચાલી જતાં વાર લાગતી નથી.

પરપોટો જેમ પાણીનો
કાચ કળશવત કાય,
વાર ન લાગે વણસતાં,
જે જોયું તે જાય.

ઘડપણ એ વસમી વાટ છે,

જે જન્મ્યું છે તે જવાનું જ છે. વાર્તા સાચી છે. આજે જે છે તે કાલે નથી જ.

સદા ન જોબન સ્થિર રહે,
સદા ન લક્ષ્મી નેહ;
જોબન ચલ સંસાર ચલ
ચલ વૈભવ ચલ દેહ.

બધું જ જવાનું છે. પણ જો જીવવાનું

હોય તો હે પ્રભુ ! કોઇને વૃધ્ધાવસ્થા આપતો નહિ. કારણ, ‘ઘડપણ એ વસમી વાટ છે.’ કે જેને જુવાનીમાં જાણી નહોતી.

માણસ વૃદ્ધ થાય છે તો પણ તૃષ્ણા તેને છોડતી નથી. એને વધુ જીવવાનો મોહ થાય છે. શંકરાચાર્યજીએ ‘મોહમુદ્દગર’માં કહ્યું છે.

અંગં ગલિતં પલિતં મુંડં,
દંતવિહીનં જાતં તુણ્ડમ,
કરધૃતકમ્પિત શોભિત દણ્ડમ
તદપિ ન મુંચ ત્યા શા પિંડમ્ ।

અંગ શિથિલ થઈ ગયા છે. વૃદ્ધાવસ્થા આવી ગઈ છે. મુખમાં દાંત નથી. હાથમાં લાકડી લીધી છે. શરીર કંપી રહ્યું છે તોપણ મનુષ્ય આશારૂપી પાત્રને ત્યજતો નથી.

ક્યાંથી ત્યજે ? જુવાનીના જાદુની અસરે તે સૂધબૂધ ભૂલી ગયો છે. ભવિષ્યનો તેને કંઈ જ વિચાર પણ આવતો નથી. ફિરાક ગોરખપુરીએ કહ્યું છે

**રાતભી, નિંદભી, કહાની ભી,**
**હાય ક્યા ચીજ હૈ જવાની ભી,**

કવિ મેઘાણીજીએ ગાયું છે ‘જોબનિયું આજ આવ્યું ને કાલ જાશે. જોબનિયું કાલ જાતું રે’શે.’

ગયેલા જોબનિયાને પાછું મેળવવાની ઇચ્છા દરેકને હોય તેથી એક શાયરે આ ઇચ્છાને વાચા આપી છે

બડે લુત્ફ સે દિન ગુજર જાતે યહ ભી,
બુઢાપે મેં હમકો જવાની જો મિલતી;
‘રિયાજ’ અબ કહાં વહ જવાનીકા
આલમ,
ગલે સે લગાતે જવાની જો મિલતી...

બુઢાપાને નીંદવામાં આવ્યો છે. એક શાયરે તો એટલે સુધી કહ્યું છે કે હે ખુદા ! જે આશક છે – તેને તો તું બુઢાપો બતાવતો જ નહિ. પ્રેમીને તો તું સદા જુવાન જ રાખજે.

**સબ ચીજકો હોતા હૈ,**
**બુરા હાય બુઢાપા;**
**આશિક કો તો**
**અલ્લાહ ન દિખલાય બુઢાપા.**

★



# ૫૮ તાલ તો ભોપાલ તાલ ઔર સબ તલૈયાં

**સ્થાન**–દેશ–લોક–વર્ણ– શિલ્પ–સ્થાપત્ય સંબંધી અનેક કહેવતો આપણા તથા ઇતર દેશના કહેવત સાહિત્યમાં મળી આવે છે. એમાંની કેટલીક કહેવતો ભલે પ્રાદેશિક રહી. તો પણ તેનું મૂલ્યાંકન કહેવત સાહિત્યમાં આગળ પડતું જ રહ્યું છે. કેટલીક કહેવતો એવી છે કે જે ગામે ગામની પ્રજાચીજ–વસ્તુઓની સાથે સ્પર્ધા કરતી જણાશે તો કેટલીક કહેવતો શહેર–શહેર–દેશની ચીજ-વસ્તુઓ–સ્થાન વગેરેની પ્રશંસા કરતી જણાશે

આવી કહેવતોના બે દાખલા બસ થઈ જશે. એક કહેવત છે:

**કટારી અમરેશરી તોગારી તલવાર,**
**હથેરી રાયાસંગદી, દિલ્હા કે દરબાર,**

બીજી એક કહેવત છે:

**અડી કડી વાવ ને નવઘણ કૂવો,**
**જેણે ન જોયો તે જીવતો મૂઓ.**

આજ પ્રકારે એક જોરદાર કહેવત હિંદી કહેવત સાહિત્યમાં છે. ફેલને એનો ઉલ્લેખ 'હિંદુસ્તાની કહાવત કોશ'માં પણ કર્યો છે. જન સાહિત્યમાં પણ આ કહેવતનું સારી રીતે પ્રચલન છે. આપણી કહેવતોમાં ભલે એનું સ્થાન ન હોય તો પણ એના પડઘા તો આપણા સાહિત્યમાં અવાર નવાર પડતા જ રહે છે. લોકસાહિત્યના રસિકો તો આ કહેવતથી જ્ઞાત છે જ. આ કહેવત છે:–

**'તાલ તો ભોપાલ તાલ ઔર સબ તલૈયાં'**

ભોપાલ શહેરના વિશાળ તળાવની પ્રશંસામાં આ કહેવત છે. આ કહેવત પૂર્ણપણે નીચે મુજબની છે.

તાલ તો ભોપાલ તાલ
ઔર સબ તલૈયા,
ગઢ તો ચિતોર ગઢ ઔર
સબ ગઢૈયાં,
રાજા તો છત્રસાલ,
ઔર સબ રજૈયા.
રાની તો કમલપત
ઔર સબ રવૈયા

**૨૫૦ માઈલના ઘેરાવામાં ફેલાયેલું તળાવ:**

'તાલ તો ભોપાલ તાલ' ની કહેવત અંગે ચર્ચા કરીએ. આ તળાવ આજે આ કહેવત અનુસાર ભલે ન રહ્યું હોય પણ અગિયારમી સદીમાં તો એ ભારત વર્ષનું સૌથી મોટામાં મોટું તળાવ હતું. નિર્માણ સમયે આ તળાવ ૨૫૦ માઈલથી પણ અધિક ભૂભાગમાં એ ફેલાયેલું હતું.

**કહેવતની રસિક વાત**

જે તળાવ પરથી આ કહેવત પડી તે તળાવના નિર્માણનો ઈતિહાસ તથા તેની કથા ખૂબ જ રસિક છે. કહે છે કે એક સમયે નગરીના રાજા ભોજ કોઈ ભીષણ અસાધ્ય રોગથી પીડાવા લાગ્યા. સંભવત: તેમને કુષ્ટ રોગ થયો હતો. અનેક ઉપચારો થયા પણ રોગ દૂર થયો નહિ. ભોજે રોગના વધવાથી જીવીત રહેવાની આશા છોડી દીધી.

**ભોજરાજાને સંન્યાસીએ શું કહ્યું ?**

દૈવયોગથી એક તેજસ્વી વૃદ્ધ સંન્યાસી ભોજની મદદે આવ્યા. તેમણે કહ્યું—આ રોગમાંથી મુક્ત થવાનો એક જ ઉપાય છે. તું એક એવા વિશાળ તળાવનું નિર્માણ કર કે જેમાં ૩૬૫ નદીનાળા સમાઈ જાય. અને પૂર્ણિમાની રાતે તું આ તળાવમાં સ્નાન કરે તો તારો આ રોગ દૂર થઈ શકે છે, અન્યથા નહિ.

**૩૬૫ નદીનાળા એકત્ર કરી તળાવ બાંધો**

સંન્યાસીની આ વાત સાંભળતાં જ રાજા ભોજે પોતાના રાજ્યના કુશળ ઈજનેરોને બોલાવ્યા અને તેમને આજ્ઞા કરી કે, કોઈ એવું સ્થાન શોધો કે જ્યાં ૩૬૫ નદી નાળાંઓને એકત્રિત કરી તળાવ બનાવી શકાય.

ભારે શોધખોળને પરિણામે આજના

ભોપાળ શહેરની ૨૦ માઈલ દૂર બેતવા નદીના ક્ષેત્રમાં એક સ્થાન તેમને યોગ્ય જણાયું. આ સ્થાન વૃત્તાકાર, પહાડીઓથી ઘેરાયેલું અને પ્રાકૃતિક દ્રશ્યોથી ભરેલું હતું.

આ વૃત્તાકાર પહાડીઓ માત્ર બે સ્થાનો પર જ ખુલ્લી હતી. એક સ્થાન ૧૦૦ ફૂટ અને બીજું સ્થાન ૫૦૦ ફૂટ પહોળું હતું. ભોજના કુશળ ઈજનેરોએ આ સ્થાનો પર બે વિશાળ સુદ્રઢ અને આશ્ચર્યકારક બંધ બાંધ્યા હતા.

આ બે બંધ દ્વારા નદી નાળાઓનું પાણી રોકી તળાવ બનાવવામાં આવ્યું. પણ જ્યારે તેમાં આવનારા નદીનાળાઓની સંખ્યા જાણવામાં આવી ત્યારે એ સંખ્યા ૩૫૯ ની જ થઈ.

હવે કરવું શું? ૩૬૫ની સંખ્યા કેવી રીતે પૂરી કરવી? ઈજનેરોએ પુનઃ તપાસ આદરી. આજ સમયે કાલિયા નામના એક ગોંડ નાયકે એક મોટી નદી બતાવી. એમાં છ નદીનાળાં મળતાં હતાં. ઈજનેરોને જે ચીજની કમી હતી તે મળી ગઇ. તેમણે કૃતજ્ઞતાપૂર્વક એ નદીનું નામ એ ગોંડ નાયકના – નામ પરથી 'કાલિયા સોત' રાખ્યું.

આ કાલિયા સોત નદીના જળને તળાવમાં મેળવવા માટે ભોજના ઈજનેરોએ વર્તમાન ભોપાલની નિકટ એક વધુ બંધ બાંધ્યો. આ બંધથી બે મોટા લાભ થયા. એક તો તળાવને માટે જોઈતી નદીનાળાંની સંખ્યા પૂરી થઈ ગઈ અને બીજો લાભ એ થયો કે સદા ભરપૂર રહેનારી વિશાળ જલ રાશિ પ્રાપ્ત થઈ ગઈ. આ બંધ બંધાતા જ તળાવનું કામ પુરૂ થઈ ગયું. ૩૬૫ નદી નાળામાંથી જોડાયેલું દેશનું સૌથી વિશાળ તળાવ બનીને તૈયાર થઈ ગયું.

**રાજા ભોજ રોગમાંથી મુકત બની ગયા.**

રાજા ભોજે નક્કી કરેલા દિવસે શાસ્ત્રવિધિ અનુસાર આ તળાવમાં સ્નાન કર્યું. ચમત્કાર થયો. વૃદ્ધ સન્યાસીની વાણી ફળી. તેઓ આ ઘાતક રોગમાંથી તદ્દન સારા બની ગયા.

એ પછી રાજા ભોજે આ તળાવને કિનારે ભૂપાલ, ભોજપુર આદિ કેટલાક ગામ વસાવ્યા. અનેક મંદિરો, ઘાટ, વિશ્રામ સ્થાન પણ બંધાવ્યાં. કિનારાઓ પર અનેક વૃક્ષો પણ લગાવવામાં આવ્યા. સરોવરનું સૌન્દર્ય તેની શોભાથી ઝગમગી ઊઠ્યું. રાજા ભોજ નૌકા વિહારનો આનંદ પણ લેવા લાગ્યા.

**તળાવનો વિનાશ થયો પણ કીર્તિ અને કહેવત રહી ગઈ**

આમ આ વિશાળ તળાવની રચના થઇ અને તેને લગતી કહેવત પણ ઘડાઈ. હવે તેના વિનાશની વાત પણ જાણવા જેવી છે. સને ૧૪૦૫ માં માંડવના સુલતાન હોશંગશાહ દ્વારા આ મહાન કલાકૃતિને નષ્ટ કરવામાં આવી. આ ક્રૂર સુલતાને એક નાના બંધને તોડવાની આજ્ઞા કરી. મજુરોની એક વિશાળ સેનાએ પૂરા ત્રણ મહિના સુધી આ વિનાશનું કાર્ય સતત રીતે ચાલુ રાખ્યું ત્યારે જ આ બંધનો થોડોક ભાગ તેઓ તોડી શકયા. આ તૂટેલા ભાગમાંથી તળાવનું પાણી નીકળવામાં ત્રણ વર્ષ લાગી ગયાં. અને પૂરા ત્રીસ વર્ષો બાદ તળાવની ભૂમિ

પૂરી રીતે સુકાઈ ગઈ. પણ આ બધું જોવાને હોશંગશાહ જીવતો ન રહ્યો. સને ૧૪૩૪માં એ મરણ પામ્યો. પોતાની ક્રૂર યાદમાં એ તૂટેલો બંધ, સૂકાયેલું તળાવ અને તોડેલા મંદિરોને મૂકી ગયો. પણ એનું આ વિનાશકારી કાર્ય ભોજની કીર્તિને નષ્ટ કરી શક્યું નહિ. આજે પણ આ નાના આકારનું આ તળાવ, તૂટેલી ભીંતો, બંધ એ મહાન રાષ્ટ્ર નિર્માતા ભોજની યશોગાથા ગાતું ઊભું જ છે. એ જ પ્રકારે કાળ જાય પણ કહેવત રહે તે મુજબ આ કહેવત પણ આજે મોજુદ છે.





## ૫૯ તેં તો રંગ રાખ્યો છે !

**ભીડ-અગવડના** સમયમાં કામને કુશળતાપૂર્વક પાર પાડવામાં આવે, કોઈ ગૂંચને ઉકેલી દેવામાં આવે ત્યારે સ્વાભાવિક જ કહેવાઈ જાય છે–'ભાઈ, તેં તો રંગ રાખ્યો–મારી આબરૂ તેં જાળવી રાખી છે.' કોઈનો વટ રહે ત્યારે પણ કહેવાય છે–'રંગ રાખ્યો છે.'

રંગ એટલે આનંદ–મસ્તી નશો. કામ કરવાનું ગજુ ન હોય-તેની શક્તિ બહારનું કાર્ય હોય તો પણ દેવું કરીને ઘરબાર વેચીને પણ જ્યારે તે કામ પાર પાડવામાં આવે છે ત્યારે કહેવાય છે–'ભાઈ, તેં તો રંગ રાખ્યો છે.'

આ રંગ રાખવાની વાત– વટનો પ્રશ્ન હોય– આબરૂનો સવાલ હોય કે કોઈ મુંઝવણભરી વાત હોય ત્યારે જ કહેવાય છે. મૂર્ખાઈ ભરેલી વાત માટે નહિ.

### રંગ તો રહ્યો ને ?

મૂર્ખાઈ ભરેલી વાત માટેની એક કહેવત છે–'રંગ તો રહ્યો ને ! આ રંગ કેવી રીતે રહ્યો કે રાખવામાં આવ્યો તે પણ કહેવત વાર્તાએ જણાવ્યું છે. વાર્તા છે:

એક મૂર્ખ સાસરેથી પોતાની વહુની સાથે આવી રહ્યો હતો. સ્ત્રીએ પોતાની પગની પાનીએ અળતો ચોપડયો હતો. માર્ગમાં પાણીથી ભરેલી નદી આવી. સ્ત્રીએ પતિને કહ્યું : 'નાથ ! મારા બન્ને પગે મેં રંગ ચોપડયો છે. આ પાણીમાં હું ચાલીશ તો રંગ ધોવાઈ જશે. માટે રંગ ન જાય તે રહે તેમ કરજો.'

પતિએ કહ્યું–'તું ચિન્તા ન કર. તારા પગનો રંગ રહે તેવું જ હું કરીશ.'

કહીને મૂર્ખ પતિએ પોતાની સ્ત્રીના બે પગ ઝાલ્યા અને તેને પાણીમાં ખેંચી પાણીમાં સ્ત્રીનું માથું પડવાથી મોંમા પાણી ભરાઈ ગયું. શ્વાસ રોકાઈ ગયો અને તે મરણ પામી.

પણ મૂર્ખ પતિને તેની કંઈ જ અસર ન થઇ. મૂએલા ઢોરને ખેંચે તેમ તે પોતાની વહુને નદીમાં ખેંચતો જ ચાલ્યો. સામે કાંઠે જઈને જુએ છે તો સ્ત્રી મરી ગઈ છે. પણ એને સંતોષ થયો કે તેના પગનો રંગ અકબંધ રહી ગયો છે.

કેટલાકોએ આ ઘાતકી—ક્રૂર બનાવ જોયો તેમને અરેરાટી છૂટી. મૂર્ખને ઠપકો આપતાં કહ્યું, 'હે દુષ્ટ તેં આ શું કર્યું ? આ સ્ત્રીને શા માટે આમ ખેંચી જોતો નથી એનો જીવ ગયો તે ?'

મૂર્ખે કહ્યું–'જીવ ગયો તો ભલે ગયો પણ રંગ તો રહ્યો છે ! ! મારી વહુએ મને કહ્યું હતું–મારા પગનો રંગ ન જાય તેમ કરજો-અને મેં તેમજ કર્યું છે....'

લોકોએ જાણ્યું કે આ તો અક્કલ વગરનો છે-મૂર્ખ છે એનું કર્યું એ ભોગવશે—એટલે વધુ પંચાતી ન કરતાં ત્યાંથી ચાલી ગયા.

આમ આ મૂર્ખાએ રંગ રાખ્યો- 'ભલે રંગ રહ્યો.' પણ તેની કિંમત કંઈજ નહિ. કારણ રંગને શોભાવનારી તેની સ્ત્રી તો મરણ પામી હતી. સ્ત્રી મરણ પામી એટલે રંગની–શણગારની જરૂર પણ શી રહે ? જીવ છે તો જ રંગ છે. આનંદ છે.

### માલ ભલે લૂંટી ગયા પણ ભરતિયું પાસે છે ને ?

આવા જ મતલબની—અર્થની એક બીજી કહેવત પણ છે– 'માલ ભલે લુંટી ગયા, ભરતિયું પાસે છેને ?' કહેવાનું તાત્પર્ય એ કે મુદ્દામાલ ભલે મેં ગુમાવ્યો કે લુંટાઈ ગયો પણ એનું બીલ કે પછી ભરતિયું તો મારી પાસે છેને ? પણ મૂર્ખ સમજતા નથી કે માલ હોય તો જ બીલ ભરતિયાની કિંમત છે માલ ન હોય તો તેની કિંમત શી ? જીવ હોય–તો જ ખોળિયાની કિંમત.

કોઈ એક વેપારીએ દેશાવરમાંથી ઉતરેલા માલ લઈ આવવા પોતાના ગુમાસ્તાને ભરતિયું આપીને મોકલ્યો. ગુમાસ્તાએ તે મુજબ માલ બરાબર મેળવી લીધો અને તે પાછો આવવા લાગ્યો.

પણ રસ્તામાં કેટલાક લુંટારાઓએ તેનો પીછો પકડ્યો અને તેનો તમામ માલ લુંટી લીધો.

ગુમાસ્તો વીલે મુખે ગામમાં આવ્યો અને બધી વાત કહી શેઠે પૂછયું 'તેં પોલિસમાં આ વાત નોંધાવી છે ?'

'ના મને એવી જરૂર ન લાગી ગુમાસ્તાએ ઠાવકે મોઢે કહ્યું.

શેઠ નવાઈ પામી ગયા, 'કેમ, જરૂર ન લાગી ? ચોરી નોંધાવી હોય તો માલ આપણને પાછો મળવાની આશા પણ રહે.'

ગુમાસ્તાએ કહ્યું 'શેઠજી ! આપ નકામી ચિન્તા કરી રહ્યા છો ચોરો માલ ભલે લઈ ગયા. પણ તેમને પાછા આવ્યા વગર છૂટકો નથી, કારણ, માલનું ભરતિયું આપણી પાસે છે—ભાવતાલ જાણ્યા વગર એ માલ કેવી રીતે વેચશે ? કહીને એ મૂર્ખે પોતાની પાસે સાચવી રાખેલું ભરતિયું બતાવ્યું.

### નાડ બરાબર પકડી રાખજે

અક્કલનો એક બારદાન ક્યાંક જવા નીકળ્યો. રસ્તે ચાલતાં એ થાકી ગયો. તેના

મનને થયું કે, કોઈ ગાડું મળી જાય તો એમાં બેસી જાઉં.

એના સારા નસીબે ઘાસ ભરેલું એક ગાડું આવ્યું. મૂર્ખાએ ગાડાવાળાને કહ્યું 'ભાઈ, ચાલતાં ચાલતાં હું થાકી ગયો છું. મને ગાડામાં બેસવા દેશો તો તારો ઉપકાર.'

ગાડાવાળાએ કહ્યું, 'ગાડામાં ઘાસ ભરેલું છે. તને બેસવામાં હરકત નડશે. જો તું નાડુ પકડીને બરાબર બેસી શકતો હોય તો આવી જા.'

મૂર્ખાએ કહ્યું, 'હું નાડુ ઝાલીને બેસીશ.' કહીને એ ગાડામાં ચઢી ગયો. થોડેક જતાં એક મોટો ખાડો આવ્યો. ગાડાવાળાએ કહ્યું 'અલ્યા, ખાડો આવ્યો છે–નાડુ જોરથી ઝાલીને બેસજે.'

'આપ ફિકર ન કરો. મેં નાડુ બે હાથે જોરથી પકડી રાખ્યું છે.' આમ કહી મૂર્ખાએ પોતાના લેંઘાનું નાડુ બે હાથે બરાબર પકડી રાખ્યું.

એટલામાં મોટો ખાડો આવ્યો ધબ દેતું પૈડું એમાં પેઠું, મૂર્ખો ઉછળ્યો અને ભમ દેતો ગાડામાંથી નીચે પડયો. નીચે પડતાં જ તેણે તો બૂમાબૂમ કરવા માંડી.

ગાડાવાળાએ ગાડું ઊભું રાખ્યું. એ નીચે ઊતર્યો. મૂર્ખાને હાથ પકડીને ઊભો કર્યો કહ્યું, 'મેં તને નાડું પકડવાનું કહ્યું હતું તે તેં કેમ ન પકડયું ?

મૂર્ખાએ કહ્યું, 'જુઓને નાડું તો આ મેં બે હાથે હજુ બરાબર પકડી રાખ્યું છે.'

ગાડાવાળો હસી પડયો "તું તો મૂર્ખ જણાય છે. મેં તને ઘાસ બાંધેલું નાડું પકડી રાખવાને માટે કહ્યું હતું. આ તારા લેંઘાનું પકડવા માટે નહિ...."

## કાન લગાવીને સાંભળો

આવી જ એક બીજી કહેતી પણ છે "જે કંઈ તમે સાંભળો તે કાન લગાવીને સાંભળો." કહેવાનું તાત્પર્ય એ કે જે કંઈ તમે સાંભળવા ઇચ્છતા હોય તે બરાબર કાન માંડીને સાંભળો અધુંપધું નહિ. આ અંગેની એક કહેવત વાર્તા નીચે મુજબની છે.

એક મૂર્ખ માનવીને કંઈ કામધંધો નહોતો. તે ભૂખે મરતો હતો. બે-ત્રણ માણસોને તેણે રસ્તે જતાં જોયા એટલે તે તેમની પાછળ દોડયો અને કહેવા લાગ્યો, "હું ભૂખ્યો છું. કંઈ કામ પણ નથી મને નોકરીએ રાખી લ્યો."

આ માણસો શાહુકાર નહોતા ચોરો હતા. તેમના મનને થયું – ઠીક છે. આ માણસ ભલે આપણી સાથે રહે. માલસામાન ઉંચકવા કામ લાગશે. આમ વિચારી તેમણે એને કહ્યું, "અમે તને અમારી સાથે રાખીશું. પણ તારે અમારું કહ્યું કામ કરવું પડશે...."

"હા, બાપજી ! આપ જે કહેશો તે કરીશ." મૂર્ખાએ કહી દીધું.

મૂર્ખો ચોરોની સાથે પાસેના એક ગામમાં પહોંચ્યો. ચોરોનો વિચાર આ ગામના એક શાહુકાર જાગે છે કે ઉંઘે છે તેની ભાળ કાઢવામાં આવે તો જ આ કામ થઈ શકે. આ માટે કોને મોકલવો તેની ચર્ચા ચોરોમાં ચાલી. એક કહ્યું, "આપણા નવા નોકરને જ મોકલવો ઠીક થઈ પડશે."

ચોરોએ આપણા આ મૂર્ખને બોલાવ્યો અને તેને કહ્યું, "અમુક સ્થળે એક હવેલી આવેલી છે. એ હવેલીમાંનો શાહુકાર જાગે છે કે ઉંઘી ગયો છે તે બરાબર કાન લગાવીને જોઈ આવ...."

મૂર્ખાએ કહ્યું ઠીક છે. હમણાં જ કાન લગાવીને જોઈ આવું છું.

"જો જે, હોશિયારીથી જાણીને પાછો આવજે........"

"ચિન્તા નહિ કરો. હમણાં જ આવું છું."

મૂર્ખો ઉપડયો. નિશાની આપેલા સ્થળે ગયો. જોયું તો હવેલીના બારણા બંધ. પણ તેને હરકત નહોતી. તેણે પોતાનો એક કાન કાપ્યો અને હવેલીને બારણે તે લગાવીને ચોરો પાસે આવી પહોંચ્યો.

"કેમ, શાહુકાર શું કરે છે?" એક ચોરે પૂછયું.

"એ તો માલમ ન પડયું. હું તો મારો કાન લગાવીને આવ્યો છું."

"ધૂળ તેં કાન લગાવ્યો. જા ફરીથી કાન લગાવી આવ....જો જે મોડું ન ન કરતો....

મૂર્ખો ફરીથી શાહુકારની હવેલીએ ગયો અને બીજો કાન કાપીને ત્યાં લગાવી આવ્યો.

ચોરોએ પૂછયું. "શાહુકાર ઉંઘી ગયો છે કે? જાગે છે?"

"એ તો હું જોઈ શકયો નહિ. પણ મારો કાન લગાવી આવ્યો છું."

આમ કાન લગાવીને અવાય? બરાબર કાન લગાવીને જોવું જોઇએ. જા, ફરીથી"

મૂર્ખો હવે ચીઢાઈ ગયો. બોલ્યો. "બે કાન હતા તે હું કાપીને બારણે લગાવીને આવ્યો છું. હવે ત્રીજો કાન કયાંથી લાવું?"

અને ચોરોએ ચમકીને જોયું તો ખરેખર આ માણસ પોતાના બે કાન કાપીને આવેલો જણાયો. ચોરો સમજી ગયા. આ મૂર્ખ છે. એટલે તેમણે એને હાંકી કાઢયો.

## રંગ છે! પણ કોને?

"રંગ છે તને!" આપણાથી કહેવાય જાય પણ કોને? જે મર્દાનગીભર્યું કામ કરીને આવ્યો હોય – જે પોતાની ચતુરાઈ–બુધ્ધિને વાપરીને આવ્યો હોય, જેણે અણીને અવસરે કોઈને મદદ કરી હોય ત્યારે કહેવાય છે. રંગ છે તને!

એક કહેવત છે – રંગની ખુશી, મનનો સોદો મનમોજી, માનવીને માટે આ કહેવાય છે. પણ આ અંગે હિંદીમાં એક ચોટભરી કહેવત છે. 'રંગ હૈ ઉસીકો જો કહેના કિસીકો." એટલે કે શાબાશી છે એને કે જે કોઈની નીંદા કરતો નથી. જે કોઈની નીંદા પણ સાંભળતો નથી. એવા ભલા અને સમજદાર માનવીને જ રંગ છે.





# ૬૦ તિસમારખાં બને ફિરતે હૈ

**આગળ** જણાવ્યું તેમ ' તિસમારખાં ' નામ ત્રીસને મારનારો ખાં-એટલે કે ત્રીસને મારનારો માનવી-એના ઉપરથી આવ્યું છે. અહીં સંખ્યા માત્ર ત્રીસની જ કહી છે. અને એટલે જ તેના ઉપરથી ' તિસમારખાં' નામ પડયું છે. બડાઇ કરનારો-શેખી મારનારને આપણી કહેવતે તિસમારખાં નામથી નવાજ્યો છે.

આવા 'તિસમાર ખાં'ની એક કહેવત વાર્તા આપણે આગળ જોઇ. બીજી પણ આવી કેટલીક વાર્તાઓ છે એમાંની એક નીચે આપવામાં આવે છે

### મિયાં તિસમારખાં

મિયાં શરીરે દુર્બળ હતા પણ મિજાજમાં તેજ વાઘ માર્યાની બડાઈ પણ મારે. કલાકમાં ચાલીશ ગાઉ દોડી જવાની ડંફાસ મારવાનું ન ચૂકે પણ ખરેખરી તેમની દોડ મસજીદ સુધીની જ હતી. 'પટેલની ઘોડી પાધર સુધી' એવી તેમની શકિત હતી.

તેમની બીબી પિયર ગઈ હતી મિયાંને એક દિવસે વિચાર આવ્યો, લાવ, સાસરે જઈ બીબીને લઈ આવું. અને તેઓ સાસરે જવા ઉપડયા.

સાસરૂં પાંચેક ગાઉ દૂર હતું. મિયાંએ તો ધીરે ધીરે ચાલવા માંડયું. સાંજ પડી એટલે તેઓ એક ધર્મશાળા આગળ આવી પહોંચ્યા. હજુ અર્ધી મજલ હતી. મિયાંજીએ અહીં જ રાત રોકાઈ બીજે દિવસે સવારે જવાનું નક્કી કર્યું.

ધર્મશાળાની રખેવાળી એક વૃધ્ધાના હાથમાં હતી. મિયાંએ રાતવાસો રહેવાની પોતાની ઈચ્છા બતાવી. ડોસીએ તેને સગવડ કરી આપવાનું સ્વીકાર્યું. એ વ્યવસ્થા થઈ પણ ગઈ

### ડાકુઓનું દળ આવ્યું

ભોજન વગેરેથી પરવારી મિયાં ખાટલા પર આડા પડયા. તેઓ પડયા ખરા પણ ઊંઘ જ ન આવે. એક તો મન બીબીમાં ડૂબેલું હતું અને બીજું ખાટલામાંના માંકડો તેમને હેરાન કરી મૂકતા હતા. મિયાં શરીરે દુબળા હતા લોહી પણ મુશ્કેલીથી મળે. માંકડો લોહી ચૂસવા માટે જોરથી ચસ્કા મારવા લાગ્યા મિયાં ખાટલા પર તરફડવા લાગ્યા.

અર્ધી રાત તો તેમણે જેમ તેમ પસાર કરી. પણ હવે તેમનાથી રહેવાયું નહિ. મિયાંએ બુમ મારી 'ડોસીમા ! ' ડાકુઓનું દળ આવ્યું છે. મને મદદ કરો.

### ડોસીએ તલવાર આપી

ધર્મશાળામાં ડોસી એકલી જ હતી. મિયાંની બુમ સાંભળી ડોસી ગભરાઈ ગઈ. પણ તેણે હિંમત રાખી અને ખુણામાં પડેલી એક તલવાર કાઢી મિયાંને આપતાં

કહ્યું, 'મિયાં! ડરો છો શા માટે? ધર્મ-શાળાનો દરવાજો બરાબર બંધ છે. ડાકુઓ અંદર ઘૂસી શકે તેમ નથી જ. તમે તમારી ઓરડીમાં જાવ અને આરામથી સૂઈ જાવ. મશાલ તો બળતી જ છે. કદાચ તેઓ અંદર આવે તો આ તલવારથી તેમના શિર છેદી નાખજો....'

મિયાં તલવાર સાથે ઓરડીમાં પાછા આવ્યા. આવતાં જ તેમણે જોયું તો ખાટલા પર સેંકડો માંકડો તેમનું લોહી ચૂસવાને માટે તૈયાર જણાયા. બસ, હવે વાર કોની જોવી? હાથમાં તલવાર હતી જાતના હતા બડાઈખોર, મિયાં પછી પૂછવું જ શું? તેઓ તો તૂટી પડયા માંકડો પર અને બુમો મારી મારીને કહેવા લાગ્યા ઊભા રહો ડાકુઓ....આજે તો હું તમને માર્યા વગર છોડવાનો જ નથી....તમને ગણી ગણીને ન મારું તો મારું નામ મિયાં મિઠુ નહિ.

ડોસીએ મિયાંની આ બૂમ સાંભળી, તેણે તો સાચું જ માની લીધું કે ડાકુઓ આવ્યા છે. એટલે તે તો પોતાનું બારણું બંધ કરીને અંદર જ પૂરાઈ રહી.

### ત્રીસને માર્યા

આ બાજુ મિયાંએ ગણી ગણીને મારવાનો આરંભ કર્યો એક પછી એક એમ ત્રીસ માંકડને તેણે સાફ કરી નાખ્યા બંધ ઓરડામાંથી ડોસીએ પણ સાંભળ્યું કે મુસાફરે ત્રીસ ડાકુઓને મારી નાખ્યા છે.

### તિસમારખાં આવી રહ્યા છે

સવાર પડયું એટલે ડોશી ઊઠી. મુસાફરની ઓરડી આગળ આવી. મિયાં હજુ સૂઈ રહ્યા હતા. ડોસીએ બૂમો પાડી એટલે મિયાં ઊઠયા. હાથમાં તલવાર લીધી અને તેને સાફ કરતાં કરતાં ઓરડામાંથી બહાર નીકળી બોલ્યા, 'ખસી જાવ....જાણતાં નથી તિસમારખાં આવી રહ્યા છે.'

ડોસી ભયની મારી ખસી ગઈ. તિસમાર ખાં હવે તલવાર ઘૂમાવતા ઘૂમાવતા ધર્મ-શાળામાંથી બહાર નીકળ્યા અને સાસરાને માર્ગે દોડવા લાગ્યા.

તિસમાર ખાંના દુર્બળ દેહમાં હવે કંઈક જોર આવેલું જણાયું. તલવાર ઘૂમાવતાં તેઓ વેગથી જવા લાગ્યા. રસ્તામાં જે કોઈ મળતું તેને મિયાં કહેતાં, હટી જાવ.... તિસમાર ખાં આવી રહ્યા છે.

અને નવાઈ જેવી વાત એ બનતી કે સૌ 'હા....જી! હા...જી' કરતાં તેમને રસ્તો આપતા. તેમના જુસ્સાને અટકાવવાની-તેમની સામે થવાની કોઈની તાકાત નહોતી.

સાંજ પહેલાં તો તેઓ સાસરાના ગામ-માં દાખલ થઈ ગયા. ગામને નાકે કેટલાક છોકરાઓ રમી રહ્યા હતા. તેમાં મિયાંનો છોકરો પણ હતો. મિયાંએ છોકરાઓને જોઈને કહ્યું, 'રસ્તામાંથી ખસી જાવ....તિસમાર ખાં આવી રહ્યા છે.'

અને મિયાં તલવાર વીંઝતાં દોડવા લાગ્યા. છોકરાઓ તલવારના ભયથી દૂર ખસી ગયા.

તલવારને ઘૂમાવતાં તેઓ ગામમાં પ્રવેશ્યા, જે કોઈ મળતું તેમને તેઓ કહેતાં- "દૂર હટો....તિસમાર ખાં આવી રહ્યા છે...."

લોકોને દૂર ખસવું જ પડતું.

આવા પરાક્રમ કરતાં કરતાં મિયાં સાસરે આવ્યા. સાસુ સસરાએ જમાઈને ઠાઠથી આદર સત્કાર કર્યો. ગામમાંથી આઠ–દશ લોકો પણ ભેગા થઈ ગયા અને કહેવા લાગ્યા–'મિયાંજીએ શું તલવાર ફેરવી છે.... બસ....લોકો જ દૂર ખસી ગયા....વચમાં કોણ આવે....'

જમાઈની આવી બહાદુરી ભરી વાતો સાંભળી સાસુ સસરાની છાતી ગજ ગજ ફુલવા લાગી.

જ્યારે રાત પડી અને મિયાં બીબીને એકાંત મળ્યું ત્યારે બીબીએ પૂછ્યું 'કહો, મિયાં! આ મુઠ્ઠીભર હાડકાંથી તમે કયા ત્રીસને માર્યા?

મિયાંએ કહ્યું–'બીબી, બોલ નહિ તને જ કહું છું. કોઈને કહેતી નહિ અને એમ કહીને મિયાંએ ધર્મશાળાની સારીય વાત બીબીને કહી સંભળાવી.

બીબી પેટ પકડીને હસવા લાગી અને બોલી...'તમે તિસમાર ખાં....ખરા....'





# ૬૧ ટેઢી ખીર હૈ

## ટેઢી ખીર હૈ

**કાર્ય** મુશ્કેલ હોય. બની શકે એવું ન હોય ત્યારે કહેવામાં આવે છે. 'આ કામ ટેઢી ખીર છે. એટલે કે તારે માટે એ મુશ્કેલ છે. તું એ સમજી શકે તેમ નથી.

આ અંગેની કહેવત વાર્તા નીચે મુજબની છે :

કોઈ એક જન્મના અંધ ફકીરને એક માણસે કહ્યું, 'સૂરદાસજી ! ખીર ખાશો ?'

'બાબા, ખીર કેવી હોય છે ?'

'સફેદ રંગની' જવાબ મળ્યો.

'સફેદ રંગ કેવો આવે છે ? ફકીરે પૂછ્યું.

'બગલા જેવો.'

'બગલો કેવો હોય છે ?'

આ પરથી એ માણસે પોતાનો હાથ વાંકો કરીને બતાવ્યું કે એની આવી ગરદન હોય છે. અંધ માનવીએ પોતાના હાથ લંબાવી તેને તપાસી અને કહ્યું– 'નહિ બાબા ! હું આવી ખીર નહિ ખાઈશ. એ તો મારા ગળામાં ફાંસી જશે.'





# ૬૨ દરેકમાં પારસી પહેલો

આપણામાં એક કહેવત તે, Parsis Lead એટલે કે 'આગળી હરોળમાં પારસી' આ કહેવત વધુ ચલણી બની ગઈ છે અને હવે કહેવાય છે કે 'દરેકમાં પારસી પહેલો' ગમે તે કાર્ય હશે. સખાવતનું—હુન્નર ઉદ્યોગની સ્થાપનાનું કે માનચાંદ મેળવવાનું કે પછી કોઈ શોધખોળ કે સાહસનું એમાં પ્રથમ પારસી જ જણાશે.

આ કહેવત પડી છે નક્કર અનુભવો અને નોંધાયલા દાખલાઓ પરથી. આ કહેવત આશરે પચાસેક વર્ષની જૂની હશે. 'દરેકમાં પારસી પહેલો' એ કહેતીને સાર્થક કરતા થોડાક દાખલાઓ અહીં નીચે આપવામાં આવ્યા છે :—

૧. ગુજરાતી પત્રો અસ્તિત્વમાં આવે તે પહેલાં જ 'કિસ્સે સંજાણ' તૈયાર કરનારા સૌ પ્રથમ પારસી તવારિખનવેશ બહમન, કેકોબાદ સંજાણા. ઈ. સ. ૧૬૦૦.

૨. પહેલા પારસી સરકારી કોન્ટ્રેકટર ખરશેદજી પહોંચાજી પાંડે ઈ. સ. ૧૬૬૫.

૩. પ્રથમ ટંકશાળમાં સિક્કા પાડવા માટે અંગ્રેજોએ ખાસ રોકેલા પારસી ગૃહસ્થ સૂરતના પારસી રતનજી ઈ. સ. ૧૬૭૨.

૪. ઈંગ્લાંડ ગયેલા પ્રથમ પારસી નવરોજી રૂસ્તમજી શેઠના (સૂરતથી ગયા હતા) ઈ. સં. ૧૭૨૪.

૫. મુંબઈમાં અંગ્રેજી માલસામાનની પ્રથમ દૂકાન ઉઘાડનારા ભીખાજી બેરામજી પાંડે ઉર્ફે ભીખા બહેરામ ઈ. સ. ૧૭૨૫.

૬. મુંબઈની ગોદી બાંધનારા પ્રથમ ગૃહસ્થ લવજી નસરવાનજી વાહાડીયા ઈ. સ. ૧૭૫૦.

૭. મુંબઈથી ચીન જનારા પ્રથમ હીરજી જીવણજી રેડીમની ઈ. સ. ૧૭૫૬.

૮. મુંબઈમાં અંગ્રેજી છાપખાનું કાઢનારા પ્રથમ રૂસ્તમજી કેરસાસપજી ઈ. સ. ૧૭૭૮. આજ પારસી ગૃહસ્થે સૌ પ્રથમ અંગ્રેજી કેલેન્ડર પણ પ્રગટ કર્યું હતું. ઈ. સ. ૧૭૮૦.

૯. પહેલું ગુજરાતી છાપખાનું કાઢનારા મોબેદ ફરદુનજી મરઝબાનજી ઇ. સ. ૧૮૧૨.

૧૦. આજ ગૃહસ્થે ગુજરાતી પંચાંગ પણ પ્રગટ કર્યું ઇ. સ. ૧૮૧૪.

૧૧. એમણે જ 'મુંબઇ સમાચાર' પ્રથમ પ્રગટ કરી વર્તમાનપત્રોની આલમમાં એક રેકર્ડ સ્થાપ્યો ઈ. સ. ૧૮૨૨.

૧૨. મુંબઈમાં ગેસ લાઈટનો અખતરો કરનારા પ્રથમ પારસી ઈજનેર અરદેશર ખરશેદજી વાડીયા ઇ. સ. ૧૮૩૪.

૧૩. પોતાના નામના પ્રથમ સિક્કા પડાવનારા વ્યાપારી ગૃહસ્થ પેસ્તનજી મહેરજી. ઈ. સ. ૧૮૪૦.

એમણે પોતાના નામના પેસ્તનજી શાહી સિક્કા ઔરંગાબાદની બાદશાહે ટંકશાળમાં ૧૭–૩–૧૮૪૦થી પાડવાના શરૂ કર્યા હતા.

કુલ્લે તેમણે ૨૨ લાખ રૂપિયાના આવા સિક્કા પડાવી એક રેકર્ડ કર્યો હતો.

૧૪. અંગ્રેજી ભાષામાં નાટક ભજવવા માટે એલ્ફીન્સ્ટન નાટક મંડળી કાઢનારા કુંવરજી સોરાબજી નાઝર ઈ સ. ૧૮૭૦.

૧૫ પ્રથમ હિંદી એમ પી. દાદાભાઈ નવરોજી ઇ. સ. ૧૮૯૨.

૧૬. હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસને જન્મ આપનારા એક અગ્રગણ્ય નેતા દાદાભાઈ નવરોજી.

૧૭. મુંબઈની એલ્ફીન્સ્ટન કોલેજના પ્રથમ હિંદી પ્રોફેસર દાદાભાઈ નવરોજી ઈ. સ ૧૮૮૫ તેઓ ગણિતના પ્રોફેસર તરીકે નીમાનારા પ્રથમ હિંદી જ હતા.

'દરેકમાં પારસી પહેલો' કહેવતને સાર્થક કરનારા આ તો થોડાક જ દાખલાઓ આપ્યા છે આવા તો સંખ્યાબંધ દાખલાઓ છે કે જેમાં પ્રથમ પારસી જ ઝળક્યા છે. સ્ટીલ લોખંડના ઉદ્યોગમાં–કાપડની મશીનરી ઉદ્યોગમાં–ફિલ્મ ક્ષેત્રમાં રમતગમતો વગેરેમાં પણ પ્રથમ પારસીઓ જ પ્રવેશ્યા છે તે વાત જાણીતી છે. ભારતમાં અણુક્ષેત્ર અને વિમાની સર્વીસ ચાલુ કરનારા પણ પ્રથમ પારસી જ છે.



## ૬૩ દાઢી જો ઝુરે ઝુરે થાય પણ એક બુરો ન છટુ

મૂછ એ મર્દાનગીની નિશાની છે તો દાઢી બુઝર્ગીનું સૂચન કરાવે છે. દાઢીવાળાની ઈજ્જત જેટલી થાય છે અટલી મૂછવાળાની થતી નથી. મૂછાળો મૂછ પર હાથ દઈ લડવાની જ વાત કરશે જ્યારે દાઢીવાળો દાઢી પર હાથ ફેરવી કોઈ હિકમતથી મુસીબત પાર કરવાનો પેંતરો ઘડશે.

**દાઢીમાં ડહાપણ છે.** દાઢી અને મૂછ પુરુષને જ આવે છે. આથી જ કહેવત સાહિત્યે કથ્યું છે કે–'દાઢી મૂછ આવશે તો દીકરાને આવશે.' 'દાઢીમાં ડહાપણ છે' એવું પણ કહેવાય છે. 'દાઢીમાં બુઝર્ગી છે.' એને 'ખુદાના નૂરની' પણ ઉપમા આપવામાં આવી છે.

દાઢી એ ઈજ્જતની નિશાની છે આ વાત સાચી પણ આપણી કહેવતે એક એવી કહેવત આપી છે કે જેથી તેની ઈજ્જત પર ઘા થઈ જાય છે. કહ્યું છે કે, 'દાઢીની દાઢી અને સાવરણીની સાવરણી' ઝાડુ–સાવરણી જેમ કચરો વાળવામાં કામ આપે છે તેમ આ દાઢી પણ સમય આવે ધૂળ કાઢવામાં-ખંખેરી કાઢવાના કામમાં પણ આવી શકે છે. બુદ્ધિમાનો જરુર દાઢીથી ધૂળ ખંખેરતા કે સાફ કરતા હોવા જ જોઈએ. આ કહેવત કચ્છી સાહિત્યમાં પણ છે–'ડાડા જી ડાડી અને બુઆરીજી બુઆરી.'

**બાદશાહ બોલ્યા અને દાઢી હાલી**

દાઢીનો ઇતિહાસ માનવના સર્જનકાળ

સાથે જ જોડાયલો છે કહેવાય છે કે પૃથ્વી પરનો સર્વથી પ્રથમ પુરુષ દહાડીવાળો આદમ હતો. આપણા ઋષિ-મુનિઓ પણ દાઢી અને મૂછ રાખતાં. એશિયાના બાદશાહો દાઢી રાખતાં અને એટલે જ એક કહેવતે પણ જન્મ લીધો છે-'બાદશાહ બોલ્યા ને દહાડી હાલી' ઈરાનીઓ દાઢી માટે પંકાયલા છે. પારસી પાદશાહો દાઢીને માટે પ્રસિદ્ધ હતા.

યાહુદીઓ અને મુસલમાનોમાં દાઢી પ્રતિ ભક્તિભાવ જોવામાં આવે છે એટલે મુસલમાનો 'નબીની દહાડીના કસમથી' આવા સોગંદ પણ લે છે.

ગ્રીક દેવતાઓ બધા જ દાઢીવાળા જણાયા છે માત્ર એપોલોને જ દાઢી નહોતી.

'દાઢી ડહાપણની નિશાની છે' એવી એક લોક માન્યતાને આપણા સંત કવિ તુલસીદાસે ખોટી ઠેરવી છે તેમણે કહ્યું છે- દાઢીથી કંઈ બુદ્ધિનું માપ માપી શકાતું નથી.

ઢોર ઘડતાં મનુષ્ય ઘડયો,
ભૂલ્યો શિંગને પૂછ;
ભકિત બિન તુલસી !
કહે ધિકક દાઢી-ધિકક મૂછ
કાજી બોલે દાઢી જ હાલે

આ દાઢીનું મહત્ત્વ ભલે હોય પણ સત્તા આગળ તેને નકામી ગણવામાં આવી છે. લોક સાહિત્યે આ અંગે એક જોરદાર અને સચોટ કહેવત આપી છે.

રાજા બોલે દળ હાલે
કાજી બોલે દાઢી હાલે.

રાજાનો બોલ એ હુકમ ગણાય છે. એ જ્યારે હુકમ કરે છે ત્યારે તરત જ સૈન્ય કુચ કરતુ થઈ જાય છે. પણ કાજી હુકમ કરે તો તે કોઈ સાંભળતું જ નથી. માત્ર તેની દાઢી જ હાલે છે. સત્તાધારીના શબ્દનું જ માન હોય છે. ક્ષુલ્લક વ્યક્તિ ગમે તે બોલે પણ તેને કોઈ ગણકારતું નથી.

એક રૂઢી પ્રયોગ પણ છે. 'દાઢીમાં હાથ નાખવો' એટલે કે કાલાવાલા કરવા વિનંતિ કરવી. આમ અહીં દાઢીને માન આપવામાં આવ્યું છે.

પ્રાચીનકાળથી દાઢી અને મૂછનું મહત્ત્વ ચાલી આવ્યું છે આપણા ઋષિમુનિઓદ ાઢી મૂછ બન્ને રાખતાં મોગલ શહેનશાહોને પણ દાઢી હતી. મહાન શિવાજી તથા તેમના ગુરુ સમર્થ રામદાસને પણ દાઢી હતી. શીખ ધર્મ ગુરૂઓ પણ દાઢી રાખતા જ. પંજાબ કેસરી રણજીતસિંહને પણ દાઢી હતી જ. આપણા દેશ નેતાઓ અને મહાન માનવીઓ રવિબાબુ, પી સી રોય, સર જમશેદજી તાતા, સી. એફ. એન્ડ્રુઝ, સ્વામી રામકૃષ્ણ પરમહંસ, દાદાભાઈ નૌરોજજી, સર ફિરોજશાહ મહેતા, મૌલાના આઝાદ, રામાનંદ ચેટરજી, અરવિંદ ઘોષ, ડો. ભગવાનદાસ અને પુરુષોત્તમદાસ ટંડન વગેરે સર્વ દાઢીવાળા જ હતા. બર્નાડ શોની દાઢી તો જગ પ્રસિધ્ધ છે જ.

વહોરાભાઈઓમાં પણ દાઢીને ઘણું માન આપવામાં આવે છે. આ ઉપરથી કોઈ મુલ્લાંજીએ કહ્યું પણ હતું-'બુચે ગણી ગીણીને સો ઝૂરી મારી, પણ બંદાનો એક બોલ ન ખીરો !'

મુલ્લાંજીના આ કથનની સામે આપણા કહેવત સાહિત્યમાં એક જોરદાર કહેવત પણ

છે. આ કહેવત છે : '**દાઢી જો ઝુરો ઝુરો થાય, પણ એક બુરો ન છડું.**' એટલે કે 'દાઢીનો વાળે વાળ ઉખડી જાય પણ એક દાણો સરખો પણ જતો ન કરું.'

આ કહેવત અંગેની એક રસીલી વાત છે. આ કહેવત વાર્તા લગભગ ૯૫-૧૦૦ વર્ષની જૂની છે. એ નીચે મુજબની છે.

'બે મેમણ કે જેઓ કાકો ભત્રીજો હતા. તેઓ ફેરીનો ધંધો કરતા. આ માટે તેમને એક ગામથી બીજે ગામ પણ જવું પડતું હતું. એક દિવસે તેઓ પર ગામ જવા નીકળ્યા. રસ્તામાં મોટા ખેતરો આવ્યા. એમાં એક જારનું ખેતર આવ્યું. પુષ્કળ જાર ઉગી હતી. છોડ એટલા મોટા હતા કે ઘોડેસવાર પણ એમાં ઢંકાઈ જાય. કણસલાં પણ દાણાથી ભરાઈ ગોટા જેવા થયા હતા.

આ જોઈ ભત્રીજાએ કહ્યું, 'કાકા, આપણે જારનાં ઘણાં ખેતર જોયાં પણ આવું કોઈ ખેતર જોવામાં ન આવ્યું.'

કાકાએ કહ્યું 'તારી વાત તો સાચી છે. કહે, કેટલી જાર ઊતરશે ?'

ભત્રીજાએ કહ્યું 'વીસ સઈ જાર થશે એવું સારું માનવું છે.'

કાકાએ ભત્રીજાની વાતને તોડી નાખતાં કહ્યું 'મેર મૂર્ખા ! વીસ સઈ એમાં ક્યાં મૂઈ છે ! દસ સઈ થાય તો એના ધણીના નસીબ.'

ભત્રીજો કહે-'ખેડૂતે બાપડાએ ભારે મહેનત-મજૂરી કરી આ જાર ઉઘાડી છે અને તમે ઓછી ઉપજ બતાવો છો તે ઠીક ન કહેવાય !'

'કેમ, કંઈ એની તરફેણ કરે છે ? તારો એ શું સગો થાય છે તે કહે ?'

'મારો તો કંઈ સગો થતો નથી. પણ એ તમારો દુશ્મન થાય છે કે તમે એની નિપજ ઓછી આંકો છો ?' ભત્રીજાએ કહ્યું.

'મોઢું સંભાળીને બોલ !' કાકાએ, હવે જરા તપીને કહ્યું 'મૂરખનો સરદાર લાગે છે. હું કહું છું તે કબૂલ કરી લે !'

'શા માટે કબૂલ કરું ? હું મૂરખ નથી....'

'ના-તું ગધેડો છે. માળા....કહું છું તે કબૂલી લેવાનું-એમાં તારા બાપની કંઈ દોલત ચાલી જાય છે !'

'કાકા ! મોઢું સાચવીને બોલો-નહિ તો જોવા જેવું કરી દઈશ....'

'એટલે શું તું મને મારશે ?'

'મારુ પણ ખરો....'

'સા....મારી આબરૂ લે છે. મારા ધોળામાં ધૂળ નાખે છે. બદમાશ....તું મારા પર હાથ ઉગામશે....હવે તારે અને મને નહિ બને....ચોર ! ચાલ્યો જા....'

'ચાલ્યો જઈશ....પણ ચોર બોર ફરીથી બોલશો તો મોઢા પર બે લગાવી દઈશ....' ભત્રીજાએ હવે ગુસ્સાથી તપીને કહ્યું.

'એમ.... લગાવવાવાળો આવ્યો છે તે ! જોઉં....લગાવ....' કાકાએ ભત્રીજાની સામે આવી કહ્યું.

ભત્રીજાનો મિજાજ એકદમ ગરમ થઈ ગયો. કાકો હાથ ઉગામે તે પહેલાં તો ભત્રીજો કાકા પર તૂટી પડયો. વૃદ્ધ કાકો તરત જ જમીન પર તૂટી પડયો. ભત્રીજાએ કાકાની દાઢી પકડી ખેંચીને કહ્યું-'જુઓ આ તમારી અર્ધી દાઢી તો ખેંચતાણમાં ખરી

ગઈ છે. હું કહું છું એટલી જાર કબૂલ કરી લો તો આ તમારી બાકીની દાઢી બચી જાય....'

કાકાએ ઊઠવાના ફાંફાં તો માર્યાં પણ ઊઠી શકાયું જ નહિ. દાઢીના વાળ ખરવા માંડયા. પણ કાકો હઠીલો નીકળ્યો. તેણે પોતાની હઠ મૂકી જ નહિ. કહ્યું–'દાઢી જો ઝુરો ઝુરો થાય પણ એક બુરો ન છઉં.' એટલે કે દાઢીના વાળે વાળ ઉખડી જાય પણ મેં જે દશ સઈ જાર કહી છે તેમાં એક બુરું પણ વધારે નહિ કહું.'

અને આમ આ કાકા–ભત્રીજાએ આ કહેવતને જન્મ આપ્યો.

દાઢાને અંગેની બીજી કહેવત વાર્તાઓ પણ છે તે હવે પછીના પ્રકરણમાં આપી છે.





# ૬૪ દાઢીના ૧૫૦ : ચોટલીના ૪૦૦

'**દાઢી** ભલે તૂટી જાય–વાળ ખેંચાઈ જાય પણ મારી વાત નહિ મૂકું એવા હઠીલા કાકાની વાત સાંભળી. હવે એક બીજો દાખલો સાંભળો.

એક પોર્ટુગીઝ નૌકાધિપતિ જુઆન કેસ્ટ્રોએ દીવ બંદરનો કબજો લીધો. પણ નાણાંભીડથી તે અકળાઈ ગયો. આથી તેણે પોતાના એક થોભ્યાના બધા વાળ ખોડી તેનું એક પેકેટ બનાવી એવું કહેણ આપી ગોવે મોકલ્યું કે–મારી બહાદુરીના આ કુદરતી શણગારને હું કિંમતી લેખું છું. એનું મૂલ્ય સોનાથી પણ માપી શકાય તેમ નથી. આથી હું એ મૂલ્યવાન અવેજ એક હજાર સિકકાના ડિપોઝીટ તરીકે તમને મોકલું છું.

ગોવાની પોર્ટુગીઝ સરકાર પર એની અસર થઇ. તેણે તરત જ એ પેકેટ પાછું મોકલ્યું અને કહેવડાવ્યું. 'આ મૂલ્યવાન અવેજ તમે તમારી પાસે જ રાખો નાણાં આપને મોકલી આપીએ છીએ.' આમ એ નૌકાધિપતિની દાઢીની કિંમત અંકાઈ.

**...તો દાઢીવાળો બકરો મોકલી આપતે ?**

આ દાખલામાં દાઢીની કિંમત અંકાઈ તો બીજો એક દાખલો એવો છે કે જેમાં એની ગણતરી જ ન થઈ. વાત એવી બની કે એક રાજાએ પોતાની પડોશના એક રાજ્યમાં એક એવો એલચી મોકલ્યો કે જેને દાઢી પણ ઉગેલી નહોતી. આથી પેલા રાજાએ મહેણું માર્યું–'એક દાઢી પણ ઊગી નથી તેવો બાળક રાજ્યનું એલચીપણું તે કેવી રીતે કરશે ? જુવાન એલચી હાજરજવાબી હતો. તેણે કહ્યું, 'રાજાજી, જો આવુ જ હોત તો તમો નામદાર આગળ મારા રાજાજી એક દાઢીવાળો બકરો મોકલી આપત !

દાઢીથી બુદ્ધિનું માપ માપી શકાતું નથી તેવો એનો અર્થ થયો. હા, એ બુઝર્ગીની નિશાની જરૂર છે. તેમાં શંકા જ નથી. 'મૂછ એ જુવાનીની નિશાની છે તો દાઢી

એ બુઝર્ગીની નિશાની છે' આ લોક કહેતી સાચી જ છે

**દાઢીના દોઢસો અને ચોટલીના ચારસો**

કહેવતે દાઢીની કિંમત પણ ઠરાવી છે. એની કિંમત છે રૂપિયા દોઢસોની. જ્યારે ચોટી એટલે કે ચોટલીની કિંમત છે રૂપિયા ચારસોની. કહેવત છે દાઢીના દોઢસો અને ચોટીના ચારસો. આ કહેવત વાર્તા પણ જાણવા જેવી છે.

ગુજરાતના કોઈ એક ગામમાં એક વહોરાજી રહેતા હતા. એક દિવસે રાતના તેઓ પોતાના ઘરના ઓટલા પર બેઠા હતા તેવામાં અંધારાનો લાભ લઈ એક ચોર તેમના પર તૂટી પડયો અને પછી દાઢી પકડી કહેવા લાગ્યો-'રૂપિયા દોઢસો આપે તો જ તને છોડું ત્યાં વગર નહિ.'

વહોરાજીએ વિચાર્યું કે આ ચોરના હાથમાંથી છૂટવા કંઈક યુક્તિ કરવી પડશે, ત્યાં વગર છુટાશે નહિ. એટલે જાણે પોતાની સ્ત્રીને કહેતા હોય તેમ તેમણે મોટેથી કહેવા માંડયું 'સાંભળે છે કે! આ ચોર આવો છે. તેણે મારી દાઢી પકડી છે, ને રૂપિયા દોઢસો રોકડા માંગે છે. માટે જલ્દી રૂપિયા લાવ નહિ તો જો એ ચોતરી પકડશે તો રૂપિયા ચારસો તેને આપવા પડશે. માટે દોરસોમાં પતાવી દેવા દે. ઉતાવળ કર....'

ચોરે આ સાંભળ્યું. તે વિચાર કરવા લાગ્યો કે દાઢીના તો મને માત્ર દોઢસો જ મળે છે. જ્યારે ચોટલી પકડતાં મને થારસો મળશે. માટે લાવ, ચોટલી જ પકડું' વિચારીને તેણે વહેરાજીની દાઢી છોડી દીધી અને પછી ચોટલી પકડવા જાય છે પણ પકડાય શું? માથે તો ટકો મુંડો હતો. હાથમાં કંઈ પકડાયું નહિ. આ તકનો લાભ લઈ વહોરાજી ઘરમાં ઘૂસી ગયા અને ફડ દેતાં બારણાં બંધ કરી દીધાં.

અણીના અવસરે સમયસૂચકતા વાપરવાથી વહોરાજી બચી ગયા.

પણ આ વહોરાજીની બુધ્ધિ આગળ વાણિયાની બુધ્ધિ-તેની અકકલ હોશિયારી ચઢી જાય. વહેરાજી તો માત્ર દાઢીના રૂપિયા દોઢસો કહી બેસી રહ્યા ત્યારે વાણિયાએ તો પોતાની દાઢીના રૂપિયા બાવીસ હજાર પૂરા બાદશાહની પાસેથી લઈ લીધા અને દાઢી તે આપી જ નહિ.

**દુનિયામાં બેવકૂફ કોણ છે?**

એક દિવસે અકબરે બીરબલને પ્રશ્ન પૂછયો-'દુનિયામાં સૌથી બેવકૂફ કોણુ છે?'

બીરબલને એ દિવસોમાં મુલ્લા અને કાજીઓની સાથે તકરાર ચાલતી હતી એટલે તેણે ઝટ કહી દીધું. જહાંપનાહ, 'મુલ્લા અને કાજી.'

અકબરે આ વાત માની નહિ તેણે કહ્યું, 'ના, એમનાથી પણ મોટો બેવકૂફ છે અને તે છે વાણિયો.'

બીરબલે ચૂપકીદી પકડી. હવે વાત એવી થઈ કે આ વાતની પરીક્ષા કેવી રીતે થાય?

બીરબલે કહ્યું, 'હજુર! એક ઉપાય છે બે દાઢીવાળાઓને પકડવામાં આવે એમાં એક મુલ્લા હોય અને એક વાણિયો. આ

બન્નેની દાઢી ખરીદી લેવામાં આવે આથી અક્કલમંદો અને બેવકૂફ જાહેર થઇ જશે.'

અકબરને આ વાત ગમી ગઈ. તેણે કહ્યું, 'બીરબલ! વાત મઝાની છે. શરૂઆત કરી દે.'

બીરબલ સૌથી પહેલો એક મુલ્લા પાસે ગયો અને તેને બાદશાહની ઇચ્છાની વાત કરી. મુલ્લાએ વાત સાંભળી પોતાની કોમળ દાઢી પર હાથ ફેરવ્યો અને પછી કહ્યું– 'જહાંપનાહની આવી મરજી છે તો દાઢી એમને ભેટ આપીશ.'

વાતચીતમાં મુલ્લાએ પચાસ લઈને દાઢી આપવાનું સ્વીકારી લીધું. બીરબલે આ સોદો પાક્કો કરી લીધો અને પછી બાદશાહની હાજરીમાં દાઢીના મુંડન સંસ્કાર કરવાનું નક્કી કરવામાં આવ્યું.

હવે બીરબલ એક દાઢીવાળા વાણિયાની પાસે ગયો. કહ્યું. 'બાદશાહ સલામત દાઢી ખરીદવા ઇચ્છે છે–મ્હોં માંગ્યું મૂલ્ય આપશે.'

વાણિયો પહેલાં તો ગભરાઈ ગયો. તેણે પોતાની પ્રિય દાઢી પર હાથ ફેરવતાં કહ્યું– 'બાદશાહ જ્યારે ઇચ્છે છે ત્યારે મારે એ આપવી જ પડશે.'

'પણ કિંમત?' બીરબલે પૂછ્યું.

વાણિયાએ કહ્યું– 'હુજુરની આગળ કિંમત તે કહેવાતી હશે? અને મારાથી તે લેવાય ખરી? એક વખતે માના મરણ પર એ દાઢી કરાવી હતી તેમાં મને બાવીસ હજાર રૂપિયાનો ખર્ચ થઈ ગયો હતો. એથી વધુ દામ હું હુજુરની પાસેથી કેવી રીતે માંગી શકું?'

વાણિયાની વાત સાંભળી બીરબલ અંદરથી ખુશ થઈ ગયો. તેણે વિચાર્યું કે આ વાણિયો બાદશાહ પાસેથી રૂપિયા બાવીસ હજાર લેવાનો જ. અને આથી ખરો બેવકૂફ કોણ છે તે પણ જણાઈ આવવાનું. બીરબલે વાણિયાની આ વાત મંજૂર કરી. તેનો મુંડન સંસ્કાર પણ બાદશાહની હાજરીમાં જ કરવાનું નક્કી થયું.

નક્કી કરેલા દિવસે મુલ્લા અને વાણિયો બન્ને હાજર થઈ ગયા. મુલ્લાએ કિંમત લઈને તરત જ પોતાની દાઢી મુંડાવી દીધી. અને બાદશાહની સામે તે મૂકી દીધી.

હવે વાણિયાનો વારો આવ્યો. હજામે તેની દાઢી પકડી. કહેવત છે તેમ હજામના હાથમાં દહાડો આવે એટલે તે પોતાના બાપની જ સમજે છે. તેણે ફટ દેતો અસ્રો કાઢયો અને દાઢીને મુંડવાની તૈયારી કરી.

એટલામાં વાણિયો બોલી ઊઠયો, 'હુજુર, અવિનય થાય તો માફ કરજો. પણ આ આપની દાઢીની બેઈજ્જતી કરવા ઇચ્છે છે.'

'મારી દાઢી? કેવી રીતે?' બાદશાહે ચોંકીને કહ્યું.

વાણિયાએ કહ્યું–'હા, હુજુર! મને તો ૨૨ હજાર રૂપિયા આ દાઢીના મળી ચૂકયા છે. હવે આ દાઢીના અસલ માલિક તો આપ જ છો. એક સાધારણ હજામ આપની દાઢીની બેઈજ્જતી કરે. વાહ હુજુર! હું આ કેવી રીતે જોઈ શકું?'

બાદશાહ વાણિયાની અક્કલ પર આફ્રીન પોકારી ગયો. બીરબલે તાળીઓ પાડી. વાણિયો પોતાની દાઢી સલામત રાખી શકયો

માટે હું પ્રજાને નહિ પીડું' આ પ્રમાણે તેણે મન સાથે નિર્ણય કર્યો.

બીજી રાતે રાજા પુનઃ વેશ્યાને ઘેર ગયો અને તેણે રસ માગ્યો. રાજાની ઇચ્છા માત્ર પરીક્ષા કરવાની જ હતી. વેશ્યા વાડીએ ગઈ અને ત્યાંથી તરત જ રસ લઈ ને પાછી ફરી. તેનું મન પ્રફુલ્લ હતું. રસ ભરપૂર નીકળ્યો હતો. રાજાએ એ પીધો તો તેમાં ભરપૂર મીઠાશ જણાઈ. રાજાએ એનું કારણ પૂછ્યું. વેશ્યાએ કહ્યું 'રાજાનું મન પ્રજા પર પ્રસન્ન છે. તેનું જ આ કારણ છે.'

મનનો ભાવ એમાં બરાબર અંકાઈ ગયો હતો.

આવી જ એક વાત ફારસી પુસ્તકોમાં પણ જોવામાં આવી છે. શહેનશાહ જહાંગીરે પણ તેનો ઉલ્લેખ પોતાની આત્મકથામાં કર્યો છે. આ વાત આવી છે.

એક બાદશાહ ગ્રીષ્મ ઋતુમાં એક બાગને દરવાજે પહોંચ્યો. વૃદ્ધ બાગબાન દરવાજા પર ઊભો હતો. બાદશાહે તેને પૂછ્યું, 'આ બાગમાં અનાર છે?'

'હા.'

બાદશાહે ફરમાવ્યું 'એક પ્યાલો અનારનો લઈ આવો.'

માળીની પુત્રી સુંદર ચહેરાવાળી અને સ્વભાવની હતી. માળીએ તેને ઇશારો કર્યો કે અનારનો રસ લઈ આવ. છોકરી તુરત જ ગઈ અને ત્વરાથી એક પ્યાલો અનારનો રસ લઇ બહાર આવી. એના પર થોડાક પાન પણ મુકેલાં હતાં.

બાદશાહે એના હાથમાંથી પ્યાલો લઈ લીધો અને રસ પીધો. પછી છોકરીને પૂછ્યું, 'રસ પર આ પાંદડા મૂકવાની મતલબ શી હતી?

છોકરીએ મધુર સ્વરે કહ્યું, 'આવી ગરમ હવામાં પરસેવાથી રેબઝેબ આપ થયેલા છો. હજુ આપને પ્રવાસ કરવાનો છે. આવી સ્થિતિમાં આપ એકદમ પાણી પીઓ તે તંદુરસ્તીના નિયમની વિરૂદ્ધ છે. આ વિચારથી મેં પાંદડા રસ ભરેલા પ્યાલાની ઉપર મૂકી દીધા હતા, કે જેથી આપ રસ ધીરે ધીરે પી શકો.

આ ડહાપણ ભરેલી અને ઠરેલ વાતથી બાદશાહ આનંદ પામ્યો. તેના મનમાં ઇચ્છા થઈ કે હું આ છોકરીને મારા મહેલમાં ખિદમત કરનારી સેવિકાઓમાં દાખલ કરું.

પછી તેણે માળીને પૂછ્યું, 'આ બાગમાંથી તને કેટલી આવક થાય છે?'

'૪૦૦ દીનારની.

'કચેરીમાં શું આપે છે?'

'કંઈ જ નહિ. માળીએ કહ્યું : 'બાદશાહ વૃક્ષ છોડ પર કોઈ કર લેતા નથી. માત્ર ખેતીનો દશમો ભાગ જ લે છે.'

બાદશાહના મનમાં આવ્યું કે મારી સલ્તનતમાં બાગ ઘણા છે. વૃક્ષો પણ અધિક છે. જો હું બાગની ઉપજમાંથી દશમો હિસ્સો લઉં તો સારી આવક થાય અને રૈયતને પણ કંઈ નુકસાન થાય તેમ નથી. હું હવે ફરમાવીશ કે બાગોમાંથી પણ મહેસૂલ વસુલ કરે.

બાદશાહની તૃષા હજુ તૃપ્ત થઈ નહોતી. તેણે કહ્યું 'એક પ્યાલો રસ હજુ જોઇએ છે એ લઇ આવો....'

છોકરી ગઈ અને કેટલાક સમય પછી અનારનો રસ લઇ આવી પહોંચી.

બાદશાહે કહ્યું : 'તું જ્યારે પહેલી વખતે રસ લેવા ગઈ હતી ત્યારે જલ્દીથી આવી ગઈ હતી અને વધુ રસ લઈને આવી હતી. જ્યારે આ વખતે તને બહુ વાર લાગી અને રસ પણ તું થોડો લાવી છે. એનું કારણ શું ?'

છોકરીએ કહ્યું—'પહેલાં તો માત્ર એક જ અનારના રસથી પ્યાલો ભરાઈ ગયો હતો. પણ બીજી વાર પાંચ છ અનાર નીચોવ્યા તો પણ પ્યાલો ભરાયો નહીં. આથી વાર પણ લાગી ગઈ.'

બાદશાહ આ વાતથી હેરત પામી ગયો.

ફળમાંથી બરકત જતી રહી.

બાગબાને કહ્યું, 'મહેસુલમાં બરકત બાદશાહની નેક નીયતથી જ થાય છે. મારા મનને થયું કે આપ ખુદ બાદશાહ જ છો. જ્યારે આપે મને બાગની આવક અંગે પૂછ્યું ત્યારે આપની નીયત ચલાયમાન થઈ ગઈ. પરિણામે ફળમાંથી બરકત જતી રહી.

બાદશાહના મન પર આ વાતની અસર થઈ ગઈ. તેણે આવેલા વિચારને મનમાંથી કાઢી નાંખ્યો. પછી કહ્યું, "એક વાર ફરીથી અનારનો રસ લઈ આવ."

છોકરી રસ લેવા ગઈ અને તરત જ રસનો ભરેલો પ્યાલો લઈને આવી પહોંચી. તેણે સ્મિત સાથે પ્યાલો બાદશાહના હાથમાં આપ્યો.

બાદશાહે પોતાની ઓળખ આપી અને બાગબાનની બુદ્ધિના વખાણ કર્યાં. તેણે છોકરીને બાગબાનની પાસેથી માંગી લીધી.

ઘાસમાં પણ મોતી ઉગી શકે
ચુ નીયત નેક બાશદ બાદશાહ!
બજાએ ગુલ ગુહર ખેદજગિયાહ ॥

ફારસી ભાષાના એક કવિએ બાદશાહોની નેક નીયતનું બ્યાન કરતાં કહ્યું છે :

એટલે કે જો બાદશાહની નીયત નેક હોય તો ફૂલની જગ્યાએ ઘાસમાં મોતી ઉગે'

રાજકવિ કલાપીએ પોતાના એક કાવ્ય 'ગ્રામ્ય માતા'માં આજ ભાવના વ્યક્ત કરી છે તે તો સહુ જાણે જ છે જ.





## ૬૬ દીકરી અને પેણી એ બન્ને પર ધ્યાન રાખો

દીકરી અને પેણી એ બન્ને પર ધ્યાન રાખો.

એક સશક્ત કહેવત પણ દીકરી અંગેની છે, એમાંય વ્યવહારિક જ્ઞાન ભર્યું છે,

**દીકરીને ન મુકાય ઉછરતી, પેણી ન મુકાય ઊભરતી.** અર્થ સ્પષ્ટ છે આ બન્નેની ઉપર બરાબર ધ્યાન રાખવું જરૂરી છે.

મનદુઃખને ઘરમાં જ દાટી દો,

નવી વહુઓને કે પછી વહુ વગેરેને શિખામણ આપતી એક કહેવત પણ છે. આ કહેવત છે–

**'કઢી કરતાંય ન આવડી તેમ નાખી દેતાંય ન આવડી.'**

આ કહેવતની પાછળ એક નાની વાત છે. કોઇક વહુએ કઢી કરેલી અને તે બગડી ગયેલી. આથી તેની સાસુએ તેને ઘણો ઠપકો આપેલો. આ વાત એક પડોસણના જાણવામાં આવી. તેણે વહુને શિખામણ આપી કે એ બગડેલી–કઢી ફેંકી દેવી હતી ને? કરી છે એમ કોઈને ખબર જ પડવા નહોતી દેવી કે જેથી ઠપકો ખાવો ન પડત.

પરન્તુ આ કહેવત પાછળ એક ભાવાર્થ રહેલો છે. આપણાથી કોઈ કામ બગડી જાય, કે કોઈ અપકૃત્ય થઈ જાય તો તે વાતને એવી છૂપાવી દેવી કે તે બનાવ બન્યો છે એમ કોઈને પણ ખબર ન પડે. વહુને સાસુના શબ્દોથી દુઃખ થયું હોય કે પછી વહુના વ્યવહારથી સાસુને ખોટું લાગ્યું હોય તેનું મન દુભાયું હોય તો પણ બહારથી આ બન્નેએ એવો વ્યવહાર કરવો જોઈએ કે જેથી મનદુઃખની વાત કોઈ બીજો જાણી ન શકે, લડાઈ–ઝઘડો ઘરમાં જ સમાવી દેવો એને બહાર ન કાઢવો તે આ કહેવત પાછળનું રહસ્ય છે. આ કહેવતનો મર્મ.

આજે કેટલીક વહુઓ–સ્ત્રીઓ આળસથી કે પછી કામ ચોરવાની વૃત્તિથી બાંધેલા લોટના લુવા ગટરમાં નાખી દે છે અને પછી જાણે બધી રોટલી–ભાખરી કરી લીધી હોય તેમ બતાવે છે. આ મનોવૃત્તિ ઉપલી કહેવતથી ભિન્ન પડી જાય છે તે જાણવું રહ્યું.

### છોકરી ખપે-માબાપ ન ખપે

જ્ઞાતિ–જાતિના ભેદ જ્યારે તીવ્ર હતા. વાડા બંધાયલા હતા ત્યારની એક કહેવત પણ જાણવા જેવી છે. આ કહેવત કટાક્ષના રૂપમાં કહેવાઈ છે. કહેવત છે કે 'કઢીમાંની વડી ખવાય, પણ કઢી ન ખવાય' એનું રહસ્ય એ છે કે કોઈ ઊતરતી ન્યાતની–ભિન્ન વાડાની –ઘરની કન્યા લવાય પણ તે ન્યાતના માણસો સાથે વ્યવહાર રાખવામાં ન આવે તેની સામે આ કહેવતનો કટાક્ષ છે. **'છોકરી ખપે પણ માબાપ ન ખપે.'** આ કહેવતમાં પણ આવો જ ટંકાર છે. છોકરી–વહુ પસંદ આવી છે. એને રાખી લેવાય પણ તેના માતા પિતા કે ભાઈભાંડુ સાથે વ્યવહાર નહિ રખાતો હોય ત્યારે આમ બોલાય છે.

★



## ૬૭ દિલ્હી તો બહોત દૂર હૈ

**દિલ્હી તો બહોત દૂર હૈ.**

'દિલ્હી દૂર છે' – 'દિલ્હી તો બહોત દૂર હૈ–' આ કહેવત ગુજરાતી મરાઠી–હિંદી તથા ઈતર પ્રાન્ત ભાષાઓમાં પણ રૂઢ થઈ

ગયેલી છે. આ કહેવતને ઈતિહાસ સાથે પણ સંબંધ છે. મરાઠા સરદારો જ્યારે સૈન્ય લઈ દિલ્હી પર હલ્લો લઈ જતાં તેની સાથે આ કહેવત સંકળાયલી છે. આ કહેવતનું મૂળ ફારસી છે ફારસીમાં કહેવત છે-'હનોજ દેહલી દુર અસ્ત !' (હનોજ-હજુ તો) 'હજુ દિલ્હી ઘણું દૂર છે.

તમે જે સ્થળે જવા ઇચ્છો છો તે સ્થળ તો હજુ બહુ દૂર છે. એને માટે ભારે કષ્ટ સાહસ કરવાની જરૂર છે. ક્યારેક કોઈકાર્યની પ્રાપ્તિમાં ઢીલ થાય છે ત્યારે પણ આ કહેવતનો ઉપયોગ થાય છે. કોઈ માણસ અશક્ય કાર્ય શરૂ કરે ત્યારે પણ આ કહેવત બોલાય છે. ૧૯૬૫-૬૬ની લોકસભાની ચુંટણી સમયે એસ. કે પાટીલની સામે જ્યોર્જ ફર્નાન્ડીસે પોતાની ઉમેદવારી નોંધાવેલી. સદોબા પાટીલ જેવા ધુરંધર મહારથની સામે જયોર્જનું આ સાહસ હતું. ગજા ઉપરાંતનું અશક્ય સાહસ હતું અને એટલે તેને ઉદ્દેશીને પોસ્ટરો પણ નીકળેલાં 'જ્યોર્જ -દિલ્હી દૂર છે....' એ ચુંટણીમાં આ કહેવતનો ઉપયોગ છુટથી થયો હતો.

'દિલ્હી દૂર છે....' આ કહેવતની સામે એક બીજી કહેવત પણ પ્રચાર પામેલ છે. એ કહેવતમાં જોમ છે—તાકાતનો પરચો છે. પુરૂષાર્થનો ડંકો છે. કહેવત છે.-**અગરચે દિલ્હી દૂર અસ્ત દુશ્વારનીસ્ત** દિલ્હી દૂર છે તે વાત ભલે સાચી હોય પણ ત્યાં પહોંચવું મુશ્કેલ નથી મનુષ્ય પ્રયત્ન કરીને ત્યાં અવશ્ય પહોંચી જાય છે. પુરુષાર્થીને માટે કોઈ કામ અશક્ય નથી જ, તે આ કહેવત બતાવી આપે છે.



## ૬૮ દે દાળમાં પાણી.....

**મહેમાન—એ બરકતની નિશાની છે.**

**આપણા** ધર્મમાં 'અતિથિ દેવો ભવ:' આ સૂત્ર મુખ્યપણે અંકાયેલું છે. પુરાણ કથાઓ-ધર્મકથાઓમાં મહેમાનની, આગતા-સ્વાગતા કરવા માટેના અનેક બોધપ્રદ દ્રષ્ટાંત છે. ભારતની પરંપરા તેના અતિથિ ધર્મથી ઉજળી રહી છે અતિથિનું-અભ્યાગતનું સ્વાગત સૌ પ્રથમ કરવું એ આપણા ગૃહસ્થાશ્રમ ધર્મનો પાયો છે.

મહેમાન-પરોણો-અતિથિ એનું સ્થાન આપણી કહેવતોમાં પણ મહત્ત્વનું રહ્યું છે. એને આવકાર પણ મળ્યો છે અને પાણો પણ. એના પર પુષ્પો બિછાવવામાં આવ્યા છે અને તેને કાંટાથી પણ નવાજવામાં આવ્યો છે.

અતિથિ આવે તેનો આદર સત્કાર કરવો. આ આપણું નીતિ વાક્ય છે. આગળના વખતમાં તો મહેમાન દેવ ગણાતો. ગુજરાત અને સૌરાષ્ટ્ર તેની મહેમાનગીરીને માટે

સુપ્રસિદ્ધ છે. આગળના સમયમાં સાધારણ વર્ગના લોકો બીજના દર્શન કરી માગતા-

બીજ માવડી, ચુલે તાવડી,
બે બળદ ને એક ગાવડી.

ચુલે તાવડી, એટલે મહેમાન જો નિત્ય આવે તો ચુલા પર તાવડી કાયમ જ રહે છે આ બરકતની નિશાની છે. અને એટલે જ લોકો ચુલા પર તાવડી કાયમ કહે તેવું વરદાન માગતા.

મહેમાન હેવાન ક્યારે કહેવાય છે ?

પણ સમયના વહેણ સાથે ભાવના અને વલણમાં પણ પલટો આવતો ગયો. મોંઘવારી, ખર્ચ વધુ અને આવક ઓછી જોઈતી ચીજ વસ્તુઓ મળવાની પણ મુસ્કેલી. આ બધાં કારણોને લઈને મહેમાન લોકનજરે ચઢી ગયો અને તે નિંદાવા લાગ્યો. કહેવતોમાં પણ હવે તે ગવાતો થઈ ગયો.

છતાં આપણી મૂળ ભાવનાનો અંશ તો કાયમ જ રહ્યો. માત્ર એમાં થોડોક પલટો આવ્યો કહી શકાય. અને આ પલટો કહેતીએ બતાવ્યો પણ છે.

એક દિન રેહવે તો મહેમાન
દો દિન રેહવે તો ભી મહેમાન
તીન દિન રેહવે તો સચ્ચા મહેમાન
પર તીન દિનસે જાદા રહે તો
પક્કા હેવાન.

મહેમાન કોને ત્યાં આવે છે ?

મહેમાન કંઇ દરેકને ત્યાં નથી આવતા. મન દેખીને જ મહેમાન આવે છે, જેની સ્થિતિ સારી હોય છે-જે આબાદીમાં હોય છે જે ગૃહસ્થ છે તેને ત્યાં જ મહેમાન આવે છે.

ચડતા દિનું પારખું,
ઘેર આવે મહેમાન,
પડતા દિનું પારખું,
ઘેર ન આવે શ્વાન.

મહેમાનને સાચવવો તેની આગતા સ્વાગતા કરવી એ આપણી નૈતિક ફરજ છે. કહેવતે પણ કહ્યું છે કે-માગીને પણ મહેમાન સાચવવો.' 'મહેમાન દિવસવાળાને ઘેર હોય.'

દે દાળમાં પાણી

મહેમાનનું સ્વાગત કરવું તેને આવકારવો એ વાત તો ખરી પણ આ ક્યારે બને. એક બે મહેમાન આવ્યા હોય તો જ આ બની શકે. દાળનું તપેલું ચઢાવ્યું હોય અને પાંચ સાત મહેમાન આવી ચઢ્યા તો ? ફરી દાળ ચડવવામાં આવે તો ઘણો સમય ચાલ્યો જાય તો કરવું શું ? આપણી કહેવતે એનું પણ નિરાકરણ કર્યું છે. પાંચમાંથી દશ પંદર મહેમાન જો થઈ જાય તો-દે દાળમાં પાણી....

પંડયો કહે છે પંડયાણીને
સુણ મારી વાણી,
પાંચમાંથી પંદર થયા,
દે દાળમાં પાણી.
તીન બુલાયે તેરા આએ,
હુઈ રામકી બાની,
રામ રામ ભગત એમ ભણે
દે દાળમાં પાણી.

બારા બુલાયે બતીસ આયે,
દેખો જગકી રીત
બહારકે આ કર ખા ગયે
ઘરકે ગાયે ગીત.

આ અંગેની એક વાર્તા જાણવા જેવી છે.

કોઈ એક ગામના મંદિરમાં એક સાધુ-સાધુડી અને બાળક એમ ત્રણ જણાં રહેતાં હતાં. એક દિવસે એજ ગામના એક ભગતે આ ત્રણેને જમવાનું નોતરૂં દીધું. આ ભગત સાધારણ સ્થિતિનો જ હતો. ગરીબ જ કહો તો ચાલે. પોતે તથા બાળકો પેટ પૂરતું અન્ન પણ પામતાં નહિ છતાં આ ભગત પોતાના ભગતવેડા છોડતો નહિ. ઘરમાં પૂરતું અનાજ પણ રહેતું નહિ. આ સ્થિતિ હોવા છતાં ભગતથી આ ત્રણેને જમવાનું નોતરૂં અપાઈ ગયું.

ભગતાણીએ રસોઈ કરવા માંડી. ચુલા પર દાળ ચડવા મૂકી. આ બાજુ સાધુ-સાધુડી અને બાળક ત્રણે ભગતને ત્યાં આવ્યા અને તેમણે ભજન શરૂ કર્યું.

ભજન થતું જોઈ બીજા પાંચ પંદર સાધુઓ પણ ભગતને ઘેર આવી ચઢયા. ભગતનું નામ મોટું. બારણે આવનારને ના કેમ કહેવાય? તેણે સૌને આવકાર્યા.

ભગતાણીને હવે ચિન્તા થઈ, તે ભગતનો સ્વભાવ જાણે. ભગત આ બધાને પ્રસાદ લેવાનો આગ્રહ કરવાના જ. કરવું શું? તેણે ધીરેથી ભગતને આ વાત કરી. ભગતે હળવેથી કહ્યું, 'મુંઝાય છે શા માટે. દાળમાં પાણી નાખી દેજે એટલે બધું બરાબર થઇ જશે.'

ભગતાણીએ તેજ મુજબ કર્યું. સૌ સાધુઓ જમવા બેઠા. દાળમાં દાળ શોધી ન દેખાય. મસાલાવાળું પાણી જ.

એક સાધુ જરા ચકોર હતા તેના જાણવામાં આ વાત આવી. તેણે કહ્યું-

ભગત કહે છે ભગતાણીને,
સાંભળ મારી વાણી,
ત્રણ બોલાવ્યા ને તેર આવ્યા
તો દે દાળમાં પાણી

કંઈક ખરી-ખોટી વાત હોય અને તેને સાચી તરીકે ધપાવવાની હોય છે. ત્યારે પણ કહેવાય છે દે દાળમાં પાણી....'

આ તો સાધારણ વાત થઇ. સમય-સૂચકતાની વાત કહેવાય. અરે, આ તો સંકટ સમયે સાંકળ ખેંચી લીધી....પણ મહેમાન આવી ચઢે-ઘરમાં ધામા નાખે અને તેને તરત કાઢવો હોય તો શું કરવું? આપણી કહેવતોમાં આપણા લોક સાહિત્યમાં તેના પણ દાખલાઓ છે.

આ વાત છે નફ્ફટ મહેમાન અને નફ્ફટ ગૃહસ્થની.

## એમાં દાતણ પણ નાંખતા આવજો!

ઘરમાં મહેમાન આવ્યા. ઘરધણીએ આગતા સ્વાગતા કરી. મોઢે સાકર જ પીરસી. પછી ધીરે રહીને પોતાની ધણીયાણીને કહ્યું-'સાંભળ્યું કે! મહેમાન આવ્યા છે....જમીને આવ્યા છે માટે પાણીનો લોટો લાવજો....'

મહેમાન ચતુર હતો એ સમજી ગયો કે આ ભાઈ મને જમાડયા વગર જ કાઢવા

ઇચ્છે છે એટલે તેણે નફફટાઈથી કહ્યું 'ભાભી! એમાં દાતણ પણ નાંખતા આવજો.'

એટલે કે મારે હજુ દાતણ પણ બાકી છે ત્યાં જમીને આવવાની વાત કેવી ?'

મહેમાન માથાનો મળ્યો.

કેટલીક વખતે ઘરમાં અણગમતો પરોણો આવી ચઢે છે ત્યારે પતિપત્ની એક થઈ જાય છે અને નાટક જેવું કરે છે. એક દરજીને ત્યાં મહેમાન આવ્યા. ધણી ધણીયાણીને આ ન ગમ્યું. એટલે તેઓ તરત કંઈ બહાનું કાઢી બહાર નીકળ્યા મહેમાન પણ બહાર આવ્યો. ઘરધણીએ બારણાને સાંકળ ચઢાવી દીધી.

મહેમાન ચતુર હતો. એ સમજી ગયો કે દરજીએ મને કાઢવાને માટે જ તરકટ કર્યું છે. એટલે તે ચૂપચાપ પાછળ ગયો અને ઘરની વંડી ઓળંગી ઘરમાં દાખલ થઈ મેડા ઉપર ચડીને સૂઈ ગયો.

થોડીક વાર પછી દરજી દરજણ ઘર આગળ આવ્યા. તેમણે માની લીધું કે મહેમાન હવે ચાલી ગયા છે બન્ને સાંકળ ઉઘાડીને ઘરમાં આવ્યાં. દરજીએ પોતાની સ્ત્રીને કહ્યું, 'હું કેવો ડાહ્યો કે ગજ લઇને દોડયો.'

દરજણ બોલી-'હું કેવી કે સુપડું લઈને જતી રહી.'

મહેમાને આ સાંભળ્યું અને પછી ધીરેથી કહ્યું 'અમે કેવા કે મેડે ચડીને સૂતા....'

*

પરોણો ઘરમાં આવે એટલે તે ન ગમતો હોય તો પતિ તરત જ કહી દેશે.

તું કરજે તકાદો ને,<br>હું રાખીશ ટેક,<br>પરોણા ગયા પછી<br>આપણ બે એકના એક.

પરોણાને કાઢવાની આવી તો કંઈક યુક્તિઓ અજમાવાય છે.

અતિથિ સદા આવકારદાયક છે.

આ તો ઠીક છે. જમાનાના પાણીએ આ કહેવતો, માન્યતાઓને વાચા આપી છે. પણ આપણી સંસ્કૃતિમાં તો મહેમાન અતિથિ માટેનો આદરભાવ કાયમ છે જ. સાચું કહ્યું છે 'મેહ ને મહેમાન કેટલા દિવસ ?' 'જે જેનો પરોણો તે તેનો પરમેશ્વર.' વિનોબાજીએ 'અતિથિ દેવ' ને સમાજ દેવતા માન્યો છે સમાજ અવ્યક્ત છે અતિથિ વ્યક્ત છે. અતિથિ સમાજની વ્યક્ત મૂર્તિ છે. એ અતિથિના રૂપમાં આપણી પાસે સેવા માંગી રહ્યો છે. આપણી આવી ભાવના હોવી જોઇએ.

★

# ૬૯ ધોબીનો કૂતરો નહિ ઘરનો નહિ ઘાટનો

**માણસ** જ્યારે દ્વિધામાં પડે છે ત્યારે તે નથી રહેતો ઘરનો કે નથી રહેતો ઘાટનો. ધોબીના કૂતરાના જેવી તેની દશા થાય છે. આ અંગેની જે કહેવતો છે તેમાંની એક જોરદાર કહેવત છે–'ધોબીનો કૂતરો નહિ ઘરનો કે નહિ ઘાટનો.' આ કહેવત માત્ર ગુજરાતીમાં જ નથી પરન્તુ ભોજપુરી, રાજસ્થાની, મરાઠી અને હિંદી–ઉર્દૂમાં પણ મળી આવી છે. આમ આ કહેવત લગભગ બધી જ પ્રાદેશિક ભાષાઓમાં મળી આવે છે.

કેટલાક માણસો બન્ને તરફની ચાલ ખેલે છે. આ તરફ પણ રહે અને બીજી બાજુએ પણ તે હોય છે જ. બન્ને તરફ તેઓ ઢોલ વગાડતાં હોય છે. આવાઓને માટે પણ આ કહેવત લાગુ પડે છે. ધોબીના કૂતરાની જેમ જ તેઓ નથી રહેતાં આ બાજુ કે નથી રહેતાં પેલી બાજુએ. 'બે ઘરનો ધણી ભૂખે મરે' તેના જેવી જ સ્થિતિ તેમની હોય છે.

આ અંગે એક પ્રાચીન કવિએ સાચું જ કહ્યું છે કે :

દુનિયાકી તલબમેં હુએ અલ્લાહસે દૂર,
લેકિન દુનિયાકો હમસે હૈ સખત નફૂર
ધોબી કે કુત્તેકી તરહ સદ અફસોસ,
હમ ઘરકે રહે ન ઘાટકે ઔર રંજૂર.

ધોબીનું પાળેલું જાનવર તો ગધેડો જ છે. એના ઉપર જ તે કપડાંની ગાંસડીઓ લાદીને ધોબીઘાટ પર કપડાં ધોવાને માટે જાય છે. સાંજે પાછો એના ઉપર જ ધોયેલા વસ્ત્રોની ગાંસડીઓ મૂકી તે ઘેર આવે છે. ધોબીનો સારોય ભાર આ ગર્દભ જ સહન કરે છે.

આમ છતાં પણ જ્યારે વહેલી સવારે ધોબીઘાટ પર જવા તૈયાર થાય છે ત્યારે તેના મહોલ્લાનો–તેના ઘર પાસે જ ટૂકડો રોટલો ખાઈને જીવતો કૂતરો પણ તેની સાથે સાથે ઘાટ તરફ ચાલવા માંડે છે. આખો દિવસ એ ધોબીની સંગતમાં જ રહે છે. સાંજે જ્યારે ધોબી પોતાના મહોલ્લામાં આવે છે ત્યારે કૂતરો પણ આંગણામાં સૂઈ રહે છે.

મહોલ્લાના બીજાં કૂતરાઓને મન આ કૂતરો પરાયા જેવો જ લાગે છે. કારણ આખો દિવસ આ કૂતરો તેમને જણાતો નથી. એ મહોલ્લામાં હોતો જ નથી. એટલે બીજા કૂતરાઓ તેને ઓળખતાં હોતા જ નથી. રાતના જ્યારે એ આવે છે ત્યારે મહોલ્લાના આ કૂતરાંઓ તેને અજાણ્યો સમજી સતાવે છે. રાત્રિના સમયે તે ધોબીઘાટ પણ જઈ શકતો નથી. કારણ તે નિર્જન હોય છે. આમ એ નથી રહેતો ઘરનો કે નથી રહેતો ઘાટનો.

તુલસી આ સંસારમેં, સર્યો ન એકે કામ;
દુગ્ધામેં દોનું ગયે, માયા મીલી ન રામ.



# ૭૦ ટાઢે પાણીએ ખસ ગઈ

કોઈ વિઘ્ન આવ્યું હોય–કોઈની હરકત નડતી હોય કે પછી કંઈ મુસીબત આવી હોય અને તે હળવેથી કે પછી આપોઆપ કે તેના જ પ્રયત્નથી દૂર થઈ જતી હોય ત્યારે કહેવાય છે કે 'ટાઢે પાણીએ ખસ ગઈ.'

ખસ એક ચેપી દર્દ છે. અનેક ઉપાયો કરવા છતાં પણ જ્યારે તે જતી નથી ત્યારે માણસ કંટાળી જાય છે. આવા વખતે પાણીમાં કામકાજ કરતાં ખસ ભાગજોગ જો મટી જાય કે નીકળી જાય તો કહેવાય છે– 'ટાઢે પાણીએ ખસ ગઈ.'

આ કહેવત અંગેની એક વાર્તા છે.

એક નદીને તીરે કોઈ એક લુચ્ચોલફંગો બેસી રહ્યો હતો અને ત્યાં આગળ જે કોઈ સ્ત્રી કે યુવતી આવે તેની તરફ બદદાનતથી જોતો હતો. આ લુચ્ચા માણસને સતાવવાની કોઈની હિંમત થતી નહોતી એટલે આ માણસનું ખૂબ જ ચડી વાગ્યું હતું.

એક વખતે એક વાણિયાની જાન એ નદીને કિનારે આવી અટકી ગઈ હતી કારણ તેને સામે કિનારે જવું હતું. પણ પાણી વધુ હતું, અને તે રેલને અંગે ચડતું જ જતું હતું. આથી રેલ ઉતરી જાય ત્યાં સુધી જાનને અહીં રહેવું પડે તેમ હતું.

આ લુચ્ચો કિનારે જ બેઠો હતો અને સ્ત્રીઓ તરફ જોઈ જાતજાતનાં ચેનચાળા કરતો હતો. વાણિયાઓ હતા ઘણા પણ લુચ્ચાને સતાવવાની હિંમત તેમનામાં નહોતી. કદાચ કંઈ દખો થઈ જાય એને પોલિસ ચોકીએ જવું પડે તો લગ્નમાં વિઘ્ન આવે. એટલે તેઓ ચૂપચાપ બેસી રહ્યા હતા.

એટલામાં અંધારૂં થવા આવ્યું. આ અંધકારમાં એક વાણિયાએ એક રીંછને પાણીમાં ખેંચાઈ આવતું જોયું. તરત જ તેની ચતુરાઈ ઝળકી ઉઠી. તેણે પેલા લુચ્ચાને કહ્યું 'આ કાળો કામળો ખેંચાઈ આવે છે. અમારો જ લાગે છે....'

લુચ્ચાએ જોયું તો કોઈ કાળી ચીજને તેણે ખેંચાઈ આવતી જોઈ. તેણે ઝુસ્સાથી કહ્યું 'જા, જા, વાણિયા એ કામળો તારો ક્યાંથી આવ્યો? એ તો મારો છે' કહીને તેણે નદીમાં ઝંપલાવ્યું. ઝડપથી તરીને તેણે કામળાને પકડ્યો. ત્યાં તો રીંછે મોઢું ફાડી તેને પોતાના પેટમાં પધરાવી દીધો.

એ લુચ્ચા માણસના અંગે ખસ તથા ખુજલી પણ હતી. એને આમ સહેલાઈથી ટળી ગયેલો જોઈ જાનમાંના કેટલાકોએ કહ્યું 'ચાલો ટાઢે પાણીએ ખસ ગઈ....'

અને આમ આ કહેવતનો જન્મ થયો.





# ૭૧ ડાહ્યો ડમરો

કહેવતને ઇતિહાસ સાથે ગાઢો સંબંધ રહેલો છે. ઐતિહાસિક બનાવો પરથી પણ કહેવતોનો જન્મ થાય છે. આપણા ગુજરાતના ઇતિહાસના કેટલાક એવા દાખલા કહેવતોમાં મળી આવે છે કે જે જાણતાં–જોતાં આપણે છક્ક બની જઇએ. આવી ઇતિહાસ સાથે સંબંધ ધરાવતી કહેવતો પણ એ બનાવ-દ્રષ્ટાંત કે દાખલા જેટલી જ જૂની કહી શકાય. અને આ ઉપરથી એ કહેવત કેટલા વર્ષની જૂની છે તે પણ જાણી શકાય છે. આમ કહેવતનું મૂળ જ નહિ પણ તે કેટલા સમયથી પ્રચલિત બની છે તે પણ જાણી શકાય છે.

## ડાહ્યો ડમરો

આપણામાં એક કહેવત છે. 'તું ડાહ્યો ડમરો' થજે. એમાં 'ડાહ્યો' શબ્દ તો વપરાયો છે જ – પણ આ 'ડમરો' શું ? એને ઇતિહાસ સાથે કયો સંબંધ છે તેનાથી ઘણા અજ્ઞાત્ હશે.

આજે 'ડાહ્યો અને ડમરો' શબ્દ આપણી માતાઓ – વૃદ્ધાઓના મુખે પણ રૂઢ થયેલો છે પોતાના લાલને–બાળકને હીંચકો નાખતાં કે પછી હીંચકતાં તે જે હાલરડું ગાય છે તેમાં આ શબ્દ પણ આવે છે જ.



# ૭૨ ઢાઈ અક્ષર પ્રેમકા, પઢે પંડિત હોય

**પ્રેમનો** રંગ ન્યારો છે. દિલથી જે વાત બનતી હોય છે તેમાં અજબના રંગ પૂરાઈ જાય છે. માની રસોઈમાં જે મીઠાસ હોય છે તે અન્ય કોઇની રસોઈમાં આવતી જ નથી. કારણ એમાં માનો પ્રેમ ઉતરે છે. માના હૈયાની પ્રીત એમાં હોય છે.

આ પ્રેમ–પ્રીત-સ્નેહ એવા હોય છે કે જે જીવનની સાથે જ જડાઈ જાય છે. એનામાં જ સુખ સાંપડે છે. એમાં જ ઐશ્વર્ય દેખાય છે. અને એટલે જ એક કવિએ કહ્યું છે કે

બંધાતા સુખ દેનારી,
તૂટતાં ફાંસી મોતની,
સ્નેહની ગાંઠ છે આવી,
કોઇની તૂટશો નહિ.

## પ્રેમનું વજન કેટલું?

આવી સ્નેહની ગાંઠ છે પ્રેમના બંધન છે. આ સ્નેહનું–પ્રેમનું વજન કેટલું છે? એક સખીએ પોતાની સાહેલીને પ્રશ્ન પૂછયો.

હું તુજ પૂછું હે સખી,
નેહ કેતા મણ હોય?
લાગે તો લેખો નહિ,
તૂટે ટાંક ન હોય.

હે સખી! હું તને પૂછું છું કે સ્નેહનું વજન કેટલા મણ થતું હશે? બીજી સખી જવાબ આપે છે–એ પ્રેમ ખરી રીતે લાગી જાય તો તેના વજનનું લેખું હોતું નથી. અને તૂટી જાય તો એ ટાંક જેટલા પણ વજનની હોતી નથી.

આ છે પ્રેમ–સ્નેહની કિંમત

## પ્રેમનો ભાર

એક નાની બાલિકા પોતાના ભાઈને કેડમાં ઉંચકીને લઈ જતી હતી. બાળકી નાની હતી. દુબળી પાતળી છતાં તેણે પોતાના ભાઈને ઊંચકયો હતો. આ છોકરી આટલો ભાર કેવી રીતે ઉંચકી શકે છે તેની એક જણને નવાઈ લાગી. તેણે બાળકીને પૂછયું–'આટલા મોટા છોકરાને ઊંચકીને તું લઈ જાય છે તે તને એનો ભાર નથી જણાતો?'

છોકરીએ જવાબ આપ્યો 'ભાર શા માટે લાગે? આ તો મારો સગો ભાઈ છે.'

પ્રેમમાં ભારેમાં ભારે બોજાને હળવો કરવાની શક્તિ છે.

આ પ્રેમની શક્તિને સ્નેહના મૂલ્યને જે મૂલવે તેજ પંડિત કહેવાય. કબીરને પણ કહેવું પડયું હતું.

પોથી તો થાથી ભઈ,
પંડિત ભયા ન કોય,
ઢાઈ અક્ષર પ્રેમ કા,
પઢે સો પંડિત હોય.

અઢી અક્ષરનો આ પ્રેમ જે જાણેસમજે તેજ ખરો પંડિત–કયો પ્રેમ....? પતિ–પત્નીનો પ્રેમ, પ્રભુ પ્રતિનો પ્રેમ, મા-પુત્રનો પ્રેમ, સ્ત્રી–પુરૂષનો પ્રેમ કે પછી માનવી માનવી વચ્ચેનો પ્રેમ? પ્રેમની કોઈ વ્યાખ્યા નથી. કોઈ સીમા કે હદ નથી એમાં કોઈ ભેદ પણ નથી પ્રેમનો અર્થ અહીં વિશાળ છે. અનંત છે,

બન્નેના પ્રાણ કેમ ગયા?

એક પ્રશ્ન પૂછાય છે. બે પક્ષીઓ છે. એમાં એક છે નર અને એક છે માદા. બન્નેને મરણ પામેલા જોઈને આ પ્રશ્ન ઉદ્ભવે છે. પૂછે છે :–

પાસે ન દેખું પારધી,
અંગ ન દેખું બાણ,
હું તુંજ પૂછું પંડિતા,
કઈ પેર છોડયા પ્રાણ...?

ભાવાર્થ–પાસે પારધી નથી, શરીરમાં બાણનો ઘા નથી, ત્યારે શી રીતે બન્નેના પ્રાણ ગયા?

આ પ્રશ્નનો જવાબ મળે છે:–

જળ થોડું ને નેહ ઘણા,
થઈ છે તાણાતાણ,
તું પી, તું પી, કરતાં,
બેઉ છોડયા પ્રાણ

બન્ને વચ્ચે અપાર સ્નેહ હતો. અતૂટ પ્રેમ હતો. બન્નેને તરસ લાગી. પાણી હતું થોડું તેથી પરસ્પર પીવાની તાણ કે આગ્રહ કરતા બન્નેએ પ્રાણ છોડયા. કારણ, એક પીએ તે બચે ને બીજું મરે તે દુઃખ પ્રેમના કારણથી સહન થાય નહિ. માટે બન્નેએ પ્રાણ છોડયા જેથી પાછળ કોઈને દુઃખ ન રહે આજે પ્રેમની અતૂટ ગાંઠ.

આગળના સમયમાં પતિની પાછળ સતી થવાની પ્રથા હતી, વીર પતિના મૃત્યુ બાદ વીરાંગના પત્ની પણ પોતાના પ્રાણ ત્યાગી દેતી. રાજપૂત યુવતીઓના જૌહરની વાત જાણીતી જ છે. આવા સમયની એક હિંદી કહેવત છે. આ કહેવતને વાચા આપી છે એક અંગ્રેજ સંશોધકે. કહેવત છે :

પ્રીત તો ઐસી કીજિએ
જૈસે હિંદુ કી જાય,
જીતે જી તો સંગ રહે
મરે પે સાથી હોય

પ્રેમ એવો કરો કે જે પ્રેમ હિંદુની પત્ની કરે છે. એ પતિના જીવતાં તેની સાથે રહે છે. મરણ પામે છે ત્યારે તે પતિની સાથે જ બળી મરે છે.

પ્રીતમ હૈયામાં જ હોય છે.

પ્રેમમાં–સ્નેહમાં જુદાપણું છે જ નહિ કારણ પ્રેમ તો પ્રેમીઓના હૈયામા જ રહે છે. અને એટલે જ કહેવામાં આવ્યું છે :–

પ્રીતમ બસે પહાડ પર,
આગન ઘર કે બીચ,
દુશ્મન બસે દુહારિ,
પર લાખ કોસ કે બીચ,

પ્રિય વ્યક્તિ યદિ બહુ દૂર પણ રહે, તો પણ એને નજદીક જ જાણવી જોઈએ. કારણ એ હૃદયથી દૂર રહેતી નથી. હૈયામાં જ તે રહે છે. પણ એથી વિપરીત દુશ્મન જો નજદીક પણ રહે તો પણ એને લાખો કોસ દૂર જ સમજવો જોઈએ. કારણ નજદીક રહેતાં પણ તે હૃદયથી દૂર રહે છે.

પ્રેમ આંધળો છે.

એક બિહારી કહેવત છે. 'પ્રેમ મેં નેમ કહાં?' કહેવાનું તાત્પર્ય એ કે જ્યાં પ્રેમ હોય છે ત્યાં નિયમ–ધર્મ આદિ તૂટી જાય છે. સાચી વાત છે. સંસ્કૃતમાં એક ઉક્તિ છે–' **'અનુરાગે સાર્વગુણ્યમ્'** જેની સાથે

પ્રેમ થઈ જાય છે. તેનામાં બધાં જ ગુણ-ગુણ તરીકે જ દેખાય છે. તેનામાં કોઈ દોષ દેખાતો નથી.

આ ભાવને આપણી એક ગુજરાતી કહેવતે બહુ જ સ્પષ્ટ અને સરળ રીતે કહી દીધો છે. પ્રેમ આંધળો છે. Love is blind પ્રીતમાં રીત હોય નહિ. પ્રીત ત્યાં પડદો કેવો ?

પ્રીત ન જાને જાત કુજાત,
નીંદ ન જાને ટૂટી ખાટ
ભૂખ ન જાને બાસા ભાત
પ્યાસ ન જાને ધોબી ઘાટ.

પ્રેમ કોના જેવો કરવો જોઈએ ? ડાહ્યાઓએ કહ્યું છે-શેરડીના જેવો કારણ એમાં રસનો રસ જ ભળેલો છે. કમી એ વાતની છે કે એની ગાંઠોમાં રસ હોતો નથી-

પ્રીત જો કીજે ઈખ સે,
જામેં રસ કી ખાન,
ગાંઠ-ગાંઠ મેં રસ નહીં
યહી પ્રીત કી હાન,

લોકો પણ ફિટકાર આપે છે !

લોકો પણ અજબનાં છે. પ્રેમીઓના વિયોગને તેઓ આ ભાવ વ્યકત કરતાં કહ્યું છે-

કલમ ચલે અચ્છર સૂકે,
વોહી સ્નેહકો મૂલ;
સ્નેહ ગયે ઝીલો રહે,
વાકે મુખ પર ધૂલ,

કલમ તથા શાહીને લખતી વખતે સ્નેહ થઈ ગયો. અક્ષર લખાણો તે શાહી પડી રહી, કલમ આગળ ચાલી. તે વખતે શાહી તથા કલમને વિયોગ થયો છતાં અક્ષર જો લીલો રહે તો માણસ તે અક્ષર પર ધૂળ નાંખે છે.... એટલે કે સ્નેહી જતાં જે સુકાણો નહિ તેના મુખ પર ધૂળ-આ ભાવાર્થ છે.

પતીઆં લિખી ન જાય

આપણી લોકોકિતએ પ્રીતના મૂલ્યને અમૂલ્ય ગણ્યું છે. એણે જાહેર કર્યું છે- પ્રીત લિખી ના જાઈ.

કાગળ કરૂં કપુરકો,
સમુદર કરૂં સેયાહી,
શેષજીવ્હા લેખણ કરૂ
પ્રીત લિખી ના જાઇ.

આ બસ નથી-વધુ સાંભળો

કાગળ થોરો સ્નેહ ઘણો,
સોસે લિખ્યો ન જાય,
સાગરમેં પાની ઘણો,
ગાગરમેં ન સમાય,

અહા ! સ્નેહ કેવો છે ?

કર કંપે લેખણ ડરે,
અતિ હેડું અકળાય,
નામ લીયે છાતી ફૂટે,
પતીઆ લિખી ન જાય.

પ્રેમનું મૂલ્ય આવું છે. અવર્ણનીય છે.

*



# નક્ષત્રો અંગેની કહેવતો

ચોમાસુ કેવું જશે ? વરસાદ બરાબર થશે કે નહિ તે જાણવા નક્ષત્રો અંગેની કેટલીક કહેવતો–લોકવાણીઓ આધાર ભૂત મનાઈ છે. એનું મુખ્ય કારણ એ છે કે આકાશને અને નક્ષત્રોનો સારો સંબંધ હોવાથી હવાપાણી નિયમિત પ્રમાણમાં થતાં રહે છે. આ નક્ષત્રો અંગેની લોક કહેવતો કંઇ આજની પ્રચલિત નથી. ઘાઘ અને ભડ્ડરીના સમયની–તેનાથી પણ પ્રાચીન છે. એણે કેટલું ભવિષ્ય કેટલીક કહેવતોમાં છૂપાયું છે. આ અંગે એક જ દાખલો લઇએ.

દિવસે કરે વાદળાં,
રાતે કાઢે તારા;
ખરે બપોર છાંટા,
એ અગનોતરાના ચાળા

અહીં 'અગનોતરા' શબ્દ એટલે સંવત ૧૮૬૯. આ વર્ષમાં ભયંકર દુકાળ પડયો હતો તેનો નિર્દેશ એમાં છે. એ 'અગનોતરા'ના અનુભવ પરથી આ કહેવત ઘડાઈ છે. જન્મી છે.

### નક્ષત્રો અંગેની કેટલીક કહેવતો

વર્ષાઋતુ વિષયમાં કેટલીક જોરદાર કહેવતો છે. તેમાંય નક્ષત્રો અંગેની લોક કહેવતો તો એટલી જોરદાર અને પ્રમાણભૂત છે કે ગામડાંઓમાં – ગ્રામવસ્તીમાં આ કહેવતો પરથી જ દુકાળ–સુકાળ પાક અંગેની માહિતી પામી શકાય છે.

હવે નક્ષત્રો અંગેની કેટલીક કહેવતો જોઈએ.

### રેવતી અને અશ્વિની

રેવતી અને અશ્વિની નક્ષત્રો અંગેની જે મુખ્ય કહેવતો લોકમાન્યતા છે તે નીચે મુજબની છે.

અશ્વિની અન્ન નાશાય,
જળ નાશાય રેવતી.
ભરણી સર્વ નાશાય,
યદા ન ગર્જતિ કૃતિકા

આજ નક્ષત્ર અંગેની બીજી માન્યતા છેઃ-

અશ્વિની ગળતાં અન્નનો નાશ,
રેવતી ગળતાં નવ જળ આશ;
ભરણી વરસે તણથી સહી,
જો કૃત્તિકા વરસે નહિ (તો.)

'આ લોકમાન્યતાનો ભાવાર્થ એ છે કે આ નક્ષત્રની શરૂઆત મુખ્યત્વે ફાગણના પાછલા પખવાડિઆથી પ્રતિવર્ષ થાય છે. સાધારણ કહેવતો અને શાસ્ત્રાનુસાર રેવતીમાં છાંટા થાય તો ચોમાસામાં જળની તાણ રહે. ભરણી વરસે તો ખડખોટ થાય, અશ્વિની વરસે તો અનાજ થોડું પાકે પણ જો કૃતિકા નક્ષત્રના છાંટા થાય તો ઉપરના ત્રણે નક્ષત્રના ખરાબ ભાવનો નાશ કરી તે વર્ષને માટે શુભ ફળ બતાવે છે.'

### ભરણી

ભરણી નક્ષત્ર માટેની કહેવત છે કે 'જો

વરસે ભરણી, તો મૂકી જાય પરણી ' આ ઉપરાંત બીજી પણ એક કહેવત છે.

'ભરણીએ કર્યું છે, ભૂંડું દેવને
ન કરવું ડુંડું, એટલે કે

જો ભરણી વરસે તો વરસ નબળું થાય, આથી વિવાહ-લગ્નનો આનંદ ન વર્તાય. વળી ભરણી વરસી એટલે મોલ માથે ડુંડું પણ પ્રભુ થવા દેશે નહિ.

કૃત્તિકા

કૃત્તિકા નક્ષત્ર માટે કહેવત છે કે

**'કૃત્તિકા ગાજી એટલે વર્ષ સુગાળ થવાનો જ'** કૃત્તિકા નક્ષત્રના છાંટા થાય ત્યાં અનાજ ખળાં થઈ ચૂકયાં ગણવાં.

રોહિણી

રોહિણીને ગામઠી ભાષામાં રોહણ પણ કહે છે. આ નક્ષત્રને માટે કહેવાય છે કે **' રોયણ ગાજે તો હાંડીઆ ન વાજે '** તાત્પર્ય એ કે વર્ષ નબળું થવાથી સાતમઆઠમ ઉપર ધામધૂમથી હાંડીઆની રમત ન થાય આ નક્ષત્રને માટેની બીજી પણ એક કહેતી છે :

બેઠી રોહણ જળ હરે,
બીજે બોતેર દીવા,
કાંઈક કરાવે વાવણાં,
કાંઈક કોથળીએ બી

રોહણ બેસતાં ઝબકે તો જળની ખેંચ રહે. બીજે દિવસે પણ જો ઝબકે તો બોંતેર દિવસ વાયરૂ કાઢે એટલે કે વરસાદ પ્રથમ ધીમેધીમે થાય. આથી વાવેતરનું બી અધુરૂં રહે.

રોહણ વાય,
અને મૃગસર તપે
તો રાજા પીડાય,
અને પ્રજા ખપે

રોહણીમાં વાયુ વાય, મૃગશરમાં ગરમી પડે તો સખ્ત વાયરૂં જાણવું, પ્રજા દુઃખી થાય.

રોહિણી રેળેલી સારી, કાં ઠેલેલી (તપેલી) સારી, પણ રોહણ કુંડાળા ભુંડા તેથી વરસ કરડ ભરડ થાય.'

રોહિણી તપે તેનું ફળ સારૂં
રોહણી ગાજે તો બહોતરૂ બાળે.

એટલે કે વરસાદ ૭૨ દિવસ મોડો આવે.

મૃગશિર્ષ

આ નક્ષત્ર માટેની એક પ્રસિદ્ધ કહેવત છે એ છે

મૃગશર ન વાયા વાયરા,
આદરા ના ઉઠયા મેહ;
જોબન ન જાયો બેટડો;
ત્રણે ગાંઠયા (હાર્યા) તેહ

તાત્પર્ય એ કે મૃગશિર્ષનો વરસાદ પવન અને આદ્રા નક્ષત્રનો વરસાદ થાય એ ઉત્તમ. પણ એથી ઉલટું થાય તો તેની તુલના વૃધ્ધાવસ્થામાં દીકરો થાય તેની સાથે કરવામાં આવી છે કારણ આ અવસ્થામાં જન્મનારો પુત્ર પિતાને કમાઈને ખવડાવે તેવી કોઈ જ આશા રાખી શકાતી નથી.

મૃગશિર્ષ નક્ષત્રની ઋતુનો આરંભ નિયમિત રીતે જુનની પાંચમી તારીખે થાય છે. ચોમાસાની શરૂઆત કેવી નીવડશે તે આ નક્ષત્રની હવા અને ક્રિયા ઉપર ઘણો આધાર રાખે છે. આ નક્ષત્ર બેસતાં જ હિંદી મહાસાગરમાં પવનની નિશાનીઓ બદલાય છે. કહેવાય છે કે આ નક્ષતમાં હિંદી મહાસાગરના પૂર્વ કાંઠા પર સખ્ત પવન ફુંકાતો હોય છે.

આદ્રા

આદ્રા નક્ષત્રને માટે કહેતી છે કે **'આદ્રા ભરે ખાધેરા, ખેડૂતના દાડા પાધેરા** આ કહેવતનો ભાવાર્થ એ છે કે આદ્રા નક્ષત્ર વાવેતર માટેનું મુખ્ય નક્ષત્ર છે આદ્રામાં ભરપૂર વાવણી થઈ હોય એ વર્ષની ઉત્તમ નિશાની છે. કારણ આદ્રાનો વરસાદ એ વાવણી માટેની સુંદર તક છે. ઘણા ખેડૂતો આદ્રામાં થોડો વરસાદ હોય પણ થાપણીઆ વાવેતર કરી મૂકે છે. આદ્રાની જ્યાં પૂરી વાવણી ત્યાં વર્ષ સુગાળ થવાની નિશાની સાથે બારે માસ પાધરા ગણાય.

પુનર્વસુ

આ નક્ષત્ર અસદાવાદમાં આવે છે. સાધારણ રીતે એ સમયે જુલાઈ મહિનો હોય છે. આદ્રાનું વાયરૂં હોય અને બીજા હવા પાણીનાં સ્વાભાવિક કારણો અવરોધક ન હોય તો આ નક્ષત્રમાં વરસાદ થવાનો સંભવ છે.

આ નક્ષત્ર અંગે એક લોકવાયકા છે. મશહુર ધનાઢય શાહુકાર જગડુશા અંગેની.

સંવત ૧૫૧૩ થી ૧૫૧૫ સુધી હિંદમાં ભારે દુકાળ પડયો. ઢોરો મરવા માંડયાં. ધરા સૂકી જ રહી. વરસાદનું પાણી એક ટીપું ન વરસ્યું. માણસો અન્ન-જળ વગર ટપોટપ મરવા માંડયાં.

આવા ભીષણ દુષ્કાળ સમયે દાનવીર જગડુશા, લોકોની મદદે આવ્યા. તેમણે પોતાના વિશાળ અન્નભંડારો લોકોને માટે ખુલ્લા કરી દીધાં. જ્ઞાતિ-જાતિના તફાવત વગર આ દાનવીરે અનેકનાં મોંમાં અન્ન મૂકી અનેકોના જીવ બચાવ્યાં. હજારો-લાખો માનવીઓ આ દાનવીરના પ્રતાપે ઉગરી ગયા.

એક સંત પણ આવા જ પુણ્યથી પોતાનો જીવ બચાવી શકયા હતા, સંતે જગડુશાને કહ્યું-'શેઠ હું તારા પર પ્રસન્ન થયો છું ઇચ્છામાં આવે તે માંગી લે....'

જગડુશાએ શિર ઝુકાવી કહ્યું-'મહારાજ આપનો સંતોષ, આપની પ્રસન્નતા એ જ મારો આનંદ....'

સંતે આગ્રહ કરીને કહ્યું-'ના, તારે કંઈ પણ માગવું જ પડશે.'

જગડુશાએ જોયું કે મહાત્મા માને તેમ નથી. મારે કંઈ પણ માંગી લેવું જ પડશે. એટલે તેમણે કહ્યું, 'મહારાજ! મારા સ્વાર્થ કે અંગત હિત લાભની વાત હું નહિ કરૂં. આપ પ્રસન્ન થયા હોય તો ઇચ્છું છું કે 'પશ્ચિમ ધરામાં કાળ પડવો જોઈએ નહિ.'

મહાત્માએ 'તથાસ્તુ' કહ્યું.

અને આ લોકમાન્યતા અનુસાર સૌરાષ્ટ્રમાં મૃગશિર્ષ અને આદ્રાનું વાયરૂં હોય તો પુનર્વસૂમાં વરસાદ થાય છે જ.

પુષ્ય નક્ષત્ર

પુષ્પ નક્ષત્ર વર્ષાને માટે અમૃત સમાન છે એને અંગેની કહેવત છે કે- **પુષ્યનાં પાણી, તે અમૃત પાણી.** આ પુષ્પને ગામડી ભાષામાં 'પખ' પણ કહેવામાં આવે છે. પુષ્ય નક્ષત્રની હવા અમૃત સરખી હોવાથી તેના વરસાદથી પાક સારો ઉતરે છે. વળી

આ નક્ષત્રમાં વાવેતર કરવામાં આવ્યું હોય તો તે ઉત્તમ મનાયું છે. આ અંગેની કહેવત છે કે

**'આદ્રાનો ભારો અને પખનો પાથરો.'** એટલે કે આદ્રાના વાવેલ મોલના ભારા કરતાં પખના વાવેલા મોલના પાથરામાંથી દાણા વધારે નીકળે છે.

પુષ્ય અને આદ્રા એ બે નક્ષત્રો વચ્ચે ગાઢ સંબંધ રહેલો છે. કહ્યું છે કે **'વખ પખ બે માઠલાં વરસા તો વરસા ને વાયલા તો વાયલાં.'**

પુનર્વસુમાં જો વરસાદ થાય તો પુષ્યમાં પણ વરસાદ થાય જ છે. પરન્તુ જો આદ્રામાં વરસાદ થયો હોય તો પુનર્વસુમાં ઉઘાડ હોય છે. અને તે સમયે પુષ્યમાં પણ ઘણું કરીને ઉઘાડ જ રહે છે. આ બન્ને નક્ષત્રો વાદીલા–એક બીજાના વાદે ચઢેલા હોય છે. એક વરસે તો બીજું વરસે, એક ફુંકે તો બીજું ફૂંકે. આવો આ બન્નેનો સંબંધ રહેલો છે.

### આશ્લેષા

આ નક્ષત્ર માટેની એક જોરદાર કહેવત છે.

આશ્લેષા ચગી તો ચગી
ને ફગી તો ફગી.

એટલે કે એ નક્ષત્રમાં જો વરસાદ આવે તો બધા જ દિવસ વરસે. પણ જો ફગી એટલે કે ઉઘાડ રહ્યો–પવન ફેંકી વાઈને ઉઘાડ આપે તો ઉઘાડ જ રહેવાનો. વચમાં ક્યાંક થોડાંક ઝાપટાં આવે એટલું જ

આ નક્ષત્રના વરસાદના બુંદમાં ભારે જોર–સત્વ રહેલું છે. આથી કહેવાય છે કે ગાગરમાં પણ સંતાડી ન શકાય તેવા તેના બુંદનું જોર છે;

સખ્ત પવન પછી અશ્લેષામાં વાવેતર મોડું થાય છે. એટલે અનાજ મન માને તેવું પાકતું નથી. આથી કહેવત પડી છે કે **"જો વરસે આશ્લેષા તો શુ મશળેશ."** એટલે કે એમાં કંઇ જ પાકે નહિ.

### મઘા

મઘા નક્ષત્રને માટે કહેવત છે કે "જો વરસે મઘા તો ધાનાના થાય ઢગા" આ સમયે ઘણે ભાગે મોલ તૈયાર થઈ જાય છે. આથી તે ઉપર જો વરસાદ પડે તો પાક થોડો થોડો થતાં અનાજનો પાક સારો ઉતરે છે. મઘા નક્ષત્રના હવાપાણી મીઠાં હોય છે.

### પૂર્વા

આ નક્ષત્ર તલના વાવેતરને માટે સારૂં મનાય છે પણ એના હવાપાણી ઝેરી ગણાય છે. જીવજંતુ પણ પાકે. આથી કહેવત પડી છે કે **"જો વરસે પૂર્વા તો કણબી બેસે ઝૂરવા"**

### ઉત્તરા

ઉત્તરા નક્ષત્રને દેશી ભાષામાં 'ઓતરા' પણ કહે છે. કહ્યું છે કે "ઓતરાની વાદળી દક્ષિણમાં જાય તો વરસ્યા વિના વહાણું ન વાય" બીજી પણ એક કહેવત છે. 'જો વરસે ઓતર તો પાકે ગોતર' તથા 'જો વરસે ઉતરા તો ધાન્ય ન ખાય કૂતરા.' અનાજ એટલું બધું પાકે કે તેને કુતરાં પણ ન ખાય. નક્ષત્ર મીઠું ગણાયું છે.

### હસ્ત

હસ્ત નક્ષત્રને 'હાથીયો' પણ કહેવામાં

આવે છે.'' હાથીઓ ધડુકયો.' એટલે આવતા વરસને માટે કોલ સારો–'હાથીઓ ગાજે, તો આવતા વર્ષને માટે કોલ સારો.' એ કહેવત પણ છે જ.

'હાથીઓ વરસે તો તીડ વગેરે જીવની ડાઢ બંધ થાય.' હાથીઓ વરસાદની સુંઢ ફેરવે છે. આથી દાઢ નરમ પડતાં માખી મચ્છર-તીડ નાશ પામવા માંડે છે. વળી ચોમાસુ પણ પુરૂં થવા આવે છે. હાથીઆને માટેની સારી જેવી કહેવતો આપણા કહેવત–સંગ્રહમાં છે. એમાંની એક-બે જોઈએ તો 'જો વરસે

હસ્ત તો પાકે અઢારે વસ્ત.'
'હાથીઓ વરસે હાર,
તો આખું વરસ પાર.
'વરસાદજી વરસરે હાથીઆ,
તો કણબણ બારણે સાથીઆ.

હાથીઓ વરસે તો કણબીઓ, ખેડૂતો વગેરેમાં આનંદ આનંદ વ્યાપી જાય છે. ઘરમાં ઠાઠ ઉત્સવો યોજાય છે તે ભાવ આ કહેવતમાં છે.

### ચિત્રા

ચિત્રા નક્ષત્રને 'ઘેલુ નક્ષત્ર' પણ કહેવામાં આવ્યું છે. 'ઘેલી ચિત્રા' નામથી પણ તેને ઓળખવામાં આવે છે આ નક્ષત્રનો તાપ ઉત્તમ જાણવો. પાકને પકવવામાં આ તાપ તડકો સારો ફાયદો કરાવે છે.

લોકોમાં કહેતી છે કે 'ચિત્રાના વરસાદે નવસો નવાણું નદીઓ થઈ છે.' ચિત્રાનો વરસાદ પાછળનો પાક તથા વાવેતરને માટે ફાયદાકારક છે.

આ ચિત્રાનો વરસાદ જોરદાર ગર્ભવાળો હોય છે. એટલે જ કહેવત પડી છે કે 'જો વરસે ચિત તો પાડે ભીંત.' ચિત્રા વખતે સૂર્ય ઉતરાયણમાંથી દક્ષિણાયણ તરફ જતા આપણા માથા નિર્મળ તાપથી તપે છે.

### સ્વાતિ

સ્વાતિ નક્ષત્ર શુભ નક્ષત્ર મનાયું છે. એના જળથી મોતી પાકે છે. મોતી એ સમૃદ્ધિની નિશાની છે. માટે જ આ નક્ષત્રને શુભ કહ્યું છે.

'સ્વાતિ'ને ગામડી ભાષામાં 'શ્વાંત કહે છે. કહેવત છે–'જો વરસે શ્વાંત, તો ન વાગે તાંત.' દીવાળી કે દીવાળી પછી આ નક્ષત્ર આવે છે. એટલે જો તે સમયમાં વરસાદ થાય તો કપાસના ચાંપવાં ઘણે ભાગે ખરી પડે છે આથી પિંજણ માટેની તાંત વાગતી પણ નથી.

સ્વાતિના જળથી કેળમાં બરાસકપૂર, અને વાંસમાં વાંસકપૂર જામે છે. સર્પકાંકીડા વગેરેના મુખમાં ઝેર પણ વધે છે. આ નક્ષત્રના વરસાદથી માછલીના પેટમાં મોતી માટેના રસી જેવો પદાર્થ હોય છે. તેને લાભ કરાવે છે. છીપોમાં મોતી જામે છે. માટે જ કહેવાયું છે કે મોતી સ્વાતિમાં જ પાકે છે.

આ છે નક્ષત્રો પરની કહેવતો અને તેને આધારે થતી વરસાદ પાક અંગેની આગાહીઓ.



# ૭૪ નર કરણી કરે તો નર કા નારાયણ હોય

### નરા હુર હુન્નરા

'**નર** કરણી કરે તો નર કા નારાયણ હોય' મનુષ્ય જો કાર્ય કરે તો એ પોતાના પુરુષાર્થથી મહાન માનવી પણ બની જાય છે. 'આપલ્યા હાથ જગન્નાથ' આ મરાઠી કહેવતનો ભાવ એ છે કે આપણો પોતાનો હાથ જ પરમેશ્વર છે. જે કંઈ આપણે કરવાનું છે તે આપણે કરી છૂટવાનું છે. કોઈના ઉપર આધાર રાખવાનો નથી. એક બીજી કહેવત પણ છે, 'નરા હુર હુન્નરા' માણસ પાસે માત્ર એક કરામત નથી. અનેક કરામતો છે. એ ધારે તો ધૂળમાંથી સોનું પણ કાઢી શકે છે. ઇચ્છે તો પૃથ્વીમાંથી તેલ પણ કાઢી શકે છે અને આ વાત આજના વિજ્ઞાને સિદ્ધ પણ કરી બતાવી છે.'

'તન દે મન લે' શ્રમ કરશે તો મન ચઢશે. ગીતાએ પણ કાર્યને ફળની આશા રાખ્યા વગર કરવાનું કહ્યું છે. જે કંઈ કાર્ય કરો તે ફળની આશા વગર કરો. પરંતુ એ કાર્યની પાછળ તન-મન આપો જ. પરિણામ તમારા હાથમાં જ છે.

### શ્રમ વગર ભાગ્ય ન ફળે

મનુષ્યના અંગોમાં અખૂટ શક્તિબળ છે. એ ઇચ્છે તો આકાશમાંથી પક્ષીઓ પણ પાડી શકે છે. ભાગ્યના આધારે એ બેસી રહે તે એને પાલવે નહિ. તેણે તો ઉદ્યમ કરવો જ રહ્યો. ઝાડ પરનું ફળ પણ પ્રયત્નથી ખાઈ શકાય છે. મધનો ઉપયોગ પણ મધમાખીના પુડામાંથી મેળવીને જ કરી શકાય છે. ઈશ્વરે તમને અનાજની બક્ષીસ આપી હોય પણ રાંધવાનું કાર્ય તથા તેને તમારા મુખમાં મૂકવાનું કામ તમારે જ કરવું પડે છે. જેમ જેમ તમે ઊંડા ઊતરશો તેમ તેમ અનેક નવાં સત્ત્વો લાધી જશે. આ જ્ઞાનની સાથે જ સમજવા જેવી એક કહેવત એ છે, 'જેમ તમે ઊંડું ખોદશો તેમ તમને વધુ મીઠું પાણી મળશે.' 'સોય અને દોરા પાસે હોય એથી કંઈ વસ્ત્ર ન સીવાય.' તેને એકબીજામાં મેળવીને ઉપયોગ કરવો જ રહ્યો. 'હળ તૂટયું હોય તો બળવાન બળદની શક્તિ પણ નિષ્ફળ જાય છે.' 'ગુલાબની પથારીમાં આળોટતા રહીને અભ્યાસ ન જ થઈ શકે.' 'બુદ્ધિને પામવા પુરુષાર્થ કરવો જ રહ્યો.' 'શ્રમ વગર ભાગ્ય ન ફળે' આ બધી કહેવતો સૂચવે છે કે ભાગ્ય અને પુરુષાર્થ બન્ને એકબીજાની સાથે જ જોડાયેલાં છે. એ બન્નેને પામવા ઉદ્યમ કરવો જ રહ્યો.

### સાથે જ રહી કાર્ય કરો, સાથે જ જીવો

વેદ-ઉપનિષદોના મંત્રો કહે છે, સાથે જ રહી કાર્ય કરો. સાથે જ જીવો. સાથે જ શ્વાસ લ્યો. સહકારની ભાવના કેળવો. આપણા પ્રાચીન ધર્મગ્રંથોની આ ઉપદેશ કહેવતોમાં પણ જડાઈ ગયો છે. સુખદુઃખના સમ ભાગીદાર બનો. આનંદના ઉપભોગ સાથે જ રહીને

કરો' ખાડામાં પડેલા માણસને કાઢવા માટે બીજાની જરૂર પડશે. ઈશ્વરે આદમને ઉપદેશ કહેલો–' માણસને એકલા રહેવું સારું નથી. તેના મિત્રોનો સંગાથ જોઈએ જ.'

એક પ્રાચીન કહેવત છે, ' ઓરડામાં એક દીવો હોય તો આગળથી તેનો પ્રકાશ આવે. પણ પાછળ તો અંધારું જ રહે. પણ બીજો દીવો મૂકો તો એ અંધારું દૂર થઈ આખા ઓરડામાં પ્રકાશ ઝળહળી ઊઠે.

સૈનિકોનો જુસ્સો–તેમનું બળ સંગઠનમાં જ છે. બંગાળી કહેવત છે ' વધુ માનવી ઓનું એકત્ર વિચાર–બળ કદાચ દરિયાને પણ સૂકવી દે.' તુર્કી કહેવત પણ સમજવા જેવી છે–' એક જ લંગરના આધારે લંગરાયલું વહાણ તૂટવાનું જ.' એક જ કોલસો અગ્નિ ન આપી ન શકે ' સોબત વગરના પ્રવાસી થાકી જાય '

એક હાથે તાળી ન પડે

મહાભારતે પણ કહ્યું છે કે, ' અગ્નિ સમૂહમાં જ બળે.' ' એક દેવતા માત્ર ધુમાડો જ આપે. સંસ્કૃત સૂક્તિ છે, ' એક ચક્રથી રથ ન ચાલે.' પુરુષ અને સ્ત્રી સાથે રહે તેને જ ઘર કહે છે. સંસાર પણ તેને જ કહેવાય છે. પંચ ત્યાં પરમેશ્વર. પાંચ સાથે જ રહો. પાંચ સાથે જ ચાલો, પાંચ સાથે જ જમો પાંચ સાથે રહેતાં શોક પણ ન રહે.

આ માટે આપણી એક જાણીતી કહેવત છે. ' એક હાથે તાળી ન પડે ' તાળી પાડવી હોય તો બે હાથનો ઉપયોગ કરવો જ રહ્યો

ઝઘડો એક તરફથી નથી થતો. બન્ને પક્ષ એને માટે થોડાવત્તા જવાબદાર હોય છે જ. આપણી કહેવત છે કે, ' બે ખરાબ માણસો મળે એટલે જ ખોટાની શરૂઆત થઈ જાય.' ' કાંઈક સંગદોષ, કાંઈક પોતદોષ, ' દોઢ વાંક વગર કજીઓ ન થાય.' ' સોદા માટે પણ બેની જરૂર અને તકરાર માટે પણ બેની જરૂર.' ફારસી કહેવત જાણીતી છે– ' એક હાથે બે તડબૂચ નહીં ઉંચકાય.'

આ કહેવતોનું તાત્પર્ય છે કે જે કાર્ય કરો તે સાથમાં કરો. તમારા સુખદુ:ખમાં સૌને ભાગીદાર બનાવો.' ' દુ:ખ સાથે રહીને સહો–સુખ સાથે રહીને ભોગવો.'

પ્રેમમાં વશીકરણ છે.

પ્રેમથી પહાડો પીગળે છે. પ્રેમથી આત્માને ઓળખી શકાય છે. પ્રેમ આંખોથી નહિ પણ મનથી જુએ છે પ્રેમ કરે છે એજ સાચ્ચો સુખી અને ભાગ્યશાળી હોય છે

પ્રેમની તાકાત અદ્‌ભુત છે. સખ્ત વસ્તુને પણ તે નરમ બનાવી શકે છે. લોઢુ સખ્ત છે છતા અગ્નિ આગળ તે નરમ બની જાય છે, તેને પીગળવુ જ પડે છે સખ્તમાં સખ્ત ધાતુ પણ અગ્નિ આગળ પીગળી જાય છે. પ્રેમ માટે પણ આવું જ કહેવાયું છે. પ્રેમમાં વશીકરણ છે. જાદુ છે. રશિયન કહેવત છે કે, ' પ્રેમ કરો અને પાદરી પણ નાચવા લાગે. ક્રોધ જાડો છે જયારે પ્રેમ પાતળો છે.

' અગ્નિ દ્વારા જ અગ્નિ જન્મી શકે. રોટલો લુંટારાને પણ નરમ બનાવી શકે છે.' ' મધમાખીને છંછેડવાથી ડંખ જ મળશે.' ' ઉદાર માનવી તેની આંખોથી જ ઓળખાય છે.'

★

# ૭૫ ન બોલ્યામાં નવ ગુણ

કોઈ ગંભીર વાત જોવા જાણવા છતાં પણ મૂગા રહેવામાં જ મઝા છે. આનંદ છે. આથી જ કહેવામાં આવ્યું છે કે 'ન બોલ્યામાં નવ ગુણ, 'સબસે બડી ચૂપ' મૌનમ્ સર્વાર્થ સાધનમ્, 'આવડે એટલું બોલવું નહીં, અને ભાવે એટલું ખાવું નહીં.'

આમ આ કહેવતોએ ચૂપ રહેવાના મહત્ત્વને સ્વીકાર્યું છે આ કહેવતો માત્ર આપણી જ નથી પણ સમગ્ર દુનિયાની છે. દરેક દેશમાં તેનું પ્રચલિત છે જ.

ન બોલ્યામાં નવ ગુણ
ને બોલ્યા પછી હજારો અવગુણ.

આ કહેવત ચૂપ રહેવાના મહત્ત્વને આગળ કરે છે. જોયેલું જાણેલું પણ અવગણીને આંખ આડા કાન કરવાના મહત્ત્વનો તો બોધ આપે છે. આ કહેવતની વાર્તા-તેનું મૂળ આ મુજબનું છે :-

કોઈ એક ગામમાં ગંભીરશાહ નામનો વણિક રહેતો હતો, એની પત્નીનું નામ હતું ચંદ્રાવલી. નામ પ્રમાણે જ એ સુંદર અને રૂપસંપન્ન હતી. પતિ પત્ની બંને આનંદથી રહેતાં હતાં.

ચંદ્રાવલી પતિને ચાહતી હતી. એ પતિવ્રતા પણ હતી ધર્મ અને નીતિથી રહેનારી હતી. ગંભીરશાહ આવી પ્રેમાળ પતિપરાયણ પત્નીથી પોતાની જાતને ધન્ય માનતો હતો.

### સુખમાં વિઘ્ન આવ્યું

પણ એમના સુખી સંસારમાં એક ઝેરી કીડાએ પ્રવેશ કર્યો. ગંભીરશાહનો એક મિત્ર આ ઘરમાં આવતો જતો હતો. તેની દાનત ચંદ્રાવલીને ફસાવવાની થઇ. આવી રૂપાળી સ્ત્રી પોતાના હાથમાં આવે તેવા પ્રયત્નો તેણે આદર્યા. એ નીચ એમાં સફળ પણ થયો. ભોળી ચંદ્રાવલી તેની જાળોમાં સપડાઈ ગઈ.

એક દિવસે આ બંને પ્રેમમાં ચકચૂર હતાં ત્યાં જ પરગામ ગયેલો ગંભીરશાહ ઘરમાં પ્રવેશ્યો. જોતાં જ હેબતાઈ ગયો. પોતાની ભલી ભોળી પતિવ્રતા પત્નીને પોતાના મિત્રના બાહુપાશમાં જોતાં જ તેને ભારે દુઃખ થયું. પણ એ મૌન રહ્યો.

દુષ્ટ મિત્ર તો ગંભીરશાહને જોતાં જ પાછલે બારણેથી નાસી ગયો. પણ ચંદ્રાવલી તો પતિને જોતાં જ શરમથી મુખ ઉંચુ કરી શકી નહિ. તે ઝટ દોડી અને કુવામાં પડવા તૈયાર થઈ.

પણ ગંભીરશાહે સ્વસ્થ રહી ચંદ્રાવલીને આપઘાત કરતાં અટકાવી પૂછયું, 'જે વાત બની હોય તે મારી આગળ કબૂલી લે. તને પશ્ચાતાપ-દુઃખ થતું હોય તો આ ઘર તારું છે. તારે મારા મિત્રના ઘરમાં જ રહેવું હોય તો તું જઈ શકે છે.'

ચંદ્રાવલીએ પતિના પગ પકડીને કહ્યું-'એ દુષ્ટે મને ફસાવી છે. હું તેની મીઠી વાણીમાં ફસાઈ ગઈ છું. બાકી મારી કોઈ

ઇચ્છા નથી. હું પવિત્ર જ રહેવા ઇચ્છું છું. આપ જ મારા પતિ છો. ગુનો થઈ ગયો છે એ માટે મને પશ્ચાતાપ થાય છે. આપ માફ કરો.'

### ગઈ ગુજરી ભૂલી જા

ગંભીરશાહે કહ્યું–' તું પશ્ચાતાપ કરે છે તે વાત ખોટી છે. તારે આત્મહત્યા કરવાની કોઈ જરૂર નથી. ગઈ ગુજરી ભૂલી જા અને સુખેથી મારી સાથે રહે. હું પણ આ વાત અંગે કોઈને કંઈ જ કહેવાનો નથી.'

આમ આ બંનેનો સંસાર ફરી સોનાનો બની ગયો. પતિ–પત્ની આનંદથી દિવસો ગાળે છે. ચંદ્રાવલીએ ધીરે ધીરે નવ બાળકોને જન્મ પણ આપ્યો. બાળકો મોટા થયા પરણ્યા અને તેમને બાળકો પણ થયા. આમ ગંભીરશાહનું ઘર સુખથી કિલ્લોલવા લાગ્યું.

ગંભીરશાહ હવે ધંધામાંથી નિવૃત થઈ ગયો હતો. પૌત્રોને રમાડવા, તેમને આનંદમાં રાખવાની જ કામગીરી તે કરતો હતો. એ પ્રસન્ન હતો. ચંદ્રાવલી પણ પ્રસન્ન હતી.

ગંભીરશાહને નાના છોકરા પર અને તેની વહુ પર સારું હેત હતું. એના બાળકો પ્રતિનો તેનો ચાહ પણ સારો રહેતો. આ વહુ અને છોકરો પણ પિતા પ્રત્યે પ્રેમથી વર્તતા. ગંભીરશાહ છોકરાઓને રમાડતાં હીંચતા વારે ઘડીએ કહેતો ' નવ બોલ્યામાં નવ ગુણ રે....ભાઈ....ન બોલ્યામાં નવ ગુણ....'

### ' ન બોલ્યામાં નવ ગુણનો ભેદ કહો '

પોતાના સસરાને આ પ્રકારે વારંવાર બોલતા જોઈ નાની વહુને ભારે કુતૂહલ થતું. તેના મનને નક્કી થયું કે એમાં કંઈક ભેદ જરૂર છે. આ વહુ માતાપિતાની લાડકી હતી. શ્રીમંતાઈમાં ઉછરી હતી એટલે સાસરે આવ્યા પછી સાસુની સાથે તેને જીભાજોડી પણ થતી. કયારેક ચંદ્રાવલી તેને બોધના શબ્દો પણ કહેતી. પણ નાની વહુને આ ગમતું નહોતું. એ સાસુને ચૂપ કરી દેવા તેની કોઈક ખાનગી વાત જાણવા તત્પર બની ગઈ.

સસરાજીને ' ન બોલ્યામાં નવ ગુણ' વારંવાર રટતા જોઇ એક દિવસ આ વહુએ હઠ પકડી. કહ્યું, 'સસરાજી આ કથનનો ભેદ શું છે તે મને કહો. એ જાણીને અમે પણ આવો બોધ ગ્રહણ કરીએ. આમ વહુ પ્રત્યેના પ્રેમમાં લપેટાઈ જવાથી ગંભીરશાહે કહ્યું– ' તું તો મારી દીકરી છે. માત્ર તારી જ આગળ આ ગુપ્ત વાત કહું છું. તારા ભલા માટે જ આ કહું છું.' અને પછી જે વાત હતી તે તેણે નાની વહુને જણાવી દીધી. ગંભીરશાહે કહ્યું આ વાત પ્રત્યે મેં ચૂપકીદી પકડી એટલે જ હું આજે આ સલાહ-સંપથી રહી શક્યો છું. મને બાળકોનું સુખ મળ્યું છે, પૌત્રો મારા ખોળામાં રમે છે. લોકોમાં મારું માનઇજ્જત વધ્યા છે. મારી પત્નીની આબરૂ પણ જળવાઈ રહી છે. દ્રોહી મિત્રને મેં ક્ષમા આપી દીધી છે એટલે પણ આ વાત આગળ વધી નથી, જળવાઈ રહી છે. અમે પતિપત્ની આનંદથી દિવસો ગાળી રહ્યા છીએ. અમારી વૃદ્ધાવસ્થા દુઃખી નથી બની સુખી બની છે. ઘરની ઇજ્જત જળવાઈ રહી છે. આમ નવ ગુણો અમને મળ્યાં છે. માત્ર ન બોલવાથી જ....

નાની વહુને ' ન બોલવામાં નવ ગુણ'નું

આ રહસ્ય માલમ પડ્યું એટલે તે પણ મૌનના ચમત્કારમાં, તેના મહત્ત્વને માનવા લાગી. એણે પણ આ ભેદ પોતાના મનમાં જ દબાવી રાખ્યો.

### વાતનું વતેસર થઈ ગયું

પણ એક દિવસે નાની સરખી વાત ઉપરથી મોટું મહાભારત બની ગયું. નાની વહુથી કંઈ ભૂલ થઈ ગઇ. ચંદ્રાવલીએ વહુને ઠપકો આપ્યો. લાડમાં ઉછરેલી જુવાન વહુ આ ઠપકાથી સમસમી ગઇ. તેણે સાસુને સંભળાવી દીધું-'જુવાનીમાં તમે શું કર્યું હતું તે ભૂલી ગયાં લાગો છો.'

'મેં શું કર્યું હતું?' સાસુએ વહુને પૂછ્યું.

'મને શું પૂછો છો? પૂછો બાપુજીને.... તેમના મિત્રને....' વહુએ ફટ દેતું કહી દીધું.

ચંદ્રાવલી સમસમી ગઈ. પોતાની ભૂતકાળની એબ વહુ જાણી ગઈ છે તે વાતથી એને મોટું દુઃખ થયું. હવે તો આ મોઢું વહુઓ-છોકરાઓને બતાવવા જેવું રહ્યું જ નથી તે વિચારથી તેને દારૂણ વ્યથા થઈ અને રાતના જ્યારે બધા ઝંપી ગયા ત્યારે તેણે ઘરના કૂવામાં ઝંપલાવી આત્મહત્યા કરી દીધી.

### સાસુ સસરાએ આત્મહત્યા કરી

સવારે કૂવામાં સાડલો તરતો દેખાયો એટલે ચંદ્રાવલીની શોધ થવા માંડી. આખરે એનું શબ કૂવામાંથી કાઢવામાં આવ્યું. ગંભીરશાહે આ જોયું. જે વાત તેણે દાબી રાખી હતી તે વાત નાની વહુની આગળ જાહેર થઈ ગઈ તેનું જ આ પરિણામ આવ્યું. તે પણ એ સમજી ગયો. હવે પોતાની આબરૂ પણ રહેવાની નથી એ વિચારથી તેણે પણ આત્મહત્યા કરી દીધી.

### વહુ પણ મરી ગઇ

સાસુ સસરાના મરણનું કારણ પોતે બની છે એ વિચારથી નાની વહુ અકળાઈ ગઈ. લોકો હવે મને જ દોષ આપવાના અને હવે હું ભૂંડી થઈને જ જીવવાની. આ વિચારથી તેણે પણ પોતાના જીવનનો અંત આણી દીધો એના ધણીને પણ આ જોઈ દુઃખ અને ત્રાસ ઉપજ્યો અને તેણે પણ તેમાંથી મુક્તિ મેળવવા આત્મહત્યા કરી.

ગંભીરશાહના બીજા પુત્રોએ વિચાર્યું-કુટુંબની પાયમાલી થઈ ગઈ છે. ઢાંકી રહેલી આબરૂ હવે જાહેર થઈ ગઈ છે આથી હવે વધુ જીવવાનો કોઈ અર્થ નથી એટલે તેમણે પણ પોતાના જીવનનો અંત આણી દીધો.

આમ આ કુટુંબના એક પછી એક મરણોથી ગામ આખામાં હાહાકાર ફેલાઈ ગયો. લોકો ત્રાસી ઊઠ્યા. ગામના સમજુ અને આગેવાન લોકોએ વચ્ચે પડી બાકીના કુટુંબને આત્મહત્યામાંથી ઉગારી લીધું.

આથી જ કહેવતે કહ્યું છે કે—

**ન બોલ્યામાં નવ ગુણ**
**ને બોલ્યા પછી હજારો અવગુણ**





# ૭૬ નવ્વાણુંનો ધક્કો

**નવ્વાણુંનો** ધક્કો જેને લાગ્યો હોય છે તે માણસ ઠરીને ઠામ થયેલો હોય છે. એનો વ્યવહાર રીતસરનો અને મધ્યમ રહે છે. પણ જે એનાથી વંચિત રહ્યો હોય છે તે કાબુ બહારનો પણ બની જાય છે.

આ 'નવ્વાણુંનો ધક્કો' એ શું છે! એનો સ્પષ્ટ અર્થ તો એ થઈ શકે કે જ્યાં નવ્વાણું-૯૯ થયા હોય ત્યાં ગમે તે પ્રયત્ન કરીને પણ સો ૧૦૦ની રકમ તો કરી જ દેવાની. અને જ્યાં ૧૦૦ની રકમ થાય ત્યાં મન પુનઃ ૧-૨ કરતાં ફરી નવ્વાણુંની રકમ કરવા કટિબદ્ધ થાય છે. અલબત્ત આ કહેવત માણસના સ્વભાવ અને તેની આવક જાવકને સ્પર્શતી છે. એ કરકસરનો મૂળ સિધ્ધાન્ત પણ ૯૯ થયાં છે તો પછી ૧૦૦ જ કરી દોને! આવું પણ આપણે ઘણીવાર કહીએ છીએ જ.

'નવ્વાણુંનો ધક્કો' એ કહેવત આપણા ગુજરાત માત્રની નથી. એ હિંદીમાં મરાઠીમાં તથા બીજી ભાષાઓમાં પણ દેખાઈ જ છે. આ ઉપરથી માની શકાય છે કે આ કહેવત આપણા દેશની એક જૂની અને સાર્વત્રિક કહેતી છે.

આશ્ચર્યની બીજી વાત પણ છે. આ કહેવતની મૂળ વાર્તા છે તે દરેક ભાષામાં લગભગ એક સરખી જ આવે છે. પાડોશીઓને જાતિ ભિન્ન હશે પણ રીત અને ભાવ તો મેં સરખાં જ જોયા છે. આ રહ્યું એ વાર્તાનું મૂળ–

**'એને નવ્વાણું' નો ધક્કો લાગ્યો નથી**

એક વાણિયો અને એક લુહાર બન્ને પાડોશમાં રહેતાં હતાં. વાણિયો સારૂં કમાતો. દુકાન ધમધોકાર ચાલતી. પણ સ્વભાવનો કરકસરવાળો અને જરા ચીકણો હતો એટલે ખર્ચ ઓછો કરતો. પાઈ પૂછી પૂછીને વાપરતો. આથી તેની પાસે સારી માલમિલ્કત પણ થવા પામી હતી.

લુહારને પણ રોજી સારી હતી. પણ એ ઉડાઉ વૃત્તિનો હતો. રોજની આવક એ રોજ ઉડાવી દેતો. તેને સ્ત્રી તથા બાળકો પણ હતાં. રોજ એને ત્યાં જલસા થતાં. લુહારની સ્ત્રી પોતાના ધણીની કમાણીની– તેની ઉદારતાની અને છૂટે હાથે થતાં પોતાના ઘરખર્ચની રોજ-બ-રોજ પેલા વાણિયાની સ્રીને સંભળાવ્યા કરતી કે મારો ધણી ખૂબ કમાય છે છતાં તે ખરચી શકતો કેમ નથી જ્યારે આ લુહારની કમાણી ઓછી છે તો પણ તે રોજ મઝાહ ભોગવે છે.

એક દિવસે પોતાના મનની આ વાત તેણે પતિ આગળ કરી કહ્યું, 'પ્રભુ! આપણી આટલી બધી કમાણી છે. આવક છે છતાં આપણે બહુ કરકસરથી રહીએ છીએ અને આપણો પાડોશી લુહાર ઓછું કમાય છે તો પણ અમનચમન કરે છે. એનું કારણ શું?'

વાણિયો જરા કામમાં હતો. તેનું મન બીજા વિચારમાં ગૂંથાયું હતું એટલે તેણે ટૂંકમાં જ જવાબ આપી દીધો— 'હજુ એને નવ્વાણુનો ધક્કો લાગ્યો નથી.'

સ્ત્રી સમજી નહિ. એટલે તેણે પૂછયું, 'આ નવ્વાણુનો ધક્કો એટલે શું ? હું તો એમાં કંઈ સમજી નથી.'

વ્યાપારીએ કહ્યું, 'એક દિવસે હું આ તને બતાવીશ.' આમ કહી બન્ને પોતપોતાના કામમાં ગૂંથાયા.

થોડાક દિવસો બાદ વાણિયાએ એક સુંદર કોથળી સીવીને તૈયાર કરી. એમાં તેણે નવ્વાણુ કોરી માત્ર નાખી. અને પછી ચૂપચાપ એ કોથળીને બંધ કરી તે લુહારના ઘરની અંદર મૂકી આવ્યો.

લુહારે આ કોથળી જોઈ. વિસ્મય સાથે તેણે એ કોથળી ઉઘાડી. અંદર કોરીઓ જોઈ એટલે તે તો આનંદ પામી ગયો. તેણે પોતાની સ્ત્રીને બોલાવી. સ્ત્રી પણ હર્ષ પામી ગઈ. પણ બૈરાની જાત. તેનાં મનને થયું એ કેટલી હશે ? લુહારને તેણે આ વાત કરી. લુહારે કહ્યું, 'ચાલ આપણે એ ગણી લઈએ.'

અને બન્નેએ એ કોરી ગણી તો તે થઈ પૂરી નવ્વાણું. લુહારની સ્ત્રીએ કહ્યું– આ તો નવ્વાણું છે. શા માટે આપણે એમાં એક વધુ કોરી નાખી તેને પૂરી સો ન કરીએ ?'

લુહારે કહ્યું, 'તારી વાત સાચી છે. આપણે સો કોરી કરવી જ રહી.'

બીજે દિવસે જે કમાણી થઈ તેમાંથી તેણે એક કોરી બચાવી કાઢી અને તેને પેલી કોથળીમાં મૂકી કોથળીને સીધી એક બાજુએ મૂકી દીધી.

આમ સો કોરી તેની મૂડી થઈ. સ્ત્રીએ કહ્યું, 'આપણે રોજ એક-એક કોરી બચાવીએ તો સો દિવસે સો કોરી સહેલાઈથી થઈ જાય.'

'તારી વાત સાચી છે. આપણે એમ જ કરીશું.'

અને પછી તો આ બન્નેએ કરકસરથી રહેવા માંડયું. રોજના જલસા બંધ થઈ ગયા. જે છૂટથી તેઓ ખર્ચ કરતાં હતાં તે અટકી ગયાં. હવે તેઓ કરકસરવાળા બની ગયા. તેમનો હાથ સંકોચાતો ગયો. પરિણામે ટૂંક સમયમાં લુહાર વાણિયાના કરતાં પણ સારો કરકસરીયો બની ગયો. અને તેની મૂડી પણ વધી ગઈ.

આ બનાવ જોઈ વાણિયાની સ્ત્રીને કબૂલ કરવું પડયું કે, 'નવ્વાણુંનો ધક્કો એ કંઈ નાની સૂની વાત નથી.

## નવ્વાણું ત્યાં પૂરા સો

આજ કહેવતના જેવી જ બીજી કહેવત પણ છે. એ છે 'નવ્વાણું ત્યાં પૂરા સો' નવ્વાણું કામ થયાં છે તો પછી એક વધુ કામ શા માટે સો કામની સંખ્યા પૂરી ન કરી દેવી ? આ કહેવતનું મૂળ પણ આવું કંઈક છે—

એક લુંટારો એક ઝાડીમાં રહી પસાર થતાં પ્રવાસીઓને લુંટી લેતો હતો. આમ કરતાં કરતાં તેણે નવ્વાણું જેટલાં ખૂનો કરી લીધાં હતાં. જ્યારે લુંટેલા માણસોની સંખ્યા તો ઘણી જ વધુ હતી.

એક દિવસે એક બ્રાહ્મણ ત્યાંથી પસાર થયો. તેને આ ખૂની લુંટારાની વાતની માહિતી હતી. એટલે જેવો લુંટારો તેની સામે તેને મારવા આવ્યો તેવું જ એને કહી દીધું–'ભાઇ, લઈ લે મારી આ મિલ્કત અને મને મારવાનું છોડી દે....'

લુંટારાએ કહ્યું–'હું તને પણ મારીશ.'

બ્રાહ્મણે આજીજી કરી. કહ્યું–'હું બ્રાહ્મણ છું. મને બચાવશે તો તને પુણ્ય મળશે. એક તો બ્રાહ્મણને બચાવી લેવાનું અને હું બચી ગયો એટલે મારા સ્ત્રી બાળકો તને આશીર્વાદ આપવાના. મને મારી નાખશે તો આ બે પાપ ગણાશે. એક તો બ્રાહ્મણહત્યાનું અને બીજું પાપ મારા બારબચ્ચાં ભૂખે મરી જશે તેનું.'

ખૂની લૂંટારાના દિલમાં આ વાત વસી ગઈ. તેણે કહ્યું–'મહારાજ! મેં નવ્વાણું ખૂનો કર્યા છે. આ બધાનું પાપ તો મોટું કહેવાય. હું એમાંથી કેવી રીતે છુટું તે મને બતાવો. મારે હવે મારા આ પાપનું પ્રાયશ્ચિત કરવું છે.'

બ્રાહ્મણે કહ્યું–'લાકડાનો એક ટુકડો તું એક નદીને કિનારે દાટ. અને પછી ત્યાં જ ઈશ્વરભજન કરતો રહે. જયારે એ લાકડાના ટુકડાને પાંદડા આવશે ત્યારે તારે સમજી લેવાનું કે મારું તમામ પાપ હવે બળીને ભસ્મ થઈ ગયું છે અને હું શુદ્ધ બની ગયો છું.'

લુંટારો તો ગયો નર્મદાને કિનારે અને તેણે એક જગ્યાએ લાકડાનો ટુકડો જમીનમાં દાટી દીધો. પછી થોડેક દૂર બેસી તે ભજન કરવા લાગ્યો. નર્મદાના પાણી જરા દૂર હતાં. અને કાંઠો ઊંચો હતો. એક દિવસે થયું એવું કે એક વણઝારાની પોઠ દૂરથી આવી રહી હતી. તેના બળદોને ચાર–પાંચ દિવસો થયાં પાણી મળ્યું નહોતું એટલે તે ભૂખ્યા–તરસ્યા બની ગયાં હતાં. નર્મદાનો કાંઠો જોતાં અને દૂર પાણી જોતાં વણઝારાએ પોતાની પોઠને ઝડપથી કિનારાએ લઈ જવાની તૈયારી કરી. પણ રસ્તામાં જકાતની ચોકી આવતી હતી એટલે ચોકીયાતે આખી પોઠને અટકાવી. વણઝારાએ વિનંતી કરી કે–'ભાઈ મારા બળદો ભૂખ્યા, તરસ્યાં થઈ ગયાં છે. ચાર–પાંચ દિવસથી તેમને પાણી મળ્યું નથી. કેટલાક તો તરસથી મરી પણ ગયાં છે પહેલાં તેમને પાણી પીવા દે પછી આપણે માલનો હિસાબ કરીશું.

પણ ચોકીદારે હઠ મૂકી જ નહિ. તેમણે કહ્યું–'ના, પહેલા માલની ગણતરી કરવા દે, અને પછી જકાત આપ પછી જ તને આગળ જવા દઉં.'

આ રકઝકમાં ઢીલ થઈ અને બીજા ચાર છ બળદો તરશથી મરી ગયા. પ્રભુ ભજન કરતો લુંટારાએ આ જોયું. તે ચોકીદાર પાસે આવ્યો અને તેને સમજાવ્યું કે વણઝારાની વાત સાચી છે. તેના પર રહેમ કર પણ ચોકીદાર અડીયલ ટટ્ટુ જેવો જ હઠીલો રહ્યો. તેણે પોતાની વાત–જક્ક મૂકી જ નહિ.

અને સો થઈ ગયા

લુંટારાએ વિચાર કર્યો. એને માર્યા વગર આ બળદો હવે બચે તેમ નથી. મેં નવ્વાણુ ખૂન તો કર્યા જ છે. ભલેને એક વધુ પાપ થઈ જતું. તેનું પ્રાયશ્ચિત જરા વધુ કરવું પડશે એટલું જ ને ? પણ બળદોને બચાવ્યાનું તો પુણ્ય મળશે ને ? અને આમ વિચારી તે ઝનૂનમાં આવી ગયો. તેણે કુહાડીથી એ ચોકીદારને મારી નાખ્યો અને કહ્યું–'નવ્વાણું ત્યાં હવે પૂરા સો થયા.' વણઝારો પોતાની પોઠને નર્મદામાં લઈ ગયો. બળદોને પાણી મળ્યું. એટલે તેમનો જીવ બચી ગયો. આ પુણ્ય લુંટારાને મળ્યું.

મૂંગા જીવોને બચાવી લેવાના પ્રતાપે પેલા લાકડાના ટુકડાને લીલા પાન ફુટી નીકળ્યાં. લુંટારો આનંદમાં આવી ગયો. તેણે માની લીધું કે બ્રાહ્મણના કહેવા મુજબ હવે મારા તમામ પાપો બળીને ભસ્મ થઈ ગયા છે અને હું નક્કી સ્વર્ગમાં જવાનો....

'નવ્વાણું ત્યાં પૂરા સો' કહેવતનું આ મૂળ છે. ★




## નવી વહુ નવ દહાડા ને ઘણું કરે તો દશ દહાડા

**વહુ અને વરસાદને વશ નહિ:**

**વહુ નવેલી ને ગાય દુધેલી**

'વહુ વાઘને પણ વહાલી હોય છે' તો પછી સાસુને તે વહાલી કેમ ન હોય ? હોય જ. છતાં સાસુ–વહુના કજીયા–લડાઈ અંગેની કહેવતો આપણી ભાષામાં નહિ પણ ઈતર ભાષાની કહેવતોમાં પણ પુષ્કળ પ્રમાણમાં મળી આવે છે.

'વહુ નવેલી અને ગાય દૂધેલી' પૂજાય છે. નવી વહુ ઘરમાં જ્યારે આવે છે ત્યારે સાસુની છાતી ગજ ગજ ઉછળે છે. દરેકને એ કહેશે–'આ મારી વહુ છે.' પણ આ વહુ આપણી કહેવત અનુસાર 'નવી વહુ નવ દહાડા ને ઘણું કરે તો દશ દહાડા' એ મુજબ જ્યારે જૂની થઈ જાય છે ત્યારે સાસુ અને વહુ એ બન્ને વચ્ચે છૂપી અને ખુલ્લી 'આંખ મિંચામણી'ની રમત શરૂ થાય છે. એમાં ઘડીમાં સાસુ જીતતી હોય છે તો ઘડીમાં વહુ પણ અંતમાં તો બન્નેએ સાથે જ રહેવાનું છે. બન્નેએ નિભાવી લેવાનું છે. એ મુજબ તડ–જોડ–સનસેળ પણ સાધી લેવાય છે.

**વહુના લક્ષણ બારણામાંથી**

'પુત્રના લક્ષણ પારણામાંથી જણાય ને વહુનાં લક્ષણ બારણામાંથી જણાય.' વહુને આવતાં વેંત જ ઓળખી લેવાય છે. કેટલીક વહુઓ સાસરે આવતાં જ પોત પ્રકાશે છે તો કેટલીક પછી, 'ગોળાનું પાણી પીને કે કંટાળી 'ને કે પછી ચીઢાઈ ને અસંતોષથી લડે–ઝઘડે છે. આથી જ કહેવાય છે કે, 'વહુ શરમકી–બેટી કરમકી' શરમવાળી–લાજ-લજ્જા જાળવનારી વહુ અને નસીબવાળી પુત્રી સારી.'

ઝઘડાળુ–લડાઈ ટંટો કરનારી વહુનું પોત તો શરૂઆતથી જ પ્રકાશી ઊઠે છે. અહંકાર અને કંકાસમાં રાચતી વહુ તો કહી દેશે–

કયા સાસુજી અટકો મટકો,
કયા મટકાઓ ફુલા
ડોલી પરસે જબ ઉતરૂંગી,
જુદા કરુંગી ચુલ્હા.

અનુભવીઓએ કહ્યું છે–વહુ વહુ કહેતાં મન તો પ્રસન્ન થાય છે પણ વહુ જ્યારે ઘરમાં આવી જાય છે ત્યારે કપડાં–લત્તાં, નમક–લાકડાં આદિનો પ્રબંધ કરતાં મગજ ભારે રહે છે. બેચેની પણ વધી જાય છે. ગૃહસ્થાશ્રમ ચલાવવો સહેલો નથી.

### વહુ અને વરસાદને યશ નહિ

સમજુ વહુ ગમે એટલું કામ કરશે. સાસુનું મન રાખવા પ્રયત્ન કરશે તો પણ તેને યશ મળશે નહિ. સાસુ એનો વાંક કાઢ્યા જ કરવાની. ‘ સાસુમાં ભલે સો વાંક હોય, પણ વહુનો જ વાંક નીકળે. સાચ્ચું જ કહ્યું છે કે ‘ વહુ અને વરસાદને યશ નહિ ’ ‘ વહુ ફોડે તે કલેડાં ને સાસુ ફોડે તે ઠીકરાં.’ સાસુના પગને ઠેસ લાગે તો બી વહુએ જ પગે લાગવાનું હોય.’ સાસુની આગળ વહુને શાબાશી અપાય જ નહિ.’ ‘ સાસ કે આગે બહુ કી કયા બડાઈ ? ’ વહુની કોઈને ‘ ના ’ કે ‘ હા ’ પડાય જ નહિ સાસુ જ ‘ હા કે ના ’ પાડી શકે.

સાંભળો એક વાત.

### વહુથી ના પડાય જ નહિ

એક ગોર મહારાજને પોતાના એક યજમાનને ત્યાંથી સીધું મળ્યું. સારૂ જેવું સીધું હતું. ગોરે વિચાર્યું, હવે કયાંથી દહીં મળી જાય તો સારૂં. ચાલતાં ચાલતાં તેઓ એક ગામમાં પહોંચ્યા. અહીં તેમના એક યજમાનનું ઘર આવ્યું. ગોર મહારાજે વિચાર્યું ચાલો, અહીંથી દહીં મળી જ જવાનું. એમ કરતાં તેઓ એ ઘરમાં પ્રવેશ્યા. ઘરમાં માત્ર વહુ જ હતી. યજમાન કે યજમાન પત્ની નહોતાં. ગોરે પાણી પી જરા તૃપ્ત થઈ કહ્યું- ‘ વહુમા ! થોડુંક દહીં મળશે ? સીધામાં એ ખૂટે છે.’

વહુ અંદર ગઈ. તપાસ કરી પણ દહીં ન મળ્યું, બહાર આવી ગોરને કહ્યું, ‘ મહારાજ ! દહીં તો નથી.’

‘ જેવી હરિની ઈચ્છા ’ કરતા ગોર ત્યાંથી નીકળ્યા અને આગળ ચાલ્યા. બપોરનો તાપ ધીકતો હતો. થોડેક જતાં યજમાન પત્ની તેમને મળ્યાં. ગોરે કહ્યું–‘ બા, તમારે ત્યાં જઈ આવ્યો. પણ દહીં ન મળ્યું. વહુએ ના કહી.’

‘ વહુએ ના કહી ? ’ સાસુના હક પર તરાપ પડી હોય તેમ તેણે કહ્યું, ‘ એ તમને ના કેમ કહે ? ગોરમહારાજ, ચાલો મારી સાથે. ના, કહેનારી એ કોણ ? ’

ગોરના મનમાં આશા જન્મી કે હવે દહીં મળી જ જવાનું. બન્ને ઘરમાં આવ્યાં. યજમાન પત્ની અંદર ગયાં. અને પછી થોડીક વારમાં બહાર પાછાં આવ્યાં અને કહ્યું–‘ મહારાજ ! દહીં નથી.’

ગોરને મન દુઃખ થયું. પણ સાસુને મન સંતોષ થયો, વહુથી ના પડાય નહિ. એ અધિકાર તો સાસુનો. સાસુ જ ‘ હા ’ કે ‘ ના ’ કહી શકે.

### આ દિવાળીનું ઈનામ આપો છો?

દિવાળી આવી એટલે સાસુએ વહુની પાસેથી કસીને કામ લીધું. સારૂં ય ઘર છાણ–માટીથી લીપાવ્યું. પણ કોઇ વાત પર એ નારાજ થઈ જતાં તેણે લીપણથી વધેલું છાણ વહુના શિર પર માર્યું, ત્યારે વહુએ તાણો માર્યો-'કેમ સાસુજી! દિવાળીના તહેવારમાં તમે મને આ ઈનામ આપો છો?'

**લીપ બહુ દિવાળી આઈ,**
**પોત બહુ દિવાળી આઈ,**
**છેદ-છિદાલી માથ મારી,**
**કયોં સાસુ યહી દિવાલી આઈ?**

### વહુ મુઈ ને ઉંદરડો મૂઈ

ગુજરાતની જ નહિ પણ સારાય ભારતની ભાષાઓની કહેવતોમાં વહુની નિઃસહાય સ્થિતિનો ચિતાર મળી આવે છે. વહુની કોઈ જ કિંમત નથી. પંજાબી ખત્રીઓમાં એક કહેવત પ્રચલિત છે. 'જોરૂકા મરના ઔર જૂતીકા ટૂટના બરોબર હૈ.' જેવી રીતે જોડાં જૂના થઈ જતાં તરત નવા ખરીદી શકાય છે તે મુજબ જ વહુનું મરણ થતાં બીજી વહુ તરત જ લાવી શકાય છે. 'વહુ મૂઈ ને ઉંદરડી મૂઈ.' 'સાસરે રહેવાય નહિ, ને પિયરે સોહવાય નહિ.' 'સાસરે સંપ નહિ, ને પિયરે જંપ નહિ.' વગેરે કહેવતોમાં વહુની દયાજનક સ્થિતિ મળી આવે છે.

### સાસુની શિખામણ વહુને

કેટલીક વહુ એવી હોય છે કે જે સાસુની સાથે સદા બાથ ભીડતી હોય છે. આવી બહુબોલી વહુ અને સાસુઓને અંગેની પણ કેટલીક કહેવતો છે. 'સાસુ દમે સવેળા, તો વહુ દમે કવેળા.' 'સાસુ સે વૈર, પડોસિન સે નાતા,' ઝઘડાળું વહુના સંબંધમાં આ વ્યંગ છે. સાસુ સાથે એ વેર રાખે છે અને પાડોશીઓની સાથે પ્રેમથી વાતો કરે છે. સાસુ પોતે તેવી વહુને શિખામણ દેય.' 'સાસુ બેઠી શિખામણ આપે, ને વહુ બેઠી કીડીઓ ગણે!' 'સાસુ લડી મૂઈ, ને વહુ વઢી મૂઈ ને ન ખાધાં કોઈએ રાંધ્યાં ધાન.

### સાસરાનો ચુલ્હો સારો પણ પિયરની પાલખી સારી નહિ...

કન્યાના લગ્ન થાય એટલે સાસરૂં જ તેનું તિર્થ. પિતાને ઘેર ગમે એટલી સમૃદ્ધિ હોય તો પણ પુત્રીને તે કંઈ કામ લાગતી નથી. ગરીબ સાસરૂં જ તેનું સ્વર્ગ. પતિની ઝુંપડી એ તેનો મહેલ, આ વિષયમાં કહેવતે કહ્યું છે કે 'સાસરાનો ચુલો સારો પણ પિયરની પાલખી સારી નહિ.' 'સાસરા સુખ વાસરા.' વહુએ તો સાસરામાં જ રહેવું સારૂં છે. કોઈ વહુ પોતાના પિતાની સમૃદ્ધિની બડાઈ હાંકે તો સાસુ તરત જ કહેશે 'સાસ–રે તેરે સાગ, માથે તેરે ભાગ, બાપ કે તેરે રાજ, તૂં બૈઠી બૈઠી આંક....' સાસરામાં તને બધા પ્રકારનું સુખ છે. તું ભાગ્યશાલિની છે. તારા બાપના ઘરમાં રાજ્ય હોય, હાથી ઘોડા હોય તો તું બેઠી બેઠી જોયા કર. તને એનાથી શું લાભ છે? મતલબ કે એ તારે કોઈ કામના નથી.' 'સાસરાની રાબ સારી પણ પિયરની ખીર સારી નહિ.' આ કહેવતોમાં વહુને શિખામણ છે. સાસરાની જે સ્થિતિ હોય તેમાં તમે સાકરની જેમ ભળી જાવ. જે મળે તે આનંદથી નિભાવી

લ્યો. પતિની સાથે જે સુખ દુઃખ મળે તેના સમાન ભાગીદાર બનો.

**કામ કરવામાં નાની—ખાવામાં તૈયાર**

કેટલીક વહુઓ સાસુને જવાબ આપવામાં—તેને દમવામાં પણ પાવરધી હોય છે. એક સાસુએ પોતાની વહુને પૂછયું—' વહુ! અગિયારસ કરશે ને?' 'વહુએ જવાબ આપ્યો—' અગિયારસ કરવા જેવી મારી વય કયાં છે? હું તો બાળક છું!'

અને પછી જ્યારે સરસ ફરાળ તૈયાર થઈ, મીઠાઈ અને ફળ પણ મૂકાયા ત્યારે સાસુએ વહુને પૂછયું—' વહુ ફરાળ ખાશે?'

' હા, કેમ નહિ?' વહુએ ચટ દેતો ઉત્તર આપી દીધો: ' હું એવી અભાગણી કયાં છું કે ફરાળ પણ ન કરૂં? એકાદશી ભલે ન કરી પણ આ ફરાળનું પુણ્ય–લાભ તો લઈશ જ....'

' સાસ કોઠે બહુ ચબૂતરે ' સાસુ છૂપાઈ ને કહે ત્યારે વહુ જાહેરમાં અને મોટેથી બોલે. સાસુ પરગામ જાય એટલે વહુના મનમાં કંઈ કંઈ વાત ઊઠે–હાશ, હવે હું શું....શું.... ખાઉ! ' સો દહાડા સાસુના તો એક દહાડો વહુનો.!' સાસુ ભૂલી જાય છે કે તે પણ એક સમયે વહુ હતી. વગેરે.

**બાળક આવતાં મને જગાડી દેજે!**

એક અજ્ઞાની વહુને મહિના રહ્યા. પ્રથમ જ સુવાવડ આવી, વહુના મનમાં એમ કે હું કયાંક ભર ઊંઘમાં પડી ગઈ અને બાળક આવ્યું તો એ બાપડું સારા વગર જીવશે કેમ? રહેશે કેમ? એટલે તેણે એની સાસુને કહ્યું: ' બા! મને બાળક આવે એટલે તમે તરત જ મને જગાડી દેજો....હં.

સાસુએ હસીને ઉત્તર આપ્યો ' ઓ મારી ભોળી વહુ! હું તે તને શું જગાડવાની હતી–તું જ એ સમયે સારાય મહોલ્લાને બૂમો–ચીસો પાડીને જગાડી દેશે....

**સાસરી સાસ મેરે લડકા હો તો**
**મુઝે જગા લીજિયે,**
**મેં તુઝે કયા જગાઉંગી, તું આપ હી**
**સારે મુહલ્લોકો જગા લેગી...**

સાસુ–વહુના આ સંબંધો હોય છે છતાં એ બન્ને વચ્ચે મનમેળ બતાવતી પણ કેટલીક કહેવતો છે. તેમના સંબંધો ગમે તેવા હોય પણ વચમાં કોઈ બોલે કે આડી સલાહ આપે તો સાસુ અને વહુ બન્ને તેના પર તૂટી પડે છે. ' સાસુને વહુ બેઉ સરખી ને વચમાં બોલે તે નરસી.' સાસુ વહુ ભલે બોલે કે બાઝે. પણ જો એમાં કોઈ વચ્ચે પડયું તો તે ભુંડું બની જાય છે, કારણ આ બન્ને તરત જ ભેગાં થઈ જાય તે અને વચ્ચે પડનારો નિંદાઈ જાય છે. ' સાસુને વહુ સકારાં, ને વચ્ચે બોલે તે અકારાં' સાસુને વહુને કજીયો કેટલો? ખીચડીને કકડો આપે તેટલો.'

સાસુ અને વહુનો સંબંધ તો દૂધ–ભાત જેવો છે. ખીચડી અને ઘી જેવો છે. બન્નેએ એકબીજામાં મળી જવાનું અને ઘરને ઉજાળવાનું. વહુ પોતીકું ઘર છોડીને સાસરે આવે છે. આ પારકી છોકરીને પોતીકી બનાવવાનું કામ સાસુનું છે. અને વહુએ સાસુને મા બરાબર ગણી તેની સાથે સાકરની જેમ ભળી જવાનું છે. આમાં જ સંસારનું અમૃત સમાયલું છે.



# બૃહદ્ કહેવત કથાસાગર

## વિભાગ-૪

# ૭૮ નાચવું નહિ ત્યારે આંગણું વાંકું

**કામ** કરવાની જ્યારે ઇચ્છા થતી નથી ત્યારે અનેક બહાનાં કાઢવામાં આવે છે. કહેવામાં આવે છે મૂડ નથી – દિલ લાગતું નથી– મને ગમતું નથી, વગેરે. આ બહાના ઓમાં કેટલાક તો એવા બાલિશ અને મૂર્ખાઈ ભરેલાં હોય છે કે આપણે તરત સમજી જઈએ છીએ કે માત્ર બહાનું જ છે. એ કામ કરવા રાજી નથી–તત્પર નથી.

આ અંગે આપણે ત્યાં એક જોરદાર કહેવત છે, 'નાચવું નહીં ત્યારે આંગણું વાંકું'. નાચવાની ઇચ્છા જ નહિોય ત્યારે બહાનું કાઢવામાં આવે છે હું તો નાચવા રાજી છું– પણ આ આંગણું જ વાંકું છે. મારાથી નચાય કેમ....?

જેમ લખવું નથી તે લેખણનો જ વાંક કાઢશે. મારાથી લખાય કેમ....? કલમ જ બુઠી છે– કલમ ચાલતી નથી. વગેરે.

આંગણું વાંકું છે

'નાચવું નહિ ત્યારે આંગણું વાંકું' આ કહેવત માત્ર ગુજરાતી ભાષામાં જ નથી પરન્તુ તે ભારતની અનેક ભાષાઓમાં પણ મળી આવી છે. અંગ્રેજીમાં પણ આ કહેવત છે A. bad workman quarrels with his tools.' 'મન જો હોંય તો માળવે પણ જઈ શકાય છે'. આ ગુજરાતી કહેવતનો આશય પણ આવો જ છે.

રાજસ્થાની કહેવત છે– 'નાચું ક્યાં ? આંગણું બાંકો' ગુજરાતી કહેવતને મળતી જ આવતી આ કહેવત છે

હિંદી કહેવત છે– નાચ ન જાને આંગન ટેઢા. કામ આવડતું ન હોય ત્યારે બીજા- ઓના દોષ કાઢવામાં આવે છે. છબી ખરાબ બને ત્યારે ચિત્રકાર કહેશે રંગ ફીક્કો હતો. બ્રશનો વાંક છે. વિલાયતી બ્રશ નહિ મળ્યું, વગેરે નાચતાં નહિ આવડે ત્યારે કહેવાય છે– 'આગણું વાંકું છે....

**ન નૌ મન તેલ હોગા, ન રાધા નાચેગી.**

આજ મતલબની એક–બીજી હિંદી કહેવત છે. આ કહેવત પણ જોરદાર છે'. કહેવત છે–'**ન નૌ મન તેલ હોગા ન રાધા નાચેગી**' જ્યારે કોઈ માણસ કોઈ કામ કરવા રાજી હોતો નથી. યા તો તેઓમાં જાણકારી ધરાવતો નથી ત્યાં પોતાની એ અશકિત છૂપાવવાને માટે કોઈ એવી શરત મૂકશે કે જે પાળવી લગભગ અસંભવ જ થઈ પડે. આ કહેવત અંગેની એક વાર્તા છે.

કોઈ એક સ્થળે રાધા નામની એક વેશ્યા રહેતી હતી. એ નાચને માટે સારી પંકા- યલી હતી. પણ ખરી રીતે તો શાસ્રીય નૃત્યોથી – નાચથી તે અજ્ઞાત્ જ હતી. એના નૃત્યો સાધારણ જ રહેતા. આ રાધા પોતે પણ પોતાની આ ઊણપ જાણતી હતી. એટલે પોતે પકડાઈ જાય નહિ–પોતાનું ખરાબ કહેવાય નહિ તેથી જ કોઈ તેને નાચને

માટે બોલાવતું ત્યારે એ કહેતી– 'હું નાચવા માટે તૈયાર છું. એ તો મારો ધંધો છે. પણ મારા નાચને માટે તમારે નવમણ તેલનો દીવો બાળવો પડશે. એની તૈયારી કરો. હું નાચવા આવું છું....

અને રાધાની આ વાત સાંભળી ગ્રામવાસીઓ ડઘાઈ જતાં. ન તો નવમણ તેલ એકઠું થતું કે ન તો એનો નાચગાન થતો.

આ કહેવતમાં 'રાધા' નામ કોઈ એક વેશ્યાનું છે. એને કૃષ્ણની રાધા સાથે કોઈ સંબંધ નથી.

## 'નાચવું નહિ ત્યારે આંગણું વાંકું'ની વાર્તા

નાચવું નહિ ત્યારે આંગણું વાંકું આ ગુજરાતી કહેવતની વાર્તા પણ જાણવા જેવી છે.

કાઠિયાવાડના કોઈ એક રાજવીને નાચગાનનો ભારે શોખ હતો. પોતાના એ શોખને પૂરો કરવા તેઓ ગામેગામથી દેશદેશથી નાચનારીઓને બોલાવે. પોતાના દરબારમાં તેમના નૃત્યો કરાવે અને પછી તેમને ભારે માનપાન આપી. શિરપાવ આપી વિદાય કરે.

નિત્ય આ બનતું– રાજવીના આ ગાંડા શોખને લઈને તેમના ગામમાં વેશ્યાઓનો, નાચનારીઓનો અડ્ડો જ રહેતો. રોજ કોઈ ને કોઈ નર્તન માટે આવતું જ, રાજા નાચ જોવામાં જ મગ્ન રહેતા.

એક દિવસે બાપુના દરબારમાં એક નર્તકી આવી. બાપુએ પૂછ્યું, 'ક્યાંથી આવી છે? ક્યા દેશની છે?'

નર્તકીએ કહ્યું–'મહારાજ! હું કર્ણાટકની છું–આપની પ્રશંસા ખ્યાતિ સાંભળી અહીં આવી છું....'

'ભલે....ભલે....થવા દે તારો નાચ....' બાપુએ કહ્યું.

નર્તકી ગભરાઈ. એ મુંઝવણમાં મુકાઈ ગઈ. કારણ, એને કંઈ નાચતા કે ગાતા આવડતું જ નહોતું. માત્ર ધનના લોભથી જ તે અહીં દોડી આવી હતી. રાજાએ નાચવાની આજ્ઞા કરી એટલે આ નર્તકીના હાથપગ ધ્રુજવા લાગ્યા, તેના મનમાં એવી આશા હતી કે રાજા મારું રૂપ જોઈ–મોહું જોઈ મને શિરપાવ આપી દેશે. પોતાને નાચવું પડશે તેનો તો એને ખ્યાલ જ નહોતો. એ નર્તકી ભલે કહેવાતી. પણ તે નામની જ નર્તકી હતી, ધંધાથી નહિ.

એટલે જયારે દરબાર ભરાયો અને શ્રોતાઓ તથા પ્રેક્ષકોની ખીચોખીચ ભીડ જામી ગઈ ત્યારે આ નર્તકી ગભરાઈ ગઈ. તેના સારાય શરીરે પરસેવો બાઝી ગયો. હાથપગે હાલવાની પણ ના પાડી દીધી.

પણ થાય શું? આબરૂ જવાની વાત આવી. દરબારમાં તેને હાજર થવું જ પડયું. સેંકડો પ્રેક્ષકોની સામે તેને આવવું પડયું.

એ આવી–ઝાંઝર થમકાર્યા સભાની ફરતે મંડપમાં તે ઘૂમવા લાગી....એક ચકરડું લીધું બીજું લીધું...

આમ તેણે ચકરડાં જ લેવા માંડયાં. નાચતા ન આવડે એટલે કરે શું? એ ઘૂમરડી જ ફર્યા કરતી–કયારેક અટકી પણ જતી. કારણ, એમાં પણ તેને થાક લાગતો હતો....

'તારો નાચ બતાવની ?'

લોકો જોતાં જોતાં થાકી ગયા. અંદર અંદર કહેવા લાગ્યા– 'આ બાઈ નાચશે ક્યારે ? ચક્કરડી જ કેમ ફર્યા કરે છે....'

કલાકો વીતી ગયા. રાજા પણ હવે કંટાળી ગયો. તેણે નર્તકીને કહ્યું– 'અલી બાઈ, તારો નાચ બતાવની ? આમ ગોળ-ગોળ શું ફર્યા કરે છે ?'

નર્તકીએ કહ્યું–'મહારાજ ! ગુન્હો માફ કરજો. હું નાચવા માટે જ પ્રયત્ન શું કરું ? આ તમારો સભામંડપ જ વાંકો છે. હું નાચું શું ધૂળ....? નાચું કેવી રીતે ?

રાજા ચૂપ–સભાજનો પણ ચૂપ–સમજનારા સમજી ગયા કે બાઈને નાચતાં આવડતું નથી એટલે તે મંડપનો વાંક કાઢી રહી છે 'નાચવું નહિ ત્યારે આંગણું વાંકું....' 'નાચ ન જાને આંગન ટેઢા....' નાચૂં કયાં ? આંગણું બાંકો હૈ....'





## ૭૯ નાત નાતનું ખાય, મુસાભાઈના વા ને પાણી

**સમાજમાં** જ્યારે મૃત્યુ ભોજનોની બોલબાલા હતી ત્યારની આ વાત છે. એ સમયે મરણ પાછળ જ્ઞાતિ થતી જ. પછી ભલે એ મરણ જુવાનનું હોય કે વૃધ્ધનું. જુવાનજોધ સ્ત્રી રંડાતી તો પણ જ્ઞાતિલાઓ તેના વરની પાછળ જમતાં જ. જે મૃત્યુ ભોજન ન કરતું તેનો જ્ઞાતિ તિરસ્કાર કરતી, સમાજ તેને હડધૂત કરતો.

અને લોકો પણ કેવા હતા ? ઘર-જમીન જાગીર ગીરે મૂકીને પણ તેઓ મરણ પાછળ લખલૂટ ખર્ચ કરતાં–કારણ, ફરી ફરીને બાપનું બારસું ને બાયડીની અઘરણી આવતી નથી ! નાણું ન હોય તો કરજે કરીને પણ તે કરે જ, બંગાળીઓના શ્રાધ્ધમાં અનેક ઘરો ઉખડી ગયા છે. અનેક કુટુંબો પાયમાલ થઈ ગયા છે તે વાત ક્યાં અજાણી છે ?

મુસાભાઈ પટેલ વહોરાઓના આગેવાન ગણાતા. તેમની સ્થિતિ પૈસેટકે સધ્ધર અને આબરૂદાર હતી એટલે જ્ઞાતિના વાસણો– હિસાબ–કિતાબ વગેરે બધું જ મુસાભાઈને ત્યાં રહેતું. જ્ઞાતિમાં મુસાભાઈની આબરૂ પણ હતી. મુસાભાઈના વડિલો જ્ઞાતિના આગેવાનો હતા. જ્ઞાતિની પ્રવૃત્તિઓમાં તેમની સહાય રહેતી. તેઓ આગળ પડતો ભાગ પણ લેતા અને આથી જ આ પટેલની પદવી તેમને આપવામાં આવી હતી.

થોડાંક વર્ષો સારાં ગયાં. પણ એક વર્ષ એવું આવી ગયું કે જેમાં મુસાભાઈને મોટી ખોટ ગઈ. એમની સ્થિતિ તંગ બની ગઈ અને તેઓ મહા મુશ્કેલીએ દિવસો કાઢવા લાગ્યા.

એટલામાં તેમના વૃધ્ધ પિતાનું અવ-

સાન થયું. મુસાભાઈએ નક્કી કર્યું કે મારે કોઈ મોટો ખર્ચ કરવાની જરૂર નથી. સગાં-વહાલાંઓને જમાડીને જ હું બેસી રહીશ.

પણ જ્ઞાતિલાઓ તેમને છોડે એવા ક્યાં હતાં તેમણે કહ્યું ' મુસાભાઈ, તમે તો જ્ઞાતિના પટેલ છો, અગ્રણી છો. ધામધૂમથી નાત જમાડો '

મુસાભાઈએ કહ્યું, ' જ્ઞાતિલાઓનો હુકમ મારા માથા પર. પણ આવા ખર્ચાઓથી ફાયદો શો ? જ્ઞાતિની સેવા તો અમે કરી જ રહ્યા છીએ.'

પણ જ્ઞાતિલાઓ તેમને છોડે એમ નહોતા. મુસાભાઇને તેમણે કહેવા માંડયું–'મુસાભાઈ, ગામનું તમે બહુ ખાધું છે. એક વાર તો તમારા પિતાની પાછળ જ્ઞાતિને જમાડો તો ખરા ? તમારા વડાઓ તો જ્ઞાતિને દર વર્ષે જમાડતા.

આવા મહેણાઓથી મુસાભાઈને લાગી આવતું. પણ કરે શું ? દિવસો એવા આવ્યા હતા કે નાત જમાડવા માટે તો શું પણ પણ બે ટંક ખાવાના પણ તેમને વખા હતા. તો પણ ઘરની આબરૂને તેમણે મુઠ્ઠીમાં જાળવી રાખી હતી.

આખરે એમના બુદ્ધિશાળી ભેજાંએ એક તોડ કાઢયો. એમણે પોતાની સ્ત્રીને કહ્યું–'આ નાતીલાઓ નાત જમાડો, નાત જમાડો કરીને માથું ખાઈ જાય છે. એટલે નાત જમાડયા વગર છૂટકો જ નથી. પરંતુ એવી રીતે નાત જમાડીએ કે તેઓ આપણને પણ યાદ કરે. સ્ત્રીએ એમાં સંમતિ આપી.

પછી મુસાભાઈ જ્ઞાતિના વાસણો કે જે પોતાને ત્યાં હતા તે એક શાહુકારને વેચી દીધાં. પરંતુ શરત એ કરી કે નાત જમી રહે પછી જ વાસણ સોંપવાના. શાહુકાર જાતનો વાણિયો હતો. મુસાભાઈને એ ઘણાં વર્ષોથી ઓળખતો હતો. એટલે તને એમાં કંઈપણ વાંધો જણાયો નહિ.

આવેલા પૈસામાંથી મુસાભાઇએ અનાજ-પાણી આણ્યા. નાતમાં પોતાના નામના નોતરાં પણ ફેરવાવી દીધાં. લોકોમાં આનંદ થઈ રહ્યો–' 'વાહ ! મુસાભાઈ પટેલ નાત કરે છે ! રંગ છે એને ! ! '

નાતીલાઓને માટે મુસાભાઇએ સુંદર ભોજનો બનાવ્યાં. ભાત ભાતનાં શાક અને ફરસાણ કર્યાં. મિષ્ટાનનું તો પૂછવું જ શું ? જોનારના મોઢામાંથી પાણી જ છૂટી જાય.

જમવાનો સમય થયો. જ્ઞાતિના ગૃહસ્થો કુટુમ્બ કબીલાઓને લઇને જમવા માટે આવવા લાગ્યા. પંગત બેસી ગઈ. ભોજન પીરસાયાં લોકો આનંદની સાથે જમવા લાગ્યા.

મુસાભાઇએ હાથમાં મોટો પંખો લઈ જ્ઞાતિમાં ફરવા માંડયું. તેમણે જ્ઞાતિ જનોને પંખો નાખવા માંડયો, એમની સ્ત્રીએ પણ ઠંડુ પાણી લઈ નાતમાં ફરવા માંડયું.

મુસાભાઇ અને તેમની સ્ત્રીની જ્ઞાતિ પ્રત્યેની આવી સેવા-ભાવના જોઈ નાતીલાઓએ વાહવાહ પોકારી. ધન્ય છે મુસાભાઇ ! તમને ધન્ય છે !

મુસાભાઈ હાથ જોડીને કહેવા લાગ્યા, 'બાપલા. મારા વખાણ ન કરો. હું તો કંઈ જ કરતો નથી. નાત નાતનું ખાય છે. મુસાભાઈનાં તો વા ને પાણી જ છે,

નાતીલાઓ સમજ્યા કે મુસાભાઇ વિવેક બતાવે છે એટલે એનો ખરો અર્થ જાણવાની કોઇએ દરકાર કરી નહિ. જેઓ મુસાભાઇની પ્રશંસા કરતાં તેમને બધાંને જ મુસાભાઈએ કહેવા માંડયું.

નાત નાતનું ખાય છે મુસાભાઈનાં તો વા ને પાણી જ છે.

આખરે બધાં જમી પરવાર્યાં. સૌ ઘેર ગયા. વાસણ મુસાભાઈના કબજામાં હતાં જ. તે તેમણે સાફ કરાવ્યાં અને બીજે દિવસે શાહુકારને સોંપી દીધાં.

થોડાક દિવસો તો ગબડી ગયા. કંઈ નવી વાત ન બની પણ એ પછી નાતમાં એક પ્રસંગ આવ્યો અને જ્ઞાતિ જમાડવાની જરૂર પડી. જે ગૃહસ્થ નાત જમાડવાના હતા તેઓ વાસણ માંગવા મુસાભાઈ પાસે ગયા. મુસાભાઇએ કહ્યું-'એ વાસણો તો મેં ક્યારનાય વેચી નાખ્યા છે અને નાત જમી પણ ગઈ છે.'

પેલો માણસ જ્ઞાતિના ગૃહસ્થો પાસે ગયો અને વાસણો મળતાં નથી તેવી વાત કરી. જમાત ભેગી થઇ. મુસાભાઈ પાસે જવાબ માંગવામાં આવ્યો. મુસાભાઈએ કહ્યું-જ્ઞાતિ વચ્ચે જ મેં જાહેર કરી દીધું હતું કે નાત નાતનું ખાય છે. મુસાભાઈના તો વા ને પાણી જ છે. પણ એ સમયે તો જ્ઞાતિ કંઈ જ બોલી નહિ અને ખુશીથી જમી ગઈ. હવે વાસણો શા માટે માંગો છો? તમારાં હતાં ને તમે તે જમી ગયા છો. હવે મને શું કામ પૂછો છો?'

જમાત ચૂપ થઈ ગઈ. મનમાં સૌ સમજી ગયા કે મુસાભાઈએ જ્ઞાતિને બનાવી છે. પણ હવે શું થાય?

આ ઉપરથી કહેવત પડી-નાત નાતનું ખાય મુસાભાઈનાં વા ને પાણી, આજ કહેવત સહેજ પાઠાન્તર સાથે આ પ્રમાણે પણ બોલાય છે-નાતે નાતનું વરે ને મુસાભાઈનું વા ને પાણી.

✶



## ૮૦ નાણાં ઉછીનાં ક્યાં ન આપવાં?

### નાણાં ઉછીનાં ક્યાં ન આપવાં?

એક વ્યવહારિક કહેવત જાણવા જેવી છે. આ છે-' જ્યાં રાખીએ ભાણા વ્યવહાર, ત્યાં ન રાખીએ નાણાં વ્યવહાર! જ્યાં આપણો ખાવાપીવાનો સંબંધ હોય ત્યાં કોઈને નાણાં ઉછીના આપવા નહિ કે તેની પાસેથી લેવા પણ નહિ. ધીરધાર પણ કરવી નહિ. કારણ એથી સંબંધ બગડે છે અને પછી તો તેને ત્યાં જમી પણ શકાતું નથી દુશ્મનાવટ થઈ જાય છે.

આવી જ એક બીજી સચોટ કહેવત પણ છે-' જે મોંએ પાન ચાવ્યાં તે મોંએ

કોલસા ન ચવાય.’ જેની સાથે મિત્રાચારી બાંધી હોય–જેની સાથે બેસીને જમ્યા હોઈએ તેની સાથે વેરઝેર ન થાય. તેના સામે અપશબ્દો પણ બોલાય નહિ. સ્નેહ પછી તેની સામે લડી શકાય ખરૂં ?





## ૮૧ પડી પટોળે ભાત, ફાટે પણ ફીટે નહીં

‘જેવી જાત તેવી જ ભાત પડે છે.’ ‘જેવો સંગ તેવો જ રંગ.’ પટોળા પર જે ભાત પડે તે રહેવાની જ. પટોળુ ફાટી જાય પણ છાપ તો રહેવાની જ. કહ્યું છે ‘પડી પટોળે ભાત, ફાટે પણ ફીટે નહીં.’

માણસ ટાપટીપ–આડંબર કરી પોતાની જાત છૂપાવે તોપણ સમય આવે એ જાહેર થઇ જ જવાનો એની જાત ક્યારેય પણ છૂપી રહી જ શકે તેમ નથી.’ ‘જાત વિના ભાત નહિ પડે.’ આ કહેવતનો મર્મ ખૂબ ઊંડો છે.

તું રાજા નહિ પણ વાણિયો છે !

એક સમયની વાત છે. રાજા–પ્રધાન અને સેવક ત્રણે સાથે જંગલમાં શિકારે ગયા. સંજોગવશાત્ ત્રણે અલગ અલગ થઈ ગયા. રાજા ભમતો ભમતો એક વડના ઝાડ આગળ આવી પહોંચ્યો. અહીં તેણે એક અંધને બેઠેલો જોયો. રાજાએ તેને પૂછ્યું, ‘સરદારજી અહીંથી કોઈ ગયું છે ?’

‘ના, મહારાજ !’ આંધળાએ વિનયથી કહ્યું.

રાજા આગળ ચાલ્યો. થોડીક વાર પછી પ્રધાન તે સ્થળે આવી પહોંચ્યો. તેણે અંધને પૂછયું–‘ભાઈ, અહીં કોઈ આવ્યું હતું ખરૂં ?’

અંધે કહ્યું–‘ પ્રધાનજી ! રાજાજી આ રસ્તેથી હમણાં જ ગયા છે.’

પ્રધાન ત્યાંથી વિદાય થયો. હવે સેવક એ સ્થળે આવ્યો તેણે અંધને પૂછ્યું, ‘એઈ આંધળા ! આ રસ્તેથી કોઈ ગયું છે કે ?’

‘હા સેવકજી ! રાજાજી અને પ્રધાનજી હાલમાં જ ગયા છે.’

સેવક આગળ ચાલ્યો. કેટલાક સમય પછી ત્રણે પાછા ભેગા થઈ ગયા. ત્રણેને નવાઈ લાગી કે પેલા અંધે આપણને કેવી રીતે ઓળખી કાઢયા ? કોઈ કોઈના મનનું સમાધાન કરી શક્યું નહિ એટલે ત્રણે ફરીથી એ અંધ પાસે આવ્યા અને તેને પૂછ્યું, ‘ભાઈ, તેં અમને કેવી રીતે ઓળખી કાઢયા ?’

અંધે કહ્યું–‘મેં તમારી વાણી પરથી તમને ઓળખી કાઢયા છે. જાતિની સભ્યતા અનુસાર જ તેમની વાણી હોય છે–વર્તન હોય છે.’

રાજા ખુશ થઈ ગયો. આવા હોશિયાર

ચતુર પોતાના રાજ્યમાં હોય તો સારૂં એટલે તે અંધને પોતાના રાજ્યમાં લાવ્યો તેને રહેવાને માટે એક ઘર આપ્યું. રોજનું અર્ધોશેર લોટી-ઘી-ગોળનું સીધું પણ બાંધી આપ્યું.

અંધ આરામથી પોતાના દિવસો ગુજારે છે.

એક દિવસે એક ઝવેરી એ રાજ્યમાં આવી પહોંચ્યો. તેની પાસે એક કિંમતી રત્ન હતું. બીજું રત્ન પણ એટલું જ કિંમતી હતું. રાજા રત્નની પરીક્ષા કરી શક્યો નહિ એટલે તેણે પેલા અંધને બોલાવ્યો અને કહ્યું 'આ બે મોતી છે એમાંનું કયું મોતી શ્રેષ્ઠ છે તે કહો ?'

અંધે કહ્યું-'મોતી તો બન્ને સારા છે. પણ એકની અંદર થોડીક રેતી છે. તેનું કારણ એ પણ હોઈ શકે કે જે સમયે સ્વાતિનું બુંદ પડયું તે સમયે આંધી આવી હશે !'

રાજાએ એ બન્ને રત્ન ખરીદી લીધાં.

ઝવેરીએ રાજાને કહ્યું: 'મહારાજ ! આ સુરદાસજી ખરેખર ચતુર અને ડાહ્યા જણાય છે. એમની પરીક્ષાશક્તિ પણ સચોટ છે.'

રાજાને હવે અભિમાન આવી ગયું. તેણે કહ્યું-'હા, એટલે જ તો હું એમને રસ્તા પરથી અહીં લઈ આવ્યો છું. મકાન આપ્યું છે અને રોજ અર્ધોશેર લોટ ઘી-ગોળ વગેરેનું સીધું પણ આપું છું. કેમ, સુરદાસજી ખરૂં ને ? હું કેવો દાની છું. ?'

અંધ રાજાનું અભિમાન પારખી ગયો. તેણે હવે ફટ દેતુ કહી દીધું-'તું રાજા નહિ પણ વાણિયો છે. તારો બાપ પણ વાણિયો હતો અને એથી જ મારા જેવા બુદ્ધિશાળીને તેં અર્ધોશેર લોટ ઘી-ગોળનું સીધુ આપી સંતોષ લીધો. જો તું ખરો રાજા હોત તો તેં મને ગામ જ આપ્યું હોત !'

અંધે રાજાની ખરી જાતિ પણ પારખી કાઢી.

**રાજા રાજ ભલે કરે પણ જાતનો ગોલો.**

જાત જણાયા વગર રહે જ નહિ. જાત તેવી ભાત. સો ચુહા મારીને બિલ્લી હજ માટે જાય પણ લાગ મળતાં જ એ ફરી ચુહાને મારવાની જ. કુતરાની પૂછડીને ગમે એટલી સીધી રાખો પણ એ વાંકી ને વાંકી જ રહેવાની.

એક ખવાસ હતો. દૈવયોગે તેને રાજગાદી મળી ગઈ. જાતનો એ ગોલો હતો અને હવે રાજા થઈ ગયો. એ રાજા તો થયો પણ તેનો જાતિસ્વભાવ ન ગયો. તેનું ધ્યાન તો માપમાં જ રહેવા લાગ્યું. કોઈ યાચવા આવતું તો ટપ દેતાં તે કહી દેતો-'જાવ, એને પા આપો-અડધા આપો-આખા આપો-વગેરે.'

આમ આ ગોલો રાજા ઠાઠ અને વૈભવથી રહેવા લાગ્યો. સુખચેનથી એ રહેતો પણ તેનો સ્વભાવ ન જ ગયો. એક દિવસ એક ભાટ આવ્યો. રાજાએ કહ્યું, 'ભાટ ભાઈ આવ્યા છે એમને પોણીયા જ આપો.'

ભાટને માહિતી નહોતી કે આ ગામનો રાજા જાતનો ગોલો છે. એટલે તેણે જ્યારે શબ્દો સાંભળ્યા ત્યારે તે ચોંકી ગયો. તેણે પારખી લીધું કે રાજાની જાતિમાં કંઈ ગડબડ છે. એ બોલ્યો ;

એરંડાનો સોટો વધે બાર હાથ,
પણ માંહેથી પોલો,
રાજા રાજ કરે ભલે,
પણ જાતનો ગોલો.

રાજાએ આ સાંભળી કહ્યું–'ઠીક છે એને આટલી વાર માટે આખા જ આપો.'

જાતિ તેવું વર્તન

આવી જ વાત એક બીજા રાજાની પણ છે. એ જાતનો હતો મૂળ રસોઇયો. પણ કર્મસંજોગે રાજા બની બેઠો. એ કોઇને રોકડી પાઈ પણ ન આપે. બહુ થાય ત્યારે કહે– 'જાવ, એને જમાડો' અથવા તો કહે 'રાજ્યના રસોડામાંથી એને એક પાતાળ અપાવી દો.'

એક દિવસે એક ભાટ આવ્યો. રાજાની સ્તુતિ કરતું એક સુંદર કવિત તેણે લલકાર્યું. રાજાએ તેને પણ કહ્યું 'એને એક પાતળ આપો.'

આ સાંભળતાં જ ભાટનો મિજાજ ગયો. તેણે તો ભારે ઇનામની આશા રાખેલી અને મળી માત્ર એક જ પાતળ.

પણ રાજાની સામે શું બોલે ? એ ગુસ્સે થઇને ચાલ્યો ગયો.

રાજાએ તેને પાછો બોલાવ્યો અને ગુસ્સે થવાનું કારણ પૂછ્યું.

'સાચું બોલીશ તો આપને ક્રોધ ચઢશે' ભાટે કહ્યું.

'હું ક્રોધ કરૂં એવો નથી.' રાજાએ કહ્યું 'જે કહેવું હોય તે બેધડક તમે કહી દો.'

ભાટે કહ્યું 'રાજા સાહેબ! તમે જાતવંત રાજા નથી. રસોઇયાના જ પુત્ર છો. જાત જણાયા વગર રહેતી જ નથી અને એટલે તમે પાતળને વધુ કિંમતી ગણી રહ્યા છો.'

રાજા ચૂપ થઈ ગયો—

આપણી કહેવતે સાચું જ કહ્યું છેઃ–

જોઈ વહોરીએ જાત, વરસાળો વેડે નહીં,
પડી પટોળે ભાત, ફાટે પણ ફીટે નહીં.



# ૮૨ 'પરમેશ્વરનું નામ લઈ, દીકરા ચડી જા શૂળી ઉપર'

**ડાહીમાના** દીકરા વાણિયાઓની ચતુરાઈની એક લોકવાર્તા પણ જાણવા જેવી છે. એમાં કહેવત પણ છે. આ કહેવત વાર્તા છે– 'પરમેશ્વરનું નામ લઈ, દીકરા ચડી જા શૂળી ઉપર...બાપે દીકરાને શૂળી પર ચઢાવે એવું બને જ નહિ પણ આ તો વાણિયાની ચતુરાઈની વાત છે એટલે એમાં દીકરાને તેણે શૂળી ઉપર ચઢાવી જ દીધો.

છાપરું ફાડી દીકરો નીચે ઉતર્યો

વાત એવી બની કે એક દિવસે એક શ્રીમન્ત વણિક અને તેની સ્ત્રી રાત્રે સૂતેલાં હતાં. મધરાત થઈ ન થઈ ત્યાં તો એક

જુવાન ચોર છાપરું ફાડી ઘરમાં ઉતરવા લાગ્યો. વણિકે તેને જોયો. વિચાર્યું કે હવે બૂમ પાડવી નકામી છે. ચોર નજીક આવી ગયો છે. બૂમ પાડીશ તો એ મારું ગળચું પણ દાબી દેશે....

એટલે તેણે એક હિકમત કરી. પોતાની સ્ત્રી કે જે સમીપમાં સૂતી હતી તેને જગાડી કહ્યું : 'આમ સૂતી શું છે? ઉઠ દીવો કર. આપણને દીકરો નથી તે માતાજીએ સ્વપ્નમાં મને આપ્યો છે. કહ્યું કે–' આકાશમાંથી દીકરો ઉતરશે–માટે તરત જ દીવો કર....'

ચોરે આ વાત સાંભળી. છાપરા સુધી એક થાંભલો હતો તેને એ વળગી અટક્યો. સ્ત્રીએ ઘીનો દીવો કર્યો. અગરબત્તી સળગાવી. શેઠે ઊંચું જોયું અને કહ્યું કે 'જો.... જો....ઉપરથી દીકરો છાપરું ફાડીને આવી રહ્યો છે....'

સ્ત્રીએ ઊંચે જોયું, તે નવાઈ પામી ગઈ. પછી બોલી–' હા–કેવો મજાનો–રૂપાળો દીકરો છે. માતાજી! તમે તો જ્યારે આપો છો ત્યારે છપ્પર ફાડીને પણ આપો છો!' કહી સ્ત્રીએ પોતાની છબીને હાથ જોડ્યા. પછી કહ્યું : ' દીકરા ધીરે રહીને ઉતરજે. જોજે તને ક્યાંક વાગી ન બેસે....'

શેઠે પણ કહ્યું ' હા, કેવો મઝાનો–દીકરો છે. ઉજળો રૂડા રંગરૂપવાળો....ઘાટીલો પણ છે. આવ, દીકરા, મને ભેટ' કહીને વાણિયાએ બે હાથ પહોળા કર્યા.

દીકરો–બાપાજી બાપાજી!

કરતો ભેટી પડયો.

ચોરને લાગ્યું કે મારે આ તક ગૂમાવવા જેવી નથી એટલે તે પણ સામો ગયો અને ' બાપાજી! બાપાજી! કરતો વણિકને ભેટી પડયો.

પછી એ શેઠાણીને પગે લાગ્યો. શેઠાણીએ દીકરાના ઓવારણા લીધા. શેઠે કહ્યું : 'ગરમ પાણી કર અને રસોઇમાં કંસાર રાંધ!' દીકરો આવ્યો છે એટલે શુકન કરવા છે.

શેઠે હવે પોતાનો પટારો ઉઘાડયો અને એમાંથી રેશમી જરી કીનારનું ધોતીયું કાઢયું, રેશમી અંગરખો કાઢયો. ખેસ પણ અને પછી દીકરાને કહ્યું–' ન્હાઈ ધોઈ તું આ વસ્ત્રો પહેરજે.'

ચોરને લાગ્યું કે હવે તો હું ખરેખર વાણિયાનો દીકરો બની ગયો છું. તેના આનંદનો પાર ન રહ્યો. એણે ગરમ પાણીથી સ્નાન કર્યું અને પછી નવા અકકડ વસ્ત્રો પહેર્યાં.

વણિકે પોતાના ગળામાંથી હીરાનો કંઠો કાઢયો અને દીકરાને પહેરાવતાં બોલ્યો ' હવે આ તારો ' કહી તેના કપાળે ચાંલ્લો કર્યો.

એટલામાં સવાર થઈ ગયું. આ બાજુ રસોઈ પણ તૈયાર થઈ ગઈ. શેઠ પોતાના દીકરાની સાથે જમવા બેઠા. ચોર તો બે દિવસનો ભૂખ્યો હતો એટલે તેણે તો સારી રીતે હાથ ચલાવ્યો.

' આ કોણ છે? મારો દીકરો છે!'

જમીને શેઠે દીકરાને કહ્યું–' ચાલ, મારી સાથે દુકાને. હવે તો તારે જ આ બધું સંભાળવાનું છે.' બન્ને દુકાને જવા નીકળ્યા. ઓળખીતાઓ સામે મળ્યા. શેઠને પૂછવા લાગ્યા–' આ દેવ જેવો જુવાન કોણ છે?'

શેઠે કહ્યું ' મારો દીકરો છે.' ' તમારો દીકરો ક્યાંથી આવ્યો ? તમને તો કોઈ સંતાન જ નથી....' શેઠ કહે–' છપ્પર ફાડીને માતાએ ભેટમાં આપ્યું છે....'

જે પૂછે એને શેઠ આ પ્રકારે જવાબ આપતા જાય. બન્ને દુકાને આવ્યા. આ અગાઉ શેઠે ચાલાકી વાપરી. દરબારમાં ખબર મોકલાવી આપેલી કે ' મેં ચોરને પકડયો છે. મારી દૂકાને છે.' એટલે થોડીવાર પછી જમાદાર પોલીસ સાથે શેઠની દૂકાને આવી પહોંચ્યા. ચોરને જોઈને જમાદારે પૂછયું– ' આ કોણ છે ? '

' મારો દીકરો છે ' શેઠે જવાબ આપ્યો.

' ક્યાંથી આવ્યો ? '

' આકાશમાંથી પરમેશ્વરે મોકલી આપ્યો છે.'

જમાદારને શેઠના આ જવાબથી ચીઢ ચડી એટલે તેણે લાકડીનો એક ગોદો તેને માર્યો. શેઠે કહ્યું : ' ગોદો શા માટે મારો છો ? જુઠું નથી બોલતો–છાપરૂં ફાડીને આવ્યો.'

જમાદારે શેઠને અને ચોરને કહ્યું : ' ચાલો કચેરીમાં—'

સૌ કચેરીમાં આવ્યા. શહેરના ફોજદારે વાણિયાને દમ માર્યો. વાણિયાએ કહ્યું 'ગભરાવો છો શા માટે ? દીકરો છાપરૂં ફાડીને રાતના સમયે આવ્યો છે. તમારી મરજીમાં આવે તે કરો.'

**ઘરેણું ગાંઠું લાવો**
**અને શૂળી પર ચઢી જાઓ**

ફોજદાર સમજી ગયો કે વાણિયાએ સંકેતમાં કહી દીધું છે કે આ ચોર છે. ચોરી કરવા છાપરૂં ફાડીને અંદર ઘૂસ્યો છે. આગળના સમયમાં ચોરોને શૂળીની સજા થતી હતી એટલે ફોજદારે દીકરા બનેલા ચોરને શૂળીની સજા ફરમાવી.

શેઠે ચોરને તેના મૂળ કપડાં પાછાં આપ્યા અને પછી કહ્યું : ' દીકરા, ઘરેણું ગાંઠું અને લૂગડાં લાવો અને પરમેશ્વરનું નામ લઈ શૂળી ઉપર ચડી જાઓ....'

આમ હિકમત વાપરી વાણિયાએ ચોરને શૂળીએ ચઢાવ્યો અને પોતાના કપડાં–દરદાગીના લઈ ઘેર ગયા.

**' ધોતલીના ધોળ તો આગળ ગવાશે ! '**

વાણિયા શાહની યુક્તિ–ચતુરાઈની એક બીજી વાત પણ સાંભળો. આ વાત પણ એક કહેવત સાથે જડાઈ છે. કહેવત છે–' ધોતલીના ધોળ તો આગળ ગવાશે.'

એક નાના ગામમાં એક વણિક રહેતો હતો. એક રાતના તેના ઘરમાં ચોર પ્રવેશ્યો. ચોરે ઘરમાં દાખલ થઈ કપડાં–લત્તાંને ભેગાં કર્યાં અને ગાંસડી બાંધી. આ દરમ્યાન વાણિયાની નજર તેના ઉપર પડી. વાણિયાએ હિંમત લાવી પોતાની પાસે જૂના વખતની એક તલવાર હતી તે લઈ તેણે પાછળથી હુમલો કરી ચોરનું શિર છેદી નાખ્યું.

પ્રભાત થયું વાણિયો બહાર આવી ઓટલા પર બેઠો. એટલામાં પડોશમાં રહેતા જ જમાદાર ત્યાંથી નીકળ્યો. વાણિયાએ તેને ઈશારો કરી બોલાવ્યો અને કહ્યું, ' જરા ઘરમાં આવશો ? '

જમાદાર ઘરમાં આવ્યો એટલે વાણિયાએ

તેને ચોરનું મુડદું બતાવીને કહ્યું, 'જમાદાર સાહેબ ! આ ચોર રાતના ચોરી કરવા મારા ઘરમાં પ્રવેશ્યો હતો. તેને મેં મારી નાખ્યો છે. હવે મારે શું કરવું તે કહો ?' એમ કહી વાણિયાએ એક સુંદર ધોતીયું પોતાના પટારામાંથી કાઢયું અને તે જમાદારના હાથમાં મૂકી દીધું.

ધોતીયું જોઇ જમાદાર ખૂશ થઈ ગયો. તેણે ચોરને ઓળખી કાઢયો. કહ્યું : 'શેઠજી! ગભરાવાની જરૂર નથી. આ ચોર તો જૂનો નામીચો ચોર છે. એને માથે ઈનામ પણ નીકળ્યું છે. હું જ કહીશ કે મેં એને માર્યો છે....તમે બેફિકર રહો.'

આમ કહી જમાદારે ચોરનું શબ બહાર કાઢયું અને તેને એક ગાડામાં નાખી કચેરીમાં લઈ આવ્યો.

જમાદારના ગયા પછી વાણિયાની સ્ત્રીએ કહ્યું : 'તમારામાં અક્કલ નથી. તમે જમાદારને ધોતીયું મફતનું આપી દીધું એટલું જ નહિ પણ ચોરને માર્યાનું ઈનામ પણ તે લેવાનો.'

વાણિયાએ કહ્યું, 'અકળાવવાની જરૂર નથી. ધોતીઆની ધોળ તો હવે ગવાશે.'

સ્ત્રી ચૂપ રહી.

આ ચોરનો ભાઈ પણ એક મોટો ચોર હતો. બળવાન પણ એટલો જ જ્યારે જોયું કે તેના ભાઈને જમાદારે મારી નાખ્યો છે ત્યારે તેણે એ જમાદારને મારી ભાઈના મરણનું વેર લેવાનું નક્કી કર્યું. એક રાતે જ્યારે જમાદાર એક એકાન્ત ગલીમાંથી પસાર થતો હતો ત્યારે એ ચોરનો ભાઈ તેના પર તૂટી પડયો અને તેને મારી નાખ્યો.

થોડી વારમાં જ સારાય ગામમાં સમાચાર પ્રસરી ગયા કે જમાદાર માર્યો ગયો છે. તેના શબને ઘેર લાવવામાં આવ્યું. જમાદારની સ્ત્રી પોકેપોક મૂકીને રડવા લાગી. સગાંવહાલાઓ પણ આવી પહોંચ્યાં અને જમાદારને બારણે મોટી રડારોળ થઈ રહી.

વાણિયાની સ્ત્રી ઘરમાં હતી. જ્યારે વાણિયો બહારના ખંડમાં હતો. મામલો શું હતો તે વાણિયો સમજી તો ગયો પણ મૌન રહ્યો. સ્ત્રીએ તેને પૂછયું, 'બહાર આ રડારોળ શેની થાય છે ?'

વાણિયાએ ધીમે રહીને કહ્યું, 'એ તો ધોતલીના ધોળ ગવાય છે.'

સ્ત્રી બહાર આવી અને જોયું તો તે હેબતાઈ ગઈ.

વાણિયાએ કહ્યું, 'મેં જમાદારને ધોતીઉં આપ્યું તે નકામું તો નથી જ આપ્યું તે તું હવે સમજી ગઈ ને ?' એના ખૂનનો આરોપ મેં મારા શિરે લીધો હોત તો ઈનામ મને જરૂર મળતે પણ તારે આ પ્રમાણે રડવું પડત—અને હું મારો જાન ગૂમાવત.'

સ્ત્રી સમજી ગઈ કે તેના પતિએ જે કંઈ કામ કર્યું હતું તે ચતુરાઈભર્યું જ કર્યું હતું.

### વણિક વૃત્તિથી રાજ્ય કરે તે જ ફાવે

વાણિયાઓની ચતુરાઈ અંગે તેમના ડહાપણની આવી તો અનેક કહેવત વાર્તાઓ છે. અગત્યની વાત એ છે કે દેશને સમૃદ્ધ

કર્યાં હોય તો આ વાણિયાઓએ જ. નાણાની રેલમછેલ કરી હોય તો પણ આ વાણિયાઓએ જ. તેમણે અનેક રાજ્યોને તાર્યા છે અને અનેકને ડૂબાડયા પણ છે. વિશ્વયુદ્ધના મંડાણનું મૂળ કારણ તપાસીએ તો તેમાંય વણિક વૃત્તિ જ કારણમાં જણાય. લડાઈ ઝઘડાનું મૂળ પણ એમાં જ રહેલું છે. હિકમત ચતુરાઈ અને વણિક વૃત્તિથી જે રાજ્ય કરે છે તે જ સંસારમાં ફાવે છે.





## ૮૩ પહેલે આપ.....નહિ આપ.....

માન અને વિવેકના અતિરેક બતાવતી એક કહેવત પણ મશહૂર છે. આ કહેવત છે–'પહેલે આપ....નહિ આપ.... ઉત્તર હિંદમાંથી આ કહેવત એક કે બીજા અર્થમાં સારાય ભારતમાં પ્રસરી જવા પામી છે. કહેવાય છે કે એક સમયે બે જાની મિત્રો મુસાફરીએ જવા સ્ટેશને આવ્યા. સ્ટેશન પરથી જ ગાડી ઉપડતી હતી. બન્ને મિત્રોમાં માન મર્યાદા અને વિવેકની લાગણી મોટા પ્રમાણમાં હતી ગાડી તો પાટા પર ઊભેલી જ હતી, હવે પહેલું કોણ બેસે ? બન્નેના મનને થયું–હું પહેલો બેસીશ તો વિવેકહીન જણાઈશ, એટલે બન્ને મિત્રો પોતાના સામાન સાથે જ ગાડીના ડબ્બા આગળ ઊભા રહ્યા. કોઈ એમાં બેસતું નથી.

આખરે એક મિત્રે નમન કરી કહ્યું, 'આપ બેસી જાઓ' પણ પેલો મિત્ર આમ બેસે ખરો ? તેણે વિવેકથી કહ્યું, 'ના, પહેલે આપ....'

'ના-ના- આપ પહેલાં....પછી હું....'

ના–આપ પહેલાં....'

આમ હોંસાતોંસીમાં અને વિવેકના અતિરેકમાં ગાડી પણ ઉપડી ગઈ અને ત્યારે જ બન્ને એકબીજાનું મુખ જોતાં પ્લેટફોર્મ પર ઊભા રહી ગયા. લખનવી વિવેક પણ આના માટે પ્રસિદ્ધ ગણાયો છે.



# ૮૪ પાઘડી ભેંસ ચાવી ગઈ

**મનુષ્યની** ઈજ્જત તેની પાઘડીમાં છે. પાઘડીથી જ એ શોભે છે. સાજનમાજનમાં પાઘડીની શોભા સૌથી મોટી ગણાઈ છે. પાઘડીનું માન રહે છે જ.

આ પાઘડી એ એક જૂનો પોશાક છે. પોશાકની સાથે એ પ્રતિષ્ઠાનું પણ પ્રતિક છે. પાઘડી બાંધેલી તૈયાર પણ આવે છે અને તે છૂટી વળવાળી પણ હોય છે. પ્રાચીનકાળમાં પાઘડી 'ઉષ્ણીષ' 'તાપ્ય' અને 'પાણ્ડવ' વગેરે નામથી ઓળખાતી હતી. પાઘડી એ માથાનો એક પહેરવેશ છે. એ રંગબેરંગી પણ આવે છે. એને બાંધવાની પણ અનેક રીતો હોય છે. ઉત્સવોના પ્રસંગે ખાસ રંગીન પાઘડી બાંધવામાં આવે છે.

પાઘડી પરથી માણસ પણ ઓળખાઈ જાય છે કારણ એ સંપ્રદાય–જાતિજ્ઞાતિ–કોમની પણ નિશાની છે. વાણિયાશાહી પાઘડી પણ હોય છે અને કચ્છી પાઘડી પણ હોય છે. લોહાણા ભાટીયા–મેમણ–પારસી–ખોજા–મારવાડી દક્ષિણી–વોહરા–બ્રાહ્મણ દરેક કોમમાં પાઘડી હોય છે જ. પંજાબ–બંગાળ–તમિલનાડુ કરેલ–સંયુક્ત પ્રાંત ગમે ત્યાં જાવ પણ પાઘડી તો દેખાશે જ. એના રૂપરંગ જુદા હશે. સ્ટાઈલ અલગ હશે, બાંધણી ભિન્ન ભિન્ન પ્રકારની હશે પણ એ કહેવાશે પાઘડી જ.

**માનમર્યાદાનું પ્રતીક—પાઘડી**

પ્રાચીનકાળમાં મનુષ્યને માનપાન આપવામાં આવતાં ત્યારે તેને શાલ અને પાઘડી ખાસ અપાતાં, રાજ દરબારોમાં પાઘડી બાંધવામાં આવતી અને આ પ્રકારે એ પુરૂષનું માન તેની ઈજ્જત કરવામાં આવતી. આજે જેમ માનચાંદ અપાય છે, એવોર્ડ અપાય છે તેમ પ્રાચીન સમયમાં માણસની કદર 'શાલ – પાઘડી' આપીને જ કરવામાં આવતી હતી.

અને આથી જ પાઘડીને લગતી અનેક કહેવતો આપણા સાહિત્યમાં પ્રચલિત છે. માત્ર આપણા જ સાહિત્યમાં નહિ પણ ભારતની બીજી ભાષાઓના સાહિત્યમાં પણ તમને પાઘડીને લગતી કહેવતો પ્રચૂર પ્રમાણમાં મળી આવશે.

આપણામાં એક કહેવત છે—

**'પાઘડી બંધાવતાં વાર, પાડતાં શી વાર ?'** એટલે કે કોઈ મોટું કાર્ય કરતાં વાર લાગે જ. ઈજ્જત કીર્તિ મેળવવામાં સમય તો જાય જ. પ્રતિષ્ઠા તરત નથી મળતી એને માટે પરિશ્રમ કરવો પડે છે અને જ્યારે માનમર્યાદા બંધાય છે ત્યારે જ પાઘડી પ્રાપ્ત થાય છે ત્યારે જ તે શોભે છે.

માન આબરૂ ગુમાવવામાં ક્ષણનો પણ વિલંબ થતો નથી. કોઈ હિણુ કાર્ય થઈ જાય એટલે ઈજ્જત ધૂળમાં મળી જાય છે અને જ્યારે આબરૂ ચાલી જાય છે ત્યારે પાઘડીની પણ શાન રહેતી નથી.

બીજી એક કહેવત છે 'પાઘડીની શરમ

સૌને ઘાઘરીની શરમ કોઈ ને આવે નહિ.' આ કહેવતે પણ પાઘડીની કિંમત વધારી દીધી છે.

ગૃહસ્થ મોટા માણસો જ પાઘડી બાંધે છે એવું કંઈ જ નથી. ગરીબો પણ પાઘડી તો બાંધે જ છે પણ અહીં પાઘડીની કિંમત પ્રતિષ્ઠાની ગણાઈ છે. અને એટલે જ કહેવતે કહ્યું છે કે '**પાઘડ બાંધે મોટાં, ને અંદરથી ખોટાં.** આમ તો મોટા પાઘડાં બાંધીને ફરે છે પણ એમના કરતૂકો કામો તો હલકાં હોય છે.

**'પાઘડી પહેરવે મોટીડો નહિ થાય.'** નાનું બાળક કે કિશોર વયનો બાળક પાઘડી પહેરે તો તે કંઈ પુરૂષ થઈ જતો નથી. મોટી વયના જ માણસો પાઘડી પહેરે છે. આમ પાઘડી કોણ પહેરી શકે તેની વ્યાખ્યા પણ આ કહેવત સ્પષ્ટ કરે છે

કોઈ માણસ લુચ્ચો હોય દગાબાજ હોય ત્યારે કહેવાય છે કે '**પાઘડી લેય તો ગાભો બી પાછો નહિ આપે.'** એવો તે લુચ્ચો છે.

આમ તો ઘણાને લાગે છે કે પાઘડી ટૂંકી હશે. પણ એને જ્યારે છોડવામાં આવે છે ત્યારે જ ખબર પડે છે કે એ તો ખૂબ મોટી લાંબી છે. આપણી કહેવતે આ પણ કહ્યું છે **પાઘડીનો વળ છુટશે ત્યારે જાણશે.'**

જ્યારે બધું એકનું એક હોય છે. સરખે સરખું હોય છે ત્યારે કહેવાય છે-પાઘડી માથામાં ને માથું પાઘડીમાં. આ અંગેની કચ્છી કહેવત પણ આવી જ છે-**પાગ મથે મેં, ને મથો પાગ મેં.'**

પાઘડી સદા સવળી જ પહેરવામાં આવે છે. ઊંધી પહેરવામાં આવતી નથી અને જ્યારે એ ઊંધી પહેરવામાં આવે છે ત્યારે તેનો અર્થ બીજોજ થાય છે. આપણી કહેવતે કહ્યું છે '**તેણે પાઘડી ઊંધી પહેરી લીધી છે.'**-એનો અર્થ એ થયો કે તેણે દેવાળું કાઢયું છે.

આગળના સમયમાં જ્યારે કોઈ ને તેના વ્યાપાર ધંધામાં મોટી ખોટ આવતી. લોકોનો એ દેવાદાર થઈ જતો ત્યારે પાઘડી ઊંધી પહેરીને તે પોતાના ઘરની બારી આગળ આવી ઉભો રહેતો. આથી લોકો સમજી જતાં કે તેણે દેવાળું-દિવાળું, કાઢયું છે એને 'પાઘડી ફેરવી બાંધવી' પણ કહે છે.

**પાઘડી ભેંસ ચાવી ગઈ,'**

'પાઘડી ભેંસ ચાવી ગઇ.' કહેવત આપણા સાહિત્યમાં સારી રીતે જાણીતી છે. આ કહેવત જોરદાર છે. તેનું મુખ્ય કારણ એ છે કે એ આજની પ્રચલિત પ્રથા લાંચ-રૂશ્વતનું પ્રતિબિંબ પાડે છે. આ કહેવત અંગેની વાર્તા નીચે મુજબની છે:—

એક લાંચીયા ન્યાયાધિશની કોર્ટમાં એક વાણિયાનો મુકદ્દમો આવ્યો. વાણિયાએ એક હલકા વર્ણની સ્ત્રીને અમુક રકમ વ્યાજે ધીરી હતી. મુદત વીતી ગઈ તો પણ સ્ત્રીએ તે રકમ વાણિયાને પાછી આપી નહિ. તેનું વ્યાજ પણ તેણે આપ્યું નહિ. આથી વાણિયાને પોતાની લેણી નીકળતી રકમ માટે કોર્ટમાં ગયા સિવાય કોઈ ઉપાય જ નહોતો.

વાણિયો આ ન્યાયાધિશના લક્ષણોથી

સારી રીતે માહિતગાર હતો એટલે પોતાની રકમ સહેલાઈથી મળી જાય અને કોર્ટમાં પોતાની જીત થાય તે માટે એક દિવસ એ ન્યાયાધીશને ઘેર ગયો. તેમના પગ આગળ નવી જ બંધાવેલી એક સુંદર પાઘડી મૂકી કહ્યું, 'સાહેબ ! આ આપને માટે જ લાવ્યો છું. ખાસ બંધાવી છે.' અને પછી પોતાની મતલબની વાત કરતાં કહ્યું, 'અમુક સ્ત્રી મારી લેણી નીકળતી રકમ આપતી નથી. એ મળે તેમ કરવા વિનંતી છે.' કહી તેણે પાઘડીને સાહેબના પગો આગળ ખસેડી.

સાહેબે કહ્યું, 'શેઠજી ! બેફિકર રહેજો. આપની રકમ આપને મળી જશે. કહીને તેમણે પાઘડીને હાથમાં લીધી અને પછી તેને કબાટમાં મૂકી દીધી.

વાણિયો હવે નચિંત બન્યો.

કોર્ટમાં મુકદ્દમો નીકળ્યો. વાણિયો અને સ્ત્રી બંને અદાલતમાં આવ્યાં. વાણિયાની તરફેણમાં ન્યાયાધિશનું વલણ થતું જોઈ સ્ત્રી ચેતી ગઈ. તેને લાગ્યું કે વાણિયાએ ન્યાયાધિશને હાથ પર લીધો લાગે છે.

આ ન્યાયાધિશ લાંચીયો હતો તે વાતની જાણ એ સ્ત્રીને હતી જ, એટલે હવે તેણે એની આગળ નૈવેદ્ય ધરી કેસ પોતાના લાભમાં જ આવે તેવી પેરવી કરવા માંડી તેણે એ કેસની મુદત માંગી. ન્યાયાધીશે તે તરત આપી દીધી.

બેએક દિવસ પછી એ સ્ત્રી વસ્ત્રાલંકાર પહેરી સાહેબને ઘેર આવી. સ્ત્રી હતી રૂપવાન. હલકા વર્ણની હતી. તેમાં વળી રૂપ હતું. એટલે તેણે નખરાં કરવા માંડયાં. સાહેબ એમાં લપેટાઈ ગયા પણ પૈસો તેમને વધુ પ્યારો હતો એટલે તેઓ સાવધ બની ગયા.

સ્ત્રીએ જોયું કે આ તો માત્ર ધનનો જ લોભી છે. નખરાંથી રીઝાય તેવો નથી એટલે તેણે પોતાની ચાલ બદલી. સ્ત્રીએ કહ્યું 'સાહેબ ! આપના ઘરમાં ઢોર નથી શું ?'

'ના.''

'તો આપ દૂધ-ઘીથી હેરાન થતાં હશો. બાળબચ્ચાંવાળા છો ચોખ્ખા દૂધ-ઘી તો તેમને જોઈએજ. મારી આપને એક અરજ છે.' કહીને સ્ત્રી સાહેબના પગો આગળ ખોળો પાથરી બેસી ગઈ.

'તું શું કહેવા ઇચ્છે છે તે કહી દે.' સાહેબે કહ્યું.

'વાત નજીવી છે. મારા એક ભેંસ છે. એ દુઝણી છે. આપને હું એ આપું છું. હું તો એકલી રામ છું. મારે એની જરૂર નથી.' સ્ત્રીએ નખરાંથી કહ્યું.

સાહેબે કહ્યું—'ઠીક છે....'

અને પછી એ સ્ત્રી ત્યાંથી ઊઠી અને ઘેર જઈને ભેંસ લઈ આવી સાહેબના વાડામાં બાંધી દીધી.

ન્યાયાધિશે ભેંસ જોઈ. ભેંસ પણ તગડી અને મસ્ત હતી. સાહેબના મુખ પર પ્રસન્નતા છવાઈ ગઈ.

સ્ત્રીએ હવે સાહેબના પગ પકડી લીધા. કહ્યું—'મારી આ ભેટને ધ્યાનમાં રાખી કેસ મારી તરફેણમાં લાવજો.'

થોડાક દિવસો પછી કેસ કોર્ટમાં ચાલુ થયો. સાહેબે બંને પક્ષની જુબાનીઓ—

દલીલો પણ સાંભળી લીધી. તેમણે ચુકાદો આપતાં કહ્યું.

'વાણિયાએ આ બાઈને ફસાવી જણાય છે. વ્યાજ પણ આકરૂં લીધું લાગે છે. વળી જે રકમની તે વાત કરે છે તેની મુદત પણ પસાર થઈ..........

અને અહીં જ 'સાહેબ' કરતો વાણિયો ઉભો થયો. તેને હવે ફાળ પડી કે આપણો કેસ ગયો. તેણે વિચાર્યું 'સાહેબ પાઘડીની વાત ભૂલી ગયા લાગે છે એટલે તેણે તેની યાદ કરાવતાં કહ્યું, 'સાહેબ ! આ બાઈ હલકા વર્ણની છે ભ્રષ્ટા છે. પાઘડી તરફ તો નજર રાખો !'

ન્યાયાધિશ વાણિયાને આ પ્રકારે બોલતો સાંભળી ગુસ્સે થઇ ગયો. તેણે જોરથી કહ્યું, 'તું ખોટો છે. પાઘડી જાય ચુલ્હામાં-એને તો ભેંસ ચાવી ગઈ છે. તારો દાવો રદ કરવામાં આવે છે.

આમ આ કહેવતે જન્મ લીધો....





## ૮૫ પાઘડીને લગતી વધુ કહેવતો

વાણિયાએ ન્યાયાધિશને કહ્યું હતું, 'સાહેબ, ! પાઘડી તરફ તો નજર રાખો ! એનો અર્થ એ પણ ઘટાવી શકાય કે સાહેબ ! હું તો પાઘડી પહેરનારો માણસ છું-વ્યાપારી છું. ખોટું કહું જ નહિ. જ્યારે આ સ્ત્રી તો હલકા વર્ણની છે તરકટ કરવું એ તેની ટેવ જ છે.'

અને એનો બીજો અર્થ એ પણ થઈ શકે કે 'સાહેબ, મેં આપને જે પાઘડી ભેટ તરીકે આપી હતી તે વાત શું આપ ભૂલી ગયા ? એના તરફ તો ધ્યાન આપો.'

'પાઘડી ભેંસ ચાવી ગઈ.' ન્યાયાધિશે આપેલા આ જવાબનો અર્થ એ છે તેં મને પાઘડી આપી તો ખરી પણ સામાવાળાએ મને ભેંસ આપી છે એટલે એ પાઘડી હવે નકામી થઈ ગઈ કહેવાય. તાત્પર્ય એ કે તારી ભેટ કરતાં ભેંસનું મૂલ્ય વધુ છે એટલે હવે તો મારે ભેંસ આપનારનું જ હિત જોવાનું રહ્યું. આથી તારી પાઘડી ભેંસ ખાઈ ગઈ છે એમ સમજી લેવાનું.

### પાઘડી ઇજ્જતની નિશાની

પાઘડી વિષયમાં કેટલીક હિંદુસ્તાની કહેવતો પણ છે. એમાંની એક કહેવત એ છે કે "પગડી અટકી હૈ" એટલે કે અમુક માણસની ઇજ્જત ભયમાં છે.'

બીજી પણ એક હિંદુસ્તાની કહેવત જાણવા જેવી છે. એ છે—'પગડી ભીતર રખ.' એટલે કે તમે તમારી માન આબરૂને બરાબર જાળવી રાખો. એવું ન બને કે કોઈ પાગડી ઉછાળી નાખે.

**પગડી રખ, ઘી રખ.** આ હિંદુસ્તાની કહેવત કહે છે ઈજ્જતથી રહો અને સારી રીતે અમન ચમન કરો.

"પગડી દોનો હાથોં સે થાતી જાતી હૈ"

પાઘડી એક હાથથી લેવાય નહિ. તેને બે જ હાથથી સાચવીને ઉતારવામાં આવે છે. ઇજ્જતને જાળવવા માટે પૂરી કોશિષ કરવી જરૂરની છે. આમ હિંદુસ્તાની કહેવતોએ પાઘડીને ઇજ્જતના પ્રતીકરૂપ ગણી છે.

પાઘડીને અંગે ભોજપુરી કહેવતો પણ જોરદાર છે. એક ભોજપુરી કહેવત છે. 'ઘર મેં આઇલિ જોય, ટેઢી પગિયા સીધી હોય.' એનો અર્થ એ છે કે હવે ઘરમાં પત્ની આવી ગઈ છે. હવે (પતિ) તારી ટેઢી પગડી સીધી થઈ જશે. પ્રાચીનકાળમાં ખાસ કરીને રાજકુમાર અને રઈસ લોકો 'ટેઢી પાઘડી' બાંધતા હતા. અહીં 'ટેઢી પગડી' સીધી થવાનો જે ઉલ્લેખ છે તે એક રૂઢીનો પ્રયોગ છે. એનો વ્યંગ્યાર્થ એ છે કે હવે તારા શાન શૌકતમાં ન્યૂનતા આવી જશે.'

એક બીજી કહેવત છે 'રાગ, રસોઇયા પાગરી કબો કબો બની જાય.'

એનો અર્થ એ છે કે રાગ–ભોજન અને પાઘડી ક્યારેક ક્યારેક જ સંતોષ આપે તેવી રીતે બને છે. આ ચીજો નિત્ય સુંદર સંતોષ આપે તેમ બનતી નથી.

પાઘડીનું માન

પાઘડીનું માન—ગૌરવ જાળવનારા શિર સાટે તે જાળવે છે જ. એક વખત ઉદયપુરના મહારાણાનો એક ચારણ જલાલુદ્દીન અકબર બાદશાહના દરબારમાં ઝુકી ઝુકીને સલામ કરી.

બાદશાહે ચારણને પૂછ્યું, 'તેં પાઘડી સાથે જ મને સલામ કેમ ન કરી?

ચારણે કહ્યું, 'જહાંપનાહ, ગુન્હો માફ કરજો. આ પાઘડી એ મહારાણાની આપેલી છે કે જેણે કોઈને પણ પોતાનું શિર નમાવ્યું નથી. એથી મેં એ પાઘડીનું માન રાખ્યું છે.'

બાદશાહ ચૂપ થઈ ગયો.

રાણા–મહારાજાઓએ આપેલી પાઘડીની ઇજ્જત જાળવનારા આવા અનેક વીરોના દાખલા ઇતિહાસમાં નોંધાયલા છે.

કોઈને શોક હોય છે. તો તે પાઘડી પહેરતો કે બાંધતો નથી. આવા વખતે અમુક દિવસ બાદ તેનો શોક મૂકાવતી વખતે તેના સગાંવહાલાંએ તેને પાઘડી પણ ફરી બંધાવે છે.

પાઘડી માટેના કેટલાક રૂઢી પ્રયોગો પણ આપણા સાહિત્યમાં છે. આ પણ જાણવા જેવા છે. 'આ તો પાઘડીનો ધણી છે.' એટલે કે તે કામધંધા વ્યાપારમાં માનવતો છે. 'તમે તો એની પાઘડી લઈ લીધી.' એટલે કે તઇ ઇજ્જતની આબરૂની ધૂળધાણી કરી નાખી. 'પાઘડી બે હાથે ઝાલીને હીંડવુ" એટલે સંભાળીને સાવધાનીથી ચાલવું. 'પાઘડી બગલમાં મારવી.' એનો અર્થ એ કે–માન આબરૂની દરકાર ન કરવી.

કોઈ સત્કાર્ય કરવાથી પાઘડીની ભેટ મળે છે. એને સરપાવ કે ચાંલ્લો પણ કહેવાય છે. આજે આ 'પાઘડી શબ્દ મકાન ભાડે રાખતી વખતે પણ બોલવામાં આવે

છે. 'ભાડું તો સમજ્યા પણ પાઘડી કેટલી છે?' એટલે કે ભાડું તો દર મહિને અમારે આપવાનું છે તે સમજ્યા પરન્તુ આ રૂમ જગ્યા લેવા માટે અમારે પાઘડી કેટલી આપવાની છે? આમ જગ્યાની પાઘડી એક હજારથી માંડીને તે આજે લાખો રૂપિયાની બોલાય છે. આગળના સમયમાં પાઘડીની માન મર્યાદા ઇજ્જત કર્મથી પ્રમાણિકતાથી જાળવવામાં આવતી આજે તેનું માન કિંમત મૂલ્ય નાણાંથી રાખવામાં આવે છે.

પાઘડી પંડિતાઈની નિશાની છે. પંડિતો, શાસ્ત્રીઓ વિદ્વાનો, કથાકારો પાઘડી જ પહેરે છે. આજે પણ પાઘડી પહેરનારી વિદ્વાન વિભૂતિઓ છે જ.

આમ આપણી કહેવતે પાઘડીની પ્રતિષ્ઠાને બરાબર જાળવી છે.





# ૮૬ પારસી કહેવતો

**આપણી** કહેવતોએ દરેક કોમને સ્પર્શ કર્યો છે. હિંદુઓ–મુસલમાનો–વહોરાઓ–પારસીઓ–વગેરે જે જે કોમ ગુજરાતમાં વસી રહી છે તે તે કોમ અંગેની કહેવતો જન્મ પામી છે. આ બધી જ કહેવતો ગામોમાંથી જન્મી છે. કારણ તે સમયે મોટાં શહેરો નહોતાં. પ્રજા ગામડાંઓમાં જ વસતી અને જે કંઇ રીત રસમો–રિવાજો આવ્યા તે ગામડાંમાંથી જ આવ્યા હતા. તે સમયના ગામડાંઓ સમૃદ્ધ હતાં. જાહોજલાલી પૂર્ણ, એટલે અહીં જ પ્રજાની વિવિધ જ્ઞાતિઓની–કોમોની ખાસિયતો દેખાતી તેની ચર્ચા પણ થતી અને તેમની રહેણીકરણી પરથી તેમની ટેવોનું તેમના ધર્મ–સંસ્કાર અને રિવાજોનું મૂલ્યાંકન થતું. આમ તેમને અંગેની કહેવતો પણ જન્મ પામી.

કેટલીક પારસી કહેવતો પણ મારા સંશોધનમાં મને મળી આવી છે. આ કહેવતોનું પ્રમાણ વધુ નથી. તો પણ જે મળી આવી છે તેને સ્વતંત્રપણે ચર્ચવાની લાલચ હું રોકી શકતો નથી. કદાચ એમાંથી કોઈને રસ જાગે અને બીજી પારસી કહેવતો અંગે સંશોધન કરવા તે પ્રેરાય પણ ખરો.

પારસી કહેવતોનો ઈતિહાસ બહુ જૂનો નથી. પારસી પ્રજા ગુજરાતી લખતાં-વાંચતા થઈ પુસ્તકો પ્રગટ થવા માંડયા ત્યારનો એ ઇતિહાસ સો સવાસો વર્ષ જૂનો ગણી શકાય. કદાચ તેથી થોડાક વર્ષ જૂનો પણ હશે.

હવે થોડીક પારસી કહેવતો આપણે જોઈએ :

**હીર ને કિયા સો પીરને કિયા**

એક પારસી કહેવત ઇતિહાસને સ્પર્શતી

છે. આ કહેવત છે. 'હીરને કિયા સો પીરને કિયા,' આ કહેવત એક પ્રસિદ્ધ પારસી પુરૂષને સ્પર્શતી છે.

હીર એટલે હીરજી જીવણજી પારેખ. લોકોમાં તેઓ 'હીર પારેખ'ના નામથી ઓળખાતા. આ હીરજી પારેખ સૂરતના નવાબ કાયમોલદુઉલ્લાના કારભારી હતા. નવાબ સાહેબના તેઓ ખૂબ જ પ્રીતિપાત્ર અને વિશ્વાસુ હતા. તેઓ જે કરે તેના ઉપર નવાબ સાહેબ મતુ જ મારી દે. હીરજીના બોલે નવાબ કોરે પાને સહી પણ કરી આપતા.

હીર પારેખનું એ નવાબી કાળમાં આટલું મોટું ચલણ જોઈ લોકો કહેતાં જે હીર પારેખ ઇચ્છે-કરે તે જ નવાબ પણ કરી દે. આ માન્યતા કહેવતના રૂપમાં પરિણમી-'હીરને કિયા સો પીરને કિયા' અહીં 'પીર' શબ્દ નવાબને માટે વપરાયો છે.

**ગીઆ તવડી ને આવ્યા રવડી**

એક બીજી પારસી કહેવત છે. આ કહેવત છે-'ગીઆ તવડી ને આવ્યા રવડી' આ કહેવત એક બની ગયેલા બનાવ પરથી જન્મ પામી છે. એનો ઇતિહાસ નીચે મુજબનો છે.

ઇ. સ. ૧૮૯૨માં નવસારીની અંજુમનના સ્વામિત્વ નીચે નવસારીની પડોશમાં આવેલા તવડી ગામમાં અંજુમનના ઉઘરાણાથી એક દોખમું બાંધવાનો તાણો પૂરવામાં આવ્યો હતો. એ દોખમું તા.૧૯-૪-૧૮૯૪ના રોજે નવસારીવાળાઓએ યોજ્યું હતું. શેઠ સોરાબજી જમશેદજી ત... એ દિને ન્યાતનું ખાણું પણ થયું હતું. સૌ આ સમારંભમાં તથા ભોજનમાં ભાગ લઈ શકે તે માટે શેઠશ્રીએ નવસારી તથા સૂરતની વચ્ચે પોતાને ખર્ચે ખાસ એક ટ્રેન પણ ફરતી કરાવી હતી. આમાં જે લોકો રહી ગયા તેઓ તવડીની સીમમાં જ આખી રાત પડી રહ્યા. આથી કહેવત પડી 'ગીઆ તવડી ને આવ્યા રવડી.' 'તવારીખે નવસારી'માં આ કહેવત કિસ્સો વર્ણવામાં આવ્યો છે.

**બે પારસી કહેવતો**

પારસી અધ્યારૂઓ-મોબેદોને અંગેની બે કહેવતો મળી આવી છે. આ કહેવતોનું મૂળ મળી શક્યું નથી. પણ એમાંની એક કહેવત અથોરનાન અને બહેદીનો વચ્ચેના ઝઘડા સમયે જન્મી હોય તેવું માલમ પડે છે. આ ઝઘડો ૧૭૩૯ના અરસામાં વધારે ઉગ્રરૂપે હતો તેવું જાણી શકાયું છે. તે પછી જ કે કોઈ નવા ઝઘડા-કંકાસ બાદ આ કહેવત પડી હશે. કહેવત છે-'પાછલી રાતે અધ્યારૂ પૂછે કે બહેદીન કોઈ મૂવો....'

પરન્તુ મને લાગે છે કે આ કહેવતને કોઈ ઝઘડા સાથે સંબંધ નથી. એમાં માત્ર ધંધો કમાણીની વૃત્તિ જ જણાય છે. ગોરપદું કરનારા ગોરજી મહારાજો પણ પોતાના યજમાનને ત્યાંના શુભ અને અશુભ પ્રસંગોને ઝંખતા જ હોય છે. કારણ એમાં જ તેમની કમાણી રહેલી છે. એટલે આ કહેવત આવા જ ભાવને વ્યક્ત કરતી હોય તે માની શકાય તેવું છે.

**મોબેદનો હું દીકરો...**

એક બીજી કહેવત પણ મળી આવી છે. આ છે:

મોબેદનો હું દીકરો, જીવતાં ભીખી ખાઇશ આંકો જ્યારે આવશે, ત્યારે ખાંધે બેસી જાઈશ.

આમ મોબેદના પુત્રની મહેચ્છા દ્રષ્ટિ-ગોચર થાય છે. એ મોબેદનો પુત્ર છે એટલે દાન-દક્ષિણા લેવામાં તેને કોઈ શરમ નથી. જેમ બ્રાહ્મણના દીકરાને હાથ લાંબો કરતાં શરમ ન આવે તેમ 'જ્યારે કાળ આવશે ત્યારે હું મારા જાતિભાઈઓની ખાંધે બેસીને જવાનો જ છું' એ નક્કી જ છે....

બુધવારના વાંધા

આ એક ચોકખી પારસી ભાષાની કહેવત છે. બુધવાર એટલે બુદ્ધિનો વાર-અકકલનો વાર ગણાયો છે. બુધને અહીં બુદ્ધિ બરાબરની ગણવામાં આવી છે. એટલે જેનામાં અકકલ ન હોય તેને માટે આ કહેવતનો ઉપયોગ થાય છે.

એક પારસીએ પોતાથી ભણેલી ગણેલી પુત્રીનું સગપણ શહેરના એક છોકરા સાથે કરવાનું ઠરાવ્યું. છોકરો ખાતો પીતો અને સુખી ઘરનો જણાયો એટલે છોકરીનો બાપ લલચાઈ ગયો. એ જ્યારે પોતાને ગામ આવ્યો ત્યારે તેણે આ વિચાર પોતાના એક બે સગાંવહાલાંઓને કહ્યો. આ સગાં એ છોકરાને તથા તેના માબાપને ઓળખતાં હતાં એટલે તેમણે કહી દીધું-'આમ તો એ સુખી છે પણ તેનામાં 'બુધવારના વાંધા છે,' એટલે કે બુદ્ધિ નથી.

દળનારીનો દીકરો પણ નામ દારાબશા

'નામ મોટાં પણ દર્શન ખોટાં' એ કહેવતને ચરિતાર્થ કરતી એક પારસી કહેવત છે. આ કહેવત છે. 'દળનારીનો દીકરો પણ નામ છે દારાબશા' કેટલાકો એમ પણ કહે છે કે 'દળનારીના દીકરા ને નામ દારાશા.' આ માત્ર પાઠાંતર જ છે.

છોકરો છે તો દળનારીનો-વૈતરૂં કરનારી માનો પણ નામ છે કોઈ પ્રાચીન રાજાના જેવું. આંખમાં ફૂલું હોય પણ નામ હોય નયનતારા. છોકરો હોય 'ઢ' નામ પડયું હોય બુદ્ધિપ્રસાદ. કાળાવાનનો પુત્ર હોય પણ માબાપે નામ પાડયું હોય રૂપકુંવર. આવું જ આ કહેવતનું પણ સમજવું.

સુન્નાની ભીંતો અને રૂપાનાં દાદર છે !

'દીકરી રાજ કરશે રાજ' જેવી જ આ એક પારસી કહેવત છે, 'સુન્નાની ભીંતો અને રૂપાનાં દાદર છે.' કોઈ એક પારસીએ પોતાની એકની એક છોકરીનું સગપણ એક ગામના પારસી પટેલના પુત્રની વેરે કરવાનું વિચાર્યું. તેણે આ અંગે પોતાના એક મિત્રની સલાહ લીધી. મિત્રે ટૂંકમાં જ કહ્યું. 'દીકરા ! કરી નાંખ સગાઇ-એને ત્યાં તો સુન્નાની ભીંતો અને રૂપાનાં દાદર છે.' એટલે કે ઘર શ્રીમંત છે. સમૃદ્ધિની છોળો ઉછળે છે. પૈસાનો કોઈ હિસાબ નથી. સોનાને ઘુઘરે રમે છે છોકરાંઓ....આપણે, કહીએ છીએ 'ત્યાં જો દીકરી જશે તો રાજ કરશે. રાજ' એટલે કે એનો ઠાઠ વૈભવ રાજકર્તાની રાણી-કુંવરી જેવો જ હશે. એને માત્ર હુકમો જ કરવાના રહેશે, કામનું નામ નહિ.' ખાટલેથી પાટલે પાટલેથી ખાટલે' જેમ જ તેને રહેવાનું હશે.

શાપુરજી કાકા...

સો-સવાસો વર્ષ પહેલાં પારસી પ્રજા સૂરત-નવસારી-સંજાણ અને સૂરત જિલ્લાના નાના ગામડાંઓમાં સમૃદ્ધ હતા. અનેક ગામોમાં જેમની જમીન-જાગીરો હતી. પટેલાઈઓ હતી-ખેતીવાડી અને લેણદેણના ધંધા પણ હતા. આવા સમયમાં જે કહેવતો જન્મી તેમાં એમની મોટાઈ-સમૃદ્ધિનો ધર્મ પણ રહેલો છે. આવી કહેવતોમાં એક કહેવત સારી રીતે જાણીતી છે.

મહુવા મહાલ સે અનાવલ બાંકા, જ્યાં
દેખું ત્યાં શાપુરજી કાકા.

અહીં 'શાપુરજી કાકા' નો અર્થ બે રીતે ઘટાવી શકાય છે. 'શાપુરજી' એટલે પારસી પ્રતીક. જ્યાં જુઓ ત્યાં આ પ્રદેશોમાં પારસીની બોલબાલા છે. બીજો અર્થ એ નીકળી શકે કે શાપુરજી નામના શ્રીમંતની આ પ્રદેશ પર ધાક છે-બોલબાલા છે, તેનો જ અમલ પ્રવર્તે છે.

કેટલીક જૂની પારસી કહેવતો

કેટલીક જૂની પારસી કહેવતો પણ મળી આવી છે. આજે આ કહેવતોનું કોઈ મૂલ્યાંકન નથી. કારણ, એમાંની કહેવતો આજે ફરી ગયેલી છે-માત્ર કોઈક બનાવ પરથી જ એ ઘડાઈ હશે. અને એટલે જ તેનું આયુષ્ય પણ અલ્પજીવી જ રહ્યું હશે. આવી કહેવતોમાં જોઈએ તો.

૧-પારસીને ફરી જતાં વાર શી?

કોઈક પારસી પોતાના વચનમાંથી-કર્તવ્યમાંથી ફરી ગયો હશે એટલે આ કહેવત પડી હશે.

૨-વાણિયો ભાંગ્યો દલાલ,
પારસી ભાંગ્યો કલાલ

આ ધંધાને સૂચન કરતી કહેવત છે. વાણિયો જ્યારે ધંધા-વેપારમાંથી પરવારી જાય ત્યારે તે દલાલીનું કામ કરવા માંડે છે. આજ મુજબ કોઈ પારસી ધંધામાંથી હાથ ધોઈ નાંખે યા તો તેને કોઈ ધંધો નહિ સૂઝે ત્યારે તે છેવટે દારૂનું પીઠું ઉઘાડે છે. આગળના સમયમાં ગામડે ગામડે પારસીઓનાં જ દારૂના પીઠાં હતાં.

૩. વલસાડો કસ્તી નહિ કરે, ને કરે ત્યારે શેતાન નડે.

વલસાડના કોઈક પારસી ભાઈએ કસ્તી નહિ કરી હશે તેના ઉપરથી આ કહેવત સર્જાઇ હશે.

૪. પારસીને પૈસો મળે તો બીજી બૈયર કરે, કે પડોશીનું ઘર લીયે.

આ કહેવત પણ કોઈક બનાવ પરથી સર્જાઈ હોય તેવું માલમ પડે છે અને એટલે જ તે અલ્પજીવી કહેવતના વર્ગમાં આવી છે. આજે તો આવું કંઈજ નથી. કોઈ બીજી સ્રી (બીજી બૈરી) કરી શકતું નથી-(એક પર બીજી) તે જ મુજબ પડોસીનું ઘર લેવાનો મોહ પણ હવે તેને રહ્યો નથી.

એક જોરદાર પારસી કહેવત

ઈ. સ. ૧૯૦૦ પછી એક નવી જોરદાર અને સ્થાયી પારસી કહેવતે જન્મ લીધો છે. આ કહેવત છે- '**દરેકમાં પારસી પહેલાં**' એટલે કે દરેક કાર્યમાં પ્રથમ પારસી જ હશે. કોઈ બીજી કોમનો નહિ. મીલના ધંધામાં,

અંગારાથી લાલ બની હોય છે. ત્યારે ઘરનાં સૌ કોઈ કુંડાળું વળી તાપણીએ તાપતાં દેખાય છે. પણ એમાં એક માત્ર વહુ જ નથી હોતી. આપણી કહેવતાએ આ સામે સારો કટાક્ષ કર્યો છે.

**ટાઢ વાય ને તાપે સહુ,**
**ના તાપે વડાની વહુ**

વહુ ક્યાંથી તાપે ? એને ઘરકામમાંથી ફુરસદ મળે ત્યારે તાપે ને ? નવરાશ જ મળતી ન હોય તો તાપવા ક્યાંથી બેસાય ?

**ટાઢ વાય સૌને;**
**ના વાય વહુને,**

દરેકને ટાઢ વાય. દરેકના અંગો ઠંડીથી ઢીલા બની જાય છે. પણ બાપડી વહુને ટાઢ વાય જ નહિ. ક્યાંથી વાય ? સાસરાની મૌજ હોય. સાસરાની શીળી છાંય હોય પછી ટાઢ આવે ક્યાંથી ?

### સાસુ-વહુની લડાઈ

સાસુ-વહુના સંબંધો દૂધભાત જેવા હોય તો જ સંસારમાં અમૃત વરસે છે. પણ ક્યારેક એ સંબંધોમાં પણ કડવાશ આવી જાય છે. દરેક ઘર સરખાં હોતાં નથી. તે જ મુજબ દરેક સાસુ કે વહુ એકસરખી પણ હોતી નથી. ક્યારેક સાસુ તેજ હોય છે, બને છે તો ક્યારેક વહુ ચંડિકારૂપ ધરી સાસુની સામે વર્તે છે. કહેવતોમાં સાસુ-વહુના સંબંધો વખાણવામાં પણ આવ્યા છે. અને નીંદવામાં પણ આવ્યા છે.

સાધારણ વાત એ જોવામાં આવી છે કે સાસુ વહુ પર પોતાનું પ્રભુત્વ જાળવી રાખવાનો પ્રયત્ન કરે છે. વહુને સદા આ વાત ગમતી નથી. એટલે પરસ્પરમાં ઘર્ષણના પ્રસંગો અવારનવાર આવતાં જ રહે છે. સાસુ વહુને દાબમાં રાખવાના પ્રયત્નો કરે છે. ત્યારે વહુ તેની સામે થવા, સ્વતંત્ર થવાના પ્રયત્નો યોજે છે.

એક વખતે એક સાસુ થોડાક સમયને માટે જ પોતાનું ઘર વહુને સોંપી ક્યાંક બહાર ગઈ હતી. ઘરમાં વહુ એકલી જ હતી. એક માંગનારી બારણે આવી ઉભી રહી. વહુએ એને રોટલાનો એક ટૂકડો આપ્યો. સામેથી સાસુ આવી રહી હતી. તેણે પોતાનાં ઘરના બારણામાંથી માંગનારીને જતાં જોઈ સાસુએ ઘેર આવી વહુને પૂછ્યું. "તેં માંગનારીને કંઈ આપ્યું છે ?"

"હા, એ ભૂખી હતી એટલે રોટલાનો ટૂકડો આપ્યો છે." વહુએ વિનયથી કહ્યું.

"તું આપનારી તે કોણ ? ઘર મારું છે." કહીને સાસુએ પેલી માંગનારીને બૂમ મારી પાછી બોલાવી. એ આવી એટલે તેને કહ્યું, "રોટલો નીચે મૂકી દે."

માંગનારી બાપડી ગભરાઈ ગઈ. તેણે એ નીચે મૂકી દીધો.

સાસુએ હવે એ રોટલો પોતાના હાથમાં લીધો અને માંગનારીને આપતાં કહ્યું, 'લે, હવે આ લઇ લે...."

સાસુની જોહુકમી અને ત્રાસથી વહુ પણ આખરે કંટાળી જાય છે અને ક્યારે એ ટળે તેની જ રાહ જોતી હોય છે. આવી સાસુ-વહુઓ માટેની પણ અનેક કહેવતો છે. "**સાસુ જાય, હોળી, તો વહુ ખાય**

ખીર-પોળી', "સાસુ કહે રાંડ, વહુ કહે રાંડ, વચ્ચે દીકરાનો ઘાણ"

આથી જ રાજસ્થાની એક કહેવતે સાસુને શિખામણ આપતાં કહ્યું છે. 'વહુ **કરે સો કરવા દો ને બેટા રો ઘર મંડવાવો**" સાસુએ વહુની સાથે મનમેળ રાખીને રહેવું. તેની સાથે વધુ લડવું-ઝઘડવું નહિ. કદાચ વહુ જો ઘર છોડીને ચાલી જશે તો પુત્રનું ઘર વિખેરાઇ જશે. આ કહેવત છે તો સાદી અને સીધી પણ એમાં સાસુને માટેની ગંભીર ચેતવણી સમાયલી છે.

એક વાત બીજી પણ છે. સાસુ અને વહુના મામલામાં સાસુનો વાંક હોય કે નહિ પણ તે સદા નિંદાય છે જ. તેને બદનામી જ મળે છે જ્યારે વહુને સદા ગરીબ-બાપડી કહેવામાં આવી છે. રાજસ્થાની કહેવતે આ સ્પષ્ટ કર્યું છે.

**સાસ દારી ને વઉ બિચારી.**






# પૂરી એક અંધેરી ને મૂર્ખ રાજા

'પૂરી એક અંધેરી ને મૂર્ખ રાજા' કહેવતને સાર્થક કરતી આ વાર્તા છે. નગરીનું નામ હતું મૂર્ખપૂરી. જેવું નામ તેવું જ નગર હતું. રાજાનું નામ હતું મૂર્ખેશ્વર. આ પણ પોતાના નામને સાર્થક કરી રહ્યો હતો. 'યથા રાજા તથા પ્રજા'– જેવો રાજા તેવી જ પ્રજા પણ હતી નગરની વસ્તી સાત હજારની હતી. રાજ્યનું લશ્કર હતું સાઠ સૈનિકોનું. એને બે સેનાપતિઓ હતા. પણ આ સૈન્ય હતું શસ્ત્ર વિહોણું.

મૂર્ખેશ્વરના રાજ્યમાં દરેક ઉપયોગી પદાર્થ પર સરકારી લાગો લેવાતો. શહેરમાં પ્રવેશવાનો કર. જવાનો પણ કર. જન્મનો પણ કર અને મરણનો પણ કર.

આટલા બધા કર હોવા છતાં પણ રાજાને સંતોષ નહોતો. તેની તીજોરી ખાલી જ રહેતી. એ નવા કરવેરાનું વિચારી રહ્યો હતો ત્યાં એક દિવસે એક વિચિત્ર ઘટના બની.

એક માણસે એક જણનું ખૂન કર્યું. નગરમાં આવું ખૂન ક્યારેય પણ થયેલું નહિ. ખૂનનો આ પ્રથમ જ બનાવ હતો. એટલે આ બનાવ બનતાં જ ભારે હોહા મચી રહી. કચેરી ભરાઈ. કેદીને દરબારમાં હાજર કરવામાં આવ્યો. અને પ્રશ્નો તેને પૂછાયા અને મૂર્ખેશ્વરે ફરમાવ્યું, 'આ ખૂનીનું માથું કાપી નાખવામાં આવે.'

આ નગરમાં માથું કાપવાની કળા કોઈને આવડતી નહોતી. લોકો એનાથી અજ્ઞાન હતા ૬૦ સૈનિકો હતા પણ તેમને માથું કેવી રીતે વાઢી નાખવું તે આવડતું નહોતું. એટલે

રાજાએ ન્યાય તો કર્યો પણ માથું કેવી રીતે કાપી નાખવું તેની મુંઝવણમાં એ પડયો.

સેનાપતિઓને રાજાએ બોલાવ્યા અને કહ્યું-' તમે ખૂનીનું માથું કાપી નાખો....'

સેનાપતિઓએ કહ્યું, ' મહારાજ ' અમારી પાસે સૈન્ય તો છે અમે સેનાના પતિ પણ છીએ. પરંતુ અમારી પાસે શસ્ત્રો જ નથી. માથુ કાપી નાખવા તૈયાર છીએ. પણ તે કેવી રીતે કાપી નાખવું. એ કાપી નાંખતા લોહી નીકળે તો શું કરવું અમારા હાથ પર, વસ્ત્રો પર લોહી પડે તો અમારે તેને કેવી રીતે સાફ કરવું વગેરે જે કલા-હુન્નર છે તેનાથી અમે અજ્ઞાત છીએ.'

રાજા મુંઝાયો. અંતે તેણે મંત્રીઓની સંમતિથી દેવગઢના રાજાને પત્ર લખ્યો-' કૃપા કરીને ગળુ કાપવાની કલા અમારા પર મોકલી આપો અમે આફતમાં આવી પડયા છીએ.'

પણ દેવગઢનો રાજા બુધ્ધિશાળી નીકળ્યો. તેણે એમાંથી કમાવાનું વિચાર્યું લખી દીધું. ગળુ કાપવાની કળા અમારી પાસે છે પણ તેના રૂપિયા દશ હજાર પડશે.'

' દસ હજાર તો બહુ કહેવાય.' મૂર્ખેશ્વરે કહ્યું, ' દશ હજારનો તો માણસ પણ નથી. હવે કરવું શું ? '

મંત્રીઓએ કહ્યું-' કોઈ બીજા રાજાને લખો. કદાચ એ આ કલા સસ્તામાં આપવા તૈયાર પણ બને.'

મૂર્ખેશ્વરે દક્ષિણના રાજાને લખ્યું-'માથુ કાપવાની કળા આપની પાસે હોય તો તરત મોકલી આપો.'

જવાબ મળ્યો. ' અમે એ કળામાં નિષ્ણાત છીએ પણ પૂરા રૂપિયા આઠ હજાર પડશે.'

રાજાએ કહ્યું—' આ આઠ હજાર રૂપિયા આપું તો મારું રાજ્ય ચાલ્યું જાય અને મારે ભર બજારે વેચાવાનો પ્રસંગ આવે.'

મંત્રીઓએ કહ્યું, 'વાત સાચી છે આપણને તો આ કળા કોઈ મફત આપે તો જ કામની....'

' પણ મફત કોણ આપે....? ' રાજાએ કહ્યું.

પાછા સૌ વિચારમાં પડયાં. અને મૂર્ખેશ્વર એકાએક જ બોલી પડયો—' હાં....હાં.... બચી ગયા— બચી ગયા....'

' કોણ બચી ગયું ? શું બરાબર છે?' મંત્રીઓએ કુતૂહલથી પૂછયું.

' રૂપિયા આઠ હજાર બચી ગયા. બસ ખૂનીનો ન્યાય મેં બદલી નાખ્યો છે. એનું ગળું કાપવાનું નથી. એના આખા ગળાએ જ તેને જિંદગીભર કેદખાનામાં પૂરવાનો છે. અહીં જ એ મરી જવાનો....'

' મહારાજ ! બરાબર છે! રૂપયા પૂરા બચી ગયા....'

પણ પાછી એક મુશ્કેલી ઊભી થઈ. મૂર્ખપૂરીમાં કોઈ કેદખાનું જ ન મળે. એ લાવવું કયાંથી? રાજ્યમાં કોઈ કેદી જ નહોતો. કોઈ કોઈને કેદમાં પૂરવાનું જ સમજે નહિ. ગુનો થાય એટલે તેના પર કર ઠોકી બેસાડે. નાણાં લઈ લે.

મંત્રીઓએ કહ્યું-' મહારાજ! આપના મહેલ પાસે એક મકાન ખાલી જ પડેલું છે. એમાં ગૂન્હેગારને પુરવામાં આવે તો....?'

' બરાબર છે.' રાજાએ કહ્યું. તેણે હુકમ કર્યો-' ખૂનીને એક મકાનમાં પૂરી દેવો અને તેના પર ચોકી રાખવી. રાજ્યના રસોડામાંથી

કેદીને ભોજન કરાવવાની જવાબદારી ચોકી-દારને માથે નાખવામાં આવી.

આ વાતને એક વર્ષ પસાર થઈ ગયું. મૂર્ખેશ્વરે કેદીની પાછળ થયેલા ખર્ચનો હિસાબ કર્યો ત્યારે રૂપિયા પાંચસોનો ખર્ચ થયેલો માલૂમ પડયો. રાજા વિચારમાં પડયો. આ શું ? પાંચસો રૂપિયા ? ખૂની હજુ તો જુવાન છે. મરતાં સુધીમાં તો એ મારું રાજ્ય પણ સાફ કરી નાખશે.

મૂર્ખેશ્વર ગભરાટમાં પડયો. તેણે મંત્રી-ઓને બોલાવ્યા અને કહ્યું–' આ ખૂનીનો કંઈ નીકાલ કરો ! '

એકે કહ્યું, ' એના ઉપરથી પહેરો દૂર કરી દો.'

' એ નાસી ગયો તો ? '

' તો આપણે પીડામાંથી છૂટીશું....'

' હા, બરોબર છે. પહેરો દૂર કરી દો. એ નાસી જાય તો સારું....આપણને એ ગમશે.'

કેદીના કેદખાના પરથી સિપાઈનો પહેરો દૂર કરી દેવાયો. તેને ખાનગીમાં કહી દેવાયું ' તારે ચાલ્યા જવું હોય તો ચાલી જા....'

' હવે હું કયાં જાઉં. હું અહીં જ રહીશ અને અહીં જ મરીશ....'

કેદી તો રોજ રાજ્યના રસોડાએ જઈને જમી આવે અને પછી નિરાંતે લંબાવી દે.... તેની તબીયત પણ હવે બનવા લાગી.

મંત્રીઓએ હવે કેદીને કહી દીધું ભાઈ! તારે જ્યાં જવું હોય ત્યાં તું જઈ શકે છે....'

' મારે કયાંય જવું નથી. મને તમે લોકોએ આળસુ બનાવી દીધો છે. હવે હું કોઈ કામનો રહ્યો નથી. તેના કરતાં તો તમે મને ગળું કાપીને મારી નાખ્યો હોત તો સારું હતું. અહા ! આ કેવો જુલ્મ છે. પહેલાં મનુષ્યને કેદ કરી તેની શક્તિ છીનવી લેવી અને પછી કહેવું કે તું નાસી જા ! હવે તો હું અહીં જ મરવાનો....'

ફરી રાજાએ મંત્રીઓની સભા બોલાવી રાજા કહે. આ ખૂનીને ગમે તેમ કરીને અહીંથી કાઢો. હવે આપણને તે ન જોઈએ.'

પણ ખૂની જાય શા માટે ? આવું મફતનું ભોજન તે શા માટે ત્યજી દે ?

મૂર્ખેશ્વરે ખૂનીને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું–' ભાઈ, હવે તું અહીંથી નીકળ. અમે તને દર વરસે સો રૂપિયા પેન્શન તરીકે આપશું....પણ તું અહીંથી ટળ....'

ખૂની તો આ વાતથી રાજી-રાજી થઈ ગયો. પણ તેણે પોતાનો આ આનંદ વ્યક્ત કર્યો. તેણે કહ્યું ' ઠીક છે, મહારાજ આપની આજ્ઞા છે તો હું હવે આપનું શહેર છોડીને જાઉં છું. પણ શરત મુજબ મને દર વરસે રૂપિયા મળવા જ જોઈએ

' એ તને મળશે જ....'

અને કેદી એ રાજ્ય છોડીને પડોશના રાજ્યમાં ચાલી ગયો.

આમ એ મૂર્ખરાજાએ ખૂનીના પંજામાંથી પોતાની જાતને અને સારાય રાજ્યને બચાવી લીધું.





# ૮૯ પ્રેમનો રંગ ન્યારો છે

**પ્રેમી** હૈયાના પ્રેમને રંગ હોતો જ નથી. હા, રંગ હોય છે પણ એમાં હૈયાનો રંગ પણ ભળે છે. એટલે તે અજબનો ખીલે છે. દિલના ઉમંગથી થયેલું કાર્ય જ્યારે ઝબકારા મારે છે ત્યારે પ્રેમી હૈયામાંથી પ્રગટેલો રંગ કેમ ન ઝબકે ?—ઝબકે જ. આથી જ કહેવત પડી છે—'પ્રેમનો રંગ રંગ ન્યારો છે.' આ કહેવતને સાર્થક કરતી એક વાર્તા છે—

કોઈએક કાઠી સાહેબને ત્યાં કુંવરના લગ્ન લેવાયાં. ઠાકોર પાસે ધન–સમૃદ્ધિ સારાં એટલે તેમણે ઠાઠથી લગ્નની તૈયારી કરવા માંડી.

'કુંવરનો ફેટો કેવા રંગનો જોઈશે ?' આ પ્રશ્ન પર મતભેદ થયો. દરેકે અલગ-અલગ રંગ સૂચવ્યો. કુંવરે જે રંગ કહ્યો તે પિતાને પસંદ ન આવ્યો. પિતાએ જે રંગ સૂચવ્યો તે કુંવરને અને રાણી સાહેબને પણ ન ગમ્યો.

અંતે દરબારીઓએ કહ્યું–'આપણે આ વાત આપણા ગામના પ્રસિદ્ધ રંગારી અબ્દુલ્લાને સોંપી દઈએ. એ રંગકામમાં નિષ્ણાત છે. કુંવરને શોભશે તેવો રંગવાળો ફેંટો આ રંગી આપશે.

આ સૂચન સૌને ગમી ગયું. ઠાકોર સાહેબે રંગારી અબદુલ્લાને બોલાવ્યો. અને તેને કહ્યું–'કુંવર સાહેબને લગ્નમાં શોભે એવો સાફો તારે રંગી આપવાનો છે. રંગ એવો કરવાનો છે કે જે જુએ તે મોહી પડે....

અબદુલ્લાએ હાથ જોડીને કહ્યું : 'મારી ચાર પેઢીથી આ રંગકામ થાય છે. આપ ચિંતા ન કરો. કુંવર જ નહિ પણ લોકો પણ વાહવાહ બોલી દે તેવો રંગ ચઢાવીશ.

અબદુલ્લા ઘેર આવ્યો તેણે ફેંટા માટે સુંદર કાપડ પસંદ કર્યું અને પછી તેને એવો તો સુંદર નયનમનોહર રંગ ચઢાવ્યો કે અબદુલ્લા પોતે પણ પોતાની આ કારીગરી પર મુગ્ધ બની ગયો.

આ રંગારીને એક જુવાન પુત્રી હતી. એક જુવાનને તે દિલ દઈ બેઠી હતી. આ જુવાન અને કુંવર બન્ને મિત્રો હતા. જુવાન પોતાની પ્રેયસી પાસે આવ્યો અને કહ્યું, 'કુંવર સાહેબનાં લગ્નમાં ભાગ લેવાનું મને નિમંત્રણ છે. પોશાક છે. પણ ફેંટો નથી, હા, એક જૂનો ફેંટો પડયો છે. બસ એને એવો તો રંગ ચઢાવી આપ કે ફેંટો નવો જ લાગે.'

છોકરીએ કહ્યું : 'ચિંતા ન કરો, હું એવો જ રંગ કરી આપીશ કે તે જોઈ લોકો વાહવાહ કહી દે.'

અબદુલ્લાએ કુંવર સાહેબનો સાફો ઠાકોરને આપી દીધો. સૌએ સાફો વખાણ્યો તેના રંગને પણ ખૂબખૂબ વખાણવામાં આવ્યો.

આ બાજુ છોકરીએ પણ પોતાના પ્રિયતમનો સાફો રંગીને તેને આપી દીધો.

લગ્નનો દિવસ આવી પહોંચ્યો. કુંવરે ઠાઠથી પોશાક પહેર્યો–કલામય રીતે સાફાને બાંધ્યો. દેવ જેવો એ શોભવા લાગ્યો. જે જોતું તે કહેતું–શું ફેંટો બન્યો છે? રંગ પણ કેવો અજબનો છે?

કુંવરના મિત્ર અને રંગારીની છોકરીના પ્રિયતમ હસને પણ સાફો બાંધ્યો. કુંવર અને હસન આકસ્મિક જ સાથે થઈ ગયા. લોકોની દ્રષ્ટિ બન્નેના ફેંટા પર ગઈ. ઠાકોરની નજર પણ તે તરફ ગઈ. સૌએ જોયું તો કુંવરના કરતાં હસનના ફેંટાનો રંગ વધુ શોભતો જણાયો. એના ફેંટાના રંગ આગળ કુંવરના ફેંટાનો રંગ ઝાંખો લાગ્યો.

ઠાકોરના મનમાં આ વાત ઘર કરી ગઈ. લગ્ન તો થઈ ગયા. વહુ પણ ઘેર આવી ગઈ. ઠાકોરને ઝંપ ન વળ્યો. તેણે અબ્દુલ્લાને બોલાવી મંગાવ્યો અને પોતાના દિલનો ઉભરો તેની આગળ ઠાલવી દીધો.

અબ્દુલ્લાએ હાથ જોડીને કહ્યું; 'સાહેબ' આ બન્ને ફેંટા મારે ત્યાં જ રંગાયા છે તે વાત હું કહી દઉં છું પણ મેં તે બન્ને રંગ્યા નથી. કુંવર સાહેબનો ફેંટો મેં જ રંગ્યો છે. જ્યારે હસનનો ફેંટો મારી પુત્રીએ રંગ્યો છે. રંગકામમાં હું જ નિષ્ણાત છું મારી પુત્રી તો સાધારણ જ છે. છતાં તેનો રંગ કેમ વખણાયો છે તે વાત હું સમજી શકતો નથી આ અજબ જેવું જ કહી શકાય....

'ઠીક છે તારી પુત્રીને બોલાવ.'

અબ્દુલ્લાએ પોતાની પુત્રીને બોલાવી. એ અદબથી આવીને ઠાકોર સાહેબને નમન કરીને ઊભી રહી ગઈ.

ઠાકોરે પૂછ્યું–'છોકરી! હસનના ફેંટાને તે રંગ્યો હતો?'

'જી, હા'

'તું પિતા કરતાં પણ રંગકામમાં વધુ પ્રવીણ છે?'

'ના સાહેબ, વાત બીજી જ છે. મારા પિતાએ કુંવર સાહેબના ફેંટાને જે રંગ ચડાવ્યો હતો. તે રંગ સુંદર જ હતો. પણ જુવાનના ફેંટાને મેં રંગ આપ્યો હતો તે રંગ કોઈ બીજો જ હતો....અને આ બોલતાં છોકરી શરમાઈ ગઈ. પણ પછી તેણે કહ્યું 'ઠાકોર સાહેબ! એ રંગ હતો મારા દિલનો–પ્રેમનો........!

ઠાકોર સમજુ અને જ્ઞાની હતો. દીકરી, હું સમજી ગયો. એમાં તારા દિલનો રંગ ભર્યો હતો. એમજને....?

'અબ્દુલ્લા! આ તારી પુત્રીને હસન સાથે જલદીથી પરણાવી દે....તેમના બન્નેના દિલના રંગ મળી ગયા છે.... આવો છે પ્રેમનો રંગ–'પ્રેમનો રંગ ન્યારો છે.' તે કહેવત યથાર્થ જ છે.



સગવડીયો ધર્મ

સગવડીયો ધર્મ પાળવો એ પણ આ 'પોથીમાંના રીંગણાં' જેવી જ વાત છે. આજ કાલ આવો ધર્મ અનેકો પાળતા દેખાયા છે. ધર્મ ઉપદેશ હોય કે સમાજ ઉપદેશક, રાજદ્વારી નેતા હોય કે ધર્મગુરુ હોય દરેક બોલે કંઈક અને પાળે કંઈક

કાકા ભત્રીજાની વાત

એક ગામમાં એક કાકો ભત્રીજો રહેતા હતા. કાકા યજમાનવૃત્તિથી જીવન નિર્વાહ કરતા. ભત્રીજો કાકાને સહાય કરતો. એક દિવસે એક ગૃહસ્થે કાકાને હોમ હવન માટે નિમંત્ર્યા.

કાકો યજમાનને ત્યાં આવ્યો. ગૃહસ્થે પૂછ્યું-' મહારાજ! હવન માટે શું જોઈશે ?'

કાકાએ કહ્યું-' ચોકખું ગાયનું ઘી સવા પાંચ શેર-એક શેર તલ જવ વગેરે હં... પણ ઘી સ્વચ્છ અને ચોકખું જોઈશે ભેળ-સેળવાળું હોમ હવનમાં નહિ ચાલે-સમજ્યા....'

ગૃહસ્થે કહ્યું ' મારે ત્યાં દુઝણું છે. એટલે આપને ચોકખું જ ઘી મળશે.

ભત્રીજાએ હવન હોમ માટે કુંડ તયાર કર્યો. બધી પૂજા સામગ્રી પણ આવી ગઈ. સુંદર સુગંધવાળુ સ્વચ્છ ઘી પણ આવ્યું. ઘી એવું તો મહેકી રહ્યું હતું કે કાકા-ભત્રીજાનાં મન પણ તેની મહેકથી તર થઈ ગયાં.

યજમાન રાજા હોમ માટે બેઠા. એમની પાસે જ કાકો અને તેની પાસે જ ભત્રીજો પણ બેઠો હતો. સુંદર ઘીને જોઈ ને કાકાની દાનત પહેલેથી જ બગડી ગઈ હતી. તેણે વિચાર્યું આવું સ્વચ્છ ઘી હોમી દઈ તેનો ધુમાડો કરવો તેના કરતાં સિફતથી ચોરી એને ઘેર લઈ ગયા હોઈએ તો ગોરાણી તથા છોકરાંઓ આનંદથી ખાય તો ખરાં. તેણે ઈશારાથી આ વિચાર ભત્રીજાને જણાવી દીધો. ભત્રીજો કંઈક બોલ્યો. એટલે કાકાએ તેને કહ્યું-'શંકા કરોતિ કેમ....? પોથીસ્થ રીંગણા....!' કાકાનું સંસ્કૃત જ્ઞાન આવું હતું. ભત્રીજો કાકાનું કહેવું સમજી ગયો. કાકાએ કહ્યું હતું. ' શંકા કરવાની નહિ-આ તો પોથીમાંના રીંગણાં છે....'

ભત્રીજાએ પણ એના સંસ્કૃત જ્ઞાનથી જવાબ આપ્યો-' અહંમ કિં પ્રકારે કાર્ય કરામિ...' હું આ કાર્ય કેવી રીતે કરૂં ?'

' ચતુરં કૃત્વા કાર્ય પાર પાડયન્તિ-' કાકાએ ભત્રીજાને સંકેતથી કહી દીધું. તેમના કહેવાનું તાત્પર્ય એ હતું કે આપણે ચતુરાઈથી આ કાર્ય પાર પાડીશું.

' અહમ અસ્મિ....અહમ અસ્મિ....' ભત્રીજાએ હાથ જોડીને કહ્યું....

યજમાન શ્રદ્ધાળુ હતો પણ આ સંસ્કૃત જ્ઞાનથી તે અજાણ્યો હતો. કાકા-ભત્રીજાનો આ ગૂઢ સંસ્કૃત વાર્તાલાપ તેની સમજમાં જ ન આવ્યો. એ સમજ્યો કે વાહ! આ બન્ને સંસ્કૃતમાં કેવા શ્લોકો સ્તોત્રો બોલી રહ્યા છે.

કાકાએ હવે સંકેતથી ભત્રીજાને હવન માટે તૈયાર કર્યો અને બોલવા માંડયું.

' ઘી ચોરીએ-ઘી ચોરીએ સ્વાહા !'

ભત્રીજો સમજી ગયો. પણ તેને એક

શંકા થઈ. કાકાએ ઘી ચોરવાનું તો કહ્યું પણ આ ઘી શેમાં ચોરીને લઈ જવું....કોઈ વાસણ તો તેને જણાયું નહિ–દરમ્યાન કાકાએ ફરીથી ઉચ્ચાર્યું.

'ઘી ચોરીએ-ઘી ચોરીએ સ્વાહા !'

'શેમાં ચોરીએ-શેમાં ચોરીએ સ્વાહા !' હવે ભત્રીજાએ કહ્યું.

'શકોરામાં ચોરીએ શકોરામાં ચોરીએ સ્વાહા !' બાજુમાં શકોરૂં પડયું હતું તે હાથથી ભત્રીજા તરફ કાકાએ ખસેડીને કહ્યું 'આ શકોરામાં ચોરીએ શકોરામાં ચોરીએ સ્વાહા !'

શકોરૂં કોરૂં હતું. ભત્રીજાના મનમાં થયું કે આ શકોરૂં કોરૂં છે. એમાં ઘી નાખશું તો ઘણું ઘી શકોરૂં પી જશે એટલે તેણે કહ્યું.

'શકોરૂં તો પી જશે....શકોરૂં તો પી જશે સ્વાહા ! !'

ભત્રીજાને આ પ્રકારે શાસ્ત્રાર્થ કરતો જોઈ કાકો તપી ગયો. તેણે જુસ્સામાં કહ્યું 'તેમાં તારા બાપનું શું જશે તેમાં તારા બાપનું શું જશે સ્વાહા ! !....'

શકોરૂં ભલે થોડુ ઘી પી જાય તેમાં તારા બાપનું શું જવાનું હતું....'

કહેવાની જરુર નથી કે કાકો ભત્રીજો એ આખું ઘી તફડાવી ગયા અને તેને બદલે જવ તલ ગુગળનો હોમ કરી પુષ્કળ ધુમાડો કરી હવન કાર્ય કાર્ય પૂરૂં કર્યું.

'પોથીમાંના રીંગણાં' જેવી જ આ વાત છે.





# ૯૧ પોપાંબાઇનું રાજ છે

કેટલીક કહેવતો એવી છે કે જે ભારતના વિભિન્ન પ્રાન્તોમાં એક યા બીજા રૂપે પ્રચલિત હોય છે, પરંતુ કેટલીક કહેવતો એવી પણ છે કે જે તેના નામમાં સાર્વજનિક રહે છે પરંતુ વાર્તામાં ભિન્ન હોય છે. આવી કહેવતોમાં એક ઐતિહાસિક કહેવત 'પોપાંબાઈનું રાજ છે....'નો ઉલ્લેખ ખાસ અગત્યનો બને છે.

પોપાંબાઈ–પાત્ર ઐતિહાસિક છે. વિદ્વાન લેખક શ્રી. અગરચંદ નાહટાએ તેને મારવાડ રાજ્યની કહી છે. શ્રી. ગણપતલાલ જોષીએ તેને ગુજરાતની વર્ણવી છે. ગુજરાતી પોપાંબાઈ રાજસ્થાની પોપાંબાઈની સાથે બહારની શકલસૂરતથી પૂરી રીતે મળતી આવતી નથી. તો પણ તેમની કાર્યસૃષ્ટિ એક જ છે. આ પોપાંબાઈનું નામ રાજસ્થાનમાં પ્રસિદ્ધ છે. તો પણ તેને લગતી અનેક વાતો રાજસ્થાન, ગુજરાત, મધ્યપ્રદેશ વગેરે ભાગોમાં પ્રચલિત

છે. પંજાબમાં પણ એને લગતી વાતો મળી આવ્યાનું કહેવાય છે.

રાજ્યમાં ચાલતા અંધેર – પોલખાના અંગેની આ કહેવત છે. સરકારી અધિકારીઓનું મનસ્વી વર્તન, લાંચ રૂશ્વત, અંધારો કારભાર વગેરે દેખાય કે તરત જ લોકો કહેશે, 'પોપાંબાઈનું રાજ છે. 'રાજ પોપાંબાઈ રો.' ગુજરાતીમાં આ અંગેની જે કહેવતો મળી આવી છે. તે છે-'પોપાંબાઈનું રાજ, ને 'ખરે બપોરે બણગું.' 'પારપોંપા' 'સાવ પોપલીબાઈ' અને પોપાંબાઈનું રાજ્ય છે. આજ કહેવતને મળતી આવતી એક પ્રસિદ્ધ ગુજરાતી કહેવત છે.

પુરી એક અંધેરીને ગંડુ રાજા,
ટકે શેર ભાજી ટકે શેર ખાજા.

આ કહેવત અંગેની મનોરંજક વાર્તા પણ છે જે આગળ આપી ગયા છીએ.

### ગુજરાતી પોપાંબાઈ

ગુજરાતી પોપાંબાઈ અંગેની વાર્તાની શોધ કરનારા છે શ્રી. ગણપતલાલ જોશી. તેમણે રાયચુરના તંત્રીપદેથી નીકળતાં 'શારદા' માસિકના જુલાઈ ૧૯૪૪ના અંકમાં આ કહેવત અંગેની એક વાર્તા લખી છે. શ્રી. જોષીએ પોપાંબાઈને ગુજરાતના રાજકર્તાઓના વંશમાં ઉત્પન્ન થયેલી બતાવી છે. આ વિધાન ચર્ચાસ્પદ છે. શ્રી. અગરચંદ નાહટાએ પોપાંબાઈનું જે જન્મસ્થાન તથા હકીકત બતાવી છે તે વધુ સ્વીકાર્ય બને તો પણ આ અંગેની વાર્તાઓમાં ભિન્ન તત્વ રહેલું છે.

કહે છે કે ગુજરાતના એક પ્રદેશમાં પોપાંબાઈનું રાજ્ય હતું. પોપાંબાઇને દૂતો દ્વારા માલમ પડ્યું કે શત્રુનું સૈન્ય તેના રાજ્ય પર હલ્લો કરવા આવી રહ્યું છે. પોપાંબાઇએ હુકમ કર્યો–રણશિંગું ફૂંકો કે જેથી સૌ કમરકસીને તૈયાર થઇ જાય. નગારાંનો નાદ કરો. ઢોલ વગાડો....'

પણ પોપાંબાઈનો આ હુકમ કોણ બજાવે? સેવકોએ આવીને પોપાંબાઈને કહ્યું–નગારું ફૂટી ગયું છે–નવું ચામડું મઢાવવાને માટે ગયું છે. રણશિંગુ બગડી ગયું છે. તે ફુંકાતું જ નથી.

પોપાંબાઈએ કહ્યું–સૈનિકોને બોલાવો.'

જવાબ મળ્યો–'શહેરમાં મોટી આગ લાગી છે. સૈનિકો એ આગને હોલવવા ગયા છે.'

'ચોકીદારો ક્યાં છે?' પોપાંબાઈએ પૂછ્યું.

'તેઓ બહાર મેદાનમાં મદારીનો ખેલ જોવા ગયા છે.'

પોપાં રાણીએ કહ્યું–'શસ્ત્રભંડાર ખોલી નાખો.'

સેવકોએ કહ્યું–'રાણીજી શસ્ત્રભંડારની ચાવીઓ ગુમ થઈ ગઈ છે, તે મળતી નથી.'

'ઘોડાઓને તૈયાર કરો.' રાણીએ કહ્યું-

સેવકો ઘોડાઓને તૈયાર કરવા દોડયા તો માલમ પડયું કે રખેવાળોએ તેને બરાબર દાણાપાણી આપેલા નહિ એટલે તે કમજોર થઈને પડેલા જણાયા. ઉઠવા માટે અશક્ત માલમ પડયા. રાણીને આ કહેવામાં આવ્યું.

રાણીએ સૈનિકો માટે પૂછ્યું. જવાબ

મળ્યો. સૈનિકોને ભોજન બરાબર મળતું ન હોવાથી તેમાંનાં ઘણાં અશક્ત બની ગયાં છે. કેટલાકો પીડાય છે. બીમારી ભોગવી રહ્યાં છે.

આ મુજબ પોપાંબાઈ લડાઈની તૈયારીઓમાં પ્રવૃત્ત હતી ત્યાં તો દુશ્મનોનું સૈન્ય પોપાંબાઈના રાજ્ય પર ધસી આવ્યું અને તેનો મુલક કબજે કરી લીધો.

## પારપોપા એટલે શું ?

'પારપોપા'નો પ્રયોગ નાના બાળકોની સાથે વાતચીત કરતી વખતે કરવામાં આવે છે. આ અંગેનો ઉલ્લેખ વડોદરાના શ્રી. રવિશંકર પાઠકજીએ 'હિંદી લોકવાર્તા'માં કર્યો છે. એમાં તેમણે લખ્યું છે કે ઘરમાં ખાવાને માટે બાળક જ્યારે ચવાણું માંગે છે અને વારંવાર ખાવાને માટે તે ધમાલ મચાવે છે ત્યારે માતા તેને થોડુંક ચવાણું આપી કહે છે–'ભાઈ, હવે નથી. પારપોપા થઈ ગયું.'

બાળકને વારંવાર ચવાણું તથા ખાવાનું આપવાથી તેની તબીયત ખરાબ થઈ જાય છે. આથી થોડુંક ચવાણું આપી માતા તેને સમજાવે છે. 'દીકરા, હવે નથી–પારપોપા થઈ ગયું છે.' 'અહીં 'પાર'નો અર્થ થાય છે ખલાસ. અને 'પોપા'નો અર્થ પોપાંબાઈ, કહેવાનું તાત્પર્ય એ કે જેમ પોપાંબાઈનું બધું ખલાસ થઈ ગયું તેમજ હવે ચવાણું પણ પૂરું થઈ ગયું છે. કંઈ પણ બાકી રહ્યું નથી. પારપોપા સાંભળીને બાળકોને ખાતરી થાય છે કે હવે ચવાણું નથી.

## આ તો સાવ પોપલીબાઇ છે.

ગુજરાતીમાં એક બીજી કહેવત છે. કોઈ વહુ નરમ હશે. ઘરમાં તે સુવ્યવસ્થા રાખી શકતી ન હોય-કામમાં તેની પહોંચ થતી ન હોય કે પછી તે નરમ સ્વભાવની હશે તો ઘરના માનવીઓ–સાસુ વગેરે તરત જ કહેશે. 'આ તો સાવ પોપલીબાઈ છે.' જે પ્રકારે પોપાબાઈ પોતાના રાજ્યની વ્યવસ્થા રાખી શકી નહોતી તે જ પ્રકારે વહુમાં કામ કરવાની આવડત નથી. એ કારભારમાં-કામમાં ઢીલી પોચી નરમ છે, આ કહેવત ખાસ કરીને વહુને સ્પર્શતી જ છે.

કચ્છી કહેવત પણ છે 'પોપાંબાઈ જો રાજ.' આ કહેવતને જરા મળતી એક ગુજરાતી કહેવત છે. 'બોડી બામણીનું ખેતર છે' ખેતરની રખવાળી કરે એવો કોઈ સશક્ત માનવી નથી. સામે થાય તેવું કોઈ નથી. વિધવા બ્રાહ્મણીનું ખેતર છે. ઘૂંટાય એટલું લૂંટી લો....' પરંતુ આ કહેવતમાં અશક્તિપણું–અસહાયનું તત્ત્વ છે. ગેરવ્યવસ્થા કે અંધેર અવસ્થા નથી. એટલે પોપાંબાઈ કરતાં આ કહેવત થોડીક રીતે ભિન્ન ગણાય છે.

## મધ્ય ભારતીય પોપાબાઈ

આપણે ગુજરાતી પોપાંબાઈની વાત સાંભળી હવે મધ્ય ભારતની 'પોપાબાઈ'ની વાત પણ સાંભળવા જેવી છે.

'એક રાજા હતો. નકામો–મનમૌજી અને ગંવાર. એના નોકરો–અમલદારો પણ આવા જ હતા. એક ગોવાળીયાના સારાંય બકરાં–ઘેટાં આ સરકારી અમલદારો મહેસુલના નામે

હજમ કરી ગયા. કેટલાકે બીજા કર પણ તેને પોતાના ગાંઠમાંથી ચૂકવવા પડયા. ગોવાળે વિચાર્યું–'હું ખેતરમાંથી કોળાં લાવી વેચું તો મારું ગુજરાન ઠીક રીતે ચાલે. એટલે તેણે થોડાંક કોળાં લીધા અને બજારમાં વેચવા જાય છે ત્યાં જ સિપાઈ-પૂજારી–દીવાન વગેરે એ આવીને તેને ઘેરી લીધો અને તેના બધાં જ કોળા દરેક જણ બગલમાં દબાવી ચાલતાં થયાં. એક નોકર પણ ગોવાળનો કામળો લઇ નાઠો. કહેતો ગયો હું જનાનખાનાના ચોકીદારનો સાળો છું.

ભૂખ્યો–તરસ્યો ગોવાળ રાજ્યના નોકરો–અમલદારોની આ કનડગતથી હેરાન-પરેશાન થઈ ગયો. આખરે તેણે એક યુક્તિ કરી. અઢી હાથ લાંબો ડેઉવા એટલે કે લાકડાનો ચમચો સુથાર પાસેથી બનાવડાવ્યો. પછી પોતાના ખભા પર એક મોટી ઝોળી ભરાવી અને દરેક દૂકાને જઈ લાંબા ચમચો–ડેઉવા દ્વારા કોઈ પણ ચીજ તેણે ઉઠાવી લેવા માંડી અને તે કહેતો-વાત ન પૂછે કોઈ.

### સાલે કા, ડેઉ, વાત ન પૂછે કોઈ.

હવે તો ગોવાળ સારો માલદાર બની ગયો. એની પાસે એક કુંભારણ હતી. તેનું નામ હતું પોપાંબાઈ. પોપાંબાઈ અને ગોવાળને પ્રેમ થઇ ગયો. એક દિવસે ગોવાળે કહ્યું–'તું મારી સાથે આવ હું તને રાણી બનાવી દઈશ.' ગોવાળ હાથમાં ડેઉવા લઈને રાણીવાસમાં પહોંચ્યો. ત્યાં જોયું તો મહેલ ખાલી પડયો છે. ગોવાળે પોપાંબાઇને રાણી તરીકે જાહેર કરી દીધી, અને તેને ત્યાં જ રાખી. હવે નોકર ચાકરો–સિપાઈઓ બધા રાણી સાહેબાના ઓર્ડરમાં રહેવા લાગ્યા.

એક દિવસે પોપાંબાઇને માલૂમ પડયું કે તેનો સોઢર નામનો ગધેડો મરણ પામ્યો છે. એ રડવા લાગી મહેલભરમાં ગોકીરો મચી ગયો. 'સોઢર મરી ગયો. સોઢર મરી ગયો' એમ સૌ કહેવા લાગ્યા. પણ કોઈ જાણતું નહોતું કે સોઢર કોણ હતું? તેનો રાણી સાથે સંબંધ હતો. બધાય હવે રાણીને દિલાસો આપવા રાણીવાસમાં આવવા લાગ્યા. શોકમાં શિર મુંડાવી દીધા. રાજા પણ પોપાંબાઈની પાસે પહોંચ્યો. રાજાએ પૂછયું–'રાણી સાહેબા! આ સોઢર તમારો શું સગો થતો હતો? પોપાબાઈએ કહ્યુ–એ મારા પિતાનો પ્યારો ગધેડો હતો. રાજા આ સાંભળીને ચૂપચાપ ત્યાંથી ઊઠયો અને પોતાના આવાસણું આવી ગયો. પોપાંબાઈ આ પ્રકારે મન માન્યો પોતાનો હુકમ ચલાવતી રહી.

### કચ્છી પોપાંબાઇ

વિદ્વાન લેખક શ્રી. દુલેરાય કારાણીએ 'સાર્થ કચ્છી કહેવતો'માં 'પોપાંબાઇ જો રાજ'ની કહેવત આપી લખ્યું છે કે–'પોપાંબાઈ એક વાઘરણ હતી. એક રાજ-નગરીમાં તે પોતાનાં ચીભડાં વેચવા ગઈ હતી. પણ જેટલાં ચીભડાં લઇને તે ગઈ હતી એથી વધુ લાગિયા હતા અને એ લાગિયા જ બધાં ચીભડાં ઉઠાવી ગયા. પોપાં ચાલાક હતી. એ સમજી ગઇ કે અહીં તો પોલનું રાજ ચાલે છે. પછી યુક્તિથી તે આખા રાજની ધણિયાણી થઈ બેઠી અને પોલમાં ને પોલમાં પોલતંત્ર ચલાવવા લાગી.

પણ આ વાર્તાનો મેળ પોપાંબાઈ અંગેની જે વાતો છે તેની સાથે ખાતો નથી.

પણ આ બધામાં 'પોપાંબાઈ' એમની કહેવત કહાણી રાજસ્થાનમાં સારી રીતે પ્રચલિત છે 'રાજ પોપાંબાઈ કો' એ આધારભૂત છે અને મનોરંજક પણ છે.





# ૯૨ રાજ પોપાંબાઈ કો લેખોં રાઈ–રાઈ કો

**આપણા** દેશમાં બે રાજ્ય પ્રસિદ્ધ છે. એક રામરાજ્ય અને બીજું પોપાંબાઈનું રાજ્ય. રામરાજ્ય સુશાસન અને આદર્શ રાજ્યનું પ્રતીક રહ્યું છે. પોલ–અંધારા કારભાર માટે પોપાંબાઈના રાજ્યને પ્રસિદ્ધિ મળી છે. જ્યારે પણ ક્યાંક અંધારો કારભાર, પોલપટ્ટી–ગેરવહીવટ જોવામાં આવે છે ત્યારે લોકો બોલી ઊઠે છે, 'રાજ પોપાંબાઈ કો'–પોપાંબાઈનું રાજ્ય છે.

આમ આ પોપાંબાઈ પ્રસિદ્ધ બની ગઈ છે. રાજસ્થાનમાં 'પોપાંબાઈ કા રાજ' નામની કહેવત મશહુર છે. પ્રાચીન લોકવાર્તાઓની એક હસ્ત લિખિત પ્રતને આધારે રાજસ્થાનના જાણીતા લેખક–સંશોધક શ્રી. અગરચન્દ નાહટાએ આ અંગેની એક મૂળ વાર્તા આલેખી છે. એનો સંક્ષેપ અહીં રજૂ થાય છે—

'પોપાંબાઈ કા રાજ' કહેવતની વાર્તા

'પોપાંબાઈ મારવાડ રાજ્યમાં આવેલા પોકરણની રહેનારી હતી. એના પિતા મહિધવલ પોકરણના રાજા હતા. મહિધવલના મરણ બાદ તેના પુત્ર જૈપાલ પોકરણ રાજ્યની ગાદી પર બેઠો. પણ એનું અકાળ મૃત્યુ થતાં સરદારોએ મહિધવલની પુત્રી પોપાંબાઈને પોકરણની ગાદી પર બેસાડી.

પણ પોપાંબાઈ ઢીલી-પોચી નીકળી. સરકારી નોકરોએ તેનો લાભ ઉઠાવ્યો અને તેઓ હવે પોતાની મનમાની કરવા લાગ્યા. પ્રજાની ફરિયાદ સાંભળનારું કોઈ જ નહોતું.

એક દિવસે જૈસલમીરની રાજધાનીનો એક ટાબરી નામનો મહેશ્વરી વાણિયો કામધંધાની શોધમાં પોકરણની તરફ આવવા નીકળ્યો. વાણિયાનો છોકરો હતો. તેણે કામધંધાનું વિચાર્યું. રસ્તામાં ખેતરોમાંથી તેણે નવ કુહાડીઓ લીધી. વિચાર્યું, એને વેચીને સારો જેવો નફો કરીશ. શહેરના દરવાજામાં પ્રવેશતાં જ તેને રોકવામાં આવ્યો. એક અમલદારે કહ્યું, 'શહેરમાં ઘૂસવું હોય તો કર આપવો પડશે. બે કુહાડીઓ લાવ.'

વાણિયાએ ચૂપચાપ બે કુહાડીઓ તેને આપી દીધી. એ બજારમાં દાખલ થયો. એક ઠેકાણે બેસવા જાય છે ત્યાં જ કોટવાલ

આવી પહોંચ્યો. 'વેપાર કરવો છે, લાવ, મારો કર' કહીને તેણે એક કુહાડી તેની પાસેથી લઈ લીધી. એટલામાં શહેરના હાકેમે આવી તેને ઘેરી લીધો અને પોતાનો કર એ કુહાડીનો લઈ તે ચાલતો થયો.

હવે ટાબરીની પાસે માત્ર ચાર જ કુહાડી રહી. તેણે વિચાર્યું-પહેલવહેલો શહેરમાં આવ્યો છું, તો રાણી પોપાંબાઇને જ આ ચાર કુહાડીઓ હું શા માટે ભેટમાં ન આપું. આમ વિચારી તે એક સરદારને ઘેર પહોંચ્યો. તેને કહ્યું-'હું રાણીને આ ચાર કુહાડીઓં ભેટમાં આપવા ઇચ્છું છું, તો તેમના દર્શન માટેની વ્યવસ્થા કરી આપો.'

સરદારે કહ્યું-'એ હું કરી આપીશ. પણ મારો કર આપો. એક કુહાડી જેટલો જ એ છે.' વાણિયો ચૂપ રહ્યો. પછી તેણે કહ્યું—'મારી પાસે તો માત્ર ચાર જ કુહાડી છે અને તે મારે રાણીને આપવાની છે.' સરદારે કહ્યું—'હરકત નહિ, પાંચ રૂપિયા જ મને આપી દો.' વાણિયાએ ચૂપચાપ પાંચ રૂપિયા સરદારના હાથમાં પકડાવી દીધા. સરદારે વાણિયાને કિલ્લાના દરવાજા સુધી પહોંચાડી દીધો.

કિલ્લાના મોટા દરવાજા પર દ્વારપાલ ઊભો હતો. તેણે ગર્જના કરી કહ્યું—'કયાં જાય છે? મારો લાગો લાવ.' ટાબરી ગભરાઈને અટકી ગયો. વિચારવા લાગ્યો—આ તે કેવી આફત! 'મારી પાસે હવે તો કંઈ નથી.' ટાબરીએ કહ્યું. દ્વારપાળે કહ્યું—'તો પછી અંદર શા માટે પ્રવેશે છે?' કહીને તેણે ટાબરીની ગરદન પકડી અને તેને ધક્કો મારી બહાર કાઢયો. ટાબરી પડતો પડતો બચ્યો. તેણે કહ્યું—'મારી પાસે કાનની બે વાળી છે તે તું લઈ લે. દ્વારપાળે બે વાળીઓ લઈ લીધી. ટાબરી હવે કિલ્લામાં ઘૂસ્યો. દરબારી દેખાયો ટાબરીએ તેને હાથ જોડી કહ્યું, 'દરબારીજી! પોપાંબાઈને મારો મુજરો કહો. હું તેને ચાર કુહાડી ભેટમાં આપવા લાવ્યો છું. દરબારીએ 'મારું લાગું એક કુહાડીનું છે તે તો આપતો જા, ટાબરીએ કહ્યું—'મારી પાસે હવે કંઈ નથી. સિવાય કે પીઠની પાછળ ગાંસડીમાં રસોઈના બે વાસણ માત્ર છે.' દરબારીએ કહ્યું—'ઠીક છે-એ આપી દે.' વાણિયાએ વાસણો દરબારીને આપી દીધાં.

ટાબરી હવે અંદર પહોંચ્યો. મહેલની બહાર ચાર દાસીઓ ઊભી રહીને પહેરો ભરી રહી હતી. ટાબરી તેમની પાસે જઈ કહેવા લાગ્યો—'હું પોપાંબાઈને ચાર કુહાડીઓ ભેટમાં આપવા લાવ્યો છું. એમને મારો મુજરો કહો,' ચારે દાસીઓએ વાણિયાના હાથમાંથી કુહાડી છીનવી લીધી અને કહ્યું—રાણી સાહેબાને ભેટ આપવી હોય તો બીજી કુહાડીઓ બજારમાંથી ખરીદી લાવ, આ તો હવે અમારો લાગો છે.'

બિચારો ટાબરી વીલા મુખે ધર્મશાળામાં આવ્યો. વિચારવા લાગ્યો—'આ તો કેવું રાજ છે? મારી પાસેનું બધું જ આ લોકોએ લાગામાં ઝુંટવી લીધું છે. અહીં તો પોલંપોલ છે. હું પણ શા માટે આ પોલનો લાભ ન ઉઠાવું?'

બીજે દિવસે પ્રાતઃકાળે જ ટાબ

હાથમાં એક લાઠી લઈ સ્મશાનઘાટ પર આવી ગયો. જે કોઇ મુડદું બાળવા માટે આવવા લાગ્યું તેની પાસેથી તેણે દર મુડદા દીઠ પાંચ મુદ્રાઓ પોતાના લાગાની લેવા માંડી. એ કહેવા લાગ્યો—'આ તો મસાણ લાગે છે.'

લોકો તેને પૂછતાં, 'તું કોણ છે? લાગો લેવાનો તને શો હક્ક છે?'

ટાબરી કહેતો, 'હું પોપાંબાઈનો સાળો છું.' બધા ઉત્તર સાંભળી ચૂપ થઈ જતા.

એક દિવસે પોપાંબાઈની ચાર દાસીઓ-માંની એક દાસીનું મરણ થઈ ગયું. ઠાઠથી સ્મશાનયાત્રા ઘાટ પર આવી. ટાબરીએ સામા આવીને કહ્યું, 'મસાણ કર લાવો, નહિ તો મુડદું બાળવા દેવામાં આવશે નહિ.' ડાઘુઓએ પૂછ્યું, 'મસાણ કર લેનારો તું કોણ છે?' 'હું પોપાંબાઈનો સાળો છું—સાળો.'

પોપાંબાઈનું નામ સાંભળી ડાઘુઓ ગભરાઈ ગયા. ટાબરીએ તેમની પાસેથી પાંચને બદલે પાંચસો રૂપિયા વસૂલ કરી લીધા. આમ કુહાડીની કિંમત વ્યાજ સાથે વસૂલ કરી લીધી.

બીજે દિવસે મરનારી દાસીના એક સગાએ આવી પોપાંબાઈને આ મસાણકરની વાત કરી. રાણીએ પૂછ્યું, 'કર કોણ લે છે?' તેણે કહ્યું, 'એ લેનારો આપનો સાળો છે.' રાણીએ કહ્યું, 'એને અહીં બોલાવી મંગાવો....'

ટાબરી પોપાંબાઈની આગળ નમન કરીને ઊભો રહ્યો. રાણીએ તેને પૂછ્યું, 'તું કોણ છે? આ કર કેમ લઈ રહ્યો છે?' તેણે કહ્યું, 'રાણી સાહેબ! હું પોપાંબાઈનો સાળો છું.'

'મારો સાળો?' પોપાંબાઈએ મોઢું ચઢાવીને પૂછ્યું, '—મૂર્ખ, સ્ત્રીઓને તે સાળો હોતો હશે?'

ટાબરી ગભરાયો નહિ. તેણે કહ્યું—'જ્યાં નવ કુહાડીઓ અને તેર કર લેનારા છે ત્યાં સ્ત્રીઓના સાળા પણ હોઈ શકે છે.'

'વાત શી છે?' પોપાંબાઈએ એને પૂછ્યું.

ટાબરીએ પોતાની સારી ય રામકહાણી કહી સંભળાવી. પોપાંબાઈ ટાબરી વાણિયાથી ખૂશ થઈ ગઈ. તેણે એને પોતાનો કારભારી બનાવી દીધો. એ પછી પોપાંબાઈનો કારભાર સારી રીતે ચાલવા લાગ્યો.

### પોપાંબાઈ કલ્પિત વ્યક્તિ નથી

ઉપર જે વાર્તા આપી છે તે ઉપરાંત પણ અનેક કલ્પિત વાતો પોપાંબાઈની સાથે જોડી કાઢવામાં આવી છે. અન્ધેરી નગરી અને ચૌપટ રાજાની જેમ પોપાંબાઈ તદ્દન કલ્પિત વ્યક્તિ માલમ પડતી નથી. એ રાણી સાહિબા પોતાની સાથે કોઈ ઐતિહાસિક ક્ષીણ રેખા અવશ્ય મૂકી ગયાં છે.

'પોપાંબાઈ કા રાજ' ભલે એક નકામા રાજ્યને લાગુ પડતી કહેવત હોય પણ એની પૂરી કહેવત જો જાણવામાં આવે તો તેનો અર્થ એના રાજ્યવ્યવસ્થાના સુશાસનનો જ ઉલ્લેખ કરે છે. આ કહેવત છે—

'રાજ પોપાં બાઈ કો
લેખાં રાઈ—રાઈ કો

'રાઈ-રાઈ કા લેખા' જો આ વ્યંગમાં નહિ કહેવાવું હોય તો તેનો અર્થ સ્પષ્ટ જ એક સુશાસન સાથે સંબંધ કરાવે છે. એમાં રતીભર પણ ગડબડ ન હોય, માલમ પડે છે કે જ્યારે પોપાંબાઈને સરકારી અધિકારીઓના ગડબડ ગોટાળાવાળી માહિતી મળી ત્યારે તેણે પોતાનું શાસન સુધારવાને માટે નવી વ્યવસ્થા કરી. રાજસ્થાનની ઉપર કહેલી વાર્તાના અન્તમાં પણ એવો ઉલ્લેખ છે કે બાદમાં વણિક મંત્રીને કારણે પોપાંબાઈનું શાસન સારી રીતે ચાલવા લાગ્યું.

આગળ જતાં પોપાબાઈનું રાજ્ય ભલે એક સારૂં રાજ્ય બની ગયું હોય, પણ લોકહૃદયમાં તેની છાપ એક અંધેર રાજ્યના રૂપમાં જ છે.





# ૯૩ પોલું દેખો ત્યાં પેસી જાઓ

**આજે સર્વત્ર પોલ ખોલવાનો ધંધો જ થઈ રહ્યો છે.**

જ્યાં તમે પોલ જુઓ-અંધાધૂંધી જુઓ-અવ્યવસ્થા ને અંધેર દેખાય ત્યાં પ્રવેશી જાવ-અરે ઘૂસી જાઓ, બેડો પાર થઈ જશે. આજકાલ જ્યાં પોલ દેખાય છે ત્યાં જ સૌ કોઈ પ્રવેશી જાય છે. ચોર-ઠગ-ડાકુ-તકસાધુ-વ્યાપારી કે નેતા પણ પોલ દેખીને જ તેમાં ઘૂસી જાય છે. આપણી કહેવતે પણ આવું જ કથ્યું છે 'પોલ દેખી સૌ પેસે.' પછી તેણે સ્પષ્ટ કહ્યું છે કે-'પોલા દેખકે પેઠ જા.' આપણી કહેવતે તો એવું પણ કહ્યું છે કે 'પોલ ત્યાં પરમેશ્વર.'

આમ પોલનો મહિમા આજે સર્વત્ર દેખાય છે. કોઈ પોલ જોઈ ઘૂસી જાય છે તો કોઇ કોઈની પોલ જ કાઢવામાં રસ ધરાવે છે. આજે ભલભલાની પોલ ખોલી નાખવાના ધંધા દરેક લઇ બેઠાં છે. કોઈ રાજદ્વારી નેતામાં કંઇ ગોટાળો જણાય એટલે તરત જ તેની પોલ ખોલી નાખવામાં આવે છે. ઇન્કમટેક્ષવાળાઓ કરચોરોની પોલ ખોલી નાખવાનો જ ઉદ્યમ આજે લઈ રહ્યાં છે. તેમણે આજ સુધીમાં મોટા મોટાઓની પોલ ઉઘાડી નાખી છે. એમાં ખુદ ભગવાનપ્રભુ પણ બચી શકયા નથી. આ પોલ ખોલવાનો ધંધો કંઈ આજનો નથી. પુરાણકાળથી-પ્રાચીનકાળથી એ ચાલ્યો જ આવે છે.

**ચતુરભાઈની ચતુરાઈ**

ચતુરભાઈ બુદ્ધિમાં હોશિયાર પણ નસીબ વાંકુ એટલે જે કંઈ ધંધો-રોજગાર કરે તેમાં તેના પાસા અવળા જ પડે. નસીબમાં પાઈ પણ ન જડે. રોજ રળે-રળે પણ હાથમાં

તો ઠીકરાં જ આવે. પોતાની આ હાલતથી એ કંટાળી ગયો અને તેણે દૂર દેશમાં જઈ પોતાનું નસીબ અજમાવવાનો ઇરાદો કર્યો.

ગામ છોડી એ નીકળી પડયો. રખડતાં રખડતાં એ એક એવા ગામમાં આવી ગયો કે જ્યાં સૌ લીલાલહેર જ કરતાં હતાં. ચતુરને લાગ્યું કે આ ગામમાં સૌ સુખી છે તો પછી પોતે કેમ સુખી ન થાય અને એ અહીં જ રહી પડયો.

પણ બે-ત્રણ દિવસમાં જ તેનો ભ્રમ ભાંગી ગયો. અહીં તેણે જોયું કે ગામનો ઠાકોર બેવકૂફ અને બેફિકર છે. મૂર્ખ પણ છે. રાજ્યમાં પોલંપોલ જ ચાલે છે. મનફાવે તેમ લોકો ચરી ખાય છે. આપણે પણ આ પ્રકારે ચરી ખાઈએ તો ?

ચતુરભાઈના મનમાં આ વિચાર આવ્યો પણ પાછા વિચારમાં પડયા. તેમણે વિચાર્યું-હું તો પરદેશી છું. કયાંક કંઈક કરવા ગયો તો લોકો મને ટીપી જ નાખવાના. અહીં આ અજાણ્યા ગામમાં મારો કોણ બેલી છે ?

એટલે તેણે નક્કી કર્યું કે ઠાકોરની પાસે રૂબરૂ જઈને કોઇ નોકરી કે કામ માંગવું. પણ ઠાકોરના દરબારમાં જવા માટે ચોકીદારે એક મહોર માંગી. ચતુરભાઈ વિચારમાં પડયા. કરવું શું ? આખરે તેણે એક યુક્તિ શોધી કાઢી.

ઠાકોર નિત્ય સાંજના સમયે ગામમાં ફરવા નીકળતો. એની સાથે પાંચ-પંદર માનવીઓ પણ રહેતાં. સૌ ઠાકોરની હાજી-હાજ કરતાં. ચતુરે નક્કી કર્યું કે ઠાકોર જ્યારે તેના ઘર આગળથી પસાર થાય ત્યારે તેણે એને રૂબરૂ મળવું.

પણ રૂબરૂ મળવાની તેની હિંમત ન ચાલી એટલે ઠાકોર જેવા તેના ઘર આગળથી પસાર થયા કે તરત જ ચતુરે એક કાગળનો ડૂચો વાળી તે ઠાકોરની ઉપર ફેંકયો. કાગળનો ડૂચો બરાબર ઠાકોરનાં હાથમાં જ પડયો. ઠાકોર ચમકયો જોયું તો કાગળનો ડૂચો પછી તેણે નજર ફેરવી. ચતુરની અને તેની દ્રષ્ટિ એક થઈ ગઈ. ચતુરે ઇશારાથી કહ્યું ' અંદર વાંચી જુઓ....'

ઠાકોર ત્યાં જ પોતાનો ઘોડો અટકાવી દીધો અને કાગળને ઉઘાડયો. અંદર લખ્યું હતું.

' ઠાકોર સાહેબ ! આપનું રાજ તો રૂડું છે, પણ માંહે પોલંપોલ છે....લિ. ચતુર.

ઠાકોરે સ્મિત ફરકાવ્યું. તેણે પોતાના અંગરખામાંથી કલમ કાઢી અને એજ ચિઠ્ઠીની નીચે લખી દીધું ' પોલું દેખો ત્યાં પેસી-જાઓ તે જ તમે ચતુર ખરાં....

અને એ ચિઠ્ઠીનો ફરીથી ડૂચો વાળી તેણે તે નીચે ફેંકી દીધો.

ચતુરનું ધ્યાન ઠાકોરની તરફ જ હતું. જેવી તેણે ચિઠ્ઠી નીચે ફેંકી કે તરત જ તેણે તે ઉંચકી લીધી. એમાંનાં લખાણ વાંચ્યું ' પોલું દેખો ત્યાં પેસી જાઓ....'

અને ચતુરે હવે નકકી કર્યું કે તે આ રાજ્યમાં જ જે કોઈ પોલ દેખાશે તેમાં ઘૂસી જશે.

તપાસ કરતાં તેને જણાયું કે અહીં તો અનેક લાગાઓ અને વેરાઓ લેવામાં આવે છે. ટકો મૂંડો કરવાનો પણ વેરો,

બાળક જન્મે તેના પર પણ કર. મંત્ર, બે જ વેરા તેને બાકી જણાયા. એક તો હવા પરનો વેરો અને બીજો વેરો સ્મશાન પર આવતાં મુડદાઓનો. હવા પર તો એ કર નાખી શકે તેમ નહોતો એટલે તેણે સ્મશાનવેરો લેવાનું નક્કી કર્યું.

બીજે જ દિવસે ચતુર સ્મશાનના નાકા આગળ બેસી ગયો. બગલમાં મોટો ચોપડો રાખેલો અને કાનમાં કલમ ખોસી. જે કોઈ મૂડદું આવતું તેને તે અટકાવતો એ કહેતો વેરો આપો અને પછી જ મુડદું બાળો. આમ ચતુરે અહીં અડ્ડો જમાવી દીધો અને તેણે મુડદાવેરો ઉઘરાવવો શરૂ કરી દીધો. ટૂંક સમયમાં જ તો એ માલ-દાર થઈ ગયો.

'હુ રાણીનો સાળો છુ,'

એક વખતે રાજગઢમાં મરણ થયું. મડદું સ્મશાને આવ્યું એટલે ચતુરે તેને અટકાવ્યું. કહ્યું–'મુડદા વેરો આપો અને પછી જ તેને બાળો.'

ડાહ્યુઓમાંના એકે કહ્યું–'આ તો રાજવી શબ છે. તેની પાસેથી વેરો ન જ હોય.'

ચતુર કહે–'ખુદ રાજા હોય તો પણ તેની પાસેથી વેરો ઉઘરાવવાની મને સત્તા આપવામાં આવી છે.'

ડાહ્યુઓમાં રાજા પણ હતો. તે હવે આગળ આવ્યો અને તેણે સૌને કહ્યું–'અહીં ઊભા કેમ રહ્યા છો ? શબને બાળવાની તૈયારી કરો.'

'નામદાર ! વેરાવાળાએ શબને અટ-કાવ્યું છે. એ દાણ માગે છે.'

'દાણ માગે છે ?' રાજાને નવાઇ લાગી. તેણે જરા વધુ આગળ આવી વેરાવાળાને પૂછ્યું–'તું કોણ છે ? અને કયા હક્કથી તેં આ વેરો લેવા માંડયો છે ?'

'ચતુરે નિર્ભયતાથી કહ્યું–'હું રાણીજી-નો સાળો છું. તેમની આજ્ઞાથી જ અહીં બેઠો છું.'

આવો નિકટનો સંબંધ જોઈ મૂર્ખ રાજા ચૂપ થઇ ગયો. રાણીના સાળાને તે કંઇ ના કહેવાય ? તેને ડાહ્યુઓમાંના એકને કહ્યું–'ભાઈ ! એને દાણ આપી દો–આ તો રાણી-જીનો સગો જ છે.'

વેરો આપી દેવામાં આવ્યો. મુડદું બાળી મહેલમાં આવ્યો.

બીજે દિવસે સવારે તેણે હરખમાં ને હરખમાં વાત કરી–'રાણીજી ! હવે તો આપણા રાજ્યમાં મુડદા વેરો પણ લેવામાં આવે છે.'

રાણીને જરા નવાઈ લાગી. તેણે પૂછ્યું–'મુડદા વેરો ?'

'હા–ખુદ એ તમારો સગો જ લઇ રહ્યો છે....

'મારો સગો....?' રાણીએ ચોંકીને કહ્યું, 'ખોટી વાત. એ કદાપી પણ આવું કામ કરે જ નહિ.'

'હું ખોટું નથી જ બોલતો. એ તમારો સગો છે–તમારો સાળો છે. તેણે જ મને કહ્યું કે હું રાણીજીનો સાળો છું અને તેમની આજ્ઞાથી આ કામ કરી રહ્યો છું.'

રાણી સમજદાર હતી. આ સાંભળતાં જ ખડખડ હસી પડી. તેણે કહ્યું–'સ્રીને તે કંઇ

સાળો હોય –? સાળો તો પુરૂષને હોય–તમારા રાજ્યમાં પોલંપોલ ચાલે છે તેનો આ એક દાખલો છે.....'

ઠાકોરને લાગ્યું કે આપણે બની ગયા. તેણે તરત જ આજ્ઞા કરી–' જાવ પેલા સ્મશાનવેરો લેનાર માણસને અહીં પકડીને હાજર કરો....'

પોલું જોયું'ને હું એમાં પેસી ગયો.

થોડીક વારમાં જ ચતુરને પકડીને રાજા પાસે લાવવામાં આવ્યો. રાજાએ તેને ધમકાવ્યો–' અલ્યા તું કોણ છે ? '

' હું રાણીનો સાળો છું ' ચતુરે કહ્યું.

' રાણીને સાળો ક્યાંથી હોય....રાજાને જ હોઈ શકે! તું ઠગ છે....ચોર છે....' ઠાકોર હવે તપીને બોલવા માંડયું.

ચતુર સમજી ગયો કે હવે આપણા ભોગ ફરી વળ્યા. પણ તેણે હિંમત ન ગૂમાવી. પાઘડીમાંથી એક કાગળ કાઢયો અને તે આપતાં કહ્યું–' મહારાજ ! આપના હુકમથી જ હું આ કામ કરી રહ્યો છું.'

' મારા હુકમથી ? ' રાજાએ કુતૂહલવશ બની એ કાગળ ઉઘાડયો. એમાં તેણે પોતાના જ હાથે લખાયેલું વાંચ્યું–' પોલું દેખે ત્યાં પેસી જાઓ....'

રાજા હસી પડયો. ' તો ચતુરભાઇ ! તમે અહીં પોલું જોયું એમ જ ને ? '

' હા–મહારાજ ! અને એટલે એમાં પેસી ગયો....' પછી તેણે ધીરેથી કહ્યું–' ઠાકોર સાહેબ ! અહીં બધે જ પોલંપોલ છે. બુદ્ધિ હોય તો માલમાલ થઈ જવાય.'

રાજા એનો શું જવાબ આપે ? તેણે ચતુરને છોડી દીધો પણ કહી દીધું–'મુડદાવેરો લેવાનું તારે બંધ કરી દેવાનું-જા....'

અને આ કહેવત પડી–' પોલું દેખો ત્યાં પેસી જાઓ....'





## ૯૪ ફરગેટ – મી – નોટ

આપણા કહેવત સાહિત્યમાં કેટલી કહેવતો એવી જણાઈ છે કે જે પરદેશી છે તો પણ તે આપણા સમાજમાં, વ્યવહારમાં સારી રીતે પ્રચલિત છે. એમાંની કેટલીક કહેવતો તો ખાસ તરૂણયુવાન સમુદાયે અપનાવેલી છે અને તેને કોઈ જાતિસમાજ કે વાડો પણ સ્પર્શી શક્યો નથી. આવી કહેવતોમાં એક કહેવત મુખ્ય છે અને તે છે Forget-me-notફરગેટ મી–નોટ–મને ભૂલી ન જશો. મને ભૂલશો નહિ. ભૂલિયોના....

યુવાન મિત્રો–પ્રેમી હૈયાઓ–પતિ–પત્ની –સ્વજનો–મિત્રો સ્નેહીઓ દરેકનું અંતઃકરણ ઝંખી રહ્યું હોય છે ફરગેટ–મી નોટ અને આ ભાવના તે દ્રઢપણે પોતાના પત્રવ્યવહારમાં

અંકિત પણ કરે છે. યુવાન પ્રેમીઓને માટે તો આકર્ષક રંગરૂપમાં છપાયેલાં 'ફરગેટ મી નોટ' ના લેટર પેડ પણ આજે મળી શકે છે. આ સૂક્તિવાળા રંગીન કવરો પણ વેચાય છે જ. આ 'ફરગેટ મી નોટ' એ શું છે. આ કહેવતની ઉત્પત્તિ કેવી રીતે થઇ તેનાથી ઘણા અજાણ છે. એની ઉત્પત્તિની કથા રસિક છે- પણ કરૂણ છે. એમાં સ્વાર્પણ છે, બલિદાન છે.

જર્મનીની આ વાર્તા છે

**પ્રેમી અને પ્રેમિકા**

એક સૈનિક પોતાની વાગદત્તા યુવતીની સાથે ફરી રહ્યો હતો. લાંબા સમયના યુદ્ધ પછી વિગ્રહ બંધ પડયો હતો. સૈનિકો પોતાના વતનમાં આરામમોજ માટે આવી રહ્યા હતા. વાતાવરણમાં આનંદ હતો- ઉલ્લાસ હતો-પ્રિયજનોના મિલન માટેનો ટળવળાટ પણ હતો.

**'મને એ ફૂલો લાવી આપો'**

આવા ઉલ્લાસમય વાતાવરણમાં એ સૈનિક યુવાન પોતાની ભાવિ પત્નીની સાથે હસતો ફરતો પ્રણયચેષ્ટા કરતો કરતો ડેન્યુબ નદીને તીરે આવી ચઢયો. આભમાંથી રેલાતી ચાંદનીનો પ્રકાશ ડેન્યુબના જળને રૂપેળી પટથી સોહાવી રહ્યો હતો. સમીરની મંદ મંદ લહરીઓ એ જળને અને વાતાવરણને વધુ આલ્હાદક બનાવી રહી હતી. આવા સમયે ડેન્યુબમાં ઉગેલાં નીલા રંગના ફૂલો જોઈ સૈનિકની પ્રેમિકાનું મન તેના પ્રતિ આકર્ષાયું. તેણે પોતાના પ્રેમી પતિને કહ્યું, 'પ્રિયે ! પેલા પુષ્પો કેવા મદભરી રીતે ડોલી રહ્યા છે ? અહા ! એની મઘમઘતી સુવાસથી ભરેલી આ લહરીઓ મારા અંતરને વલોવી રહી છે. મારે એ ફૂલોનો ગુચ્છો જોઇએ છે.' મારા વાળના ઝુમખામાં એને બાંધવો છે....'

'ખુશીથી....ડાર્લિંગ ! આ લાવ્યો....' કહેતાંની સાથે જ યુવાને ડેન્યુબમાં ઝંપલાવ્યું. ફૂલો હતાં નદીની મધ્યમાં. તરીને જવું પડે. પણ યુવાન તો સૈનિક હતો. હુકમ મળતાંની સાથે જ તેણે તો નદીના ગાઢા જળમાં તરવા માંડયું.

ફૂલો પવનથી લહેરાઈ રહ્યાં હતાં. યુવાને ઝડપથી તેની સમીપ જઇ એક ઝુમખો હાથમાં પકડી લીધો. એ લઇને તે પાછો વળ્યો. કિનારા તરફ....

**'લે...આ ફૂલો પણ ફરગેટ-મી-નોટ...'**

પણ આ અવળું વહેણ....પાણીનો જોશ પણ આકસ્મિક વધી ગયો. કિનારો દેખાઈ રહ્યો હતો. પોતાની પ્રિયા પણ હર્ષઘેલી ઊભેલી દેખાતી હતી, પણ પાણીના વમળમાં યુવાન તો એવો ફસાઈ ગયો કે, કિનારો હાથવેંતમાં હોવા છતાં પણ તે કિનારો પકડી શકયો નહિ. એના દેહ પર બખ્તર પણ હતું. આ ભારે બખ્તર તેની સામે કાળ બનીને ઊભું રહ્યું. વમળમાં સપડાતાં તે ઉપર આવી શકયો નહિ અને અંદર જ ખેંચાવા લાગ્યો.

યુવાને જોયું કે તેને માટે હવે કિનારે પહોંચવું અશકય છે. એટલે તેણે જોરથી હાથમાંના પુષ્પોના ઝુમખાને કિનારા પર

ફેંક્યા અને બની શકે એટલા જોરથી પોકાર્યું 'ફરગેટ મી નોટ' 'મને ભૂલી ન જશો....'

અને યુવાન પાણીમાં ગરક થઈ ગયો.

એ દિવસથી આ પુષ્પોને 'ફરગેટ મી નોટ'ના નામથી ઓળખવામાં આવે છે.

### કવિઓનું માનીતું ફૂલ

આ ફૂલો જર્મનીમાં જ નહિ. ફ્રાન્સમાં તથા ઇતર દેશોમાં પણ થાય છે. કહે છે કે વોટર્લુના ખૂનખાર જંગ પછી લોહીથી ખરડાયેલી ભૂમિ પર આ ફૂલો મોટા પ્રમાણમાં ઊગી નીકળ્યાં હતાં. સૈનિકોની શહાદત પોકારતાં એ ફૂલો કહી રહ્યાં હતાં. 'ફરગેટ મી નોટ....'

વહાલાઓની કબરો પર, શહીદોના સ્મારક ચિન્હો પર આ ફૂલો ઉગાડવાની પ્રથા યુરોપના કેટલાક દેશોમાં હજુ આજે પણ છે.

આ ફૂલ ફરગેટ મી નોટ–ના મૂળ જમીનમાં પથરાય છે. નદી સરોવરમાં એ મુખ્યત્વે થાય છે. છ થી અઢાર ઇંચ જેટલો ઊંચો એનો છોડ હોય છે. પાંદડાં પોપટી રંગના હોય છે. સુંદર નીલા રંગના આ ફૂલો આપણા કમળ–પોયણાંને મળતાં આવે છે. રંગમાં એ લીલા, ભુરા, શ્વેત પણ હોય છે. કવિઓનું આ માનીતું પુષ્પ છે. એના પર અનેક કાવ્યો લખાયાં છે. નાટકો પણ રચાયાં છે.

સાથે સીધો સંબંધ ધરાવતી નથી. પણ એ જાદુઈ ફૂલની કથા છે એને તેનો સંદેશ છે, ફરગેટ મી નોટ–મને ભૂલી ન જાતો...

એક ભરવાડ પણ નદીના કાંઠે પાણી પીવા આવ્યો. પાણી પીતાં પીતાં નદીમાં ઉગેલા રંગબેરંગી ફૂલો જોઈ તેનું મન લોભાયું. તેણે નદીમાં ઝંપલાવ્યું અને એ સુગંધી પુષ્પોના ઝુમખાને લઈને તે કિનારે આવ્યો.

ફૂલોને લઈને એણે પોતાનો માર્ગ કાપવા માંડયો. થોડુંક ચાલતાં એ થાકી ગયો. ફૂલોની સુગંધે પણ તેના મન પર ઘેનની અસર જન્માવી....એ એક શિલા પર આરામ માટે બેઠો.

### શિલા ખસી – ભોંયરૂં દેખાયું

બેઠો ન બેઠો ત્યાં તો પત્થરની શિલા ખસતી દેખાઈ. ભરવાડે જોયું તો સામે જ એક માર્ગ દેખાયો. ભોંયરાના એ માર્ગે જવા પગથિયા પણ હતા. ભરવાડ નવાઈ પામી ગયો. તે ધીરે ધીરે એ પગથિયાં ઉતરવા લાગ્યો.

અંદર ઉંડાણમાં જતાં તેણે ઝગમગતા પ્રકાશમાં એક સ્ત્રીની મૂર્તિને જોઈ. એ મૂર્તિ પાસે આવ્યો કે તરત જ એક સંગીતમય સ્વર આવ્યો, 'આપ આવ્યા ? ભલે પધારો.... આ ભંડારમાંથી જે જોઈએ તે લઈ લ્યો....'

### 'જે જોઈએ તે લઈ લ્યો'

પણ ભરવાડ તો આ નવાઈ જેવું જોઈને જ દિગ્મૂઢ બની ગયો. એ પૂતળાની જેમ ઊભો રહી ગયો. ફરી તેને કાને અવાજ

સંભળાયો. આપ આવ્યા....? ભલે પધારો.... આ ભંડારમાંથી જે જોઈએ તે લઈ લ્યો....'

ભરવાડે આમ તેમ જોયું તો કિંમતી રત્નોના ઢગલા દેખાયા. હીરા, મોતી, માણેકનો પાર નહોતો. ભરવાડ બીજા ઓરડામાં આવ્યો.

અહીં ત્રણ ચાર ધાતુઓની પ્રતિમાને તેણે પોતાની તરફ જોતી જોઈ. ઝગમગતા પ્રકાશમાં તેણે જોયું તો એમાંની એક મૂર્તિ જરા ફરી અને પછી મધુરો અવાજ સંભળાયો. 'ભલે આવ્યા....આ ભંડારમાંથી જોઈએ તે લઈ જાવ....'

'કંઈ ભૂલાય નહિ'

ભરવાડ આ વખતે પોતાનું મન કાબુમાં રાખી શક્યો નહિ. તેણે હીરા, મોતી, માણેક જેટલા ખોબામાં આવે એટલા લઈ પોતાના ગજવા ભરવા માંડયા. ગજવા ભરાયા એટલે રત્નોને હેટમાં ભર્યા. પછી જોડામાં પણ ભર્યા અને તેણે ઓરડામાં જ આગળ વધવા માંડયું.

'હજુ જોઈએ તો લઈ લો....પણ કંઈ ભૂલાય નહિ તે ખાસ જોશો....'

'કંઈ ભૂલાવાનું નથી....' ભરવાડ બબડયો અને પછી એક મોટા હીરાને તેણે ઉંચકી ગજવામાં તેને સમાવી દીધો.

'બસ હવે જવું જ જોઈએ. ખૂબ લીધું. હવે વધુ માટે જગ્યા નથી.' આમ મનમાં બોલી ભરવાડે પાછા પગલાં ભર્યાં.

'ભલે જાવ–પણ કોઈ અગત્યની ચીજ ભૂલાઈ જાય નહિ તેની સાવચેતી રાખજો....'

'સાવચેતી રાખી જ છે....' ભરવાડ બબડયો. અને તે શિલા પાસે આવવા લાગ્યો.

અવાજ આવ્યો, 'કંઈ ભૂલી ન જવાય તેની સાવચેતી રાખજો....'

ભરવાડ હવે બહાર નીકળવા અધીરો બન્યો. તે ઝટ શિલા આગળ આવ્યો. અને ફટ દેતો ઉપર ચઢી ગયો.

'મને ભૂલી જતો નહિ.'

શિલા બંધ થઈ ગઈ....અવાજ બંધ ન થયો. એક મધુરો ટહુકો આવ્યો–'મને ભૂલી જતો નહિ.'

ભરવાડ નવાઈ પામી ગયો. આમ તેમ જોયું પણ કોઈ જ દેખાયું નહિ.

'મને ભૂલી જતો નહિ.' ફરી અવાજ આવ્યો. એ અવાજ શિલાની અંદરથી આવી રહ્યો હતો.

'તું કોણ છે?' ભરવાડે નવાઈની સાથે પૂછયું.

'હું પેલું મધુરું પુષ્પ છું. મારી સુગંધની અસરથી જ શીલા ઉઘડી હતી અને તું ગુફામાં જઈ શકયો હતો. હવે તું તો મને ગુફામાં જ ભૂલીને આવ્યો છે. શિલા ફરી ઉઘડી શકે એમ નથી....હવે એ બંધ જ રહેશે....

હવે ભરવાડને ગુફામાં સંભળાએલા શબ્દોનું રહસ્ય સમજાયું. 'કંઈ ભૂલાય નહિ તે ખાસ જોશો.' એને ભૂલ માટે પસ્તાવો થવા માંડયો.

ત્યાં જ એના મને કહ્યું–'ગભરાવાની જરૂર નથી નદીમાંથી બીજા પુષ્પો લઈ આવીશ અને શિલા ઉઘડી જશે....'

ત્યાં જ પાછો અવાજ આવ્યો–'મારા જેવા બીજા પુષ્પો તને ઘણાં મળી આવશે.

પણ હું તે હું જ છું. હું જાદુઈ ફૂલ હતું અને તેથી જ મારી સુગંધ શીલાને સ્પર્શી શકતી હતી. હવે આવું બીજું ફૂલ કોઈ જ નથી....મને ભૂલી જતો નહિ....ફરગેટ મી નોટ....'*

અને ભરવાડના પસ્તાવાનો પાર ન રહ્યો. એ પસ્તાવાને ભૂલવા તેણે એ પુષ્પની જાતને 'ફરગેટ-મી-નોટ.' તરીકે ઓળખવા માંડી. આમ એનું નામ રહ્યું. 'ફરગેટ મી-નોટ....'*

આ 'ફરગેટ-મી નોટ'ની વાત ભલે વિદેશી રહી પણ આપણા સંસ્કૃત કાવ્યોમાં પણ તેનો અણસારો છે જ. કવિ બિલ્હણના 'ચૌરપંચાશિકા' કાવ્યમાં રાજકુંવરીની સાથે પ્રેમ કરવાના અપરાધમાં દાસીની સજા પામેલો યુવાન કવિ ફાંસીના માંચડે જતાં પ્રત્યેક પગથિયે એક એક પંક્તિ બોલે છે. એમાં કુંવરીની સાથે કરેલી પ્રેમલીલા-સંવનની મધુર વાતોને વર્ણવે છે. 'હજુ પણ હું એ ભૂલ્યો નથી.' આ શરૂઆત સાથેની તેની એ પંક્તિઓ તે જ 'ચૌરપંચાશિકા.' આપણું અમરપ્રેમ કાવ્ય. 'ફરગેટ-મી નોટ'નો અમર ધ્વનિ એમાં પણ ગૂંજે છે જ.





## ૯૫ ફૂલ નહિ તો ફૂલની પાંખડી

### ફૂલ નહિ તો ફૂલની પાંખડી

આપણામાં એક કહેતી છે કે 'ફૂલ નહિ તો ફૂલની પાંખડી પણ આપો.' 'આખું ફૂલ નહિ આપી શકાય તો હરકત નહિ એક પાંદડી પણ આપો.'

આ કહેવતનો ઉપયોગ બીજી રીતે પણ કરાય છે. કોઈની શકિત ફંડફાળામાં વધુ રકમ આપવાની ન હોય તો તેને કહેવામાં આવે છે કે 'ભાઈ ફૂલ ન આપી શકાય તો હરકત નથી પાંદડી પણ આપશો તો પણ ચાલશે.'

એક વખતે પીન્હે કરીને એક જજ સાહેબ ભરૂચમાં 'સેશન્સ' ભરવા ગયેલા એ સમયે લગ્નસરાની સીઝન હતી. એક શ્રીમન્ત વાણિયાએ આ જજ સાહેબને પોતાને ત્યાંના લગ્નમાં નિમંત્ર્યા.

પીન્હે સાહેબ ધામધૂમથી માંડવે ગયા. કન્યા બાર-તેર વર્ષની હતી. આવી માંડવામાં બેઠેલા પીન્હે સાહેબને પગે લાગી.

પીન્હે સાહેબની બાજુમાં જ નંદશંકર તુલજારામ મહેતા બેઠેલા હતા. પીન્હે સાહેબે તેમને પૂછયું-'આ છોકરી મને પગે લાગી છે. તો મારે કંઈ કરવું જોઈએ ?'

નંદશંકરે કહ્યું-'ફૂલ નહિ તો ફૂલની પાંખડી પણ આપો.'

એટલે પીન્હે સાહેબે ઝટ દઈને સમય-

* આ લોકવાર્તા માટે હું શ્રી કનૈયાલાલ જોશીનો આભારી છું.'

સૂચકતા વાપરી એક એલચી કન્યાના હાથમાં મૂકી અને કહ્યું–‘ આના સ્વાદને સુગંધ જેવી સ્વાદિષ્ટ અને મઘમઘતી તમારી પરિણીત જિંદગી સુખી હો જો ! ’

સૌ સાહેબના આ વિધાન પર ખુશ ખુશ થઈ ગયા.

એને બ્રાહ્મણ બનાવ

આજ પીન્હે સાહેબની ટેવ હિંદીઓની સાથે વધુ સંસર્ગ રાખવાની ખરી. એક વખતે તેઓ પોતાના નવા અવતરેલા બાળકને નંદશંકર મહેતા પાસે લાવ્યા. અને કહ્યું ‘ આ બાળકને આપ બ્રાહ્મણ બનાવો.’

નંદશંકરભાઈએ કહ્યું–‘સાહેબ ગુસ્તાખી માફ ! એક શેર તલ એના માથા ઉપર બાળો તો તે બ્રાહ્મણ બની જાય.’

સાહેબ હસ્યા બોલ્યા–‘ એમ કાંઈ થાય.’

‘ તો સાહેબ ! બ્રાહ્મણ કાંઈ સહેલાઈથી થવાય છે ? ’

અને સાહેબની આ વાત ત્યાં જ અટકી ગઈ.

કાળા રંગનો કૂતરો ધોળો બન્યો ખરો ?

આવી જ એક વાર્તા અકબર–બીરબલની પણ છે. રાયજી અને તેનાલીરામનની વાર્તાઓમાં પણ છે. એક હજામ કે જે રાયજીનો ખાસ પ્રિયપાત્ર હતો તેણે હઠ કરી કે મને બ્રાહ્મણ બનાવો. રાયજીએ કહ્યું: ‘ સારૂં હું રાજ્યના બ્રાહ્મણોને તારી ઇચ્છા જણાવીશ અને તેઓ તને બ્રાહ્મણ બનાવી દેશે. બ્રાહ્મણોને રાયજીનો હુકમ કહેવામાં આવ્યો. બ્રાહ્મણો મુંઝાયા. તેમણે તેનાલીરામનની સલાહ લીધી. તેનાલીરામને કહ્યું તમે ચિન્તા ન કરો. મામલો જાળવી લઈશ.’

પછી તેનાલીરામને એક કાળા કૂતરાને પસંદ કર્યો અને તેને રાજાના મહેલમાં લઈ આવ્યો. એ સમયે રાજા મહેલમાં નહોતો. તે ક્યાંક ગયો હતો. તેનાલીરામને એ કાળા કૂતરાને પાણીમાં ઝબોળ્યો કૂતરો અકળાઈને ભસવા લાગ્યો. પછી તેને દેવતાના ડામ દીધા. કૂતરો હવે નાચવા કૂદવા–બરાડા પાડવા લાગ્યો.

એટલામાં રાજા આવી પહોંચ્યા. તેમણે તેનાલીરામનને કહ્યું આવી જબરજસ્તી એના પર કેમ કરે છે.’

તેનાલીરામને કહ્યું–‘ હું એને ધોળા રંગનો બનાવી દેવા ઇચ્છું છું.’

‘ ગાંડા ! કાળો કૂતરો તે કંઈ ધોળો થતો હશે ? ’ રાજાએ કહી દીધું.

‘ તો મહારાજ, હજામ કેવી રીતે બ્રાહ્મણ થઈ શકે તે આપ મને સમજાવો ? ’

રાજા ચૂપ થઈ ગયો. હજામને તેણે કહી દીધું, ‘ તું જાતનો હજામ જ રહેશે–બ્રાહ્મણ થઈ શકે તેમ નથી.’

★

# ૯૬ ફેરવી બાંધવામાં માલ છે

"ફેરવી બાંધવામાં માલ છે. આ કહેવત આજે તો સારી રીતે બંધબેસતી થઈ પડી છે. કોંગ્રેસ સરકારનો અસ્ત થયો અને હવે જનતા પક્ષ સત્તા પર આવ્યો એટલે જેઓ કોંગ્રેસના પક્ષે હતા, જેઓ એની હાજી–હા કરતાં હતાં તેમણે હવે ફેરવી તોલ્યું છે. જે વર્તમાનપત્રો કોંગ્રેસના જ ગુણગાન ગાતાં હતાં તેમણે હવે જનતા પક્ષના ગીતો ગાવા માંડયા છે. આમ ફેરવી બાંધવામાં જ માલ છે.

"ફેરવી બાંધવામાં જ માલ છે."

આ કહેવતથી વાર્તા પણ જાણવા જેવી છે આ રહી

એક અમલદારનો ઘોડો છૂટીને કયાંક જંગલમાં નાસી ગયો. અમલદાર ઘોડાની શોધમાં નીકળ્યા. રસ્તે જતાં તેમણે બે વાણિયાઓને પૂછ્યું, 'આપે કોઈ ઘોડો જોયો છે ?'

બે વાણિયાઓમાં એક પાકટ અને અનુભવી હતો. જ્યારે બીજો નાની ઉમરનો અને વાણિયાગતથી અજાણ હતો. તેને અમલદારને જવાબ આપતાં કહ્યું, 'હા, સાહેબ. એક ઘોડાને નાસી જતાં મેં જોયો હતો.'

અમલદારે કહ્યું, 'ચાલ, કયે માગે તે તે મને બતાવ.'

વાણિયો ગભરાયો. બોલ્યો 'સાહેબ એ એ તો દોડી ગયો.'

'કયાં....?'

'સામે રસ્તે ?'

'તો બતાવ મને....' કહીને અમલદારે વાણિયાનું બાવડું પકડયું અને તેને ખેંચ્યો.

એની સાથે જે બીજો વાણિયો હતો તે સમજી ગયો કે આ હવે ફસાઈ ગયો. એટલે તેણે તે સાંભળે એમ કહ્યું. 'ફેરવી તોલ....'

નાનો વાણિયો આ 'ફેરવી તોલ'નો અર્થ સમજી ગયો તેને પણ થયું કે આપણે સાચું બોલવામાં ફસાઈ ગયા હવે ફેરવી બાંધવામાં જ માલ છે. કહી તેણે જમાદારને કહ્યું, 'સાહેબ! ખોટું કેમ કહૂં મેં એને દોડી જતાં તો જોયો અને હું નવાઈ પામી ગયો–

'નવાઈ પામી ગયો ? અલ્યા એમાં નવાઈ જેવું તેં શું જોયું ?'

'સાહેબ, 'વાણિયાએ કહ્યું, 'એના બે ચળકતા શિંગડાંને કોઇએ રંગ કર્યો હતો. મઝાનો લાલ રંગ હતો....'

'ગાંડા' અમલદારે કહ્યું, 'ઘોડાને તે શિંગડાં હોતા હશે ?'

'હેં ! નહિ હોય ! તો....તો....સાહેબ મેં કોઇ બીજું પ્રાણી જોયું લાગે છે. હું સમજ્યો કે તે ઘોડો હશે એટલે આપને કહ્યું,

'હત, ! ગાંડા ! તેં કોઇ ગાય કે ભેંસ જોઈ હશે.' બોલીને અમલદાર બબડતો ચાલતો થયો.

અનુભવી વાણિયાએ કહ્યું, 'ફેરવી બાંધવામાં માલ છે.' તેં જો ફેરવી દીધું ન હોત તો આ અમલદાર તને રખડાવીને તારો દમ લઈ લેત....'

આ કહેવતનું બીજું રૂપ છે. 'પાઘડી ફેરવી બાંધ' ઉતાવળા કાર્યથી કે વચન શબ્દથી કાચું કપાઈ ગયું હોય તો તેને સુધારી લેવાનો ઇશારો કરવામાં આવે છે. અલ્યા પાઘડી ફેરવી બાંધ....પાઘડી પલટાવી દે....! વાણિયા વાણિયા ફેરવી ટોલ....

### વાણિયા વાણિયા ફેરવી તોલ

અને ખરેખર એક વાણિયાએ ફેરવી જ દીધું. વાત એવી બની કે સૌરાષ્ટ્રના એક નાના ગામમાં એક વખતે એક ભવાયા આવ્યા. ભવાયાઓના ખેલ જોવા સારૂં ય ગામ ભેગું મળ્યું. ભવાયાઓએ પણ ખેલ સુંદર કર્યા. એના એક ખેલ પર એક વાણિયો ખુશ થઈ ગયો. તેણે ભવાયાઓને કહ્યું, 'હું એક ભેંસ આપીશ.'

ભવાયાઓને લોકો પાસેથી પૈસો બે પૈસા જ મળ્યા હતા તેમાં આ ભેંસનું વચન મળ્યું એટલે ભવાયાને તો આનંદ આનંદ થઈ ગયો. તેમણે ખેલો કરવાનું ચાલુ જ રાખ્યું.

આ બાજું ભેંસ આપનારા વાણિયા વખતચંદે વિચાર્યું. આપણે ઉત્સાહમાં ને ઉત્સાહમાં ભેંસ આપવાનું કહી દીધું એ ઠીક ન કહેવાય. આપણે તો વાણિયાભાઈ. રાજી થઈએ તો હી....હી...કરીએ. બહુ થાય તો તાળીઓ આપીએ. પણ આ આખી ભેંસ આપી દીધી અને રૂા. ૫૦-૬૦નો ગોદો ઘરમાં ઘાલી દીધો એ ઠીક ન કહેવાય હવે એમાંથી છટકી જવામાં જ માલ છે.

એના મને પણ કહ્યું, 'વાણિયા વાણિયા ફેરવી તોલ.'

અને હવે કેવી રીતે ફેરવી તોલવું તેના પ્રપંચમાં એ પડયો.

એટલામાં એક રમુજી વેશ આવ્યો. વખતચંદ ખૂબ જ ખુશ થયો હોય તેવો દેખાવ કરવા લાગ્યો. ભવાયાનો મુખી પૈસા ઉઘરાવવા તેની પાસે આવ્યો ત્યારે તેણે કહ્યું, 'હું પૈસા બૈસા નહિ આપું. પણ ભેંસ આપીશ. જા...જા બે ભેંસ આપીશ પછી તરત જ કહ્યું, 'બે શા માટે ? પાંચ લેજે જા-જા દશ ભેંસ આપીશ. દશ વીસ નહિ ૫૦-૧૦૦ ભેંસો તને આપીશ.'

અને પછી વખતચંદે ભવાયાનું બાવડું ઝાલી કહ્યું, 'જા, તને આખા ગામનું બાડું આપ્યું. ગામની બધી જ ભેંસો તારી...'

આ લોકો વખતચંદને જોઈ જ રહ્યા કે, શું બોલે છે. એકે કહ્યું, 'અલ્યા તું બોલે છે કે બકે છે ? એકે ? આખા ગામનુ

આડું તે કંઈ તારા બાપનું છે કે તું આપે છે? ગાંડો તો નથી થયો ને?'

વાણિયાએ કહ્યું, 'આખા ગામની ભેંસો જો મારાથી ન અપાય તો પછી હું એક ભેંસ પણ કેવી રીતે આપી શકું? આમ વખત ચંદે ફેરવી તોલ્યું. અને એક ભેંસમાંથી પણ તે છટકી ગયો.

## દુનિયા ઝુકે ત્યાં ઝુકો

આમ સમય જોઈને વાણિયા વિદ્યા કરવામાં જ માલ છે. જે ઉગતો હોય તેને જ પૂજવાની ટેવ છે. ડૂબતાને કોઈ પૂજતું નથી.

એટલે આ રાજકીય પલટામાં પણ હવે આ પ્રકારે પાઘડી ફેરવી દેનારા-ફેરવી તોલનારા ઘણાં મળવાના. આમ જ ચાલે.... દુનિયા જ્યાં ઝુકે ત્યાં જ ઝુકવું જોઈએ.... એ કહેતી પાછળ અનુભવ છે-બોધપાઠ છે.



# ૯૭ ફિકર બુરી ફાકા ભલા

કિસ કારણ સે નિદ્રા પ્યારી

**મધરાતનો** સમય હતો. વરસાદ વરસતો હતો. ક્યારેક વાદળાઓ પણ ગગડતા હતા. વીજળીના ચમકારા પણ ખરા. આવા સમયે રાજા વેશપલટો કરી નગરમાં ઘૂમી રહ્યો હતો.

ફરતાં ફરતાં દૂર નીકળી ગયો. એક નાના ગામમાં તે આવી પહોંચ્યો. અહીં તેણે એક નવાઈ જેવી વાત જોઈ.

ભરવાડના વાડામાં ઘેટાં–બકરાનું મોટું ટોળું હતું. ભરવાડ ત્યાં ન જણાયો. રાજાએ જરા દૂર દ્રષ્ટિ કરી તો તેણે ભરવાડને બાવળના અણીદાર કાંટાની ઉપર આરામથી સૂતેલો જોયો. વરસાદ પડતો હતો પણ તેની તે ભરવાડને ચિન્તા નહોતી. એ તો ભર નિદ્રામાં હતો.

રાજા વિચારવા લાગ્યો. આ ગરીબ ભરવાડને કયા કારણથી આવી ઊંઘ આવી રહી છે. તેના મનમાં આ પ્રશ્ને ઘર કર્યું એટલે તે રાતે બરાબર ઊંઘી પણ ન શક્યો.

સવારે પ્રધાનજી આવ્યા કે રાજાએ તેને પ્રશ્ન કર્યો. 'કિસ કારણ સે નિદ્રા પ્યારી' કહી જે તેમણે જોયું હતું તે કહી બતાવ્યું.

પ્રધાને કહ્યું, 'મહારાજ! આ પ્રશ્નના ઉકેલ માટે મને થોડોક સમય આપો.'

રાજાએ કહ્યું, 'ઠીક, છે. સાત દિવસની મહેતલ હું આપું છું. આ મુદતમાં તમારે એનો ઉકેલ મને કહેવો પડશે.'

પ્રધાન ભરવાડના ગામડામાં આવી પહોંચ્યો. એ સમયે મધરાત થઈ હતી. રાજાએ જે દ્રશ્ય જોયું હતું તેવું જ તેણે આજે પણ જોયું. ભરવાડ આરામથી બાવળના કાંટાની ઉપર ઘસઘસાટ ઊંઘતો જણાયો.

પ્રધાને રાત એ ગામમાં જ ગાળી નાંખી. સવારે તેણે આ ભરવાડની રહેણીકરણી તેની વય વગેરે અંગે તપાસ કરી, તેને જે વાત જાણવા મળી તેનાથી એને સંતોષ થયો. એ હવે શહેરમાં આવી ગયો.

બીજે દિવસે સવારમાં જ તે દરબારમાં ગયો. તેને જોતાં જ રાજાએ પૂછ્યું. 'મારા પ્રશ્નનો ઉકેલ મળ્યો?'

'હા મહારાજ!' કહી પ્રધાને કહ્યું, 'ફકીર મસીદમાં અને જ્યાં પડયો નચિંત,' એવી ભરવાડની સ્થિતિ છે.'

'આપ શું કહેવા ઇચ્છો છો તે હું સમજી શકતો નથી' રાજાએ વધુ ખુલાસો માંગ્યો, એટલે પ્રધાને કહ્યું–

ભરવાડ અલમસ્ત છે. ચિંતાથી મુક્ત છે કારણ :—

કચ્ચા દૂધ ખાતા, અંગસે બોત આતા,<br>
નહિ ઘરકી નાર હે નહિ પર ઘર જાતા.<br>
નહિ ઘરે મે થી કવારી ઈસ કારણ સે<br>
નિદ્રા પ્યારી

પ્રધાને કહ્યું, 'મહારાજ, ભરવાડ પોતાના બકરાંના તાજા દોહેલાં દૂધનો જ ખોરાક ખાય

છે. આથી શરીરે એ માતેલો-મસ્તાન બન્યો છે. તેણે લગ્ન પણ નથી કર્યાં એટલે તેને કોઈ છોકરી છોકરાને પાળવાની કે તેને પરણાવવાની ચિન્તા પણ નથી. એ વ્યભિચાર પણ નથી. આથી જ તે સર્વે વાતે નચિંત છે અને એટલે જ તે ભર વરસાદમાં—કાંટાની વાડ પર પણ આરામથી ઊંઘી શકે છે.

રાજાને આ ખુલાસાથી સંતોષ તો થયો પણ તેણે પારખું કરી જોવાનું ધાર્યું. તેણે પ્રધાનને કહ્યું, 'કંઈક એવું કરો કે જેથી તેની ઊંઘ હરામ થઈ જાય અને તે ચિન્તામાં ડૂબે.'

પ્રધાને કહ્યું, 'ઠીક છે, આપ ઇચ્છો છો તેવું જ થશે.'

ભરવાડને ચિન્તા ખાઈ ગઈ.

બીજે દિવસે પ્રધાને પોતાના સિપાઈ દ્વારા એ ભરવાડ પર એક હુકમ મોકલી આપ્યો. તેમાં તેણે એને જણાવ્યું હતું કે તારે રોજ પ્રાતઃકાળે તારા ગામની પાછળ આવેલા શિવમંદિરમાં ઘીનો દીવો કરી આવવો. રાજામાં આ આજ્ઞા છે અને તે તાડ પાછળની છે. રાજ્ય તરફથી તને આ કાર્ય બદલ દર માસે પાંચ મહોર આપવામાં આવશે.'

ભરવાડને રાજાનો આ હુકમ મળ્યો એટલે તે ચિન્તામાં ડૂબ્યો, વિચારવા લાગ્યો, આ આફત વળી કયાંથી આવી? પાંચ મહોરથી તેને આનંદ ન આવ્યો. વહેલા ન ઉઠાયું અને દીવો ન થયો તો? રાજા સજા કરશે એ ચિન્તા અને ધાકમાં તેની ઊંઘ પણ ઉડી ગઇ. ચિન્તાએ ઘર ઘાલ્યું એટલે તેના મનની મસ્તી પણ ચાલી ગઈ. પ્રાતઃકાળે દીવો કરવાની ચિન્તાએ તેની ઊંઘ પણ હરામ થઈ ગઈ અને થોડાંક વખતમાં જ તે દુર્બળ બની ગયો.

પ્રધાન એક રાતે રાજાને એ ભરવાડને ત્યાં લઈ ગયો. રાજાએ જોયું તો ભરવાડ નીચે જમીન પર એક ગોદડી ઉપર પડયો પડયો પડખાં ફેરવી રહ્યો હતો. તેની ઊંઘ પણ હરામ થઈ ગઈ હતી. શરીર પણ હવે ઘટી ગયું હતું.

રાજાને ખાતરી થઈ ગઈ કે ચિન્તા જ માનવીનું જોમ તેની શક્તિ હણી લે છે.

ફિકર બુરી-ફાકા ભલા

ફિકર—ચિન્તાને અંગેની એક બીજી વાત પણ સાંભળવા જેવી છે. આ વાતની ઉત્પત્તિ એક કહેવતને લઇને જ થઇ છે. કહેવત છે ફિકર બુરી ફાકા ભલા.'

કોઇ એક ફકીરે એક સમયે બાદશાહના એક મદમસ્ત હાથીને પૂંછ પકડી તેને ચાલતા અટકાવી દીધો. બાદશાહની આગળ આ વાત આવી. તેણે એ ફકીરને જોવાની ઇચ્છા વ્યકત કરી, ફકીરને દરબારમાં લાવવામાં આવ્યો. બાદશાહ તેને જોતાં જ તેની તાકાતનું કારણ સમજી ગયો.

બીજે દિવસે તેણે ફકીરને પાછો દરબારમાં બોલાવ્યો અને તેને કહ્યું–'અમુક મસ્જિદમાં રોજ સાંજે તારે દીવો કરવાનો આ બદલ તને બબરચીખાનામાંથી સુંદર સ્વાદિષ્ટ ભોજન મળશે.'

ફકીર આ કામ કરવા લાગ્યો. રોજ સાંજે તે મસ્જિદમાં પહોંચી જતો. દીવો

કરતો અને બદલામાં તે મેવામસાલાથી ભરપૂર ભોજન પામતો.

થોડાક દિવસો પછી બાદશાહે તેની તાકાતની પરીક્ષા કરવાનું નક્કી કર્યું. પેલા હાથીને તેમણે મેદાનમાં દોડાવ્યો અને પછી ફકીરને કહ્યું–' સાંઈ સાહેબ ! આ હાથીની પૂંછ પકડી આપ તેને અટકાવો.'

ફકીર કંઈ બોલ્યો નહિ. તેણે હાથીની પૂંછ પકડી પણ હાથી અટક્યો નહિ. ફકીર તેની પાછળ ઘસડાયો.

બાદશાહ હસી પડયો. બોલ્યો–' સાંઈ સાહેબ ! આમ કેમ થયું ? જ્યારે લુખું સુકું ખાતા હતા ફાંકા કરતાં હતાં ત્યારે તો હાથીને રોકી શકતાં હતાં અને હવે જ્યારે શાહી ભોજન પામી રહ્યાં છો ત્યારે તેને કેમ અટકાવી શકતાં નથી. આ નવાઈ જેવી વાત છે.'

બાદશાહ સલામત ! એમાં કાંઈ નવાઈની વાત નથી. જ્યારે હું ફાંકા મારતો ત્યારે ફિકર મારી પાસે ફરકતી પણ નહોતી. પણ હવે જ્યારે હું માલમલીદો પામી રહ્યો છું ત્યારે મસ્જિદમાં રોજ દીવો કરવાની ફિકર મારા શરીરમાં પ્રવેશી ગઈ છે અને તેને લઈને જ મારી શક્તિ હણાઈ ગઈ છે.

ફિકર બુરી, ફાકા ભલા
ફિકર ફકીરા ખાયે.

સાચું જ કહ્યું છે ચિન્તા સત્યાનાશનું મૂળ છે.

ચિન્તાસે ચતુરાઈ ઘટે,
ઘટે રૂપ ગુણ જ્ઞાન,
બુદ્ધિ સહિત વિદ્યા ઘટે,
ચિન્તા ચિતા સમાન.






## બહેન એવી સુઘરી ભાઈને પીરસી ઘૂઘરી

**નણંદ** એટલે વરની–પતિની બહેન. આ નણંદ નાની હોય કે મોટી પણ વહુ તેને 'નણંદબા' તરીકે જ બોલાવશે. કેટલીક જ્ઞાતિઓમાં તો નણંદનું ભારે માન રાખવામાં આવે છે. વહુને તેની આજ્ઞા પણ ઉઠાવવી પડે છે. છોકરીઓ માતા પિતા–અને ભાઈની લાડલી હોય છે. આ કારણથી એ ક્યારેક ભાભી પર અત્યાચાર પણ કરી બેસે છે. ' નણંદની ચાડી ચુગલી ' તો લોક સાહિત્યમાં પ્રસિદ્ધ જ છે.

નણંદનો અર્થ શું છે ?

લોકસાહિત્યમાં નણંદને ભાભીની શાસિકાના રૂપમાં ચિત્રિત કરવામાં આવી છે. ' વાચસ્પત્યકોશ ' કે જે સંસ્કૃત ભાષાનો મોટામાં મોટો કોશ છે તેમાં નણંદનો અર્થ છે, જે સેવા કરવા છતાં પણ પ્રસન્ન ન

થાય તે–**ન નન્દતિ કૃતાયામપિ સેવાયા ન તુષ્યતિ.**

રાજસ્થાની સાહિત્યમાં એક કહેવત છે. 'નણંદ જીમાઈ જેઠૌતી આંગણુ આઈ' એટલે કે નણંદને ભોજન કરાવવામાં જેટલું પૂણ્ય મળે છે એટલું જ પૂણ્ય જેઠની પુત્રીને પગ આંગણામાં સૂકાવવાથી પ્રાપ્ત થાય છે.

**દૂધ સાકર જેવો નણંદ અને ભાભીનો સંબંધ.**

ભાભી અને નણંદનો સંબંધ તો દૂધ–સાકર જેવો છે. દૂધમાં જેમ સાકર ભળી જાય છે તેવો મીઠો સંબંધ ભાભી અને નણંદ વચ્ચેનો કહી શકાય. બંને જો ઇચ્છે તો સંબંધને સગી બહેનો જેવો સ્નિગ્ધ પણ રાખી શકે છે. આવા સંબંધથી ભાઈનો સંસાર ઉજળો બને છે.

જમાનાએ આ સંબંધને પણ વગોવ્યો જ છે, આજની વહુઓ સ્વતંત્ર મિજાજની હોય છે. પાકી પણ ખરી. સાસુ જતાં કે પછી ઘરનો કારભાર હાથમાં આવતાં તે નણંદને માત્ર બહેન કે સખી–મિત્ર તરીકે જ ગણતી થઈ જાય છે. જે પ્રકારે ઘરમાં વાસણ ખખડે છે તે જ મુજબ આ નણંદ ભાભી પણ વખતે વખતે ઘરમાં ઝગડતા રહે છે. આ બંને વચ્ચે સુલેહ કરાવવાની કપરી કસોટી વહુના પતિની–બહેનના ભાઈની થાય છે. એ ન તો વહુનો પક્ષ લઈ શકે છે કે ન તો બહેનનો.

**નણંદી જહોજણી :—**

આપણા લોક સાહિત્યના ગીતમાં નણદીને 'જહોજણી' તરીકે ગણવામાં આવી છે. જહોજણી એટલે ઘાતકી–ક્રૂર. આ ગીતમાં બહેન ભાઈને ઝહેર આપતી વર્ણવાઈ છે ન માની શકાય એવી આ વાત છે. ભાઈની અઢળક સંપત્તિ પર બહેનની નજર ગઈ. બહેનના મનમાં થયું. મારો ભાઈ આટલી બધી કમાણી કરીને આવ્યો છે અને મારી પાસે તો કંઈ જ નથી. શા માટે હું આ તેની માલમત્તા પડાવી ન લઉં.'

આમ વિચારી સફરેથી આવેલા ભાઈને લાપશીનું ભોજન જમાડયું. પણ લાપસીમાં સોમલ ભાઈને બહેન પ્રતિ કંઈ જ વહેમ નહિ. તેણે લાપસી ખાધી ઝેર રગેરગમાં પ્રસરી ગયું. અને એ પડયો–લોકગીત બોલે છે :–

એક બે કોળિયે વીરનાં માથડાં રે દુખિયાં
અડધી ખાધી ને લહેરો આવી જો;
નણદી જહોજણી.
ઘરમાં ને ઘરમાં બેને ઘોર રે ખોદાવી.
માંય ભંડાર્યો માડી જાયો વીરજો;
નણદી જહોજણી.

લોક કહેવતની જેમ જ લોકગીત પણ બોલે છે. કોઈક ગોઝારા કોઈ નીચ લોભી સ્વભાવની બહેનનું આ કૃત્ય લોકગીતમાં વણાઈ જતાં તેણે કાયમને માટે બહેનના શિરે 'જહોજણી'નું આરોપણ ઠાલવ્યું છે.

**નણંદ અને ભાભી વચ્ચેની મીઠી મશ્કરી:–**

તો પણ લોકગીતે ભાભી અને નણંદના સંબંધ વચ્ચે હેતની–પ્રેમની મીઠી મશ્કરીઓ મજાકને પણ ગાયાં છે. બંને વચ્ચેના હેતની સરવાણી આવી મીઠી મશ્કરીમાં જણાઈ

આવે છે' એક લોકગીતની બે ત્રણ કડી જ દાખલામાં લઈને

નણદલ આવ્યા પરોણલે રે...
ઊભાં નેવાં હેઠે રાજા;
નણદલ પરોણલાં રે.
અમને તે ભાભી, દાતણ દ્યોને,
ક્યાં દાતણિયા કરીએ રાજ?
નણદલ પરોણલાં રે.
ઘર પછવાડે આકડાનું ઠૂંઠું
હાથે દાતણ લેજો રાજ,
નણદલ પરોણલાં રે.
અમને તો ભાભી ભૂખું લાગી,
અમને ખાવા દ્યોને રાજ
નણદલ પરોણલા રે.
તમારે વીરે સાળ નથી વાળી,
ઘઉંમાં ગેરૂ આવ્યો રાજ,
નણદલ પરોણલાં રે.

આમ નણંદ અને ભાભીના સવાલ જવાબમાં કટુતા નહિ પણ પ્રેમની મજાકની મીઠી સરવાણી જ વહેતી દેખાશે.

આવા નણંદ અને ભાભીના સ્નેહસરોવરમાં કેટલીક ઝેર વિષે ઓકતી કહેવતો પણ જણાઈ આવશે. આગળ જણાવ્યું તેમ કહેવત કોઇની પણ શરમ રાખતી નથી. એ તો જે દેખે તે જ બોલે છે. સમાજનું એ પ્રતિબિંબ છે, છાયા છે. સારું કે નરસું તેને જે જણાય છે. તે એ બોલી જ નાખે છે. કહેવતે કહ્યું પણ છે.

દેરાણી જેઠાણીની ગોઠડી,
જાણે સકકરપારા,
નણંદ ભોજાઈની ગોઠડી,
જાણે અંગારા.

## કહેવત વાર્તા

ઊર્મિ–નવરચના એક અંકમાં ડો. પ્રભાકર તેરયાએ નણંદ ભાભીના સંબંધને લગતી એક કહેવત અને તેની વાત જણાવી છે. અહીં આભાર સાથે તે રજૂ થાય છે, કહેવત છે કે

**બહેન એવી સુઘરી, ભાઈ ને પીરસી ઘૂઘરી.**

આ કહેવત પ્રાદેશિક કહેવત લાગે છે. કહેવતની વાર્તા છે—

કોઈ એક ભાઈ અને બહેન હતા. બહેન પોતાના પતિની સાથે દૂર રહેતી હતી. ભાઈ ને પોતાને ત્યાં આવવા વખતો–વખત લખતી. પણ ભાઈ પોતાના કામ–ધંધામાં એવો રચ્યોપચ્યો રહેતો કે, તેને બહેનને ત્યાં જવાનો સમય જ મળતો નહિ.

આખરે તે એક વખત બહેનને ગામ જઈ પહોંચ્યો. બહેન તો ભાઈને જોઈને રાજીના રેડ થઈ ગઈ. શું કરું અને શું નહિ તેના જ વિચારમાં એ પરોવાઈ. બહેન અને ભાઈ વાતોએ પણ વળગ્યા. લાંબા સમયે બંને મળ્યા. એટલે વાતો પણ ખૂબ ચાલી.

હવે રસોઈનો સમય થયો. તેના મનમાં એમ કે ભાઇને એવું તો ખવડાવું કે તે પ્રસન્ન બની જાય. પણ શું ખવડાવવું તેજ એ નક્કી કરી શકી નહિ. સમય પણ થવા આવ્યો હતો. ભાઇને ભૂખ પણ લાગી હતી. તેણે એક બે વખતે બહેનને પૂછેલું પણ ખરું–' બહેન જમવાની કેટલી વાર છે?'

હવે વધુ સમય થઈ ગયો. એટલે બહેન મુંઝાઈ ગઈ. તેણે જલદીથી રંધાઈ જાય તે

માટે ઘઉંની ઘૂઘરી રાંધી કાઢી. ભાઈને જમવા બોલાવ્યો. ભાઈ સમજ્યો કે બહેને પાંચ પકવાન જ રાંધ્યાં હશે.

પણ ભાણાંમાં ઘઉંની ઘૂઘરી જોઈ. એટલે તે નવાઈ પામી ગયો. છતાં તેણે એ પ્રેમથી ખાધી. જમતાં જમતાં કહ્યું–'બહેન, આમ કેમ ?'

બહેને કહ્યું 'ઘઉંમાંથી લાપસી થાય–કંસાર થાય લાડવા થાય-બધું એકનું એક જ....'

ભાઈએ કોઈ દલીલ ન કરી. એ તો શ્રમનો-ભાવનો જ ભૂખ્યો હતો. તેને પેટ ભરીને ખાધું.

બહેનને ત્યાંથી વિદાય લઈ ભાઈ પોતાને ગામ આવ્યો. વહુએ કુતૂહલતાથી પૂછયું. 'બહેનને ત્યાં શું જમી આવ્યા ?'

ભાઈએ વિગતથી વાતો કરી. પોતાની ભલી ભોળી બહેને તેનું કેવું સ્વાગત કર્યું હતું તેની પણ વાત કરી. ભાઈના મનમાં આ વિષે કંઈ પણ રાગ કે દ્વેષ નહોતો. તે તો બહેનનું મંગળ જ ઇચ્છતો હતો.

પણ વહુના મનમાં આ વાત ઠસી ગઈ. મારો ધણી પ્રથમ વાર જ બહેનને ત્યાં ગયો અને તેણે તેને માત્ર ઘૂઘરી જ ખવડાવી તે વાત તેને ભારે લાગી. તેણે આ પ્રેમનો બદલો લેવાનું નક્કી કર્યું.

થોડા વખતમાં જ એક અવસર આવ્યો. બહેનને ત્યાં લગ્ન હતાં. ભાઈ-ભોજાઈને મામેરૂં લઈને જવાનું હતું. બહેન જાતે આવીને હેતથી નિમંત્રણ આપી ગઈ હતી. ભાઈએ કહ્યું હતું. 'અમે જરૂરથી આવીશું.'

સંજોગવસાત એજ દિવસોમાં ભાઈને કોઈ ખાસ કારણસર બહારગામ જવાનું થયું જતાં જતાં તેણે ઘેર પોતાની પત્નીને કહ્યું હતું કે, બહેનને ત્યાં તમે સૌ લગ્નમાં જજો. અને સારું મામેરૂં કરજો.'

વહુએ કહ્યું, 'તમે એ વાતની કોઈ ચિન્તા કરશો નહિ.'

ગાડું જોડીને ભાભી-ભત્રીજો સૌ નણંદને ગામે ગયા. ભાભીને આવ્યા જોઈ નણંદ અરધી-અરધી થઈ ગઈ. મામેરામાં ભાભી શું લાવ્યા છે તે જાણવા નણંદે આડકતરી તપાસ કરી પણ ભાભીએ વાત ઉડાવી કહ્યું, 'મામેરૂં વધાવતી વખતે તમને ખબર પડશે.'

માંડવામાં મામેરૂં વધાવવાનું ટાણું આવ્યું. સૌએ આશ્ચર્ય વચ્ચે જોયું તો ત્રણ ચાર ત્રાંસમાં ઘણો કપાસ મૂકવામાં આવ્યો હતો. આમ મામેરાની વસ્તુ જાહેર થઈ ગઈ. બહેન ચોંકી ઊઠી. તેણે ભાભીને કહ્યું, 'કપડાં-લૂગડાંને બદલે કપાસ ?'

તરત જ ભાભીએ સોગઠી મારી, 'જેમ ઘઉંમાંથી લાપસી-કંસાર-લાડવા-પુરી થાય તેમજ કપાસમાંથી જ બધાં ભિન્ન ભિન્ન વસ્ત્રો થાય. બધું એકનું એક જ....'

બહેન સમજી ગઈ. ભાભીએ ભાઈને 'ઘૂઘરી' ખવડાવવાનું વેર વાળ્યું હતું. તે માત્ર એટલું જ બોલી શકી.

ભાઈએ ન કર્યો તપાસ
તો મામેરામાં આવ્યો કપાસ

આમ ભાભીએ વેર વાળ્યું. નણંદ અને ભાભી વચ્ચે આવા Tit For Tat ના ઘણા દાખલા-પ્રસંગો આપણા લોકસાહિત્યમાં છે

અને આવા બનાવો તો આજે પણ બન્યાં જ કરે છે.

આ કહેવતનું એક બીજું રૂપાંતર પણ છે, એ છે :–

**સાસુ એવી સુઘરી**
**જમાઈને પીરસી ઘૂઘરી**

અહીં ફરક માત્ર બહેનની જગ્યાએ 'સાસુ' શબ્દ છે.

સુઘરી એટલે સુઘડતા, ચોકસાઈ, પણ પાછળથી તેનો અર્થ ધીરે ધીરે ગંદી હોય, ફુવડ કે આળસુ સ્વભાવ માટે પણ તે વપરાયો છે.





# ૯૯ બહુ તાંતણા બળવંત

મુંઝવણમાં માર્ગદર્શન કરાવતી કહેવતો

આપણી કેટલીક કહેવતોમાં બોધ છે. નક્કર હકીકત અને માર્ગદર્શન છે. અનુભવનો નીચોડ છે. ઘણી વાત એવી હોય છે કે જે આપણે જાણીએ છીએ. સમજીએ છીએ પણ તે આપણા ધ્યાનમાં ઝટ આવી જતી નથી. આવી વાતોને કહેવત સ્પષ્ટ રીતે આપણી સમક્ષ તેને રજુ કરી દે છે. કહેવતોમાં પ્રશ્નને ઉકેલવાનો મુંઝવણોમાં માર્ગદર્શન મેળવવાનો ઉપાય પણ રહેલો છે.

એક સાધારણ વાત લઈએ. કાચા સુતરનો એક તાંતણો ઝટ તૂટી જાય છે. એના બે આંટા માર્યા હોય તો તે પણ તૂટી જાય છે. ચાર–પાંચ આંટા માર્યા હોય તો જરા વધુ જોર કરવું પડે છે. પરંતુ ઘણાં તાંતણા જો કર્યા હોય તો તે તૂટે છે ખરા ? ના–એ, એ, મજબૂત બની જાય છે. આ નાની વાતને કહેવતે બહુ જ ટૂંકમાં કહી બતાવી છે. '**બહુ તાંતણે બળીઉ.**'' બહુ તાંતણા બળવંત.'

આજ પ્રકારે બીજી એક કહેવત લઈએ એક મરેલા સર્પને કોઈ એક કીડી ખેંચી જ ન શકે. પણ જો ઘણી કીડીઓ ભેગી થઈ હોય તો તે જરૂર એ સાપને ખેંચીને લઈ જઈ શકે છે. આપણી કહેવતે આ પણ ટૂંકમાં જ કહ્યું છે '**ઘણી કીડીઓ સાપને તાણી જાય.**'

મોર એક પીંછાથી રળીયામણો હોતો જ નથી વધુ પીંછા હોય તો જ તે શોભી ઉઠે છે.

એકલું ઝાડ નિર્જન સ્થાનમાં હોય તો તે હવામાં વંટોળમાં ઊડી જ જવાનું પણ ઝાડોના ઝુંડ હોય તો તે વાવંટોળમાં ટકી રહે છે. 'ઝાડ ટકે છે **ઝુંડમાં, એકલ ઉડી જાય.**'

વરરાજા એકલો પરણવા જાય તો તેમાં શોભા–ઠાઠ ક્યાંથી જણાય? સાજન હોય તો જ શોભી ઉઠે છે. '**વિવાહની શોભા સાજનથી.**'

'બહુ તાંતણે બળવંત' કહેવતમાં જે દૃષ્ટાંત દાખલો કહેવામાં આવ્યો છે તે જોઈએ—

**વ્યાપારીએ સુતરના તાંતણાથી ચોરને કેવી રીતે પકડાવી દીધો?**

એક વ્યાપારીના ઘરમાં એક રાત્રે ચોર ભરાયો. વ્યાપારી અને તેની સ્ત્રી બન્ને સૂતા હતા એવામાં જરા ખખડાટ થયો. વ્યાપારીએ ખુંખારો કર્યો અને "કોણ છે?" એમ બૂમ મારી.

આ બૂમથી ચોર ચમકી ગયો તે છૂપાઈ જવા માટે એક થાંભલાને ઓથે ઊભો રહ્યો.

વ્યાપારી આ જોઈ ગયો. તો પણ જાણે કંઈ જાણતો જ નથી એમ કરી તેણે પોતાની સ્ત્રીને જગાડી અને કહ્યું.

'સાંભળ્યું કે?'

'શું કહો છો?'

'કાલે સુતરના ભાવ વધવાના છે. આજે મનસુખો મળ્યો હતો. તેણે આ વાત કરી છે. માટે જેટલું સુતર હોય એટલું ઘરમાંથી કાઢ.'

ચોરે જાણ્યું કે વ્યાપારીએ મને જોયો નથી અને ખાલી વાતો જ કરે છે. એટલે તે તો ચૂપચાપ ઉભો જ રહ્યો.

સ્ત્રીએ ઉઠીને સુતર કાઢયું. વ્યાપારીએ માંટીઓ ઉપર આંટીઓ દઈ થાંભલાને તે વીંટવા માંડ્યું. સાથે સાથે એ બોલતો પણ જાય' 'બહુ તાંતણા બળવંત.'

ચોર પોતાની ગતમાં હતો. સુતર કાચું છે. ઘડીના છઠ્ઠા ભાગમાં હું તેને તોડી શકીશ. છોને એ વીંટાળે!'

વ્યાપારીએ જેટલું હતું તેટલું બધું જ સુતર થાંભલે વીંટાળી દીધું. એનાથી ચોર હાથ ને છાતી સાથે થાંભલાએ પૂરેપૂરો જકડાઈ ગયો.

વ્યાપારીએ હવે બૂમો પાડી–'ચોર! ચોર!' તેની બૂમો સાંભળી પાડપાડોશીઓ દોડી આવ્યા. સિપાઈઓ પણ આવ્યા અને સુતરના તાંતણાએ જ સ્વરાજ્ય અપાવ્યું હતું તે વાત પણ જાણીતી જ છે.

### સંપ ત્યાં જ જંપ છે

'જ્યાં સંપ છે ત્યાં જ જંપ છે.' આ કહેવત પણ સચોટ છે. એક પિતાને પાંચ પુત્રો હતા. ક્યારેક તેઓ સંપથી રહેતા તો ક્યારેક તેમની વચ્ચે કલહવિગ્રહ પણ થઈ જતો. પિતા આ વાત જાણતા હતા. એટલે તે વાત જ તેમની ચિન્તા બની હતી.

પિતા મરણશય્યા પર પડ્યા. તેમને હવે લાગ્યું કે મારે એક વાત પુત્રોને બરાબર સમજાવી દેવી જોઈએ. તેમણે પાંચે પુત્રોને ભેગા કર્યા અને પછી તેમને કહ્યું, 'એક પાતળી લાકડી લાવો.'

છોકરાઓ તરત જ એક પાતળી લાકડી લઈને આવ્યા.

પિતાએ કહ્યું.–'એને તોડી નાખો.'

છોકરાઓએ એ લાકડીને તરત જ તોડી નાખી.

પિતાએ કહ્યું. 'હવે એક મોટું લાકડું લાવો.'

છોકરાઓ તરત જ એક મોટું લાકડું ઉંચકીને લઈ આવ્યા. પિતાએ તેમને કહ્યું, 'આ લાકડાને તોડી નાખો.

છોકરાઓ એકબીજાની સામે જોઈ રહ્યા. એકે પિતાને કહ્યું, 'પિતાજી ? આ લાકડું તો મોટું અને જાડું છે. એ તે કંઈ તૂટે ખરૂં ?'

પિતાએ હવે કહ્યું, 'દીકરાઓ, પાતળી લાકડીને તો તમે ઝટ તોડી શકયા પણ આ જાડુ લાકડું મજબૂત હોવાને લઇને તે તૂટી શકે તેમ નથી. આજ પ્રકારે તમે જો પાંચે ભાઇઓ સલાહ અને સંપથી રહેશો તો તમે સુખમાં અને ચેનથી રહી શકશો. કોઈ તમને હેરાન કે નુકસાન પણ કરી શકશે નહિ. પણ જો છૂટા થઈ ગયા, તમારી વચ્ચે કુસંપ થઈ ગયો તો તમે બધાં જ પાયમાલ થઈ જવાના. મારી વાત સમજી ગયાને ?

પુત્રો આ વાત સમજી ગયા. તેમણે પિતાને ખાતરી આપી. 'અમે સુલેહસંપથી જ રહીશું. આપે ચિન્તા કરવાની જરૂર નથી....' અને પિતાનો આત્મા શાંતિ પામ્યો.

આ છે ' સંપ ત્યાં જંપ'ની દ્રષ્ટાંત વાર્તા.

★



## ૧૦૦ બાપ દિવાનો, મા દિવાની ને બાયડી મારી તુળજા ભવાની

**મા જુવે આવતો અને સ્ત્રી જુવે લાવતો.**

**મા** પોતાના પુત્રને અને વહુ પોતાના પતિને અલગ દ્રષ્ટિથી જ નિહાળે છે. માની દ્રષ્ટિમાં પુત્ર માટેનો પ્રેમ હોય છે. તેના સ્વાસ્થ્યની ચિન્તા હોય છે. જયારે વહુની નજરમાં કુતૂહલ હોય છે, લાલસા હોય છે. પતિ આજે શું લાવશે ? તેની પાસે શું માંગવું જોઈએ ? તેવા જ ખ્યાલમાં તે રહે છે. પતિ કોઇ ચીજ-વસ્તુ ન લાવે તો તે જરૂર કુંફાડો મારવાની. ગમે તેમ બોલવાની, પણ મા કહેશે કંઈ નહિ. દીકરા-કાલે લાવજે, તને નવરાશ મળે ત્યારે લાવજે. વહુની દ્રષ્ટિમાં આ ફરક છે.

અને એટલે જ આપણી કહેવતે જન્મ લીધો છે. 'મા જુવે આવતો અને સ્ત્રી જુવે લાવતો.' મા પુત્રને આવતાં જોઈ આનંદ પામે છે. જયારે સ્ત્રી જુવે છે કે એ કંઈ લાવ્યો છે ખરો ? એના હાથમાં શું છે ? એની થેલીમાં મારે માટે કંઈક તો હોવું જ જોઈએ. વગેરે વિચારમાં એની નજર દોડે છે.

આજ કહેવત થોડાક તફાવત સાથે પણ

જણાઈ છે. 'મા પૂછે આવતો. બાયડી પૂછે લાવતો.' પુત્રને ઘરમાં આવતાંની સાથે જ મા પૂછશે– દીકરા તું આવ્યો ? તારી તબીયત સારી છે ને ? જો ને તું કેવો દુબળો પડી ગયો....' જ્યારે સ્ત્રી કહેશે 'આવ્યા તો ખરા પણ મારે માટે શું લાવ્યા ? આ લાવીશ તે લાવીશ–કહેતા તો બહુ હતા. પણ લાવ્યા શું ? પથરા....? તે પણ ક્યાંથી લાવે....?

આવા જ ભાવને સ્પર્શતી એક બીજી કહેવત પણ છે–'મા જાણે મોટો થાય, બાયડી જાણે લાવતો થાય' આવા જ અર્થની એક ભોજપુરી કહેવત પણ જાણવા જેવી છે. એ કહેવત છે—

ભાઈ નિહારે ઠઠરી,
જોઈયા નિહારે મોટરી.

પરદેશથી આવેલા પુત્રને ઘેર આવતાં મા પુત્રનું શરીર જુએ છે જ્યારે પત્નીની નજર તેના ગાંસડા–પોટલા તરફ જ હોય છે.

### માના હાથનો સ્પર્શ

એક હિંદી કહેવત પણ જાણવા જેવી છે. 'માઘા બરસે માતા પરસે-ભૂખા ના તરસે.' એટલે કે માઘ નક્ષત્રની વર્ષા અને માતાના સ્પર્શથી બધી ક્ષુધાભૂખ-તાપ–થાક પૂરા થઈ જાય છે. એ શમી જાય છે. આવો છે માતાના હાથનો સ્પર્શ.

એટલે જ આપણી કહેવતે માના પલ્લાને ખૂબ ઊંચું રાખ્યું છે. કહ્યું છે 'મા તે મા બીજા વગડાના વા.' 'મા તે મા બીજા સંસારના વા' બાપ તે બાપ મા તે મા. માના રેંટીયામાં છોકરાં મોટા થાય પણ બાપની સાહેબીમાં મોટા ન થાય.' 'મા કરતાં વધારે હેત દેખાડે તે 'ડાકણ' કહેવતે આ પણ સ્પષ્ટ કર્યું જ છે-કે કે જેથી કોઇ ગાફેલ ન રહે.

### બૈરી મારી પરમેશ્વર

આજના આપણા કેટલાક જુવાનો' બૈરી મારી પરમેશ્વર'નું જ રટણ કરનારા પણ હોય છે. તેમને મન તો 'બાપ દિવાનો, મા દિવાની ને બાયડી મારી તુળજા ભવાની' જ હોય છે.

### લોચો પોચો માડીનો ને છેલ છબીલો લાડીનો

આપણી એક બીજી કહેવતે પણ આ જુવાનો પર સારો ચાબખો વીંઝ્યો છે. આ કહેવત છે.

'લોચો પોચો માડીનો ને છેલ છબીલો લાડીનો.'

પુત્ર જ્યારે અસહાય બની જાય છે. લોચાપોચા જેવો એ બની જાય છે ત્યારે એ વહુની પાસે જતો નથી પણ માની પાસે જ દોડે છે. પણ એ છેલ છબીલો હોય છે, કમાતો થાય છે, ત્યારે તે વહુને પક્ષે જ રહે છે. એ સમય તેને મા યાદ આવતી જ નથી.

સ્ત્રી પતિ પાસે સદા માંગતી જ હોય છે–રહે છે. આપણી કહેવતે આ ભાવને પણ સારી રીતે વ્યકત કર્યો છે. કહ્યું છે :

ઘરની સ્ત્રી કહે લાવની મુઆ
વગર અન્નથી પેટમાં ફૂવા

આવું જ્યાં હોય ત્યાં આપણા ડાહ્યા પુરૂષોએ કહ્યું છે :

**બાયડી પરણે સારા ઘરની,**
**લેવા સારો લા'વો.**
**ધણી સામી આંખો કાઢે,**
**પછી કરવો પસ્તાવો.**

માનો પ્રેમ અમાપ છે. એને કોઈ સીમા નથી. પુત્રનું એ સદા હિત જ જુએ છે. તેના મનમાં-અંતરમાં પુત્રને માટેનો કોઈ પરિતાપ પણ હોતો નથી એ તો ઝંખશે ગમે તેવો પણ મારો એ દીકરો છે.

માતૃપ્રેમની એક વાત જાણવા જેવી છે.

**દીકરા! તને વાગ્યું તો નથી ને!**

એક યુવાનનો સ્નેહ એક યુવતી સાથે થઈ ગયો. યુવાન તેને માટે મરવા પણ તૈયાર થઈ ગયો. યુવતીએ કહ્યું, 'મારે માટે તમારે મરવાની જરૂર નથી. પણ તમે મને કહો 'તમે શું મને સાચેસાચ ચાહો છો?'

'એમાં તને શંકા છે?' યુવાને પૂછયું.

'તો હું માગું તે આપશો?'

'શા માટે નહિ? કહે, તારે શું જોઇએ છે?'

'વચન આપો.' કહીને યુવતીએ હાથ લાંબો ધર્યો.

યુવાને વચન આપ્યું. યુવતીએ કહ્યું, 'ફરી ન જતા. મારે તમારી માતાનું હૃદય જોઈએ છે. એની છાતી ચીરીને તમે એ લઈ આવો તો હું સમજું કે તમે મને ચાહો છો....'

યુવાને પોતાની પ્રેમિકાની સામે જોયું. પ્રેમિકાની આંખોમાં મસ્તી, તોફાન હતું. તેણે કહ્યું 'મારી સામે શું જુઓ છો? લઈ આવો તમારી માનું હૈયું. મારે એ જોવું છે.'

પ્રેમનો એક વધુ ચમત્કાર થયો. યુવાન હાથમાં છરી લઈ દોડયો ઘર તરફ.

મા પર પ્રેમનો વિજય થયો.

યુવાનના હાથમાં માતાનું હૈયું હતું. હાથ લોહીથી ખરડાયલા હતા. લોહી ટપકતું હતું. યુવાનના હૃદયમાં હર્ષ હેલે ચઢયો હતો. તેના પગ જમીનને સ્પર્શતા નહોતા. છતાં એ સાવચેતી રાખીને ચાલી રહ્યો હતો કદાચ હૈયું કયાંક પડી ન જાય તે માટે યુવાનની નજર હાથમાંના માંસના લોચા તરફ વારંવાર જતી હતી. એ વિચારતો હતો. આ જોઈને એ કેવી પ્રસન્ન બની જશે. મને વળગી પડશે. કહેશે તમારો પ્રેમ સાચ્ચો છે....

એકાએક એની વિચારમાળા તૂટી. એક પત્થર સાથે તેનો પગ અથડાયો. ઠોકર લાગી. એ જમીન પર તૂટી પડયો. માનું હૈયું એના હાથમાંથી છટકી જરા દૂર જઈ પડયું. એમાંથી અવાજ આવ્યો 'દીકરા! કયાંક વાગ્યું તો નથી ને? ઉઠ, ધુળ ખંખેરી નાખ!

માના હૃદયની આ ભાષા છે. આ વાણી છે....

આમ છતાં પણ આપણી કહેવતોએ સ્ત્રીના પલ્લાને સદા ઊંચું જ રાખ્યું છે. ઘરમાં મા હોય કે બાપ હોય તો પણ તેને ઘર કહ્યું નથી, સ્ત્રીને જ ઘર કહ્યું છે.

કહેવતે કહ્યું છે. 'સ્ત્રી વગર ઘર નથી.' 'સ્ત્રી ઘરનું ઢાંકણુ છે.' 'સ્ત્રી ઘરની લક્ષ્મી છે.' 'સંસાર તો સ્ત્રી વગરનો લુખો છે.'

સ્ત્રી પ્રતિની આ ભાવના–તેના ગુણોને આપણી કહેવતોએ આ પ્રમાણે વણી લીધા છે.





# ૧૦૧ બાર કોળાં ને તેર લાગા

અંધેર નગરી – ચૌપટ રાજા,
ટકે સેર ભાજી, ટકે સેર ખાજા.

આ કહેવત આજે પણ ચાલુ જ છે. રાજાશાહીનો ભલે અસ્ત થઈ ગયો પણ જ્યાં અંધેર કારભાર હોય, સત્તા હોય, શાસન હોય ત્યાં આ કહેવતનો ઉલ્લેખ છે જ. આ કહેવત મુખ્યત્વે અન્યાયી એકપક્ષી જુલ્મી અને આંધળી નીતિ સામે ચાબકા મારતી વાપરવામાં આવે છે.

આ કહેવતનો એક ટૂંકો પાઠભેદ છે, એ છે, 'બાર કોળાં ને તેર લાગાં.' આ અંગેની એક રસિક વાત છે :–

અંધેરી નગરીની આ વાત છે. અંધેરી નગરી એટલે કારભાર પણ આંધળો જ. એક જ લાકડીએ ન્યાય. એક ગામડેથી એક ખેડૂત બાર કોળાં લઈ શહેરમાં વેચવા માટે આવ્યો. એના મનમાં એમ કે શહેરમાં પૈસા સારા મળશે. એ જે શહેરમાં આવ્યો તે શહેરનું નામ હતું અંધેરી નગરી. કારભારમાં અંધેર હતું અને જ્યાં જુઓ ત્યાં લાંચ-રૂશ્વત દેખાતી. દરેક અમલદાર પોતાનો કર ઉઘરાવતો.

ખેડૂત બાર કોળાં લઈ અંધેરીનગરીમાં આવ્યો. નગરીના પહેલા દરવાજાએ એ આવ્યો એટલે તેને નાકાવાળાએ અટકાવ્યો. 'ક્યાં જાય છે ?'

'કોળાં વેચવા શહેરમાં જાઉં છું....'

'લાગો આપ્યો છે ?'

'ના, બાપજી....'

'તો આપી દે એક કોળુ....'

અને ખેડૂતે એક કોળુ નાકાવાળા અમલદારને આપી દીધું. હવે એ આગળ વધ્યો.

બીજે દરવાજે આવ્યો એટલે નાકાવાળાએ તેને રોક્યો. 'ઊભો રહે....ક્યાં જાય છે ?'

'શહેરમાં કોળાં વેચવા....' ખેડૂતે કહ્યું.

'લાગો આપી દે..'

'એક દરવાજાને આપ્યો છે...'

'એ નહિ ચાલે. આ દરવાજાનો લાગો કર્યો છે, લાવ, એક કોળું..'

અને આમ કહીને એ દરવાજાવાળાએ એક કોળુ તેની પાસેથી આંચકી લીધું.

ખેડૂત આગળ ચાલ્યો, ત્રીજે દરવાજે આવ્યો. અહીં પણ આજ રામાયણ થઈ. નાકાવાળાએ ખેડૂત પાસેથી એક કોળુ લાગામાં લઈ લીધું.

આમ અંધેરી નગરીના બાર દરવાજાવાળાઓએ—આ ખેડૂતના બારેય કોળાં લઈ લીધાં.

ખેડૂત સમસમી ઉઠયો. પણ કરે શું? એ આગળ વધ્યો.

તેરમો દરવાજો આવ્યો. નાકાવાળાએ તેને અટકાવ્યો, કયાં જાય છે?

'કોળાં વેચવા આવ્યો હતો, પણ હવે કોળાં નથી. લાગામાં અપાઈ ગયાં છે.' ખેડૂતે કહ્યું.

'મારો લાગો કયાં છે?' નાકાવાળાએ કહ્યું.'

'કોળું જ નથી તો આપું કયાંથી?'

'એ નહિ ચાલે. તું આ શહેરમાં કોળાં વેચવા આવ્યો છે એટલે અમને લાગો તો આપવો જ જોઈએ. ભલે તારી પાસે માલ હોય કે ન હોય, અમારો લાગો તો રહે જ છે..'

ખેડૂતે કહ્યું, 'મારી પાસે તમને આપવાનું કંઈ જ બાકી રહ્યું નથી.'

'તો ચાલ દરબારમાં, ત્યાં તારો ન્યાય થશે.' કહીને નાકાવાળો ખેડૂતને દરબારમાં લઈ ગયો. દરબારમાં અંધેર હતું. ગંડુ રાજાનો જ કારભાર હતો. તેણે ન્યાય આપી દીધો. 'ખેડૂત આ શહેરમાં કોળાં વેચવા માટે આવ્યો છે. તેણે કર આપવો જ રહ્યો. નહિ આપે તો પૂરી દો એને કેદખાનામાં..'

અને ખેડૂત કેદમાં પૂરાયો.





# ૧૦૨ બાર ભૈયા ને તેર ચોકા

**કહેવતો** એ આપણા સમાજનું પ્રતિબિંબ છે. આપણા આચારવિચારનું એમાં દર્શન છે. કેટલીક કહેવતો એવી પણ છે કે જેના પરથી આપણે આપણી ભૂતકાલિન—જૂની સમાજરચનાનો તાગ પણ માપી શકીએ છીએ. આપણાં ધર્મોના વિવિધ પંથોએ, રીતરીવાજોએ રાષ્ટ્રને પારાવાર નુકશાન પહોંચાડયું છે તે હકીકત છે. એના પરથી પણ કેટલીક કહેવતોએ જન્મ લીધો છે. આવી એક કહેવત છે—'બાર ભૈયા અને તેર ચોકા.'

સને ૧૭૬૧ની વાત છે. પાણીપતના પ્રથમ યુદ્ધનો પ્રારંભ થઈ ચૂકયો હતો.

અહમ્મદશાહ અબ્દાલીના પઠાણ સૈનિકો સદાશિવ ભાઉના વીર મરાઠા સૈનિકોના હાથે ભારે માર ખાઈ ગયા. મરાઠાઓએ પઠાણોનો કચ્ચરઘાણ વાળી નાખી અહમ્મદ-

શાહની પાણીપતના યુદ્ધમાં વિજય પામવાની આશાઓને નષ્ટ કરી નાખી.'

એક રાતે પોતાની છાવણીમાં અહમદ શાહ બેઠો બેઠો પોતાના આ પરાજય પર ગંભીર વિચાર કરી રહ્યો હતો. તે હવે નાસી જવાની તૈયારીમાં હતો પણ કેવી રીતે નાસી જવું? એ પકડાઈ ગયો તો? એને હવે પોતાના જીવનને માટે ભય પેઠો. ભાવિ ભયથી એ કંપી ઊઠયો.

એટલામાં થોડેક દૂર સામે તેણે બળતી જવાળાઓ જોઈ, આ જવાળાઓ થોડેક થોડેક અંતરે હતી. અહમદશાહે માની લીધું કે આ મશાલો છે. મરાઠા સૈનિકોનાં ટોળાં રાતના હલ્લા માટે આવી રહ્યાં લાગે છે.

એણે પોતાના વફાદાર સરદારને તાળી પાડી બોલાવ્યો. મશાલોનું અજવાળું બતાવી તેણે કહ્યું, 'સામે શું જુવે છે? મરાઠાઓ આવે છે ને? હવે કેવી રીતે બચાશે?'

આ સરદાર ચતુર હતો. હિંદુસ્તાન પર તે અનેકવાર આક્રમણ લઈ આવ્યો હતો. વૃદ્ધ થયો હતો તો પણ એનુ ખમીર જુવાન હતું.

તેણે થોડીક મિનિટો દૂરદૂર જોયા જ કર્યું. પછી એ બોલી ઊઠ્યો 'શાહે મિલ્કત! આ ફોજ કાફિરોની નથી. આ મસાલોનું અજવાળું પણ નથી. હિંદુઓમાં અનેક જાતિઓ છે. આ જાતિઓ એવી છે કે તેઓ એક બીજાના હાથનું ભોજન પણ કરી શકતાં નથી. વર્ષોથી સદીઓથી આ ક્રમ ચાલી આવ્યો છે. આ રોશની એકીસાથે નથી અલગ અલગ છે તે બતાવી આપે છે કે કાફિરો અત્યારે પોતાના ચૂલાઓ સળગાવી ભોજન પકાવી રહ્યા છે. નામદાર! આપે ગભરાવાની કોઈ જરૂર નથી.'

અહમદશાહનું મુખ ગંભીર થઈ ગયું. તે કંઈ વિચારી રહ્યો હતો. થોડીક વાર આમ વિચારી રહ્યા પછી તે બોલી ઊઠ્યો 'જો આવી જ વાત હોય તો હિંદુઓને જીતવા સહેલા છે. હું તેમને હરાવી શકીશ. જે જાતિ એક બીજાના હાથનું અન્ન ન ખાતી હોય તે જાતિને એક બીજાની વિરૂદ્ધ ભંભેળવી–તેનામાં ફાટફૂટ પડાવવી સહેલી છે.' અહમ્મદશાહના મુખ પર હવે ભાવિ વિજયનો ઉલ્લાસ ઝળક્યો.

બન્યું પણ એવું જ. એ જ રાતના અહમદશાહે પોતાના સરદારોને બોલાવી મંત્રણાઓ કરી અને તરત જ સૈન્યને સામે ધૂસી જવાનો હુકમ કર્યો.

હિંદુઓની સ્થિતિ 'બાર ભૈયા તેર ચોકા' જેવી હતી. કોઈ કોઈના હાથનું ખાતું નહોતું. દરેક પોતાને જ વધુ ઊંચો અને કુલીન સમજતા. જાતિ અને કુળના આ મિથ્યાઅભિમાનમાં આક્રમણનું જોશ એકધારૂં ન જ રહે. એ શિથિલ જ બની જાય. દરેક પોતપોતાનો ચૂલો સળગાવી ભોજન પકાવી રહ્યા હતા ત્યાં જ પઠાણોનું આક્રમણ આવી ગયું. હિંદુઓ ટકી શક્યા નહિ. તેઓ છિન્નભિન્ન બની ગયા. અહમદશાહ યુદ્ધમાં વિજયી નિવડયો. આ પરાજયમાં 'બાર ભૈયા તેર ચોકા' કહેવતની યથાર્થતા સિદ્ધ થયેલી જણાઈ.

**સબ સબકી સમાલીયો મેં મેરી ફોડતા હું !**

'બાર ભૈયા ને તેર ચોકા'ની કહેવત જેવી જ એક બીજી કહેવત પણ ભારતની દરેક ભાષામાં મળી આવે છે. આ કહેવત સર્વસાધારણ માલૂમ પડી છે. એ કહેવત છે 'સબ સબકી સમાલીયો મેં મેરી ફોડતા હું.'

આ કહેવતનું મૂળ પણ હિંદુઓમાં પ્રવર્તતી આભડછેટમાં જ રહેલું છે. 'બાર ભૈયા ને તેર ચોકા'ના જેવી જ આ કહેવતની પણ ઉત્પત્તિ છે. પહેલી કહેવત લગભગ ૨૧૫ વર્ષની જૂની છે જ્યારે આ કહેવત અંગ્રેજી શાસન સમયની છે.

હિંદમાં અંગ્રેજી રાજ્ય હતું તે સમયની આ વાત છે. એક સમયે સૈનિકોની એક ટુકડી એક ગામથી બીજે ગામ જઈ રહી હતી. આ ટુકડીમાં ૬૦ જેટલા હિંદુઓ અને એક માત્ર મુસલમાન હતો. ગામ હજુ દૂર હતું. સૈનિકો થાક ભૂખથી અકળાવા લાગ્યા. નાયકે છાવણી નાખવાનો હુકમ કર્યો.

છાવણી નંખાઈ ગઈ. હાથ મ્હોં ધોઈ હવે સૌ પોતપોતાનો ચૂલો સળગાવી રસોઈની તૈયારીમાં ડૂબ્યા. પેલો મુસલમાન સૈનિક પણ પોતાનો ચૂલો અલગ સળગાવી કૂવાએ પાણી લેવા ગયો.

પાણી લઈને એ આવી પહોંચ્યો પણ પોતાનો ચૂલો કયો તે તેના ધ્યાનમાં ન રહ્યું. સાઠ–સીત્તેર જેટલા ચૂલાઓ સળગી રહ્યા હતા. બધા એક બીજાથી થોડેક દૂર હતા. કેટલાક ચૂલા પાસે કોઈ સિપાઈ જણાતા તો કેટલાક સિપાઈઓ વગરના પણ હતા. સિપાઈઓ ચૂલા પર હાંલ્લી મૂકી ક્યાંક ગપ્પાં મારવા ગયા હતા. તો કોઈક ગરમીથી બચવા થોડેક દૂર બેસી હવા ખાઈ રહ્યા હતા.

મુસલમાન સિપાઈ મુંઝાયો. પોતાનો ચૂલો આ જ છે એમ ધારી તે એક ચૂલા પાસે ગયો અને જેવો ત્યાં બેસવા જાય છે ત્યાં જ એક હિંદુ સિપાઈ દોડી આવ્યો અને કહેવા લાગ્યો. 'હાં–મહમ્મદભાઈ! ચૂલાએ રખે અડકતા એ મારો છે...'

સિપાઈ મુંઝાઈ ગયો. બીજા ચૂલાએ ગયો. તો ત્યાં પણ આજ મુશીબત આવી. એ ચૂલો પણ હિંદુ સૈનિકનો જ નીકળ્યો.

એક ચૂલાને ધ્યાનથી ટીકી ટીકીને જોવા લાગ્યો. તેના મનને થયું બસ, આજ ચૂલો મારો છે. બરાબર આજ.

એણે પાણીની ડોલ નીચે મૂકી અને તે ચૂલા પાસે બેસવા જાય છે ત્યાં જ રામજી પૂરબીયાએ દૂરથી બૂમ મારી "મહમ્મદભાઈ! જો જો ચૂલાને ના અડકતા. હું ભૂખથી મરી જઈશ. એ ચૂલો મારો છે.'

મહમ્મદભાઈ, હવે થાક અને ભૂખથી અકળાઈ ગયો. તેણે બૂમ મારી, કહ્યું 'રામજીભાઈ! તો મારો ચૂલો કયો ?'

'હું શું જાણું ?' જવાબ મળ્યો.

મહમ્મદ પોતાનો ચૂલો પારખી શક્યો નહિ એટલે તે હવે કંટાળી ગયો. ભૂખથી પણ તે પીડાતો હતો. તેણે હવે અક્કલ ચલાવી પાણીથી ભરેલી બાલદીને તેણે નીચે મૂકી અને પછી તે એક મોટી શીલા પર ઊભો રહ્યો, તેના હાથમાં એક મોટો પત્થર હતો.

તેણે બૂમ મારી કહેવા માંડ્યું, 'ઓ

રામજી ! એ પ્રેમજી ! એ બલરામ....અરે એ કિશન, તેજાસીંગ, તમે સૌ સાંભળો....

'શું કહો છો મહમ્મદભાઈ?' બે-ત્રણ જણે તેની પાસે આવીને પૂછ્યું.

'સબ સબકી સમાલીયો....મેં મેરી ફોડતા હું.' કહીને, મહમ્મદભાઈએ પથ્થરવાળો હાથ ઊંચો કર્યો. બધા સૈનિકોમાં ભય પેસી ગયો. કદાચ અમારી હાંલ્લી તો આ નહિ ફોડી નાખેને ? એટલે સૌ પોતપોતાના ચૂલા આગળ જઈ બેસી ગયા

બધા બેસી ગયા માત્ર એક જ ચૂલો બાકી રહી ગયો. મહમદ સમજી ગયો કે આ જે બાકી રહ્યો તે ચૂલો મારો જ છે.

અને પછી ઝડપથી તે એ ચૂલા પાસે દોડી ગયો અને ખીચડી પકાવવા લાગ્યો.

**કળથી થાય તે બળથી ન થાય.**

આ કહેવત 'સબ સબકી સમાલીયો મેં મેરી ફોડતા હું' એક અગત્યની વાત પણ કહી જાય છે. આ વાત છે મુશ્કેલીના સમયમાં હિકમત-કળથી કામ લેવાની. મહમદભાઈએ જો બળજબરીથી પોતાની કોઈ હાંલ્લી કે ચૂલો લઈ લીધો હોત તેના ઉપર પોતાનો અધિકાર જમાવી દીધો હોત-તો મામલો વણસી જતે પણ અહીં તેમણે બળ નહિ પણ કળથી કામ લીધું અને એટલે ચૂલો મેળવી લેવાયો તેને કોઈ મુશ્કેલી ન નડી. કહેવત છે કે 'કળથી થાય તે બળથી ન થાય.' 'સો બળ કામ કરે નહિ, તે અક્કલ કરે.'

સાચું જ કહ્યું છે.

ખેતર ખેડો હળથી, મગજ ખેડો કળથી,
કહેનારા કહી છૂટે, ને વહેનારો વહી છૂટે.

★



## ૧૦૩ બાર હાથનું ચીભડું ને તેર હાથનું બી

**ગપ્પીદાસોનો મુખ્ય ધંધો ગપ મારવાનો જ**

ઘણાંને ગપ મારવાની ટેવ હોય છે. ગપ એટલે ગપ્પાં. નહિ બને તેવી વાતો. અશક્ય વાતો. આવા ગપ મારનારાઓને સમાજ ગપ્પીદાસના નામથી પણ ઓળખે છે. ગપ્પીદાસોનો મુખ્ય ધંધો ગપ મારવાનો-તડકા હાંકવાનો જ હોય છે. એ વગર તેમને ચેન ન પડે.

આ ગપ્પીદાસો માત્ર સ્વભાવના જ ગપ હાંકનારા હોય છે. તેમનો હેતુ કોઈને ખરાબ કરવાનો કે નુકસાન પહોંચાડવાનો હોતો નથી. તેઓ અપ્રમાણિક, લુચ્ચા કે કપટી પણ નહિ જણાય. માત્ર સ્વભાવને વશ બનીને જ તેઓ આવી વાતોના શિકાર બન્યા હોય છે. મીઠુંમરચું ભભરાવીને-વાતનું વતેસર કરીને જ વાતો કહેવાની

તેમને ટેવ હોય છે. તેના વગર તેમને ચેન ન જ પડે.

### ગપ્પાના બે પ્રકાર

ગપ્પા બે પ્રકારના આવે છે. કેટલાક ગપ્પા નિરર્થક નકામા જેવા હોય છે. આવા ગપ્પાને બકવાદ-લવારામાં ગણી કાઢવામાં આવે છે. જ્યારે કેટલાક ગપ્પા ચાતુરી અને બુદ્ધિભર્યા હોય છે. એમાં હાજરજવાબી અને બુદ્ધિની કુશળતા પણ દેખાય છે. આપણા લોકસાહિત્યમાં આવા ચાતુરીભર્યા ગપ્પાઓનો સારો જેવો સંગ્રહ પણ છે.

'ગપ'ના કેટલાક નામો જાણવા જેવા છે. 'માર ભીંડો' ટાઢા પહોરના ગપ્પા, ગપના ગોળા અને ભેંસના ડોળા વગેરે........

### ગપને લગતી કહેવતો

ગપને લગતી અનેક કહેવતો છે. ગપ્પીને ઘેર ગપ્પી આવ્યા, સાંભળો ગપ્પીજી. બાર મણનું કોળું ને તેર મણનું બી. રૂની એક પુણી ધમ દેતી પડી અને તેમાં બાર દબાઈ ગયાં. સાંભળ્યો છે આ ગપ્પો !!

ગપને કહે ગપ ન મારૂં,
ગપ મારતાં બીહુ,
સવા ગજનું કારેલુ,
ને દોઢ ગજનું બીચું.

માર ભીંડો !—....પૂરા તેર હાથનું ચીભડું મને મળ્યું....અધધ....અને એનું બી....પૂરા તેર હાથનું માનશો ? છેક પાટણથી હું તે ખાતો ખાતો આવ્યો અને હવે રહ્યું કેટલું ? ચૌદ હાથ જેટલું....આવી ગપ-તડાકા આપણા લોકસાહિત્યમાં છે.

### આકાશ સુધીના તબેલા અને આકાશ સુધીના ભાલા

એક વખતે બે ગપ્પીદાસો ભેગા થઈ ગયા. બન્ને વાતોએ ચઢયા. એકે કહ્યું, "અમારા બાપદાદાના જેવા તબેલા દુનિયામાં કયાંય નથી. આકાશ સુધી તેનાં નેવાં જાય."

બીજો ગપ્પી કહે, "અમારા વડવા એવા બહાદુર કે જમીનથી આકાશ સુધીના ભાલા લઈ ઘોડા ઉપર અસ્વાર થઈ ફરતા."

પહેલા ગપ્પીએ કહ્યું–" આવા તે ભાલા હોતા હશે ? અને હોય તો તે કયાં રાખતા તે તો કહે ?'

બીજા ગપ્પીએ કહ્યું–" બીજે કયાં રાખે ? તારા બાપના તબેલામાં જ તો !'

આ સાંભળી પેલો ગપ્પી ચૂપ થઈ ગયો.

આ ગપનું લાક્ષણિક ચિન્હ બીજા ગપ્પીની હાજર જવાબીમાં જ છે.

બીજી એક ગપ સાંભળો.

### દૂધની સાથે મલમલનો સાફો પેટમાં ગયો.

બે ગપ્પીદાસો ભેગા મળ્યા. એકે કહ્યું,– "મારા કાકા કાશ્મીરમાંથી એવી બારીક સાલ લઈ આવ્યા હતા કે જે આખી વીંટીમાંથી પસાર થઈ જાય."

બીજાએ કહ્યું "મારા મામા ઢાકાની સફેદ મલમલનો તાકો લઈ આવેલા. ગામના દરબારને ભેટમાં તે આપ્યો. દરબારે એ સફેદ મલમલનો સાફો બાંધી અફીણ ખાતા ઝોલા ખાવા માંડયા. એક ઝોકું એવું આવ્યું કે મલમલનો એ સાફો દૂધની

તપેલીમાં પડ્યો. દરબાર સાફા સાથે જ દૂધ પી ગયા. પછી એક છીંક આવી અને એમાં આખો સાફો અકબંધ એમના નાકમાંથી નીકળી આવ્યો ! આમાં ગપ છે પણ આ ગપને એક સત્ય બનાવની સાથે વણી લઈ તેને મોટી ગપ બનાવી દેવામાં આવી છે. ઢાકાનું મલમલ વીંટીમાંથી પસાર થઈ જતું તે હકીકત છે. પણ દૂધની સાથે સાફો અને પછી તે નાકમાંથી નીકળ્યો એ ધાપ-ગપ-ભીંડો જ કહેવાય !

**બે સૂરતી કહેવતો**

ગપને લગતી બે સૂરતી કહેવતો પણ છે ? ગોપીપુરાની ગપ ને ચૌટે ચાલી ચપોચપ રે–ગોપીપુરાની ગપ ને વડે ચૌટે આવી એટલે સપાસપ, આ કહેવતો અનુસાર ગોપીપુરાના લોકો સારા ગપ્પાબાજ–ગપમારૂ હોવા જોઈએ. કારણ આમાં બીજા કોઇ પરાની કે શેરીની વાત નથી માત્ર ગોપીપુરાની જ વાત છે.

સુરતીઓનો સ્વભાવ ઉદાર–લહેરી તો છે જ. પણ વાતમાં ને વાતમાં તેઓ અનેક તોપ પણ ફોડી કાઢે છે. "તોપ ફોડું છે." એટલે કે ગપમારૂં છે–ધાપમારૂ છે" 'લાખ લાખ કરવું,' એટલે કે ફેંકવું–ગપ મારવી. સુરતની ભાષાનો એક પેટંટ શબ્દ છે.





## ૧૦૪ બ્રાહ્મણ કીધા જમવા ને ભવાયા કીધા રમવા

**બ્રાહ્મણને વંદન જ હોય.**

કહેવતોમાં બ્રાહ્મણને દેવાંશી અને પૂજ્ય પણ કહ્યો છે. આ વિષયમાં મરાઠીમાં બે કહેવતો સ્પષ્ટ ભાવ બતાવે છે. એક કહેવત છે. 'બ્રાહ્મણ ઝાલા જરી ભ્રષ્ટ તરી તો તિન્હીં લોકી શ્રેષ્ઠ" એટલે કે બ્રાહ્મણ ભલે, થોડોક ભ્રષ્ટ થયેલો હોય તો પણ તે ત્રણે લોકોમાં શ્રેષ્ઠ છે. **બ્રાહ્મણ વંદાવે પણ કદાપિ ન નિંદાવે"** એટલે કે બ્રાહ્મણને તો સદા વંદન નમસ્કાર જ હોય. તેની નિંદા કદાપિ ન થાય.

આપણી એક કહેવત પણ સચોટ છે. "બ્રાહ્મણનો અવતાર વારે વારે નથી મળતો." આમ કહેવત બ્રાહ્મણોને ઉચ્ચ સ્થાન પણ આપે છે.

**બ્રાહ્મણભાઇનું જમવામાં ગયું ? શા માટે ?**

"બ્રાહ્મણભાઈનું જમવામાં ગયું" આ કહેવત ન પડે તે માટે પુરૂષાર્થ કરનારા એક ટેકીલા અને તપસ્વી બ્રાહ્મણની વાત જાણવા જેવી છે.

વેદશાસ્ત્ર સંપન્ન એક તપસ્વી બ્રાહ્મણ વનમાં તપ કરી રહ્યા છે તે સમાચાર અર્જુને જાણ્યા એટલે તેણે પોતાના એક સેવક દ્વારા ભોજનનું નિમંત્રણ મોકલ્યું. સેવક

બ્રાહ્મણ પાસે ગયો, અને હાથ જોડીને કહ્યું, "મહારાજ અર્જુને આપને ભોજન માટે કહેડાવ્યું છે."

બ્રાહ્મણે જવાબ ન આપ્યો. પણ એ તરત જ રડવા લાગ્યો.

સેવક નવાઈ પામી ત્યાંથી ચાલી ગયો. અર્જુનને કહ્યું 'મહારાજ ! એ બ્રાહ્મણ તો આપનું ભોજન માટેનું નિમંત્રણ સાંભળીને રડવા લાગ્યો હતો."

"હેં........?" અર્જુનથી બોલાઈ ગયું અને પછી તે પણ રડવા લાગ્યો.

સેવકનું આશ્ચર્ય વધી ગયું. તેને કુતૂહલ થયું કે આ બન્ને રડયા શા માટે ? પોતાની કુતૂહલતા સમાવવા તે ભગવાન કૃષ્ણ પાસે ગયો અને તેમને બધી વાત કરી એનું રહસ્ય પૂછયું.

કૃષ્ણ કહ્યું, "બ્રાહ્મણ શા માટે રડયો તે તે તારે જાણવું છે ને ? સાંભળ.... બ્રાહ્મણ એટલા માટે રડયો કે હું જો અર્જુનનું ભોજન માટેનું નિમંત્રણ સ્વીકારીશ તો કાલે મારાથી જપતપ થઈ શકશે નહિ. એમાં વિઘ્ન આવશે અને પછી એવા બ્રાહ્મણો થશે કે જેઓ પાઠપૂજા ભૂલી માત્ર જમવાના નિમંત્રણ પર જ આધાર રાખતાં થઈ જશે. તેમનું બ્રાહ્મણત્વ નિંદાશે. આ વિચારથી તેની આંખોમાંથી આંસુઓ આવી ગયા.....

અને અર્જુન એટલા માટે રડયો કે આજે ક્ષત્રિયો આવી સ્થિતિએ આવી ગયા છે કે બ્રાહ્મણો પણ તેમનો તિરસ્કાર કરતાં થઈ ગયાં છે."

આ છે એક તપસ્વી કર્મઠ બ્રાહ્મણની વાત.

**બ્રાહ્મણની કૃપા સ્વીકારતા ભગવાન રામ**

'માનવજાતમાં બ્રાહ્મણ શ્રેષ્ઠ ગણાયો છે.' આ કહેવતને શ્રી. રામચંદ્ર જેવાઓએ પણ સમર્થન આપ્યું છે. એમણે એક વખત કહ્યું હતું.

'વિપ્ર પ્રસાદાત્ ધરણી ધરોહં,
વિપ્ર પ્રસાદાત્ કમલા વરોહમ !
વિપ્ર પ્રસાદાત્ અજિતા જિતોહં,
વિપ્ર પ્રસાદાત્ મમ રામ નમઃ ।।

અર્થાત્–બ્રાહ્મણોના જ પ્રતાપથી હું ધરણીધર થયો. બ્રાહ્મણોના જ પ્રતાપથી હું ધનુષ્ય તોડી સીતા સાથે લગ્ન કરી શક્યો. વિપ્રોના પ્રતાપથી જ હું જીતી શક્યો અને તેમના જ પ્રતાપથી મારું 'રામ' નામ છે.

**એક લાડવાના રૂપિયા પાંચ હજાર નકારતો બ્રાહ્મણ**

'બ્રાહ્મણ કીધા જમવા ને ભવાયા કીધા રમવા' આ એક કહેવત પ્રચલિત છે. પણ આવી કહેવતોને ખોટી પાડનાર બ્રાહ્મણો પણ છે.

'એક વખતે એક રાજાએ બ્રાહ્મણોની ચોર્યાસી કરી. ગામેગામથી બ્રાહ્મણો જમવા આવ્યા. ભાતભાતના ભોજન હતાં એમાં લાડુ મુખ્ય હતો. રાજા પોતે આગ્રહ કરી કરીને બ્રાહ્મણોને જમાડતો હતો.

સૌ તૃપ્ત થઈ ગયા. આચમનો પણ લેવાઈ ગયા. ઉઠવાની વખત થઇ ત્યાં જ રાજાએ કહ્યું, 'હવે જે બ્રાહ્મણ જેટલા લાડુ

ખાશે તેને તેટલા રૂપિયા મારા તરફથી ભેટ મળશે.'

રાજા તરફથી આ લલચાવનારી માંગણી થતાં જ બ્રાહ્મણો આચમનને પણ ભૂલી ગયા અને પુનઃ લાડુ ઝાપટવા લાગ્યા. રાજા તે મુજબ તેમને દક્ષિણા પણ આપતો જ ગયો.

પરન્તુ આ બધામાં માત્ર એક જ બ્રાહ્મણ ચૂપચાપ બેસી રહ્યો હતો. રાજાની દ્રષ્ટિ તેના પર પડી. પૂછ્યું. 'મહારાજ! આપ કેમ ખાતા નથી ?'

બ્રાહ્મણે કહ્યું 'મેં આચમન કરી લીધું છે. અને તે પછી હું ક્યારેય પણ પુનઃ જમતો નથી.'

'ઠીક વાત છે. પણ આ તો સોનાની તક છે. આપને દક્ષિણા મળે છે. રૂપિયા શા માટે ગૂમાવો છો ?' રાજાએ આગ્રહ કર્યો.

બ્રાહ્મણે કહ્યું 'મારો નિયમ એટલે છે.'

રાજાએ કહ્યું, 'હું એક લાડવાના આપને પાંચ રૂપિયા આપીશ. ખાવા માંડો.'

'મારો નિયમ નહિ તૂટે.' બ્રાહ્મણે તેટલા જ મક્કમ સ્વરે કહ્યું.

'એક લાડવાના દશ અરે પચ્ચીસ રૂપિયા આપીશ. બ્રાહ્મણ દેવતા જરા વિચારો.' રાજાએ વિનંતિ કરી.

# ૧૦૫ બ્રાહ્મણ ભટ્ટ લાડુ ચટ્ટ

બ્રાહ્મણ દેવતા કહેવાયો છે. એને પૂજ્ય ગણવામાં આવ્યો છે. પ્રાચીન સામાજિક વ્યવસ્થામાં બ્રાહ્મણનું સ્થાન અતિ ઉચ્ચ રહ્યું હતું. તે સમયના રાજવીઓ–શ્રીમંત શાહુકારો પણ બ્રાહ્મણનો આદર રાખતાં. તેમના શબ્દ વચનને માન આપતાં. અને આથી જ તે સમયની કહેવતે કહ્યું હતું કે "બામન વચન પરમાન.' બ્રાહ્મણની વાતને જ પ્રામાણિક માનવી જોઈએ. વિષ્ણુ ધર્મસૂત્રે પણ આજ છે–'બ્રાહ્મણાભિહિતં વાક્યં ન મિથ્યા જાય તે કવચિત.'

પુરા કાળમાં બ્રાહ્મણોની વચનસિદ્ધતા પ્રસિદ્ધ હતી. આથી જ નીચેની એક કહેવતમાં તેનો સંકેત થયો છે એ કહેવત રાજસ્થાની છે. કહેવત છે–"'બામણ કહ છટૈ બલદ બહ છટૈ.'

જે પ્રકારે બળદ જમીનને ખેડી નાખે છે તે જ મુજબ સમય આવે બ્રાહ્મણ કહી દે છે. બ્રાહ્મણના શાપ અને તેના આશીર્વાદ તો પ્રસિદ્ધ જ છે.

ગાય, સ્ત્રી અને બ્રાહ્મણોને પવિત્ર માનવામાં આવ્યા છે એટલે જ કહેવતે કથ્યું છે–'ગાયાં બાયાં બામણાં ભાગ્યાં હી ભલા.' એટલે કે ગાયો સ્ત્રીઓ અને બ્રાહ્મણોની સામે ન થતાં તેમનાથી દૂર જ થઈ જવું. નાસી જવું. તેમના પર પ્રહાર કરીને અથવા તેમનો વધ કરીને વિજય પણ મેળવવામાં આવે તો પણ તે કલંકનું કારણ બને છે.

કહેવતો કોઈની શરમ રાખતી નથી.

પરંતુ આપણી ઇતર દેશો સ્થાનોની કહેવતોએ અધિકાંશ પણે બ્રાહ્મણોની અધમ–અજ્ઞાન–લોલુપ–લોભી–સ્વાર્થી મનોદશાનું જ ચિત્રણ કરેલું દેખાશે. આથી એક વાત સ્પષ્ટ બને છે કે આ કહેવતો જન્મી તે સમયે બ્રાહ્મણોનુ અધઃપતન થઈ ચૂક્યું હશે કારણ, કયાં દેવ જેવા આદરણીય પૂજ્ય બ્રાહ્મણ દેવતાઓ અને કયાં આ કહેવતોએ રજુ કરેલા લોભી– લાલચુ અને અજ્ઞાની બાહ્મણો. કહેવત એ સમાજ જીવનનું દર્પણ છે. એ જે જુએ છે તે જ કહે છે. કહેવતો કોઈની સાથે પણ પક્ષપાત કરતું નથી. એ કોઈની શરમ પણ રાખતું નથી. જેવું જુએ છે તેવું જ એ કહી દે છે. એને કોઈની ચિંતા પણ નથી.

એટલે આ કહેવતો કેટલાક બ્રાહ્મણોના અધઃપતનની– તેમની લોભી પ્રકૃતિની ઉપર જ ઘડાયલી છે. તેમના તે વખતના જીવનનું એમાં પ્રતિબિંબ છે.

### બ્રાહ્મણ રીઝે લાડવે

બ્રાહ્મણ અને લાડવાનો સંબંધ કહેવતોએ સારી રીતે જોડ્યો છે. એને લગતી અનેક કહેવતો આપણા સાહિત્યમાં મળે છે. થોડીક જોઈએ તો.

વાતે રીઝે વાણીઓ
રાગે રીઝે રજપૂત
બામણ રીઝે લાડવે,
બાકળે રીઝે ભૂત

બ્રાહ્મણ લાડવાથી જ પ્રસન્ન બને છે. આથી કહેવતો પડી છે–'બ્રાહ્મણનું ખાધે જાય–' 'બ્રાહ્મણનું ગયું લાડવે ને કુંભારનું ગયું ઘાડવે,' બ્રાહ્મણને લાડુ મળ્યા એટલે બધું મળી ગયું.' 'લાડવા મળ્યા કે બ્રાહ્મણ લળ્યા.' બ્રાહ્મણ અને લાડવા પરની એક કહેવત તો ખૂબ જ જાણીતી છે– 'બ્રાહ્મણ ભટ્ટ ને લાડુ ચટ્ટ.'

લાડવા– ભોજનમાં પણ બ્રાહ્મણોની સ્વાર્થવૃત્તિનું દર્શન કહેવતે કરાવ્યું છે. એક વખતે દયારામ અને મયારામ બન્ને બ્રાહ્મણો એક ગામમાં ગયા. ગૃહસ્થને ત્યાં ધામો નાખ્યો. ગૃહસ્થે કહ્યું–' અમારા હાથનું તો આપને ન ખપે એટલે હું આપને સીધુ–સામાન તૈયાર કરી આપું છું. આપ રસોઈ બનાવો આપણે સૌ જમીશું.'

બન્નેએ કહ્યું–' આપની વાત કબૂલ છે. અમને રસોઈ આવડે છે. આપ નચિંત રહો.'

ગૃહસ્થના પત્નીએ બ્રાહ્મણોને સીધું કાઢી આપ્યું. બન્ને બ્રાહ્મણો રસોઈ બનાવવા લાગ્યા.

ગૃહસ્થ અને તેની પત્ની જરા દૂર ગયાં એટલે દયારામને પૂછવાનું મન થયું–' અલ્યા મયારામ, આપણે લાડુ કેવા બનાવીશું ?'

મયારામે કહ્યું–' એટલું પણ સમજતો નથી. આપણા બન્નેના લાડવા ઘીથી લચપચતા– ખસખસથી ભરેલા બનાવવાના અને બાકીના લાડવા દેખાવમાં લાડવા જેવા જણાય તેવા જ.

**દયો પૂછે મયાને ભાઈ**
**લાડુ કરશું કેવા ?**
**આપણા બેના લચપચતા,**
**બાકી જોયા જેવા,**

સંસ્કૃત કહેવતે પણ કથ્યું છે– **તુષ્યન્તિ ભોજને વિપ્રા** ભોજનથી બ્રાહ્મણ પ્રસન્ન થાય છે– સંતોષાય છે.

**ભાટ અને બ્રાહ્મણ સરખા**

બ્રાહ્મણોની સામે જોવામાં આવે એટલે તે વળગ્યા જ સમજવા. આપણી કહેવતે શબ્દોમાં આ કહ્યું છે–

**ભાટ બ્રાહ્મણનું લાકડું,**
**વણ પેસાડ્યું પેસે;**
**સામુ જોતાં ઉભા રે' ને,**
**આવો કે'તાં બેસે**

**બ્રાહ્મણ ઘેર ખાય તે ઝેર ખાય બરાબર**

બ્રાહ્મણ ભોજનના નિમંત્રણથી પ્રસન્ન બની જાય છે કોઇને ત્યાંથી જમવાનું નિમંત્રણ ન આવે તો તેને ચેન પડતું નથી. ઘરનું ખાવા તેનું મન તલપતું નથી. આપણી કહેવતે બ્રાહ્મણની લાલસાની આ વાત કહેવતમાં કથી જ છે– ' બ્રાહ્મણ ઘેર ખાય તો ઝેર ખાય બરાબર. ' કારણ શું ? કહેવત કહે છે- બ્રાહ્મણ કીધા જમવા ને ભવાયા કીધા રમવા. બ્રાહ્મણને પર ઘેર ભોજન માટે જ જન્મ મળ્યો છે.

એક લોકવાર્તા છે– એક બ્રાહ્મણને ત્રણ ઘેરથી ભોજનના નિમંત્રણ આવ્યા. બ્રાહ્મણે

એ ત્રણે સ્વીકાર્યા. ત્રણ ઘરનું ભોજન પેટમાં ભરચક ઠાંસીને બ્રાહ્મણ ઘેર આવ્યો. ચલાય પણ નહિ. લથડીયા ખાતો ખાતો-ઉંઘથી ઝોકા ખાતો ખાતો એ ઘરના આંગણામાં આવ્યો અને પટકાઇ પડયો. તો પણ ગોરાણીને કહેવા લાગ્યોઃ

ખીર ખાંડ વિધવિધના વડાં
ને પેટ થાય છે તડાં તડાં
ઊઠો ગોરાણી ઢોલીઓ ઢાળો,
ને પેટ ઉપર ભીનું પોતીઉં વળો
નોતરાં આપે વળી વાળી,
ને આંખ જાય છે મળી મળી.
રખે ગોરાણી આકળાં થાતાં,
ને મને મૂકીને તમે જમવા જાતાં.

'ઘરનું ભોજન ઝેર બરાબર' કહેવાયું છે તે ખોટું નથી જ. પારકું ભોજન જ શ્રેષ્ઠ છે. એક વખતે એક બ્રાહ્મણને ત્યાં એક ગૃહસ્થ આવ્યા અને સહકુટુંબ જમવા આવવાનું નિમંત્રણ આપ્યું. પિતા અંદરના ખંડમાં સંધ્યા કરી રહ્યા હતા. બહાર માત્ર બાળક જ હતો. ગૃહસ્થે બાળકને નિમંત્રણ આપી દીધું. બાળકે પિતાને કહ્યું-' પિતાજી! ગૃહસ્થ આવ્યા છે. આગ્રહ કરીને ભોજન માટે નિમંત્રણ આપે છે. શું કહું ?'

ઉર્ધ્વ ગચ્છન્તિ ડકકારાઃ
અધો વાયુર્ન ગચ્છતિ ।
નિમંત્રણમાગતં દ્વારે કિં
કરોમિ પિતામહ ॥

ખાટાં-અજીરણના ઓડકારો આવી રહ્યાં છે. નીચે અપાનવાયુ નીકળતો નથી. ભોજનનાં નિમંત્રણો દ્વાર પર આવ્યા જ કરે છે. હે પિતાજી! હું શું કહું ?

પિતાએ ઉત્તર આપ્યો :-

બાલક વચનં શ્રુત્વા
'નિમંત્રણં મન્યતે ધ્રુવમ્ ।
મૃત્યુર્જન્મ પુનરેવ
પરાન્નશ્ચ દુર્લભમ ॥

બેટા ! સાંભળ ! નિમંત્રણને સ્વીકારી લે. કારણ, મરણ પછી તો જન્મ મળવાનો જ છે; પરંતુ પારકું અન્ન આ સંસારમાં દુર્લભ છે.

### મહારાજની શ્રાદ્ધ ક્રિયા

અભણ અને અશિક્ષિત ગોર મહારાજો-બ્રાહ્મણો પણ અશિક્ષિત ગરીબ અને અજ્ઞાની યજમાનોને ગમે તેમ બોલી છેતરતાં જ હોય છે. શ્રાદ્ધ કે કથાવાર્તા દ્વારા તેઓ ગમે તેમ બોલી-ભણી અભણ યજમાનોના મનમાં ઠસાવી દે છે કે ગોર બહુ વિદ્વાન છે ભણેલા છે. શ્રાદ્ધને નામે આવા પાખંડ ચાલે પણ છે. એક વખતે કોઈ એક ગામમાં એક પટેલને ત્યાં મરણ થયું. ભટ્ટ મહારાજ યજમાનને શ્રાદ્ધ સારવાને માટે નદીને કિનારે લઈ ગયા. શ્રાધ્ધ સારતાં ભટ્ટે જજમાન પાસે સમુદ્રાર્પણ માગ્યું.

જજમાને પૂછયું-સમુદ્રાર્પણ કે મુદ્રાર્પણ?

ભટ્ટે કહ્યું-બંને લાવો.

પછી પિંડ મૂકાવતાં ભટ્ટ મહારાજ ભણવા લાગ્યા-

'દશ તારા, દશ તારી માના, દશ તારા બાપના, દશ તારા ભાઈના સર્ગઃ

એવામાં એક માણસ ભટ્ટ મહારાજને કોઈ બાબત વિશે પૂછવા આવ્યો ત્યારે મહારાજે પિંડ મૂકાવતાં ભણવા માંડયું.

હું ન જાણું જગો જાણે, જગો ગયો ને આણે, મેલ પિંડ માછલાં તાણે સર્ગ....

એવામાં ભટ્ટ મહારાજનો એક ખરાબ ... ત્યાંથી પસાર થતો હતો. એ મિત્રે ...રાજને જોયો એટલે તે તેની સામે આવવા ...યો. આથી મહારાજે તેને ચેતવતાં બોલવા ...યું-

ઝાડે જા, ઝુંડે જા, ચોટલી ફરકે, જજ- ... દેખે, સર્ગ....'

પેલો ચાલી ગયો. થોડીક વાર ન થઈ ત્યાં મહારાજે કોઈ ઉકેલ સ્ત્રીને શ્રાદ્ધ ...રહ્યા પછી ત્યાં મળવાનું કહ્યું હશે. ...ત્રે તે આવી પહોંચી. તેણે એક ઝાડની ...ળ રહી ગીત ગાતી હોય તેમ ગાવા માંડયું.

'ભટ્ટજી તમે મહુડા તળે
કેમ નહિ આવ્યા રે....
મને પેલું કહ્યું તે
કેમ નહિ લાવ્યા રે

ભટ્ટ મહારાજે એ સ્ત્રીને જવાબ આપતાં જ ભણવા માંડયું-'આકાશના તારા, પાતાળનું પાણી, તું ગઈ તે મેં નહીં જાણ્યું. ફરી જા-સર્ગ....

આમ મહારાજે શ્રાદ્ધ ક્રિયા કરાવી. જજમાન સમજ્યો કે મહારાજ ખૂબ ભણ્યા છે પિતૃઓને હવે પિંડ પહોંચી જ ગયા હશે તેમ તેણે માની લીધું.

પણ આ શ્રાદ્ધ ક્રિયા તો સરળ થઈ કહેવાય. લોકવાર્તાઓમાં એક એવો પણ કિસ્સો છે કે જેમાં શ્રાદ્ધ કરવાનું જજમાનને ભારે પડી જાય છે. અને તેનાથી કહેવાઈ જાય છે-'શ્રાદ્ધ કરવાનું તો સહેલું ખરૂં પણ સીધું આપવાનું મુશ્કેલ છે.





## ૧૦૬ બુંદથી બગડેલી વાત હોજથીયે સુધરી ન શકે

'બુંદથી બગડી, હોજથી ન સુધરે.'

નાકને ઈજા થાય-તે કપાઈ જાય કે તેમાં પડે તો મુખ સુધરી શકતું નથી. એ ખોડ રહેવાની જ. એજ મુજબ કોઈ એવી ભૂલ ગઈ હોય તો પણ તે સુધરી શકતી નથી. માટેનું કલંક-એબ તો રહેવાની જ.

આ કહેવતની ઉત્પત્તિમાં ઐતિહાસિક તત્ત્વ છે. આજ કહેવત થોડીક રીતે ફેરવીને પણ કહેવાય છે-'એ ટીપું તો હવે કાબુલ પહોંચી ગયું છે....' કે પછી 'વહુ પાની મુલતાન ગયા....' પ્રથમ થયેલી ભૂલ માટે ગમે તેટલો પણ પશ્ચાતાપ કરવામાં આવે

તો પણ તે ભૂલ સુધારી શકતી નથી એ આ કહેવતનો ભાવાર્થ છે.

એક બાદશાહના દરબારમાં એક વિદેશી અત્તરવાળો આવી ચઢયો. અત્તરના નમૂના બતાવતાં બતાવતાં અત્તર વાળાથી એક ટીપું અત્તર નીચે ફરશ પર પડી ગયું બાદશાહે આ જોયું. તેણે તરત જ એ ટીપું આંગળીએથી લઈ પોતાના ખભા પર ઘસી દીધું. વિદેશી અત્તરવાળો જાણી ગયો કે બાદશાહ સ્વભાવે લોભી અને કંજૂસ છે. એ તે અત્તર શું લેવાનો હતો–કહી તેણે ઝડપથી અત્તરની શીશીઓ પોતાના થેલામાં નાખવા માંડી.

બાદશાહને પોતાની ભૂલ સમજાઈ. એક વિદેશી અત્તરવાળાની આગળ પોતે હલકો પડયો તેનું તેને દુઃખ થયું. આ ભૂલને સુધારવાને માટે તેણે અત્તરવાળાને કહ્યું–'ભાઈ! શીશીઓ થેલામાં કેમ નાખો છો? જાવ એ બધી જ હું ખરીદી લઉં છું અને તમે તે મારા શાહી હોજમાં ખાલી કરી નાખો. જેટલું અત્તર તમારી પાસે હોય એ બધું જ મારા હોજમાં ઠાલવી દો....કહેશો એટલી મહોરો હું આપી દઈશ.'

અત્તરવાળો મનમાં હસ્યો, પણ પછી ધીરેથી બોલ્યો–' નામદાર! બુંદથી બગડી હોજસે ન સુધરે. બાદશાહ શરમીંદો બની ગયો.

## એ ટીપું તો હવે કાબુલ પહોંચી ગયું છે!

પંજાબ કેસરી મહારાજા રણજીતસિંહ એક સમયે અફઘાનિસ્તાનના રાજદૂતની સાથે વાતો કરી રહ્યા હતા તે સમયે એકાએક જ એક અત્તર વેચનારો મહારાજાના દરબારમાં આવી ચઢયો. મહારાજાએ તેને સત્કાર્યો અને પૂછયું–' જોઉં તો ખરો તારા અત્તર!'

અત્તરવાળાએ જાત જાતના અત્તર મહારાજાની આગળ રજુ કર્યાં, પણ મહારાજાના દિલમાં એક પણ અત્તર પસંદગી ન પામ્યું.

આ વખતે ઉતાવળથી કે પછી ગફલતથી એક શીશીમાંના અત્તરના ચાર છ ટીપાં નીચે જમીન પર પડયા. અત્તરવાળાએ તો એની દરકાર ન કરી પણ મહારાજાની નજર એ ટીપાં પર પડી. લાલચ-લોભને તેઓ રોકી શકયા નહિ. તેમણે એ જમીન પર પોતાની દાઢી ફેરવી દીધી.

મહારાજાના મુખ્ય મંત્રી ધ્યાનસિંહજીને આ ન ગમ્યું. પણ તેઓ ચૂપ રહ્યા. મહારાજાએ અત્તરની કિંમત પૂછી અત્તરવાળાએ કહ્યું–' તોલાના ૫૦૦ સોનાના સિક્કા લઈશ....'

'આ તો બહુ કહેવાય' બોલીને તેમણે કહ્યું–' મારે અત્તરની જરૂર નથી.'

અત્તરવાળો વિદાય થઈ ગયો. અફઘાનિસ્તાનનો રાજદૂત પણ ત્યાંથી ચાલી ગયો. હવે માત્ર મહારાજા અને મુખ્ય મંત્રી બે જ રહ્યાં.

મંત્રીએ કહ્યું, ' અફઘાનિસ્તાનના રાજદૂતની હાજરીમાં આપે આપની દાઢી ઘસી જમીન પરના અત્તરના ટીપાં સાફ કર્યાં તે ઠીક કર્યું ન કહેવાય. વળી આપે અત્તરવાળાને પાછો કાઢયો તે પણ વ્યાજબી ન કહેવાય. થોડુંક અત્તર પણ આપે ખરીદવું

હતું. આપ દાની છો, શાન્ત છો તે વાત સાચી છે પણ આ બન્નેની હાજરીમાં આપે આમ કર્યું એટલે આ લોકો એમજ માનવાના કે પંજાબ કેસરી મહાકંજૂસ અને લાલચું છે.

પ્રધાનજીની આ વાત મહારાજાને અસર કરી ગઈ. તેમણે કહ્યું–' તમારી વાત સાચી છે. હવે શું કરવું તે કહો ? '

આ માટે ફરી મસલત ચાલી. અન્તે નક્કી કરવામાં આવ્યું કે એ અત્તરવાળાની પાસેથી અફઘાનિસ્તાનના રાજદૂતની હાજરીમાં જ અત્તર ખરીદવામાં આવે અને તેને નષ્ટ કરી દેવામાં આવે. પણ કયા કારણથી ? કંઈક કારણ તો જોઈએને ? એક ઉપાય મળી આવ્યો. મકનો નામનો એક હાથી મહારાજાની ગજશાળામાં હતો. તેને શરાબ પીવડાવીને ગાંડો બનાવવામાં આવે. એનું ગાંડપણ જોવા મહારાજા તથા રાજદૂત વગેરે અનેકોને બોલાવવામાં આવે. આ વખતે મહાવત એવું કહે કે મકનાને અત્તરનું સ્નાન કરવવામાં આવે તો જ તેનું ગાંડપણ દૂર થઈ શકે.

આ યોજના મુજબ જ કરવામાં આવ્યું. સર્વના દેખતાં મહાહૂતે કહ્યું–' હાથીનું ગાંડપણુ દૂર કરવા તેને અત્તરથી સ્નાન કરાવવું આવશ્યક છે.'

મહારાજાએ હુકમ છોડયો, ' કાલે જે અત્તરવાળો દરબારમાં આવ્યો હતો તેને અહીં બોલાવવામાંઆવે અને તેની પાસેથી મોંઘામાં મોઘું અત્તર ખરીદવામાં આવે. ખર્ચની પરવા નથી પણ મારા મકાનનું ગાંડપણ દૂર થવું જોઇએ.'

મહારાજાની આ આજ્ઞાનું પાલન થયું. અત્તરવાળાની પાસેથી મોંઘામાં મોંઘું અત્તર ખરીદવામાં આવ્યું. અને મકનાને તેનાથી સ્નાન કરાવવામાં આવ્યુ. આ જોવા કાબુલનો રાજદૂત તથા બીજા અનેક ત્યાં હાજર હતાં. તેઓ આનંદથી આ જોઈ રહ્યા હતા.

રાજદૂત હવે વધુવાર પોતાના મનની વાત છૂપાવી શકયો નહિ તેણે મુખ પર હાસ્ય લાવી કહ્યું, ' સરદાર ધ્યાનસિંહજી, બુંદ વલાયત રફત....એટલે કે પેલું ટીપું તો વિલાયત ચાલી ગયું છે.'

કાબુલના રાજદૂતની કહેવાની મતલબ એ હતી કે હવે તમે અત્તરવાળાઓની સારીય દુકાનો પણ હાથી પર ઠાલવી દો તો પણ પેલું ટીપું કે જે જમીન પરથી ઉંચકાઇને દાઢી પર ચાલ્યું ગયું હતું તેનો અહેવાલ તો વિલાયત એટલે કે કાબુલ પહોંચી ગયો છે.'

સાચું જ કહ્યું છે–' બુંદથી બગડેલી વાત હોજથી પણ સુધરી શકતી નથી.'

### વહ પાની મુલતાન ગયા

આ કહેવત અંગેનો એક બીજો દાખલો પણ જાણવા જેવો છે.

એક સમયની આ વાત છે. ગુરુ ગોરખ-નાથ રૈદાસ ભક્તને મળવા ગયા. તરસ લાગતાં તેમણે પાણી માંગ્યું. રૈદાસજીએ ગુરૂના ખપ્પરમાં એ ભરી દીધું'

ગુરૂ ગોરખનાથને હવે ખ્યાલ આવ્યો કે રૈદાસ તો ચમાર જાતિના છે. તેમણે એ પાણી પીધું નહિ અને તેને ખપ્પરમાં જ રહેવા દીધું.

રૈદાસને ત્યાંથી ગુરૂ કબીર પાસે ગયા. કબીરે પૂછ્યું, 'મહારાજ! ખપ્પરમાં શું છે?' ત્યારે તેમણે સારીય વાત કહી બતાવી. કબીરની પુત્રી કમાલી કે જે પાસે બેઠી હતી તેણે આ વાત સાંભળી. તે રૈદાસની સિદ્ધિની વાતથી સારી રીતે વાકેફ હતી. તે એ પાણી પી ગઈ. પાણી પીતાં જ તેને દિવ્યજ્ઞાનની પ્રાપ્તિ થઈ.

કમાલીમાં આવું આકસ્મિક પરિવર્તન થતાં ગુરૂ ગોરખનાથને શુદ્ધિ આવી. તેઓ ભક્ત રૈદાસ પાસે પહોંચી ગયા અને ફરી પાણી માંગ્યું. આ દરમ્યાન વચમાં કમાલી પોતાના પતિની સાથે મુલતાન ચાલી ગઈ. રૈદાસે પોતાના યોગબળથી સારીય વાત જાણી લીધી અને પછી ગોરખનાથજીને કહ્યું–'પ્યાસ હતી ત્યારે પીધું નહિ તે વખતે તમને જાતિ અભિમાન થયું હતું હવે તો એ પાણી મુલતાન પહોંચી ગયું છે.

પ્યાવત થે તબ પિયા નહીં,
તબ તુમને બહુ અભિમાન કિયા;
ભૂલા યોગી ફિરે દિવાના
વહ પાની મુલતાન ગયા.

જે વાત પ્રથમથી જ બગડી જાય છે તે પુનઃ સુધરી શકતી નથી.





## ૧૦૭ ભણ્યા ગણ્યા ગધેડા!

કોઈ માણસ પંડિત હોય– ભણેલો હોય પણ તે વ્યવહાર શૂન્ય હોય તો લોકો કહેશે– આ તો 'વેદિયો' છે, 'વેદિયો ઢોર છે.' વેદિયો એટલે પુસ્તક પંડિત, સમજ્યા વગર પાઠ મોઢે કરનારો. જ્ઞાની તેના જ્ઞાનથી શોભે છે. પણ જ્ઞાનમાં જો વ્યવહારિક જ્ઞાન ન હોય તો એ જ્ઞાની 'ઢોર પંડિત' કહેવાય છે. આપણી કહેવત આવાઓને 'ભણ્યા ગણ્યા ગધેડાઓ' કે પછી 'પંડિત ગધેડાઓ'–થી પણ ઓળખે છે. રૂઢિ પ્રયોગમાં પણ આ શબ્દ વપરાય છે. 'ગધેડાં પંડિતો.'

બાદશાહના દરબારમાં એક વખતે બીરબલે કહ્યું, 'જહાંપનાહ, પંડિત–ગધેડાંઓ પણ હોય છે.'

'પંડિત ગધેડાઓ? સારોય દરબાર ચોંકી ઉઠયો.'

બાદશાહે કહ્યું–'બીરબલ! પંડિત ગધેડાઓ તેં જોયા છે?'

'જી, હા.'

'ખોટી વાત. આ બીરબલ આપણને મૂર્ખ બનાવે છે. ગધેડાઓ તે કંઈ પંડિત હશે? અમે કોઈ પંડિત ગધેડાઓ જોયા નથી દરબારના કેટલાકો બોલી ઊઠયા.'

'બીરબલ! શહેનશાહે કહ્યું- 'આવા પંડિત ગધેડાઓ તું અહીં દરબારમાં લાવે તો જ તારી વાત સાચી મનાય. દરબારને તું પંડિત ગધેડાઓ બતાવે તો જ તારી વાતનો સ્વીકાર થઈ શકે.'

'બંદો આ વાતને સહર્ષ સ્વીકારી લે છે. હું જહાંપનાહની સમક્ષ ભણ્યા-ગણ્યા ગધેડાઓ પેશ કરીશ. આપના દરબારીઓ જો એ ભણેલાઓનો ગધેડાઓ તરીકે સ્વીકાર કરશે તો આ તુચ્છ બંદાની વાત સાચી છે એનું પ્રમાણ મળશે.'

'તેને હું ત્રણ મહિનાની મુદત આપું છું આ સમયમાં તારે એ પંડિત ગધેડાઓને દરબારમાં હાજર કરવાના' બાદશાહે કહ્યું.

'આપનો હુકમ માથે ચઢાવું છું.' બીરબલે કહ્યું.

બીરબલે એક પાઠશાળાના અધ્યક્ષને પત્ર લખ્યો—

'બાદશાહ સલામતના દરબાર માટે આપની પાઠશાળાના સૌથી વધુ તેજ અને વિદ્વાન પાંચ વિદ્યાર્થીઓની જરૂર પડી છે માટે તેવા પાંચને આપ તરત જ દરબારમાં મોકલી આપશો. વિદ્યાર્થીઓ એવા હોવા જોઈએ કે જેઓ પોતાની વિદ્યાની ચરમ સીમાએ પહોંચ્યા હોય અને જેમને દુનિયાની હવાનો સ્પર્શ પણ ન થયો હોય.'

પાઠશાળાના અધ્યક્ષને બીરબલનો આ પત્ર મળ્યો. તેના આનંદની સીમા ન રહી તેણે ખાસ પસંદ કરીને પાંચ વિદ્યાર્થીઓને મોકલી આપ્યા. આ પાંચમાંનો પહેલો જ્યોતિષી હતો. એને મંડળીનો મુખી બનાવવામાં આવ્યો. વિદ્યાર્થીઓએ વિદાય વખતે અધ્યક્ષને પૂછયું, 'એમ કયા માર્ગેથી ગમન કરીએ?'

'તમારે આ બાબતમાં ચિંતા કરવાની જરૂર નથી. જ્યોતિષીજી પોતાની વિદ્યાના બળથી તેનો નિર્ણય કરશે.' અધ્યક્ષે કહ્યું.'

બીજો હતો બધી વિદ્યાઓનો આર્ય જ્યોતિષીજીની સમજમાં કંઈ વાત ન આવે ત્યારે આ પંડિતની સલાહ લેવી તેવું નક્કી થયેલું. બાકીના ત્રણમાં વૈયાકરણજી, વૈદજી અને વૈજ્ઞાનિકજી હતા. વૈયાકરણજીને ભોજન બનાવવાનું વૈદજીને શાકભાજી ફળફૂલ લાવવાનું અને વૈજ્ઞાનિકજીને અન્ય પરચુરણ સામાન ઘી આદિ લાવવાનું કામ સોંપવામાં આવ્યું.

રસ્તામાં આ પંડિતો ભોજન માટે રોકયા. વૈદજી શાકભાજી લેવા ગયા. પણ તેમને દરેક શાકમાં કંઈ ને કંઈ ખામી જણાઈ. આખરે તેમને એક ઝાડ જણાયું. એ લીમડાનું હતું. લીમડો વૈદરાજને ગુણકારી જણાયો. તેમણે એના માલિકને, કહ્યું 'મને એનો ભાજીપાલો આપો.'

'પૂછે છે શું? લઈ લ્યો....'

અને વૈદરાજ ઝાડ પર ચઢી ગયા. લીમડાના પાન તથા લીંબોળીઓ તોડી તેઓ ખૂબ પ્રસન્ન હતા. કારણ, તેને લાભદાયક શાકની પ્રાપ્તિ થઈ હતી.

વૈજ્ઞાનિક પણ ઉપડયા હતા. ચોખા-દાળ લોટ ઘી લેવા. બધી વસ્તુઓ ખરીદી તેઓ જ્યારે ચાલવા લાગ્યા ત્યારે તેમની નજર ઘીના તપેલામાં પડી. એમાં તમને પોતાનો

ચહેરો દેખાયો. અરે, આ ઘીમાં તો દર્પણનો ગુણ છે. એને ચાલતી વખતે એ હાલવા પણ લાગ્યું. વૈજ્ઞાનિકને ઘીના આટલા ગુણો માલમ પડી ગયા પણ એક શંકાનું નિરાકરણ ન થયું. શંકા એ હતી કે જે વાસણમાં ઘી છે તે વાસણે ઘીને ધર્યું છે કે ઘીએ વાસણને, પંડિતજીએ અનેક તર્કવિતર્ક કર્યા પણ શંકાનું સમાધાન ન થયું. અન્તે પ્રત્યક્ષ પારખું જોવા તેમણે વાસણને ઊંધું પાડયું. ઘી જમીન પર રેલાઈ ગયું. હવે વૈજ્ઞાનિકની સમજમાં ઠસી ગયું કે, વાસણે જ ઘીને ધર્યું હતું. પોતાની આ શોધથી પ્રસન્ન થતાં તેઓ મુકામે આવી પહોંચ્યા.

વૈયાકરણજીને ફાળે રસોઈ આવી હતી. તેમણે દાળ ઉકળવા મૂકી. ખદખદ અવાજ કરવા લાગી. વૈયાકરણજી વિચારવા લાગ્યા. આ 'ખદ' કઈ ધાતુ છે કે જેનું રૂપ 'ખદ-ખદ–ખદ' થાય છે. પણ તેમના મનનું સમાધાન ન થયું.

તેઓ દોડયા પંડિતજી પાસે. કહેવા લાગ્યા–'મહારાજ! દાળ મિથ્યા બકવાદ કરે છે. એનો કંઈ ઇલાજ છે ખરો?'

પંડિતજીએ-કહ્યું 'શાસ્ત્રોની સ્પષ્ટ આજ્ઞા છે કે જે બકવાદ કરે તેના મુખમાં ધૂળ નાંખો.'

વૈયાકરણજીને ઉપાય મળી ગયો. તેમણે ખોબો ભરીને ધૂળ દાળમાં નાખી દીધી. ધૂળ દાળમાં પડી એટલે અવાજ બંધ પડી ગયો. વૈયાકરણજીનું મુખ મલકાયું. મનમાં કહેવા લાગ્યા 'શાસ્ત્રોની વાત જ ન્યારી છે જડ પદાર્થો પર પણ તેનો પ્રભાવ છે.'

આમ અનેક બનાવો બન્યા બાદ આ પંડિતો આગ્રા નજીક આવી પહોંચ્યા. ફત્તેહપુર સીક્રી હજુ થોડુંક દૂર હતું. જ્યોતિષીજીએ કહ્યું આપણે સાંજના જ પ્રયાણ કરીશું. રાતના જ બાદશાહની મુલાકાત લઈશું. મુહૂર્ત ઉત્તમ છે.

સાંજના સમયે તેમણે મજલ શરૂ કરી. જોતજોતામાં અંધારૂં છવાઈ ગયું. તેમણે જે રસ્તો પસંદ કર્યો હતો તે નિર્જન હતો. રસ્તે કોઈ ફરકતું પણ નહોતું. અંધારામાં ભમતાં રખડતાં તેઓ ફત્તેહપુર સીક્રીની લગોલગ આવી પહોંચ્યા.

મહેલમાં પ્રવેશવાનો મોટો દરવાજો બંધ હતો. અંદર પ્રવેશવા માટે બીજો કોઈ માર્ગ નહોતો. પંડિતોએ જોયું કે એકે ઝરણું મહેલોમાંથી વહી રહ્યું છે. એ બહુ ઊંડું પણ નથી. આ માર્ગે જ જવામાં સફળતા મળશે.

તપાસ કરતાં માલમ પડયું તો એ ઝરણું શાહી મહેલની મોટી ગટર હતી. એમાંથી ગંદકી વિષ્ટા-વહી વહીને બહાર જતી હતી. રાત્રિના પાણીનો વપરાશ ઓછો થયો હતો એટલે એમાં બહુ ઓછું પાણી રહ્યું હતું.

પંડિતોએ આ માર્ગેથી જવા માંડયું. જોતજોતામાં તો તેઓ જોધાબાઈના મહેલમાં દાખલ થઈ ગયા. જોયું તો બાદશાહ સલામત આરામમાં હતાં. રોશની ઝાંખી ઝાંખી હતી. પંડિતોએ વિચાર્યું કે ઓળખપત્ર બાદશાહને આપવાનો આજ સમય શ્રેષ્ઠ છે. મુખ્ય પંડિતે અધ્યક્ષનો પત્ર તથા

ઓળખપત્ર કાઢયો પણ એકાએક આ પંડિતોને ખ્યાલ આવ્યો કે તેમના શરીરમાંથી તથા વસ્ત્રોમાંથી બદબૂ આવે છે ગટરની ગંદકીને સાફ કર્યે જ છૂટકો.

પણ આ ગંદકીને સાફ કેવી રીતે કરવી ? સ્નાન કરવાનો સમય નહોતો. પાણી પણ સમીપમાં ન જણાયું હવે કરવું શું ?

પંડિતો તર્કમાં ડૂબ્યા. એક પંડિતે કહ્યું, 'સ્નાનની પંચાતમાં પડીશું તો મુહૂર્તનો સમય પણ ચૂકી જવાશે. એક જ માર્ગ છે. શાસ્ત્રે કહ્યું છે કે નારી જાન્હવી તુલ્યયા. સ્ત્રી ગંગા સમાન છે. એનો સ્પર્શ કરીશું એટલે પાવન થઈ જઈશું.

'વાહ ! વાહ ! સરસ ઈલાજ બતાવ્યો. નારીરૂપી ગંગાજી પણ અહીં જ છે. હવે ઢીલ કરવાની જરૂર નથી. કરો શરૂઆત ડૂબકી મારો અને પાવન થાવ.'

તરત જ આ પંડિત ગધેડાઓ 'હર-હર ગંગા ભાગીરથી' 'જય ગંગે' 'જય માતા પતિત પાવની'. બોલતાં બોલતાં દાસીઓનાં પલંગો પર બિછાનાઓ પર ધસવા માંડયા.

તેમના અવાજથી દાસીઓ ઝબકીને જાગી ગઈ. પછી તો સારાય મહેલમાં શોર-બકોર વ્યાપી ગયો. ચોકીદારોએ તલવારો ખેંચી. દીવાઓના પ્રકાશમાં પંડિતો પકડાઈ ગયા. તેમને બાદશાહ સમક્ષ લાવવામાં આવ્યા.

બાદશાહ તેમને પૂછે તે પહેલાં જ જ્યોતિષીજીએ ઉચ્ચાર્યું–'હે મ્લેચ્છાધિરાજ ! અમે ચોર કે ડાકુઓ નથી. પણ પ્રયાગના પ્રસિદ્ધ પંડિતો છીએ. રાજા બીરબલના બોલાવ્યાથી અમે અહીં આવ્યા છીએ. આ પત્ર જુઓ....'

બાદશાહને પત્ર વાંચવા કે વંચાવવાનો સમય જ નહોતો તેણે પોતાની મહોર પિછાની. ચોકીદારોને આજ્ઞા કરી–'આ લોકોને વિશ્રામગૃહમાં રાખો. ખાવાપીવાની સગવડ પણ કરી આપો.'

બીજે દિવસે દરબાર ભરાતાં જ બાદશાહે હુકમ કર્યો–'કાલવાળા પંડિતોને દરબારમાં લાવો.'

તરત જ પંડિતોને માન સહિત દરબારમાં લાવવામાં આવ્યા. તેમને ઉચ્ચ આસનો પર પણ બેસાડવામાં આવ્યા.

ખાનખાના અબ્દુર્રહીમે બાદશાહની સૂચનાથી જ્યોતિષીજીને પૂછ્યું–'આપનું શુભ નામ શું છે ?'

જ્યોતિષીજીને ગુરૂના શબ્દો યાદ આવ્યા. ગુરૂએ કહ્યું હતું–રાજદરબારમાં કોમળ, મીઠા અને મધુર શબ્દો જ બોલવા જોઈએ એટલે તેમણે કહ્યું–'મધુકર યવન ! મારું નામ શર્કરા દાક્ષિણાચાર્ય જોષી છે.'

સભા આ નામ સાંભળતાં જ વિસ્મયમાં પડી ગઈ પણ એકમાત્ર બીરબલ જ હસી રહ્યો હતો.

અબુલફજલે પંડિતોને પૂછ્યું–'આપ ક્યાંથી પધારો છો ?'

મુખ્ય પંડિતજીએ નમ્રતાપૂર્વક કહ્યું 'મૃત્યુલોકના સ્વર્ગમાંથી.'

'મૃત્યુલોકનું સ્વર્ગ ? આ નવો દેશ વળી ક્યાંથી આવ્યો.' બાદશાહે કુતૂહલતાથી ધીરેથી પૂછ્યું.

'હે યવનાધિરાજ! આટલું પણ આપ જાણતા નથી? સર્વ તીર્થોમાં પ્રયાગ એ સર્વશ્રેષ્ઠ તીર્થ છે અને એટલે જ તેને મૃત્યુલોકનું સ્વર્ગ કહેવામાં આવે છે. અમે એ સ્વર્ગસમા દેશમાંથી આવીએ છીએ.'

'આગમનનું કારણ? અબુલ ફજલે પૂછ્યું.

'આપનો દરબાર શોભાવવા માટે અમે અહીં આવ્યા છીએ.' કહેતાંની સાથે જ વૈયાકરણજીએ પોતાનું શિર માથું નમાવ્યું પણ એ એટલું તો નીચું થયું કે તેઓ ઊંધા થઈ પલોટીયું ખાઈ ગયો અને પડયા મુલ્લા દોપ્યાજાની ઉપર....

આ જોઈ દરબાર હસી હસીને બેવડ વળી ગયો. મુલ્લાજી ગભરાયા શરીર ખંખેરતા તેમણે કહ્યું–'આ કોણ લોકો છે? અને ક્યાંથી ટપકી પડયા છે?'

તરત જ રાજા બીરબલ ઊભા થયા અને બોલ્યા 'આ ભણ્યા ગણ્યા પંડિત ગધેડાઓ છે....

બાદશાહના મુખ પર સ્મિત ફરકી ઊઠ્યું–'વાહ! બીરબલ વાહ! તું પંડિત ગધેડાઓ લાવ્યો ખરો....'

આ ભણ્યા ગણ્યા પંડિત ગધેડાઓને જોઈને દરબારને ખાતરી થઈ ગઈ કે પંડિત ગધેડાઓ હોય છે જ. જેઓ માત્ર ગણ્યા જ છે. પણ સંસારના જ્ઞાનથી શૂન્ય છે. વ્યવહારનું જ્ઞાન તેમને નથી. તેઓ માત્ર કોરા જ્ઞાની જ છે. દુનિયાદારીના જ્ઞાનનો તેમનામાં અભાવ છે. આવા જ્ઞાની–પંડિતોને કહેવતે 'પંડિત ગધેડાઓ' 'પોંગા પંડિત' 'વેદિયા ઢોર'ના શબ્દોથી નવાજ્યા છે.





## ૧૦૮ ભણ્યા પણ ગણ્યા નહિ

**વિદ્વાન** પંડિત સર્વત્ર પૂજાય છે. એની પ્રશંસા થાય છે. એને માન સન્માન મળે છે. લોકો તેની આજ્ઞાને અનુસરે છે.

પણ આવા વિદ્વાનોમાં જો સહજ બુદ્ધિ ન હોય, સામાન્ય બુદ્ધિની ઊણપ હોય તો તેમની વિદ્વતા વગોવાય છે. તેમનો ઉપહાસ થાય છે. તેમની નિંદા કરવામાં આવે છે. કહેવતે કહ્યું છે કે 'ભણ્યા પણ ગણ્યા નહીં.' માત્ર અભ્યાસ ભણતર–જ્ઞાન પૂરતું નથી. તેનો વ્યવહારિક અમલ થવો જોઈએ. અને આથી જ કહેવામાં આવ્યું છે કે 'ભણેલ કરતાં ગણેલ સરસ, ગણેલ કરતાં ફરેલ સરસ, ફરેલ કરતાં કઢાએલ સરસ.'

ભણેલા કરતાં સહજ બુદ્ધિવાળો સારો, સહજ બુદ્ધિવાળા કરતાં અનુભવી સારો, અનુભવી કરતાં કસાએલો સારો.

આ કહેવત કચ્છી ભાષામાં પણ છે. ભણેલનું ગણેલ વધે, ગણેલનું ફિરેલ વધે ફિરેલનું કસેલ વધે.' બીજી ભાષાઓમાં પણ હશે જ. એક ચાઈનીસ ભાષાની કહેવત અંગ્રેજીએ આપી છે. Learning without thought is labour lost, thought without learning is dangerous.' ફ્રેન્ચ ભાષાની પણ એક કહેવત છે. સમજ્યા વગરનું જ્ઞાન શા કામનું? હિન્દુસ્તાની ભાષાની કહેવત વધુ સ્પષ્ટ છે. 'પડે તો હૈ પર ગુને નહીં.' વિદ્યા તો ભણ્યા છે પણ તેનું મનન કર્યું નથી.

**ભણ્યા પણ ગણ્યા નહિ**

એક ગુરૂને ત્યાં કેટલાક વિદ્યાર્થીઓ રહી અભ્યાસ કરતાં હતાં. એમાં એક વિદ્યાર્થી જ્ઞાનદેવ પણ હતો. ગુરૂએ વિચાર્યું આ જ્ઞાનદેવ હવે ભણી રહ્યો છે. બધા શાસ્ત્રોમાં તે પંડિત થયો છે. દેખાવડો છે. તંદુરસ્ત છે તેને હું મારી એકની એક પુત્રી સુશીલા આપું તો કેમ? આ વિચાર આવતાં તેમણે એનો અમલ પણ કર્યો. તેમણે જ્ઞાનદેવની સાથે પોતાની પુત્રી સુશીલાનું પાણિગ્રહણ કરી દીધું. ગુરૂજીએ જમાઇને પોતાને ત્યાં જ રાખી લીધો.

પણ જમાઈ નીકળ્યો આળસુનો પીર-સસરાજીએ એક દિવસે તેને પ્રેમથી શિખામણ આપી. જમાઈરાજ! કંઈક ઉદ્યમ કરો. આમ ખાઈ પી શરીર વધારવું સારું નથી. નકામાં બેસી રહેવું ઠીક ન કહી શકાય. શાસ્ત્રે પણ કહ્યું છે. ઉદ્યોગં પુરુષલક્ષણમ્

પંડિત જમાઈરાજમાં સસરાજીના શબ્દો અસર કરી ગયા. તેમણે કહ્યું. 'હવે હું ઉદ્યમ કરીશ.'

બીજે દિવસ સસરાજી દેવ મંદિરેથી ઘેર આવ્યા અને જોયું તો ચોંકી ગયા. જમાઈરાજ ઘરનો પાયો ખોદી રહેલા જણાયા. તેમણે પૂછયું–'આ શું કરો છો.'

'ઉદ્યમ.'

'આવો ઉદ્યમ કરવા કરતાં તો કંઈ ન કરવું જ ઉત્તમ છે.' સસરાજીએ માથું ઠોક્યું.

સુશીલા વયમાં આવી. પતિ પત્નીની સુહાગરાત આવી. માતાપિતાએ પુત્રીને શણગાર-વસ્ત્રો વગેરેથી શણગારી શયનકક્ષમાં મોકલી. જ્ઞાનદેવ પણ રેશમી વસ્ત્રો પરિધાન કરી. તેલ અત્તર લગાવી ઠાઠથી બેઠો હતો. સુશીલા તેની સમીપ આવી. પતિને તેણે વંદના કરી. જ્ઞાનદેવે તેના હાથ પકડી તેનું મુખ ઊંચુ કર્યું. તેના અદ્ભૂત સૌંદર્યને જોઈ તે વિચારમાં પડી ગયા.

એ વિચારવા લાગ્યો. શાસ્ત્રનું વચન છે. ભાર્યા રૂપવતી શત્રુઃ રૂપાળી સ્ત્રી દુશ્મનની ગરજ સારે છે. માટે મારે એને પ્રથમથી જ શત્રુને બદલે મિત્ર બનાવી દેવી જોઈએ.

પણ કેવી રીતે? એટલામાં જ તેને યાદ આવ્યું.

**'નાસિકા મુખમંડનમ્'** નાક જ મુખ મંડળની સુંદરતા છે. બસ, એને જ મારે સાફ કરી દેવું.

પણ નાક કાપવું કેવી રીતે? હથિયાર તો જોઈએ ને? પાસે જ પાનદાન પડ્યું

હતું. એમાં સુડી હતી. વાહ! હથિયાર તો અહીં જ છે. તેણે સૂડીને હાથમાં લીધી. એને પહોળી કરી. ધાર પર જરા પોતાનો હાથ ફેરવ્યો. અહા તેજ છે. બસ, એનાથી જ નાક કાપી નાખવાનું.

અને તેણે સુશીલાને પકડી. તેના નાક સુડીની ધાર લાવ્યો. સુશીલા તત્કાળ થાકી ગઈ. તેણે ઝડપથી પતિનો હાથ હડસેલી દીધો. બૂમો મારતી એ બહાર નીકળી આવી.

'શું છે?' પુત્રીની ચીસો સાંભળી માતા પિતા બહાર નીકળી આવ્યા.

'મારું નાક કાપે છે!' પુત્રીએ રડતાં રડતાં કહ્યું.

પિતાનો ક્રોધ ભભૂકી ઉઠ્યો. અંદર જઈને જોયું તો જમાઈના હાથમાં ધારદાર સુડી હતી. તે બોલી રહ્યો હતો ભાર્યા રૂપવતી શત્રુ. સસરાજીએ ક્રોધમાં આવી જમાઈનું ગળું પકડયું અને તેને ઘરબાર કાઢી મૂક્યો.

જ્ઞાનદેવે કલાકો સુધી ઘર બહાર ઊભો રહ્યો. સસરાજીએ કાઢી મૂક્યો તો હરકત નહિ. ચાલી જઈશું. પણ શાસ્ત્રોએ લખ્યું છે કે પાંચની સાથે જ માત્રા કરવી જોઈએ. 'પંચભિઃ સહ ગન્તવ્યમ' એટલે આ ભાઈ પાંચની રાહ જોવા લાગ્યા. એક બે માણસો તો અનેક આવ્યા અને ગયા પણ એકી સાથે પાંચ કોઈ ન મળ્યા કે આવ્યા. થોડીક રાહ જોયા બાદ એક શબ લઈ ચાર મનુષ્યો જઈ રહ્યા હતા. જ્ઞાનદેવ એમની સાથે થઈ ગયો.

સ્મશાનમાં જ્ઞાનદેવ પહોંચ્યો તો ભૂખ લાગી ગઈ. જૂની વખતે ગુરૂજીએ ધક્કા તો માર્યા હતા પણ કાંઈક દયા આવતા થોડુંક ખાવાનું પણ બાંધી આપ્યું હતું. પણ એ પોતે એકલો કેમ ખાય? શાસ્ત્રોમાં લખ્યું છે કે–'ઈષ્ટ મિત્રોની સાથે જ ભોજન કરવું જોઈએ.'

એટલે શબ સાથે આવેલાઓને તેણે ખાવા માટે આગ્રહ કર્યો. પેલાઓ ચીઢાયા અને તેને મારવા દોડયા. લાચાર બની સ્મશાનના કુતરાઓને જ હવે તેણે મિત્ર બનાવવાનું ઈચ્છયું, શાસ્ત્રમાં લખ્યું છે કે કોઈની સાથે સાત પગલાં ચાલવાથી જ મિત્રતા બની જાય છે.

**પદે ન સપ્તપદે મૈત્રીઃ** તેણે કૂતરાઓને પોતાની સાથે સાત પગલાં ચલાવી લીધાં અને પછી તેમની સાથે જ તેણે ભાથું ખાધું.

સ્મશાન એક નદીના કાંઠા પર હતું, નદી છીછરા પાણીવાળી હતી. ઊંટ પર ટપાલના થેલા લાદી એક સરકારી નોકર આવી રહ્યો હતો. જ્ઞાનદેવે ઊંટ કયારેય પણ જોયું નહોતું. એ વિચારવા લાગ્યો. આ કોણ જીવ છે? શાસ્ત્રમાં લખ્યું છે કે ધર્મની ચાલ તેજ હોય છે. ધર્મસ્ય ત્વરિતા ગતિઃ જરૂર આ ધર્મ રાજા છે. એમને મારે ઈષ્ટ વસ્તુ અર્પણ કરવી જોઈએ. શાસ્ત્રમાં લખ્યું છે ઇષ્ટં ધર્મેણ યોજયેત પણ અહીં મારા ઈષ્ટ મંત્રો તો માત્ર કૂતરાઓ જ છે.

જ્ઞાનદેવ એક કૂતરાની ટાંગ પકડી અને તેને ઊંટ પર ઉછાળી દીધો. કૂતરો ઊંટની ગરદનમાં લટકી ગયો. ઊંટ ભડકયું. ટપાલના થલા વિખેરાઈ ગયા. સરકારી નોકર

જ્ઞાનદેવને પકડયો અને તેને રાજા પાસે લઈ જવા લાગ્યો.

'મને ક્યાં લઈ જાઓ છો.' જ્ઞાનદેવે પૂછ્યું.

'રાજાની પાસે' જવાબ મળ્યો.

જ્ઞાનદેવને શાસ્ત્રના વચનનું સ્મરણ થઈ આવ્યું.' ખાલી હાથે રાજાની પાસે જવું જોઈએ નહિ. 'રિક્તપાણિર્ન પશ્યેત રાજાનમ્: માર્ગમાં એક બકરીનું બચ્ચું આમતેમ કૂદી રહ્યું હતું. જ્ઞાનદેવે ચૂપકીદીથી તેને પકડી બગલમાં દબાવી દીધું. રાજાની પાસે પહોંચતાં જ્ઞાનદેવ રાજાને બધી ઘટના કહી સંભળાવી અને શાસ્ત્ર વચનો કહ્યાં.

જ્ઞાનદેવનું ભલું ભોળું મુખ જોઈ રાજા અને દરબારીઓ સૌ હસીહસીને બેવડ વળી ગયા. રાજા સમજી ગયો કે: આ મૂર્ખ છે. 'ભણ્યો છે પણ ગણ્યો નથી.' અને તેને છોડી મૂક્યો.

**ભણ્યા છો ખરા પણ ગણ્યા નથી.**

પઢે તો હૈ પર ગુને નહીં– ભણ્યા છે ખરા પણ તેનું મનન નથી કર્યું. અભ્યાસને બુદ્ધિથી–ચકાસી નથી. એક જ્યોતિષીએ પોતાના પુત્રને સારી રીતે ભણાવી ગણાવીને જ્યોતિષમાં હોશિયાર કર્યો. જ્યારે એ પૂરો જ્યોતિષી બની ગયો ત્યારે તેના પિતા તેને એક શ્રીમંતની પાસે લઈ ગયા. કહ્યું–'મારો પુત્ર હવે જ્યોતિષી થઈ ગયો છે. તેની પરીક્ષા લ્યો.'

શ્રીમન્તે કહ્યું–'ઠીક છે.'

પછી તેમણે પોતાના હાથમાં એક વીંટી લીધી અને મુઠ્ઠીવાળી કહ્યું–'મારા હાથમાં શું છે તે કહો?'

યુવાન જ્યોતિષીએ ગણિત માંડયું અને પછી કહ્યું–'આપના હાથમાં જે ચીજ છે તે ગોળાકાર છે. એમાં ધાતુ પણ છે. તેની વચ્ચે છેદ પણ છે. તેની સાથે પાષાણ પણ છે.'

આટલે સુધી તો તેનું કહેવું ઠીક હતું. પણ તેણે ક્યારેય પણ વીંટી જોઈ નહોતી. પોતાના ઘરમાં ઘંટી-તેનું પડ જોયું હતું. એટલે તે ઝટ દેતો બોલી ઊઠયો–'આપના સાથમાં ઘંટીનું પડ છે.'

જ્યોતિષી પંડિત હતો. તોપણ તેની બુદ્ધિમાં ન આવ્યું કે ચક્કીનું પડ મુઠ્ઠીમાં કેવી રીતે આવી શકે?'

શ્રીમન્તે કહ્યું–'મહારાજ! તમે ભણ્યા છો ખરા પણ ગણ્યા નથી.'

**કોરૂં જ્ઞાન નકામું છે:**

કોરૂં જ્ઞાન નકામું છે. જ્ઞાન વગર કરેલું કર્મ પણ નિરર્થક છે. જ્ઞાનથી અને બુદ્ધિથી સમજી વિચારીને કર્મ કરે તે જ ખરો પંડિત–વિદ્વાન. 'ભણ્યા કરતાં ગણ્યો ચઢે' તેનું તાત્પર્ય એ કે વિદ્વાન કરતાં અનુભવી ચઢે.

ક્યારેક કોરું જ્ઞાન સંકટ ઉત્પન્ન કરી દે છે. એક વિદ્વાન ચિંતક એક મકાનની અગાસી પર ગયાં. ત્યાં તેમણે છાણને પડેલું જોયું. છાણ જોઈ તેઓ પોતાની ફિલસૂફીમાં ડૂબી ગયા. અહીં છાણ ક્યાંથી અને કેવી રીતે આવ્યું? શું આ છત પહેલાં જમીન

પર હશે કે પછી ગાય છત પર ચઢી હશે. છત જો પહેલાં જમીન પર હશે તો તે ઉપર કેવી રીતે ચઢી આવી. છાણ સાથે એ કેવી રીતે ઉપર આવી ગઈ? જો ગાય છત પર આવી હશે તો તે ઉપર કેવી રીતે આવી ગઈ? અહીં એ પગથીયાં કેવી રીતે ચઢી શકી? પગથીયાં તો અહીં ઘણાં છે. આ બધા પ્રશ્નો એ દાર્શનિક પંડિતના મનમાં ઊઠવા માંડયા એના વિચારમાં ને વિચારમાં જ તેઓ ત્યાં ઊભા રહ્યા. આજ સમયે ઘરની નોકરડી છત ઉપર આવી. તેણે પંડિતજીને ચિંતામાં ઊભેલા જોયા એટલે પૂછ્યું, 'પંડિતજી! આપ શું વિચારી રહ્યા છો?'

પંડિતજીએ કહ્યું–'આ છાણ છે ને? એની જ ચિંતામાં ડૂબ્યો છું. સમજવામાં નથી આવતું કે છત નીચે ગઈ કે પછી ગાય ઉપર આવી? આ છાણ અહીં આવ્યું ક્યાંથી?'

નોકરડીએ હસતાં કહ્યું–'મહારાજ! આપ પંડિત છો પણ આપનું જ્ઞાન કોરૂં છે. છત નીચે ગઈ નથી કે નથી ગાય ઉપર ચઢી આવી. આ છાણ તો હું ઉપર લાવી છું. અગાસીમાં છાણા થાપવાને માટે....'

કોરૂં જ્ઞાન ક્યારેક આવી મુશ્કેલી ઊભી કરી દે છે.





# ૧૦૯ ભેંસનાં શીંગડાં ભેંસને ભારે

જે ચીજવસ્તુને તમે વખાણો તે ચીજવસ્તુ જવાની જ કે પછી તેનામાં કંઈક ખોડ–ખાંપણ પણ આવી ચઢે. આ માટેની એક સચોટ કહેવત છે–'વખાણેલી ખીચડી દાંતે વળગે.'

આવી જ એક બીજી કહેવત છે- 'ભેંસનાં શીંગડાં ભેંસને ભારે' જે શીંગડાં ભેંસ વખાણતી હતી તે જ શીંગડાં તેને ભારી પડયાં. કેવી રીતે? સાંભળો આ કહેવતની એક વાર્તા–

એક ભેંસ તેના સુંદર શીંગડાં માટે ખૂબ જાણીતી હતી. એનો માલિક પોતાની આ ભેંસ માટે અને તેના સુંદર શીંગડાં માટે ભારે અભિમાન લેતો હતો. એ ગામને કહેતો–મારી ભેંસ જેવી કોઈ ભેંસ આખા ગામમાં પણ નથી.

ભેંસ પોતે આ શીંગડાં માટે મગરૂબી ધરાવતી હતી. કોઈને પણ તે પોતાના શીંગડાંએ હાથ મૂકવા દેતી નહિ, એક માત્ર માલિક અને રખેવાળ જ તેના પર હાથ મૂકી શકતા હતા.

એક દિવસે આ ભેંસ એકલી જ ક્યાંક દૂર દૂર ચરવા ચાલી ગઈ. ચરતી ચરતી એ એક ઘીચ અને ઘાડાં જંગલમાં પહોંચી

ગઈ. મસ્ત રીતે ફરતી એક ઘીચ ઝાડીમાં આવી ગઈ.

અહીં તેણે એક જંગલી વેલાને પોતાના મોઢામાં ઝડપવા તેણે માથું ઝાડીમાં ઘુસાડયું તો ખરૂં પણ પાછું તે નીકળ્યું નહિ એના શીંગડાં એ ગીચ ઘટાદાર ઝાડીમાં ભરાઈ જ ગયાં.

જે શીંગડાને સૌ વખાણતાં હતાં-જેને માટે તે પોતે ગૌરવ લેતી હતી તે જ શીંગડાં તેનો કાળ બની ગયા. ભેંસ તરફડિયાં ખાઈને ત્યાં જ મરણ પામી.

ભેંસનાં શીંગડાં ગમે તેવા હોય તે કોઇને ભારે પડતાં નથી. માત્ર ભેંસને જ તે ભારે પડે છે. આ ભાવ પણ આ કહેવતનો છે.

આ કહેવત પરથી એક બીજી વાત પણ આપણા કહેવત સાહિત્યમાં મળી આવે છે.

તને પણ ભોં...ભોં અને તારાં
બાપદાદાને પણ ભોં...ભોં...

એક વ્યાપારીને એકદમ તાલેવંત થઈ જવાનો વિચાર આવ્યો. કેવી રીતે તાલેવંત થવું તેની યોજના તે વિચારવા લાગ્યો એટલામાં તેને એક યુક્તિ સૂઝી આવી અને તેણે તેને અમલમાં પણ મૂકી.

ગામના લોકો પાસેથી તેણે ભારે વ્યાજથી નાણાં કઢાવ્યાં. કોઇની પાસેથી હજાર બે હજાર તો કોઈની પાસેથી પાંચ સાત હજાર જે નાણું મળ્યું તે તેણે લઈ લીધું અને પછી આ નાણાંને તેણે સલામત સ્થળે મૂકી ગામમાં બુમ ઉડાવી કે ઘરમાં ચોરો આવ્યા હતા અને તેની માલમિલકત લૂંટી ગયા છે. આ માટેનો બધો વેશ તેણે એવી રીતે ભજવ્યો કે ઘણાને તેની વાત માનવી પડી.

પણ એક લેણદાર જરા પાકો નીકળ્યો. એક દિવસે રાત્રિના સમયે તે પેલા વ્યાપારીને ત્યાં ગયો અને બોલ્યો- 'ભાઈ, તું બધાને ઉલ્લુ બનાવે છે તે હું જાણું છું પણ તું મને ઉલ્લુ નહિ બનાવી શકે. તું મારું લેણું ભરપાઈ કરી ચૂકતે કરી દે તો હું તને એક એવી યુક્તિ બતાવું કે જેથી કોઈ માંગનારા તારી પાસે ઉઘરાણીને માટે આવી જ શકે નહિ.

'ભોં...ભોં...કરી ધસારો કરવો'

વેપારીએ ઠાવકે મોઢે કહ્યું–' મારી પાસે હાલ તો કંઇ જ નથી પણ પાછળથી હું તમારું લેણું ચૂકવી દઈશ.'

લેણદારે કહ્યું–' ઠીક છે હવે સાંભળ, કોઈ તારી પાસે નાણાં માંગવા આવે એટલે તારે દિવાનપણાનો ઢોંગ કરી ચાળા કરવા પછી ભોં....ભોં....કરી તારે તેમના ઉપર ધસારો કરવા. માંગનારાઓ સમજશે કે આ બાપડાના નાણાં ખરેખર ગયા છે અને તેથી તે ગાંડો બની ગયો છે. બસ, પછી તારો બેડો પાર છે.

વેપારીએ કહ્યું–' ઠીક છે. હવે આવું જ કરવું રહ્યું.

અને પછી તો જે માંગનારાઓ આવવા માંડયા તેની સામે તેણે ગાંડાનો ઢોંગ કર્યો અને તેમને ભોં....ભોં....કરી કરડવા માટે દોડવા માંડયું. માગનારાઓ સમજ્યા કે પૈસા જવાથી એ ખરેખર ગાંડો બની ગયો

છે. હવે એની પાસેથી કંઈ મળે તેવી આશા નથી.'

આમ આ યુક્તિ સફળ થઈ. માંગનારાઓ થાકી ગયા અને તેમણે માંગવાનું માંડી વાળ્યું. પેલો વેપારી હવે ચતુર બની ગયો. એ ગાંડો પણ બનતો અને ક્યારેક કંઈક ડાહ્યો પણ બની જતો. તોપણ મુખ્યત્વે એ મૌન જ રહેતો. જરૂર પડે હાથના ચાળા કે ભેં....ભેં તો કરતો જ હતો.

આ પ્રકારે હવે ઠીક થઈ ગયું એટલે પેલો યુક્તિ બતાવનારો ધણી હવે તેની પાસે આવ્યો અને બોલ્યો–'મારી યુક્તિ કેવી પાર પડી....? માંગનારાઓ પણ હવે કંટાળી ગયા છે....'

વેપારી કંઈ જ બોલ્યો નહિ, એ ચૂપ રહ્યો.

'તારે હવે મારાં નાણાં તો આપી જ દેવાં જોઈએ.'

'નાણાં....? નાણાં કેવાં અને વાત કેવી....?' કહી તેણે 'ભેં....ભેં....કર્યું' અને પછી પોતે ગાંડો કૂતરો હોય તેમ તેને કરડવા માટે ધસ્યો.

પેલો ગભરાઈ ગયો, 'અલ્યા, મને પણ ભેં....ભેં....કરે છે....?'

'તને પણ ભેં....ભેં....અને તારા બાપદાદાને પણ ભેં....ભેં...., ચાલ્યો જા.... અહીંથી.'

પેલાએ જોયું કે, આ તો આપણા કરતૂક આપણને જ નડ્યા–ભેંસના શીંગડા ભેંસને ભારી પડયાં એ સમજી તે બાપડો ત્યાંથી પોક મૂકી ચાલતો થયો.

'મિયાઉં'

આ વાર્તા થોડાક પાઠફેર સાથે બીજી રીતે પણ કહેવાઈ છે. એમાં ભેં....ભેં....ને બદલે 'મિયાઉં' આવે છે. વેપારીને યુક્તિ બતાવવામાં આવી કે તારી પાસે જે કોઈ લેણદાર રકમ માંગવા આવે તેને તારે કંઈ-પણ ઉત્તર ન આપતાં માત્ર' 'મિયાઉં' જ કહેવું. આથી લેણદારો માનશે કે આ બિચારો ગાંડો થઈ ગયો છે, તો પડયા પર પાટું શી મારવી? એટલે તેઓ ઉઘરાણી કરતા બંધ પડશે.

અને પછી તો તે વેપારીએ આવું જ કર્યું. જે કોઇ ઉઘરાણીએ આવે તેને એ કહેતો 'મિયાઉં'....

એક લેણદાર ગયો અને બીજો આવ્યો. 'મારી રકમ આપો....'

'મિયાઉં....!'

'આમ 'મિયાઉં' શું કહો છો? પૈસા જોખી આપો....' લેણદાર કહેતો.

'મિયાઉં!'

'તમે તે કેવા છો? આબરૂ-બાબરૂ છે કે નહિ....' લેણદાર અકળાઇને બોલી પડતો,

'મિયાઉં!!'

આખરે એ ચાલી જતો. વેપારી પણ એવો કે 'મિયાઉં' સિવાય કંઈ જ બોલતો નહિ, ઘરમાં બૈરી–છોકરા આગળ પણ તે 'મિયાઉં' જ કહેતો....

એનું આ નાટક બરાબર પાર ઉતર્યું. તને તો મિયાઉં પણ તારા બાપને પણ મિયાઉં!

જેણે આ સલાહ આપી હતી તે લેણદાર વેપારી પાસે આવ્યો અને કહેવા લાગ્યો- ‘તેં ઠીક વેશ ભજવ્યો. લોકો તો તને ખરેખર ગાંડો જ સમજી બેઠા છે. હવે કોઈ તારી પાસે આવે એમ નથી માટે મારા નાણાં મને આપી દે.’

વેપારીએ કંઈ જવાબ ન આપ્યો. પણ કહ્યું: ‘મિયાઉં!!’ અલ્યા, મને મિયાઉં કરે છે?’ પેલાએ ચકિત થઈ પૂછયું. ‘હા.... હા.... તને તો મિયાઉં પણ તારા બાપને પણ મિયાઉં....પેલો પસ્તાઈને ચાલ્યો ગયો- હાથના કરેલ હૈયે વાગે છે તે એનું નામ.





# ૧૧૦ ભેંસ ભાગોળે, છાશ છાગોળે અને ઘરમાં ધમાધમ

**માણસ** સદા કલ્પનામાં રાચતો રહે . પણ એ કલ્પના જ્યારે વિકૃત બને છે ।ારે તે તરંગોમાં ફેરવાઈ જાય છે અને આ ..રંગો ક્યારેક હવાઈ-આકાશી સ્પર્ધા કરતાં પણ થઈ જાય છે.

કહેવતે આવા તરંગોને ‘શેખચલ્લીના વિચાર’નું નામ આપ્યું છે. અને શેખચલ્લીના વિચાર પણ કેવા અદ્દભુત હોય છે તેની ઝાંખી પણ આપણા કહેવત સાહિત્યમાંથી મળી આવે છે. એક શેખચલ્લીએ વિચાર કર્યો-જેટલાં પાંદડાં છે એની રોટલીઓ બની જાય અને જેટલું પાણી છે એનું ઘી બની જાય તો?-

પત્તેકી રોટી ઔર પાનીકા ઘી બન જાય, તો બંદા ઝબોલ ઝબોલ ખાય....તો પછી શું? આ સેવક ઘીમાં બોળી બોળીને રોટલીઓ ખાવા માંડે....

આવા વિચારો જ્યારે કરવા જ બેઠા છીએ ત્યારે એમાં મર્યાદા કેમ મૂકાય? નાના વિચારો શા માટે કરવા? મનના મલીદા વાળવા ત્યારે મોળા શા વાળવા? દરિયો શા માટે ઘેર ન લાવી શકાય?

આવા તરંગોમાં - વિચારોમાં જ્યારે બીજાઓ ભળે છે ત્યારે ઝઘડો પણ થઈ જાય છે. અને જ્યારે આવો ઝઘડો-લડાઈ થઈ જાય છે ત્યારે ડાહ્યાઓ કહી દે છે તમારા તરંગોને પાયો જ નથી. હોય તો બતાવો. ક્યાંથી બતાવે? તરંગને માત્ર આકાશી ટેકો જ હોય છે અને તે પણ અદ્ધરીયો-ક્ષણમાં તૂટી જનારા પરપોટા જેવા જ તરંગો પણ

છે. આવું બને છે ત્યારે લોકો કહે છે-'ભેંસ ભાગોળે, છાશ છાગોળે અને ઘરમાં ધમાધમ...'

આ કહેવત એક બહુ મજબૂત કહેવત છે અને તે સચોટ પણ છે. આ કહેવતની વાર્તા છે–

કોઈ એક યાચકને મકર સંક્રાન્તિના દિને કાળી દોણીઓ દાનમાં મળી. તેણે ઘેર આવીને એ પોતાની સ્ત્રીને આપી. સ્ત્રીએ દોણીઓ જોઈ કહ્યું–'વાહ! ખૂબ મઝાની છે. જાણે દૂધનાં ગોરસાં થાય એવી છે.'

આ સાંભળી પેલા માણસે પોતાની સ્ત્રીને કહ્યું-'મારો વિચાર એક ભેંસ લાવવાનો છે. તું જો કહેતી હોય તો એક ભેંસ લાવું. ત્યારે તે બોલી–'વિચાર તો બહુ જ સારો છે. જો ભેંસ લાવવી હોય તો તરત જ લઈ આવો, કારણ મારી માને દૂધની તર જોઈએ છે. તમે ભેંસ લાવો તો હું એ આપી શકું.'

ધણીએ કહ્યું, 'તારી માને દૂધની તર આપવાને માટે ભેંસ નથી લાવતો. દૂધની તર હું જ કાં નહિ ખાઉં?'

સ્ત્રીએ કહ્યું-'ના, મારી મા વૃદ્ધ છે. એને ઇચ્છા થઈ છે તો હું તેને જ આપીશ.'

ધણીએ કહ્યું–'ખબરદાર', જો એ ડોસીને આપી છે તો–હું જ એ ખાઇશ....'

આમ પતિ-પત્ની બન્ને ઝઘડી પડયાં ખૂબ લડયાં. એક પાડોશીએ આ ઝઘડો જોયો. કારણ પણ જાણ્યું. પછી તે એક ડાંગ લઈ તેમની આગળ આવ્યો અને જે કાળી દોણીઓ પડી હતી તેને ફટાફટ ડાંગના ફટકાઓથી ફોડવા માંડી. આ જોઈને બન્ને બોલી ઊઠયાં–'હાં....હાં....આ શું કરો છો? અમારી દોણીઓ કેમ ફોડી નાખી?'

પાડોશીએ કહ્યું– 'કેમ નહિ ફોડી નાખું? તમારી ભેંસ આવીને મારું આખું ખેતર ચરી ગઈ છે. તમે એને બાંધતાં કેમ નથી?'

ધણીધણીયાણીએ કહ્યું– 'કેવી વાત કરો છો હજી અમે ભેંસ કયાં આણી છે?'

'જો ભેંસ આણી નથી તો પછી તેના દૂધની તર માટે લડાઈ શા માટે કરો છો?'

પતિપત્ની પોતાની મૂર્ખતા સમજી ગયાં. લડવા–ઝઘડવાનું છોડી દીધું અને પછી ચૂપ થઇ ગયાં. આ વિશેનો એક દુહો પણ છેઃ–

ઘરે ભેંશ આણી નહીં,
આણ્યાં ડાબર સાત,
ઝઘડો માંડયો દંપતી
દુધતરીની વાત.
અર્થ હીણો ઝઘડો સુણી,
બુદ્ધિવંત આયો દોડી,
ઝઘડો તેણે ભાંજીયો,
ડાબર સઘળાં ફોડી,
પીઅરીઆઓને છાશ વહેંચી કેમ દીધી?

આવી જ એક બીજી વાત પણ આ કહેવતને સાર્થક કરતી છે. હજુ ભેંસ તો આવી નથી છાશ કરી પણ નથી ત્યાં તો વરવૈરી લડી પડયાં. ધમાધમ શરુ થઈ ગઇ....

એક શેખચલ્લી પર દયા આણીને કોઈ કે તેને પોતાની પુત્રી પરણાવી. શેખચલ્લી તો વહુના આવવાથી રાજી રાજી થઈ ગયો. છોકરીના બાપે છોકરીને કહી દીધું હતું–

'દીકરી, તારે મુંઝાવાની જરૂર નથી. હું તને એક દુઝતી ભેંસ લઈ આપીશ. તેનાથી તું દૂધ, દહીં, છાશ કરીને ગુજરાન ચલાવી શકશે.

બાપે ભેંસ આપવા માટે કહ્યું-એટલે છોકરીને ધીરજ આવી. તેણે વિચાર્યું-બાપા જી ભેંસ તો હવે આપવાના જ પણ એને બાંધવા દોરડું તો જોઈશે ને? હું બાંધીશ શેનાથી? એટલે તેણે બજારમાંથી એક જાડું દોરડું ખરીદ્યું અને તે ઘર તરફ આવવા લાગી.

એટલામાં એક સ્ત્રીએ તેને બૂમ મારી: 'ચંપા બહેન! આમ ઉતાવળા ઉતાવળા ક્યાં ચાલ્યાં?'

'ઘેર જાઉં છું મારા બાપ ભેંસ આપવાના છે તેને બાંધવા માટે આ દોરડું લીધું છે.'

'વાહ! આ તો સારી વાત કહેવાય હેં ચંપાબહેન! તમે અમને છાશ તો આપશોને?'

'એવું શું બોલ્યાં? તમને નહિ આપું તો કોને આપું?' કહીને ચંપાએ ચાલવા માંડયું.

બેએક પીઅરીયા સામે જ મળ્યાં. ચંપાએ તેમને કહ્યું- 'છાશ માટેની ગોળી ક્યાં મળશે?'

'ચાલો અપાવી દઉં.' કહીને પીઅરીયાઓ ચંપાને એક કુંભારને ત્યાં લઈ ગયાં. ગોળી જોઈ ચંપા ખુશખુશ થઇ ગઇ. સુંદર મોટી-મોટી ગોળીઓ હતી.

એક ગોળી ચંપાએ ખરીદી લીધી. પીઅરીયાએ પૂછ્યું- 'ચંપા અમને તો છાશ આપશે ને?

'એ શું બોલ્યા? તમે પહેલાં....'

ચંપા ઘેર આવી. શેખચલ્લી ઘરમાં જ હતો. ચંપાએ તેને બધી વાત કહી ગોળી અને દોરડું પણ બતાવ્યું. ભેંસ ક્યાં બાંધવાની છે તે સ્થળ પણ તેણે તેને બતાવી દીધું.

ચંપાએ કહ્યું- 'આપણે ત્યાં ભેંસ આવવાની છે તે જોઈને તો સૌ રાજી-રાજી થઈ ગયા. મારા પીઅરીયાઓએ તો મને પૂછ્યું 'ચંપા! અમને તો છાશ આપશોને?' મેં કહ્યું- 'તમને કેમ નહિ આપું? તમે તો પહેલાં....'

શેખચલ્લી વચ્ચે જ બોલી ઊઠયો, 'તો તેં એમને છાશ આપવાની હા કહી.'

'તો ના કહેવાય?' ચંપાએ હસતાં હસતાં કહ્યું.

'મૂરખ? જો આમ જ છાશ સૌને આપી દેશે તો પછી આપણે વેપાર શાનો કરીશું – અને કાલ ઊઠીને આપણને છોકરાંઓ થશે- અને તેના છોકરાઓ થશે તો આપણે તેમને છાશ કેવી રીતે પીવડાવી શકીશું? અભાગણી! અત્યારથી જ છાશ વહેંચી દીધી....' કહીને શેખચલ્લીએ વહુને ટીપી નાખી....

બાપડી ચંપા તો મારથી ચીસેચીસ પાડવા લાગી. પાડોશીઓ દોડી આવ્યા. કોઈકે શેખચલ્લીને ઠપકો આપ્યો- 'બાપડી વહુને મારે છે કેમ?'

શેખચલ્લીએ કહ્યું– 'મારું નહિ તો શું એની પૂજા કરું ? એણે બધી જ છાશ તેના પીઅરીયાઓને વહેંચી દીધી. હવે અમે વેપાર શાનો કરીશું ? અમારાં છૈયાંછોકરાં છાશ ક્યાંથી પીશે ?'

શેખચલ્લીની વાત સાંભળી પાડોશીઓ હસવા લાગ્યા. તેમણે કહ્યું, 'ભાઈ ! ભેંસ ક્યાં છે ? બતાવ તો ખરો ?'

શેખચલ્લી માથું ખંજવાળવા લાગ્યો. તેણે ચંપાની સામે જોયું. ચંપાને હવે બોલવું પડ્યું– 'મારા બાપુજીએ તે આપવાનું કહ્યું છે ?'

'કહ્યું જ છે ને ? આપી તો નથીને ? તેમાં તમે વર–બૈરી ઝઘડો કેમ કરો છો ? ભેંસ તો હજુ આવી નથી– છાશ તો થઈ નથી અને ત્યાં આ ધમાધમી... અને એ મૂરખ ! લગ્નને તો હજુ દશબાર દિવસ થયાં નથી ત્યાં છૈયાં-છોકરાંની ચિન્તા કેમ કરે છે....સાવ....મૂરખ જ છે !!'

પાડોશીઓના મેણાં–ટપકાથી વરબૈરી શરમાઈ ગયાં. બન્ને વચ્ચે પુનઃ સુલેહ થઈ ગઈ.

એક કહેવતે સાચું જ કહ્યું છે—

ઘઉં ખેતમેં
બેટા પેટમેં
ઔર શાદી વસંતપંચમી કી....

★



## ૧૧૧ મન ચંગા તો કથરોટમાં ગંગા

'મન ચંગા તો કથરોટમાં ગંગા'

આ કહેવત મૂળ છે હિંદુસ્તાની પણ આપણા ગુજરાતમાં પણ તે વ્યાપક બની ગઈ છે. એની ઉત્પત્તિ ચમાર ભક્ત રૈદાસના સમય જેટલી જૂની છે.

મન સાફ હોય-સ્વચ્છ હોય તો કથરોટમાં પણ ગંગાજી આવી જાય છે. આપણે ત્યાં સ્નાન કરતી વખતે આપણે હરે ગંગા-કાશી-નર્મદા–ગોદાવરી વગેરે નદીઓના નામનો ઉચ્ચાર કરીએ છીએ. એની પાછળનું રહસ્ય એ છે કે આપણે જે સ્નાન

છે. શ્રદ્ધા મોટી વાત છે. ઘેર બેઠાં ગંગા, વગેરે કહેવતો મનની ભાવના પર રચાયલી છે. મન જો સ્વસ્થ હોય–શુદ્ધ હોય તો ઘરમાં જ ગંગાને સમજવી.

**ગંગાએ પ્રગટ થઈ સોનાનું કડું આપ્યું.**

ગુરૂ રામાનંદના બાર શિષ્યોમાં રૈદાસ ભક્ત પણ મોટા સાધુ અને મહાત્મા ગણાતા હતા. જાતિના તેઓ ચમાર હતા. પણ ભક્તિમાં–મનની સાધનામાં તેમનો કોઈ જોટો નહોતો.

એક દિવસે તેઓ પોતાના સ્થાનકે ચામડું સીવી રહ્યા હતા. તહેવારનો દિવસ હતો. કેટલાક યાત્રીઓને તેમણે ગંગા સ્નાન માટે જતાં જોયા, ભક્તનું હૃદય ભાવનાથી પ્રસરી ગયું. તેમણે યાત્રીઓને કહ્યું–'ભાઈઓ ! મારું એક કામ કરશો ? આ કોડીઓ તમે મારું નામ લઇને ગંગાજીને આપી દેજો.'

યાત્રીઓએ કહ્યું–'ઠીક છે–ભકત ! તારું આ કામ અમે કરી દઇશું.'

અને યાત્રીઓએ જવા પગ ઉપાડયા ત્યાં જ રૈદાસે પુન કહ્યું, 'પણ ભાઇઓ ! આ કોડીઓ તમે ત્યારે આપજો કે જ્યારે ગંગામાતા તે લેવાને માટે સાક્ષાત્ પ્રગટ થાય ત્યારે જ આપજો એ વગર નહિ.'

'સારૂં ભકત....'

યાત્રીઓ ગંગાજીએ આવ્યા. સ્નાન કર્મ કર્યું. પછી એમાંના એકે કહ્યું–'ગંગામાતા ! આ કોડીઓ લ્યો. તમારા ભક્ત રૈદાસે એ તમારે માટે મોકલી છે.'

અને ચમત્કાર થયો. ગંગામાતાએ હાથ લંબાવી એ કોડીઓ સ્વીકારી લીધી. યાત્રીઓના વિસ્મયનો પાર ન રહ્યો.

ત્યાં જ બીજો ચમત્કાર પણ થયો. ગંગાજીએ પોતાનો બીજો હાથ લાંબો કર્યો અને કહ્યું : 'આ સોનાનું કડું તમે રૈદાસને મારી પ્રસાદી તરીકે આપી દેજો.'

યાત્રીઓએ એ સોનાનું કડું લઈ લીધું. પણ તેમના મનમાં પાપ વસ્યું. તેમણે વિચાર્યું, 'આ સોનાનું કડું આપણે રાજાને આપીશું. તો રાજા આપણને કંઈક ઈનામ જરૂર આપશે. ચમાર આ કડાને કરશે શું ? એને રાખશે કયાં ?'

અને યાત્રીઓએ એ કડું રાજાને ભેટમાં આપી દીધું. રાજા પ્રસન્ન થઈ ગયા. તેણે યાત્રીઓને સારૂં ઇનામ આપ્યું.

રાણી તો આ સોનાના કડાને જોઈ પ્રસન્ન બની ગઈ. પણ કડું તો એક જ હતું. જ્યારે હાથ હતાં બે. તેણે રાજા આગળ હઠ પકડી. મને આવું જ બીજું કડું પણ લાવી આપો.

રાણીની હઠ આગળ રાજા કાયર બની ગયો. તેણે પેલા યાત્રીઓને બોલાવ્યા અને તેમને ફરમાવ્યું–'જાવ, આવું જ બીજું કડું પણ લઈ આવો રાણીએ હઠ લીધી છે.'

**અને કથરોટમાંથી બીજું કડું નીકળ્યું.**

યાત્રીઓ વિચારમાં પડયા. પાપ કર્યું પણ તે પચ્યું નહિ. હવે તો તે છાપરે ચઢીને બોલવા તૈયાર થઈ ગયું. આખરે હારીને તેઓ ભક્ત રૈદાસ પાસે ગયા. તેમને

બધી વાત વિગતથી કહી અને પછી હાથ જોડી કહ્યું : 'ભકત ! અમારું આ સંકટ દૂર કરો.'

રૈદાસે યાત્રીઓનો ગુન્હો માફ કર્યો. પોતાની કથરોટમાં પાણી ભર્યું હતું. આ પાણીનો ઉપયોગ તેઓ ચામડું ધોવા માટે કરતા હતા. તેમણે ગંગામાતાનું સ્મરણ કર્યું અને પછી એમાં હાથ નાખ્યો.

થોડીક વારમાં જ તેમણે એમાંથી બીજું કડું બહાર કાઢ્યું અને યાત્રીઓને તે આપતાં કહ્યું : 'લ્યો, રાજાને આ આપી દેજો....'

જેનું મન-ચિત્ત શુદ્ધ છે તેણે ગંગા કે તીર્થમાં પણ જવાની જરૂર નથી. રૈદાસનું ચિત્ત શુદ્ધ હતું એટલે ગંગા ખુદ તેમની કથરોટમાં આવી ગયાં હતાં-અને તેમને ઇચ્છિત વર આપી દીધો હતો.

મન એટલે હૃદય. ઇચ્છા—આપણી આન્તરશકિતને પણ મન કહેવામાં આવે છે.

મન તો માંકડા જેવું છે.

મન મજબૂત હોય- દ્રઢ હોય. સ્થિર હોય યા અનેક જટિલ કાર્યોને પણ ઉકેલી શકાય છે. યોગીઓ મનને વશમાં લાવીને અનેક સિદ્ધિઓ મેળવી શકે છે. કહેવતે કહ્યું છે કે 'મન તો માંકડા જેવું છે.' વાંદરો જેમ કૂદકાઓ મારતો રહે છે તેમ મન પણ અનેક કૂદકાઓ મારતું જ રહે છે. તેની ઇચ્છાઓનો અંત હોતો નથી. અનેક મનોરથો તે ઘડે છે મનમાં તે પરણે છે અને મનમાં જ તે રાંડે છે.' આવું બનતું જ રહે છે.

મનથી જ મનુષ્ય નિર્બળ બની જાય છે જે હારીને હતાશ બની જાય છે તે કદી પણ સફળ થતો નથી. દ્રઢ મનવાળો જ મુશ્કેલીમાં પણ મુશ્કેલ કાર્ય કરી શકે છે. એટલે જ કહ્યું છે કે–

મન કે હારે હાર હોય
મન કે જીતે જીત.

કેટલીક વખત એવું પણ બને છે કે મન પવિત્ર થતું નથી અને લોકોને બતાવવા માટે ભક્તિનો–પવિત્રતાનો ડોળ પણ કરવો પડે છે. આવા મનને દુનિયાએ 'બગભગત' તરીકે પણ ઓળખાવ્યા છે.

જેનું મન બદલાતું નથી. જેને મનનો રંગ ચઢતો નથી. તેને માટે કહેવાય છે કે તેના મનને હજુ રંગ ચઢયો નથી. માત્ર ચુનરી એટલે કે કપડાં જ રંગાય છે. ભકત કબીરનો દુહો જાણવા જેવો છે.

મન ના રંગાયે,
રંગાયે જોગી કપડાં;
દઢિયા બઢાય, ઔર
જોગી હો ગયા બકરા.

દંભી બાવાઓ માટે આ વ્યંગ કેટલો સચોટ છે ? બીજી પણ કબીરની ઉકિત જાણવા જેવી છે.

મુખ મેં રામ,
બગલ મેં છૂરી;
કહત કબીર
નિયત હૈ બુરી.

મનનો મેલ જાય તો જ પવિત્રતાને પામી શકાય. એ વગર નહિ. સ્પષ્ટ કહ્યું છે કબીરે–

ન્હાયે ધોયે ક્યા ભયા,
જો મન મેલ ન જાય;
મીન સદા જલ મેં રહે,
ધોયે બાસ ન જાય.





## ૧૧૨ મણનું માથું જજો, પણ નવટાંકનું નાક ન જશો

'મણનું માથું જજો, પણ ટીચકા જેટલું નાક ન જજો.' આજ કહેવત થોડાક ફેરફાર સાથે બીજી રીતે પણ પ્રચલિત છે–'મણનું માથું જજો, પણ નવટાંકનું નાક ન જશો.' એમાં બન્નેનો અર્થ સરખો જ છે. માથા કરતાં નાકનું મહત્ત્વ વધું ગણાયું છે. નાક અણીયારૂં હોય–નોકવાળુ હોય તે ધરાવનાર રૂપાળો, સુંદર–નોકીલો ગણાય છે. પણ નાક જો ચીબુ હશે–ચપટું કે ખોડવાળું કે પછી બેઠેલું હશે તો તે માણસને કદરૂપો–બેડોળ નકટો ગણવામાં આવશે.

### નાકને માટે સંગ્રામ ખેલાયા

આમ સર્વ અંગોમાં નાકને શ્રેષ્ઠ ગણવામાં આવેલું હોવાથી નાકને માણસની શાખ–કીર્તિ–મહાઈના સૂચકરૂપ પણ ગણવામાં આવ્યું છે. 'નાક કાપવું' એટલે કે શોભા–આબરૂ ઓછી કરવી. કલંક લગાડવું. 'નાક ઘસવું' એનો અર્થ પસ્તાવા કરવા–માફી માગવી–મંગાવવી. આગળના રાજવીઓ યુદ્ધમાં હારેલા રાજવીઓની પાસે ભર દરબારમાં નાક ઘસાવતા હતા. 'નાક નીચું થવું'–આબરૂ–કીર્તિ ઓછી થવી. 'એ આવ્યો ખરો પણ નાક લઇને ગયો.' આ પ્રયોગમાં માણસના મહત્ત્વની તેની આબરૂની વાત કહેવાઈ છે. એ માનથી ગયો–શોભાથી ગયો. આમ અનેક રીતે સર્વ અંગોમાં નાકને જ શ્રેષ્ઠ ગણવામાં આવ્યું છે અને તેથી તેનો ઉપયોગ માણસની શાખ–કીર્તિ–આબરૂમાં થવા પામ્યો છે.

રાજવીઓ–શેઠલોકો–મુત્સદ્દીઓ પોતાની શાખ–આબરૂ–નાક જાળવવા મૃત્યુને પણ હોડમાં મૂકતાં હતાં. રાણા પ્રતાપે રાજપૂતોના વટ ખાતર–નાક માટે અન્ત સુધી સંગ્રામ જ કર્યો. નાકના રક્ષણ માટે પૃથ્વીરાજ અને ચંદ બારોટ કપાઈ મર્યા. શીલ–આબરૂના રક્ષણ અર્થે પદ્મિની અને અસંખ્ય રમણીઓ જીવતી બળી મરી. આ બધું થયું માત્ર નાકને માટે આબરૂને માટે.

### એક હજાર રૂપિયાની એક શેર કાકડી મુનીમે શા માટે લીધી?

અમદાવાદની બજારમાં શાક વેચનારા-

ઓની હાર લાગી ગઇ હતી. જાત જાતનાં શાકભાજી હતાં. શેઠ અમૂલખનો મહેતાજી બજારમાં શાક ખરીદવા નીકળ્યો હતો. શેઠાણીએ ખાસ કહ્યું હતું 'મહેતાજી! કુમળી કાકડી ખાસ લેતા આવજો. શેઠજીને તે ખાવાનું મન થયું છે' અને મહેતાજી કુમળી કાકડી લેવા બજારમાં ઘૂસી રહ્યા હતા.

કાકડીની ઋતુ નહોતી. એટલે તે ક્યાંય પણ દેખાતી નહોતી. આખું શાક બજાર ફરી વળ્યા તો પણ મહેતાજીને કુમળી-રૂપવતી સુંદરીની આંગળીઓ જેટલી મુલાયમ કાકડી દેખાઈ જ નહિ.

એટલામાં તેમની નજર એક શાકવાળી પર પડી. આ શાકવાળીની સાથે શેઠ સ્વરૂપચંદનો મુનીમ કંઇક બોલચાલ કરી રહેલો દેખાયો. મહેતાજી ત્યાં પહોંચી ગયા. જોયું તો સુંદર-મુલાયમ-કુમળી કાકડી દેખાઈ. મુનીમ તેના ભાવ અંગે રકઝક કરી રહેલા દેખાયા. કાછીયણ કાકડીનો ભાવ શેરના ત્રણ રૂપિયા કહેતી હતી અને મુનિમ કહેતો રૂપિયો દોઢ.

મહેતાજી કાકડીના રૂપરંગ જોઈ પ્રસન્ન બની ગયા. તેમણે હવે ઝુકાવ્યું. કહ્યું-'હું રૂપિયા બે આપીશ....આપવી છે?'

સ્વરૂપચંદનો મુનીમ અમૂલખ શેઠના મહેતાજીને ઓળખે. તેણે કહ્યું-'ઠીક, ત્રણ તો ત્રણ-લાવ કાકડી.'

મહેતાજીએ કહ્યું-'બાઈ! હું ચાર રૂપિયા આપીશ....'

'તો મારા દશ....' મુનીમે કહી દીધું.

'મારા પચ્ચીસ....'

'હું ૧૦૦ રૂપિયા આપીશ....' મુનીમ બોલ્યો.

'બાઈ, લે રૂપિયા પાંચસો....અને આપી દે કાકડી....' મહેતાજીએ મૂછે વળ દેતાં કહ્યું.

'જોજે આપતી નહિ....મારા હજાર રૂપિયા પૂરા....' મુનીમે મહેતાજીની સામે કટાક્ષ ફેંકી કહ્યું.'

મહેતાજીની જીભ બંધ થઈ ગઈ. કાછીયણને તો આ બન્નેની બોલચાલથી આનંદ આવી ગયો. બીજા શાકવાળાઓ પણ આ હોંસાતોંસી જોઈ ત્યાં આવી પહોંચ્યા અને પછી તો માણસો પણ ભેગા થઈ ગયા.

સ્વરૂપચંદ શેઠના મુનીમે સર્વના દેખતાં રૂપિયા એક હજાર આપી શેર જેટલી કાકડી જે હતી તે કાછીયણ પાસેથી ખરીદી લીધી અને પછી તે ગૌરવભેર ચાલી ગયો.

મહેતાજી પણ વિદાય થઈ ગયો. શેઠાણીએ પૂછ્યું, 'કાકડી મળી?'

'ના-થોડીક હતી તે એક હજાર રૂપિયા આપી સ્વરૂપચંદ શેઠનો મુનીમ લઈ ગયો....આટલા રૂપિયા તે કંઈ શેર કાકડીના અપાય ખરા?' મહેતાજીએ કહ્યું.

શેઠ હીંચકે ઝુલતાં ઝુલતાં આ સાંભળી ગયા. તેમણે કહ્યું-'મહેતાજી! તમે તો મારું નાક કાપી નાખ્યું. સ્વરૂપચંદના મુનીમે હજાર કહ્યા તો તમે શા માટે દોઢ હજાર-બે હજાર ન કહ્યા? આ તો મારી આબરૂ ગઈ....' અને શેઠને ભારે પસ્તાવો થવા લાગ્યો.

**નાક રાખ્યું તે જ અગત્યનું છે.**

આ બાજુ સ્વરૂપચંદ શેઠનો મુનીમ કાકડી લઈ શેઠને ઘેર પહોંચ્યો. કાકડી શેઠજીના પગો આગળ મૂકી કહ્યું–'આજે ભર બજારમાં આપનું નાક રાખીને આવ્યો છું. અમૂલખનો મહેતાજી રૂપિયા પાંચસો આપવા તૈયાર થયો અને મેં હજાર કહી આ લઈ આવ્યો છું....'

શેઠે મુનીમને શાબાશી આપી, 'અરે, હજાર તો ઓછા છે. તમે નાક રાખ્યું તે જ અગત્યનું છે....'

આમ નાણાં કરતાં નાકની કિંમત વટની કિંમત વધુ ગણાઈ છે.

**એકડા વિનાનાં સો મીડાં પણ નકામા છે**

મીડાં ગમે એટલાં હોય પણ જો તેની આગળ એકડો જ ન હોય તો તે કંઈ જ કિંમત નથી. એક બ્રાહ્મણ રાજાના દરબારમાં ભિક્ષા માટે ગયો. રાજા ઉદાર હતો. બ્રાહ્મણની ગરીબાઈ જાણી તેણે એક રૂપિયો દક્ષિણા આપવાની ચિઠ્ઠી લખી આપી.

બ્રાહ્મણે કહ્યું–'મહારાજ! એકડો આપ્યો છે તો એક મીડું પણ આપી દો ને ?'

રાજાએ કહ્યું–'મહારાજ! તમે રાજી થાવ.' કહીને એ ચિઠ્ઠી પર તેણે એક મીડું કરી દીધું.

પણ બ્રાહ્મણ લોભી હતો. તેણે ફરી આજીજી કરી–'મહારાજ! એક વધુ મીડું નહિ કરી દો!'

રાજાએ તેની માંગણી પણ સ્વીકારી લીધી. પણ બ્રાહ્મણનો લોભ વધી ગયો. તેણે વળી બીજાં મીડાં માટે માંગણી કરી. રાજાએ એક વધુ મીડું એકડા આગળ કરી દીધું. આમ પૂરા રૂપિયા હજાર થઈ ગયા.

બ્રાહ્મણ ખૂશ થતો દરબારમાંથી વિદાય થયો. મનમાં તે મલકાતો હતો કે મેં રાજાને કેવો મૂર્ખ બનાવી રૂપિયા એકના હજાર કરાવી દીધા.

ચતુર રાજા બ્રાહ્મણનો મલકાટ પામી ગયા. તેમણે બ્રાહ્મણને બૂમ મારી પાછો બોલાવ્યો. કહ્યું–'ભૂદેવ! મેં આપની બધી માગણી સ્વીકારી તો આપ મારી એક નાની માંગણી નહિ સ્વીકારો ?'

'શા માટે નહિ ? મહારાજ ! જે કહેવું હોય તે કહી દો.' બ્રાહ્મણે કહ્યું.

'ભૂદેવ ! મેં તમને ઘણાં મીડાં આપ્યાં છે. તમે હવે માત્ર મને એક એકડો જ પાછો આપી દો....' અને આમ કહીને તેણે બ્રાહ્મણને આપેલી ચિઠ્ઠીમાંથી એકડો જ કાઢી નાંખ્યો.

બ્રાહ્મણનું મુખ પડી ગયું. એ વીલા મુખે વિદાય થઈ ગયો. આમ જેમ એકડા વગરના હજાર મીડાં પણ નકામા છે તેજ મુજબ નાક વગરનો રૂપાળો દેહ હોય તો પણ તે નકામો ગણાયો છે.

'નાક છે તો બધું જ છે.' 'નાક ગયા પછી જીવતર ધૂળ' એક રાજસ્થાની કહેવત છે– 'શિર ભારી સરદારકા, પગ ભારી સુરદારકા' શૂરવીરનું શિર ભારે હોય છે જ્યારે દરિદ્રીના પગ ભારે હોય છે. 'કાળ જાય પણ કલંક જાય નહિ.' વટવાળાને

ટેકીલાને-શૂરવીરને તો નાકમાં જ બધું છે. નાક-આબરૂને માટે તો તેઓ સર્વસ્વનું બલિદાન દેતાં પણ અચકાતાં નથી.

ચારણની કટાક્ષ વાણીએ ફરી યુદ્ધ ખેલાયું.

હોલ્કર નરેશ મલ્હારરાવના આતંકથી પીડાઇને રાજપૂતાનાના અનેક રાજવીઓએ તેમની આગળ સુલેહ કરી દીધી. પોતાની આણ-આબરૂ તેમણે એમના ચરણો આગળ મૂકી દીધી. તેમના ગુલામ બની ગયા.

એક શૂરવીર ચારણ કવિથી આ સહન ન થયું. તેણે આ નિરાશ રાજવીઓને સંબોધીને કટાક્ષમાં કહ્યું-

સિહાં સિર નિચા કિયા,
ગાડર કરે ગલાર;
અધપતિયો સિર ઓઢણી
તો સિર પાઘ મલ્હાર

સિંહોએ મસ્તક ઝુકાવી લીધું છે. કાયરો વિજય દુંદુભી બજાવી રહ્યા છે. રાજાઓએ (અધિપતિ) ડરીને ચુનરી ઓઢી લીધી છે. (પુરુષત્વહીન બની ગયા છે) હે મલ્હારરાવ! તારા શિર પર વિજયની પાઘડી શોભા પામી રહી છે.

ચારણની આ કટાક્ષવાણી સાંભળી રાજપૂતોમાં વીરતા અને સ્વાભિમાન પુનઃ જાગૃત બન્યા અને તેમણે મલ્હારરાવના સૈન્યોની સાથે દ્રઢતાથી સામનો કર્યો.

પણ આ કંઈ જ નથી. કોઈ
વાત થઈ. પણ
હા-પણ મારી આ
વગરના છે તેઓ તો કહ ને તેણે તરત
તો કટ્ટા પણ ઘી તો ચટ્ટા
હાથમાં
નકટાને કહે-' નકતા નાક કટી-
કહેવા લાગ્યો ' ના, મેરી તો સવા ગજ
નકટા તારું નાક કપાયું ને? ના-ના-એ
ઉલટું સવા ગજ વધ્યું છે. આવા નફ્ફટ જવાબો પણ નાક વગરના હોય-જેનામાં સ્વત્વનું ગૌરવ ન હોય, જાત પ્રતિનું અભિમાન હોય તેવાઓ તરફથી સાંભળવા મળે છે.

સાચું જ કહ્યું છે-' જાઓ લાખ, હો સાખ્ય.'

એટલે કે ચાહે લાખો રૂપિયાની હાનિ થાય પણ પોતાની સાખ (સમ્માન) અવશ્ય રહેવી જ જોઇએ. આર્થિક હાનિ સહી લેવી સારી પણ માન-આબરૂ તો સુરક્ષિત જ રાખવા જોઇએ. મર્દ-ટેકીલો માનવી કહેશે-**મણનું માથું જજો, પણ નવટાંકનું નાક ન જશો.' 'મર્દ માથું આપે નાક નહિ.'**

★

નાક રાખ્યું તે જ અ

આ બાજુ સ્વરૂ

કાકડી લઈ શેઠને

જીના પગો

બજારમાં

તરીક

ફુટતી નથી તે બાળક જ … તાં એવો બાળક શેખી કરે તો કહેવાય છે–' બેસ–બેસ હજી મૂછ તો ફૂટી નથી....

મૂછ એ મરદનું ભૂષણ છે. પુરૂષ મૂછથી શોભે છે અને બળદ પૂછડાથી. એટલે જ કહેવત પડી છે કે–' મરદ મૂછાળો ને બળદ પૂછાળો.'

આ મરદ–બળદ અને બાયડીને એક કહેવતમાં સાથે જ વણી લેવાઈ છે.

' મરદ મુછાળા, બળદ પૂછાળા, વ્હેલ ઉલાળી અને બાયડી કુલાળી.'

એટલે કે મરદ મુછવાળો, બળદ પૂછડાંવાળો, વ્હેલ સારી જાતની અને સ્ત્રી સારા કુળવાળી હોવી જરૂરની છે.

એક બીજી કહેવત પણ સાંભળો– મરદ તો મૂંછયાલ બંકો, નૈણ બંકી ગોરિયા, સુરહલ તો સીંગાલ બંકી, પોડબંકી ઘોડિયા.

એટલે કે મર્દ તો એજ શ્રેષ્ઠ છે કે જે

# ને બળદ પૂછાળો

મૂછોવાળો હોય, કામિની તો એજ છે કે જેના નયનો વાંકા–તિરછા હોય, ગાય એજ શ્રેષ્ઠ છે કે જેના સીંગડા સુંદર હોય, ઘોડી તો એજ કે જે જેના પગ દેખાવડા–આકર્ષક હોય.

આગળના જમાનામાં મૂછો રહેતી, દાઢી પણ ખરી અને એટલે જ મૂછની કિંમત રહેતી–અંકાતી. મર્દ માનવી મૂછના વળ ચઢાવીને જ ફરતા. વીરતાનું કામ કરતી વખતે તેનો હાથ પ્રથમ જતો મૂછ પર જ. મૂછને વળ દઈ એ ઉઠતો અને પછી સાહસને માટે ચાહોમ કૂદી પડતો.

મૂછનો વાળ વાંકો પણ માકો છે.

આ મૂછ વીરતાનું પણ કામ કરતી અને વટનું પણ. એ નાણાં પણ અપાવતી અને રક્ષણ પણ. વીરનો વટ મૂછ પર જણાતો. વ્યાપારીની શાખ પણ મૂછથી જ રહેતી–અંકાતી. રાણા પ્રતાપની મૂછનો વય અંત સુધી રહેલો. એ વાળ વાંકો ન જ થયો. મૂછે સંકટકાળમાં એક વ્યાપારીને કેવી રીતે ઉગારી લીધો તે પણ એક કહેવત પરથી જાણી શકાય છે. આ કહેવત છે ' મૂછનો વાળ વાંકો પણ માકો છે.

એક વ્યાપારી યાત્રાએ પરદેશ ગયો. માર્ગમાં નાણાં ખૂટી પડયાં. હવે કરવું શું?

પણ તેણે હિંમત ન હારી. એક શહેરમાં આવતાં તે એક શાહુકારની પેઢીએ: 'જય રામજી', કર્યા અને પછી કહ્યું–

'મારે પંદર હજાર રૂપિયાની જરૂર છે.'

'ખુશીથી આપીશું પણ બદલામાં શું ગીરવી મૂકો છો ?' શાહુકારે પ્રશ્ન કર્યો.

વ્યાપારીએ પોતાની મૂછનો એક વાળ તોડયો અને કહ્યું–'આ વાળ પર જ હું તમારી પાસેથી રૂપિયા લઈશ.'

શાહુકારે મૂછનો વાળ લીધો જોયો અને પછી કહ્યું–'શેઠજી, આ જરા વાંકો છે માટે બીજો આપો.'

વ્યાપારીએ જવાબ આપ્યો–'શેઠજી, ભલે એ વાંકો રહ્યો પણ મારો છે.' એટલે કે તે વાંકો છે પણ મારી મૂછનો વાળ છે એટલે તેની ઉપર જ આપો.'

શાહુકારે તરત જ રૂપિયા પંદર હજાર ગણી આપ્યા અને વ્યાપારીના મૂછના વાળને તિજોરીમાં મૂકી દીધો.

આ બનાવ બીજો એક વ્યાપારી જોઈ રહ્યો હતો. તેના મનને થયું કે આ તો અજબનું કહેવાય. મૂછના વાળ પર જો પંદર હજાર રૂપિયા મળી જતા હોય તો મારે શા માટે તેનો લાભ ન લેવો.' આઠેક દિવસ પછી આ વ્યાપારી શાહુકારની દુકાને આવ્યો અને રૂપિયા પાંચ હજારની માગણી કરી. શાહુકારે પૂછ્યું– 'બદલામાં શું આપો છો ?'

'મારી પાસે કંઈ જ નથી. કોઈ ઓળખાણ પણ નથી. હા–પણ મારી આ મૂછનો વાળ આપીશ. કહીને તેણે તરત જ એક વાળ તોડીને શાહુકારના હાથમાં મૂકી દીધો.

શાહુકારે વાળ તપાસ્યો અને પછી કહ્યું– 'આ તો વાંકો છે....'

'એમ....? મારે કયાં વાળની ખોટ છે. લ્યો આ બીજો....' કહીને ઝટ તેણે બે-ચાર વાળ તોડીને શાહુકારના હાથમાં મૂકી દીધા.

શાહુકાર સમજી ગયો કે આ માણસને મૂછની કિંમત નથી. કોઈ લેભાગુ જ છે. તેણે એને બનાવટ માટે સિપાઈ પાસે પકડાવી દીધો. શાખ વાળ પર થતી નથી. પણ વચન ઉપર જ થાય છે.

**વાણિયા મૂછ નીચી તો કે સાડી સાત વાર નીચી.**

વાણિયાઓની ૬૪ કલા કવિ ક્ષેમેન્દ્રે જે કહી છે તેમાંની એક કલા છે 'મૂછ નીચી કરી બતાવવી ને મૂછ ઊંચી પણ રાખવાની....' આજ પરથી કહેવત પડી છે વાણિયા મૂછ નીચી તો કે સાડી સાત વાર નીચી.'

દિલ્હીમાં એક વાણિયા અને મુસલમાનની હવેલીઓ સામસામી હતી. રોજ સવારે વાણિયો અને આ અમીર મુસલમાન પોતપોતાના ઝરૂખામાં બેસતા. મુસલમાનને આ વખતે પોતાની મૂછને વળ દેવાની ટેવ

હતી. અમીરનું જોઈ ને વાણિયો પણ પોતાની મૂછને વળ દેતો. અમીરને આ ગમતું નહિ. પણ તે ચૂપ રહેતો.

એક દિવસ વાણિયો અમીરનું જોઈ પોતાની મૂછ આમળી રહ્યો હતો. અમીરે આ જોયું. તેનો ક્રોધ ભભૂકી ઊઠયો. તેણે કહ્યું, 'અબે બનિયા, મૂછ તો હમ અમીરોકી ઊંચી રહેગી! તેરી મૂછ તો નીચી રહનેવાલી હૈ.'

'કયા બોલતે હો! મેરી મૂછ તો ઊંચી હૈ ઔર ઊંચી જ રહેગી....' વાણિયાએ મૂછને વળ દઈને કહ્યું.

અમીરે એટલા જ ગુસ્સાથી કહ્યું–'બેઠ–બેઠ....બનિયા–તેરી મૂછ નીચી જ હૈ ઔર નીચી જ રહેગી....

પણ વાણિયાએ પાછી પાની નહિ કરી. અમીર પણ ગાંજ્યો જાય તેમ નહોતો. અને બન્નેએ નક્કી કર્યું કે છ મહિના પછી બન્નેએ લડાઈ લડવી અને તેમાં જે હારે તેની મૂછ નીચી જાણવી.

છ મહિનાની મુદ્દત હતી છતાં બન્નેએ હવે લડવાની તૈયારી કરવા માંડી. અમીરે તો સાચેસાચ પઠાણો મંગાવ્યા અને તેમને પોતાને ત્યાં નોકરીએ રાખ્યા. વાણિયાએ તો માત્ર ચારેક પુરબીયાઓને જ રાખ્યા. રોજ સવારે જ્યારે અમીર અને વાણિયો ઝરૂખાએ બેઠા હોય ત્યારે પઠાણોનો સરદાર આવી અમીરને સલામ કરે. સરદાર કહે–'કલ એક હજાર પઠાણોકુ રખા હય....' અમીર વાણિયાને સંભળાવવા બોલે–'આજ દો હજારક રખો ઔર સુણો, તીન દિનકી અંદર હમકુ સાત હજારકા લશ્કર ચાહીએ.... 'અચ્છા સાબ....' કહીને સરદાર ચાલી જાય.

હવે વાણિયાનો જમાદાર આવે અને કહે–'સાબ, કલ સોકુ રખા, આજ તીનસોકુ બુલાયા હય, પરસુ એક હજાર આદમી ઔર આનેકા હય....'

'અચ્છા-અચ્છા....દશ હજારકા લશ્કર હો જાય તો ઠીક હય...' વાણિયો મૂછે વળ દઈ બોલતો.

આમાં ખરી વાત એ હતી કે અમીર પોતાની માલ મિલ્કત ગીરે મૂકીને માણસોને રાખવાનો ખર્ચ કરતો હતો. એની તમામ માલ મિલ્કત પાછલા હાથથી આ વાણિયો જ લઈ લેતો અને બદલામાં તેને નાણાં ધીરતો. જ્યારે વાણિયો તો માત્ર તડાકા જ મારતો હતો. હા. તેણે ચારેક માણસોને રાખેલાં અને તેમને શીખવી રાખેલું કે તેઓ રોજ સવારે તેની આગળ આવે અને બોલે–'આજે સો રાખ્યા. કાલે બસો રાખીશું. બીજા પાંચસોને બોલાવ્યા છે' વગેરે પણ રાખવાનો એક પણ નહિ.

જેમ જેમ વાણિયો બોલતો જાય તેમ તેમ અમીર સાચેસાચ પોતાના માણસોને વધારતો જાય. આમ કરતાં કરતાં તે પૈસા-ટકાથી પાયમાલ થઈ ગયો. પણ મૂછનો વટ તેને જાળવવો હતો. વાણિયા આગળ

તે હારે કેમ ? છ મહિનાની મુદ્દત પૂરી થઈ એટલે અમીરે વાણિયાને પકડયો–' બોલ બનિયા, તેરી મૂછ નીચી કે ઊંચી ! ઊંચી બોલેગા તો લડના પડેગા...' વાણિયો ગાંડો-ઘેલો થઈ ગયો. બોલ્યો–' મિયાં સાહેબ ! તમે આ શું બોલ્યા ? અમે તો વાણિયા, લડતાં અમને ન આવડે. લ્યો, અમીર આ મૂછ એક વાર નહિ પણ સાડી સાત વાર નીચી...નીચી...' કહીને વાણિયાએ પોતાની મૂછને નીચે વાળી દીધી.

અમીર હરખાયો. મૂછને વળ દેતાં તે બોલ્યો–' અબ કૈસા ઠિકાને આયા....! મેં અમીર હું....મેરી મૂછ ઊંચી હૈ....'

' હા....સાબ.... ' વાણિયાએ નીચા નમીને કહ્યું.

અમીર જીતથી ફુલાઇ ગયો. હવે તેને માણસોની જરૂર નહોતી. તેણે એ વીખેરી કાઢયા. પણ હિસાબ કર્યો તો લાખોની ખોટ. ખાવાની પણ મુસીબત થઈ પડી. વટ મોંઘો પડી ગયો. તપાસ કરતાં માલમ પડયું કે તેની માલમિલ્કત પેલા વાણિયાએ જ રાખી લીધી હતી. અમીરને તેની પાસે ' ભાઈ–બાપા ' કરવા માટે જવું પડયું. આમ વાણિયાની મૂછ નીચી પણ થઈ અને ઊંચી પણ રહી !

## મુછે લીંબુ રાખીને ટેક જાળવે તે ખરો મર્દ

વટને માટે મૂછનો એક જ વાળ બસ છે. ઘણાં વાળની જરૂર નથી, એક જ વાળ પરથી વટ પરખાઈ જાય છે-તેનું પાણી મપાઇ જાય છે–

મરદાં હારી મૂછડીં, દોઢો બાલ ઘનો,
ગંડક જેસો પૂંછડો, રાખે લોક ઘનો.

મરદની મૂછના બે વાર બસ થઇ ગયા. ગધેડાને પૂંછડા જેવા મૂછના ભારાને ભારા ઘણા રાખે છે. તેમાં માલ શો ? કાંઈ જ નહિ. મૂછે લીંબુ રાખીને ટેક જાળવે તે જ ખરો મર્દ.

મરદાનગી સ્ત્રીઓને ભોગવવામાં નથી. વિષયાસક્ત માનવી મૂછે લીંબુ રાખીને ફરતો હોય તો તે એની ભૂલ છે. આવા એક વિષયમાં અંધ બનેલા માનવીને તેની એક પતિવ્રતા પત્નીએ કેવી રીતે ઠેકાણે આણ્યો તે પણ જાણવા જેવું છે.

## વિષયમાં અંધ બનેલા પતિને ઠેકાણે લાવનારી સ્ત્રી

એક માણસ પૂરો વિષયાસક્ત હતો. ઘરમાં રૂપાળી સ્ત્રી હતી છતાં તે રોજ સાંજે નવા નવા ઘરે જતો અને ત્યાં જ રાત ગુજારતો. તેની પત્ની આ જાણતી. પણ ચૂપ રહેતી.

એક દિવસે પત્નીએ પતિને પાઠ ભણાવવાનું નક્કી કર્યું. સાંજ પડી એટલે પતિ બહાર નીકળ્યો જાણવા છતાં પણ પત્નીએ પૂછયું, ' નાથ ક્યાં જાવ છો ? '

' પંચાતી છોડ–મરજીમાં આવશે ત્યાં

જઈશ. તું પૂછનારી કોણ ?' આમ તુચ્છ-કારથી તેણે કહ્યું.

અને પછી બારણું બંધ કરી મૂછ પર તાલ દેતો-પાનપટ્ટી ચાવતો એ લંપટ બ્હાર નીકળ્યો. એવામાં પાછળથી બારણું ખખડ્યું. પાછળ ફરીને જુએ છે તો તેણે પોતાની પત્નીને બગલમાં ગોદડું લઈને બહાર જતી જોઈ. પતિએ ખંચકાઈને પૂછ્યું–'ક્યાં જાય છે ?'

'તમારે તેનું શું કામ છે ? મરજીમાં આવે ત્યાં જઈશ....'

મરદ શરમાઈ ગયો. ઘરની આબરૂની વાત હતી. મૂછ નીચી કરી તે ઘરમાં ભરાઈ ગયો અને તેની જ પાછળ પત્ની પણ મરક મરક હસતી અંદર પેઠી.

મૂછનાં પાણી અમથાં નથી રહેતાં તે રાખતાં આવડવું જોઈએ. વિષયના ભોગમાં મરદાનગી નથી પણ તેના સંયમમાં જ ખરું પુરુષત્વ સમાયલું છે. છત્રપતિ શિવાજી, રાજા છત્રછાલ જેવા રજવીઓએ આ પૂરવાર કરી બતાવ્યું છે.



# ૧૧૪ મહાજન માબાપ છે, પણ મારી ખીલી ખસે નહિ

જક્કી માણસો પોતાનું ધાર્યું જ કરે છે અને કરાવે છે. આમ કરતાં તેમને ગમે તે નુકસાન થાય તો પણ તે સહેવા તૈયાર બને છે. આવાઓ પોતાની હઠ છોડતાં નથી. પોતે હેરાન થાય છે અને બીજાને પણ હેરાન-પરેશાન બનાવી દે છે.

આવા માનવીઓને માટે આપણી કહેવતોમાં કેટલીક નમુનેદાર કહેવતો નોંધાઈ છે. એમાંની મુખ્ય કહેવત છે– '**મહાજન માબાપ છે, પણ મારી ખીલી ખસે નહીં**.' એ છે. એને લગતી જ બીજી કહેવતો છે- '**ખસે ખાડા પણ ન ખસે હાડા**', '**સો તારી રામ દુહાઈ, ને એક મારું ઊંહું**.'

કચ્છી ભાષામાં પણ આ અંગેની બે-ત્રણ સશક્ત કહેવતો મળી આવે છે, 'મા'જન માબાપ આય, પણ મુંજી ખીલી નં-ખિસે.' 'તોજો ઘોડો હઠે, મોજો બોલ ન હઠે.' 'થેં ડગાં, પણ મેં ના ડગાં.' આમ જક્કી માણસો પંચનું કહેવું પણ માનતા નથી અને પોતાનો જ કક્કો ખરો કરાવવા મથે છે. તેઓ તો કહેશે-'**તેરી બાવડી હઠે-મેરી હઠ ન હઠે...**'

**મહાજન તો માબાપ છે.**

કોઈ એક ગામના એક વાણિયાએ નવું ઘર બંધાવવા માટે નિશાની રૂપે એક ખીંટી મારી. આ ખીંટી એવી રીતે મરાઈ કે જેથી પાસેના ગોવિંદ પટેલની જમીન દબાઈ ગઈ. ગોવિંદ પટેલે વાણિયાને સમજાવ્યો પણ વાણિયો કહે–' ખીંટી મારી તે મરાઈ–હવે એ ખસે તેમ નથી.'

પટેલે મહાજનમાં ફરિયાદ કરી. મહાજને બન્ને પક્ષની વાત સાંભળી રૂબરૂ જઈ ખીંટીવાળું સ્થળ પણ તપાસ્યું. તેમને ગોવિંદની વાત સાચી લાગી. મહાજને વાણિયાને આદેશ આપ્યો–' પટેલની જમીન ખીંટીથી દબાઈ છે માટે ખીંટીને ખસેડ અને બીજા સ્થળે માર.' પંચે તેને ક્યાં ખીંટી મારવી તે પણ બતાવ્યું.

પણ વાણિયાએ હાથ જોડયા, કહ્યું–'મહાજન તો માબાપ છે. પણ મારી ખીંટી નહિ ફરે....'

મહાજને તેને સમજાવ્યો. 'પંચ કહે તે પરમેશ્વર' માની જા અને ખીંટીને ખસેડી લે....'

વાણિયાએ પાઘડી ઉતારી કહ્યું–' પંચ મારા શિર પર, પણ મારી ખીંટી તો જ્યાં છે ત્યાં જ રહેવાની.'

'આ તારી હઠ છે.' પંચે કહ્યું.

'મહાજન આગળ નમું છું. પગે લાગું છું. પણ મારી ખીંટી તો છે ત્યાં જ રહેશે....'

'પરિણામ ભોગવવું પડશે.' મહાજને કહી દીધું.

પણ જક્કી વાણિયાએ ખીંટીને ખસેડી જ નહીં પટેલે અદાલતમાં મુકદ્દમો માંડ્યો. પંચે પટેલ તરફથી સાક્ષી આપી. કોર્ટે વાણિયાને હઠ બદલ દંડ પણ કર્યો અને તેની ખીંટીને ખસેડી દેવાનો હુકમ પણ ફરમાવ્યો. કેસ બદલ ખર્ચ થયો. દંડ થયો. આબરૂ પણ ગઈ તો પણ વાણિયાની જક્ક સમજાવટથી ન ગઈ. હઠીલાઓના શિર પર જ્યારે જોડાનો માર પડે છે ત્યારે જ તેમને બુદ્ધિ આવે છે.

## પંચોકા કહના શિર પર મગર પરનાલા યહીં રહેગા

હઠીલા માણસો માટેનો એક બીજો દાખલો પણ વાંચો. જેમ આપણી બાજુ–એ ઉપર જણાવી તે કહેવત પ્રસિદ્ધ છે તે જ મુજબ ઉત્તર પ્રદેશ અને બિહાર તરફથી પણ આવી એક કહેતી જાણીતી છે. એક કહેતી છે– 'પંચોકા કહના શિર પર મગર પરનાલા યહીં રહેગા.'

કોઈ એક માણસના ઘરની મોરીનું પાણી તેના પડોશીના ઘરમાં આવતું હતું. પડોશીએ તેને વિનંતી કરી. આજીજી કરી. પણ પેલાએ પોતાની મોરી ત્યાંથી ખસેડી જ નહીં. પડોશી કંટાળ્યો. તેણે ઝઘડાની જડ નિવારવા માટે એક પંચની નિમણુક કરી. પંચે મોરી જોઈ. તેનું પાણી ક્યાં જાય છે–કેવી રીતે આવે છે તે પણ તપાસ્યું અને પછી ફેંસલો આપ્યો કે– 'મોરી જે સ્થળ છે તે સ્થળેથી ખસેડીને બીજે ઠેકાણે લઈ જવી.'

પણ પેલાએ તો હઠ છોડી નહિ. કહી દીધું– 'પંચોકા કહના શિર પર મગર પરનાલા અહીં જ રહેગા.'

હઠ–જક્ક પર જે બીજી કહેવતો છે તે પણ જાણવા સમજવા જેવી છે. આ કહેવતોમાંની મુખ્ય કહેવતો છે.

ગધેડાનું પૂંછડું પકડયું તે પકડયું.
ઝાલ્યું પૂંછડું મુકવું જ નહિ,
તેવા મમતી.
મુળ સમૂળાં જાય, પણ ખેતશી
ખોટ ન ખાય.

ચાર હઠ બહુ જાણીતી છે. (૧) રાજહઠ, (૨) સ્ત્રી હઠ. (૩) બાળહઠ (૪) ઘોડા હઠ–મુકે જ નહીં.

મીયાંભાઈનું નાડું ઝાલ્યું તે મૂકે જ નહીં.

આ છેલ્લી કહેવતના સંબંધમાં એક વાર્તા જાણીતી છે. ઘાસથી ભરેલાં ગાડાં ઉપર એક વહોરાભાઈ બેઠા હતા. ગાડું ચાલ્યું. ગાડાવાળાએ વહોરાભાઈને કહ્યું, 'ગાડું ખાડામાં પડે ત્યારે આંચકો સખ્ત આવે છે. આવે વખતે તમે પડી પણ જાવ માટે 'નાડું' ઝાલી રાખજો.' વહોરાભાઈ સમજ્યા કે ગાડાવાળો મને ઈજારનું નાડું ઝાલવા કહે છે. આથી તેમણે તો પોતાની ઈજારનું નાડું બરાબર પકડી રાખ્યું.

એટલામાં એક મોટો ખાડો આવ્યો. પૈડું જેવું અંદર ગયું કે મોટો આંચકો

આવ્યો અને તેની સાથે જ વહોરાભાઈ ગબડ્યા.

હાંકનારાએ કહ્યું 'પડી ગયા ને.' નાડું કેમ ન ઝાલ્યું ?'

વહોરાભાઇએ જમીન પર પડ્યા પડ્યા જ બતાવ્યું જો નાડું તો હજી મારા હાથમાં જ છે....'

હાંકનારો હસી પડ્યો, બોલ્યો 'વહોરાભાઈ! હવે એને પકડી રાખવાનો શો અર્થ છે? મેં તો તમને ઘાસ જે દોરડાથી બાંધ્યું છે તે નાડું ઝાલવાનું કહ્યું હતું. આ ઉપરથી આ કહેવતનો જન્મ થયો.

માણાવદરના સાધુ મહાત્મા ગોવિંદરામે પોતાના એક ભજનમાં આ કહેવતને સારી રીતે વણી લીધી છે.

ગાડા ઉપર વોરો બેઠો
વાટે ચાલ્યું જાય
મારગમાં રોદા આવ્યા
ઊંચા નીચું થાય.
ઊંચા નીચું થાય તે ગાડું,
વોરાજી તમે ઝાલજો નાડું.
કહે ગોવિંદરામ જઈ પડ્યો હેઠો,
ગાડા ઉપર વોરો બેઠો.





# ૧૧૫ માર કે આગે ભૂત ભાગે

જે કિંમતી રત્નો શોધાયા છે તેમાંનું એક રત્ન છે તાડન-માર એને ચૌદમું રત્ન કહેવામાં આવ્યું છે. આ ચૌદમું રત્ન જ્યારે માનવી પર છવાઈ જાય છે ત્યારે તે શરણાગતિ સ્વીકારી લે છે.

માર ગમે તેનાથી મારી શકાય છે. તમાચાથી પણ અને દંડાથી પણ તમાચો ગાલ પર જ પડે છે જ્યારે હાથનો માર શરીરના સર્વ અંગો પર. લાઠી એક સાધન છે. એના દ્વારા માર જ્યારે પડે છે ત્યારે તે કાતિલ હોય છે. આ લાઠી ઝપાઝપ વીંઝાય છે. માથું બરડો-હાથ-પગ, જે આવ્યું તેના પર વીંઝાઈ શકે છે. આપણી કહેવતે પોતાની નીચેની કહેવતો દ્વારા એ સ્પષ્ટ કર્યું છે-:

ધોકે જાર બાજરી
ધોકે નાર પાધરી
ધોકે ડોબું દોહવા દે,
ધોકે છોકરું છાનું રહે
લાકડી આગળ બકરું નાચે

આમ લાકડી-ધોકો-દંડો-લાઠીનો માર જ્યારે પડે છે ત્યારે સીધી વાત થઈ જાય છે.

સ્ત્રી માત્ર જ મારથી સીધી થાય છે એવું કંઈ જ નથી. પણ બાળકને શિસ્તમાં

રાખવા-તેને અભ્યાસમાં કાર્યરત રાખવા-પ્રવીણ બનાવવા માટે પણ સોટી-છડી-લાકડીનો ઉપયોગ કરવાનું વિધાન છે.

છડી લાગે ચમચમ (છમછમ)
વિદ્યા ચેઈ ધમધમ
છડી કાંહી લાગેના
વિદ્યા કાંહી થેઈના
છડી વર પડલી સાવલી
આમ્હાંસ વિદ્યા પાવલી.

આ આજની માન્યતા નથી. આજે તો શિક્ષણ અને તેના ક્રમમાં અનેક ફેરફારો થઇ ગયા છે, થતા રહે છે. મનોવૈજ્ઞાનિક રીતે આજે વિદ્યાર્થીઓને શિક્ષણમાં રસ લેતા કરવાના પ્રયત્નો યોજાઈ રહ્યા છે. આ છડી-સોટીના મારની વાત આગળની જે માન્યતા હતી તેના સમર્થનમાં જ કહેવાઈ છે, કહેવત પણ તે કાળની છે.

ગુન્હેગારોને પણ માર પડે છે જ. તેમના ગુન્હાની કબૂલાત માટે તેમના પર અનેક જૂલ્મ પણ થાય છે. પોલીસ આવા કામમાં હોંશિયાર જણાઈ છે. છૂપાવેલા ગુન્હાની કબૂલાત માટે માર આજનું એક અમોઘ શસ્ત્ર ગણાયું છે.

પરંતુ માર માત્ર દોષિતો પર જ પડતો નથી. એ નિર્દોષો પર પણ પડે છે. દર્શકો-દેખાવકારો પર થતાં પોલિસોના લાઠીમાર વિરોધીઓ પર થતાં દંડા પ્રહાર એની સાબિતીઓ છે.

ટૂંકમાં માર એક એવું શસ્ત્ર છે કે તેનાથી ભૂત પણ ભાગી જાય છે. **મારથી ભુત પણ નાસે છે.' 'માર કે આગે ભૂત ભાગે.'** આ કહેવત પણ જાણીતી છે. આપણને આ કહેવત સાથે જ કામ છે. આ કહેવતની વાર્તા આ રહી:-

### માર કે આગે ભૂત ભાગે

કોઈ એક કર્કશા સ્ત્રીએ એવી પ્રતિજ્ઞા કરેલી કે જે કોઈ મારી સાથે લગ્ન કરશે તેને હું નિત્ય સવારના ઊઠતાંની સાથે જ પાંચ ખાસડાં મારીશ.

સ્ત્રી અતિ સુંદર હતી. નમણી નાગરવેલના જેવી જ. પણ હૃદયની કઠોર. શ્રીમંત, અને પિતાની એકની એક પુત્રી. એટલે લાડથી ઉછળેલી. પરણનારો તેની સુંદરતા અને તેના વૈભવથી અંજાઈ જતો. લગ્ન કરી લેતો પણ ચારપાંચ દિવસમાં જ ખાસડાંના મારથી હેરાન પરેશાન થઇ નાસી જતો. આવા અનેક યુવાનોને આ સ્ત્રીએ મારથી ભગાડી મૂક્યા હતા.

એક યુવાન કે મજબૂત બાંધાનો અને સશક્ત હતો તેણે સ્ત્રીની સુંદરતાથી મોહાઈ તેની સાથે લગ્ન કર્યાં. સ્ત્રીની શરતથી તે વાકેફ હતો. તેણે કહ્યું-'આવી પરી જો મળતી હોય તો માર એ તુચ્છ વસ્તુ છે.' અને એ તેને પરણી બેઠો.

બે-ચાર દિવસ તો યુવાને એ ખાસડાંના મારને વધાવી લીધો. કારણ તેનું સશક્ત શરીર, તેનું મસ્તક એ પ્રહાર ઝીલી શક્યું હતું. પણ એ પછી તેને આ માર અકળાવનારો થઈ પડ્યો. જોડાંનો માર તેના શિર પર એવી ઝનૂનથી પડતો કે યુવાન અકળાઈ જતો. તોબા તોબા પોકારી જતો. માર ખાઈ ખાઇને તેનું મસ્તક સપાટ થઈ ગયું. તેમાંથી લોહીની ધારાઓ વહેવા માંડી.

યુવાન હવે કંટાળી ગયો. સ્ત્રીના પાશમાંથી છટકવા તેણે કોઈ યુક્તિ શોધી કાઢી. એક દિવસ તેણે પોતાની સ્ત્રીને કહ્યું– 'પ્રિયા હું પરદેશ જવા ઇચ્છું છું. ત્યાં જઈ ધન કમાઈ પુનઃ અહીં તરતમાં જ પાછો આવી જઇશ.'

'ધન તો અહીં પણ ઘણું છે.' સ્ત્રીએ કહ્યું.

એની ના નથી પણ એમાં વધુ ઉમેરો કરવો એ મારી એક જમાઈ તરીકેની ફરજ છે. હું તરતમાં જ પાછો આવી જઇશ તેની ખાતરી રાખજે.'

સ્ત્રી પતિના આ શબ્દો ઉપર લોભાઈ ગઈ. તેણે કહ્યું, 'ઠીક છે પરંતુ તમે પરદેશ ચાલી જશો તો હું મારો હાથ કોના ઉપર ચલાવીશ? મારી શરતનો ભંગ થશે તેનું શું ?'

પતિએ કહ્યું 'પ્રિયા! તારી વાત તો સાચી છે. શરતનો ભંગ થાય તે મને પણ ન ગમે પણ એક વાત છે. તારી શરત પણ રહે અને મારું કામ પણ થઈ જાય એવું કંઇક થાય તો ?'

'એવું તે કંઈક શું થાય ?' સ્ત્રીએ કહ્યું.

'જરૂર થાય સાંભળ, આપણાં ઘરનાં આંગણામાં એક સૂકું ઝાડ છે. એ તો તું જાણે છે ને ?'

'હા, ઓરડીનું ને ?'

'વાહ, તું ચતુર છે. એજ ઝાડ, જ્યાં સુધી હું પાછો ન આવું ત્યાં સુધી તારે એ ઝાડના થડ પર રોજ ખાસડાંઓનો માર મારવો. આથી તારા હાથની ચળ પણ શાંત પડશે અને તારી પ્રતિજ્ઞા પણ જળવાશે.' પતિએ સમજાવતાં કહ્યું.

સ્ત્રીને આ વાત ઠીક લાગી. છ આઠ મહિનાનો જ સવાલ છે ને ? અને પછી તો ધણીનું માથું છે જ. તેણે કહ્યું–'ઠીક છે. જાવ, પણ પાછા તરત આવી જજો.'

દૈવયોગથી એ ઓરડીના ઝાડના મૂળમાં એક ભૂત રહેતું હતું. એ સ્ત્રી રોજ સવારે ઊઠીને એ ઠુંઠા ઝાડ પર પાંચ ખાસડાંઓના માર મારતી. આ માર ભૂતને બરાબર લાગતો. ભૂતમારથી બેચેન બની ગયું. તેણે વિચાર્યું, હવે મારે આ ઘરના માલિકને કોઈ પણ ઉપાયે અહીં બોલાવી લાવવો જોઇએ. એ વગર હું આ સ્ત્રીના મારથી બચી શકીશ નહીં.

સ્ત્રીનો પતિ આ દરમિયાન એક દૂર દેશમાં પહોંચી ગયો હતો. ભૂતે તેને શોધી કાઢયો અને કહેવા લાગ્યો–'તું તારે ઘેર કેમ જતો નથી ? તારી સ્ત્રી તારી રાહ જોઈ રહી છે.'

યુવાને કહ્યું–'હું અહીં ધન કમાવા આવ્યો છું. પુષ્કળ ધન કમાયા પછી જ જઇશ.'

'હું તને ધન મેળવી આપું તો ?'

'તો હું કંઈક વિચાર કરું ખરો !'

'સાંભળ, આ શહેરની રાજકુંવરીના મસ્તક પર હું કાલે જ ચઢીશ. તું ત્યાં આવીને મને વશ કરી ઊતારી લેજે. રાજા આથી ખુશ થઇ જશે અને તને પુષ્કળ દ્રવ્ય આપશે. એ લઈ તું તારે ઘેર ચાલી જજે.' ભૂતે કહ્યું.

યુવાને કહ્યું : 'તારી વાત ઠીક છે. મને ધન મળતું હોય તો મારે અહીં રહેવાનું કોઇ પ્રયોજન નથી.'

બીજે જ દિવસે શહેર આખામાં વાત જાહેર થઇ ગઈ કે, રાજકુંવરીના મસ્તક પર ભૂત સવાર થઈ ગયું છે. રાજકુંવરી જોરથી ધૂણી રહ્યાં છે. ઝાલ્યાં પણ ઝલાતા–નથી. રાજાએ ભલભલા મંત્ર શાસ્ત્રીઓને ભૂવાઓને બોલાવ્યા પણ કોઈ ભૂતને કાઢી શકતું નથી. રાજા–રાણી–પ્રજાજનો સૌ કોઈ ભૂતથી–રાજકુંવરીના આ દર્દથી પરેશાન થઈ ગયા છે.

યુવાને હવે ભૂતનું પારખું કરવાનો નિશ્ચય કર્યો તે રાજદરબારમાં ગયો. રાજાજીને તેણે કહ્યું–'નામદાર' આ સેવક રાજકુંવરીનું ભૂત કાઢી શકે તેમ છે.'

'તો હું તને મ્હોં માંગી દોલત આપીશ. કહેશે એટલું ધન આપીશ....પણ જો તું નિષ્ફળ જશે તો....?'

'તો મને ગરદન મારજો.' યુવાને કહી દીધું.

'ઠીક છે. અજમાવ તારો ઈલાજ.'

અને યુવાને હોઠ ફફડાવ્યા હાથના ચાળા કર્યા. ભૂત આગળની ગોઠવણ મુજબ વિદાય થઈ ગયું.

રાજકુંવરી સ્વસ્થ થઇ ગઈ.

રાજાએ પોતાનું વચન પાળ્યું. યુવાનને લખલૂટ દ્રવ્ય આપ્યું. રહેવાનું મોટું મકાન પણ આપ્યું. યુવાન હવે ત્યાં જ રહી પડયો. જોડાંના મારના ભયથી તેણે ઘેર જવાનું નામ જ ન લીધું.

ભૂત હવે તેના પર વેર લેવાનું નક્કી કર્યું. તે એક પાસેના રાજાની રાણી ઉપર સવાર થઈ ગયું. ત્યાંના રાજાએ ભૂવાઓને બોલાવ્યા. અનેક પ્રયત્નો કર્યા પણ રાણીમાં પેઠેલું ભૂત નીકળ્યું જ નહિ.

કોઈએ કહ્યું–'આપણી પાડોશની રાજાની કુંવરીનું ભૂત જેણે કાઢયું હતું તે યુવાનને બોલાવોને ? એ ભૂતને કાઢી શકે તેમ છે.'

રાજાએ તરત જ સિપાહી મોકલ્યો. યુવાનને રાજાએ કહ્યું–'તમે આપણી પાડોશના રાજાની રાણીનું ભૂત કાઢી આપો. રાજા તમને જે કંઈ આપશે તે બધું જ તમારું થશે.'

યુવાન સમજી ગયો કે આ લપ ભૂતની જ છે. ભૂત તેને ગમે તે ઉપાયે સાણસામાં સપડાવવા ઇચ્છે છે. પણ એ ચતુર હતો. તેણે હવે કળથી કામ લેવાનું નક્કી કર્યું.

યુવાન રાણીની સામે હાજર થઈ ગયો.

રાણીનું મસ્તક જોરથી ધૂણી રહ્યું હતું. એના મસ્તક પર સારવાર થયેલા ભૂતે હવે લાલ આંખો કરી યુવાનને કહ્યું–'દુષ્ટ' તે વચનભંગ કર્યો છે. છતાં તું અહીં કેમ પડી રહ્યો છે? તારી સ્ત્રીની પાસે કેમ જતો નથી ?'

યુવાને કહ્યું 'કયાંથી જાઉં ? અને એમ બોલીને તે રાણીના કાન પાસે આવ્યો અને ધીરેથી તેણે ભૂતને કહ્યું–'ભૂતભાઈ! આપણે બંને મર્યા! જેના ડરથી હું અને તમે નાસતા ફરતા રહીએ છીએ તે કર્કશા હાથમાં જોડો લઈ આપણી શોધમાં અહીં આવી પહોંચી છે. માટે ભાગ....'

ભૂતે આ સાંભળ્યું. ' એમ વાત છે ! ' અને તરત જ તેણે રાણીને છોડી દીધી અને ત્યાંથી નાસી ગયું.'

આથી કહેવત જન્મી-' માર કે આગે ભૂત ભાગે ! ' મારથી ભૂત પણ નાસી જાય છે.'





## ૧૧૬ 'મારી બલા જાણે' એટલે શું ?

### ' મારી બલા જાણે '

**કોઇને** પૂછવામાં આવે-' તમે આ વાત જાણો છો. એ જાણતો હશે તો તરત તે કહી દેશે. પણ નહિ જાણતો હોય તો બોલશે-' મારી બલા જાણે.'

એટલે કે મને એ વાતની ખબર નથી. મારી બલા જાણે....હું નથી જાણતો.

અહીં આ 'બલા' એટલે શું ? અને કહેનારો પાછો કહે છે ' મારી બલા....' આમ એ 'બલા'ને તે નિકટની ગણે છે.

આ કહેવતનું મૂળ નીચેની એક વાર્તામાં સમાયલું છે. વાત આ મુજબની છે:-

' એક રાજાના દરબારમાં એક પરદેશી માણસ આવી ચઢયો, આ પરદેશીએ પોતાની જાતને એક ચતુરમાં ગણાવી.

રાજાએ તેનું પારખું કરવાનું નક્કી કર્યું. એ ચતુર માણસને રાજાએ કહ્યું, 'તું શિયાળાની કકડતી ઠંડીમાં જો નદીની અધવચ ખુલ્લા શરીરે આખી રાત ઊભો રહે તો મારે તને એક હજાર મહોરો આપવી.'

ચતુરે કહ્યું-' આપની શરત મને માન્ય છે.'

નક્કી કરેલી રાત્રિએ એ ચતુર ખુલ્લા શરીરે છાતી સમાન નદીના પાણીમાં ઊભો રહ્યો. આ નદીને સામે કાંઠે રાજાનો મહેલ હતો. મહેલમાં હાંડીના દીવાઓ બળી રહ્યા હતા. ચતુરે એ હાંડીના દીવાઓ પર નજરને સ્થિર કરી અને તે આખી રાત જાગતો પાણીમાં ઊભો રહ્યો.

સવાર થયું. રાજાએ જોયું તો ચતુર પરદેશી મર્યો નહોતો. તે સારીય રાત નદીના પાણીમાં જ હતો તે વાત પણ સિપાઈઓએ કબૂલી. એટલે રાજાએ પોતાના વચન મુજબ એક હજાર મહોરો એ પરદેશીને આપી દીધી.

રાજાને કુતૂહલ થયું કે એ આખી રાત આવી ઠંડીમાં કેવી રીતે રહ્યો ? રાજાએ તેને આ પ્રશ્ન પૂછયો પણ ખરો.

પરદેશીએ કહ્યું-' આપના મહેલમાં બળતાં દીવાઓ પર નજર ઠેરવી હું સારીય રાત જાગતો રહ્યો હતો.'

' એટલે કે તું દીવાઓના તાપથી નદીમાં રહ્યોને ? '

'આપ નામદારને જે માનવું હોય તે માની શકો છો' ચતુરે કહ્યું.

'તું દીવાઓની ગરમીથી ઠંડા પાણીમાં રહ્યો છે. એની ગરમીથી તેં પાણીની ઠંડી ઉડાડી છે. મારી શરતનો તેં ભંગ કર્યો છે. લાવ મહોરો....' એમ કહીને રાજાએ તેના હાથમાંથી મહોરોની થેલી ઝુંટવી લીધી.

પરદેશી નિરાશ થઈ ગયો. એ મહેલ બહાર નીકળતો હતો ત્યાં જ એક દાસી તેને મળી. એનું નામ હતું બલા. પરદેશીને નિરાશ મૂખે જતો જોઈ તેણે પૂછયું– 'પરદેશી! શી વાત છે?

અને તેણે જે વાત બની હતી તે કહી સંભળાવી.

'હું તને યોગ્ય ન્યાય અપાવીશ.' બલાએ કહ્યું.

'તું....?'

'હા. મારા પર વિશ્વાસ રાખ'.

આ બલા રાજાની મુખ્ય સેવિકા હતી. એની સેવા ચાકરી કરવાની જવાબદારી તેની જ રહેતી. રાજાને સ્નાન કરવા માટે ગરમ પાણી પણ તે જ તૈયાર કરી આપતી હતી.

એક દિવસે નક્કી કરેલા સમયે રાજા સ્નાનગૃહમાં આવ્યો. પણ પાણી હજુ તૈયાર થયું નહોતું. તેણે બલાને બૂમ મારી– 'પાણી આપી જા.'

'મહારાજ! ગરમ થઈ રહ્યું છે?' બલાએ નમ્રતાથી કહ્યું.

અર્ધોએક કલાક ફરી નીકળી ગયો. પણ પાણી આવ્યું જ નહિ. રોજ તો તરત આવી જતું અને આજે ઢીલ કેમ થઈ તે જોવા ખુદ રાજા બલા પાસે આવ્યો, અને અહીં તેણે જે જોયું તેનાથી એ આશ્ચર્ય પામી ગયો.

ત્રીસ-ચાલીસ ફુટ ઊંચે બલાએ એક ઠંડા પાણીનો હાંડો મૂકેલો હતો અને તેની નીચે જમીન પર એક બળતો દીવો મૂકયો હતો. આ રીતે બલા પાણી ગરમ થવાની રાહ જોઈ રહી હતી.

રાજાએ સ્મિત સાથે કહ્યું–'ગાંડી, આમ તે પાણી ગરમ થતું હશે ખરું?'

'કેમ ન થાય? જો મહેલના દીવાની ગરમીથી નદીમાં ઊભા રહેલા માણસને ગરમી મળી શકતી હોય તો દિવાની ગરમીથી આ હાંડાનું પાણી પણ ગરમ થવું જ જોઈએ.'

બલાની ટકોર રાજા સમજી ગયો. તેણે પેલા પરદેશીને પોતાના દરબારમાં પાછો બોલાવ્યો અને તેને એક હજાર સોના મહોરો આપી વિદાય કર્યો.

લોકોએ તેને પૂછયું– 'પરદેશી! તને આ મહોરો પાછી કેવી રીતે આપવામાં આવી?'

'બલા જાણે....'

અને કહે છે કે આ કહેવત પ્રચલિત બની. 'નીંદરડીએ આપ્યો હાર' જેવી જ આ વાત કહી શકાય.

**બલાનો અર્થ**

'સાર્થ ગુજરાતી જોડણી કોશ'માં 'બલા'નો અર્થ પીડા કરતું વળગણ–ભૂત, પીડે તેવું માણસ, દુઃખ, મુસીબત, આફત જવી, પીડા ટળવી, એવો આપવામાં આવ્યો

છે. 'બલા જાણે ! બલારાત જાણે !-કોણ જાણે; હું જાણતો નથી. આ આપવામાં આવ્યો છે.

**મહેમાન એ પણ એક બલા-આફત જ છે.**

મહેમાનને પણ બલા જ કહેવામાં આવે છે. અહીં બલા એટલે આફત. મહેમાન આવ્યો એટલે આફત જ સમજવી. તેમાં આજે તો આ મોંઘવારીના દિવસોમાં' 'મહેમાન' એટલે પીડા-કષ્ટ આપનારી બલા જ સમજવામાં આવે છે. કહેવતે પણ કહ્યું છે કે- એક દિન મહેમાન, દૂસરે દિન મહેમાન, તીસરે દિન બલાયે જાન.'

ખાઈ બદેલ મહેમાનને ઘરમાંથી કાઢવા માટે અનેક પ્રયત્ન થાય છે. આ માટે જ એક કવિત પણ પ્રચલિત બન્યું છે—

તું કરજે તકાદો ને,
હું રાખીશ ટેક.
**પરોણો ગયા પછી**
**આપણ બે એકના એક.**

એટલે કે પરોણો આવે એટલે આપણે બન્ને (પતિ-પત્ની) ઘરમાં તકરાર લડાઈ શરૂ કરી દઈશું. પરોણો આથી કંટાળીને ચાલી જશે. અને તેના ગયા પછી આપણે બન્ને પાછાં એકના એક થઈ જઈશું.

**મહેમાનો પણ હવે નફ્ફટ થઈ ગયાં છે!**

પણ હવે તો આ મહેમાનો ચતુર અને નફ્ફટ પણ બની ગયાં છે. ક્યારેક બપોરના સમયે મહેમાન ટપકી પડે એટલે ઘરધણી ધણિયાણીને કહે છે-'સાંભળે છે ! મહેમાન આવ્યા છે. પાણીબાણી તો લાવો....'

નફ્ફટ મહેમાન આ સાંભળી તરત જ કહી દેશે-'હા લોટામાં દાતણ પણ નાંખતા આવો !....'

એનો અર્થ તમે સમજ્યા ? અમારે તો દાતણથી માંડીને તે ચા-દૂધ, સ્નાન અને જમવાનું બધું જ બાકી છે...'

**'અમે કેવા- કે માળે જઈને સૂતા'**

એક બીજા નફ્ફટ મહેમાનની વાત પણ સાંભળી લ્યો. એક પતિપત્નીને ત્યાં મહેમાન આવ્યા. પતિ-પત્ની કંજૂસ. તેમણે વિચાર કર્યો કે આ બલાને તો આવી છે તેવી જ કાઢવી. એટલે મહેમાન આવતાં એ બન્નેએ લડાઈ શરૂ કરી દીધી. ધણી સ્ત્રીને લુગડાં ધોવાનો પાયો લઇને મારવા દોડયો. સ્ત્રી માટલીમાં ઘઉં ભરેલા તે લઇને પાડોસીને ત્યાં દળવા નાસી ગઈ. બન્નેના મનમાં એવું કે આમ ઘણીવાર સુધી અમે કોઈ ઘરમાં નહિ આવીએ એટલે મહેમાન કંટાળીને ચાલી જશે-અને બલા ટળશે.

સાંજ પડી એટલે બન્ને ઘરમાં પાછાં આવ્યાં. જોયું તો પરોણો દેખાયો નહિ. ધણીએ પોતાની હોશિયારી હાંકતા સ્ત્રીને કહ્યુ-'હું કેવો ડાહ્યો, કે પાયો લઇને ધાયો ?'

સ્ત્રીએ બોલી-'હું કેવી મતીલી, કે માટલી લઇને જતી રહી ?

પરોણો ઘરમાંથી ગયો નહોતો જ. એ ચૂપચાપ માળીયા ઉપર ભરાઈ બેઠેલો. તે હવે બોલ્યો-' અમે કેવા હૂતા કે માળે જઈને સૂતા ?

**'પેલી પીડા ટળી-ના એ પગે જ વળગી છે.'**

એક બીજી વાત પણ સાંભળી લ્યો. એક માણસને ત્યાં એક મહેમાન આવ્યો,

ઘરધણીએ વિચાર્યું–આ પીડા ક્યાંથી આવી તે જાય તો સારૂં! પોતાને તાવ આવ્યો છે એવો ઢોંગ કરી ઓઢીને તે સૂઈ ગયો. પોતાની પત્નીને કહ્યું– 'પગ ચાંપ' પત્ની પગ ચાંપવા બેઠી. તે વખતે મહેમાન મૂંગો મૂંગો ઓરડામાં બેસી રહ્યો હતો. એટલામાં સ્ત્રીને કંઈક કામ આવી પડ્યું. એ બીજા ખંડમાં ગઈ. ઘરધણી તો હજુ મોઢે ઓઢીને સૂતો હતો. પરોણાએ હવે લાગ જોઈ તેના પગ ચાંપવા માંડયાં. ઘરધણી સમજ્યો કે મારી સ્ત્રી જ પગ ચાંપે છે. એટલે થોડીકવાર પછી તેણે પૂછયું–'પેલી પીડા ટળી?'

મહેમાને ઠાવકાઈથી કહ્યું–ના, એ પગે જ વળગી છે....'

ઘરધણી તરત જ ઊઠીને બેઠો થઈ ગયો. એનું મુખ પડી ગયું અને પછી તે મહેમાનની પરોણાગતમાં પડયો.






## ૧૧૭ સારો મગ દેખાશે ત્યાં સુધી ખાઈશ

મારો મગ દેખાશે ત્યાં સુધી ખાઈશ.

સ્વાર્થી સ્વભાવનું દર્શન કરાવતી આ એક ચતુરાઈપૂર્ણ કહેવત છે. કહેવત એની ગામડી ભાષામાં છે. એનો અર્થ એ છે કે 'મારો મગ જ્યાં સુધી દેખાશે ત્યાં સુધી હું ખાઈશ.'

આ કહેવતની વાર્તા આ મુજબની છે.

એક મારવાડી અને એક પરદેશી એક ધર્મશાળામાં ભેગા થઈ ગયા બન્નેએ નક્કી કર્યું કે સાથે મળીને જ ખીચડી રાંધવી, એટલે મારવાડી મગ લઈ આવ્યો અને પરદેશી લાવ્યો ચોખા. બેને ભેગાં કરી તેમાં પાણી મરીમસાલો નાખી ખીચડીને ચૂલા પર ચઢાવવામાં આવી.

પરદેશીને કંઈક કામ હતું એટલે તે બહાર ગયો. જતાં જતાં એ કહેતો ગયો કે હું હમણાં જ આવું છું. મારવાડીએ કહ્યું 'ચિન્તા નહિ કરતાં, તમે તમારું કામ પતાવીને આવજો.'

ખીચડી તૈયાર થઈ ગઈ. એટલે મારવાડીએ તેને પોતાની થાળીમાં ઢાલવી દીધી અને પછી તે ખાવા બેઠો. લગભગ બધી ખીચડી તે ખાઈ ગયો અને થોડીક જ બાકી રહી ત્યારે પેલો પરદેશી આવી પહોંચ્યો.

તેણે જોયું તો તપેલું ખાલી હતું. મારવાડીના ભાણામાં હવે માત્ર થોડીક જ ખીચડી બાકી રહી હતી. તેણે નવાઈની સાથે મારવાડીને પૂછયું....'આમ કેમ....?'

મારવાડીએ કહ્યું 'આ જુઓ....' કહીને તેણે ભાણામાં પડેલા કાળા મગ બતાવીને કહ્યું–'આ મારો મગ, જ્યાં લગી એ મગ હું જોઈશ ત્યાં લગી ખીચડી ખાઈશ. અંદરથી

મગ થઈ રહેશે એટલે તે રહેવા દઈશ !'
મારો મગ, જ્યાં લગ દેખું ત્યાં લગ ખઉં !'

પરદેશીને ગુસ્સો તો બહુ જ આવ્યો પણ મારવાડીના સ્વભાવ મુજબની લુચ્ચાઈ અને અને તેની નિખાલસતા જોઈ એ હસી પડયો....





## ૧૧૮ મિયાં ચોરે મુઠ્ઠે–બનિયા ચોરે પળી પળી

**મિયાં** અને વાણિયા આ બન્નેના સ્વભાવને વર્ણવતી એક સમાન કહેવત આપણી ગુજરાતી ભાષામાં છે. આવી કહેવતો બહુ જુજ મળી આવે છે. આ કહેવત છે.–

મિયાં ચોરે મુઠ્ઠે,
ને અલ્લા ચોરે ઊંટે.

o

મિયાં ચોરે પળી પળી,
ને બંદા ઉડાવે કુપ્પા.

o

બનિયા ચોરે પળી પળી,
ને રામ ઉડાવે કુપ્પા.

આ કહેવત આ બન્નેના સ્વભાવ દોષનું જ સૂચન કરાવે છે. આ અંગેની કહેવત–વાર્તા પણ જાણવા જેવી છે.

એક મિયાંએ પોતાના ખેતરમાં ઘઉં વાવ્યા. એ તૈયાર થઈ ગયા એટલે એક ખળીમાં લાવી તેનો ઢગલો કર્યો. આ ઢગલાની સાથે એક બીજા ખેડૂતે પણ પોતાના ઘઉંનો ઢગલો કર્યો હતો.

મિયાંના મનમાં 'ચોર' પેઠો. કોઈ ન હોય ત્યારે મિયાં પાસેના ઢગલામાંથી મુઠ્ઠે મુઠ્ઠા ભરી ઘઉં પોતાના ઢગલામાં નાખે, આમ ધીરે ધીરે તેણે ચોરી કરવા માંડી.

પાડોશી ખેડુતને મિયાં પર વિશ્વાસ હતો. એટલે તેના મનમાં આ ચોરીનો ખ્યાલ આવ્યો જ નહિ.

એક વખતે નિર્જન રાતે ચાર–પાંચ ઊંટ લઈ મુસાફરોનો એક નાનો કાફલો એ રસ્તેથી પસાર થયો. ચાંદની રાત હતી. ખેતરમાં પથરાયેલા ઘઉં ચમકી રહ્યા હતા. મુસાફરોના મનમાં પાપ અને લાલચ પ્રવેશ્યા. જે નજીકનો મોટો ઢગલો હતો ત્યાં તેમણે ઊંટોને રોકયા. મુસાફરોએ ઝડપથી ઘઉંને કોથળીઓમાં ભરી ભરીને ઊંટો પર લાદી દીધા અને પછી તેઓ આગળ વધ્યા.

નસીબ સંજોગે રસ્તાની નજીકનો આ મોટો ઢગલો આપણા મિયાં ભાઈનો જ હતો.

બીજે દિવસે મિયાં અને ખેડુત સાથે જ ખેતરમાં આવ્યા. જુએ છે તો આશ્ચર્ય.... મિયાંભાઈનો ઘઉંનો ઢગલો મળે જ નહિ.

એની પાસેના ખેડૂતના ઘઉંનો ઢગલો હતો બીજા ખેડૂતોના ઘઉંના ઢગલાઓ પણ અનામત જ હતા.

ખેડૂતોએ નવાઈની સાથે પૂછયું–'મિયાં ! તમારા ઘઉં ક્યાં ગયા ?'

મિયાંભાઈએ પોતાના ઘઉંના ઢગલા પાસે ઊંટોનાં પગલાં જોયાં હતાં. ઘઉં કોઈ ચોરી ગયું છે તે વાત તેઓ સમજી તો ગયા જ. પણ પોતે 'ચોર' એટલે કેમ કહે કે કોઈ ચોરી ગયું છે. તેણે ભરમમાં જ કહ્યું–

**મિયાં ચોર મુઠે**
**ને અલ્લા ચોરે ઊંટે...**

**o**

**બનિયા ચોરે પળી પળી,**
**ને રામ ઉડાવે કુપ્પા.**

આવા જ અર્થની બીજી કહેવત વાણિયાને લગતી છે. એ છે–'બનિયા ચોરે પળી પળી ને રામ ઉડાવે કુપ્પા.' આ કહેવત અંગેની વાર્તા પણ જાણવા જેવી છે—

એક વખત એક વાણિયો વેપારી ઉઘરાણી માટે એક ગામમાં જઈ રહ્યો હતો. માર્ગમાં તેણે એક વાઘને જોયો. એને જોતાં જ વાણિયાના ગાત્રો શિથિલ થઈ ગયા. તે ધ્રૂજવા લાગ્યો, 'ઓ રામ ! હવે શું થશે ?' તેણે માનતા લીધી–'હે પ્રભુ તમે મને આ સંકટમાંથી બચાવી લેશો તો હું એક હજાર બ્રાહ્મણ જમાડીશ.'

અને વાણિયો ઇષ્ટદેવનું નામ રટતો રટતો એક ઝાડ પર ચઢી ગયો.

થયું એવું કે વાઘનું ધ્યાન બીજે હતું. તે બીજે માર્ગે ફંટાઈ ગયો. વાણિયો ભયમુક્ત બની ગયો અને હવે તે પોતાને ગામ આવવા નીકળ્યો.

રસ્તામાં એ વિચાર કરવા લાગ્યો કે એક હજાર બ્રાહ્મણની માનતા લીધી તો ખરી પણ આટલા બ્રાહ્મણ મારાથી કેવી રીતે જમાડાય ? આ તો બહુ કહેવાય 'ઠીક–પાંચસો જમાડીશું....' પણ પાછો તેને વિચાર આવ્યો. પાંચસો પણ વધુ છે. અઢીસો બસ થશે....આમ કરતાં કરતાં એ સો પર, પચાસ પર અને અંતે એક બ્રાહ્મણ જમાડવાના નિશ્ચય પર આવી ગયો. એક બ્રાહ્મણ બસ છે. માનતા માનવી જ છે. બ્રાહ્મણ જમાડીશ જ. માનતામાં માત્ર મીંડા જ મેં કાઢી નાખ્યાં છે. એકડો તો રહ્યો જ છે ને ?'

આમ નક્કી કરી એ ગામના એક બ્રાહ્મણ પાસે ગયો. આ બ્રાહ્મણ વૃદ્ધ અને કંગાળ હતો. આજ મરે કે કાલ તેનો કોઈ ભરોસો નહોતો. એ જમી શકે કે અન્નને પચાવી શકે તેવી તેનામાં શક્તિ પણ નહોતી. વાણિયાએ બ્રાહ્મણને હાથ જોડીને કહ્યું–'કાલે આપ મારે ત્યાં જમવા પધારો.'

બ્રાહ્મણે કહ્યું–'આવું પણ એક શરતે....'

'કહો ?'

'હું કહું તે મુજબ તારી સ્ત્રીએ કરવું.'

વાણિયાએ વિચાર્યું–આ મુડદાલ બ્રાહ્મણ તે શું કરવાનો હતો.' ઠીક છે, આપ કહેશો તે મુજબ મારી સ્ત્રી કરશે. હું તેને કહી દઈશ.'

ઘેર આવીને વાણિયાએ પોતાની સ્ત્રીને કહી દીધું–'એક તપસ્વી વૃદ્ધ બ્રાહ્મણ આપણે ત્યાં જમવા આવશે. એઓ કહે તે મુજબ જ વર્તજે. મહા ચમત્કારિક મહાત્મા છે....'

બીજે દિવસે બ્રાહ્મણ આવી પહોંચ્યો,

પણ આજ અરસામાં કોઇકે સમાચાર આપ્યા કે 'બાજુના ગામનો એક વેપારી કાચો થયો છે. તરત પહોંચી જાવ તો જ નાણાં મળે....નહિ તો ડૂબ્યા સમજો.'

વાણિયો આ વેપારીની પાસે સારી જેવી રકમ માંગે એટલે તેણે તો બ્રાહ્મણ મહારાજને પોતાની સ્ત્રીને સોંપ્યો અને પોતે ઉઘરાણી માટે બાજુના ગામમાં દોડયો.

બ્રાહ્મણે વાણિયાની સ્ત્રીની પાસેથી પટારાની ચાવી માંગી લીધી અને તેમાંનું અઢળક નાણું કાપડ વગેરે બધું બહાર કાઢયું. પછી ગામમાં જઈ તે બ્રાહ્મણોને જમવાના નોતરા આપી આવ્યો. એ મુજબની રસોઈ પણ થવા માંડી. વણિયાના ઘરમાં તો ભારે ધમાલ મચી રહી. સેંકડો માણસોની અવરજવર થવા લાગી. ભાતભાતની રસોઈ બની. બ્રાહ્મણોને આપવાને માટે ધોતીયાના જગ પણ ખડકાઈ ગયા. વાણિયણ શ્રદ્ધાળુ અને ભાવિક હતી. પોતાનો પતિ કંજુસ અને દાનધર્મ કરતો નહિ તેની સામે તેને રોષ હતો. પણ આજે તે પ્રસન્ન હતી. મનમાં કહી રહી હતી–'આખરે રામે મારા પતિને બુદ્ધિ આપી ખરી!

બ્રાહ્મણો આનંદથી જમીને ઊઠયા. વૃદ્ધ બ્રાહ્મણના કહેવાથી વાણિયણે દરેકને એક રૂપિયો અને એક ધોતિયું દક્ષિણામાં આપ્યું. બસ્સોએક બ્રાહ્મણો આ મુજબ દક્ષિણ પામ્યા. તેમની પ્રસન્નતાનો પાર નહોતો.

સાંજે વાણિયો પોતાના ગામે પાછે આવ્યો હતો ત્યારે તેને કેટલાક બ્રાહ્મણે સામા મળ્યા. વાણિયાને જોતાં જ તેમણે તેને આશિર્વાદ આપ્યા અને કહ્યું 'શેઠજી જીવતાં રહેજો–કોઇએ કર્યું નથી તેવું તમે આજે કર્યું છે. ધન્ય છે તમને!'

વાણિયો મનમાં વિચારવા લાગ્યો–'એવુ તે શું થયું છે કે આ બ્રાહ્મણો મને આશીર્વાદ આપે છે?' એ ઉતાવળો ઘેર આવ્યો જોયું તો તેનાં હાજા ગગડી ગયાં સ્ત્રીએ કહ્યુ 'આજે તો સેંકડો બ્રાહ્મણો આપણે ત્યાં જમી ગયા. દાનદક્ષિણા પણ ભારે આપી સગાસ્નેહીઓ પણ જમી ગયા. હવે મા: તમે અને હું જ બાકી રહ્યાં છીએ. આવ જાવ....'

વાણિયાએ કપાળે હાથે ઠોકયો. બોલ્યો 'હું શું જમું? મારૂં કપાળ! મુડદાલ બ્રાહ્મણ પણ ખરો નીકળ્યો અને આ બના પરથી કહેવત જન્મી

વાણિયો ચોરે પળી પળી,
ને રામ ઉડાવે કૂપ્પા.



## ૧૧૯ મેલ કરવતીઆ કરવત, પાછો મોચી ને મોચી

મેલ કરવતીઆ કરવત,
પાછો મોચીને મોચી.

**મોચી** હતો ધર્મપરાયણ. ભગવાનનું નામ લઈને પછી જ કામધંધો શરૂ કરતો. ધંધો સારો ચાલતો, સુખ મળતું. રોટલો અને છાશ ખાઈ તે આનંદથી રહેતો.

એક દિવસે તેના મનને થયું, બળ્યું આ જીવતર ! એના કરતાં તો કાશીએ જઈ ભગવાન શંકરને દેહ આપી દઈએ તો ચોર્યાસીના ફેરામાંથી છૂટાય. એ સમયે અનેક લોકો કાશીએ જઈને કરવત મૂકાવી આવતા હતા. મોચીના ભક્ત હૃદયમાં પણ કરવત મૂકાવી આવવાની તીવ્ર લાલસા જાગી.

અને એક દિવસે એ કાશી પહોંચી ગયો. ભગવાન શંકર સન્મુખ તે પોતાના દેહ પર કરવત ફેરવવા તૈયાર બન્યો.

કરવત મૂકનારે પોતાની ચળકતી કરવત બહાર કાઢી. મોચીને પૂછ્યું–'બોલ, તારે કયું સુખ જોઈએ છે તે માગી લે ! ભગવાન વિશ્વનાથ તારી એ મનોકામના પૂર્ણ કરશે.'

મોચી વિચારમાં ડૂબ્યો. કયું સુખ માગું કે જેથી મને મોક્ષ મળે–આનંદ મળે. તેણે રાજાથી રંક સુધી તપાસ કરી જોઈ પણ સાચ્ચું સુખ તેને ક્યાંય પણ ન જણાયું.

અન્તે તેને પોતાની ઝુંપડી યાદ આવી. જુવાર અને બાજરાનો રોટલો ખાઈ તે જે સુખ માણતો હતો તેવું સુખ તેને બીજે ક્યાંય દેખાયું નહિ. એજ સુખ છે. મને એમાં જ રહેવા દે. તેના મને કહ્યું.

કરવતીઆને હાથ જોડી મોચીએ કહ્યું–'મેલ કરવતીઆ કરવત–પાછો મોચી ને મોચી.'

કરવતીઆ તારી કરવતને નીચે મૂકી દે. હું તો મોચી જ છું અને મોચી જ રહેવામાં સુખ જોઉં છું....

મેલ કરવત, મોચીના મોચી ને ઊંડી આર ખોસી.



## ૧૨૦ સુખ, જાતિ અને સ્વભાવ છૂપાં ન રહે

ભક્ત કબીરે કહ્યું છે.

'જાત–પાંત પૂછે ના કોઈ, હરિ કે ભજે સે હરિ કે હોઈ.' હરિ–પ્રભુને ભજનારાઓની કોઈ જાતિ હોતી જ નથી. જે હરિને ભજે છે તે હરિનો જ બની જાય છે.

સાધુ–સન્યાસીઓને માટે પણ આવું

જ કહેવાયું છે. તેમનું કાર્ય સત્સંગનું છે. હરિ ભજનનું છે. પછી ભલે તેમની જાતિ કે ધર્મ ગમે તે હોય. અને આથી જ એક લોકોકિત પણ છે :

જાતિ ન પૂછો સાધુ કી,
પૂછિ લિજિયે જ્ઞાન,
મોલ કરો તલવાર કા,
પડા રહને દો મ્યાન.
હરિકો ભજે સો હરિકો હોઈ

કબીરે જે વાત કહી હતી- 'હરિકો ભજે સો હરિકા હોઈ' તે વાત સાધુ-સંતોને માટે કહી નહોતી. સાધારણ જન સમાજને સ્પર્શીને જ તેમણે કહ્યું હતું. હરિને ભજનારાઓની કોઈ જાતિ નથી. કારણ તેઓ હરિના જ હોય છે. બને છે. જે હરિને ભજે છે તે હરિનો જ બની જાય છે. એ વખતે તેને કોઈ જાતિ હોતી નથી.

એક સમયની વાત છે. બાદશાહ દરબાર ભરીને બેઠા હતા. વાર્તા વિનોદ ચાલી રહ્યો હતો. આ જ સમયે પાંચ સાધુઓ દરબારમાં આવી ચઢયા. ભગવાં વસ્ત્રો હતાં. શરીર ભભૂતથી ભરેલું હતું.

બાદશાહે સાધુ મહારાજોને આવકાર્યા અને પછી પૂછયું. 'આપની જાતિ કઈ ?'

સાધુઓ મૌન રહ્યા.

બાદશાહે પુનઃ પૂછયું, 'મહારાજ ! આપ કયા વર્ણના છો ?'

સાધુઓએ જવાબ આપ્યોઃ—

જાત પાંત પૂછે નહીં કોઈ
હરિકો ભજે સો હરિકા હોઈ

એમના કહેવાનું તાત્પય એ હતું કે 'અમારે, સાધુઓને વળી જાતિ કેવી ? હરિને ભજે એ હરિનો બની જાય છે.'

પણ બાદશાહને ચેન ન પડયું તેને આ સાધુઓની જાતિ જાણવાની તાલાવેલી લાગી. અને તેણે બીરબલને કહ્યું, 'આ સાધુ મહારાજોની જાતિ કઈ છે તે તું શોધી આપે તો ખરો.'

બીરબલે તેમ કરવાનું માથે લીધું. તેણે સાધુ મહારાજોને કહ્યું-'આપ લોકો આપને આવડે તેવી ઇશ્વરને લગતી કવિતા, ગીત કે ગાન અમને સંભળાવો અમને આનંદ થશે.'

હરિ ગીત ગાવા માટે સાધુઓને ના નહોતી. તેમણે એ માટેની તૈયારી કરી પહેલા સાધુએ શરૂઆત કરી :

રામનામ લડ્ડુ ગોપાલ નામ ઘી,
હરિકા નામ મિશ્રી, ઘોલ ઘોલ પી.

હવે બીજા સાધુનો વારો આવ્યો. તે બોલ્યો :

રામ નામ શમશેર પકડ લે,
કૃષ્ણ કટારી બાંધ લિયા,
દયા ધર્મ કો ઢાલ બના લે
યમ કા દ્વાર જીત લિયા

બીરબલે ત્રીજા સાધુ મહારાજને કહ્યું. 'હવે આપ બોલો' અને સાધુએ કહ્યું :

સાહબ મેરા બનિયા, સહજ કરે વ્યાપાર
બિન ડંડા બિન પાલડે, તોલે સબ સંસાર.

હવે ચોથા સાધુ મહારાજનો વારો આવ્યો. તેણે કહ્યું :

રામ ઝરોખે બૈઠકે, સબકા મુજરા લેય
જૈસી જાકી ચાકરી, તાકો તૈસા દેય.

પાંચમો સાધુ કે જે બોલવા માટે તત્પર હતો તેણે કહ્યું :

જાત પાંત પૂછે ના કોઈ,
હરિકો ભજે સો હરિકા હોઈ

આમ પાંચે સાધુઓએ હરિને લગતી પ્રાર્થના કહી સંભળાવી. બાદશાહે બીરબલની સામે જોયું. બીરબલે કહ્યું-' મહારાજ ! એમની જાતિ જાણવી છે ? કહું ? પહેલાં સાધુ મહારાજ જાતના બ્રાહ્મણ છે. બીજા સાધુ મહારાજ જાતિના ક્ષત્રિય છે, ત્રીજા વૈશ્ય છે, ચોથા સાધુ મહારાજ જાતિના ક્ષુદ્ર છે. અને પાંચમા સાધુ મહારાજને કોઈ જાતિ નથી. તેઓ વર્ણશંકર છે.

સાધુ મહારાજોના મુખ આ સાંભળી નીચા થઈ ગયા. બાદશાહને હજુ પણ શંકા સતાવી રહી હતી. તેમણે સાધુઓને પૂછયું, ' બીરબલે આપની જે જાતિ કહી છે તે શું બરાબર છે ? '

' હા, મહારાજ '

' બીરબલ ! તું આ સાધુ મહારાજોની જાતિ કેવી રીતે જાણી શકયો ? ' બાદશાહે આશ્ચર્યથી પૂછયું.

' આ તો સરળ વાત છે.' બીરબલે કહ્યું. કહેવત છે કે-' મુખ, જાતિ અને સ્વભાવ છૂપાં રહેતાં જ નથી.' આ લોકો સાધુ બન્યા છે તે વાત સાચી. પરન્તુ તેમણે પ્રભુના નામની જે કવિતા બનાવી છે તેમાં જ તેમણે પોતાની જાતિનો સ્વભાવ પણ બતાવી દીધો છે. બ્રાહ્મણ સાધુએ હરિના નામની કવિતામાં લાડુને યાદ કર્યા, ક્ષત્રિય હતો તેણે પોતાની કવિતામાં ઢાલ અને તલવારને યાદ કરી. વૈશ્ય હતો તેણે ત્રાજવા અને જે ક્ષુદ્ર હતો તે પોતાની કવિતામાં ચાકરીને લાવ્યો. પાંચમો સાધુ કે જેને જાતિ જ નહોતી. તે વર્ણભેદની જરૂરીયાતને સ્વીકારતો નહોતો.

બાદશાહે સંતોષનો શ્વાસ લીધો.

## કુરતી પહન તિલંગવા હોય

જેમ સાધુઓને માટેની કહેવત છે. તેમ એક બીજી કહેવત છે સૈનિકો માટેની. હિંદી ભાષાની આ કહેવત છે-' જાત પાંત પૂછે નાંહ કોય, કુરતી પહન તિલંગવા હોય.' પોશાક પહેરવાથી જ સિપાહી થઈ જવાય છે. પછી ભલે તે ગમે તે જાતિનો હોય. સૈનિકોને કોઈ જાતિ હોતી નથી. તો પણ આ કહેવતને ખોટી પણ પાડવામાં આવી છે અને સેનાને જાટ-રાજપૂત-ડોગેરા-ગોરખા રેજીમેન્ટ કહીને સંબોધવામાં આવી છે, ઓળખવામાં આવી છે પણ આ કહેવતનું તાત્પર્ય સાધારણ રીતનું છે. ' સૈનિકોના વસ્ત્ર પહેરનારો તે સૈનિક' એ રૂપમાં જ આ કહેવત ચરિતાર્થ થઈ છે.





# ૧૨૧ મૂર્ખને માથે શીંગડાં

**મૂર્ખને કેવી રીતે જાણવો?**

મૂર્ખ કોણ? આ પણ વિચારવા જેવું છે. એને દેહની કોઇ જુદી નિશાની હોતી નથી. જ્ઞાનની જેમ જ એ પણ રૂડો રૂપાળો. બે આંખ નાક–કાનવાળો હોઈ શકે. કેટલાકોએ કહેવતમાં તેને માટે કહ્યું છે– 'મૂર્ખને શીંગડાં હોય છે....' પણ આ 'શીંગડાં' તે એનું કર્મ. સાધારણ રીતે તો કહેવાય છે કે 'મૂર્ખને માથે શીંગડાં નથી હોતાં.' 'મૂર્ખનાં ગામ જુદાં વસતાં નથી.' 'મૂર્ખ છાના પણ રહેતા નથી.' 'બેવકુફી કોઈના બાપની નથી.' જે કરે એની છે. તો પછી મૂર્ખને કેવી રીતે જાણવો. એક પ્રાચીન ગીત છે. તેમાં કહ્યું છે:–

બેવકૂફ બોલી જાણે નહીં ને
મુંગો રહી જાણે નહીં
જઈનું બોલે ને ટકાનું જાન કરે તે મૂર્ખ.

મૂર્ખને ઓળખવા માટેનું બીજું એક ગીત સાંભળો—

અણઘટતી ઇચ્છા કરે,
અણદીઠી કહે વાત;
ઠાકર કહે સુણો ઠાકરો,
એજ મૂર્ખની જાત.

મૂર્ખને ઓળખવા માટે એક દ્રષ્ટાંત વાર્તા જાણવા જેવી છે:—

**હું બેઠો છું અને તું કેમ રંડાઈ?**

એક બ્રાહ્મણ હતો. પંડિત નહિ, પણ મૂર્ખ. અક્કલમાં અધુરો. પોતાના કામ પ્રસંગે તેને બીજે ગામ જવું પડયું ત્યાંથી આવતાં તે પોતાના ગામને પાદરે આવી પહોંચ્યો. અહીં તેને એક ઓળખીતો મળ્યો. બ્રાહ્મણે તેને પૂછયું, 'ભાઈ, મારે ત્યાં સર્વ કુશળ તો છેને? પેલા માણસે કહ્યું, 'મહારાજ! ગામમાં સર્વ કુશળ છે પણ માત્ર તમારી સ્રીને રંડાપો આવ્યો છે.'

આ સાંભળી બ્રાહ્મણ રડતો રડતો પોતાને ઘેર ગયો. સ્રીએ જાણ્યું કે મારા પિયરના સગામાં કોઈનું મરણ થયું લાગે છે. તેથી તેણે પણ રોવા માંડયું. અવાજ સાંભળી આજુબાજુના સગાંવહાલાંઓ પણ ભેગાં થઈ ગયાં. તેઓ પણ રડવા લાગ્યા. પણ એક માણસથી ન રહેવાયું. તેણે બ્રાહ્મણને પૂછયું 'ભાઈ, કોણ મરી ગયું છે તે તો કહો?' બ્રાહ્મણે કહ્યું 'મારી સ્રી રંડાઈ છે.'

તરત જ લોકો રડતા બંધ થઈ ગયા. તેની મૂર્ખાઈ પર હવે સૌએ હસવા માંડયું. સ્રીએ આ સાંભળ્યું અને તે ભોંઠી પડી ગઇ, તેની મોટી દીકરી વિધવા હતી તે હવે બાપ પાસે આવી અને કહેવા લાગી 'બાપા, આ શું ગાંડાચાળા કરો છો? તમે બેઠાં છો અને મા રંડાય કેમ?'

મૂર્ખે તરત જ કહ્યું 'તો હું બેઠો છું અને તું કેમ રંડાઇ....?

દીકરી શરમાઈ ગઈ. એ ચૂપ રહી ગઇ. એને ચૂપ રહેવું જ પડયું. કારણ,

'મૂરખને કાન હોય, પણ સાન ન હોય.' 'મૂરખ પાસે જ્ઞાન ન હોય.' કવિશ્વર દલપતરામે કહ્યું છે કે :—

**મૂરખ માથે શીંગડાં,**
**નહિ નિશાની હોય;**
**સારઅસાર વિચાર નહિ,**
**જન તે મુરખ જોય.**

મૂર્ખ માનવીને ઉપદેશ આપી સુધારી શકાય ખરો ? જ્ઞાનીઓ કહે છે કે એવી આશા રાખવી મિથ્યા છે. કારણ, 'મૂરખને ઉપદેશ તે આપનારને કલેશ.' મૂરખ પાસે જ્ઞાન શું સૂરખ વિચારે છે.

**સૂરખ મન મમતા કરે,**
**હું રળું ને સર્વ ખાય.**
**સૂકા કાષ્ઠમાં જીવડા,**
**તેને પાણી કોણ પાય ?**

મૂર્ખની મિત્રતા પણ સંકટમાં મૂકી દે છે. તેની સાથે વાતો કરવી એ પણ આફતને નોતરવા જેવું છે. કહ્યું છે—

**મૂર્ખ સાથે ગોઠડી, પદ પદ હોય વિનાશ.**
**મૂર્ખને પ્રતિબોધતાં, મનમાં થાય ખટાશ.**

તો પછી એને સુધારવો કેવી રીતે ? એક કહેવત છે 'આકીલકું ઈશારા, ગધ્ધેકું ચાબુક.' અહમકસે પડી બાત, કાઢો જુતા તોડો દાંત.' એટલે કે મૂર્ખ સાથે ગાંઠ પડે તો જોડા કાઢી દાંત તોડી પાડવા સિવાય છૂટકો નથી.'

**મુરખકુ સમજાવતે, જ્ઞાન ગાંઠકા જાય,**
**કોયલા ના હોય ઉજળા,**
**સો મણ સાબુ લગાય.**

મૂર્ખ માટે આવી વાત છે. રમણલાલ શેઠ શ્રીમંત માનવી હતા. એમણે એક નોકર રાખ્યો. આમ તો એ દેખાવડો અને સશક્ત લાગ્યો. પણ બુધ્ધિમાં શૂન્ય. એને સમજાવવામાં આવ્યો. હા-હા કહેતો જાય અને પાછો એવોને એવો જ રહે.

**તું મારા માથાનો મળ્યો.**

એક દિવસે શેઠ ભોજન કરી રહ્યા હતા. દાળમાં મીઠું ઓછું જણાયું એટલે શેઠે નોકર પાસેથી મીઠું માંગ્યું. આપણો આ મૂર્ખ નોકર તરત જ હાથમાં મીઠું લઈ પહોંચ્યો. 'લ્યો; શેઠજી !' કહીને તે ઊભો રહ્યો. શેઠે તેને સમજાવ્યું જે કોઈ ચીજ લાવવાની હોય તે હાથમાં નહિ લાવતાં રકાબીમાં મૂકીને લાવવી જોઈએ.' 'સારૂ સાહેબ ! સમજી ગયો....હવે એમજ કરીશ.' કહીને વિદાય થયો.

શેઠજીએ ઓફિસે જવા કપડાં પહેર્યાં, નોકરને બોલાવી કહ્યું, 'મારા નવા જોડા લાવ....'

મૂર્ખ નોકરે એક નવી રકાબીમાં શેઠના જોડા મૂકયા અને તે લાવી એ શેઠની સામે ઊભો રહ્યો– 'લ્યો શેઠજી.'

શેઠથી હસી પડાયું અને કપાળ ઠોકી કહ્યું –'તું મારા માથાનો મળ્યો છે !'





# ૧૨૨ મૌનં સર્વાર્થસાધકમ્

**અકબર** બાદશાહે પ્રશ્ન કર્યો– 'આદમીને કેવી રીતે માપવો ?'

કવિ ગંગ સભામાં હાજર. તેણે તરત કહ્યું. '**આદમીકો તોલ એક બોલસે પિછાનીએ.**'

માણસને ઓળખવો હોય તો એની વાણી પરથી તેને ઓળખી લ્યો. બોલ ઉપરથી તોલ થાય. વાણી પ્રાણીને ઓળખે એટલે ડાહ્યા માણસોએ કહ્યું છે. જીવનમાં જે પ્રકારે બોલવું આવશ્યક છે એ જ પ્રકારે ચૂપ રહેવું. મૌન પકડવું પણ જરૂરી છે. ડૉકટરોનું કથન છે કે બોલવા કરતાં ચુપ રહેવામાં સ્વાસ્થ્ય વધુ જળવાય છે.

ચુપ રહો–ઉર્દૂમાં ચુપને 'ખામોશ' કહે છે. સંસ્કૃતમાં મૌન અને અંગ્રેજીમાં સાઈલેન્ટ કે પછી મમ.

ચુપકીદી–મૌનનો પ્રભાવ તેવો છે.' મૌન સર્વ કાર્યને સાધનારૂં છે. મૌનં સર્વાર્થં સાધકમ્. સબસે બડી ચુપ. Silence is God મૌનનો ઉત્તર વધુ મનાયો છે. એક ચુપ સૌને હરાવે. મૌનં સમ્મતિ લક્ષણમ્ ન બોલ્યામાં નવ ગુણ.

બોલી પરથી માણસ પરખાઇ જાય છે. એટલે નહિ બોલવામાં આવે તેમાં જ માલ છે. કારણ બોલવામાં આવે તો તેની બુદ્ધિ પરખાઈ જાય છે. કહેવત છે. 'મૂંગી મંતર સાડા સત્તર.' બંધ બેસતી વાતને સાચી વાતને માટે આપણે કહીએ છીએ વાત સાડાસોળ આના સાચી છે. આજ મુજબ ગુપ્ત વાતને મંત્રની જેમ આપણે છાની રાખીને મૂંગા રહીએ તો તે સોળ આના કે સ્હાડા સોળ આના નહિ પણ સ્હાડા સત્તર આનાની વાત કહી શકાય જ્યાં માણસની વાત કોઈ સાંભળતું ન હોય ત્યાં–

કહી ન માને કાંઈ, જુગતી
અણજુગતી જહાં,
શાણાને સુખદાઈ,
ચુપ રહેવું રાજીઆ,

જ્યાં કહ્યું મનાય નહીં ત્યાં ચુપ રહેવું તે શાણા પુરૂષને સુખદાઈ છે.

ચતુર માનવી ચુપ રહેવામાં જ માને છે, સાચું જ કહ્યું છે કે :–

ચુપ્પ સે શોભા જગતમેં,
ચુપ સે રહે આણ,
ચુપ સે ભજન ભજત હે,
ચુપ સે રહે માન.

મૂર્ખ સાથે પાનું પડે તો શું કરવું જોઈએ.

એક સમયે ભરસભામાં અકબરે બીરબલને પ્રશ્ન પૂછયો. 'મૂર્ખ સાથે જો કામ આવી પડે તો શું કરવું જોઈએ ?'

બીરબલે જવાબ ન આપ્યો.

બાદશાહે ફરી પુછયું :– 'બીરબલ ! મારા પ્રશ્નનો જવાબ આપ.'

બીરબલે કહ્યું – 'નામદાર ! એનો ઉત્તર કાલે આપને મળી જશે.'

બીજે દિવસે ભરસભામાં બીરબલ એક ગૂંગા માણસને લઈને આવી પહોંચ્યો. બીરબલને જોતાં જ બાદશાહે કહ્યું 'મારો જવાબ લાવ્યો ?'

'જી. હા કહીને તેણે પેલા ગૂંગા તરફ આંગળી કરી કહ્યું, 'નામદાર ! આ મારા ગુરૂ છે. આપના પ્રશ્નનો ઉત્તર તેઓ આપી શકશે.'

અકબરે ગુરૂને પૂછ્યું – 'મહારાજ ! મૂર્ખ સાથે જો પાનું પડે તો શું કરવું જોઈએ.'

ગૂંગો કંઈ જ બોલ્યો નહિ.

'ગુરૂજી, કહો, શું કરવું જોઈએ ?' બાદશાહે ફરીથી પૂછ્યું. પણ જવાબ જ ન મળ્યો.

'ગુરૂજી, બતાવો, મૂર્ખ સાથે પાનુ પડે તો શું કરવું જોઈએ.' બાદશાહે હવે કંઈક અકળાઈને પૂછ્યું.

પણ જવાબ ન મળ્યો.

અરે, આપ બોલતા કેમ નથી ?'

'પણ મૂંગો બોલે કેવી રીતે ?'

'બીરબલ ! બાદશાહે હવે કંટાળીને કહ્યું, 'આ તો બોલતા જ નથી....'

'જી, જહાંપનાહ ! જવાબ તો એમનું મૌન જ આપી રહ્યું છે.'

બાદશાહ ઝંખવાઈ ગયો. બીરબલની આ મજાક તે સમજી ગયો. તે ચુપ જ બની ગયો. મૂર્ખ સાથે પાનુ પડે તો ચુપ રહેવામાં સાર છે. બીરબલે ગૂંગાની દ્વારા બાદશાહને આ સાનમાં સમજાવી દીધું.

**દ્રૌપદીની વાણીએ મહાભારત ખેલાયું.**

દ્રૌપદીએ બોલવામાં કાબુ ન રાખ્યો અને કહી દીધું. 'અંધના સંતાન અંધ જ હોય !' આ કઠોર વાણી દુર્યોધનના હૃદયમાં સાલવા લાગી. તેણે બદલો લીધો. યુધિષ્ઠિરને જુગારમાં હરાવી દ્રૌપદીને જીતી લીધી. એટલું જ નહિ. ભરસભામાં તેણે તેના ચીર ખેંચાવ્યા. ચીર ખેંચતાં દુર્યોધન ભીમ તરફ જોઈ તેને કહેવા લાગ્યો– કૌઆ ! તારાથી થાય તે કરી લે....તાકાત હોય તો અહીં આવ અને મદદ કર !'

પણ વડિલભાઈની આજ્ઞાથી ભીમ ચુપ રહ્યો. તેનાથી આ અપમાન સહન ન થયું. તેણે દુર્યોધનના સંહારની પ્રતિજ્ઞા લીધી અને આમ દ્રૌપદીની કઠોર વાણીથી જ મહાભારતનું યુદ્ધ ખેલાયું.

**બોલ્યા કેમ ?**

રાજાનો એકનો એક કુંવર જન્મથી જ મૂંગો હતો. એ હતો મૂંગો પણ જાણે બુદ્ધિશાળી હોય–લોકોનું કહેવું સમજતો હોય તેવું જણાતું. રાજાની ઇચ્છા હતી કે એ ગમે તે ઉપાયે પણ બોલતો થાય અને આ માટે તે અનેક પ્રયત્નો યોજી રહ્યો હતો.

એક દિવસે કેટલાક શિકારીઓની સાથે તેને શિકાર માટે જંગલમાં મોકલવામાં આવ્યો. આખો દિવસ સૌ ભમ્યા પણ કોઈ શિકાર જ ન મળ્યો. એટલામાં એક તેતર પક્ષીએ અવાજ કર્યો. શિકારીઓએ આ

અવાજ પારખ્યો અને જ્યાંથી અવાજ આવ્યો હતો ત્યાં ગોળી છોડી. તેતરનો પ્રાણ ગયો. તેને તરફડતું જોઇ કુંવરથી બોલાઈ ગયું– 'બોલ્યું કેમ?....'

કુંવર બોલ્યા એથી શિકારીઓ ખુશ થયા અને તેમણે રાજા પાસે દોડી જઈ આ વધામણી આપી.

રાજાની પ્રસન્નતાનો પાર ન રહ્યો. આ આનંદમાં તેમણે સારાય શહેરને આજ્ઞા ફરમાવી–'કુંવરનું સામૈયું કરી તેને મહેલમાં વાજતે ગાજતે લઈ આવો....'

કુંવરને ઠાઠથી મહેલમાં લાવવામાં આવ્યો. સૌ પ્રસન્ન હતા પણ કુંવર તો હતા તેવા જ ઉદાસીન અને મુંગા જણાયા. રાજાએ તેમને બોલાવવાનો ઘણો પ્રયત્ન કર્યો પણ કુંવરે એક શબ્દ પણ કાઢયો નહિ.

રાજાને હવે શિકારીઓ પર ક્રોધ ચડયો. તેને લાગ્યું કે આ લોકોએ ઈનામની લાલચે અહીં દોડી આવી મને આ ખોટા સમાચાર આપ્યા છે. તેમણે શિકારીઓને ધમકાવ્યા. શિર છેદી નાખવાની ધમકી આપી પણ શિકારીઓએ કહ્યું – 'મહારાજ! આપ, ભલે અમને મારી નાખો–પણ અમે કુંવરને બોલતા સાંભળ્યા જ છે....જે શબ્દો અમે અમારા કાને સાંભળ્યા છે તેને માટે અમે ખોટું કેમ કહીએ?'

'પણ કુંવર બોલતા નથી. એ તો ઉદાસ વૃત્તિ રાખી આમતેમ જોઈ જ રહ્યા છે. રાજાની અકળામણ વધી ગઇ. તેમણે શિકારીઓને મારવાનો હુકમ ફરમાવ્યો.

શિકારીઓને ઉઘાડી પીઠ પર ચાબુકના ફટકાઓ પડવા લાગ્યા. લોહીની છાંટો ઉડવા લાગી. કુંવરથી આ સહન ન થયું. તેનાથી શબ્દો બોલાઈ ગયા – 'બોલ્યા કેમ....'

કુંવર બોલ્યા તે રાજાએ કાનોકાન સાંભળ્યું. તેને આશ્ચર્ય થયું. પણ પાછા કુંવર ચુપ થઈ ગયા. તેઓ કંઈ જ બોલ્યા નહિ.

જ્યારે સૌ ઝંપી ગયા ત્યારે રાજાએ એકાંતમાં કુંવરને આજીજીભર્યા સ્વરે પૂછયું –'તું બોલી શકે છે છતાં મૂંગો કેમ રહે છે? તારી ચૂપકીદીનું કંઈ કારણ છે ખરું?'

કુંવરે કહ્યુ–'મારા ગયા ભવનું મને જ્ઞાન છે અને મારા તે ભવનો એવો અનુભવ છે કે જે બોલે તે હેરાન થાય. આજથી જ હું મૌન રહું છું. બોલેલું તેતર અને માર ખાધેલા શિકારીઓ એ આથી જ શું એને પ્રત્યક્ષ પૂરાવો નથી?'

વાત કરવામાં કુશળ માનવી લાખ્ખો કમાઈ શકે છે!

આમ મૌન–ચુપકીદી માટેની અનેક કહેવતો છે, વાતો છે. આ કહેવતો કહે છે કે 'ચુપ રહો–' ઓછું બોલો....' પણ એનો અર્થ એમ નથી કે તમારે કંઇ બોલવું જ નહિ. મૂંગા જ રહેવું. જરૂર બોલવું પણ એવું બોલવું કે જેથી કોઈને દુઃખ ન લાગે :—

જો શબ્દ દુ:ખ ના લગે,
સોહી શબ્દ ઉચ્ચાર.
તરત મીટી શિતળ ભયા
સોહી શબ્દ તત્સાર

એવું બોલો કે જેથી કોઈને ક્લેશ ન થાય. સારરૂપ તો તે જ શબ્દ છે કે જેથી સામાનો તાપ મટીને તે શિતળ બની જાય.

'થોડા' બોલો જીતી જાય અને બહુ બોલો વેતરી જાય' પણ માનવી જો વાત કરવાની કલામાં કુશળ હોય તો લાખ રૂપિયા પણ કમાઈ શકે છે :—

બાત બાતમેં ભાત હૈ,
ભાત ભાતકી બાત;
એક બાત ગજ દેત હૈ,
એક બાત ગજ લાત.
બાતનસેં દેવી અરૂ દેવતા પ્રસન્ન હોત,
બાતનસેં સિદ્ધ અરૂસાધુ પતિપાત હૈ;
બાતનસેં કીર્તિ અપકીર્તિ સબ બાતનસેં
માનવીકે મુખકી બાત કરામાત હૈ. અને
બાતનસેં મુઠ લોક લાખન કમાત હૈં.

આ બધું વાતથી સિદ્ધ થઈ શકે છે. બોલવાની પણ હદ હોય છે. અને એટલે જ કહ્યું છે કે-

અતિ ભલા નહિ બોલના,
અતિ ભલા નહિ ચુપ.
અતિ ભલા નહિ બરસના,
અતિ ભલા નહિ ધુપ.

બોલે તે બે ખાય.

બોલવામાં જોખમ જણાય તો ચુપ રહો. વાતનું વતેસર થઈ જતું હોય તો ચૂપકીદી પકડી લ્યો. જે બોલે તે બે ખાય-અબોલે ત્રણ ખાય.' બે બ્રાહ્મણોએ રસોઈ કરી. પાંચ લાડવા બન્યા. બે વચ્ચે પાંચ લાડવાને કેવી રીતે વહેંચવા ? બન્નેએ નક્કી કર્યું; 'જે બોલે તે બે ખાય. મૂંગો રહે તે ત્રણ ખાય. બન્ને સૂઈ રહ્યા. પણ એકના જીવને ચટપટી થઈ. ભૂખ પણ તેને હેરાન કરવા લાગી. તેણે વિચાર્યું. રસોઈ બગડી જશે તેના કરતાં બોલતાં બે ખાવા શું ખોટા એટલે તેણે પોતાના સાથીને કહ્યું ભાઈ મારા બે-તું ત્રણ લેજે-કારણ તું ચુપ રહ્યો છે.' ઉતાવળથી બોલવામાં આવે તેમાં નુકશાન પણ રહેલું છે-ઉતાવળ કર્યેથી ખોટ પણ આવે તે આ કહેવતનો ભાવાર્થ છે.

*



## ૧૨૩ યહ મુંહ ઔર મસૂર કી દાલ !

કોઈકિ માણસ ડીંગ મારતો હોય ત્યારે સ્વાભાવિક જ આપણાથી કહેવાઈ જાય છે કે- 'જોયું તારું મોઢું' 'તારું ડાચું જો અને પછી આ વાત કર' તું આ કામ કરશે એવું તારું મોઢું નથી કહેતું. મતલબ એ કે તું જે ડીંગ મારે છે તે કાર્ય કરી શકે એમ નથી. તારું મોઢું-તારી તાકાત એવી નથી કે તું એ કાર્ય કરી શકે. એનો અર્થ

એવો પણ ઘટાવી શકાય કે તેં નાને મોઢે મોટી વાત કરી છે. આ કાર્ય તું કરી શકે એવું તારું ડાચું નથી. વગેરે.

પણ આ અંગે આપણે ત્યાં કોઇ સચોટ તમતમતી કહેવત નથી. એ કહેવત છે, ઉર્દૂમાં 'યહ મુંહ ઔર મસૂર કી દાલ!' આ કહેવત વાજીદઅલી શાહના જમાના જેટલી જૂની છે. પ્રચલિત પણ તેમના જ શાસન સમયમાં થઈ છે. હિન્દુસ્તાનીમાં આ જ કહેવતને લગતી એક બીજી કહેવત પણ છે–'યહ મુંહ ઔર ગાજરેં?' યોગ્યતાથી અધિક પામવાની ઇચ્છા ધરાવનારાઓને માટે આ વ્યંગમાં કહેવાયું છે. સાધારણ રીતે ગાજર એક સસ્તી વસ્તુ છે. પણ અહીં વ્યંગમાં જ તેનો ઉપયોગ થયો છે. એક બીજી હિન્દુસ્તાની કહેવત છે–'યહ મુંહ પાન જોગા?' જે વ્યક્તિએ કોઈની નીંદા કરી હોય તેવાને જ્યારે પાન આપવામાં આવે છે ત્યારે તેને તિરસ્કાર સૂચક આ શબ્દો કહેવામાં આવે છે. આપણે ત્યાં એક કહેવત છે-'મોં જોઈને ટીલું થાય.' યોગ્યતા જોઈને જ દરજ્જો સોંપાય. તિલક કંઈ દરેકને કરવામાં આવતું નથી. જે વારસદાર હોય છે– જેની પૂરી યોગ્યતા હોય છે તે જ તિલકનો અધિકારી બને છે.

**યહ મુંહ ઔર મસૂરી દાલ**

આ બધી કહેવતોમાં માત્ર એક જ કહેવતનો ઈતિહાસ છે અને આ કહેવત છે–'યહ મુંહ ઔર મસૂર કી દાલ!' આ કહેવત એક સચોટ કહેવત છે અને તેનો ઉપયોગ ધારી અસર જન્માવે છે.

આ કહેવતની ઉત્પત્તિ–વાર્તા નીચે મુજબની છે:–

અવધના નવાબ વાજીદઅલી શાહ પોતાની રંગલીલા માટે સારી પ્રસિદ્ધિ પામ્યો હતો. એના વિલાસી કૃત્યો એના મોજશોખ–એના રંગરાગ અને એના નાચ-ગાન-નર્તનની અનેક દંતકથાઓ હજુ આજે પણ પ્રચલિત છે. એના દરબારમાં જાતજાતના લોકો રહેતા. એનો મુખ્ય ન્યાયાધિશ એક નિષ્ણાત સારંગી બજાવનારો હતો. તેનો હજામ એક ગોરો અંગ્રેજ હતો. એ નવાબની દાઢી પણ બનાવતો અને નાચતો પણ ખરો. એનો બબરચી મન્નુમિયાં પકવાન બનાવવામાં, તરેહ તરેહનાં પદાર્થો બનાવવામાં એવો તો એક્કો હતો કે ખાનારાઓના મુખમાં સ્વાદ જ રહી જતો. આ બબરચી માત્ર ભોજન પકવવામાં જ ઉસ્તાદ નહોતો પણ એ એક કાબેલ કવિ અને ગાયક પણ હતો.

મન્નુમિયાં કાબેલ બબરચી હતો. એની રસોઈમાં આપોઆપ જ મીઠાશ આવી જતી. એક પદાર્થમાંથી એ સો જેટલી વાનગીઓ બનાવતો. દાળ અને કઢી તો એના જ કહેવાતા. એમાં એવો કોઈ હરિફ નહોતો. એક દાળ બનાવવા પાછળ એ રકમની રકમ ખર્ચી નાખતો પણ દાળ એવી બનતી કે ખાનારો જિંદગીભર એ દાળને યાદ કરતો. એની આવી કાબેલિયત પર જ નવાબ વાજીદઅલી શાહ ખુશ હતો–આફ્રીન હતો!

એક સમયે નવાબના એક ખાસ અંગત મિત્રે નવાબને કાગળ લખ્યો અને મન્નુમિયાંને પોતાને ત્યાં ભોજન પકવવાને માટે મોકલી

આપવાની અરજ કરી. નવાબ પોતાના મિત્રની આ માંગણીને નકારી શક્યો નહિ તેમણે મન્નુમિયાંને તેને ત્યાં મોકલી આપ્યો.

પેલા અમીર મિત્રે ચાર–છ મિત્રોને જમવાનું કહ્યું હતું. એની ઇચ્છા હતી કે તેના આ મિત્રોને એવું તો ભોજન કરાવવું કે રંગ રહી જાય. અને એટલે જ તેણે નવાબના ખાસ બબરચીને ભોજન પકવવાને માટે બોલાવ્યો હતો.

નવાબનો આ મિત્ર પણ જમવાનો શોખીન હતો. તેણે મન્નુમિયાંના હાથની દાળ ખાધેલી અને તેનો સ્વાદ હજુ પણ તેની દાઢમાં રહી ગયેલો એટલે મન્નુના આવતાંની સાથે જ તેણે કહી દીધું, 'મિયાં દાળ બનાવો–એવી તો બનાવો કે ખાનારાઓ 'વાહ-વાહ' પોકારી ઉઠે.'

'કઈ દાળ બનાવું ? ૫૬ જાતની દાળ બનાવી શકું છું ?'

'મસુરની દાળ બનાવ. ઇચ્છામાં આવે એટલો ખર્ચ કર. કોઈ વાતની કમી રાખતો નહિ. પણ દાળ એવી બનવી જોઈએ કે દાઢમાં તેનો સ્વાદ રહી જાય.

'નામદાર ! મારા પર વિશ્વાસ રાખો. આ સેવક ગમે તેવાનો ઉસ્તાદ નથી. નવાબોના નવાબ વાજીદઅલી શાહનો ખાસ શાહી બબરચી છે. આપની ઇચ્છા મુજબની જ દાળ બનશે.' મન્નુમિયાંએ અમીરને ખાતરી આપી.

મન્નુમિયાંએ મસુરની દાળ બનાવી. ખર્ચમાં કોઈ કસર ન કરી. કિંમતી મસાલાઓ નાખ્યા. વઘાર એવો તો કર્યો કે તેની સુગંધ સારાય મહેલમાં પ્રસરી ગઈ.

બધા જમવા બેઠા. મિયાંએ દાળ પીરસી. એની સાથે બીજાં અનેક પદાર્થો પણ હતાં. પણ દાળની સુગંધ તેનો સ્વાદ કોઈ અનોખો જ હતો. સૌએ મસુરની દાળ પર જ હાથ ચલાવ્યો.

દાળ સ્વાદિષ્ટ બની હતી એટલે સર્વેએ બીજા પદાર્થ બાજુએ રહેવા દઈ દાળ જ ખાધી. માંગી માંગીને તેમણે લીધી. મન્નુમિયાં પણ હોંશથી આગ્રહ કરી કરીને પીરસતા જાય. મહેમાનોએ વાડકાના વાડકા મોઢે માંડયા.

દાળ બનાવવા માટે મન્નુમિયાંની ભારે તારીફ કરવામાં આવી.

બધા જમી પરવાર્યા. મહેમાનો પણ વિદાય થઈ ગયા પછી અમીરે મન્નુમિયાંને બોલાવ્યો અને વાત કરતાં કરતાં પૂછયું– 'મિયાં ! દાળ બનાવવાનો ખર્ચ કેટલો થયો ?'

મિયાંએ નમ્રતાની સાથે જવાબ આપ્યો, 'માત્ર ૩૬ મહોરો....'

અમીરે આ સાંભળ્યું અને તેનું મુખ બગડી ગયું. તેણે મ્હોં બગાડીને કહ્યું, 'જરા જેટલી દાળ અને તેનો આટલો ખર્ચ ?'

મન્નુમિયાંએ તો ઈનામની–શાબાશીની આશા રાખી હતી ત્યાં આ બગડેલ મ્હોં જોવાનું મળ્યું તે એ કેમ સહી શકે ? ગમે તેવો પણ એ રંગીલા બાદશાહનો મિજાજી સ્વમાની બબરચી હતો. તરત જ તેણે પોતાના ગજવામાંથી ૩૬ મહોરો કાઢી અને

અમીરના મ્હોં પર ફેંકતાં કહ્યું– 'યહ મુંહ ઔર મસૂલ કી દાલ ?'

અને એમ કહીને તે ઝડપથી તેના મહેલનો દાદર ઊતરી ગયો.

આજે પણ એ શાહી બબરચીના શબ્દો 'યહ મુંહ ઔર મસૂર કી દાલ' ભારતની અનેક ભાષાઓમાં એક કહેવતના રૂપમાં પ્રચલિત બની ગયા છે આપણી ગુજરાતી ભાષામાં પણ આ કહેવતનો ઉપયોગ થઈ રહ્યો છે.





## ૧૨૪ રાંડ સાંડ સીઢી સંન્યાસી એહ સે બચે, તબ સેવે કાશી.

**કાશી** આપણું જ નહિ પણ સર્વ હિંદુ ઓનું એક પવિત્ર તીર્થ છે. એને મોક્ષનગરી કહેવામાં આવી છે. કાશીમાં મૃત્યુ થાય તો તેનું મહત્ત્વ મોટું મનાયું છે અને આથી જ એક કહેવત પડી છે. 'કાશીનું મરણ અને સૂરતનું જમણ.'

**રાંડ સાંડ સીઢી સન્યાસી**

કાશીને માટેની એક કહેવત તો સર્વ સામાન્ય રીતે મરાઠી–ગુજરાતી હિંદી–ભોજપુરી વગેરે ભાષાઓમાં દેખાય છે. આ કહેવત છે–'રાંડ સાંડ સીઢી સન્યાસી એહ સે બચે તબ સેવે કાશી.'

રાંડ (કુકર્મી વિધવાઓ કે સ્ત્રીઓ) સાંડ, સીડી અને સંન્યાસી–એમની ઝપટમાંથી જેઓ બચી જાય છે તેઓ જ નિયમ બનીને કાશીમાં રહી શકે છે.

કાશી એક અવિમુક્ત તીર્થ અને મોક્ષ આપનારૂં સ્થાન છે. હિંદુ ધર્મ અનુસાર કાશીમાં મરવાથી મુક્તિ મળે છે. (કાશ્યાં મરણાન્મુક્તિ) એવું પણ કહેવામાં આવ્યું છે. આજ કારણથી કાશીવાસ અને કાશી તીર્થનું મોટું મહત્વ છે. અહીંના મંદિરોમાં અને ઘાટો પર પ્રતિદિન ભારતના દરેક ભાગોમાંથી આવનારા હિંદુઓની ભીડ રહે જ છે.

પ્રસિદ્ધ તીર્થસ્થાન હોવાથી કાશીમાં સાધુ-સન્યાસીઓ અને પંડાઓ તથા પૂજારિઓની પણ સારી જેવી સંખ્યા છે. અહીં વિભિન્ન સંપ્રદાયોના મઠ પણ છે. કાશીના ધાર્મિક સ્થાનોમાં ઢોંગી, અને ચરિત્રહીન સન્યાસીઓ અને લોભી પંડાઓની પણ ખૂબ બોલબાલા રહે છે. આ કહેવતમાં કાશીના આ સાધુ સંન્યાસીઓથી બચવાની સલાહ આપવામાં આવી છે.

**કાશીમાં સાંઢ મહત્ત્વના કેમ ?**

કાશીમાં સાંઢોનું પણ બહુ જોર છે. એનું મુખ્ય કારણ એ છે કે આ સાંઢને કાશીના મુખ્ય દેવતા શિવના વાહન સ્વરૂપ માનવામાં આવે છે. એટલે લોકો આ મસ્ત

સાંઢોને યથાશક્તિ ખાવા પીવાની સામગ્રી આપતા રહે છે. ઉપરાંત કાશીમાં શ્રાદ્ધ આદિ સંસ્કારોના સમયે વૃષભ-દાનનું પણ મોટું મહત્વ છે. દક્ષિણના પેશવા રાજા યા જાગીરદારો કાશીમાં આવીને સાંઢને છોડી મુકી જવામાં ખાસ રુચિ રાખતા હતા, એટલું જ નહિ પણ આ સાંઢના ખાનપાનની વ્યવસ્થા માટે પણ કાશીમાં પોતાના માણસો રાખતો હતો. અંગ્રેજી રાજઅમલ દરમ્યાન જ્યારે આ સાંઢોની વધતી સંખ્યાને રોકવાનો પ્રયત્ન કરવામાં આવ્યો ત્યારે સાંઢોની દેખરેખ રાખનારા પેશવાના માણસો અને કાશીના લોકોએ ભેગા મળીને અંગ્રેજી રાજ્યની આ ચળવળનો સખ્ત વિરોધ કર્યો હતો. એટલે સુધી કે એક અંગ્રેજ પદાધિકારી પર લોકોએ ગૌરિયા (માટીનો હુકકો) લઈને પ્રહાર પણ કર્યા હતો.

**મોક્ષ નગરી કાશી**

કાશી મોક્ષ નગરી છે. એટલે આ ઇચ્છાથી અહીં આવીને વસનારી વિધવાઓની સંખ્યા પણ બહુ છે. અહીં પહેલા કેટલાક મઠ યા મંદિરો એવા હતા કે જેમાં વિધવાઓ-ખાસ કરીને બંગાલ રાજ્યની વિધવાએ પોતાની ધનરાશિ જમા કરાવતી હતી અને તે દ્વારા કાશીમાં પોતાનું શેષ જીવન પસાર કરતી હતી. આ વિધવાઓમાં કેટલીક દુરાચારમાં પણ ફસાતી હતી. ઉપરની કહેવતમાં આવી જ વિધવાઓ (રાંડો)નો સંકેત છે.

કાશીના ગંગા કિનારાના ઘાટો પર આવવા માટે ભકતો સીડીઓનો ઉપયોગ કરે છે. એ દ્વારા જ નીચે ઘાટો પર ઊતરી શકાય છે. ઘાટની આવી સીડીઓ કયાંક કયાંક તુટી-ફૂટી પણ ગયેલી હોય છે એટલે આવી સીડીઓ ચઢતાં ઊતરતાં પગ લપસી જવાનો ભય પણ રહે છે. આથી જ આ કહેવતમાં કાશીની સીડીઓથી બચવાની સલાહ આપવામાં આવી છે.

(ભોજપુરી લોકોકિત'માં ડૉ. શશિશેખર તિવારી)





# ૧૨૫ લંકાની લાડી ને ઘોઘાનો વર

**આપણી** એક અતિ પ્રાચિન અને જૂની કહેવત છે– 'લંકાની લાડી ને ઘોઘાનો વર' આ કહેવતનું મૂળ ભાગ્ય-નસીબ પ્રારબ્ધ પર રચાયલું છે. કયાં લંકા અને કયાં ઘોઘા. તો પણ આ બન્નેનો મેળ ભાગ્યની પ્રબળતાથી થઈ ગયો અને લંકાની લાડી ઘોઘાના વરને પરણી એ આ કહેવતનો અર્થ છે.

આ જ કહેવત જરા ફેરવીને 'લંકે

લાડી ને ઘોઘે વર' 'લંકાની લાડી, ને લાજ પોરનો વાસો' એમ પણ કહેવાય છે. કચ્છી ભાષામાં પણ આ કહેવત મળી આવે છે– 'લંકા જી લાડીને ઘોઘે જો વર.'

આ કહેવત અંગેની જે વાર્તા છે તે નીચે મુજબની છે:—

'લંકાની લાડી ને ઘોઘાનો વર'

લંકાના રાજા સિંહલરાજને પદ્મા નામે એકની એક પુત્રી હતી. એક જ સંતાન એટલે તે લાડમાં ઉછર્યું હતું. હતી રાજાની કુંવરી પણ તેને ધર્મ અને દેવ પર ભારે શ્રદ્ધા હતી. એનાથી ત્રણેક વર્ષ મોટો દેવલ નામનો એક યુવાન હતો આ હતો સાધારણ કુટુંબનો તો પણ પદ્મા અને દેવલની સારી મિત્રાચારી હતી.

એક વખતે પદ્માએ બાગમાંથી થોડાંક પુષ્પો લાવવાનું દેવલને કહ્યું. દેવલ એ લાવ્યો ખરો પણ તેનાથી વિલંબ થઈ ગયો. કુંવરી કંઈ આ સહન કરે ખરી? તેને ગુસ્સો આવ્યો. 'કેમ મોડું થયું?' કહેતાંની સાથે જ તેણે પોતાની મોજડી છૂટી દેવલને મારી. મોજડીનો ઘા કપાળે જોરથી વાગ્યો. લોહી પણ વહ્યું. પાટાપીંડી થયાં. પણ ઘાની નિશાની તો રહી જ ગઈ.

એક દિવસે રાજમહેલમાં એક જ્યોતિષી આવી ચઢયો રાજારાણીએ પોતાની પુત્રીનું ભવિષ્ય પૂછયું. જ્યોતિષીએ જન્માક્ષર વગેરે જોઈ કહ્યું, 'મહારાજ! પુત્રીનું ભાવિ આપને ગમે તેવું નથી.'

'ગમે તેવું હોય પણ મને તે કહો.' રાજાએ આગ્રહ કર્યો.



જ્યોતિષીએ કહ્યું, 'એના લગ્ન કોઈ દીન માનવી સાથે થશે.' કહીને જ્યોતિષી અટકી ગયો.

રાજા ચિન્તામાં ડૂબ્યો. અરેરે! રાજકન્યાના લગ્ન કોઈ ગરીબ સાથે થશે? મહારાજ! તમે બરાબર જુઓ. મારી કન્યા ગરીબને નહિ પરણશે. કોઈ મોટા રાજવીને જ તે પરણશે.

'પણ એ ગરીબ માનવી રાજા બને તો?' જ્યોતિષીએ કહ્યું.

તો પણ હું એના લગ્ન નહિ કરું. કારણ, રાજાના કુળમાં તે પાક્યો નથી. હું તો કોઈ શુદ્ધ રાજવંશીય કુંવર સાથે જ મારી પુત્રીને પરણાવવા ઇચ્છું છું.' રાજાએ કહ્યું.

'મહારાજ! ગ્રહયોગ એવા નથી.'

વિધિના લેખ પર મેખ મારીશ

'તો હું વિધિના એ લેખ પર મેખ મારીશ.' રાજાએ જરા તપીને કહ્યું, 'હું–એનું નામ કહેવાય ખરું?

જ્યોતિષીએ પુનઃ ટપકો જોયો. પ્રશ્નની ઘડી પળ ગણી અને પછી કહ્યું, 'દક્ષિણ દિશાએ એક ભાંગ્યા તૂટયા ઘરમાં એ રહે છે....નામ આવે છે મીન રાશિ પર....દેવલ દીનબંધુ જેવું....'

રાજા અને રાણી એકી સાથે બોલી ઊઠયાં, 'દેવલીયો અમારો જમાઈ....? છી! દક્ષિણ બાજુએ ભાંગ્યા ઘરમાં એ જ રહે છે. એ દિશામાં એનું એકલાણું જ ઘર છે. એ અમારો જમાઈ બને જ નહિ. જોશી મહારાજ! આપનું જોશ ખામીભર્યું છે.

ક્યાં તો આપ કંઈક ભૂલ્યા છો યા તો આપને ભવિષ્ય જોતાં બરાબર આવડતું નથી....'

જોશી મહારાજે હાથ જોડયા. 'આપને જે માનવું હોય તે માની લેજો, બાકી, મેં તો જે ભવિષ્ય આવ્યું તેજ કહ્યું છે.'

રાજાએ જ્યોતિષીને મનેકમને દક્ષિણા આપી તેને વિદાય કર્યો.

'હું નહિ પરણું એ કંગાળને'

પદ્માને આ વાતની જાણ થઈ. તેણે પોતાની માતાને કહ્યું, 'દેવલ, મારો મિત્ર છે તે વાત સાચી, પણ એ પતિ ન જ બની શકે....શું હું એની સાથે મારું ભાગ્ય જોડું....? આવા કંગાલની સાથે?'

ના, દિકરી, તારું નસીબ તો કોઈ કુલિન રાજવંશના યુવાનની જ સાથે જોડાશે. માતાએ પુત્રીને ધીરજ આપી.

બે ત્રણ રાત્રિ રાજા નિરાંતે ઊંઘી ન શક્યો. તેને જ્યોતિષીનો જ વિચાર આવ્યો. આખરે તેણે નક્કી કર્યું.

રાજાએ રાણીને પોતાના ઈરાદાની જાણ કરી, રાણી દયાળુ હતી. તેણે કહ્યું, 'નાથ! દેવળનો વાંક શો છે? આવી આકરી સજા તેને શા માટે કરવી જોઈએ? એને દેશ-નિકાલ કરો તો સારૂં.

રાજાના મનમાં આ વાત ઠસી ગઈ. તેણે પ્રધાનને આજ્ઞા કરી, 'દેવલને વહાણમાં બેસાડી સમુદ્ર પાર મોકલી આપો....'

હાથિણીએ કળશ ઢોળ્યો

પ્રધાને રાજાનો હુકમ માન્ય કર્યો. દેવલ કેટલાક દિવસોની મુસાફરી પછી દૂર દેશના એક બંદરે આવી ઊતર્યો. થાક્યો પાક્યો હતો. ભૂખ પણ લાગી હતી એટલે તે અનાજ પાણી લેવા બજારમાં ગયો. એક દુકાન આગળ તે આવ્યો એટલામાં જ એક કૌતુક થયું. સામેથી એક હાથિણી આવી. એની સૂંઢમાં એક કળશ હતો. હાથિણી ડોલતી ડોલતી, ઘૂમતી ઘૂમતી દેવલ જ્યાં ઊભો હતો ત્યાં આવી પહોંચી. એની પાછળ લોકોનું મોટું ટોળુ પણ હતું. દેવલ ચોંક્યો. રખેને હાથિણી તેને સૂંઢમાં પકડી લે એટલે તે ત્યાંથી ખસ્યો પણ હાથિણીએ તેને ઘેરી લીધો અને પછી પોતાની સૂંઢ ઊંચી કરી કળશ તેના ઉપર ઢોળ્યો.

આ જોઇ લોકો આશ્ચર્ય પામ્યા. તરત જ સૈનિકો પણ આવી પહોંચ્યા. એમની પાછળ પ્રધાનજી પણ હતા. પ્રધાને દેવલને તેનું નામ-ઠામ પૂછયું. દેવલે જવાબો ચતુરાઈપૂર્ણ અને ઠાવકી રીતે આપ્યા. પ્રધાન ખુશ થયો. દેવલને વાજતે ગાજતે દરબારમાં લાવવામાં આવ્યો. વૃદ્ધ રાજા નિર્વંશ હતો. દેવલને સારૂં મુહૂર્ત જોઈ ગાદીએ બેસાડવામાં આવ્યો. રાજપુરોહિતે તેનો રાજ્યાભિષેક પણ કરી દીધો.

દેવલમાં ચતુરાઈભરી બુદ્ધિ હતી એટલે તેનો કારભાર દીપી ઊઠયો. દેશ દેશ તેના શાસનનો ડંકો ગાજી રહ્યો.

આ બાજુ સિંહલ રાજા પોતાની પુત્રી પદ્માના લગ્ન માટે અધીરા બની ગયા. કોઈ રાજકુંવર તેમની નજરમાં ઠરતો નહોતો. કન્યાની વય પણ વધતી ચાલી એટલે હવે તેમણે પોતાના કુળ-પુરોહિતને નાળિયેર આપી

કહ્યું 'મહારાજ! આપ દેશદેશાવર નીકળી જાઓ. જે કોઈ યોગ્ય રૂપગુણસંપન્ન રાજકુંવર આપની દૃષ્ટિમાં આવે તેને આ નાળિયેર આપી પદ્મા‌ના વિવાહ નક્કી કરી દો. આપણી રાજવી રીતથી આપ માહિતગાર છો. એટલે વધુ કહેવાની જરૂર નથી.

પુરોહિત નાળિયેર લઈને નીકળી પડ્યો. દેશદેશ ભમ્યો. અનેક રાજકુંવરો તેણે જોયા પણ કુંવરી પદ્માને લાયક કોઈ જ કુંવર તેની નજરે ન પડ્યો.

અને તે ઘોઘા બંદરે આવ્યો. પૂછપરછ કરતાં તેણે આ રાજ્યના રાજાની પ્રશંસા સાંભળી. જેને પૂછે તે કહેતું, 'અમારા રાજા જેવો કોઈ બીજો રાજા નથી.'

પુરોહિતને મનમાં થયું કે જો આવું જ હોય તો મારે એ રાજાને જોવો જરૂરી છે. કર્મસંજોગે આજ સમયે તેણે રાજાની સવારી આવતી જોઈ. શ્વેત અશ્વ પર બિરાજેલા રાજાને તેણે જોયો. રૂપ-છટા અને તેજથી તે ઝળહળતો. પુરોહિતે નક્કી કર્યું. પદ્માના પતિ થવા માટે આજ રાજા ઉત્તમ છે.

બીજે દિવસે દરબારમાં જઈ તેણે રાજાને તિલક કર્યું અને નાળિયેર આપી કહ્યું-લંકાના સિંહલ રાજાની એકની એક રાજકુંવરી પદ્મા સાથે આપના વિવાહ થાય તેવી મારી પ્રાર્થના છે. આ નાળિયેર આપ સ્વીકારો.

દેવલે કહ્યું- 'મહારાજ! આપની વિનંતિ હું સ્વીકારું છું. પણ મારો કારભાર ત્યજી હું આપના....દૂર દેશમાં લગ્ન માટે જાતે આવી શકું તેમ નથી. ખાંડુ મોકલી આપીશ.'

પુરોહિતને આ સામે વાંધો નહોતો. તે સમયનો આ એક રિવાજ પણ હતો. એટલે નક્કી કરેલા દિવસે ખાંડુ મોકલવામાં આવ્યું અને ધામધુમથી પરણીને પદ્મા ઘોઘા આવી ગઈ. સિંહલ રાજાને આવો સારો જમાઈ મળ્યો તેનો ભારે હર્ષ થયો. તેણે પદ્માને વાજતેગાજતે વિદાય પણ આપી.

રાત્રે પદ્મા રાજમહેલમાંના પોતાના શયનકક્ષામાં આવી. અહીં દેવલ હાજર હતો. તેણે સ્મિત સાથે કુંવરીને કહ્યું- 'આવો પદ્મા દેવી!'

પદ્મા રાજાને જોઈને ચોંકી ગઈ. આ કોણ? દેવલ છે?-ના-ના ચહેરો સરખો લાગે છે-પણ આવું તો બને જ છે. દેવલ અહીં ક્યાંથી હોય...આમ વિચારી તેણે પોતાની એ શંકા દૂર કરી. રાજાના ચરણોને તેણે સ્પર્શ કર્યો અને પછી આજ્ઞાની રાહ જોતી તે ઊભી રહી.

દેવલે કહ્યું- 'દેવી! મારું શિર દુઃખે છે. ચાંપશો?' કહી રાજા શય્યામાં આડો પડ્યો. માથા પરથી સાફો પણ દૂર કર્યો. પદ્મા રાજાની સમીપ આવી અને માથું ચાંપવા જાય છે ત્યાં ઘા જોઈ ચમકી ગઈ તેના દેહમાં કંપ ઊઠ્યો. એ ધ્રુજી ઊઠી.... કોણ? દેવલ!'

'હા- હું જ એ ગરીબ ભાંગી તૂટી ઝુંપડામાં રહેનારો દેવલ. તારા પિતાએ વિધિના લેખ પર મેખ મારવાનું બીડું ઝડપ્યું પણ મારા નસીબમાં તું લખાયલી

તે મિથ્યા કેમ થાય? ક્યાં તું લંકાની લાડી અને ક્યાં હું ઘોઘાનો વર....!!

પદ્મા પતિને વળગી પડી. તેના ચરણો આગળ પડી અને ક્ષમાને માટે પ્રાર્થના કરી.

દેવલે કહ્યું–'મને તારા પ્રત્યે જરાય રોષ નથી. તારા સર્વ ગુન્હા માફ છે!

'લંકાની લાડી અને ઘોઘાના વર'ની કહેવતની આ એક વાર્તા છે. આ કહેવત અંગેની વાર્તા અનેક રૂપે અને વિગતે ભિન્ન એવી પ્રચલિત છે. પરન્તુ હકીકત એક જ છે. ભાગ્ય પ્રબળ છે અને વાર્તામાં લંકાની કન્યા અને ઘોઘાના વરનો ઉલ્લેખ દરેકમાં આવે જ છે. એક બૌદ્ધ ગ્રંથમાં પણ સિંહલ રાજાની કન્યા દૂર દેશના એક રાજવીને પરણ્યાનો ઉલ્લેખ છે. એટલે આ કહેવત ખૂબ પ્રાચીન છે એટલું જ નહિ પણ તેનો સંબંધ લંકા અને સૌરાષ્ટ્ર (સુરાષ્ટ્ર) સાથે પણ જોડાયેલો રહ્યો છે.





## ૧૨૬ લાકડાના દેવને ખાસડાંની પૂજા

મોં–મુખ જોઈને ટીલું કરવું. જેવા–દેવ તેવી પૂજા–ગોર તેવા જજમાન–સાજન તેવા ભોજન–લાકડાનાં દેવને ખાસડાંની પૂજા. આ બધી કહેવતો યોગ્યતા લાયકાત સંબંધ પર આધાર રાખે છે. જેવી લાયકાત તેવું સ્થાન આ નિયમ એમાં જળવાયો છે.

મુખ જોઈને ટીલું કર્યું

'મુખ જોઈને ટીલું કર્યું.' એ કહેવત આપણા સમાજમાં સારી રીતે પ્રચલિત છે. આ કહેવત અને તેની વાર્તા પુરાણી કહી શકાય. લગભગ સો–દોઢસો વર્ષની જૂની આ કહેવત અને તેની વાર્તા છે.

કહેવત વાર્તા

મોહનલાલને બે જમાઈઓ હતા. આ બન્ને એક સમયે પરદેશથી એકી દિવસે જ તેમને ત્યાં આવી ચઢયા. આ બે જમાઈઓમાંથી એક જમાઈ સાસુને વહાલો હતો.

બન્ને જમાઈને માટે પાટલા નંખાયા જમાઈઓ હાથપગ ધોઈ સાથે જ જમવા બેઠા.

સાસુજી પીરસવા આવ્યાં. માનીતા જમાઈની થાળીમાં તેમણે ખીર, સુંવાળી, સેવ, ઘારી વગેરે ચીજો પીરસી જ્યારે અણગમતા જમાઈની થાળીમાં તેમણે માત્ર થૂલી અને જુવારનો રોટલો જ મૂક્યો.

સાસુજીનું આવું વર્તન જોઈ બીજો જમાઈ આભો બની ગયો. તે વિચારવા લાગ્યો. આ બન્ને થાળીઓ સાથે પીરસાય છે છતાં આ તફાવત શા માટે? સાસુજીથી ભૂલ તો નથી થતી ને? આ વાતની સૂચના કરવી જોઈએ. આમ વિચારી તે બોલ્યો.

એકને પીરસ્યાં સેવ સુંવાળી,
એકને પીરસી થુલી;
કાંઈ અમારો કરમનો વાંક
કે પછી...પીરસનારી ભૂલી...!

જમાઈની શંકા સાસુએ સાંભળી. તેણે પણ તરત જ જવાબ વાળ્યો :—

ન કાંઈ તારો કરમનો વાંક,
ન કાંઈ પીરસનારી ભૂલી;
મુખ દેખીને ટીલું કરિયું,
મારી ગલાગલ થુલી.

એમાં કંઈ તારા કરમનો વાંક નથી કે નથી હું પીરસનારી ભૂલી. પણ મેં તો મુખ જોઈને જ ટીલું કર્યું છે. એટલે કે જેવી તારી યોગ્યતા તેવું તારું પૂજન. તારી યોગ્યતા આટલી જ છે.

આ સાંભળીને એ જમાઈ ચૂપ થઈ ગયો અને છાનોમાનો જમીને ઊઠી ગયો.

લાકડાના દેવને ખાસડાંની પૂજા

આજ કહેવતને લગતી એક બીજી કહેવત પણ છે. 'લાકડાના દેવને ખાસડાંની પૂજા.' 'જેવા દેવ તેવી પૂજા' આ કહેવતની વાર્તા નીચે મુજબની છે :—

એક નાના ગામમાં અમથારામ ભટ્ટ નામના પૂજારી રહેતા હતા. આ ગામને પાદરે એક દહેરું હતું. અમથારામ એની પૂજા કરતા અને જે કંઈ મળતું તેનાથી નિર્વાહ કરતાં હતાં.

અમથારામને બે છોકરાં હતાં. મગન ભટ્ટ અને છગન ભટ્ટ. એમાં મગન ભટ્ટ કંઈક ડાહ્યો ગણાતો. જ્યારે છગન ભટ્ટ પહોંચેલો હતો. પિતાને ગુજરી ગયા પછી દહેરાની પૂજા મગન ભટ્ટને જ ઉપાડવી પડી. કારણ છગન ભટ્ટ તો આળસુનો પીર હતો. ખાઈ પીને તે રખડયા જ કરતો.

એક દિવસે આ બન્નેની વહુઓ નજીવી બાબતમાં ઝઘડી પડી. વાત વધી ગઈ. મગન ભટ્ટની વહુએ છગન ભટ્ટની વહુને કહી દીધું, મારો જ ધણી પૂજા કરીને કમાય છે. તારો ધણી તો મફતના રોટલા ખાય છે....એ તો રખડેલ છે....

છગન ભટ્ટની વહુ સમસમી ગઈ પણ એ ચૂપ રહી.

વાત પતી નહિ, સાંજે મગન ભટ્ટ ઘેર આવ્યો એટલે તેની વહુએ કહી દીધું, 'તમારો ભાઈ મફતના રોટલા ખાય છે તે ઠીક નહિ. માટે તેને ઘર બહાર કાઢી મૂકો....'

મગન ભટ્ટને આ વાત સાચી લાગી. ઘણા દિવસથી તે પણ આ અંગે કંઈક વિચારી તો રહ્યો જ હતો. હવે સ્ત્રીએ જ્યારે ફરિયાદ કરી ત્યારે તેણે તરત જ છગન ભટ્ટની સાથે તકરાર શરૂ કરી દીધી અને તેને ઘર બહાર જવાનું જણાવી દીધું.

પણ છગન ભટ્ટ ખાઈ બદેલો હતો. એ શરીરે સશક્ત અને જોરાવર હતો. એટલે તેણે તો મગન ભટ્ટનો પગ પકડી તેને ઘર બહાર નાંખી દીધો. તેની સ્ત્રીને પણ તેણે બહાર હાંકી કાઢી અને પછી દંડો લઈ ભાઈના વાંસામાં મારતાં બોલ્યો– 'ભૂલેચૂકે પણ જો આ ઘરમાં આવ્યો છે તો તારો વાંસો તોડી નાખીશ.'

મગન ભટ્ટ આ ધમકીથી ડરી ગયો

પોતાની સ્ત્રીની સાથે તે ઘર બહાર નીકળી અને એક જુદા જ ફળીયામાં જઈ તેણે રહેવા માંડયું.

'હવે શું કરશો ?' સ્ત્રીએ પૂછયું.

'એજ પૂજાનો ધંધો' કહી મગન ભટ્ટે ખાટલાનો એક પાયો લીધો અને અને તેને સીંદુર ચોપડી, લાલ વસ્ત્ર વીંટી, દેવ માની એક ઠેકાણે આસન જમાવ્યું.

ગામ લોકોની મમતા ભગન ભટ્ટ તરફ સારી હતી એટલે લોકો તેના દેવના દર્શન માટે આવવા લાગ્યા અને પાઈ-પૈસો તથા સીધુ પણ આપવા લાગ્યા. આથી છગન ભટ્ટના મંદિરની આવકમાં ગાબડું પડવા માંડયું.

થોડાક દિવસો તો ઠીક-ઠીક ગયા પણ છગન ભટ્ટ હવે શાન્ત બેસી શકયો નહિ તે જાણતો હતો કે, તેનો ભાઈ ખાટલાના પાયાને દેવ ગણી લોકોને ધુતી રહ્યો છે, તેની આ પોલ ખુલ્લી કરવી જ રહી.

એટલે એક દિવસ તેણે ચૂપચાપ જઈ મગન ભટ્ટના દેવને ખાટલાના પાયાને તેની પાસેથી છીનવી લીધા અને પછી પોતાના મંદિરના ઓટલા ઉપર તેને મૂકી જતાં આવતાં લોકોને કહી તે બોલવા લાગ્યો. 'લાકડાના દેવને ખાસડાંની પૂજા, અને પથ્થરના દેવને માણસની પૂજા....શું સમજ્યા ભાઈ....?' કહીને તે પાયાને ખાસડાંથી મારવા લાગ્યો....

અને આમ આ કહેવત જન્મી....





## ૧૨૭ લાલ બુઝકકડ

"પીટીટ કહેવતમાલા"માં એક કહેવત છે "લાલ બુજરગ, "લાલ બુજરગ હાથી પારખવા ગીયો, તો કે સૂંઢ કઈ, ને પૂછડું કીયું !"

આ "લાલ બુજરગ" અંગેની કહેવત આપણી કહેવત નથી. એ ઉત્તર પ્રદેશની કહેવત છે. ભોજપુરી કહેવતોમાં પણ એનું સ્થાન છે. દક્ષિણના તમિલમાં પણ આ અંગેની એક કહેવત છે. મરાઠી કહેવત સાહિત્યમાં પણ આવી એક કહેવત છે "ઊંટા વરચા શહાણા" ઊંટ પરનો ડાહ્યો.

લાલ બુઝકકડ

"લાલ બુજરગ" એ તો આપણું ગુજરાતી અપભ્રંશ છે. મૂળ શબ્દ "હિંદુસ્તાની કહાવત-કોશમાં છે. તે લાલ બુઝકકડ.' મૂર્ખતાપૂર્ણ સલાહ માટેનું આ એક પાત્ર છે. આપણે ત્યાં આવા બે-ત્રણ પાત્રો છે. મૂર્ખ શિરોમણી- દોઢચતુર- અડવો-દોઢ

ડાહ્યો. અવળી સલાહ આપનારા આ માનવીઓ છે. જેમ ભારતની દરેક ભાષાઓમાં આવા દોઢ ચતુરો મળી આવે છે તે જ મુજબ આપણા સાહિત્યમાં પણ એ છે જ યૂરોપની ભાષાઓમાં પણ આવા પાત્રો છે. એમાં વળી થોડાક વળાંક લઇ આવા પાત્રોને સાહસપૂર્ણ બનાવવામાં આવ્યા છે. બરન મંચાઝન, ડોન ક્વીઝોટ એના ઉદાહરણો છે.

હિંદી લોકો સાહિત્યમાં લાલ બુઝક્કડ એક એવું પાત્ર છે કે જે પોતાની વિલક્ષણ બુદ્ધિથી કામ લઈ લોકોને સહાયતા કરતો હતો. તેમની શંકાઓનું તેમના પ્રશ્નોનું સમાધાન પણ તે કરતો હતો જન પ્રવાહ છે કે એ બીરબલનો પુત્ર હતો એનું મૂળ નામ લાલ હતું.

આ અંગેની બીજી એક વાત છે કે આ માનવી ઉત્તર પ્રદેશના ફરૂખાબાદ જિલ્લામાં રહેતો હતો-તેનું મૂળ નામ લાલ હતું. બુઝક્કડ તો તેના પદવી હતા. એ પોતાના ગામનો સૌથી ચતુર માનવી સમજાતો એને લગતી એક કહેવત છે.

લાલ બુઝક્કડ બુજિયાં ઔર ન બુઝા કોય
ચક્કી બાંધ કે હિરના કુદા હોય.

આ કહેવત અંગેની વાત એવી છે કે એક વખતે કોઈ એક ગામમાંથી એક હાથી પસાર થઈ ગયો એના પગલાના ચિન્હ ધૂળમાં અંકાઈ ગયા. ગામના લોકો આ લાંબા-પહોળા ગોળ ચિન્હ જોઈને નવાઈ પામ્યા. તેમણે પોતાની શંકા દૂર કરવાને માટે લાલ બુઝક્કડને બોલાવ્યો તેણે આ ચિહ્નો તપાસ્યા અને પછી કહ્યું "ભયભીત થવાની કોઈ વાત નથી. આ તો હરણ પોતાના પગોમાં ચક્કી બાંધી કૂદી ગયું છે.

લાલ બુઝ કક્કડ બુઝિયાં ઔર ન બૂઝા કોય,
પૈરેં ચક્કી બાંધ કે હિરના કૂદા હોય.

લાલ બુઝક્કડ અંગેની બીજી એક કહેવત છે. –

લાલ બુઝક્કડ બુઝિયાં ઔર ન બુઝા કોય
કહી બરંગા ટાર કે ઉપર હી કો લેય

આ કહેવતનું મૂળ એવું છે કે એક વખતે કોઈ એક છોકરો એક થાંભલાએ પોતાના બે હાથ ફેલાવીને ઉભો હતો. આ સમયે તેના બાપે તેના બન્ને હાથોમાં શેકેલા ચણા આપ્યા. હવે લોકોની આગળ પ્રશ્ન એ આવ્યો કે આ બાળક કેવી રીતે ચણા નીચે વેરાયા વગર પોતાના બે હાથ થાંભલાની અલગ કરી દે. લોકો આ મુંઝવણમાં હતા ત્યાં જ લાલ બુઝક્કડ આવી પહોંચ્યો તેણે લોકોને સલાહ આપી "મુંઝાવ છો શા માટે? થાંભલાને છત ઉપરથી જ સીધો ખેંચી લ્યો. બાળક થાંભલા વગરનો થઇ જશે.

એ ભગવાનની સુરમાદાની છે.

આ અંગેની એક બીજી ભોજપુરી કહેવત પણ છે :-

લાલ બુઝક્કડ બુઝ ગયે
કોઈ ન બુઝે ગ્યાની
પુરાની હોંકે ગિર પડી
અલ્લાહ કે સુરમાદાની

લાલ બુઝક્કડ કયાંક જઈ રહ્યો હતો. એની સાથે કેટલાક ગમાર મિત્રો પણ હતા.

એક જગ્યાએ શેરડીનો રસ કાઢવાનો કોલ્હુ જોઈ ગમાર મિત્રોએ પૂછયું-"લાલ બુઝક્કડજી, આ શું છે?" તેણે તરત જવાબ આપ્યો. "એ ભગવાનની સુરમાદાની છે. જૂની થવાથી તેને આકાશમાંથી ફેંકી દેવામાં આવી છે."





# ૧૨૮ લાલો લાભ વગર લોટે નહિ

લાલચ-લોભમાં સૌ લપેટાય છે. દરેકને કંઈ ને કંઈ લોભ તો હોય છે જ. લોભ કે લાલચ વગરનો માનવી આ દુનિયામાં મળવો મુશ્કેલ છે.

સોનું જોઈ મુનિવર ચળે. ભલભલાના તપ પણ સોનું મૂકાવી દે છે. આવી છે લાલચ. માણસ ફસાય છે તે પણ લોભમાં-લાલચમાં. એકના બે મળવાની આશામાં-પીત્તળનું સોનું બનાવી દેવાની ઝંખનામાં-વધુ વ્યાજની આશામાં પણ માનવી પોતાની મુડી-દર દાગીના-નાણાં ગૂમાવી દે છે.

'લાલચ વગર કોઈ લપેટાતું નથી' લોભે લોભે વાણિયો તણાય. વાણિયો મતલબ વગર કયાંય જાય પણ નહિ. અને તોલે પણ નહિ શેઠ કેમ તણાયા-તો કહે લાભે લોભે....

આ બધી કહેવતો લાલચ-લોભ.... સ્વભાવ પર રચાયલી છે.

'મારો લાલો લાભ વગર લોટે નહિ.' આ કહેવત મૂળ ગામડાની કહેવત છે. પણ આજે તે શહેરમાં પણ પ્રચલિત બની ગઈ છે. કારણ એમાં પુત્રના લક્ષણ માટેનો સ્પષ્ટ નક્કર અભિપ્રાય છે. વાર્તા જાણવા જેવી અને રસિક છે.

એક ડોસીને લાલો નામનો દીકરો હતો. એક દિવસે તે બજારમાં ઘી લેવા માટે ગયો. લઈને આવતાં તે એકાએક જ રસ્તામાં પડી ગયો. ઘીનું વાસણ ભોંય પર પડી ગયું અને ઘી ઢોળાઈ ગયું. લાલો હાથથી તે ઉસરડીને વાસણમાં નાખવા લાગ્યો. સાથે રસ્તાની ધૂળ પણ ખોબામાં આવે તે પણ તેણે વાસણમાં નાખવા માંડી.

એટલામાં એક ઓળખીતો માણસ ત્યાંથી પસાર થયો. તેણે લાલાને ઘી ઉસેડતાં જોયો. પણ એ કંઈ બોલ્યો નહિ. તેણે વિચાર્યું-આ છે જ લોભી...

લાલાના ઘર આગળથી આ માણસ પસાર થયો. બારણા પાસે ડોસીને ઉભેલી જોઈ એટલે તેણે એને કહ્યું-'તમારો લાલો રસ્તામાં પડી ગયો છે અને ઘી ઢોળાઈ જતાં તે એને ઉસરડે છે.'

ડોસી પોતાના પુત્રના લક્ષણ બરાબર

જાણતી હતી. એટલે તેણે કહ્યું–' મારો લાલો લાભ વગર લોટે તેવો નથી.'

એની કહેવાની મતલબ એ હતી કે લાલો રસ્તામાં પડી ગયો હશે તો તે કંઈક મતલબથી જ પડી ગયો હશે. નકામો એ રસ્તામાં આળોટે તેવો નથી જ.

થોડીક વારમાં તો લાલો ઘીના વાસણની સાથે ઘેર આવી પહોંચ્યો.

ડોસીએ પૂછ્યું–' દીકરા, તું કેમ કરતાં પડી ગયો ?'

લાલાએ કહ્યું–' ઘી લઈને હું આવતો હતો એટલામાં મેં રસ્તા પર સોના મહોરોથી ભરેલી થેલી જોઈ. થેલી ખુલ્લી હતી. મહોરો દેખાઈ રહી હતી. મેં વિચાર્યું આ લાભ અનાયાસે જ મળ્યો કહેવાય. મારે એ થેલી લઈ લેવી જ જોઈએ. પણ હું નીચા વળીને જો એ લેવા જાઉં તો આવતાં જતાં લોકોને શંકા જાય કે તેણે રસ્તા પરથી શું ઉપાડયું. પૂછપરછ થાય અને મહોરોવાળી થેલી ગૂમાવવી પડે. એટલે મેં બુદ્ધિ વાપરી. હું લાંબો થઇને લપસી પડ્યો. ઘીની તપેલી થેલી પર જ પાડી નાખી. બે–ચાર લોકોએ આ જોયું અને તેઓ હસવા લાગ્યા. પણ મેં મારું કામ જ કરવા માંડયું. થેલીને ઘીમાં લપેટી તેને તપેલીમાં નાખી દીધી અને પછી રસ્તા પરનું ઘી ઉસેડવા માંડયું. આમ કરતાં ધૂળ પણ આવી ગઈ છે. હવે તું ઘીને ગરમ કરી લે અને તેને ગાળીને ઉપયોગમાં લેજે. આમ કહીને તેણે તપેલીમાં હાથ નાખીને મહોરો ભરેલી થેલી કાઢી લીધી.

ડોસી લાલાની વાત સાંભળી બોલી–' દીકરા, હું જાણતી જ હતી કે મારો લાલો લાભ વગર લોટે નહિ.' અને આથી જ હું વખતચંદના કહેવા છતાં પણ ચૂપ રહી હતી'.






## લિખીને ડીજે, ગિનીને લિખજે

આપણી કહેવતોમાં વ્યાપાર-ધંધાના મૂળ સૂત્રોને સારી રીતે વ્યક્ત કરવામાં આવ્યા છે. આ સૂત્રોને આપણે વ્યાપાર-ધંધાના મૂળ કહીએ તો પણ ચાલે. કહેવતના આ સૂત્રો અનુભવના વ્યવહારથી જ ઘડાયાં છે અને તે અમલમાં આવ્યા છે. એને વ્યાપારના બીજ મંત્ર કહીશું તો પણ ચાલશે.

### લિખીન ડીજે, ને ગિનીને લિખજે

કચ્છી કહેવતોના અભ્યાસ દરમ્યાન વ્યાપારને અંગેની એક સશકત કહેવત મારા જોવામાં આવી છે. આવી જ કહેવતો ગુજરાતી કહેવત સાહિત્યમાં પણ છે પણ તે આટલી જોરદાર નથી. આ કચ્છી કહેવત છે–' લિખીને ડીજે, ને ગિનીને લિખજે'

પૈસા આપતી વખતે લખીને પછી જ આપવા અને લેવા હોય તો લઇને પછી જ લખવું. હિંદીમાં આજ મતલબની જે કહેવત છે તે– ‘લીખ કે દે, લે કે લીખ’ છે. વ્યાપારમાં બેંકોના વહિવટમાં આ મૂળ સૂત્રનું જ અનુસરણ આજે થઈ રહ્યું છે.

લખવાની પ્રથા અસ્તિત્વમાં આવી નહોતી ત્યારે લેણદેણ–હિસાબ આંગળીને ટેરવે રહેતો. આપનાર અને લેનારની સ્મૃતિમાં તે જડાઈ જતો. આવા વ્યવહારે જે કહેતીનો જન્મ આપ્યો છે તે કહેવત છે–‘ આંગળીને ટેરવે બધો હિસાબ છે’ એ છે. આજે આ કહેવતનું રૂપ જરા ફરી ગયું છે અને જે હિસાબમાં વ્યાપારમાં ખબરદાર છે તેને માટે આ કહેવતનો પ્રયોગ થઇ રહ્યો છે.

### લખાણું તે વંચાણું

લખવાની પદ્ધતિ અસ્તિત્વમાં આવી. નામના-હિસાબના ચોપડા રહેવા માંડ્યા એટલે તેને લગતી કહેતીઓ પણ માનવ સમાજમાં દેખાવા લાગી. આ કહેતીઓએ સમાજના બધા જ વર્ગમાં શિક્ષણ અને જ્ઞાન પ્રસારવાનું જ કાર્ય કર્યું. હિસાબ કિતાબ નામામાં વ્યાપારનું મહત્ત્વ જણાવી તેના ગુણગાન ગાઇ કહેવતે જાહેર કર્યું કે ‘સંભારીને નામું લખે તે ઊંટે ચડીને ઊંઘે.’ વ્યવસ્થિત રીતે નામુ લખવાથી તેને પોતાના લેણ-દેણનો સદા ખ્યાલ રહે છે. વ્યાપારની ગતિ-વિધિના સંપર્કમાં પણ તે સતત રહે છે જ. પરંતુ જેઓ ‘ભીંતે નામું, જોડાને તળીએ નામું, તેને બધું નકામું’ આ પ્રકારે જેઓ હિસાબ રાખે છે તેમને તો ખત્તા જ ખાવાનો વખત આવે છે.

કારણ સ્પષ્ટ છે. ‘જે લખાય છે તે જ અમલમાં મૂકાય છે.’ લખાણું તે વંચાણું ‘લખ્યું ભાખ્યાને ઠેલે’ એટલે કે જે લખાયું હોય તે બોલવાને–કથનને પણ પાછું પાડી દે છે. વ્યાપારમાં સ્મૃતિ–યાદશક્તિ મહત્ત્વની નથી. લખાણ જ મહત્ત્વનું છે અને એટલે જ ચોપડા લખવાની પદ્ધતિ અસ્તિત્વમાં આવી છે.

### આજે રોકડા કાલે ઉધાર

દૂકાનોની અંદર આપણે મૂકાયલાં પાટીયાં વાંચીએ છીએ– ‘આજે રોકડા કાલે ઉધાર.’ એટલે કે આજે અમે રોકડા જ નાણાં લઇશું. ઉધાર માલ જોઈતો હોય તો કાલે આવજો અને અગસ્ત્યના વાયદાની જેમ આ ઉધારીની કાલ આવતી જ નથી. આ કહેવતમાં ઉધારીને માટેની સ્પષ્ટ ના કહેવાઈ છે.

ઉધાર અંગેની એક કહેવત છે, ‘લે ઉધારા, દે પધારા, જૈકા ટાંબર ફિરૈ કુંવારા.’ જેઓ ઉધાર–પધાર આપે–લે છે તેમના બાળકો અવિવાહિત જ ફરે છે. બાપ દેવું કરે તો તે તેના પુત્રને જ માથે આવે છે અને તેને જ તે આપવું પડે છે. આથી જ કહેવાયું છે કે ‘લેશે લાલો ને આપશે કીકો !’

### વ્યાજને ઘોડા ન પહોંચે

ઉધાર નાણાને માટે વાઘના પંજાની સરખામણી કરવામાં આવી છે. વાઘના પંજા કરતાં પણ ઉધાર નાણાં લેવાં નૂકસાનકર્તા છે. એટલે જ કહેવાયું છે કે-વાઘના પંજામાં

આવવું સારૂં પણ મારવાડીના ચોપડામાં આવવું ભૂંડું.' અહીં મારવાડી એટલે શાહુકાર—જે વ્યાજવટુ કરતો હોય તે. કારણ એના ચોપડામાં ઉધારની રકમ વધતી જ જાય છે. લીધેલી રકમ અને તેનું પાછું શાહુકારી વ્યાજ એટલે લેનારથી આ ભરી જ શકાય નહિ આથી જ ચેતવણી મળી છે કે, 'શાહુકારના ચોપડામાં આવશો જ નહિ. આવશો તો મૂવા પડયા.' કહેવતે સાચું જ કહ્યું છે કે, 'વ્યાજ ને ઘોડા ન પહોંચે.' વ્યાજને વિસામો નહિ. 'વ્યાજમાં રાજ ડૂબે.' 'વ્યાજ ભલભલાની લાજ મૂકાવે.' કહ્યું છે :—

**એક રામ ચડચે ગયું, રાવણ કેરૂં રાજ,**
**સોળ રામ ભેગા ચડે, ત્યાં માણસ તે શા માત્ર?**

આ દુહામાં 'રામ'નો બીજો અર્થ 'આના' (સિક્કો) બરાબર ગણવામાં આવ્યો છે.

જે વ્યાજખોર છે, વ્યાજ પર જ નિર્વાહ કરે છે તેના ઘરમાં સિલ્લક રહેતી જ નથી. કારણ તેણે પોતાની મૂડી વધુ વ્યાજના મોહમાં વ્યાપારીઓને ત્યાં રોકેલી જ હોય છે. આવાઓને માટે કહેવતમાં કહેવાયું છે કે—વ્યાજખોરના ઘરમાં નાણું નહીં, ને વાંઝીયાને ઘેર ટાણું નહિ. (શુભ અવસર નહિ.) આ સંદર્ભમાં જ નહિ પણ બન્ને પક્ષને સ્પર્શતી એક કહેવત છે, 'ચોપડે લાખ, રોકડમાં રાખ.' ચોપડામાં ભલે મૂડી લાખોની હોય પણ રોકડમાં શું છે? બેંકમાં તમે નાણાં રાખ્યાં હોય પણ ઘરમાં કંઈ જરૂરી રકમ ન હોય તો કેવી મુંઝવણ અનુભવવી પડે છે તે તો વ્યાપારી અને ઘરનો વ્યવહાર ચલાવનારો જ જાણે છે.

**આબરૂ તો રહેવી જ જોઈએ.**

આપણે જ્યારે માલ ઉધાર લેવા જઈએ છીએ કે પછી કોઈની પાસે નાણાં ઉધાર માંગીએ છીએ ત્યારે આપણને શરમ આવે છે, લજ્જા આવે છે. આપણે ગરીબ બનીને, વ્હીલુ મુખ કરીને કહીએ છીએ, 'ભાઈ રૂપિયા જોઈએ છીએ-આપશો?'

ગૃહસ્થ પૂછે છે—'પાછા કયારે આપશો?'

આપણું મુખ એકદમ ગરીબ બની જાય છે. આપણને લજ્જા આવે છે. કહીએ છીએ, 'જેમ બને તેમ વહેલા.'

આવી સ્થિતિને અંગે જ કહેવતો જન્મ પામી છે, 'લેતા લાજીને આપતાં ગાજી.' 'લેતી વખતે ઢીલા ને આપતી વખતે વીલા' 'લેતી વખતે દિકરા આપતી વખતે દુશ્મન' આપણને લેવાનું સારું લાગે છે પણ કોઈને પાછું આપવાનું હશે ત્યારે દિલમાં સંકોચ થશે. આળસ આવશે, આપણે તેને ટાળતા જ રહીશું....આવા સ્વભાવને ધ્યાનમાં રાખીને જ ચતુર અનુભવી માનવી લેનારને ટોકે છે— 'ભાઈ, લઈ તો જાવ છો પણ પાછું આપવાનું ભૂલશો નહિ—તે ધ્યાનમાં જ રાખજો....

૮૦ની આવક હોય અને ૮૪નો ખર્ચ હોય તો સ્થિતિ વધુ વખત નભે જ નહિ દેવાળુ જ કાઢવાનો સમય આવે, પાથરણ જોઈને જ પગને લાંબા-ટૂંકા કરી શકો વ્યાપારનો વ્યવહાર આવક જાવક પર

ટકેલો છે. અનુભવી માનવી આજ મુજબ પોતાનો વ્યવહાર રાખે છે-ચલાવે છે. છતાં કર્મસંજોગે જો દેવાળુ કાઢવાનો સમય આવે છે તો કુળવાન વ્યાપારી પોતાની સમગ્ર માલમિલ્કતને તેની સામે મૂકી દે છે. પોતે જ નહિ પણ તેના સ્ત્રી–પુત્ર પણ તદ્દન કોરા જ બની જાય છે અને જે કંઈ દેવું હોય તેને વાળી દેવા તેઓ કટિબદ્ધ બને છે. કારણ તેઓ સારી રીતે જાણે છે કે કુળની પ્રતિષ્ઠા–સાખ તો રહેવી જ જોઈએ. ભલે માલ મિલ્કત ચાલી જાય–એ ફરી વસાવી શકાશે પણ જે પ્રતિષ્ઠા સાખ ગઈ છે તે પાછી આવતી નથી. આથી જ કહેવત પડી છે–'જાઓ લાખ, રહો સાખ્ય.' ચાહે રૂપિયાની હાનિ થાય પણ પોતાની સાખ (સન્માન) અવશ્ય રહેવી જ જોઈએ. આર્થિક હાનિ સહી લેવી સારી પણ માન–આબરૂ જવા દેવાં નહિ.

*



# ૧૩૦ લીધી એમ દીધી અને નફામાં બે જૂતિયાં

સંસ્કૃતમાં એક ઉક્તિ છે :–

અન્યાયોપાર્જિતં દ્રવ્યં
દશવર્ષાણિ તિષ્ઠતિ ।
પ્રાપ્તે એકાદશે વર્ષે
સમૂલં ચ વિનશ્યતિ ।।

એટલે કે :–

જે ધન અનીતિથી–અન્યાયથી મેળવેલું હોય છે તે ધન દશ વર્ષ સુધી ટકે છે. અગિયારમું વર્ષ આવતાંની સાથે જ તે ધન મૂળ લઈને નાશ પામે છે.

પાપ માર્ગે માનવી જે કંઈ મેળવે છે તે પ્રથમ તો એને સુખદાયી થઈ પડે છે. પણ પાછળથી એનું એ ધન–સંપત્તિ મૂળ સહિત નાશ પામે છે.

**દૂધના દૂધમાં અને પાણીના પાણીમાં**

કાના ભરવાડનું દૂધ પહેલાં તો ખૂબ વખણાતું હતું. દૂધ હતું કેવું ? જાડું રગડા જેવું. અર્ધા આંગળ જેટલું તો મલાઈનું થર જામે. લોકો કહેતા 'વાહ કાના, દૂધ તો તારું જ.'

સમય જતાં કાનામાં પાપ પ્રવેશ્યું. તેણે એમાં પાણી નાખવા માંડયું. છતાં તેની શાખ જામેલી હતી. તેમાં આંચ ન આવી. કોઈકે પૂછ્યું, 'કાના હાલમાં દૂધ પાતળું કેમ આવે છે ?'

'બાપજી, ચોમાસું છે. ભેંસો બાપડીયું આખો દિવસ પાણીમાં રહે છે. એટલે તેની અસર દૂધમાં વર્તાય ને ?'

આમ કાનાએ વાતને વાળી લીધી.

થોડાક દિવસો પાછા નીકળી ગયા. કાનાનો લોભ વધવા માંડયો. એણે જરાક વધુ પાણી

નાખવા માંડયું. પાણી જેવું દૂધ આવવા માંડયું. એટલે નગરશેઠની વહુએ કાનાને પૂછયું, 'કાનાજી, દૂધ પાણી જેવું કેમ આવે છે?'

'દીકરી, આજકાલ ભેંસુ મસાલેદાર ખોરાક ખાય છે. એટલે પાણી વધુ પીએ છે. આથી દૂધ જરા પાતળું આવે છે.'

વહુ ચૂપ થઈ ગઈ.

આમ કાનો ધીરે ધીરે માલદાર બની ગયો. એક દિવસે તે મૂછો આમળતો ડેલીએ બેઠો હતો. એટલામાં પડોશીની ઝમકુ ત્યાંથી નીકળી. તેણે કાનાને મૂછો આમળતો જોયો એટલે બોલી, 'કાનાજી આમ મૂછો શું આમળો છો. ઘરવાળીના કાંડામાં તો પાંચ કાવડિયાની ચૂડી પણ નથી.'

કાનાને ઝમકુના આ શબ્દો હાડોહાડ લાગી ગયા. તેણે કહ્યું, 'આજે જ સાંજે તું જોજે ઘરવાળીનો હાથ સોનાનાં બલૈયાથી ભરેલો છે કે નહિ.'

ઝમકું મોઢું મરડી ચાલી ગઈ. કાનાએ ઘરવાળીને કહ્યું, 'તારા હાથનું માપ આપ. હમણાં જ શહેરમાં જઈ સોનાના કડાં વગેરે લઈ આવું.'

સ્ત્રી રાજી થઈ ગઈ. તેણે પોતાના હાથનું માપ આપ્યું.

કાનાએ પોતાની બચાવેલી મૂડી ભેગી કરી. મૂડી સારી જેવી થઈ હતી. કેમ ન થાય? દૂધમાં હવે પાણી ભળતું હતું. નફો વધી ગયો હતો. જ્યારે ખર્ચ તો હતો એટલો જ થતો હતો.

પાંચસો સાતસો જેટલા નગદ રૂપિયા હશે. કાનાએ આ રકમ એક મજબૂત કોથળીમાં ભરી અને પછી તેને એક ડાંગને છેડે ભેરવી તે શહેર જવા નીકળ્યો.

શહેર જરા દૂર હતું. કાનો ચાલતો ચાલતો રસ્તો કાપી રહ્યો હતો. એટલામાં એક નદી કિનારો આવ્યો. કાનાએ વિચાર્યું અહીં જરા પાણી બાણી પી થાક ઉતારી પછી જ આગળ વધીશ.

કાનાએ ડાંગ અને થેલી બાજુમાં મૂકયા પછી તે નદીમાં ઊતર્યો, હાથપગ ધોયા, થોડુંક પાણી પીધું અને પછી એક ઝાડ નીચે પગ પહોળા કરી તે બેઠો.

એટલામાં એ ઝાડ ઉપરના વાંદરાની નજર કાના ઉપર પડી. તેણે બાજુમાં જ લાલ રંગની એક કોથળી પણ જોઈ. વાંદરાએ વિચાર્યું જરૂર આ કોથળીમાં કંઈક ખાવાનું હશે અને આ વિચાર આવતાં જ વાંદરો એ થેલીને ઝપટમાં લેવાનો પ્રયત્ન કરવા આતુર બન્યો.

કાનાને થાક લાગેલો. ઝાડને ટેકીને એ બેઠેલો એટલે આંખો જરા ભારે થઈ ગઈ. થેલી ઉપર તેણે હાથ તો મૂકી જ રાખેલો કે જેથી તે કોઈ લઈ જાય નહિ. પણ ઊંઘના ઝોકામાં ઘેન સાથે એ પકડમાં હવે જોશ નહોતું.

વાંદરાએ લાગ જોઈને નીચે ઝુકાવ્યું અને પછી ઝટ દેતી થેલીને ઝૂંટવીને તે પાછો ઝાડ ઉપર ચડી ગયો.

થેલી હાથમાંથી ઝુંટવાઈ ગઈ એટલે કાનો આંખો ચોળતો જાગી ગયો. ઊઠીને તેણે આમ તેમ જોયું, પણ કોઈ દેખાયું નહિ. એટલામાં વાંદરાએ ચીસ પાડી. કાનાની

નજર ઝાડ ઉપર ગઈ. જોયું તો થેલી તેના હાથમાં હતી.

વાંદરો એકદમ ભૂખ્યો થઈ ગયો હતો એટલે તેણે તો થેલી હાથમાં આવતાંની સાથે જ તેને છોડી નાખી. પણ અંદરથી ખાવાનું નીકળ્યું નહીં. રૂપિયા જ નીકળ્યા. ભૂખથી ત્રાસી-કંટાળી ગયેલા વાંદરાએ ગુસ્સામાંને ગુસ્સામાં થેલીમાંના રૂપિયાને ખાચકામાં ભરી ભરીને નદીમાં નાંખવા માંડયો.

કાનાએ હવે બૂમાબૂમ કરવા માંડી. વાંદરો પણ ઝનૂને ચડયો હતો. તેણે લગભગ અધીં કોથળી ખાલી કરી નાખી હતી.

ચારપાંચ માણસો ત્યાં આવી ચઢયા. તેમણે કાના પાસેથી ડાંગ લઈ લીધી અને છૂટી વાંદરા ઉપર ફેંકી.

ડાંગનો પ્રહાર વાંદરા પર થયો. વાંદરો કોથળીને નાખી દઈ નાઠો.

કોથળીમાંના થોડાંક વધુ નાણાં પડયા નદીમાં અને બાકીના પડયા જમીન ઉપર.

કેટલાક છોકરાઓ વાંદરાની પૂઠે દોડયા. કાનાએ તેમને અટકાવ્યા અને કહ્યું 'ભાઈ, વાંદરાનો કંઈ જ દોષ નથી આ તો મારી જેવી કરણી તેવા ફળ મને મળ્યાં છે. પાણીની કમાઇ પાણીમાં ગઈ છે અને દૂધની કમાઈ દૂધમાં જ રહેવા પામી છે.

**લીધી એમ દીધી અને નફામાં બે જૂતિયાં**

ભૂપત પટેલ આખલાની જેમ જંગલમાં ફરી રહ્યો હતો. કામધંધો કરવો નહિ અને જે કંઈ હરામનો માલ મળે તે ઓહિયાં કરી જવો એ જ તેની નીતિ હતી. સૌ કોઈ ભૂપતની આ દાનતથી પરિચિત હતા.

એક દિવસ ભૂપતે એક વેરાન વગડામાં એક સુંદર પાણીદાર ઘોડીને ચરતી જોઈ. ભૂપતે જાણી લીધું કે આ ઘોડી કયાંકથી નાસી આવી છે. આજુબાજુ કોઈ જણાયું પણ નહિ. એટલે ભૂપત પટેલે આ ઘોડીને પકડી લેવાની તૈયારી કરી.

લાગ જોઈને તેણે પોતાની સાથેનું વસ્ત્ર ઘોડીના ગળામાં ભેરવી દીધું અને પછી તે એના પર ચઢી બેઠો. ઘોડી હતી તેજ. સવારને પોતાની ઉપર બેઠેલો જોઈ એ દોડવા લાગી.

ભૂપતને તો મઝા આવી ગઈ. કોઈ કુંવરની જેમ એ ઘોડી ઉપર બેસીને તે જઇ રહ્યો હતો. એટલામાં એક રાજપૂત તેની સામે આવી ગયો.

રાજપૂતે જોયું કે આ ઘોડીનો માલિક આ નથી. કારણ તેના પર સાજ પણ નથી વળી સવારને ડચકારો બોલાવતાં પણ આવડતું નથી. તેણે જરૂર આ ઘોડી કયાંકથી તફડાવી હશે અને રાજપૂતનું આ અનુમાન સાચુ પણ નીકળ્યું.

રાજપૂતે ભૂપત પટેલને જોતાં જ હાથ જોડી 'રામ રામ' કર્યા.

ભૂપતે પણ હાથ જોડયા.

રાજપૂતે પૂછ્યું–' ભાઈ મારે ઘોડીની ખૂબ જરૂર છે. આ ઘોડી તમારે વેચવી છે?

ભૂપતે વિચાર્યું ' આ તો મઝાની વાત થઈ. આપણે ઘોડીની સાચવવાની બલામાંથી છૂટયા! રોકડા રૂપિયા નફામાં મળશે.' તેણે કહ્યું, ' હા. ભાઈ, એ વેચવાની તૈયારીમાં જ હું છું.'

'શું લેશે ?'

'તમે શું આપશો ?'

'માલ તારો છે. કહી દે ચોકખી વાત.' રાજપૂતે કહી દીધું.

ભૂપતે વિચાર્યું 'આ ઘોડી તો આપણને મફતમાં મળી છે. વળી એ ચોરેલી છે. પોલિસના લફરાનો ભય પણ છે જ એટલે થોડીક ઓછી રકમ કહીશ તો સોદો જરૂર પતી જવાનો–'

એટલે ભૂપતે કહ્યું, 'ભાઈ હું રૂપિયા ૨૦૦ પૂરા લઈશ....'

'અધધધ ! બસો રૂપિયા....' રાજપૂતે કહ્યું.

આખરે રકઝક કરતાં સોદો રૂપિયા દોઢસોમાં થઈ ગયો. રાજપૂતે કહ્યું–'નાણાં તને આપું તે પહેલાં મારે ઘોડીની ચાલ જોવી પડશે.'

'કોણ ના પાડે છે. ચઢી જાવ ઘોડી પર....' ભૂપતે કહ્યું.

અને રાજપૂત ઘોડી ઉપર સવાર થઈ ગયો. સવાર થતાં જ તેણે પોતાના જોડા નીચે નાખ્યા અને ભૂપત પટેલને કહ્યું–'ભાઇ આ જૂતા સાચવજે હું હમણાં જ આવ્યો.'

કહીને રાજપૂતે ઘોડીને એક એક એડી મારી દીધી. ઘોડી હવામાં ઉછળી. પૂરપાટ એ દોડી ગઈ. રાજપૂત ગયો તે ગયો.... પાછો દેખાયો જ નહિ. ઘોડીની ચાલ તો માફક આવી ગઈ. હવે તે પાછો શા માટે આવે ?

ભૂપત રાજપૂતની રાહ જોતો ત્યાં જ બેસી રહ્યો એટલામાં ત્યાં એક ગરાસિયો આવી ચઢયો. તેણે ઘોડી જોઈ હતી. ભૂપતને પૂછયું 'પટેલ ! પેલી ઘોડી તમારી હતી ?'

'હા'

'કેટલામાં વેચી ?'

"લીધી એમ દીધી અને નફામાં બે જૂતિયાં" ભૂપત પટેલે કહી દીધું.

ગરાસિયો સમજ્યો ન સમજ્યો પણ હસતો હસતો ત્યાંથી ચાલી ગયો.

અને આ કહેવત બની.

'ચોરનો ભાઈ ઘંટી ચોર તે પણ આનું નામ....'

★

## ૧૩૧ લોટ પણ ફાકવો અને ભસવું પણ ખરું

લોટ પણ ફાકવો અને ભસવું પણ ખરું

લોટ અંગેની બે–ત્રણ કહેવતો જોઈએ તો તેના એકબીજાથી ઉલટા અર્થ મળી આવશે. એક કહેવત છે–

### લોટ ખાવો ને ભસવું

આ બે કાર્ય સાથે ન થઈ શકે તે કહેવાનો એમાં હેતુ છે. કૂતરૂં લોટ ખાય તે વખતે તેને ભસતાં ન જ ફાવે તે ઉપરથી આ કહેવત જન્મી છે.

આવી જ મતલબની એક બીજી કહેવત પણ છે.

**હસવું ને લોટ ફાકવો એ કેમ બને ?**

એટલે કે બે કામ સાથે ન થાય.

પરંતુ ના–બન્ને કાર્ય સાથે થઈ શકે છે. ઉપરની જ કહેવતને જરા વળાંક આપી કહેવાયું છે કે "લોટ ખાતા જવું ને ભસતાં જવું." આ કહેવતનો મર્મ સમજવા જેવા છે. આપણું જીવન ટૂંકું છે. અનેક કાર્યો આપણને કરવાના છે. એટલે જરૂર પડે તો બે કામ સાથે પણ કરવાના અને સાથે ઈશ્વરભક્તિ–પરોપકાર-સેવાકાર્ય પણ કરવું. ઉપરની કહેવતનો આ ભાવ છે.

રસકવિ દયારામ તો સ્પષ્ટ કહી દે છે– 'ભાઈ, ભસતાં ભસતાંય લોટ ફાકવો, એથી પેટ ન ભરાય પણ આધાર તો થશે.'

છત્રપતિ શિવાજી મહારાજ–મહાન નેપોલિયન વગેરે મહા પુરૂષોને માટે કહેવાતું કે તેમને ભાણે બેસીને ભોજન માટે સમય પણ ન રહેતો એટલે તેઓ ઘોડા પર બેસીને જ જે મળે તે ફાકતા ખાઈ લેતા. આથી આધાર રહેતો અને ભૂખથી પીડાવું પડતું નહોતું. યુદ્ધકાર્ય ચાલુ રહેતું.





## ૧૩૨ વણજ વેપાર સઘળો, હિસાબ વિના ધૂળનો ઢગલો

**પ્રાચીન** ભારતવર્ષનો વ્યાપાર ખૂબ જ ઉન્નત દિશાએ હતો. વ્યાપારીઓના વહાણો દેશ–પરદેશ ઘૂમતાં. અઢળક સંપત્તિ તેઓ કમાતા. તેમની શાખ દેશ-પરદેશ હતી. તેમના નામની હુંડીઓ ગમે તે દેશ કે શહેરમાં પણ વટાવી શકાતી હતી. આવા સમૃદ્ધ વ્યાપારને અંગે જ આપણે ત્યાં કેટલીક કહેવતો ચલણી બની ગઈ છે. એમાંની એક કહેવત છે—

જો જાએ જાવે, તે પાછો નહિ આવે.<br>ને જો આવે તો પરિયા–પરિયા મોતી લાવે.

જે જાવા જાય છે તે પાછો આવતો જ નથી. એનો વ્યાપાર એટલો તો જામી જાય છે કે એ ત્યાં જ સ્થિર થઈ જવાનું પસંદ કરે છે અને કદાચ જો એ પાછો આવે તો એ એટલા તો મોતી–ધન લાવે છે કે તેના છોકરાંના છોકરાં પણ તે ખાય તો ખૂટતું નથી. આ કહેવત પરથી પરદેશમાંનો આપણો

વેપાર કેટલો સમૃદ્ધ હતો તેની ઝાંખી થાય છે.

આગળના સમયમાં દેશે-દેશાવર ખાતે આપણો વેપાર-ધંધો હતો. વેપારીઓ પરદેશ જવાનું જ પસંદ કરતા અને એટલે જ કહેવત પડી કે-'ડાહ્યો દીકરો દેશાવર જાય, અને ડાહી વહુ રાંધણીયામાં પેસે.'

સંસ્કૃત કહેવત પણ જાણવા જેવી છે. 'વ્યાપારે વસતિ લક્ષ્મી.' લક્ષ્મી-ધર્મ-વ્યાપાર ધંધામાં જ હોય છે.

**અઢી હજાર વર્ષની જૂની કહેવત.**

વાત્સ્યાયન કામસૂત્રે એક સુંદર વ્યાપારી કહેવત આપને આપી છે. 'શંકાવાળા નિષ્ક કરતાં (શંકાવાળા નિષ્ક કરતાં વગર શંકાનો કાર્ષાપણ સારો છે.) આ નિષ્ક (સોનાના) સિક્કો અને કાર્ષાપણ (ચાંદીનો સિક્કો) એ આપણા ભારતના સૌથી જૂના સિક્કા હતા. આ સિક્કાઓનું ચલણ વિક્રમથી લગભગ ૬૦૦ વર્ષ પહેલાં હતું. આ હિસાબે આ કહેવતનું આયુષ્ય અઢી હજાર વર્ષથી પણ વધુનું કહી શકાય. દરેક કુશળ વ્યાપારી નગદ ધર્મને જ સારો સમજે છે. ઉધારથી એ બચવા પામે છે. વાત્સાયનના ઉપરના સૂત્રનો મૂળ ભાવ એ છે કે જીવનમાં નગદ ધર્મ જ સૌથી ઉત્તમ છે.

**રોકડા નવ લેવા સારા પણ તેર ઉધાર ખોટા**

વાત્સ્યાયને બીજી પણ એક કહેવત આપી છે-'ઉધારના મોર કરતાં રોકડનું કબૂતર સારૂં' વરમદ્ય કપોતઃ શ્વો મયૂરાત આ સંસ્કૃત સૂક્તિ અઢી હજાર વર્ષથી પણ જૂની છે. છતાં તે આજે પણ થોડાક વધુ ફેરફાર સાથે આપણી કહેવતોમાં પણ મળી આવે છે. વાત્સ્યાયનની એ કહેવતનું કાયાકલ્પ "નૌ નગદ ન તેરહ ઉધાર" એટલે કે રોકડા નવ લેવા સારા પણ તેર ઉધાર ખોટા 'ઉધાર કે હજાર સે નકદ કી કૌડી ભલી' જેવી કહેવતોમાં દેખાય છે.

**કેટલીક વ્યાપારી કહેવતો**

વ્યાપાર-ધંધા-હુન્નર અંગે અનેક કહેવતો છે. આ કહેવતો અનુભવ પરથી જ આવી છે. જેમ જેમ અનુભવ ઘડાય છે-એ પાકટ બને છે તેમ તેમ કહેવત જન્મે છે.

વ્યાપારીઓ નામું અવશ્ય લખે છે. ચોપડા લખ્યા વગર ચાલે જ નહિ. રોજની આવક-જાવક, ખરીદી, વેચાણનો હિસાબ ચોપડામાં જો વ્યવસ્થિત હોય તો વ્યાપારીને બહુ ચિન્તા રહેતી નથી. જ્યારે જોઈએ ત્યારે એ પોતાનો ચોપડો જોઈ લેણ-દેણ તપાસી શકે છે. આના ઉપરથી કેટલીક કહેવતો પડી છે. એ છે—

**પહેલાં લખ—પછીથી આપ-**
**ભૂલ પડે તો મારી પાસેથી લે.**

વ્યાપારીનો ચોપડો કહી રહ્યો છે. તું જે કંઈ આપે તે પહેલાં સારામાં લખ. પછીથી જ આપ. આમાં કંઈક ભૂલ પડે કે ન સમજાય તો ચોપડો જોઈને ઘટતું કર.

નામ-ચોપડો-વહી એ વ્યાપારીઓની ગીતા છે. એનું કથન છે-'મને જો નિત્ય જોશે તો હું તને સવા રતી સોનું આપીશ.' કહેવાની મતલબ એક ચોપડો રોજ જોતા રહેવો. જૂના હિસાબ-કિતાબ પણ જોવા,

લેણા નાણાંની વસૂલાત કરવી. કંઈ ને કંઈ કંઈ અવશ્ય મળતું જ રહેશે.

**ભૂલ-ચૂક લેવી દેવી.**

અંગ્રેજી બિલો પર-હિસાબના કાગળો પણ આપણે લેટિન ભાષાનાં ટૂંકા શબ્દો ઈ. એન્ડ આ.ઈ. જોઈએ જ છે. આપણી ભાષાઓમાં પણ આજ મર્મનું એક સૂત્ર છે. 'ભૂલ-ચૂક લેવી દેવી' એટલે કે અમે આ હિસાબ તો બરાબર જોઈ તપાસીને તારવ્યો છે. લખ્યો છે છતાં કંઈક ભૂલચૂક હોય તો તે હિસાબે આપવા લેવા અમે બંધાયેલા છીએ.

ઉઘરાણી માંગતા નાણાંને માટે આપણામાં એક સચોટ કહેવત છે-' ઉઘરાણી કરવી તો ચાંપીને કરવી.' સખ્ત થયા વગર કોઈ કંઈ આપતું નથી.' ઢીલી-પોચી ઉઘરાણીથી નાણા મળતા નથી. અને માટે આકળા પણ થવું પડે. આપણી આ કહેવતે તેનો અનુભવ આપણી સામે રજુ કર્યો છે. ગોળના પાણીએ નાવાનો વખત ક્યારે આવે ?

ઘણી વખતે વ્યાપાર ધંધામાં નાણા ડૂબી પણ જાય છે. સારો ગ્રાહક સમજી આપણે તેને માલ અંગ ઉપર આપીએ છીએ. ઉઘરાણી કરીએ છીએ ત્યારે એ કહેશે-' મારા નાણાં આવવાના છે. તેમને જરૂર આપી દઈશ. 'પાંચ દિવસ પછી આવજો.' આવતે મહિને પગાર આવતાં તમને જ તે આપી દઈશ ' વગેરે વાતો એ કરશે અને આખરે શું થાય છે તે જાણો છો ? આપણી કહેવતે આ પણ સ્પષ્ટ રીતે કહ્યું છે—

**આતા ભાઇએ આશા આપી,**
**આંટા ખૂબ ખવડાવ્યા**
**આજકાલ કરીને આખર**
**ગોળને પાણીએ નવરાવ્યા.**

તાતુ-હિસાબ કિતાબ સંભાળીને સાચવીને લખવા. રોજનું નામું રોજ જ લખવું. એમાં આળસ કે યાદ ન જ ચાલે. એક સશક્ત કહેવત આપણી ગુજરાતી ભાષામાં છે. 'સંભારીને નામું લખે તે ઊંટે ચડીને ઊંઘે ' બીજી પણ એક કહેવત છે. વણજ વેપાર છે બહુ સઘળો, પણ હિસાબ વગર સહુ ધૂળનો ઢગલો ! ' વ્યાપાર ગમે એટલો બહોળો હશે પણ જો હિસાબ-કિતાબ બરાબર રાખ્યા ન હશે તો એને ધૂળનો ઢગલો જ જાણવો.

વેપારમાં વાયદો ન જ ચાલે. કહ્યું છે કે- 'વેપારમાં વાયદો-શાસ્ત્રમાં કાયદો.' (આ બન્ને નુકશાન કરે છે.)

**બક્ષીશ લાખોની પણ હિસાબ કોડીનો**

હિસાબમાં તો સાવધ રહેવું જ રહ્યું. મિત્ર હોય કે સગાવહાલાં પણ તેનું ખાતું તો બરાબર રાખવું જ. પછી તેની પાસે નાણાં લેવા કે નહિ લેવા તે વાત મનસૂફી ઉપર આધાર રાખે છે. પણ હિસાબ તો રાખવો જ. આ માટે એક કહેવત છે- 'બક્ષીસ લાખોની પણ હિસાબ કોડીનો' એક હિંદી મારવાડી કહેવત પણ છે-ઈનામ સૌ-સૌ, હિસાબ જો. વ્યાપારીએ તો ઈશ્વરને હાજર રાખીને સૌની સાથે નિષ્પક્ષ વ્યવહાર

કરવાનો છે. હિસાબ પછી તે પિતા–પુત્ર, માતા કે પત્ની ગમે તેનો હોય પણ તે બરાબર હોવો જોઈએ. એમાં ઘાલ–મેલ ન ચાલે. વ્યાપારીને મન તો બધાના જ ખાતાં સરખાં હોય છે.

હિસાબ નક્કી થાય ત્યારે જ ખબર પડે કે લેણ–દેણ શું છે. આ માટેની કહેવત છે– 'હિસાબ થાય નક્કી ત્યારે બાકી થાય પક્કી.'

વ્યાપારમાંથી ઉધારીને દેશવટો જ આપી દેવો. કહેવત છે– 'ઉધાર માગે એ મિત્ર ફીટી દુશ્મન થાય.' એક વ્યાપારી કહેવત છે. ઉધાર કોઈને ન આપીએ તો બમણા મહિને બાર.'

### આપશું કંઈ ઘાલ્યા તો નથી ને?

કોઈ શરમાવીને આપણાં પાસે ઉધાર માલ લઈ ગયો હોય તેની પાસે ઉઘરાણીએ જતાં આપણને અનેક શબ્દો સાંભળવા પડે છે. આપણી કહેવતે આ શબ્દો પણ સાચવી રાખ્યા છે. 'આપશું કંઈ ખાઈ તો નથી ગયા ને?' 'આપશું કંઈ ઘાલ્યા તો નથી ને?' આટલા અધીરા કેમ થયા છો? કંઈ નાસી તો નથી ગયા ને? 'શેઠને કહેજો 'મંગલદાસ હજુ મુંબઈમાં જ છે. નાસી ગયા નથી.' વગેરે કહેવતો આપણામાં છે જ. આ બધી વાત 'કાકા મટીને ભત્રીજા થયા જેવી છે.'

### ઋણ નહિ તે રાજા

ઉધારના જેવી જ એક બીજી વાત પણ અગત્યની છે. એ છે ઋણ–દેવા સંબંધી. દેવું તો કરવું જ નહિ. મારવાડીને ત્યાંથી કે શાહુકારને ત્યાંથી કરજે નાણાં લાવી વ્યાપાર ન જ કરવો. કહેવતે કહ્યું છે. 'જેને ઋણ નહીં તે રાજા.' 'લેણું હજો લાખ, દેણું ન હજો દોકડો.' તમારું લેણું ભલે લાખનું હોય હરકત નહિ. પણ એક દોકડો પણ દેવું હોય તે ઇચ્છવા યોગ્ય નથી જ.

દેવું ધંધાને પાયમાલી કરી દે છે. એને વધવાની તક જ મળતી નથી, કારણ, ભારે વ્યાજ નફાને ખાઈ જાય છે. એટલે વ્યાપારીને તંગીની તંગી જ રહે છે. વ્યાજ એવું છે કે જેની દોટમાં ઘોડા પણ હારી જાય કહેવત છે. વ્યાજને ઘોડા ન પહોંચે. વ્યાજને વિસામો નહિ, 'વ્યાજમાં રાજ ડૂબે.'





## ૧૩૩ વો દિન કહાં કે મિયાં કે પાંઉમેં જૂતી

વો દિન કહાં કે મિયાં કે પાંઉમે જૂતી

આ એક જૂની કહેવત છે. સો–સવાસો વર્ષની એ જૂની કહી શકાય. કહેવતમાં ધન વગરના–સાધન વિહોણા માનવી ઉપર કટાક્ષ છે. એની નિરાધારીનો એમાં અવાજ છે. ઇચ્છા માણસ માત્રને થાય છે જ. પણ

એની પૂર્તિ થતી નથી. કારણ એ વાત દૈવને આધિન છે.

કોઈ શેખી કરતાં માનવીને ચૂપ કરી દેવા માટે પણ આ કહેવતનો ઉપયોગ થાય છે. બડાઈ મારનારનું મુખ બંધ કરી શકાય તેવો આ કહેવતમાં જોશ છે. બોલતી બંધ કરી દેવા માટે પણ આ કહેવત વપરાય છે.

કોઈ એક ગામમાં એક ગરીબ મિયાં પોતાની સ્ત્રીની સાથે રહેતા હતા મિયાની સ્થિતિ સારી નહોતી. આવક જૂજ જ થતી. પણ સ્ત્રી મહેનતુ–નેક દાનતની અને ઘરરખુ હતી. કરકસર ક્યાં અને કેવી રીતે કરવી તેની એનામાં જાણકારી હતી. ટૂંકી આવકમાં પણ એ સંતોષ પામી મિયાંનું ઘર કુનેહથી ચલાવી રહી હતી.

મિયાંમાં કમાવાની શક્તિ નહોતી. બુદ્ધિ હોય તો જ વધુ કમાય. પણ આ મિયાંભાઈ 'કમજોર ગુસ્સા બહોત' જેવા જ સ્વભાવવાળાં હતા. મિજાજ–ચીઢ–કંટાળો અને ક્રોધ તેમના સ્વભાવમાં એવા ભળી ગયા હતા કે ઘરમાં રોજ કજીયા–કંકાસ થાય, પણ બીબી ડાહી. બબડતી–લડતી પણ ખરી. પરન્તુ પછી ચૂપ થઈ જતી. એ બોલતી–' આ તો રોજનું લાગ્યું છે ક્યાં જવું....? '

એક દિવસે મિયાંએ ભારે કરી, બીબી સાથે ખૂબ ઝઘડો કર્યો. બીબી પણ બોલી. બન્ને વચ્ચે સારી બોલાચાલી થઈ. અન્તે મિયાંએ લાલ આંખો કરી કહ્યું, ' ચૂપ-વધુ બોલશે તો સાત તલેકા જૂતા માર કે હડ્ડી તોડ દૂંગા....'

બીબી પણ ગાંજી જાય તેવી નહોતી જ. ફટ દેતું કહી દીધું–' હવે શેખી મારવી રહેવા દો–જોડાનું તો ઠેકાણું નથી અને પાછા સાત તળવાળા જોડાની વાત કરો છો ?–વો દિન કહાં કે મિયાં કે પાઉંમેં જૂતી....? પહેલાં આવા જોડા ખરીદવા માટેના નાણાં કમાવ અને પછી વાતો કરો....'





## ૧૩૪ વસુ વિના નર પશુ

આ દુનિયામાં પૈસો પૂજાય છે. બધું માન પૈસાને છે. પૈસો હશે તો તમારો ભાવ પૂછાશે. ' વસુ વિના નર પશુ છે.' કંગાળને તે કાળજુ હોય ખરું ? ' ના–ના ' શેઠ બોલે તે જ સવા વીસ '– ' પૈસાના સૌ સગાં. દુઃખનો બેલી રામ.' ' પૈસા કરે કામ–બીજો કરે સલામ ' સાચું જ કહ્યું છે—Wealth brings friends.

મુનશી શૌનક કૃત–બેહસ્તી બાલીવાલાના એક નાટકનું ગીત છે—

ઈધર પૈસા, ઉધર પૈસા
મીયાં પૈસા, મીયાં પૈસા.
મયેને અપને દિલકો પૂછા,
બોલે! કયા ચીજ હય સબસે બહેત્તર
કહેને વો મુજકો લગે
મીયાં પૈસા, મીયાં પૈસા...

આમ પૈસા જ માણસનું સર્વસ્વ છે. ગુજરાતીમાં એક સચોટ કહેવત છે-લક્ષ્મી વિનાનો લપોડ.

**પૈસાને માન છે. શ્રીમંતાઈ પૂજાય છે**

શ્રીમન્ત છીંક ખાય કે શ્વાસ લે એટલે સૌ ખમા-ખમા કરશે. ગરીબ દુઃખથી કણશશે તો પણ કોઈ તેની પાસે જશે નહિ. સાચું જ કહ્યું છે—

ધનવન્તાને કાંટો લાગ્યો,
સ્હાય કરી સબ કોય
નિરધન પડયો પહાડ સું,
બાત ન પૂછી કોય.

ધનવાનને જો કાંટો પણ વાગી જાય છે તો સૌ સહાયતાને માટે દોડાદોડ કરે છે. પણ નિર્ધન જો પહાડ પરથી પડી જાય તો તેને કોઈ પૂછતું પણ નથી.

માણસને માન નથી. તેના પૈસાને માન છે. માણસ પૂજાતો નથી તેની શ્રીમન્તાઈ પૂજાય છે. આ કહેવતની એક વાર્તા જાણવા-સમજવા જેવી છે—

**કહેવત વાર્તા**

એક શ્રીમન્ત પાસે સારૂં ધન હતું. વ્યાપાર ધમધોકાર ચાલતો. મહેતા-ગુમાસ્તા-મુનીમ-ચાકર-દરજી-બ્રાહ્મણો સૌ રોજ આવતા. તેમણે આંગણે માણસોની ભીડ ભારે રહેતી.

શેઠ ગુજરી ગયા. એમનો પુત્ર હવે વારસદાર બન્યો. પણ નસીબનું ચક્કર ફરી ગયું. દ્રવ્ય ચાલ્યું ગયું. ધંધામાં ભારે ખોટ આવી ગઈ. પેઢીઓએ દેવાળાં કાઢયાં. નોકરો-મુનીમો-ગુમાસ્તા વગેરે બધા દૂર થઈ ગયા. એમને બારણે હવે કોઈ ફરકવા પણ ન લાગ્યું.

શેઠે પૂછયું- 'ભાઈ! હવે મારે ત્યાં કોઈ કેમ આવતું નથી? પહેલાં તો માણસોની ઠઠ જામતી હતી!'

કોઈએ કહ્યું- 'શેઠજી! એ માન આપને નહોતું મળતું હતું. આપના પૈસાને મળતું હતું. પૈસો ચાલી ગયો એટલે માન-પાન પણ ગયા....'

શેઠને આ શબ્દો અસર કરી ગયા. તેણે નક્કી કર્યું કે હું પરદેશ જઈશ. કમાઈને જ અહીં આવીશ. અને તે દૂર દેશાવર ઉપડી ગયો.

વર્ષો વીતી ગયા. શેઠના કોઈ સમાચાર નહોતા. ગામ લોકો સમજ્યા કે એ કમોતે મર્યો હશે! આમ તે કંઈ ધન મેળવાતું હશે? બુદ્ધિ જોઈએ....બુદ્ધિ જોઈએ....

એટલામાં ગામમાં સમાચાર આવ્યા કે શેઠ વહાણોના વહાણ ભરી માલસામાન લાવ્યા છે. પુષ્કળ ચીજો છે. ધનનો તો પાર નથી. હીરા-મોતી અને રત્નોની તો પેટીની પેટીઓ એમાં છે.

ગામલોકો હવે બંદરે જવા ઉમટયા. સગાં વહાલાંઓ-પાડા પાડોશીઓ-નોકરો-

શેઠની આ વાત સાંભળી સૌ ચૂપ થઈ ગયા.

અખા ભગતે અલંકારોને શ્રીજીના દર્શન કરાવ્યાં.

અખા ભગતને માટે કહેવાય છે કે એક વખતે તેઓ શ્રીનાથજીના દર્શને ગયા. ઘેલો-ગાંડો વેશ હતો. મુખ્યાજીઓએ તેમને દર્શન કરવા દીધાં નહિ. ઉલટું ઝાપટીયાથી મારી મારીને તેમને ભગવાનથી દૂર રાખ્યા.

ભગત ઘેર આવ્યા. બીજે દિવસે તેમણે સુંદર પોષાક ધારણ કર્યો. અલંકારો વગેરે પણ પહેર્યાં. ઠાઠમાઠથી તેઓ શ્રીનાથજીના દર્શને આવ્યા.

તેમને જોતાં જ મુખ્યાજીઓ-મહેતાજીઓ દોડી આવ્યા. 'આવો શેઠજી! પધારો! અરે દૂર ખસો....આઘા રહો....શેઠજી આવે છે....કહીને લોકોને ખસેડતાં-ધક્કાથી દૂર કરતાં તેમણે શેઠ બનેલાં અખા ભગતને મૂર્તિની સામે આણી દીધાં.

ભગતે પોતે પહેરેલાં દાગીનાઓને વારા-ફરતી હાથમાં લઈ કહેવા માંડયું. 'અમુક દાગીના! તું દર્શન કર....જો ભગવાન સામે જ છે....'

અને એટલે જ આપણી કહેવતે જે કહ્યું છે તે યોગ્ય જ છે-પૈસાને જ માન છે....વસુ વિના નર પશુ-લક્ષ્મી વગરનો લપોડ....





## ૧૩૫ વહુનો સગો ચુલાનો મહેમાન સાસરાનું માન સાળીએ

### મોસાળમાં જમણ મા પીરસનારી

**મોસાળમાં** જમણ હોય અને મા જ જો પીરસનારી હોય તો પછી ભાણેજ ભૂખે રહે જ નહિ. એ તો ઘી-દૂધના કુપ્પા જ ઉડાવવાનો.

આજ પ્રકારે પરઘેર જો સ્ત્રી પીરસનારી હોય તો ધણી ભૂખે રહે જ નહિ. એ જરૂર ઘી ઉડાવવાનો. આ કહેવતને ચરિતાર્થ કરતી તમિલમાં એક નાની વાર્તા છે. આ વાર્તાનું તાત્પર્ય એ છે કે ઘી હતું તો ગામનું પણ તે આપનારી હતી મારી સ્ત્રી. પછી કંઈ મણા રહે?'

પતિ-પત્ની પરગામમાં જમવા માટે ગયાં. સ્ત્રીને ગામલોકોએ કહ્યું—'બહેન! અમને પીરસવામાં મદદ કરો.' સ્ત્રી તૈયાર થઈ. તેના હાથમાં પીરસવા માટે ઘી જ આવ્યું. આ હતું ગામનું એટલે તેણે પોતાના પતિને તે છૂટથી ઘરના કરતાં પણ વધુ પીરસ્યું. આમ આ કહેવત જન્મી.

આવા જ પ્રકારે જો બહેનને ઘેર ભાઈ

આવે તો બહેન આછી-આછી થઈ જાય છે. એનો હર્ષ સમાતો નથી. એ ભાવથી–ઉમળકાથી પોતાને ત્યાં–સાસરે તેનું સન્માન કરવા તત્પર બને છે. પછી ભલે આ સન્માન કરતાં દિયર સામે જણાય-એ આવે તો તેને એક બાજુએ મૂકી તે પોતાના સગા–માએ જણ્યા ભાઇને જ વધાવવાની. બહેનનું આ લક્ષણ પણ 'મોસાળમાં જમણુ અને મા પીરસનારી'ના જેવું જ છે.

આ અંગેની જે કહેવત છે તેમાં આપણા સંસારનું એક દર્શન પણ છે. અને 'લોહીના સંબંધ'નો ગુણ પણ તેમાં દેખાશે. કહેવત છે—

આવે ભાઇનો ભાઇ તે ઊભો નેવાં સાહી.
આવે બાઈનો ભાઇ, તે પેસે ઘરમાં ધાઈ.

ઘરમાં પોતાના પિયરનું કોઈપણ મહેમાન આવ્યું હશે તો સ્ત્રી એનો ઉમળકાથી હેતથી સત્કાર કરશે. અરે, પિયરનું કૂતરૂં આવ્યું હશે તો પણ સ્ત્રી એને પ્યાર કરવાની. પતિનો સગો ભાઈ આવ્યો હશે તો અવજ્ઞા જ થવાની. સ્ત્રી એના તરફ ધ્યાન જ ન આપશે. પણ જો ભાઈ–પોતાનો સગો ભાઈ આવ્યો હશે તો તે તેનો એકદમ સત્કાર કરી તેને ઘરમાં લાવશે. જ્યારે પતિનો ભાઈ બાપડો બહાર ઘરનાં નેવાં પકડીને ઊભો રહેશે-તેને ઊભા રહેવું પડે છે.

ઘરમાં ભાઇની બહેન એટલે કે સ્ત્રીની નણંદ આવશે તો તે પણ માન–અપમાનથી સીજી જેવાની. સ્ત્રી એની દરકાર પણ કરશે નહિ. પરિણામે બાપડીને આંસુઓની સાથે ભાઈને ત્યાંથી જવું પડે છે. પણ સ્ત્રીની બહેન જો આવી ચઢે તો તે સારા ભોજન ઉપરાંત સાડી પણ પામે છે. વહુનો સગો તે ચુલાનો મહેમાન કહેવાય. વરનો સગો કોડીનો ભલું થાય તો તે માત્ર પાણી જ પામે.

આપણી કહેવતે વહુના પિયરીયા પ્રતિના પક્ષપાતને બહુ જ સ્પષ્ટ શબ્દોમાં વર્ણવી બતાવ્યું છે. આ રહી એ કહેવતની કડી:—

આવે ભાઈની બહેન, તે જશે આંસુ રેડી,
આવે બાઇની બહેન, તે જશે સાડી પહેરી.
વહુનો સગો તે ચુલાનો મહેમાન

અને આ અંગેની વધુ કહેવત સાંભળો—

સાળો રસોડા સુધી ન ભાઇ ઓસરીમાં
સગો સહોદર રહે બાહાર બેસી,
નવાણમાં શ્યાલક સાળો જાય પેસી.

પોતાનો ભાઈ ઘરમાં આવશે એટલે તરત જ–કેમ બહેન ! શું ચાલે છે ? કરતો સીધો જ રસોડા સુધી આવી જશે. પણ વરનો સગો ભાઈ અંદર પ્રવેશતાં અચકાશે–અને પૂછશે–'ભાભી ! મારા ભાઈ નથી શું ?'

લોહીનો સંબંધ પહેલો. પછી બીજી વાત. આપણી કહેવતે એક સ્પષ્ટ ઉઘાડા સત્યવાળી કહેવતમાં કહી દીધું છે–'કાંચળીઉ સગપણ તે ખરૂં.'

**સાસરાનું નામ સાળીએ**

જમાઈ સાસરે જાય છે ત્યારે તે પોતાની સાળી કે સાળીઓની સાથે જ છૂટથી વાતો કરી શકે છે તેવી છૂટથી તે પોતાના સાળા કે સાસુ–સસરા સાથે પણ કરી શકતો નથી. સાસુ સસરાની આમન્યા તેણે જાળવવી

પડે છે. સાળો વયમાં બહુ નાનો હોય તો કંઈ વાત થઈ શકતી નથી. તેને તો પ્યાર જ કરવાનો રહે છે. સાળો સમવયસ્ક હોય તો પણ છૂટ લઈ શકાય નહિ. પણ સાળીઓ એવી હોય છે કે જે તેના બનેવીને માન આપે છે–તેની સાથે મમતા અને મીઠાશથી વાતો પણ કરે છે. વધુ સ્નેહ થઈ જતા બનેવી સાળીની મશ્કરી કરે–તેની સાથે ટીખળ કરે તો તે પણ આ સાળીઓ સહી લે છે. ક્યારેક સાળીઓ ટીખળી પણ હોય છે અને તે બનેવીની એવી તો ખબર લઈ નાખે છે કે બનેવીએ અંતે હાથ જોડીને કહેવું પડે છે–'સાળી સાહેબા ! હવે બસ કરો...' પોતાના પતિનો આ ઉપહાસ સહન ન થતાં મોટી બહેન બોલી ઊઠશે–' હવે બહુ થયું–એમનો કેડો મૂકો.'

એટલે સાળીઓને છેડવી સારી નથી. તેમને તો પ્રેમથી–મીઠાશથી જીતી લેવી કે જેથી જમાઇનું માન સાસરામાં ટકી રહે. સાળીઓ જો વીફરે તો જમાઈને સાસરૂં ખાવા દોડતું થઈ જાય. સાળીઓનું માન જે જમાઈ મેળવે છે તેને જ સાસરામાં સ્વર્ગના દર્શન થઈ શકે છે.

આખી કહેવત આ છે—

સાસરાનું માન સાળીએ,
ને ગાવાનું માન તાળીએ.
જમણનું માન થાળીએ,
ને મોઢાનું માન વાળીએ.

શ્રોતાઓ તરફથી તાળીઓ પડે–' વાહ ! વાહ ! થાય એટલે સમજી જવાનું કે ગાવાનું પસંદ પડયું છે. ઉત્તમ સંગીતને જરૂર માન મળે છે. ઘરમાં કોઈ મહેમાન આવ્યો હશે તો તે કેવો મહેમાન છે તે તને પીરસેલી થાળી પરથી તરત જ જણાઈ જશે. મોંઘો–વહાલો મહેમાન હશે તો તે ભાતભાતના પકવાન પામશે. પણ અણમાનીતો અણગમો ઉપજાવે તેવો હશે તો તેને સાદુ ભોજન જ મળશે. એટલે જ કહેવતે કહ્યું છે કે ' જમણનું માન થાળીએ.'

★

## ૧૩૬ વાતમાં લલ્લુભાઈએ ભરૂચ ખોયું

**ભરૂચ** શહેરે અનેક દુકાળો સહ્યાં છે. પૂર અને રેલની આફતો સહી છે. અહીં જ પેશ્વાઓએ–મરાઠાઓની લુંટફાટ પણ થઈ છે અને અહીં જ અંગ્રેજોના હલ્લા પણ થયાં છે. આ શહેર નવાબી દોર સહ્યો છે. છતાં કહેવાય છે 'ભાગ્યું ભાગ્યું પણ ભરૂચ' ગમે તેવું પણ ભરૂચ તે ભરૂચ જ છે.

સાચી વાત છે અને એટલે જ કહેવાય પણ છે ' લલ્લુભાઈએ વાતમાં ને

વાતમાં ભરૂચ ગુમાવ્યું. ભરૂચ કેવી રીતે ગયું ? તો કહે–' વાત વાતમાં ભરૂચ ખોયું" હવેલી લેતાં ગુજરાત ખોઈ.'

આ લલ્લુભાઈ કે જે ભરૂચને ગૂમાવનાર તરીકે કહેવતમાં ઓળખાયો છે તે હતો ? આ કહેવત કેવી રીતે અસ્તિત્વમાં આવી તે પણ જાણવા જેવું છે.

સ્વ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ શ્રી ફાર્બસ ગુજરાતી ત્રિમાસિકના ૧૯૩૯ જાન્યુ-માર્ચના અંકમાં આ લલ્લુભાઈના ઐશ્વર્યનું વર્ણન કરતાં લખ્યું છે કે, ' લલ્લુભાઈને ઘેર હાથીઓ ઝુલતા, લલ્લુભાઈની હવેલી કે જે આજે પણ ભરૂચમાં છે તે એક મહેલ જેવું મોટું મકાન હતું. લલ્લુભાઈનો ચકલો આજે પણ છે તે માર્ગ પર આ હવેલી આવેલી છે. હવેલીને ૭ માળ હતા. પુષ્પોની વાડી-કમ્પાઉન્ડમાં કૂવો તથા વૈભવના અનેક સાધનો અહીં હતાં.'

**વાતમાં લલ્લુભાઈ એ ભરૂચ ખોયું**

લલ્લુભાઈને અંગેની માહિતી ' ભરૂચ શહેરનો ઇતિહાસ ' લેખક ગણપતરામ હિમ્મતરામ દેસાઈ એમાં વિશેષ પ્રમાણમાં મળી આવે છે. આ પુસ્તકમાં લલ્લુભાઈ બે-ત્રણ અહેવાલો આપ્યા છે. એક અહેવાલ મુજબ લલ્લુભાઈ પોતાની હોંશિયારી આવડતથી નવાબનો ખાસ અને વિશ્વાસુ માણસ બની ગયો. નવાબ તેની જ સલાહ મુજબ વર્તતો. પણ એ વખતે કોઇક કારણસર નવાબે તેને ભારે દંડની સજા કરી. લલ્લુભાઈનું સ્વમાન ઘવાયું. અને તેથી તેણે જ ગુપ્ત રીતે નવાબને ભરૂચમાંથી કાઢવાના પ્રયત્નો કરવા માંડયા. લલ્લુભાઈ પ્રપંચી કાવત્રામાં હોશિયાર મુત્સદ્દી માનવી. તેમણે નવાબને ઊંધા પાટા ભરાવ્યા અને જ્યારે અંગ્રેજ, સૈન્ય ભરૂચ પર ત્રાટકયું ત્યારે ત્રાટકયું ત્યારે નવાબ પાસે ૭૦૦ કસાયલા માણસો હતા. લલ્લુભાઈએ નવાબના આ સૈન્યને કિલ્લામાં જ વહેંચી દેવાની નવાબને સલાહ આપી. નવાબ ભોળવાયો. તેણે માણસોને વહેંચી દીધા. પરિણામે અંગ્રેજો ફાવ્યા. ૩૬ કલાક સુધી નવાબે શહેરનો બચાવ કર્યો હતો.

નવાબે વિચાર્યું–અંગ્રેજો શહેરમાં દાખલ થયા છે. હવે કરવું શું ? તે ઝાડેસરી દરવાજા તરફ કેટલાક સૈનિકોને લઈને આવ્યો. પણ લલ્લુભાઈ એ ત્યાં આવી નવાબને કહ્યું–' હવે આપ અહીંથી નાસી જાવ નહિ તો પકડાઈ જશો....'

નવાબે કહ્યુ : ' કયા ભડોચ જાતી હૈ ?'

લલ્લુભાઈ એ કહ્યું–' ભડોચ જાતી નહિ હૈ. પણ આપ જાતે હૈ....'

આમ આ કહેવતનો પણ જન્મ થયો. ગેઝેટીયરમાં લખેલું છે કે–' વાતમાં વલ્લુભાઇ એ ભરૂચ ખોયું" ( ખોયું એટલે કે પાયમાલ કર્યું'.... )Lalubhai in his talk ruined Broach.

આથી જ કોઈ માણસ વાતોમાં કે પછી ઢીલમાં કોઈ ચીજ–વસ્તુ ગૂમાવે કોઈ કાર્ય માટે વિલંબ કરે ત્યારે કહેવામાં આવે છે–' ઉતાવળ કરો–નહિ તો ભરૂચ ગૂમાવશો. યા તો વાત વાતમાં ભરૂચ ખોયું.' કાર્યની અણઆવડત-દીર્ઘસૂત્રતા તથા આવા જ બીજા કારણોને અંગે પણ આ કહેવતનું પ્રચલન આપણામાં છે.

★

# ૧૩૭ વાણિયાની ગત વાણિયો જાણે

કચ્છી ભાષામાં વાણિયાને લગતી એએક કહેવતો જોરદાર જણાઈ છે. 'વાણિયે જી ગત વાણિયું જાણે' એટલે કે વાણિયાની ગત વાણિયો જાણે. બીજાની એમાં ચાંચ ડૂબે નહિ. અને આથી જ બાદશાહ જેવો અકબર પણ વાણિયાઓથી હારી ગયા હતા. બાદશાહના મનમાં એમ કે વાણિયાઓ તો પોચા છે જરા ડરાવશું-ધમકાવશું એટલે માની જશે. પણ વાણિયો ડાહીમાનો દિકરો. એ કોઈના હાથમાં ન આવે. બીરબલ એ વાત બરાબર જાણે. બીરબલ કહે, 'જહાંપનાહ! આપ ધારો છો એટલા વાણિયા સરળ નથી. તમારી ધાકધમકીને પણ એ પી જાય એવા છે.'

પણ બાદશાહ માને શાનો? તે કહે, 'વાણિયો માટીના લોંદા જેવો પોચો છે. એટલે દબાયો જ સમજવો.'

બીરબલ મૌન રહ્યો.

બીરબલની આ ચૂપકીદી બાદશાહને ન ગમી. તેણે કહ્યું, 'કેમ બીરબલ! મેં કહ્યું એ બરાબર છે ને?'

'ના, સરકાર! વાણિયો પોચો કે ડરી જાય તેવો નથી જ. એની ગત કોઈ પારખી શકતું નથી. ડહાપણમાં તો એને જ શાહુકાર કહેવો પડે. રાજા રાવણની પાસે કોઈ વાણિયો પ્રધાન નહોતો એટલે જ તેને લંકા ગૂમાવવી પડી.

'એમ બાદશાહે ભવા કાઢયાં. વાણિયો હોત તો રાજા રાવણ જીતી ગયો હોત એમ જ તું કહેવા માંગે છે ને?'

'ના, સરકાર! તો રામ અને રાવણનો ઇતિહાસ કંઈક જુદો જ લખાયો હોત' બીરબલે કહી દીધું.

પણ બાદશાહના મનમાં બીરબલની વાત ઠસી નહીં. તો પણ તેમણે કહ્યું ઠીક છે. વાણિયો ડાહ્યો છે—ચતુર છે એવું તું કહે છે ને? મને એ વાત પૂરવાર કરી બતાવ.'

બીરબલે એ વાત પ્રત્યક્ષ રીતે પૂરવાર કરી બતાવવાની બાદશાહને ખાતરી આપી.

થોડાક દિવસો પછી બીરબલે બાદશાહને એક મુઠ્ઠી ભરીને મગના દાણા આપ્યા અને કહ્યું, 'આજે બપોરે મેં દરબારમાં ચારેક વાણિયાઓને બોલાવ્યા છે. આપ તેમને આ દાણા બતાવી તેનું નામ પૂછજો.'

બાદશાહે કહ્યું, 'ઠીક છે. વાણિયો તો મગને તરત જ ઓળખી કાઢશે. કારણ એ એના જેવો પોચો છે. એમાં એથી કોઈ હોંશિયારી દેખાય તેમ નથી. છતાં તું છે તો હું તેમને આ વાત જરૂર પૂછીશ.'

બપોરે દરબાર ભરાયો. ચાર વાણિ શાહુકારો પણ આવ્યા. થોડીક આમ-તેમ વાતો કર્યા પછી બાદશાહે વાણિયા શાહુકારો મગના દાણા બતાવ્યા અને પૂછયું- ' સાહેબો! કોઈ વ્યાપારી મને આ અનાજ

દાણા આપી ગયો છે. એનું નામ તેણે મને કહ્યું હતું પણ હું હાલમાં ભૂલી ગયો છું. આપને તો ખબર જ હશે. એનું નામ શું છે તે આપ કહો ?'

વાણિયાઓએ મગના દાણા હાથમાં લીધા. એ મગ જ હતા. વાણિયાઓ સમજી ગયા કે આ દાણા મગના છે તે બાદશાહ ન જાણે, સમજે તેવો મૂર્ખ તો નથી જ. એ જરૂર જાણે છે પણ તે નથી જાણતો–સમજતો તેવો ઢોંગ કરે છે એમાં જરૂર કંઈ ભેદ ભરમ હોવો જોઈએ. પણ આપણે પકડાઈએ જ નહિ તેવું કરવું જોઈએ. આમ એ ચારે જણે આંખના ઈશારેથી નક્કી કરી દીધું.

તેઓ મગના દાણાને પોતાના હાથમાં લઈ આમ જુએ તેમ જુએ–કંઈક વિચાર કરે તેવું નાટક કરવા લાગ્યા.

તેમના મનમાં હવે ડર પેસી ગયો હતો કે આપણે જો મગનું નામ કહીશું તો બાદશાહ આપણને સજા કરવાનો. એટલે તેઓ શું જવાબ આપવો તેના વિચારમાં ડૂબ્યા.

વાણિયાઓને આમ વિચારમાં ડૂબેલા જોઈ બાદશાહને ચટપટી થઈ. તેણે પૂછ્યું–'શેઠ સાહેબો ! વિચારમાં શું પડયા છો ? એનું નામ શું છે તે કહોની ?

એક શાહુકાર કે જેનો ક્રમ પહેલો હતો તેણે કહ્યું, 'નામદાર આ તો જંગલી અડદ જણાય છે.'

બીજાએ કહ્યું, 'જંગલી અડદ કેવા હોય છે તે હું જાણું છું આ તો મરી છે મરી.'

ત્રીજાએ કહ્યું, 'અડદ પણ નથી અને મરી પણ નથી આ તો કાળા જંગબારી વટાણા છે.'

ચોથાએ કહ્યું, 'હવે ફેંક નહિ જંગબારી વટાણા તે આવા હોય ? આ તો લંકાના કાળા તલ છે, તલ !'

સારોય દરબાર વાણિયાઓની આ અક્કલ પર હસી પડયા. એક ન હસ્યો માત્ર બીરબલ. એ સમજી ગયો હતો કે વાણિયાઓ તેમની ગતમાં જ રમી રહ્યા છે.

બાદશાહથી હવે રહેવાયું નહિ. તેણે કહ્યું, 'અરે વાણિયાઓ ! તમે તે કંઈ ગાંઠા થયા છો. આ તો મગ છે મગ.'

'હા....હા હવે યાદ આવ્યું એજ.... એજ....વાણિયાઓએ કહ્યું.'

'એજ એટલે શું ? એનું નામ તે કહો ?' બાદશાહ વાણિયાઓ પાસેથી મગનું નામ બોલાવવા ઈચ્છતો હતો.

પણ વાણિયાઓ નામ શા માટે બોલે ? કદાચ બાદશાહ કંઈક સજા કરી બેસે તો ? એટલે તેમણે કહ્યું, 'હા–હા નામદાર આપે કહ્યું તે જ....'

'પણ મેં શું કહ્યું તે તો કહો ?'

'એજ એજ....તમે હમણાં જે બોલ્યા અને અમે સાંભળેલું તે પણ અમે હાલમાં ભૂલી ગયા છીએ....'

'શું મગને ?' બાદશાહે કહ્યું.

'હા, નામદાર એજ....'

'એજ એટલે શું તે તો કહો ?' બાદશાહે પૂછયું.'

'બસ, એજ આપ જે બોલ્યા તે....'

'હું શું બોલ્યો હતો ?'

'આપે કંઈક જે નામ કહ્યું હતું તે વાણિયાઓ પણ હવે હઠે ચડયા હતા.'

આખરે બાદશાહે નમતું જોખ્યું. તેણે ફરી કહ્યું, 'આ મગ છે બોલો જોઈએ.'

'હા, આ ચીજ છે....'

અને બાદશાહ હસી પડયો. બીરબલે ખુંખારો ખાધો. બાદશાહે કહ્યું, 'આ વાણિયાઓ ચતુરની માના ખરા-મારા બેટા જાણે છે પણ સપડાઈ કે દંડાઈ જવાની બ્હીકે નામ પણ કહેતા નથી—'

'આપ કહો છો તેવા એ પોચા ખરા ?'

'ના, મારા બેટા ધાકધમકીને પણ પી જાય તેવા છે....' બાદશાહને કહેવું પડયું.

**વાણિયાની બુદ્ધિ ખરે વખતે જ ઝબકે**

વાણિયો ચતુરનો દિકરો તો ખરો જ. બાદશાહને પણ કહેવું પડયું હતું કે વાણિયાઓ ચતુરની માના દીકરાઓ છે. બુદ્ધિ તે તેમના બાપની જ. કહેવત છે કે 'વાણિયાની બુદ્ધિ ખરે વખતે જ ઝળકે અને આ વાત ઇતિહાસે સાચી પણ કરી બતાવી છે.

સિદ્ધરાજ જયસિંહ શહેરો-નગરો જીતતો જીતતો છેક મારવાડની સરહદ સુધી આવી પહોંચ્યો. એને ચક્રવર્તી રાજા થવું હતું. દેશોદેશ પોતાની આણ વરતાવવી હતી.

લાવ લશ્કર સાથે એ મારવાડની ધરતીમાં પ્રવેશ્યો. લોકોમાં નાસભાગ થઇ રહી, ગામો-શહેરો ઉજ્જડ બની ગયા,

એક શહેરનું મહાજન પાઘડી હાથમાં લઈ સમ્રાટની સામે આવી ઊભું રહ્યું. તેમના મસ્તક નમેલાં હતાં. દરેકના હાથમાં પાઘડીઓ હતી.

સમ્રાટ પૂરપાટ ઘોડા પર બેસીને ધસી આવતો હતો. તેણે મહાજનને જોયું. એ સમજી ગયો કે મહાજન શરણાગતિ ઇચ્છે છે. શરણે આવેલા ગામને લુંટવું નહિ એ તેનો નિયમ હતો.

તત્કાળ તેણે અશ્વને ઊભો રાખ્યો. પૂછયું, 'આપ શરણે આવો છો ને ?'

'હા, નામદાર !'

'તો હું આપને અભયદાન આપું છું. આ શહેર પર મારો ધ્વજ ફરકે છે-કબુલ છે ને ?'

'હા-નામદાર ! એક વાત પૂછી શકીએ.'

'જરૂર....'

'આ શહેર જીતીને આપ કયાં જશો ?'

'આગળ.'

'એ પછી આપ....'

'એ બાદ વધુ આગળ ને આગળ-સારુંય મારવાડ કબજે કરી લઇશ'-સિદ્ધરાજે કહ્યું.

'એ પછી કયાં જશો ?'

'બીજા દેશો જીતી લઇશ-'

'તે પછી....?' શાહુકારોનો પ્રશ્ન ચાલુ જ હતો.

'પછી હું આરામ લઇશ-' સિદ્ધરાજને કહેવું પડયું.

'જે આરામને આપ ઝંખી રહ્યા છો તે આરામ, શાન્તિ આજે આપ કેમ લેતા

નથી ? અન્તમાં તો આપ આરામ જ લેવાના છો ને ? તો એ શાન્તિ આજે પણ આપ પામી શકો તેમ છે.'

સિદ્ધરાજ વિચારમાં ડૂબ્યો.

'મહારાજ ! અન્ત સમયે માત્ર ત્રણ હાથ જ જમીન જોઈએ છે. જેમ જીવવાને માટે મુઠ્ઠીભર અનાજ જોઈએ તે જ મુજબ કફન માટે ત્રણ હાથ જમીન બસ થઈ જાય છે. તો પછી આટલો બધો અત્યાચાર–આટલી બધી લુંટફાટ–આટલી બધી જીવહાનિ શા માટે ? આપના પરાક્રમથી આપ મહારાજા બની ચૂકયા છો. ચક્રવર્તી પણ પછી–આ બધી લાલસા-લોભ-મોહ શા માટે....? '

મહાજન સમ્રાટને પગે પડયું. પાઘડીઓ તેમણે એમના પગ આગળ મૂકી દીધી...

સમ્રાટ થંભી ગયો, ગહન વિચારમાં તે ડૂબી ગયો. અને પછી જાગ્યો હોય તેમ ઝબકીને તેણે પોતાનો અશ્વ પાછો વાળ્યો. સૈન્યને હુકમ કર્યો'–' ઘર તરફ ધસો....'

અણીને વખતે ઝબકેલી વાણિયાઓની બુદ્ધિએ વધુ જીવહાનિ અને લુંટફાટને પણ ઉગારી લીધી હતી........





## ૧૩૮ વાણિયાની નાતમાં દાઢી મૂછ મૂકયાં

એક ગુન્હો–કાર્ય બીજું કરી જાય અને તે બદલ બીજો પકડાઈ જાય ત્યારે સ્વાભાવિક રીતે જ કહેવામાં આવે છે–કર ગયા દાઢીવાલા, પકડ ગયા મૂછીવાલા.

અંગ્રેજીમાં એક ટૂચકો છે. પ્રસૂતા જ્યારે બાળકને જન્મ આપે ત્યારે આતુરતાથી લોકો પૂછે છે-' શું આવ્યું ? બ્લેડ કે પાવડર ? પેટીકોટ કે પેન્ટ. મતલબ એ કે પ્રસૂતાને છોકરો આવ્યો છે કે છોકરી.

### દાઢી પહેલાં દીકરી આવી

આવા જ પ્રકારની એક કહેવત આપણામાં છે. એ છે 'દાઢી પહેલાં દીકરી આવી.' આશા હતી દાઢીની એટલે કે પુત્રની પણ આવી ગઈ પુત્રી.

દાઢીની બહુ વાત કરી પણ માણસ દાઢી અને મૂછ વગરનો કેવી રીતે થયો ને પણ જાણવા જેવું છે.

કહેવાય છે કે ૨૨૦૦ વર્ષની વાત પર રોમનોએ દાઢી રાખવાનું બંધ કર્યું હતું. મહાન સિકંદર પોતાના સૈનિકોને દાઢી સાફ કરાવવાની ફરજ પાડતો. તેનું કહેવું હતું કે દાઢી દુશ્મનોને મદદરૂપ થઈ પડે છે,

### દાઢીવાળાને ફટકાવો

પણ દાઢી માટેનો જુલમ-ત્રાસ તો પીટર ધી ગ્રેટે કર્યો. જે દાઢી રાખે તેની પાસેથી આ રાજવીએ સો રૂબલનો દંડ લેવા માંડ્યો. તેની આજ્ઞા હતી 'જે દાઢીવાળો દેખાય તેને ફટકાવો. પીટરના આ જુલ્મથી રશિયન ભાષામાં એક કહેવતનો ઉદય પણ થયો-'દાઢીનો દુશ્મન એટલે પીટર ધી ગ્રેટ.'

હેકાયતે લતીફમાં એક વાત છે એક ફિલસૂફને પોતાના કુકર્મ માટે પસ્તાવો થયો. એટલે તેણે પોતાની દાઢી સાફ કરાવી નાખી. લોકોએ પૂછયું—'આપે આમ કેમ કર્યું ?'

ફિલસૂફે જવાબ આપ્યો, 'આ દાઢી પાપાચરણોમાં ઉગી હતી એટલે !'

ભારતમાં દાઢી-મૂછ સાફ કરાવવાની પ્રથા અંગ્રેજોના શાસનથી જ શરૂ થઈ કહેવાય. નમૂછીયા અને દાઢીવાળા ગોરાઓને જોઈને હિંદીઓએ પણ પોતાના દાઢી-મૂછ મુંડાવવા માંડયા. આ ચેપ એવો તો તરત જ ફેલાઈ ગયો કે ઉર્દુ કવિઓને તેની મજાક પણ સૂઝી. એક કવિએ કહ્યું :

વહ તરક્કી લોર્ડ કર્ઝન કી બદૌલત હો ગઈ દાઢી કિસ ગિનતીમેં,
મુછેં ભી સફાયા હો ગઈ!

વ્યંગના બાદશાહ કવિ અકબરે પણ દાઢી માટે કહ્યું :

કર દિયા કરઝનને જન (સ્ત્રી),
મરદો કી સૂરત દેખિયે,
આબરૂ ચેહેરે કી સબ ફૈશન,
બતાકર પૂંછ લી;
સચ યહ હૈ ઈન્સાન કો,
યૂરૂપને હલકા કર દિયા.
ઈબીદા (આરંભ) દાઢી સે કી ઔર
ઇન્તહા (અજા) મૈ મુછ લી.

વાણિયાની નાતમાં દાઢી-મુછ મુકયાં.

આપણી કહેવતે પણ આ અંગે કહ્યું છે—

દાઢી મૂછો મુંડાવીને,
નવરૂં કીધું મુખ,
શોભા સઘળી જતી રહી,
પણ સિરાવ્યાનું સુખ.

કોઈ એક મુલ્લાને વાણિયાની નાતમાં જમવા જવાનું મન થયું. પણ એ જાય કેવી રીતે ? દાઢી-મૂછ એટલે તરત જ ઓળખાઈ જાય. આથી તેણે પોતાના દાઢી-મૂછને મુંડાવી નાખ્યા અને ધોતીયું પહેરી વાણિયાની નાતમાં ઘૂસી ગયો. પેટભરીને તે જમ્યો. તેનું મન પ્રફુલ્લ બની ગયું.

બીજે દિવસે તેના એક ઓળખીતાએ પૂછયું, 'મિયાં ! દાઢી-મૂછ કયાં મૂકયા ?'

તો તેણે જવાબ આપ્યો, 'વાણિયાની નાતમાં મૂકયાં.'

તેનું કહેવાનું તાત્પર્ય એ હતું કે દાઢી-મૂછ મુંડાવીને પણ હું વાણિયાની નાતમાં જમ્યો. એને દાઢી-મૂછ ગૂમાવ્યાનો શોક નહોતો પણ સારૂં સારૂં જમવાનો આનંદ હતો.

## ચોર કી દાઢી મેં તિનકા

એક હિંદુસ્તાની કહેવત છે, ' ચોર કી દાઢી મેં તિનકા ! ' આ કહેવતની કથા પણ મઝાની છે.

કોઈ એક કાજી એક ચોરીના મામલામાં વિચાર કરી રહ્યો હતો. જે માણસો પર તેને શંકા હતી તે સૌ તેની સામે ઊભા હતા. મામલો ગૂંચવણભર્યો હતો. અપરાધી કોણ તે વિષયમાં કાજી કંઈ નિર્ણય કરી શક્યો નહિ એટલે તેણે એક હિકમત વાપરી. તેણે કહ્યું, ' જે ચોર છે તેની દાઢીમાં તણખલું બાઝયું છે.'

કાજીના આ શબ્દો સાંભળી જે ચોર હતો તેને શંકા થઈ, શું ખરેખર ? મારી દાઢીએ ઘાસનું તણખલું વળગ્યું છે. બીજા બધા તો શાન્ત જ રહ્યા પણ આ ચોર, માણસને શંકા સતાવી રહી એટલે તેણે પોતાની દાઢીએ હાથ ફેરવી ખાતરી કરવા માંડી કે તેની દાઢીએ તણખલું છે કે નહિ.

કાજી આ માણસની હીલચાલ જોઈ રહ્યો હતો. તેણે તરત જ તેને પકડાવી લીધો અને પછી ધમકી આપતાં તેણે પોતાનો ગુન્હો કબૂલી લીધો.

આમ દાઢી ચોરને પકડવામાં પણ કારણભૂત બની ગઈ.



# બૃહદ કહેવત કથાસાગર

# વિભાગ-૭

(ભારતની વિવિધ ભાષાઓની પ્રચલિત કહેવતો કથાનકો–પ્રસંગો વગેરેથી સભર. અનેક લોકદુહાઓ–કહેતીઓ–ઉદાહરણોથી ભરપૂર. કહેવત કથા સાહિત્યનો નિચોડ.)

# ૧૩૯ વાણિયા રે વાણિયા, સાથે રેલા તાણીયા

કવિ ક્ષેમેન્દ્રે 'કલા વિલાસ' નામનો એક નાનો ગ્રંથ રચ્યો છે. એમાં તેણે બીજાઓની કળાની જેમ જ વાણિયાની ૬૪ કળા પણ વર્ણવી છે. આ કળાઓ વર્ણવી ક્ષેમેન્દ્રે કહ્યું છે કે વાણિઓ ચતુર-બુધ્ધિમાન-હોશિયાર-અને સમયને પારખનારો હોય .છે. એનામાં લોભવૃત્તિ પણ ખરી અને ચતુરાઈ પણ ખરી. ભયથી એ ડરે-લાંચ રૂશ્વત લે પણ પાછો શાહુકાર થઈ જાય. એ ડરપોક પણ ખરો અને સમય આવે હિકમત વાપરી સામાનું શિર પણ છેદી નાખે તેવો કાવત્રાબાજ પણ ખરો.

વાણિયાના સ્વભાવ, એમના દોષ, એમની ચતુરાઈ અંગે અનેક કહેવતો પણ છે. 'વાણીઆ મૂછ નીચી તો નીચી.' પઠાણ બચ્ચાને માત્ર વાતોમાં જ પાયમાલ કરી નાખનારા એક ચતુર વાણિયા પરથી આ કહેવતે જન્મ લીધો છે. 'વાણિયાનો જીવ પેટમાં' 'વાણિયો પોતાનો ગોળ પણ ચોરીને ખાય.' 'વાણિયો વરઘોડે અને વોહોરો રોડે-એટલે કે વાણિયો વરઘોડા પાછળ ધૂમ ખર્ચ કરશે. જ્યારે વોહોરાજી મકાનમાં વધુ ખર્ચ કરશે.

વાણિઆના સ્વભાવને અંગે આપણી કહેવતે કહ્યું છે -

વાત કરતાં આડું બોલે,
પૈસા લઈ ને ઓછું તોળે,
ઢેઢને અડકી ધર્મ બોળે,
તેને થાલા જમને ખોળે.

વચ્ચેનો કંદ તે આરોગે નંદ

વાણિયા ન્યાય તોલવામાં ચતુર અને પોતાના સ્વાર્થને આગળ કરનારા હોય છે. આ અંગેની એક કહેવત છે.

અગ્રે અગ્રે વિપ્ર, જટાળો તે જોગી,
અને વચ્ચેનો કંદ તે આરોગે નંદ

આ કહેવત અંગેની એક વાર્તા રસિક છે. એક શેરડીનો સાંઠો બ્રાહ્મણ તથા જોગી માગી લાવ્યા. તેમને એની વહેંચણીમાં વાંધો પડયો. આથી ફેંસલો કરવાનું કામ તેમણે વાણિયાને સોંપ્યું. વાણિઆએ સાંઠાની વહેંચણી કરી 'અગ્રે અગ્રે....સૌથી પહેલો પૂંછડા તરફનો તે વિપ્રને, થડીઆના ભાગને મૂળીયાં વળગેલાં તે ભાગને જટાવાળો ઠેરવી જોગીને આપ્યો ને પૂંછડી તથા મૂળ વચ્ચેની ગાંઠલી તે વાણિયાએ વહેંચણીની મહેનત બદલ પોતે રાખી. આથી કહેવત પણ પડી-વચ્ચેનો કંદ ગાંઠલી, તે આરોગે નંદ વાણિયો-

## પાઘડી સંભાળતા દરબારમાં ઘૂસી જાય.

આગળના સમયમાં વાણિઆઓ રાજ-દરબારમાં સારી રીતે પ્રવેશેલા હતા. એમાં પણ તેઓ કુનેહ અને ચતુરાઇ દાખવી

આગળ વધતા. વાણિઆઓની ૬૪ કળાઓમાં એક કળા રાજદરબારમાં જતાં 'ઘેલાં ગાંડા થવુ' એ કળા પણ છે. દરબારમાં જતા સિપાઈ ધપ્પો મારે તો પણ ખાઈ લે. ને કહેશે– સિપાઈ બાવા, માફ કરો. બહુ મહેરબાની– એમ કહેતાં પાઘડી સંભાળતાં દરબારમાં ઘૂસી જશે.

### પાઈ હરામ કરે પણ રૂપિયો કમાઇ લે

દ્વિઅર્થી ભાષા તો વણિકની જ. એવી ભાષા બોલે કે જેના બે અર્થ થાય. દા. ત. વાણિયો વસ્તુ આપતાં લેતાં કહે છે તમારામાં ખાય તે ઢેડો. મતલબ કે તમારા ભાણામાં ઢેડો ખાય–હું ન ખાઉં અથવા તમારામાં ઢેડો ખાય અમારે શું ?

એ કહેશે– અડધી પાઈ હરામ છે. એનો અર્થ એ કે તે અડધીને હરામ કરશે પણ બદલામાં રૂપિયો કમાઈ લેશે.

'વાણિયા ચતુરના દીકરા' 'ચતુરાઈ તો કે વાણિયાના બાપની જ.' આ કહેવતો પાછળ ગંભીર તત્ત્વ અને સચ્ચાઈનો રણકો પણ દેખાશે જ. વાણિયો વ્યાપાર કરવાને બહાને પ્રવેશે. અને પછી તે આખો દેશ પોતાને કબજે કરી લે. આ વાત ઈસ્ટ ઈન્ડિયા કંપની અને હિંદના દાખલાથી સારી રીતે પૂરવાર થઈ જાય છે.

### વાણિયો ગાંડો ઠર્યો

વાણિયાની ચતુરાઈનો એક કિસ્સો જાણવા જેવો છે–એક વખતે એક રાજાની બે રાણીઓની બે દાસીઓ માર્ગમાં લડી. ત્યાં એક વાણિયાનો દીકરો જોવા ખાતર ઊભો હતો. દાસીઓની મારામારીની ફરિયાદ રાજા પાસે ગઈ. બન્નેએ પોતપોતાના બચાવમાં વાણિયાના દીકરાને રજુ કર્યો. રાજાની રાણીઓએ નક્કી કર્યું કે જો વાણિયો આપણી તરફ સાક્ષી ન આપે તો પછી તેને સખ્ત સજા કરાવવી. આ વાતની વાણિયાને ખબર પડી. એ ગભરાયો પણ ચતુરાઈ વાપરી. પોતે સાક્ષી આપવા ગયો. ત્યાં રાજા જે જે પ્રશ્નો પૂછે કે તું જાણે છે ? ત્યાં બોલે –'હા...હા ....હા....હા....' શું જાણે છે ? તો કહે....લડી લડી....લડી....લડી....લડી ...' આમ જવાબો તેણે એક ગાંડાની જેમ આપવા માંડયા. આથી રાજાને લાગ્યું કે એ ગાંડો છે અને તેને છોડી મૂકયો.

### વાણિયાએ કેવી રીતે વેર વાળ્યું

વાણિયો સમય આવે જરૂર વેર વાળશે. એના મૌનમાં પણ કાંટા હોય છે. એક વખતે એક રાજાના વાણિયા દિવાનને કોઈએ ધપ્પો માર્યો. વાણિયો ચૂપ રહ્યો. કારણ તે સમયે એ જો બૂમાબૂમ કરે તો લોકોમાં આ વાતની જાણ થઈ જાય અને પોતાની આબરૂ જાય એટલે તે ચૂપ જ રહ્યો. પણ એ જ માણસ એક બીજા વાકયમાં સપડાયો એટલે વાણિયાએ પોતાનું વેર રાખીને તેને સખ્ત સજા કરી.

### વાણિયો તાળી આપવામાં હોશિયાર

વાણિયો તાળી આપવામાં કુશળ હોય છે. આ તેનો એક સ્વભાવ જ હોય છે. કહેવત પણ છે– રાજા રીઝે તો ગામ આપે. બ્રાહ્મણ રીઝે તો આશીર્વાદ દે પણ વાણિયો રીઝે તો

હી...હી.. હા....હા....કરતો તાળી આપી દેશે. પછી કહે પણ ખરો 'કેમ ભાઈ!' કેવી મઝા પડી!!'

વાણિયાની જાત પોચી પણ ખરી. તેમના આ પોચા નરમ અને ડરપોક સ્વભાવ પર આપણી એક કહેવત છે–

વાણિયા આ રે વાણિયા સાથે રેલા
તાણીયા, ત્યારે જાણ્યા વાણિયા'

આ કહેવત અંગેની એક વાર્તા જાણવા જેવી છે.

વાર્તા

કેટલાક વાણિયાઓ પરદેશ કમાવાને ગયા હતા. ત્યાં પાંચ સાત વર્ષ રહ્યા. સારૂં કમાયા એટલે તેમણે નક્કી કર્યું કે હવે આપણે ગામ જવું. માર્ગમાં લુંટારાઓનો ભારે ભય એટલે તેમણે સોનામહોરોને વાંસળીમાં ભરી. વાંસળીઓ કેડે બાંધી તેઓ માર્ગ કાપવા લાગ્યા.

તે વખતે હથિયારો રાખવાની છૂટ હતી. આથી વાણિયાઓએ તલવાર ભાલા–બરછી વગેરે જે કંઈ આવ્યું તે હાથમાં પકડયું હતું. આવા હથિયારબંધ ટોળાને લૂંટવાની-તેને પડકારવાની કોઈની છાતી ચાલી નહિ એટલે આ વાણિયાઓ સહીસલામત રીતે ગુજરાતની હદમાં પ્રવેશી ગયા.

અહીં પણ ટોળીઓ–લૂંટારાઓનો ભય તો હતો જ. આઠ–દશ કોળીઓ તેમને સામા મળ્યા. પણ વાણિયાઓ સંખ્યામાં વધુ હતા એટલે કોળીઓની હિંમત ન ચાલી. લુંટવા માટેની તેમની ઇચ્છા તો હતી જ પણ કદાચ આ રાજપૂતો હોય અને તલવાર ચલાવી દે તો તેઓ માર્યા જાય. આ ભયથી કોળીઓ ચૂપ રહ્યા.

પણ એટલામાં એક બનાવ બન્યો. એક વાણિયાને પેશાબ લાગ્યો. એ જરા દૂર જઈ પેશાબ કરવાને બેઠો. એનું જોઈને બીજો વાણિયો બેઠો. ત્રીજો બેઠો. અને પછી તો બધાં જ વાણિયાઓ પેશાબ કરવાને માટે હારમાં બેસી પડયા. એક અનુભવી કોળીએ આ જોયું. તેણે પોતાના સાથીને કહ્યું, 'અરે, આ તો વાણિયા છે.' બીજા કોળીએ પૂછયું– 'તેં શા ઉપરથી જાણ્યું?' તો કહે–સાથે રેલા તાણીયા....

અને પછી આ પાંચ–સાત કોળીઓએ વાણિયાની જાતને પોચી–ડરપોક માની તેમના ઉપર હુમલો કર્યો અને બધાને લુંટી લીધા. આ ઉપરથી કહેવત પડી વાણિયા રે વાણિયા, સાથે રેલા તાણીયા, ત્યારે જાણ્યા વાણિયા.



# ૧૪૦ વાવડી ચસ્કી

વાવડી ચસ્કી

'વાવડી ચસ્કી' એ એક નાની સરખી કહેવત છે પણ તેનો સંબંધ મનુષ્યની બુદ્ધિ સાથે પણ રહેલો છે. મગજ ચસ્કે તો જ મૂર્ખાઈભરેલા પ્રયત્નો થાય. વાતો થાય. કાર્યો થાય. હાસ્યાસ્પદ પ્રયત્નો–અક્કલ વગરની વાતોને માટે આ કહેવતનો ઉપયોગ થાય છે.

'વાવડી ચસ્કી' આ કહેવત અંગેની એક વાર્તા છે. રસિક વાત છે—

એક ગામમાં હજામોની ન્યાત મળી. ગામેગામથી હજામો આવ્યા. જે મહોલ્લામાં આ બધા એકત્ર થયા હતા તે મહોલ્લો હતો સાંકડો. વળી વચમાં એક વાવ પણ આવતી હતી. આ વાવ હતી નાની. એક–બેએ કહ્યું–'આ વાવને ખસેડી હોય તો?'

'હા–હા. બરાબર છે. એને ખસેડીયે તો ઠીક રીતે આપણે અહીં સમાઈ શકીએ.'

'પણ વાવને ખસેડવી કેવી રીતે?' ત્રીજાએ ટાપસી પૂરી.

'કેવી રીતે શું? દોરડાથી. આપણે અહીં કમ આદમીઓ છીએ શું? દોરડું બાંધી ખેંચીશું એટલે વાવને ખસવું જ પડશે.' ચોથાએ હવે આ વાતમાં રસ બતાવી કહ્યું.'

'દોરડું લાવવું કયાંથી? વળી પૈસા પણ જોઈએ મારી વાત માનો તો કહું આપણા ફાળીયા કાઢો. એને ભેગાં કરી પછી વાવને ખેંચી કાઢીશું.'

'વાહ! બુદ્ધિની વાત કરી. ધનાભાઈ! આ જ વાત બરાબર છે–કાઢો–ફાળીયા....' અને આ કહેતાંની સાથે જ મગનભાઈ–પશાભાઈ–કાનાભાઈ–દામાભાઈ વગેરે સૌએ પોતપોતાના ફેંટા કાઢયા. તેનું દોરડું જેવું બનાવ્યું પછી વાવની ફરતે તેને વીંટા પછી બધાએ ભેગાં મળીને એ દોરડું ખેંચવા માંડયું—

'ખેંચો ભાઈ ખેંચો....'

'હા–ખેંચો....ખેંચો...

ત્યાં તો ચરરરર અવાજ થયો. એટલે એકે કહ્યું–'અલ્યા, વાવડી ચસ્કી!....

'હા–હા–વાવડી ચસ્કી....

'ખેંચો જોરથી–ધનાભાઈ કાઢો જોર....

અને સર્વ હજામભાઈઓએ જોર કરી દોરડું ખેંચ્યું–ચરરરર....ચરરરર....અવાજ વધુ પ્રમાણમાં થયો– હજામો કૂદતાં કૂદતાં બોલ્યા–'વાવડી ચસ્કી! વાવડી ચસ્કી!'

અને હજામોએ પાછું જોર કર્યું– ભમ દેતું દોરડું તૂટયું....એનો આંચકો–ધક્કો એવો તો જોરથી લાગ્યો કે દોરડું તૂટતાં જ હજામો જોરથી જમીન પર પછડાયા–અનેકના માથાં ફુટયા–કેટલાકના હાથપગ પણ તૂટયા.

બે–ચાર ભાઈઓ આ તમાશો જોઈ રહ્યા હતા. તેમણે કહ્યું–'વાવડી નહોતી ચસ્કી પણ મગજ ચસકયું હતું...'



# ૧૪૧ વિદ્યા કરતાં બુદ્ધિ શ્રેષ્ઠ છે

એક કહેવત છે-વિદ્યા કરતાં બુદ્ધિ શ્રેષ્ઠ છે. આ કહેવતનો પાયો છે-' લોકાચાર જાણે તે જ ખરો પંડિત,' શાસ્ત્ર કુશળ પણ વ્યવહાર શૂન્ય પંડિત મૂર્ખ જ ગણાયો છે. વ્યવહાર બુદ્ધિને ઓપ આપે છે. આચાર વગરની વિદ્યા વિષ છે. આ કહેવતો પણ આપણા સાહિત્યમાં છે. પંચતંત્ર-હિતોપદેશમાં આવી કહેવતો ભારોભાર છે.

એક જ ગામના ચાર પંડિતો પરદેશ ગયા. વિદ્યાભ્યાસ કર્યો. સર્વ શાસ્ત્રમાં કુશળતા પ્રાપ્ત કરી. હવે જાણવાનું કંઈ જ બાકી નહોતું એટલે તેઓ પોતાને ગામ જવા નીકળ્યા.

આગળ જતાં બે માર્ગ આવ્યા. ચારે પંડિતો અટકી ગયા. વિચારવા લાગ્યા. કયા માર્ગે જવું? એટલામાં તેમણે એ રસ્તેથી એક શબને લઈ જતાં ડાઘુઓ જોયા. એક પંડિતે કહ્યું-' હવે વિચારવાની કોઈ જરુર નથી.' મહાજનો યેન ગતઃ સ પંથાઃ મહાજન જે માર્ગે જાય છે તે જ માર્ગ ગણાય છે. માટે આપણે પણ મહાજનને માર્ગે જ જવું.

ચારે પંડિતો હવે મહાજનના મંડળની સાથે આગળ-આગળ ચાલવા લાગ્યા. એટલામાં સ્મશાનમાં એક ગધેડાને જોયો. બીજા પંડિતે તરત જ કહ્યું:-

આતુર વ્યસને પ્રાપ્તે દુર્ભિક્ષે શત્રુ સંકટે,
રાજદ્વારે સ્મશાને ચ યસ્તિષ્ઠતિ સ બાન્ધવઃ

' આતુરતાનો વખત આવે, દુઃખ-આપત્તિ આવી પડે ત્યારે, દુકાળ આવી પડે ત્યારે, શત્રુ તરફથી સંકટ આવે ત્યારે રાજદ્વારમાં અને સ્મશાનમાં જે માણસ સહાય કરે છે. તે બાંધવ ગણાય છે.'

માટે ભાઈઓ! આ તો આપણો સખા છે-બાંધવ છે. એને ભેટો. તરત જ પંડિતોમાંનો એક તેની કોટે વળગ્યો, બીજો તેના પગ સાફ કરવા લાગ્યો, ત્રીજાએ તેના દેહ પર હાથ ફેરવવા માંડયો. આમ આ પંડિતો ગધેડાની સેવામાં લીન હતા ત્યાં જ તેમણે એક દિશામાંથી ઊંટને આવતો જોયો. પંડિતોએ ઊંટ જોયેલો નહિ એટલે તેઓ આશ્ચર્યથી બોલી ઊઠયા. 'આ શું છે?'

જે પ્રિય છે તેને ધર્મની સાથે જોડો

એક પંડિતે તરત જ કહ્યું, ' ધર્મસ્ય ત્વારિતા ગતિઃ' ' ધર્મની ગતિ ઉતાવળી હોય છે.' આ ઉતાવળો આવે છે માટે એ ધર્મ છે.'

બીજા પંડિતે કહ્યું-' વાત સાચી છે. શાસ્ત્રોએ કહ્યું છે. **ઈષ્ટં ધર્મેણ યોજયેત** એટલે કે વહાલાને જે પ્રિય છે તેને ધર્મની સાથે જોડવો જોઈએ.' એટલે પંડિતોએ ગધેડાને પોતાનો પ્રિય માનીને તેને ઊંટની કોટે લટકાવ્યો. રસ્તેથી પસાર થનારા એક

માણસે આ વાત ગામના ધોબીને કરી. ધોબી ઊખડતો–ગુસ્સે થતો ડંડા સાથે ત્યાં દોડી આવ્યો. કારણ એ ગધેડો તેનો હતો. પંડિતો ધોબીનો ક્રોધ જોઈ ત્યાંથી છ–પાંચ ગણી ગયા. જરાક આગળ જતાં એક નદી આવી. આ નદીમાં એક ખાખરાનું પાંદડું તરતું હતું. આ જોઈ એક પંડિતે કહ્યું.

**આગમિષ્યતિ યત્પત્રં તદસ્માંસ્તારયિષ્યતિ**

'જે પાંદડું આવે છે તે આપણને તારશે.' આમ કહીને તે પાંદડાં ઉપર પડ્યો. તેના પડતાંની સાથે જ તે નદીમાં તણાવા લાગ્યો. તેને તણાતો જોઈને બીજો પંડિત તેની ચોટલી પકડીને બોલ્યો.

**સર્વનાશે સમુત્પન્ને અર્ધં ત્યજતિ પંડિતઃ**
**અર્ધેન કુરુતે સર્વનાશો હિ દુઃ સહઃ**

સર્વ વસ્તુનો નાશ થવા માંડે ત્યારે પંડિત અર્ધ વસ્તુનો ત્યાગ કરે છે અને અર્ધાથી કામ કરે છે. કારણ, સર્વ વસ્તુનો નાશ સહન થઈ શકતો નથી.

આમ કહીને મૂર્ખ પંડિતે તેનું માથું કાપી લીધું અને પછી તેઓ ત્યાંથી પાછા ફર્યા. એક ગામમાં તેઓ દાખલ થયા. એટલે ગામલોકોએ આ પંડિતોને જુદે જુદે ઘેર જમવાના નિમંત્રણો આપ્યા.

એક પંડિતના ભોજનમાં ઘી તથા ખાંડવાળી સૂતરફેણી આવી એટલે પંડિતે કહ્યું **દીર્ઘસૂત્રી વિનશ્યતિ** દીર્ઘસૂત્રી વિનાશ પામે છે. આમ બોલી તે ભાણા પરથી ઊઠી ગયો. બીજા પંડિતના ભાણામાં કોબીનું શાક આવ્યું. આ જોઈ તે બોલ્યો—

**અતિ વિસ્તરવિસ્તીર્ણં નભવેત્તચ્ચિરાયુષમ્.**

'જે ઘણા વિસ્તારવાળું હોય છે, તે લાંબો કાળ આયુષ્ય ભોગવતું નથી.' આટલું બોલી ભોજન ત્યજી તે ચાલતો થયો.

ત્રીજો જમવા ગયો તો તેના ભોજનમાં વડાં પીરસવામાં આવ્યાં. પંડિતે વડા જોઈ કહ્યું.

**છિદ્રેષ્વનર્થા બહુલીભવંતિ**

'છિદ્રોમાં ઘણા અનર્થો હોય છે.' આમ કરીને તે પણ ઊઠી ગયો. આમ આ ત્રણે પંડિતો ભૂખ્યા રહ્યા. અને લોકોની હાંસીના પાત્ર થઈને તે ગામમાંથી પોતાના દેશમાં આવ્યા.

આ પંડિતો વિદ્વાન હતા. કષ્ટ–સાધના કરી તેઓ વિદ્યા ભણ્યા હતા પરંતુ વિદ્યાની સાથે જે લોકાચાર જોઈએ–જે વ્યવહારૂ બુદ્ધિ જોઇએ તેનો એમનામાં અભાવ હતો અને એટલે જ તેઓ મૂર્ખ 'ભણ્યા પણ ગણ્યા નહીં' જેવા જ કહેવાયા.

**વિદ્યા કરતા બુદ્ધિ શ્રેષ્ઠ છે**

આજ કહેવતનું એક બીજું પાસુ પણ છે. 'વિદ્યા ઉત્તમ ગણાતી નથી પણ બુદ્ધિ ઉત્તમ ગણાય છે.' 'વિદ્યા કરતાં બુદ્ધિ શ્રેષ્ઠ છે' આ કહેવતો અંગેની એક વાત નીચે મુજબની છે—

ચાર મિત્રો હતા. આમાંના ત્રણ વિદ્વાન હતા. પણ બુદ્ધિ વગરના. એક શાસ્ત્રો ભણેલો નહોતો તો પણ તે બુદ્ધિશાળી હતો. ચારે

જણા એક રાજાને ત્યાં ધન યાચના માટે જઈ રહ્યા હતા.

રસ્તામાં આ ચારે જણાઓએ એક સિંહનાં હાડકાં જોયાં. એટલે એકે કહ્યું. આપણે જે મૃત સંજીવની વિદ્યા શીખ્યા છીએ તેની પરીક્ષા કરીએ. ચારેયે કહ્યું. 'ઠીક છે.'

એટલે એક જણે હાડકાં ભેગાં કર્યાં. બીજાએ પોતાની વિદ્યાના બળથી તેમાં ચામડું નાખ્યું. લોહી માંસ અને જીવ પણ નાખ્યાં હવે ત્રીજાએ કહ્યું 'હું મૃત સંજીવની વિદ્યા શીખ્યો છું. હું એને સજીવન કરીશ.' એએ કહ્યું 'હા. તું તારી વિદ્યાનું પારખું કર.'

પેલો અભણ પણ બુદ્ધિમાન બોલ્યો, 'મારા પંડિત ભાઈઓ આ સિંહ જો સજીવન થશે તો તે જીવતો થતાં આપણને જરૂર મારી નાખવાનો.'

પણ ત્રણે શાસ્ત્રજ્ઞ પંડિતોએ કહ્યું– 'ગમે તે થાય અમારે અમારી વિદ્યાનું પારખું તો કરવું જ રહ્યું.' કહી ત્રીજા પંડિતે સજીવન માટેનો શ્લોક ભણવાની તૈયારી કરી.

એટલે બુદ્ધિમાને કહ્યું–'ભાઈ, જરા ઊભો રહે. મને આ ઝાડ ઉપર ચઢી જવા દે. પછી તારે જે કરવું હોય તે કરજે. કહીને એ બુદ્ધિશાળી પણ અભણ માનવી એક મોટા ઝાડ પર ચઢી ગયો.

પેલાએ હવે સજીવન મંત્ર ભણ્યો. મંત્રમાં શક્તિ હતી એટલે તત્કાળ મરેલો સિંહ જીવતો થઈ ગયો. તેમ તરત જ ત્રણે પંડિતોને પંજામાં પકડયા અને તેમને મારી નાખ્યા.

ત્રણ પંડિતો ભણેલા પણ બુદ્ધિ વગરના હતા. એટલે તેમણે જીવ ગૂમાવ્યા. જ્યારે જે અભણ પણ બુદ્ધિશાળી હતો તે પોતાની બુદ્ધિના બળે જીવી ગયો.





# ૧૪૨ વિશ્વ વિગ્રહે આપેલી કહેવતો

બીજા વિશ્વવિગ્રહ પછી આપણા ગુજરાતી સાહિત્યમાં ઘણી નવી કહેવતો પ્રવેશી છે અને આજે તે કહેવતો આપણા સમાજ-વ્યવહારમાં એટલી તો રૂઢ થઈ ગઈ છે કે આપણે તેનો ઉપયોગ હાલતાં ચાલતાં કરીએ છીએ. આવી કહેવતોમાં એક કહેવત અતિ પ્રસિદ્ધ અને જાણીતી છે–આ કહેવત છે ૪૨૦ની 'આ માણસ ચારસો વીસ છે' યા તો મગનભાઈ કેવા માનવી છે? વિશ્વાસ મૂકી શકાય?

જવાબ મળશે, 'ના, તેઓ તો ચારસો-વીસ (૪૨૦) છે.'

'અમુક માણસ ચારસો વીસ છે....' આમ કહેવાય છે. આ '૪૨૦' એ શું છે?

### ૪૨૦ એટલે શું?

આ આંક ૪૨૦-એ ઈન્ડિયન પીનલ કોડની ૪૨૦મી કલમ છે આ કલમમાં ઠગાઈ-ઠગબાજી-દગાબાજી- ધૂર્તવિદ્યા- છેતરપીંડી-છળકપટ-અપ્રમાણિકતા વગેરેની વ્યાખ્યા આપેલી છે. ૪૨૦ની આ કલમમાં અપ્રમાણિકતા-બનાવટ-છેતરપીંડી-અનીતિમય કાર્ય કે વર્તનની વિગતો ચર્ચવામાં આવી છે. આ કલમ ૪૨૦ આમ ઠગાઈ-ઠગવિદ્યા અપ્રમાણિકતા માટેની જ છે એટલે આવા માનવીઓને માટે આ '૪૨૦' શબ્દ લાગુ પડી ગયો છે.

આ ૪૨૦ની કલમ તો વર્ષો થયાં ઇન્ડિયન પીનલ કોડમાં છે જ. પણ તેનો કહેવતના રૂપમાં પ્રચાર તો ભારતમાં જ થયો છે. આજે તો આ '૪૨૦'નો પ્રચાર ગામડે ગામડે-શહેરે શહેરે છે. નાના બાળકો-કિશોરોમાં પણ આ શબ્દ આજે ઘર કરી ગયો છે. 'સાલા' શબ્દ જે પ્રમાણે માણસની જીભ પર વસી ગયો છે તે જ મુજબ આ શબ્દ '૪૨૦' પણ માનવીની જીભ ઉપર આવી ગયો છે.

### આક્ષેપાત્મક શબ્દ-કહેવત

આ શબ્દનો અર્થ કેટલાકો ગાળઅપશબ્દના રૂપમાં પણ ગણે છે, 'સાલા' બોલવાથી કોઈની પર કંઈ આક્ષેપ થતો નથી. પરંતુ '૪૨૦' શબ્દ તમે કોઈ માટે બોલો તો તેનાથી સામા પર આક્ષેપ થાય છે અને પૂરવાર કરવાના સાધનો-દાખલા-દલીલો વગેરે તમારી પાસે હોવા જોઈએ એના પૂરાવા હોય તો જ તમે મુક્ત બની શકો છો. આથી આ કહેવત ગર્ભિત રીતે-અપ્રગટપણે ગેરહાજરીમાં જ કે પછી માર્મિક રીતે કહેવાય છે.

૪૨૦ની કલમ મુજબ કાર્ય કરનારા માનવીઓ તે જ ૪૨૦ છે એવું કહી શકાય. આ માટેનો રૂઢી પ્રયોગો ત્રણ છે. 'ચારસો-વીસી કરનારા....' વગેરે.

### 'આ કાળા બજારીયો છે'

બીજી એક કહેવત છે કાળા બજાર અંગેની. આ માટેનો અંગ્રેજી શબ્દ છે 'બ્લેક મારકેટ.' બ્લેક મારકેટ કરનારાઓને 'બ્લેક માર્કેટિયર્સ'થી ઓળખવામાં આવે છે.

અનીતિના માર્ગથી-અપ્રમાણિક વર્તનથી ચીજ-વસ્તુ માલના ભાવ લેનારને આ શબ્દ પ્રયોગ-કહેવતથી ઓળખવામાં આવે છે. સમાજ અને આર્થિક દ્રષ્ટિએ જેઓ ગુન્હો કરતાં હોય તેવાઓને 'કાળા બજારિયા' કહેવામાં આવે છે. સરકાર કે પછી ઉત્પાદક સંસ્થાએ નક્કી કરેલા ભાવથી વધુ કિંમતે જે માલ વેચે તે કહેવતની ભાષામાં 'કાળા બજારિયા' કહેવાયો છે. માલની અછત હોય માલ મળતો ન હોય કે પછી માલને એકહથ્થુ કરી દેવાયો હોય અને પછી તે ઊંચા ભાવે વેચવામાં આવે ત્યારે આપણે કહીએ છીએ કે આ વસ્તુ મેં 'બ્લેક મારકેટ'માંથી લીધી છે. એનો ટૂંકો

પ્રયોગ છે 'બ્લેક'. 'બ્લેક'માં લીધી છે.... એવું જ હાલ સ્વાભાવિક રીતે કહેવાય છે.

આ 'કાળું બજાર' એ અન્તિમ વિશ્વ વિગ્રહની દેણ છે. ૧૯૪૬ પછી બ્રિટિશોએ મોંઘા ભાવે ચીજ વસ્તુઓ માલની આયાત હિંદમાં કરી હતી અને વ્યાપારીઓએ એ વસ્તુઓ માલ પોતાની ઇચ્છામાં આવે તે ભાવે વેચવા માંડયો હતો. પરમીટ પ્રથા–લાયસન્સ-એકહથ્થુ આયાતનો ઇજારો વગેરે તત્ત્વો પ્રવેશી જતાં આ બજાર સારી રીતે વિકસ્યું અને આજે આ શબ્દ પ્રયોગ કહેવતના રૂપમાં આપણા વ્યવહાર જીવનમાં સારી રીતે રૂઢ થઈ ગયો છે.

કાળું બજાર રાષ્ટ્રના અર્થતંત્રને પણ હચમચાવી શકે છે. તેની યોજનાઓને તે છિન્નભિન્ન કરી શકે છે અને એટલે જ આ કાળા તત્ત્વ દ્વારા એકત્ર થયેલાં 'બ્લેક મની' કાળા નાણાંને અથવા દરેક રાષ્ટ્ર પ્રયત્ન કરતું જ રહ્યું છે.

આ 'પાચમી કતાર' છે.
પાંચમી કતારીયો છે.

લડાઈ કાળમાં સાંપડેલી એક બીજી કહેવત છે- "આ પાંચમી કતારિયો છે" એટલે કે પાંચમી કતારનો માણસ છે એનાથી સાવધ રહો.

"પાંચમી કતાર" એટલે Fifth Column આ શબ્દ સ્પેનના આંતરવિગ્રહ વખતે પ્રચારમાં આવેલો. જનરલ એમેલિયો મોલા જ્યારે મેડ્રીડ તરફ ધસતો હતો ત્યારે તેના રાષ્ટ્રીય લશ્કરમાં ચાર કોલમ (Column) કતાર હતી.

કેટલાકોએ પ્રશ્ન ઉઠાવ્યો- "આ ચાર શહેર જીતવા માટે પૂરી થઇ પડશે?"

જનરલ મૌલાએ કહ્યું, "ચિન્તા કરવાની જરૂર નથી. શહેરમાં આપણી પોતાની પાંચમી કતાર છે તે આપણને મદદ કરશે."

એનો અર્થ એ થયો કે શહેરની અંદર જનરલ પ્રતિ સહાનુભૂતિ ધરાવનારા કેટલાક માનવીઓ હતા. આ લોકોએ મેડ્રીડના ઘેરા સમયે જનરલને શહેરમાં રહીને તેને મદદ આપવાનું વચન આપેલું અને તેમણે એ વચન પાળ્યું પણ ખરૂં. શહેરમાં જનરલ પ્રતિ સહાનુભૂતિ ધરાવનારાઓએ પાંચમી કતારની ગરજ સારી અને જનરલના સૈન્યને સારી સહાય કરી. આ દિવસથી "પાંચમી કતાર" શબ્દ પ્રચલિત બન્યો.

પણ આ શબ્દ વધુ ચલણી બન્યો હિટલરના શાસનકાળમાં જ. હિટલરે જે જે દેશો પર આક્રમણ કર્યા હતા તે તે દેશોમાં છૂપી રીતે જ તેના પક્ષના કે પછી તેના પ્રતિ સહાનુભૂતિ ધરાવનારા ફેસીસ્ટ તત્ત્વોએ તેને સહાય કરી તેના વિજયને–આક્રમણને સરસ બનાવ્યો હતો. આ પ્રકારે તેને સહાય કરનારા તત્ત્વોને લોકો "પાંચમી કતાર" કે પછી "પાંચમી કતારિયો" છે" તે નામે ઓળખવા લાગ્યા. આવા પાંચમી કતારિયાઓથી સાવધ રહેવાની અપીલ પણ ફેસીસ્ટ વિરોધી રાજ્યો તરફથી તે સમયે થવા માંડી હતી. આમ આ કહેવત જન્મી.

'આ કવીઝલીંગ છે.'

"પાંચમી કતારિયા"ની વાત કરું છું

ત્યારે એક બીજી આવી જ કહેવતની યાદ આવી જાય છે. આ કહેવત શબ્દપ્રયોગ છે. "ક્વીઝલીંગ"નો "આ ક્વીઝલીંગ છે" એટલે કે શત્રુ સત્તાને મદદ કરનારો આ દેશદ્રોહી છે.

આ "ક્વીઝલીંગ" શબ્દ તથા આ કહેવત પ્રચલિત બની વીડકુન ક્વીઝલીંગ–Vidkun Quisling પરથી (૧૮૮૭ થી ૧૯૪૫) આ ક્વીઝલીંગ નોર્વેનો એક નેતા હતો. નાઝીઓ પ્રતિ તેને સહાનુભૂતિ હતી. હીટલર તરફ તે આકર્ષાયો હતો અને પછી તો તેણે નાઝીઓ પ્રતિ સહાનુભૂતિ જાહેર કરી દીધી હતી, પરિણામ એ આવ્યું કે નોર્વે પર હીટલરના સૈન્યે હુમલો કર્યો. દેશ પરાધીન બની ગયો. નાઝીઓએ નોર્વેમાં એક પુતળા સરકાર રચી અને આ વીડકુન ક્વીઝલીંગને એ પુતળા સરકારનો વડો બનાવવામાં આવ્યો. (૧૯૪૦–૧૯૪૫) આમ આ દેશદ્રોહીના કારણે નોર્વે નાઝી સત્તા નીચે મૂકાયું.

આ બનાવ ઉપરથી દેશદ્રોહીઓને–દગો દેનારાઓને લોકો "ક્વીઝલીંગ"ના નામથી ઓળખવા લાગ્યા અને આમ આ શબ્દ કહેવતના રૂપમાં પ્રચલિત બની ગયો.

છઠ્ઠી કતારિયા

પાંચમી કતાર–પાંચમી કતારિયાની આપણે વાત કરી. આ કહેવતનું મૂળ પણ જાણ્યું હવે. "છઠ્ઠી કતાર" કે "છઠ્ઠી કતારિયા" એટલે શું–એ શબ્દ અને કહેવતનું મૂળ શું છે તે પણ જાણવા જેવું છે.

"પાંચમી કતારિયા" તો દેશદ્રોહી તરીકે ઓળખાય છે પણ આ "છઠ્ઠી કતારિયા" તો એથી પણ વધુ ભયાનક કુકર્મો કરનારા છે. તેમની કામગીરી લડવાની હોતી નથી પણ પ્રજાના ખમીરને–લોકોના જુસ્સાને તોડી પાડવાનું, રાષ્ટ્રીય માલમિલ્કતને નુકશાન કરવાનું, દેશમાં ભાંગફોડ કરવાનું જ તેમનું કાર્ય હોય છે. એમની કામગીરી નીચે વર્ણવી તેવા પ્રકારની હોય છે.

૧. અફવાઓ ફેલાવવી. ગપ્પાં મારી લોકોમાં ભયનું વાતાવરણ પેદા કરવું.

૨. સરકારની ટીકા કરવી. તેના સંરક્ષણ પ્રયોગોની મજાક ઉડાવવી.

૩. બીકણ મનોવૃત્તિ ધરાવવી, લોકોમાં ત્રાસ–ભય ફેલાવી તેમના જોમને–જુસ્સાને તોડી પાડવો.

૪. દેશની નિંદા કરનારાઓ–વિદેશીઓને વખાણી લોકોમાં તેના પ્રતિ આદર ઉત્પન્ન થાય તેવો પ્રયત્ન કરવો. લોકો આળસુ નિરૂત્સાહી બને તેવા પ્રયત્નો કરવા.

૫. સંઘરાખોરીને ઉત્તેજન આપવું.

૬. દેશના ઉત્પાદન અને અર્થતંત્રને હચમચાવી નાખવું.

છઠ્ઠી કતારિયાઓની આ કામગીરી હોય છે. દેશના માટે આ લોકો વધુ ભયાનક પૂરવાર થયા છે. માઓત્સે તુંગે તો આ છઠ્ઠા કતારિયાઓને સતત એકધારો બોમ્બમારો કરનારા વિમાનો કરતાં પણ વધુ શક્તિશાળી ગણ્યા હતા.

### વી ફોર વિકટરી

છેલ્લા યુધ્ધકાળમાં પ્રચલિત બનેલી એક બીજી કહેવત છે. વી ફોર વિકટરી For Victory એટલે કે વી શબ્દ વિજય માટે જ છે–વી એટલે જ વિજય.

નાઝીઓએ ઇંગ્લાંડ પર ઝનુની આક્રમણ કરી તેને હચમચાવી નાખ્યું. પ્રજામાં નિરાશા વ્યાપી ગઈ. લંડન પર થયેલા બોમ્બમારાથી પ્રજાનું ખમીર પણ તૂટી ગયું તેવા સમયમાં તે સમયના મુખ્ય પ્રધાન ચર્ચીલે જોશીલા પ્રવચનો કરી પ્રજામાં બળ અને હિંમત પ્રેરી તેણે પ્રજાને ખુમારીથી, ઝનૂનથી કહ્યું, 'આપણો વિજય જ છે. આપણે વિજયી બનવાના છીએ, નોંધી રાખો. "વી વિજય માટે જ છે અને આમ કહી તેણે પોતાના હાથની બે આંગળીઓથી તેનું ચિન્હ કર્યું અને પછી કહ્યું–આ વી વિકટરી માટે છે. વિજય માટે છે.....

અને ચર્ચીલના આ જોશીલા સૂચનને લોકોએ ઉત્સાહથી વધાવી લીધું. એ દિવસથી ઈંગ્લેંડમાં વિજય માટેનું બળ ઉત્પન્ન થયું. લોકોમાં નવું જોશ આવ્યું અને ચર્ચીલ પ્રજાને વિજય અપાવીને જ ઝંપ્યો. આ છે છેલ્લા વિશ્વ વિગ્રહે આપેલી કહેવતો.





## ૧૪૩ વીજળી થઈ ઈશાની ને રૂપિયાની કોથળી વિસારી

**વર્ષાઋતુ** હવે આવી રહી છે. દક્ષિણના વાયરા જોશભેર વાઈ રહ્યા છે. તાપ અસહ્ય છે. પવનના વાયરા પણ છે. ધરતી તપતી જાય છે. જેમ એ વધુ તપે તેમ તેમ વરસાદ નજીકમાં જ સમજવો.

આ તૃપ્તવર્ણી બનેલી ધરતી પર જ્યારે વર્ષાના પ્રથમ છાંટણા છંટાય છે ત્યારે ધરતીમાંથી જે મહેક–ફોરમ પ્રસરે છે તે મહેક–સુગંધ એજ ધરતીની ફોરમ–સુગંધ, ધરતીના અત્તરનું મૂળ, અનુભવીઓ જ આ સુગંધ અનુભવવી, લેવી એ પણ જીવનનો એક લહાવો છે.

### આષાઢી બીજની આગાહી

વૈશાખ અને જ્યેષ્ઠ એ ગરમીના મહિના ગણાયા છે. આષાઢ એ વર્ષાના આગમનનો મહિનો છે અને એટલે જ આષાઢની બીજનો મહિમા શ્રેષ્ઠ ગણાયો છે. આ બીજ ક્યાં ઉગે છે અને ક્યાં આથમે છે તેના પરથી વરસાદની આગાહી કરી શકાય છે.

અનુભવીઓનું કહેવું છે કે જેઠ વદ અમાસની વીજળી થઈ હોય તો બીજ પણ જરૂર ચમકે છે. અને બીજ ચમકી તો પાંચમની વીજળી પણ થાય જ. આષાઢ સુદ

બીજની વીજળી એજ સારા ચોમાસાની આગાહી છે.

લોકસાહિત્યે-કહેવતોએ વરસાદને લગતી અનેક કહેવતો-અનુભવવાણીઓ કથી છે-કહી છે. આપણે ત્યાં વરસાદના વર્તારા અંગેનું લોકસાહિત્ય પ્રચૂર પ્રમાણમાં છે. અનુભવથી એ ઘડાયું છે, અને પ્રચાર પામ્યું છે. આપણા ઋષિ-મુનિઓ લોક જ્યોતિષીઓનો ફાળો પણ આ વિષયમાં છે જ.

એક કહેવત છે-ચૈત્ર તપે ને વૈશાખ વાય, તો વરસ સારૂં." ચૈત્ર માહનામાં ખૂબ તાપ પડે અને વૈશાખમાં તાપ સાથે સારો પવન વાય-ફુંકાય તો જાણવું કે વર્ષ સારૂં જશે.

જેઠ અંતર દો દહાડલા,
જો કદી ગાજે ભડ;
નદી કિનારે રૂખડાં,
કૂવા કાંઠે ખડ

એટલે કે જેઠ મહિનાના બે દિવસ બાકી હોય, ને ભડ ગાજે તો નદીને કાંઠે કંઈક ઝાડ તથા કુવાનું પાણી ઢળતું હોય ત્યાં જ માત્ર ઘાસ દેખાય. એટલે કે બીજે ક્યાંય લીલું દેખાય નહિ.

અનુભવીઓએ આષાઢ માસની બીજના યોગને મહત્ત્વનો ગણ્યો છે. **'અષાઢની બીજ કેહમાં ઉગે અને ખડામાં આથમે'** તો આષાઢમાં સારો વરસાદ થાય તેવું કહેવાય છે. અષાઢ એ વર્ષાઋતુનો ધોરી મહિનો છે. શરૂઆતમાં ગર્ભ જોરમાં હોય તો પ્રાથમિક વરસાદ સારા રૂપમાં પડે છે. વળી બીજ સૂર્ય કરતાં ઉત્તરમાં અસ્ત પામે તે ઉત્તમ મનાયું છે. અનુભવીઓનું કથન છે કે જેઠ વદ અમાસની વીજળી થઈ હોય તો બીજની પણ થાય.... (આષાઢ સુદ ૨)ને બીજની વીજળી થઈ એટલે પાંચમની વીજળી થવાને-બીજની વીજળી સાક્ષીરૂપ છે. માટે બીજની વીજળી થાય એજ ઉત્તમ ગર્ભ ચોમાસા માટે વધામણી રૂપ છે.

## આષાઢી પાંચમની વીજળી

આગળના સમયમાં ગુજરાત સૌરાષ્ટ્રમાં આષાઢી પાંચમની વીજળી જોવાનો મહિમા વધુ હતો. એ દિવસની સાંજના સાત આઠ વાગે શ્રીમન્તો-શાહુકારો અગાસીઓ ઉપર થાળીમાં પાણી રાખી-વીજળીનો આભાસ જોવા આતુર થઈ બેસતાં કેટલાકો બહાર મેદાનમાં જોવા જતાં તેમને મન પાંચમની વીજળીનો મહિમા મોટો હતો. આજે તો એમાંનું કંઇ જ રહ્યું નથી. આ જ્ઞાન ભૂલાતું જ જાય છે. આ પંચમી અંગેની એક જોરદાર કહેવત છે.

આષાડ સુદ પંચમી,
કાં જળ-હળ કાં વીજ
સુડી વેચી ધન કરો,
લો બળદ અને બીજ.

આષાઢી પાંચમની વીજળી થાય કે ભરપૂર વરસાદ તે દિવસે હોય તો માથું મૂંડાવીને પણ પૈસા લો અને તેમાંથી બળદ તથા બી ખરીદો. કારણ નક્કી લાભ થવાનો જ છે. આષાઢી પાંચમ એ ચોમાસાના ધોરી મહિનાનું મુખ છે. આ વખતે વાયુ અને

વાદળના જથ્થાનું કુદરતી રીતે જોર હોવું જોઈએ. જેથી વર્ષાની શરૂઆતનો ગર્ભ જોરમાં છે એમ વીજળીની ગતિ આપણને સાક્ષી આપે છે. તાત્પર્ય એ કે આષાઢ માસમાં વરસાદનું કેવું જોર છે તે પાંચમની વીજળીથી કહી શકાય છે.

## પાંચમની વીજળીનો મહિમા

'આષાઢ સુદ પાંચમના રોજે સમી સાંજના ઈશાનથી વીજળી થાય તો તે ઉત્તમ તેથી ત્રણ ઘડી કે ત્રણ દિવસમાં વરસાદ થાય. વળી આ વીજળી મંદમંદ ચમકારાવાળી હોવી જોઇએ. બીજે નંબરે પૂર્વની કે વાયવ્યની થાય તે પણ સારી ગણાઈ છે.

વીજળી વહેલી કે મોટી થાય પણ તે ભડકા જેવી થતી હોય તો વાયરા-પવનનો ભય બતાવે છે. કદાચ ન થાય તો આષાઢમાં સખ્ત વાયરાની નિશાની જાણવી. પણ દિવસે વરસાદ અને ગર્જના હોય તો-રાત્રે વીજળી જોવાની જરૂર રહેતી નથી.

આ ઈશાનની વીજળી અંગેની એક કહેવત છે.

'વીજળી થઈ ઈશાની,
ને રૂપિયાની કોથળી વિસારી !

ઈશાની વીજળીને સારા ચિન્હવાળી ગણવામાં આવી છે. આ કહેવત અંગેની એક વાર્તા નીચે મુજબની છે.

એક મેમણે વાણિયાને ત્યાં જઈ બાજરા અંગેનો સોદો કર્યો. મેમણના મનમાં એમ કે વરસાદ જો ન થયો તો આ બાજરો સોનાનો બની જવાનો,

નક્કી કરેલા દિવસે મેમણ અને તેનો દીકરો પોઠીઓ લઈ વાણિયાની વખારે ગયા. પોઠીઆઓ પર બાજરાની ગુણો લાદવામાં આવી. નસીબ સંજોગે એ દિવસે આષાઢી પાંચમ હતી. પોઠીઆ ભરતાં સમીસાંજ થઈ ગઇ.

એટલામાં મેમણના દીકરાએ ઇશાન તરફ વીજળીને ચમકતાં જોઈ. દીકરો આ વીજનું મહત્ત્વ, સમજતો હતો. એટલે તેણે પોતાના બાપને કહ્યું 'પે ઈશાની....'

પુત્રનો ઈશારો પિતાજી સમજી ગયો તેણે તરત જ કહ્યું-'ધીયેંજા વાંસળી રૂપિયાજી કિડાં વિસારી.'

દીકરાએ જવાબ આપ્યો-'રૂપિયાજી વાંસળી ઘરે વિસારી.'

મેમણે વાણિયાને કહ્યું—'શેઠજી! રૂપિયા તો અમે ઘેર ભૂલી ગયા છીએ. માલ ઉધારથી આપો તો અમે લઈ જઈએ.'

વાણિયો રોકડથી જ વેપાર કરનારો હતો. તેણે બાજરો ઉધારથી આપવાની ના પાડી.

એટલે પોઠ પાછી ખાલી કરી દેવામાં આવી. બાપ દીકરો ચાલતા થયા.

તેમને ગયાને ત્રણ કલાક પણ ન થયા ત્યાં તો વરસાદ તૂટી પડયો. બાજરાનો ભાવ ઊતરી ગયો. આમ આ પાંચમની વીજળીએ બાપ-દીકરાને નુકસાનથી બચાવી લીધા.

અનુભવીઓનું કહેવું છે કે-જે વર્ષમાં પાંચમની વીજળી થાય તે વર્ષમાં કાળ હોતો નથી. કદાચ નસીબ સંજોગે બીજા યોગો

બીજની વીજળી એજ સારા ચોમાસાની આગાહી છે.

લોકસાહિત્યે-કહેવતોએ વરસાદને લગતી અનેક કહેવતો-અનુભવવાણીઓ કથી છે-કહી છે. આપણે ત્યાં વરસાદના વર્તારા અંગેનું લોકસાહિત્ય પ્રચૂર પ્રમાણમાં છે. અનુભવથી એ ઘડાયું છે, અને પ્રચાર પામ્યું છે. આપણા ઋષિ-મુનિઓ લોક જ્યોતિષીઓનો ફાળો પણ આ વિષયમાં છે જ.

એક કહેવત છે-ચૈત્ર તપે ને વૈશાખ વાય, તો વરસ સારૂં." ચૈત્ર માહનામાં ખૂબ તાપ પડે અને વૈશાખમાં તાપ સાથે સારો પવન વાય-ફુંકાય તો જાણવું કે વર્ષ સારૂં જશે.

જેઠ અંતર દો દહાડલા,
જો કદી ગાજે ભડ;
નદી કિનારે રૂખડાં,
કૂવા કાંઠે ખડ

એટલે કે જેઠ મહિનાના બે દિવસ બાકી હોય, ને ભડ ગાજે તો નદીને કાંઠે કંઈક ઝાડ તથા કુવાનું પાણી ઢળતું હોય ત્યાં જ માત્ર ઘાસ દેખાય. એટલે કે બીજે ક્યાંય લીલું દેખાય નહિ.

અનુભવીઓએ આષાઢ માસની બીજના યોગને મહત્ત્વનો ગણ્યો છે. **'અષાઢની બીજ કેહમાં ઉગે અને ખડામાં આથમે'** તો આષાઢમાં સારો વરસાદ થાય તેવું કહેવાય છે. અષાઢ એ વર્ષાઋતુનો ધોરી મહિનો છે. શરૂઆતમાં ગર્ભ જોરમાં હોય તો પ્રાથમિક વરસાદ સારા રૂપમાં પડે છે. વળી બીજ સૂર્ય કરતાં ઉત્તરમાં અસ્ત પામે તે ઉત્તમ મનાયું છે. અનુભવીઓનું કથન છે કે જેઠ વદ અમાસની વીજળી થઈ હોય તો બીજની પણ થાય.... (આષાઢ સુદ ૨)ને બીજની વીજળી થઈ એટલે પાંચમની વીજળી થવાને-બીજની વીજળી સાક્ષીરૂપ છે. માટે બીજની વીજળી થાય એજ ઉત્તમ ગર્ભ ચોમાસા માટે વધામણી રૂપ છે.

## આષાઢી પાંચમની વીજળી

આગળના સમયમાં ગુજરાત સૌરાષ્ટ્રમાં આષાઢી પાંચમની વીજળી જોવાનો મહિમા વધુ હતો. એ દિવસની સાંજના સાત આઠ વાગે શ્રીમન્તો-શાહુકારો અગાસીઓ ઉપર થાળીમાં પાણી રાખી-વીજળીનો આભાસ જોવા આતુર થઈ બેસતાં કેટલાકો બહાર મેદાનમાં જોવા જતાં તેમને મન પાંચમની વીજળીનો મહિમા મોટો હતો. આજે તો એમાંનું કંઇ જ રહ્યું નથી. આ જ્ઞાન ભૂલાતું જ જાય છે. આ પંચમી અંગેની એક જોરદાર કહેવત છે.

આષાડ સુદ પંચમી,
કાં જળ-હળ કાં વીજ
સુડી વેચી ધન કરો,
લો બળદ અને બીજ.

આષાઢી પાંચમની વીજળી થાય કે ભરપૂર વરસાદ તે દિવસે હોય તો માથું મૂંડાવીને પણ પૈસા લો અને તેમાંથી બળદ તથા બી ખરીદો. કારણ નક્કી લાભ થવાનો જ છે. આષાઢી પાંચમ એ ચોમાસાના ધોરી મહિનાનું મુખ છે. આ વખતે વાયુ અને

વાદળના જથ્થાનું કુદરતી રીતે જોર હોવું જોઈએ. જેથી વર્ષાની શરૂઆતનો ગર્ભ જોરમાં છે એમ વીજળીની ગતિ આપણને સાક્ષી આપે છે. તાત્પર્ય એ કે આષાઢ માસમાં વરસાદનું કેવું જોર છે તે પાંચમની વીજળીથી કહી શકાય છે.

### પાંચમની વીજળીનો મહિમા

'આષાઢ સુદ પાંચમના રોજે સમી સાંજના ઈશાનથી વીજળી થાય તો તે ઉત્તમ તેથી ત્રણ ઘડી કે ત્રણ દિવસમાં વરસાદ થાય. વળી આ વીજળી મંદમંદ ચમકારા-વાળી હોવી જોઇએ. બીજે નંબરે પૂર્વની કે વાયવ્યની થાય તે પણ સારી ગણાઈ છે.

વીજળી વહેલી કે મોટી થાય પણ તે ભડકા જેવી થતી હોય તો વાયરા-પવનનો ભય બતાવે છે. કદાચ ન થાય તો આષાઢમાં સખ્ત વાયરાની નિશાની જાણવી. પણ દિવસે વરસાદ અને ગર્જના હોય તો-રાત્રે વીજળી જોવાની જરૂર રહેતી નથી.

આ ઈશાનની વીજળી અંગેની એક કહેવત છે.

'વીજળી થઈ ઈશાની,
ને રૂપિયાની કોથળી વિસારી !

ઈશાની વીજળીને સારા ચિન્હવાળી ગણવામાં આવી છે. આ કહેવત અંગેની એક વાર્તા નીચે મુજબની છે.

એક મેમણે વાણિયાને ત્યાં જઈ બાજરા અંગેનો સોદો કર્યો. મેમણના મનમાં એમ કે વરસાદ જો ન થયો તો આ બાજરો સોનાનો બની જવાનો,

નક્કી કરેલા દિવસે મેમણ અને તેનો દીકરો પોઠીઓ લઈ વાણિયાની વખારે ગયા. પોઠીઆઓ પર બાજરાની ગુણો લાદવામાં આવી. નસીબ સંજોગે એ દિવસે આષાઢી પાંચમ હતી. પોઠીઆ ભરતાં સમીસાંજ થઈ ગઇ.

એટલામાં મેમણના દીકરાએ ઇશાન તરફ વીજળીને ચમકતાં જોઈ. દીકરો આ વીજનું મહત્ત્વ, સમજતો હતો. એટલે તેણે પોતાના બાપને કહ્યું 'પે ઈશાની....'

પુત્રનો ઈશારો પિતાજી સમજી ગયો તેણે તરત જ કહ્યું-'ધીયેંજાં વાંસળી રૂપિ-યાજી કિડાં વિસારી.'

દીકરાએ જવાબ આપ્યો-'રૂપિયાજી વાંસળી ઘરે વિસારી.'

મેમણે વાણિયાને કહ્યું—'શેઠજી! રૂપિયા તો અમે ઘેર ભૂલી ગયા છીએ. માલ ઉધારથી આપો તો અમે લઇ જઈએ.'

વાણિયો રોકડથી જ વેપાર કરનારો હતો. તેણે બાજરો ઉધારથી આપવાની ના પાડી.

એટલે પોઠ પાછી ખાલી કરી દેવામાં આવી. બાપ દીકરો ચાલતા થયા.

તેમને ગયાને ત્રણ કલાક પણ ન થયા ત્યાં તો વરસાદ તૂટી પડયો. બાજરાનો ભાવ ઊતરી ગયો. આમ આ પાંચમની વીજળીએ બાપ-દીકરાને નુકસાનથી બચાવી લીધા.

અનુભવીઓનું કહેવું છે કે-જે વર્ષમાં પાંચમની વીજળી થાય તે વર્ષમાં કાળ હોતો નથી. કદાચ નસીબ સંજોગે બીજા યોગો

નબળા થયા હોય તો વર્ષ ખાંડા બરડું થાય- પણ કાળ ન પડે.

**આષાઢી પૂનમ અંગેની લોક કહેવત**

એક લોકોક્તિ મૂળ સંસ્કૃતિમાં છે-

આષાઢયાં પૂર્ણમાસ્યાં,
ચ રાત્રી ચન્દ્રૌ ન દ્રશ્યતે ।
તદા ચતુર્ષુ માસેષુ
મેઘા મુંચતિ વૈં જલમ ॥

આષાઢી પૂનમની રાત્રે ચંદ્ર ન દેખાય તો ચારે મહિના પુષ્કળ વરસાદ થાય. એવો ઉપરની કહેવતનો ભાવ છે.

વધુ વિગતથી આ કહેવતનો ભાવ જોઈએ તો આ અષાઢી પૂનમની રાત્રે ઉગતાં અને ત્યાર પછી આખી રાત ચંદ્ર ન દેખાય તો ચોમાસાના ચારે માસ વરસાદ થશે. કારણ, આષાઢ મહિનો એ ચોમાસાની શરૂઆત અને વાવેતર માટેનો ધોરી મહિનો કહેવાય છે. પૂનમ મહિનાની અધવચમાં આવે છે. આથી પૂર્ણિમા અંગેની આ કહેવત મહત્ત્વની બની ગઈ છે.

**આષાડ વદી આઠમ માટેની કહેવત**

આષાઢ વદી આઠમ પણ મહત્ત્વની છે. આ આઠમ માટેની એક કહેવત નીચે મુજબની છે.

આષાડ વદી અષ્ટમી,
જો કદી વાદલ છાયો;
ચારે માસ તણુકીયા,
જાણે ભાંડો રાચો.

એટલે કે આષાઢ વદ ૮ની રાત્રે ચંદ્ર વાદળમાં ગળકાં ખાતો ઉગે તો સારો. તાત્પર્ય એ કે ભાંડો કહેતાં ચંદ્ર રૂપી પાણીનો ભરેલો ઘડો ફુટતાં જેમ પાણી ચાલ્યું જાય તેમ ચારે માસ વરસાદથી રેલમછેલ થશે તેવો આ કહેવતનો ભાવાર્થ છે.





## ૧૪૪ શંકા ભૂત મંછા ડાકણ

આપણી કહેવતોમાં એક બહુ જ જૂની કહેવત છે. 'શંકા ભૂત મંછા ડાકણ. વહેમ-શંકા પરથી સર્જાયેલી આ કહેવત મૂળ ગામડાંની જ છે. એની પાછળ કોઈક ઈતિહાસ જરૂર હશે જ. ત્યાં વગર 'મંછા'નામ કહેવતમાં ન આવે.

મંછા નામની કોઈ વૃદ્ધ વિધવા સ્ત્રી ગરીબાઈમાં દિવસો પસાર કરતી હતી. ગરીબ હતી પણ ખાનદાન હતી. બાળકો તેને વ્હાલ હતા. એના પ્રતિ એ પ્રેમ રાખતી. તેમને એ ક્યારેક સાકર, ગોળ પાપડીનો પ્રસાદ પણ આપતી. બાળકો પ્રસાદના લોભે તેની ફરતે વીંટાતા.

મંછા ડોસી વૃદ્ધ હતી. મુખ પર કરચલીઓ વળી ગઈ હતી એટલે દેખાવમાં તે જરા કદરૂપી જેવી પણ લાગતી હતી. પણ ડોશી માણસ-તેમાંય વિધવા અને રૂપ કરૂપને શું કરવા છે?

એક દિવસે પાડોશીનો બાળક એકાએક માંદો પડી ગયો. કંઈ ખાય પણ નહિ. ખાવાનું આપે તો ઊલટી કરી નાંખે. બે-ચાર બૈરાંઓ ભેગાં મળ્યાં. છોકરાની માને સલાહ આપી. અને કોઈની નજર લાગી ગઈ છે. નજર બાંધવી પડશે.

મા એનાથી અજ્ઞાન હતી એટલે આ વહેમી સ્ત્રીઓએ જ બાળકની નજર બાંધી લીધી. છાણુ-રાઇ-મેથી-મીઠુંનો ઉપયોગ થયો. વાડકીને ઊંધી પાડી દીધી. અંગારો મૂકાયો. છણકારો થયો અને બાઈઓ બોલી ઉઠી-'મારે....ભારે નજર લાગી છે! જોયો કેવો છમકારો થયો....?

પછી એકે કહ્યું 'રંભા! તારો છોકરો કાલે કોની પાસે રમવા ગયો હતો!'

'ક્યાંય નહોતો ગયો...બાજુમાં મંછા કાકીને ત્યાં જ હતો....

મંછા ડાકણમાં ખપી.

અને પછી જાણે વાતમાં જીવ આવ્યો તેમ....બસ....એજ એજ....એની જ નજર લાગી ગઈ છે...એને કોઇ બાળક નથી. વિધવા છે એટલે એની નજર કરડી બની ગઈ છે. દેખાવ પણ કેવો છે? ડાકણ જ જોઈ લ્યો...

આમ ગરીબ મંછા વાતોમાં ટીપાઈ ગઈ અને પછી તો આગલી પાછલી વાતોથી પણ ગામ લોકોને ઠસાવી દેવામાં આવ્યું કે આ મંછા ડાકણ જ છે. છોકરાંઓને ભરખી જાય છે....

શંકાનું ભૂત અસર કરી ગયું અને મંછા -ગરીબ ડોશી ડાકણમાં ખપી ગઈ. 'શંકા ભૂત મંછા ડાકણ' કહેતી બની ગઈ.'

ભરમા ભૂત શંકા ડાયન:

શંકાનું ભૂત માત્ર આપણી ગુજરાતી કહેવતમાં જ નથી. પણ હિંદી મરાઠી કહેવતોમાં પણ મળી આવે છે. એક પ્રસિદ્ધ હિંદી કહેવત છે. 'ભરમા ભૂત, શંકા ડાયન' એટલે ભ્રમ જો ભૂત છે તો શંકા ડાકણ છે-ચૂડેલ છે. બંને હાનિકારક છે. સાહસ અને સમજથી કામ લેવું જોઈએ.

ભ્રમ-શંકા અંગેની બીજી એક હિંદી કહેવત છે-ભરમ મારે, ભરમ જિઆવે.' એટલે કે ભ્રમથી જ માણસ માર્યો જાય છે, ભ્રમ એને જીવતો પણ રાખે છે.

'સંશયાત્મા વિનશ્યતિ'-શંકા કરનારા નાશ પામે છે. એનો નાશ જ હોય છે-દ્રવ્યથી બુદ્ધિથી પણ.

શંકાનું ભૂત માનવીને કેવું રંજાડે છે. તેને હેરાન પરેશાન કરી દે છે તેને લગતી એક કહેવત વાર્તા છે.

શંકાના ભૂતમાં સપડાયેલો વાણિયો

કોઈ એક વણિક ગૃહસ્થને એક પુત્રી હતી. દિવાળીના તહેવારો આવ્યા એટલે દિવાળીના એક દિવસ પહેલાં આ છોકરીએ એક લોટામાં-ગેરું પલાળી કોઈને કહ્યા વગર તેના પિતાના ખાટલા નીચે એ લોટો મૂકી દીધો. એવા વિચારથી કે સવાર થતાં

જ હું ઊઠીને જમીન લીંપી કાઢીશ. એ સૂઈ ગઈ.

આ વણિકની સ્ત્રી નિત્ય પાણીનો એક લોટો ભરી પતિના ખાટલા નીચે મૂકી દેતી હતી. આજ પણ તે લોટો ભરીને આવી. પણ ખાટલા નીચે તેણે લોટો જોયો એટલે તે સમજી ગઈ કે, છોકરીએ તે મૂકી દીધો લાગે છે અને એ પાછી વળી લોટો મૂક્યો નહીં અને એ સૂઈ ગઈ.

સવાર થયું એટલે વણિક નિયમ મુજબ એ લોટો લઈને જંગલમાં ગયો. દિશાએ ગયા પછી સ્વચ્છ થતાં જુએ છે–તો લોહી વહેતું તેણે જોયું. એ સમજ્યો કે, મને લોહીનો ઝાડો થયો છે. આથી તે ગભરાયો. તેના મનમાં દૃઢ શંકા–ભ્રમ પેઠો કે પછી મને કોઈ બીમારી થઈ ગઈ છે. આમ વિચારી તે ગભરાઈ ગયો અને તેની બધી સૂધબૂધ પણ ચાલી ગઈ. એ મહામુશ્કેલીએ ઘેર આવ્યો અને પછી તરત જ ખાટલા પર પડી ગયો.

સ્વામીની આ દશા જોઈને સ્ત્રી ગભરાઈ ગઈ. તે પતિ પાસે દોડી આવી. તેને પૂછ્યું 'નાથ, આપને શું થયું છે?'

પતિએ કંઈ જ જવાબ ન આપ્યો. અંદરને અંદર તે બળવા લાગ્યો. આખરે સ્ત્રી રડી પડી એટલે પતિએ તેને સાંત્વન આપતાં કહ્યું 'હવે હું ક્ષણ બે ક્ષણનો જ મહેમાન છું. કારણ મને લોહીનો ઝાડો થયો છે. હું હવે મરવાનો જ.'

સ્ત્રી ગભરાઇ ઉઠી. તેણે વૈદ્યરાજને બોલાવવા માટે માણસને હાંક મારી.

એટલામાં છોકરી પણ જાગી ઊઠી. તેણે પોતાનો મૂકેલો લોટો શોધવા માંડ્યો. લો નહિ મળતાં છોકરીએ રડવા માંડ્યું. મા પૂછ્યું, 'તું શા માટે રડે છે?'

છોકરીએ કહ્યું. 'મેં બાપાના ખાટ નીચે ગેરૂ પલાળેલો લોટો મૂક્યો હતો. કોઈ લઈ ગયું છે....

અને આ વાત વણિકના સાંભળવા તે ઝબ દેતો ઉઠ્યો. 'હેં તો એ લોટા ગેરૂ હતું?'

'હા, બાપા! સાથીયા માટે જમ લીંપવા મેં પલાળેલું હતું!'

'હત્ત તારીની! હું કેવો મૂર્ખો, ગે લોહી સમજી બેઠો—' આ ભ્રમ ભાંગી ગ એટલે તેનું તમામ દુઃખ જતું રહ્યું અ એ કૂદકો મારી ખાટલા પરથી ઊઠી પોતા નિત્ય કાર્યમાં પ્રવૃત્ત બની ગયો.

'શંકા ભૂત છે' એનાથી છૂટવા–છટ માટે સમજદારીથી કામ લેવું જોઈએ ન તો આ ભૂત એવું છે કે તે નાશ જ ક દે છે.

**શંકાના ભૂતે કાજીનો જીવ લીધો :**

કોઈ એક ગામમાં એક વૃદ્ધ મૌલ છોકરાઓને ભણાવ્યા કરતો હતો. એની દા લાંબી હતી. ભણાવતી વખતે તે હાલતી રહેતી.

એક દિવસે જ્યારે એ છોકરાઓ ભણાવી રહ્યો હતો ત્યારે અચાનક એક ગમ ત્યાં આવી પહોંચ્યો. મૌલવીને જોઈને રડવા લાગ્યો. એને આ પ્રકારે રડતો જો લોકોએ પૂછ્યું–'ભાઇ! તું રડે છે કેમ?'

ગમારે કહ્યું- મૌલવી સાહેબની દાઢી હાલતી જોઈને મને રડું આવી ગયું. મારા બકરાને પણ આવી જ લાંબી દાઢી હતી. જ્યારે એની દાઢી હાલવા લાગી તેના ત્રણ દિવસ પછી એ મરી ગયો. મૌલવી સાહેબની દાઢી પણ એવી જ રીતે હાલતી હું જોઉં છું-મને દુઃખ થયું. મારા રડવાનું કારણ આ જ છે.'

મૌલવી સાહેબ આમ તો વૃદ્ધ હતા. પણ શંકા વય કે ઉંમરને જોતી જ નથી. તેમના મનમાં ભય પેસી ગયો. શંકાનું ભૂત એવું તો ભરાઈ ગયું કે, તેઓ અચાનક જ બીમાર પડી ગયા અને માત્ર ત્રણ જ દિવસમાં તેનો ભોગ બની ગયા. શંકાના ભૂતે તેમનો જીવ લીધો.

આવી છે શંકા-શંકાના ભૂતે અનેક સુખી ઘરોમાં કલેશ કરાવ્યો છે. પતિપત્ની વચ્ચે, ભાઇ-ભાઈ વચ્ચે, ભાઇ-બહેન વચ્ચે, સાસુ-વહુ વચ્ચે તેણે કંકાસ કરાવ્યો છે. સુખી સંસાર-જીવનમાં તેણે આગ ચાંપી છે.

બાળકના ભૂતનો ભ્રમ કેવી રીતે દૂર થયો

આ શંકા-વહેમના ભૂતને કાઢવું જ રહ્યું પણ એ નીકળે કેમ....? એક સમજુ પિતાએ પોતાના બાળકના મનમાંથી ભૂતનો ભ્રમ કેવી રીતે દૂર કર્યો તે પણ સમજવા જેવું છે.

બાળકને કોઈએ કહ્યું કે, 'તું એ ઓરડામાં જતો નહિ. ત્યાં ભૂત રહે છે.' બાળકના મનમાં એ ભય દ્રઢ બની ગયો.

એક દિવસે પિતાએ તેને એ ઓરડામાંથી કંઈ ચીજવસ્તુ લાવવાનું કહ્યું. બાળકે કહ્યું- 'હું એ ઓરડામાં નહિ જાઉં. તેમાં તો ભૂત રહે છે....'

પિતા સમજી ગયા કે, કોઇએ આ બાળકને ભૂતના ભયથી ડરાવ્યું છે. તેનો એ ભય દૂર કરવો જ રહ્યો. પછી તેમણે નોકરને બોલાવી તે ઓરડામાં એક ભૂતના આકારનું ઓશિકું ગોઠવાવ્યું પછી છોકરાને બોલાવી કહ્યું- 'તારા હાથમાં આ લાકડી લે-મારી સાથે એ ઓરડામાં આવ અને લાકડી મારી મારીને ભૂતને ભગાડી દે.'

પહેલાં તો છોકરાએ ના પાડી પણ બાપ પોતાની સાથે જ આવતો હતો એટલે તેનામાં હિંમત આવી. તે પિતાની સાથે ઓરડામાં આવ્યો. પિતાએ તેને ઓશીકું બતાવી કહ્યું. 'જો આ લાંબુ સૂતું છે તે ભૂત છે. તેના પગ-કાન પણ છે, દેખાય છે ને?'

'હા, બાપજી! હું કહેતો હતો તેવું જ છે....'

'બસ-પછી જુએ છે શું? તે દિવસે હોળીના દિવસે તેં પેલા મંગુને કેવો પછાડી નાખ્યો હતો તેમજ આ લાકડીથી એ ભૂતને ટીપી નાંખ-તૂટી પડ એના પર' બાપે છોકરાને પાનો ચઢાવ્યો.

અને છોકરામાં ઝનૂન આવી ગયું. તેણે લાકડી પર લાકડી ઓશિકા પર ફટકારવા માંડી. બાપ તેને પાનો પણ ચઢાવવા લાગ્યો.

આમ વીસ પચીસ ફટકા પડયા એટલે પિતાએ કહ્યું 'દીકરા! હવે બસ કર. ભૂત બિચારૂં ટીપાઈ ટીપાઈને ઓશીકું બની ગયું લાગે છે.' અને એમ કહીને તેણે તેના

પરથી ચાદર ખેંચી કાઢી. ઓશિકું ટીપાઈને લાકડીના પ્રહારથી ફાટી ગયું હતું. પિતાએ તરત કહ્યું 'શાબાશ દીકરા.' તેં તો ભૂતને મારી મારીને ઓશિકું બનાવી દીધું....'

આમ પિતાએ સમજબુદ્ધિથી બાળકના મનનો ભૂતનો ભ્રમ-શંકા દૂર કરી દીધો.

આવી છે 'શંકા ભૂત મંછા ડાકણ.' એનો ભ્રમ ભય-દૂર કરવો જ રહ્યો.





## ૧૪૫ શઠં પ્રતિ શાઠયમ્

**આપણામાં** કહેવત છે. 'કાંટાને ઉખેડવા માટે કાંટાની જ જરૂર પડે છે. આખલે આખલા બાઝે ત્યારે જ પૂરો રંગ જામે છે. જેવા થાય તેવા થવામાં જ ડહાપણ છે.' સમાજમાં-રાજદ્વારી કુનેહમાં અને વ્યાપારમાં આવા જ પ્રકારની વલણ અપનાવવામાં આવે છે.

રાજદ્વારી મુત્સદ્દીઓ બળની સામે કળ, બુદ્ધિની સામે ચતુરાઇ અને કુનેહની સામે ચાણક્યવૃત્તિ દાખવી દાવપેચ લડે છે. સંસ્કૃત સાહિત્યે એક સુંદર અને સચોટ કહેવત આપણને આપી છે. આ સમગ્ર કહેવતના અર્કરૂપ છે. કંટકેનૈવ કંટકમ્-શઠં પ્રતિ શાઠયમ્. લુચ્ચાની સામે લુચ્ચાઈ જ સફળ નીવડે છે. શઠે શાઠ્યં સમાચરેત્ : શઠં પ્રતિ શઠં બ્રૂયાદાદરં પ્રતિ-ચાદરમ્ !

આ વિષયમાં આપણી એક ગામડાની કહેવત છે 'થાય તેવા થઈએ તો ગામ વચ્ચે રહીએ.' લોકોમાં-જન સમુદાયમાં રહેવા માટે પણ કેટલીક નીતિ-મર્યાદાઓ છે. એના પાલનમાં જ સુખ-ચેન મળે છે તેવો આ કહેવતનો આશય છે.

લુચ્ચાની સાથે લુચ્ચાઈ જ કારગત નીવડે છે. કહેવતને લગતી એક વાર્તા નીચે મુજબની છે:—

### સાધુનો લોઢાનો સળીયો

સાધુ મહારાજને યાત્રાએ જવાનું થયું. એમની પાસે કેટલીક સોનામહોરો હતી. આ સોનામહોરોને તેમણે એક લોઢાના પોલા સળીયામાં ભરી અને પછી એક શાહુકારને ત્યાં જઈ તેમણે કહ્યું 'શેઠજી ! હું યાત્રાએ જાઉં છું. બે-ત્રણ મહિને પાછો ફરીશ. મારી આ લોઢાની લાઠી તમારે ત્યાંસુધી સાચવવાની.

શેઠજીએ કહ્યું 'આ લોઢાને તે સાચવવાની શી જરૂર છે ? ઠીક છે-આપ આવ્યા છો તો ના નહિ પાડું. પેલા ખુણામાં તેને મૂકી રાખો. જ્યારે આવો ત્યારે ત્યાંથી લઈ જજો.'

સાધુએ લોઢાના સળીયાને સૂચવેલી જગ્યાએ મૂકી દીધો.

થોડાક દિવસો પસાર થયા બાદ શેઠાણીની નજર સાધુના લોઢાના સળીયા ઉપર પડી. શેઠાણીએ સળીયો ઉંચક્યો તો એ ભારે લાગ્યો. શેઠને કહ્યું, 'સળીયો ખૂબ વજનદાર છે. શેઠે પણ સળીયો ઉંચક્યો અને કહ્યું, 'હા, બહુ ભારે છે....'

બે-ત્રણ દિવસ બાદ ફરીથી શેઠ અને શેઠાણી વચ્ચે આ સળીયાની જ વાત થઈ. શેઠાણીએ સળીયો લઈ કહ્યું, 'આ પોલો દેખાતો નથી. અંદર કંઇક ભરેલું જણાય છે.' અને પછી તેમણે આમતેમ જોયું તો સળીયાની ઉપરના ભાગમાં રેણ જણાયું. શેઠાણીએ કહ્યું-'અંદર કંઈક ભરી દેવાયું છે અને પછી રેણથી મોઢું બંધ કરી દેવાયું છે.' શેઠે કુતૂહલવશ બની સળીયો હાથમાં લીધો. બરાબર તપાસ્યું તો શેઠાણીની વાત સાચી નીકળી. હવે એમાં શું છે તે જાણવા આ બન્ને આતુર બની ગયાં.

શેઠે રેણને તોડી નાખ્યું. એટલે સળીયો પોલો જણાયો. પછી તેને ઊંધો પાડયો તો એમાંથી ખણ....ખણ....અવાજ કરતી સોનામહોરો નીચે પડી. પીળી-પીળી ચમકતી સોનામહોરો જોઈ શેઠ-શેઠાણીનું મન લલચાઈ ગયું. શેઠે મહોરો ગલ્લામાં મૂકી દીધી અને સળીયાને બહાર ફેંકી દીધો.

**સળીયાને કીડીઓ ખાઈ ગઇ**

બે એક મહિના પછી સાધુ મહારાજ યાત્રાએથી પાછા ફર્યા. શાહુકારની દુકાને આવ્યા અને કહ્યું 'શેઠજી! મારો સળીયો આપશો તો આભારી થઈશું. આપને તકલીફ થઈ માટે ક્ષમા યાચું છું.' સાધુએ વિનયથી કહ્યું.

શેઠે પ્રથમ તો સાધુને ઓળખ્યા જ નહિ પછી જ્યારે સાધુએ પોતાની ઓળખ આપી ત્યારે કહ્યું 'હં....હં....પેલો સળીયો અરે શી વાત કરો છો એને તો કીડીઓ ગળી ગઈ....મેં આંખે આંખથી જોયું. કીડીઓનો રાફડો જ. જગ્યા સાફ કરતાં તો મારી કમર પણ વાંકી વળી ગઈ....'

સાધુએ દુનિયા જોઈ હતી. એ મૌન જ રહ્યો અને ત્યાંથી ચાલી ગયો.

આ વાતને પંદરેક દિવસ પસાર થઈ ગયા. કંઈ નવું ન બન્યું. શેઠ હવે સમજી ગયા કે સોનામહોરો હવે તો આપણી જ થઈ ગઈ છે. સાધુએ મારી વાત સાચી માની લીધી છે. અને પોતાની એ ચાલ સફળ જોતાં તેમણે મૂછે હાથ દીધો.

શેઠને એકનો એક પુત્ર હતો. સાતેક વર્ષની વયનો હશે. રોજ એ નિશાળે જાય અને સાંજે ઘેર આવે. સાધુએ હવે પોતાનું નિશાન આ છોકરા તરફ સાધ્યું. એક દિવસ સાંજે તેણે છોકરાને લાલચમાં ફસાવ્યો અને પછી તેને એક બંધ ઓરડામાં પૂરી દીધો.

સાંજ થઈ ગઈ. છોકરો ઘેર ન આવ્યો એટલે શેઠશેઠાણીને ચિંતા થવા માંડી. તેમણે તપાસ શરૂ કરી તપાસમાં તેમને માલુમ પડયું કે છોકરો સાધુની સાથે કયાંક જઈ રહ્યો હતો.

**સમડી છોકરાને લઈ ગઈ**

શેઠે સાધુ મહારાજને પોતાના પુત્રને

માટે પૂછયું. સાધુએ કહ્યું, 'હા, એક છોકરો મારી આગળ ચાલતો હતો પણ પછી કંઈક અજબનું થયું અને એમ કહીને તે ચૂપ થઈ ગયો.

શેઠે કહ્યું, 'શું બન્યું ? જલ્દી કહો....'

'આકાશમાંથી એક મોટી સમડી સરરર કરતી નીચે આવી. અને પછી એક પાંખથી છોકરાને પકડયો અને પછી સરરર કરતી જેવી આવી હતી તેવી ઉપર ચાલી ગઈ....'

શેઠે કહ્યું, 'આવું બને જ નહિ. હું પોલિસમાં ફરિયાદ કરીશ.'

'ખુશીથી ફરિયાદ કરો. જે વાત બની તે જ મેં આપને કહી છે.'

શેઠે સાધુને સમજાવ્યો. તેને આજીજીઓ કરી. પગે લાગ્યો. પણ સાધુએ તો એકની એક જ વાત કરી.

પોલિસ થાણામાં ફરિયાદ કરવામાં આવી. હવાલદારે આવીને સાધુને પકડયો. પછી તપાસ શરૂ થઈ.

સાધુએ કહ્યું- 'હવાલદાર સાહેબ ! મેં મારી સગી આંખે જ જોયું હતું તે શેઠજીને કહી બતાવ્યું હતું. પણ તેઓ માનતા નથી. કહીને તેણે કહ્યું 'છોકરાને એક મોટી સમડી આકાશમાંથી આવીને ઉંચકી ગઈ હતી.'

હવાલદાર પહેલાં તો હસી પડયો. પછી કહે સાંભળનારો પણ મૂરખ અને કહેનારો પણ મૂરખ-સમડી તે કંઈ છોકરાને લઈ જતી હશે ખરી ?'

સાધુએ કહ્યું- 'પૂછો શેઠજીને ! જો લોઢાનો સોનામહોરથી ભરેલો સળીયો કીડીઓ ગળી જાય તો પછી સમડી છોકરાને કેમ ઉંચકી જાય....'

### યથા જેવા તથા તેવા

હવાલદાર ચતુર હતો. તેણે શેઠને કહ્યું, 'જે વાત બની હોય તે સાચેસાચ કહી દો....'

શેઠ હવે સમજી ગયા કે સાધુએ મારી સાથે મારી ચાલાકી અજમાવી છે. 'યથા લાલા તથા કીકા' યથા જેવા તથા તેવા- જેવા સાથે તેવા થવાનો સાધુનો આ દાવ છે. હવાલદારની લાલ આંખ અને વળી છોકરાંના જીવની વાત એટલે શેઠે હાથ જોડીને જે વાત બની હતી તે કહી દીધી. સોના- મહોરો પણ પાછી આપી દીધી. વધારાની વ્યાજની પાંચ મહોરો પણ ઉપરથી આપી દીધી. સાધુને મહોરો મળી ગઈ એટલે તેણે શેઠના છોકરાને પણ ઓરડીમાંથી બહાર કાઢી શેઠને સોંપી દીધો.

આમ સાધુએ '**શઠં પ્રતિ શઠં કુર્યાત સાદરમ પ્રતિ આદરમ**' કહેવતને સાર્થક કરી બતાવી.

### કંકોરીમાં કીરા પરા

'જેવાની સાથે તેવા જ થવા' અંગેની એક બીજી રસિક વાત આપણા કહેવત સાહિત્યમાં પણ છે જ. આ કહેવત વાર્તા લગભગ સો વર્ષ જેટલી જૂની છે. એથી પણ વધુ જૂની હશે. એ વાર્તા જાણીતી છે અને તે વાર્તા પરથી આ અંગેની જે કહેવત આપણામાં પ્રચલિત બની છે તે છે-

કંકોરીમાં કીરા પરા,
સાબુરી સરી ગઈ,
લોઢું ચુવા ખાઈ ગયા
અને હુરબાઇને બગલા લઈ ગયા.

એક વાણિયાએ એક વહોરા વેપારીને ત્યાં પોતાની ઉપરની ચીજ-વસ્તુઓ વેચવા માટે મૂકી હતી. વહોરાની દાનત બગડી ગઈ એટલે વાણિયો એ ચીજવસ્તુઓના હિસાબ માટે આવ્યો ત્યારે વહોરાજીએ તેને અફસોસની સાથે કહી દીધું- 'કંકોરીમાં કીરા પરા, સાબુ સડી ગયો અને લોઢું ઉંદર ખાઈ ગયા. હવે હું એ ક્યાંથી આપું ?'

વાણિયાએ આવો જ દાવ ખેલ્યો. તેણે વહોરાની એકની એક દીકરી હુરબાઈને છૂ કરી દીધી. જ્યારે વહોરો પોતાની છોકરીની તપાસ માટે આવ્યો. ત્યારે વાણિયાએ કહી દીધું-કંકોરીમાં કીડા પડ્યા-સાબુ સડી ગયો-લોઢાને ઉંદરો ખાઈ ગયા તેજ મુજબ તમારી હુરબાઈને બગલા ઉપાડી ગયા છે હવે એ ક્યાંથી મળે !

વહોરો સમજી ગયો અને પછી વાણિયાએ તથા વહોરાજીએ અરસપરસ હિસાબ સમજી લીધો.

હિસાબ સમજાઈ ગયો-પણ કહેવત તો રહી જ ગઈ-કોઈ જ્યારે નહિ માની શકાય તેવી વાત કહે છે-લુચ્ચાઈભરી એ વાત હોય છે ત્યારે આ કહેવતને પણ યાદ કરવામાં આવે છે.





## ૧૪૬ શિર છેદાવ્યું હજામનું જુઓ વણિકના કામ

ડાહી માના દીકરા તે વાણિયાઓ. ચતુરાઈ તો એમની જ. બોલવામાં ફરી જાય-વાતવાતમાં નમતું પણ જોખી દે-'અબી બોલ્યા-અબી ફોક.' જ્યાં લાભ હોય, જ્યાં સલામતી હોય ત્યાં જ વાણિયાની નજર હોય દોટ હોય.

રાઈના પાડ તો રાતે ગયા

વાણિયાની ચતુરાઈની એક વાત સાંભળો. આ વાત એક કહેવત સાથે જડાઈ ગઈ છે. કહેવત છે, રાઈના પાડ રાતે ગયા. પાડ એટલે ભાવ.

એક રાત્રિએ એક વાણિયાના ઘરમાં ચોર પેઠો. વાણિયાએ ચોરને જોયો. પણ એ ચૂપ રહ્યો. ચોર સમજ્યો કે હું ઘરમાં પેઠો છું તે કોઈએ જોયું નથી. ચોર લપાઈ-છૂપાઈને એક ખૂણામાં ઊભો રહ્યો.

હવે વાણિયાએ પોતાની વાણિયાગત આરંભી. સ્ત્રીને કહ્યું, 'તું સાંભળે છે કે?'

'હા-સાંભળું છું. શું કહો છો ?' સ્ત્રીએ કહ્યું.

'સાંભળ. આપણે જે રાઈ ભરી રાખી છે તે તું બહાર કાઢ કારણ, કાલે એના

ભાવ વધી જાય તેમ છે. મને હમણાં જ એ વાતની જાણ થઈ છે. માટે તરત ઊઠી જા. સમય ન ગૂમાવ....'

સ્ત્રી તરત જ ઊઠી અને જ્યાં રાઈ મૂકી હતી તે બહાર કાઢી એનો મોટો ઢગલો કર્યો. પછી પતિ-પત્ની બન્ને બીજા, ઓરડામાં ગયાં. અને સૂવાનો ડોળ કર્યો.

**અને ચોરે રાઈની ગાંસડી બાંધી**

આ બાજુ ચોરે વિચાર્યું કે હું પેટી-પટારામાંથી માલ કાઢું તો તે મારાથી લેવાશે નહિ. પટારો તોડતાં અવાજ થવાનો ભય પણ ખરો. વાણિયો જો જાગી જશે તો મારાથી કંઈ લેવાશે પણ નહિ. તેના કરતાં હું આ રાઈ લઈ જાઉં તો ભાવ વધી જતાં મને ફાયદો પણ થશે.

આમ વિચારી તેણે રાઈની ગાંસડી બાંધી અને પછી તે ઉંચકીને ચાલ્યો ગયો. બીજે દિવસે સવારે તે એજ વાણિયાની દુકાને ગયો અને રાઈનો ભાવ પૂછયો.

ચતુર વાણિયો સમજી ગયો કે આ ચોર જ મને ભાવ પૂછી રહ્યો છે. એટલે તેણે કહ્યું, રાઈના પાડ તો રાતે ગયા....' આજે તો કંઈ જ નથી.

ચોરને રાઈ માથે પડી.

વાણિયાના વિષયમાં બે લોકોક્તિઓ છે. એ જાણવા જેવી છે. કહ્યું છે કે—

> વાણિયો ભાંગ્યો દલાલ, ને
> પારસી ભાંગ્યો કલાલ

આપણા સમાજની ખાસિયતનું નિદર્શન આ કહેવતમાં છે. વેપારમાં જો વાણિયો નિષ્ફળ જશે તો એ દલાલીનો ધંધો કરશે. જ્યારે પારસી ધંધામાં નિષ્ફળ જશે તો તે કલાલ ( દારૂ વેચનારો ) બનશે.

બીજી લોકોક્તિ છે,

> આમ, લીંબુ, બનિયા,
> ચાપે તેં રસ દેય.

આમ, લીંબુ અને વાણિયો, આ ત્રણેને દબાવવાથી કે કષ્ટ આપવાથી જ રસ આપે છે.

**વાઘરણ વટલીને વાણિયણ થઇ.**

વાણિયાની ચતુરાઈની એક વાત જાણવા જેવી છે. કોઈ એક વાણિયો પરદેશમાં ગયો અને ત્યાં એક વાઘરણની સાથે પરણ્યો. આ વાતને થોડોક સમય પસાર થઈ ગયો. એક દિવસે એ વાણિયાના સગાં સ્નેહીઓ તેને ત્યાં આવી ચઢયાં અને તેના મહેમાન બન્યા. વાઘરણે રસોઈ કરી અને સહુ જમવા બેઠા. મહેમાનોમાં એક જરા વરણાગીયો હતો. રોટલી જોઈ એ બોલી ઊઠયો, રોટલી જરા જાડી થઈ છે!

વાઘરણથી ન રહેવાયું. તે બોલી ઊઠી, 'ઘઉં સારા હોય તો સસલાના કાન જેવી પાતળી રોટલી પણ હું કરી જાણું છું....'

મહેમાનો ચોંકી પડયા. વિચારવા લાગ્યા, વાણિયાની આ વહુ વાણિયણ લાગતી નથી. નક્કી દાળમાં કંઈ કાળું છે. હવે તો એનું મૂળ જાણે જ છૂટકો છે.

ઘરધણી કંઈક કામ નીકળવાથી બહાર ગયો એટલે આ વાણિયાઓએ પોતાની વાણિયાગત આરંભી દીધી. તેઓ પરસ્પર

લડવા લાગ્યા. એક બીજાને કહેવા લાગ્યા કે તું કોળી વટલી વાણિઓ થયો. એમ બધાં લડતાં હતાં ત્યાં જ વહુ બોલી ઊઠી, 'હું વાઘરણ વટલીને વાણિયણ થઈ છું....'

'વાઘરણ વટલીને વાણિયણ થઈ' એમાં ખૂબી એ કે વાણિયો તો વટલાય નહિ પણ વાઘરણ વટલાણી. ચતુર વાણિયાઓએ વહુનું મૂળ જાણી ગયા અને પછી બીજે ચાલી ગયા.

શિર છેદાવ્યું હજામનું,
જુઓ વ.ણકનાં કામ

આવી જ ચતુરાઈભરી, વેર વસૂલની બીજી પણ એક વાત છે. એક વખતે એક વણિક ગૃહસ્થ એક હજામ પાસે હજામત કરાવવા માટે બેઠો. હજામ ટીખળી હતો. તેણે વણિક ગૃહસ્થની હજામત કરી. માથું સાફ કરી નાખ્યું. ટકોસુંડો બરાબર થયો છે તે બતાવવા હજામે વણિકના શિર પર એક ટકોરો પણ માર્યો અને બોલ્યો, વાહ! શી હજામત થઈ છે? અવાજ પણ આવે છે.

એક ક્ષુદ્ર હજામની આ હિંમત જોઈ વણિક સમસમી ગયો. પણ એ ચતુર હતો. તેણે વિચાર્યું, હમણાં જો હું કંઈ બોલીશ તો હજામ મારી સામે થશે અને કદાચ ગુસ્સામાં આવતાં તે મને અસ્ત્રાથી ઈજા પણ કરી બેસે એટલે તેના પર તો યુક્તિથી જ વેર વાળવું સારું.

આમ વિચારી જ્યારે હજામે કહ્યું, 'જોયું, કેવી ટકોરાબંધ હજામત થઈ છે. વણિક પ્રસન્ન થઈ ગયો અને તેણે કહ્યું: 'વાહ! હજામભાઈ! તમે તો ખરા કારીગર છો. લ્યો, આ ઈનામ.' કહી તેણે એક સોના મહોર બક્ષીશમાં આપી દીધી.

હજામ ખૂશ થઈ ગયો. હવે તે વિચારવા લાગ્યો કે આ તો માત્ર સાધારણ વાણિયાની મેં હજામત કરી અને તેણે ખૂશ થઈ એક સોનામહોર આપી પણ હું કોઈ મોટા અમલદાર કે પ્રધાનની હજામત કરું અને તેમને ખૂશ કરું તો મને તેઓ ઢગલાબંધ મહોરો બક્ષીશ તરીકે જરૂર આપે.

એટલે હવે હજામભાઈ કોઈ મોટા અમલદારની હજામત કરી તેના માથા પર ટકોરો મારવા ઉત્સુક બની ગયા.

આખરે એક દિવસે તેની આ ઇચ્છા ફળી. બાદશાહી ફોજના એક સેનાપતિની હજામત કરવા માટે તેને કહેણ આવ્યું. હજામ હરખાતો-હરખાતો ત્યાં પહોંચી ગયો. ઠાઠની સાથે તેણે હજામત કરી અને પછી માથા પર ટપ દેતો એક ટકોરો માર્યો.

પેલો તો વાણિયો હતો એટલે ચૂપ બેસી રહ્યો. પણ આ તો લડવૈયો અને તેજ મિજાજનો આદમી હતો. એ કેમ આ ટકોરો સહી લે? હજામ જેવા હલકા માણસની આ હિંમતથી તેને હાડોહાડ ક્રોધ વ્યાપી ગયો. તેણે તરત જ પોતાની તલવાર બહાર કાઢી અને તેનું ડોકું ઊડાવી દીધું.

એક દુકાનદારને હજામના આ ગર્વની જાણ હતી. તેણે જ્યારે આ વાત જાણી ત્યારે કહ્યું—

ટકોર ખાધી હજામની,
આપ્યું ભલું ઈનામ
શિર છેદાવ્યું હજામનું,
જુઓ વણિકનાં કામ.



ભાવ વધી જાય તેમ છે. મને હમણાં જ એ વાતની જાણ થઈ છે. માટે તરત ઊઠી જા. સમય ન ગૂમાવ....'

સ્ત્રી તરત જ ઊઠી અને જ્યાં રાઈ મૂકી હતી તે બહાર કાઢી એનો મોટો ઢગલો કર્યો. પછી પતિ-પત્ની બન્ને બીજા, ઓરડામાં ગયાં. અને સૂવાનો ડોળ કર્યો.

**અને ચોરે રાઈની ગાંસડી બાંધી**

આ બાજુ ચોરે વિચાર્યું કે હું પેટી-પટાળામાંથી માલ કાઢું તો તે મારાથી લેવાશે નહિ. પટાળો તોડતાં અવાજ થવાનો ભય પણ ખરો. વાણિયો જો જાગી જશે તો મારાથી કંઈ લેવાશે પણ નહિ. તેના કરતાં હું આ રાઈ લઈ જાઉં તો ભાવ વધી જતાં મને ફાયદો પણ થશે.

આમ વિચારી તેણે રાઈની ગાંસડી બાંધી અને પછી તે ઉંચકીને ચાલ્યો ગયો. બીજે દિવસે સવારે તે એજ વાણિયાની દુકાને ગયો અને રાઈનો ભાવ પૂછયો.

ચતુર વાણિયો સમજી ગયો કે આ ચોર જ મને ભાવ પૂછી રહ્યો છે. એટલે તેણે કહ્યું, રાઈના પાડ તો રાતે ગયા....' આજે તો કંઈ જ નથી.

ચોરને રાઈ માથે પડી.

વાણિયાના વિષયમાં બે લોકોકિતઓ છે. એ જાણવા જેવી છે. કહ્યું છે કે—

**વાણિયો ભાંગ્યો દલાલ, ને**
**પારસી ભાંગ્યો કલાલ**

આપણા સમાજની ખાસિયતનું નિદૅશન આ કહેવતમાં છે. વેપારમાં જો વાણિયો નિષ્ફળ જશે તો એ દલાલીનો ધંધો કરશે. જ્યારે પારસી ધંધામાં નિષ્ફળ જશે તો તે કલાલ ( દારૂ વેચનારો ) બનશે.

બીજી લોકોકિત છે,

**આમ, લીંબુ, બનિયા,**
**ચાપે તેં રસ દેય.**

આમ, લીંબુ અને વાણિયો, આ ત્રણેને દબાવવાથી કે કષ્ટ આપવાથી જ રસ આપે છે.

**વાઘરણ વટલીને વાણિયણ થઇ.**

વાણિયાની ચતુરાઈની એક વાત જાણવા જેવી છે. કોઈ એક વાણિયો પરદેશમાં ગયો અને ત્યાં એક વાઘરણની સાથે પરણ્યો. આ વાતને થોડોક સમય પસાર થઈ ગયો. એક દિવસે એ વાણિયાના સગાં સ્નેહીઓ તેને ત્યાં આવી ચઢયાં અને તેના મહેમાન બન્યા. વાઘરણે રસોઈ કરી અને સહુ જમવા બેઠા. મહેમાનોમાં એક જરા વરણાગીયો હતો. રોટલી જોઈ એ બોલી ઊઠયો, રોટલી જરા જાડી થઈ છે !

વાઘરણથી ન રહેવાયું. તે બોલી ઊઠી, 'ઘઉં સારા હોય તો સસલાના કાન જેવી પાતળી રોટલી પણ હું કરી જાણું છું....'

મહેમાનો ચોંકી પડયા. વિચારવા લાગ્યા, વાણિયાની આ વહુ વાણિયણ લાગતી નથી. નક્કી દાળમાં કંઈ કાળું છે. હવે તો એનું મૂળ જાણે જ છૂટકો છે.

ઘરધણી કંઈક કામ નીકળવાથી બહાર ગયો એટલે આ વાણિયાઓએ પોતાની વાણિયાગત આરંભી દીધી. તેઓ પરસ્પર

લડવા લાગ્યા. એક બીજાને કહેવા લાગ્યા કે તું કોળી વટલી વાણિઓ થયો. એમ બધાં લડતાં હતાં ત્યાં જ વહુ બોલી ઊઠી, 'હું વાઘરણ વટલીને વાણિયણ થઈ છું....'

'વાઘરણ વટલીને વાણિયણ થઈ' એમાં ખૂબી એ કે વાણિયો તો વટલાય નહિ પણ વાઘરણ વટલાણી. ચતુર વાણિયાઓએ વહુનું મૂળ જાણી ગયા અને પછી બીજે ચાલી ગયા.

શિર છેદાવ્યું હજામનું,
જુઓ વ.ણુકનાં કામ

આવી જ ચતુરાઈભરી, વેર વસૂલની બીજી પણ એક વાત છે. એક વખતે એક વણિક ગૃહસ્થ એક હજામ પાસે હજામત કરાવવા માટે બેઠો. હજામ ટીખળી હતો. તેણે વણિક ગૃહસ્થની હજામત કરી. માથું સાફ કરી નાખ્યું. ટકોસુંડો બરાબર થયો છે તે બતાવવા હજામે વણિકના શિર પર એક ટકોરો પણ માર્યો અને બોલ્યો, વાહ! શી હજામત થઈ છે? અવાજ પણ આવે છે.

એક ક્ષુદ્ર હજામની આ હિંમત જોઈ વણિક સમસમી ગયો. પણ એ ચતુર હતો. તેણે વિચાર્યું, હમણાં જો હું કંઈ બોલીશ તો હજામ મારી સામે થશે અને કદાચ ગુસ્સામાં આવતાં તે મને અસ્રાથી ઈજા પણ કરી બેસે એટલે તેના પર તો યુક્તિથી જ વેર વાળવું સારું.

આમ વિચારી જ્યારે હજામે કહ્યું, 'જોયું, કેવી ટકોરાબંધ હજામત થઈ છે. વણિક પ્રસન્ન થઈ ગયો અને તેણે કહ્યું: 'વાહ! હજામભાઈ! તમે તો ખરા કારીગર છો. લ્યો, આ ઈનામ.' કહી તેણે એક સોના મહોર બક્ષીશમાં આપી દીધી.

હજામ ખૂશ થઈ ગયો. હવે તે વિચારવા લાગ્યો કે આ તો માત્ર સાધારણ વાણિયાની મેં હજામત કરી અને તેણે ખૂશ થઈ એક સોનામહોર આપી પણ હું કોઈ મોટા અમલદાર કે પ્રધાનની હજામત કરું અને તેમને ખૂશ કરું તો મને તેઓ ઢગલાબંધ મહોરો બક્ષીશ તરીકે જરૂર આપે.

એટલે હવે હજામભાઈ કોઈ મોટા અમલદારની હજામત કરી તેના માથા પર ટકોરો મારવા ઉત્સુક બની ગયા.

આખરે એક દિવસે તેની આ ઇચ્છા ફળી. બાદશાહી ફોજના એક સેનાપતિની હજામત કરવા માટે તેને કહેણ આવ્યું. હજામ હરખાતો–હરખાતો ત્યાં પહોંચી ગયો. ઠાઠની સાથે તેણે હજામત કરી અને પછી માથા પર ટપ દેતો એક ટકોરો માર્યો.

પેલો તો વાણિયો હતો એટલે ચૂપ બેસી રહ્યો. પણ આ તો લડવૈયો અને તેજ મિજાજનો આદમી હતો. એ કેમ આ ટકોરો સહી લે? હજામ જેવા હલકા માણસની આ હિંમતથી તેને હાડોહાડ ક્રોધ વ્યાપી ગયો. તેણે તરત જ પોતાની તલવાર બહાર કાઢી અને તેનું ડોકું ઊડાવી દીધું.

એક દુકાનદારને હજામના આ ગર્વની જાણ હતી. તેણે જ્યારે આ વાત જાણી ત્યારે કહ્યું—

ટકોર આપી હજામની,
આપ્યું ભલું ઈનામ
શિર છેદાવ્યું હજામનું,
જુઓ વણિકનાં કામ.



ભાવ વધી જાય તેમ છે. મને હમણાં જ એ વાતની જાણ થઈ છે. માટે તરત ઊઠી જા. સમય ન ગૂમાવ....'

સ્ત્રી તરત જ ઊઠી અને જ્યાં રાઈ મૂકી હતી તે બહાર કાઢી એનો મોટો ઢગલો કર્યો. પછી પતિ–પત્ની બન્ને બીજા, ઓરડામાં ગયાં. અને સૂવાનો ડોળ કર્યો.

**અને ચોરે રાઈની ગાંસડી બાંધી**

આ બાજુ ચોરે વિચાર્યું કે હું પેટી-પટારામાંથી માલ કાઢું તો તે મારાથી લેવાશે નહિ. પટારો તોડતાં અવાજ થવાનો ભય પણ ખરો. વાણિયો જો જાગી જશે તો મારાથી કંઈ લેવાશે પણ નહિ. તેના કરતાં હું આ રાઈ લઈ જાઉં તો ભાવ વધી જતાં મને ફાયદો પણ થશે.

આમ વિચારી તેણે રાઈની ગાંસડી બાંધી અને પછી તે ઉંચકીને ચાલ્યો ગયો. બીજે દિવસે સવારે તે એજ વાણિયાની દુકાને ગયો અને રાઈનો ભાવ પૂછ્યો.

ચતુર વાણિયો સમજી ગયો કે આ ચોર જ મને ભાવ પૂછી રહ્યો છે. એટલે તેણે કહ્યું, રાઈના પાડ તો રાતે ગયા....' આજે તો કંઈ જ નથી.

ચોરને રાઈ માથે પડી.

વાણિયાના વિષયમાં બે લોકોક્તિઓ છે. એ જાણવા જેવી છે. કહ્યું છે કે—

**વાણિયો ભાંગ્યો દલાલ, ને**
**પારસી ભાંગ્યો કલાલ**

આપણા સમાજની ખાસિયતનું નિદેર્શન આ કહેવતમાં છે. વેપારમાં જો વાણિયો નિષ્ફળ જશે તો એ દલાલીનો ધંધો કરશે. જ્યારે પારસી ધંધામાં નિષ્ફળ જશે તો તે કલાલ (દારૂ વેચનારો) બનશે.

બીજી લોકોક્તિ છે,

**આમ, લીંબુ, બનિયા,**
**ચાપે તે રસ દેય.**

આમ, લીંબુ અને વાણિયો, આ ત્રણેને દબાવવાથી કે કષ્ટ આપવાથી જ રસ આપે છે.

**વાઘરણ વટલીને વાણિયણ થઇ.**

વાણિયાની ચતુરાઈની એક વાત જાણવા જેવી છે. કોઈ એક વાણિયો પરદેશમાં ગયો અને ત્યાં એક વાઘરણની સાથે પરણ્યો. આ વાતને થોડોક સમય પસાર થઈ ગયો. એક દિવસે એ વાણિયાના સગાં સ્નેહીઓ તેને ત્યાં આવી ચઢયાં અને તેના મહેમાન બન્યા. વાઘરણે રસોઈ કરી અને સહુ જમવા બેઠા. મહેમાનોમાં એક જરા વરણાગીયો હતો. રોટલી જોઈ એ બોલી ઊઠયો, રોટલી જરા જાડી થઈ છે!

વાઘરણથી ન રહેવાયું. તે બોલી ઊઠી, 'ઘઉં સારા હોય તો સસલાના કાન જેવી પાતળી રોટલી પણ હું કરી જાણું છું....'

મહેમાનો ચોંકી પડયા. વિચારવા લાગ્યા, વાણિયાની આ વહુ વાણિયણ લાગતી નથી. નક્કી દાળમાં કંઈ કાળું છે. હવે તો એનું સૂળ જાણે જ છૂટકો છે.

ઘરધણી કંઈક કામ નીકળવાથી બહાર ગયો એટલે આ વાણિયાઓએ પોતાની વાણિયાગત આરંભી દીધી. તેઓ પરસ્પર

લડવા લાગ્યા. એક બીજાને કહેવા લાગ્યા કે તું કોળી વટલી વાણિઓ થયો. એમ બધાં લડતાં હતાં ત્યાં જ વહુ બોલી ઊઠી, 'હું વાઘરણ વટલીને વાણિયણ થઈ છું....'

'વાઘરણ વટલીને વાણિયણ થઈ' એમાં ખૂબી એ કે વાણિયો તો વટલાય નહિ પણ વાઘરણ વટલાણી. ચતુર વાણિયાઓએ વહુનું મૂળ જાણી ગયા અને પછી બીજે ચાલી ગયા.

શિર છેદાવ્યું હજામનું,

જુઓ વ.ણકનાં કામ

આવી જ ચતુરાઈભરી, વેર વસૂલની બીજી પણ એક વાત છે. એક વખતે એક વણિક ગૃહસ્થ એક હજામ પાસે હજામત કરાવવા માટે બેઠો. હજામ ટીખળી હતો. તેણે વણિક ગૃહસ્થની હજામત કરી. માથું સાફ કરી નાખ્યું. ટકોસુંડો બરાબર થયો છે તે બતાવવા હજામે વણિકના શિર પર એક ટકોરો પણ માર્યો અને બોલ્યો, વાહ! શી હજામત થઈ છે? અવાજ પણ આવે છે.

એક ક્ષુદ્ર હજામની આ હિંમત જોઈ વણિક સમસમી ગયો. પણ એ ચતુર હતો. તેણે વિચાર્યું, હમણાં જો હું કંઈ બોલીશ તો હજામ મારી સામે થશે અને કદાચ ગુસ્સામાં આવતાં તે મને અસ્રાથી ઈજા પણ કરી બેસે એટલે તેના પર તો યુક્તિથી જ વેર વાળવું સારું.

આમ વિચારી જ્યારે હજામે કહ્યું, 'જોયું, કેવી ટકોરાબંધ હજામત થઈ છે. વણિક પ્રસન્ન થઈ ગયો અને તેણે કહ્યું: 'વાહ! હજામભાઈ! તમે તો ખરા કારીગર છો. લ્યો, આ ઈનામ.' કહી તેણે એક સોના મહોર બક્ષીશમાં આપી દીધી.

હજામ ખૂશ થઈ ગયો. હવે તે વિચારવા લાગ્યો કે આ તો માત્ર સાધારણ વાણિયાની મેં હજામત કરી અને તેણે ખૂશ થઈ એક સોનામહોર આપી પણ હું કોઈ મોટા અમલદાર કે પ્રધાનની હજામત કરું અને તેમને ખૂશ કરું તો મને તેઓ ઢગલાબંધ મહોરો બક્ષીશ તરીકે જરૂર આપે.

એટલે હવે હજામભાઈ કોઈ મોટા અમલદારની હજામત કરી તેના માથા પર ટકોરો મારવા ઉત્સુક બની ગયા.

આખરે એક દિવસે તેની આ ઇચ્છા ફળી. બાદશાહી ફોજના એક સેનાપતિની હજામત કરવા માટે તેને કહેણ આવ્યું. હજામ હરખાતો–હરખાતો ત્યાં પહોંચી ગયો. ઠાઠની સાથે તેણે હજામત કરી અને પછી માથા પર ટપ દેતો એક ટકોરો માર્યો.

પેલો તો વાણિયો હતો એટલે ચૂપ બેસી રહ્યો. પણ આ તો લડવૈયો અને તેજ મિજાજનો આદમી હતો. એ કેમ આ ટકોરો સહી લે? હજામ જેવા હલકા માણસની આ હિંમતથી તેને હાડોહાડ ક્રોધ વ્યાપી ગયો. તેણે તરત જ પોતાની તલવાર બહાર કાઢી અને તેનું ડોકું ઊડાવી દીધું.

# ૧૪૭ શેઠની શિખામણ ઝાંપા સુધી

'**શેઠની** શિખામણ ઝાંપા સુધી' આ કહેવતના બે અર્થ છે. શેઠની શિખામણ તો મળી પણ તે ઘરમાં જ. ઝાંપો વટાવીને બહાર નીકળતાં જ એ શિખામણ છૂ થઈ જાય છે અને પછી સાંભળનારો પોતાની અક્કલ હોંશિયારી મુજબ વર્તે છે. બીજો અર્થ એ છે કે શેઠ ગમે એટલી શિખામણ આપે પણ તે ઝાંપા સુધી જ પછી એના પર પાણી ફરી વળે છે. માણસ જેવી અક્કલ તેવું કાર્ય કરીને આવે છે. પહેલા અર્થમાં બુદ્ધિના ચમત્કારની વાત છે. બીજામાં અક્કલના વટાણા વેરવા જવું છે.

સૂરજમલ શેઠનો ધીકતો વેપાર. આગ્રામાં તેમની પેઢી અનેક ધંધા કરે. શાખ પણ ભારે. એક વખતે ભારે ખરીદી કરવાની આવી. શેઠે મુનીમ બુદ્ધિપ્રસાદને દિલ્હી મોકલવાનું નક્કી કર્યું. એક સારા દિવસે બુદ્ધિપ્રસાદ મુનીમ દિલ્હી જવા નીકળ્યો. સૂરજમલ શેઠે મુનીમને શિખામણો આપવા માંડી. કહ્યું– 'હીરા લેવા તે બરાબર પારખીને લેવા. એમાં ડાઘ નહિ ચાલે. માણેક પાણીદાર લેવા, મોતી બનાવટી આવે છે. ખાસ ધ્યાન આપીને તેની ખરીદી કરવી. જરી કાળી પડી જાય તેવી ખરીદશો નહિ. અસલ લેજો. હં.... ખરીદવા માટે બજારમાં જાવ ત્યારે ગરજ બતાવશો જ નહિ. જાણે ફરવા નીકળ્યા છીએ– તેવી રીતે જ ભાવતાલ પૂછજો. નહિ તો વેપારી ભાવમાં ગરદન મારશે. તોલમાપ બરાબર કરાવી માલ લેશો. બજાર ભાવ કરતાં માલ જેમ સસ્તો મળે તેમ વધુ સારું તે ધ્યાનમાં રાખજો....' આમ શિખામણ આપતાં આપતાં શેઠ મુનીમને છેક નદી સુધી લઈ ગયા. મુનીમ ગાડીમાં સવાર થયા. તો પણ શેઠે શિખામણ છોડી નહિ. બોલ્યા– 'બુદ્ધિપ્રસાદ! મારી શિખામણ બરાબર ધ્યાનમાં રાખજો. શું સમજ્યા?'

મુનીમ શેઠની આ શિખામણોથી કંટાળી ગયો હતો તેણે કહી દીધું– 'શેઠની શિખામણ ઝાંપા સુધી....'

'હેં શું કહ્યું?' સૂરજમલ શેઠે ભવાં ચઢાવીને કહ્યું.

'શેઠની શિખામણ ઝાંપા સુધી....' મુનીમે ફરીથી વાક્ય કહ્યું અને પછી તો મુનીમની ગાડી સપાટાભેર ઉપડી ગઈ.

શેઠને મુનીમના આ શબ્દો હાડોહાડ લાગી ગયા. એને તેમાં પોતાનું અપમાન જ જણાયું. મુનીમ પોતાની ઉપેક્ષા કરી રહ્યો છે તે વિચારથી તેનું મન બેચેન બની ગયું તેણે એને બરાબર પાઠ ભણાવવાનું નક્કી કર્યું.

શેઠે એક મખમલનો જોડો મંગાવ્યો અને પછી તેને સુંદર રીતે પેક કર્યો. એના ઉપર રેશમી વસ્ત્ર લપેટી તેને સીવી લીધું. બાદમાં સાચ્ચી જરીનો એક દોરો તેના ઉપર બાંધી તેણે પોતાના એક સેવકને કહ્યું–

'હમણાં જ મુનીમ દિલ્હીના રસ્તે આપણી ગાડી દ્વારા ગયો છે.' તું આપણા ઘોડા પર સવાર થઈ તેને પકડ અને આ બંડલ આપી કહેજે કે 'બાદશાહ સલામતને રૂબરૂ મળી તેને આપણા તરફથી આ ભેટ આપે.'

સેવક ઘોડા પર સવાર થઈ ગયો. ઘોડો તેજ હતો. જોતજોતામાં તેણે મુનીમની ગાડીને પકડી પાડી. મુનીમના હાથમાં બંડલ મૂક્યું અને કહ્યું– શેઠજી તરફથી બાદશાહ સલામતને આ ભેટ આપજો.

કેટલાક દિવસે મુનિમ દિલ્હી પહોંચ્યો. આડતિયાને ત્યાં તેણે મુકામ કર્યો. બે–ત્રણ દિવસ ખરીદીમાં અને આરામમાં કાઢયા. પછી આડતિયાને કહ્યું–' શેઠજી તરફથી એક બંડલ બાદશાહ સલામતને રૂબરૂ ભેટમાં આપવાનું છે એમને મળવાની વ્યવસ્થા કરો.'

આડતિયો દિવાનને મળ્યો. દિવાને બાદશાહને મળવાને માટેનો દિવસ તથા સમય પણ કહ્યો.

નક્કી કરેલા દિવસે મુનીમ આડતિયાને લઈને બાદશાહની હજુરમાં હાજર થયો. બાદશાહને કુર્નિશ કરી અને પછી એક સુંદર ચાંદીની તાશક કે જે તે પોતાની સાથે લાવ્યો હતો તેના ઉપર પેલું બંડલ મૂકી તાશકની ઉપર રેશમી રૂમાલ આચ્છાદિત કરી તેણે બાદશાહના ચરણો આગળ મૂકી દીધું. કહ્યું 'અમારા શેઠજીએ આપને માટે આ ભેટ મોકલી છે સ્વીકારો....'

બાદશાહે સ્મિત સાથે ભેટ સ્વીકારી. થોડીક આમતેમની વાતો થઈ. શેઠજીની ખબરઅંતર પણ પૂછાયાં અને મુનીમે બાદશાહની રજા લીધી.

બાદશાહને કુતૂહલ થયું કે આ બંડલમાં શું છે. તેમણે દિવાનને ફરમાવ્યું–' જરા જુઓ તો ખરા કે આ સુંદર બંડલમાં શું છે ?'

દિવાને બંડલ છોડવા માંડયું. જરીની દોરીઓ છોડી એટલે રેશમી વસ્ત્ર દેખાયું. રેશમી વસ્ત્ર છોડયું એટલે એક મખમલ લપેટાયેલું જણાયું. મખમલ છોડી એટલે એક સુંદર કેશરી વસ્ત્ર દેખાયું. એને છોડતાં જ અંદરની ચીજ ટપ દેતી બહાર નીકળી પડી.

અવાજ ઠીક ઠીક થયો. ચાંદીની તાશક પર એ ચીજ જરા પછડાટ સાથે પડી.

અને એ ચીજ જોતાં જ બાદશાહનો ક્રોધ ભભૂકી ઉઠયો. આંખો લાલ થઈ ગઈ. તેમણે દિવાનને હુકમ કર્યો– એ બદમાશ મુનીમને ગરદન મારો....

તરત જ મારાઓ મુનીમને મારવા દોડયા. મુનીમ હજુ બજારમાં જ હતો. મારાઓએ તેને પકડી લીધો અને તેને ઘસડતા ઘસડતા લઈ ગયા.

મુનીમ તો આ જોતાં જ હેબતાઈ ગયો તેણે મારાઓને પૂછ્યું– 'ભાઈ! મારો ગુન્હો શો છે તે તો કહો ? આમ મને ખેંચીને ઘસડીને કેમ લઈ જાવ છો.'

મારાઓએ કહ્યું–' આપે બાદશાહની મશ્કરી કરી છે. તેમની આગળ તમે જે ભેટ મૂકી હતી તેમાં તો એક જોડો હતો. બાદશાહ ખૂબ ગુસ્સામાં આવી ગયો છે અને તેમણે જોતાંની સાથે જ પકડીને મારી નાખવાનો અમને હુકમ કર્યો છે.'

મુનીમ ગંભીર બની ગયો. પણ તેણે શાંતિથી કહ્યું તો પછી એ જુતો મને પાછો આપી દો. હું મારી છાતી પર તે બાંધીને સુખેથી મરીશ. આવું સદ્ભાગ્ય કોના નસીબે છે. કૃપા કરીને એ ભેટ મને પાછી મળે તેમ કરો—

આમ કહીને મુનીમ રડવા-કૂટવા લાગ્યો. ઉછળી ઉછળીને તે જમીન પર રડવા-કૂટવા લાગ્યો. ઉછળી ઉછળીને તે જમીન પર પછડા લાગ્યો. લોકો ભેગા થઈ ગયા કે આ શો તમાશો છે. એટલામાં બાદશાહની સવારી એ માર્ગેથી નીકળી. બાદશાહે જોયું તો તેને પણ નવાઈ લાગી તેણે મુનીમને તરત જ ઓળખી કાઢયો. એક સિપાઈને પૂછયું–'કયા બાત હૈ?'

'હજુર! આ કહે છે મને એ જૂતો પાછો આપી દો. મારી છાતી પર બાંધીને હું તેની સાથે મરીશ....'

દરમ્યાન મુનીમની અને બાદશાહની નજર એક થઈ ગઇ. મુનીમે ચીસ પાડીને કહ્યું–'બાદશાહ સલામત! મને એ જૂતો પાછો આપી દો....પાછો આપી દો....'

બાદશાહે સિપાઈઓને હુકમ કર્યો કે એને દરબારમાં લાવવામાં આવે–

દરબારમાં મુનીમને લાવવામાં આવ્યો. બાદશાહે તેને ઠપકો આપતાં કહ્યું– 'તેં અને તારા શેઠે મારી આવી મશ્કરી કેમ કરી? જુતો મોકલવાનું કંઈ કારણ?'

મુનીમે હાથ જોડી કહ્યું–'નામદાર! ગુન્હો માફ કરો. એ જોડો કૃપા કરીને મને પાછો આપી દો. આપની મશ્કરી કરવાનો અમારો કોઈ હેતુ નથી. અમે આપની મજાક કરી શકીએ એમ નથી જ. આપને ત્યાં હીરા મોતી જર ઝવેરાત, અલંકારો અને આવી અનેક સમૃદ્ધિનાં ભંડાર છે એટલે જ અમારા શેઠે પોતાની પાસેની આ મહામૂલી શકુનવંતી અને પ્રતાપી ભેટ આપને મોકલી આપી છે. આ જોડો એક સાધારણ જોડો નથી. એક મહાન મહાત્માની એ પ્રસાદી છે. અમારા શેઠ જ્યારે સહકુટુંબ હરદ્વારની યાત્રાએ ગયા હતા ત્યારે એક અઢીસો વર્ષના 'મહાત્માની સાથે તેમની મુલાકાત થઈ ગઈ. મહાત્મા શેઠજી પર રીઝી ગયા અને તેમણે આશીર્વાદમાં એક જોડી જોડાની આપી કહ્યું–'બચ્ચા! રામજીના ચરણોની આ જોડી છે. હું સેંકડો વર્ષ થયાં એ સાચવતો આવ્યો છું. તું એને તારા ભંડારમાં મૂકી રાખજે. રામજીની કૃપાથી તારે ત્યાં લીલા લહેર થશે.'

અને એટલે જ શેઠજીએ વિચાર્યું કે આવી ચમત્કારિક ભેટ બાદશાહ સલામતને આપી હોય તો તેમના અન્ન અને દ્રવ્ય ભંડાર પણ ભરપૂર રહે. આથી એમાંનો એક જોડો તેમણે આપને ભેટ આપવાને મારી સાથે મોકલી આપ્યો હતો. એ રામચંદ્રજીનો જ જોડો હતો. દૈવી હતો અને એટલે જ તેને આ રીતે રેશમી અને જરીના વસ્ત્રોથી બાંધવામાં આવ્યો હતો. એમાં મશ્કરી નહોતી આપને એ નહિ જોઈએ તો મને એ પાછો આપી દો. હું મારા ભંડારમાં રાખીશ.

બાદશાહ મુનીમના કથનમાં લપેટાઈ ગયો. તેને લાગ્યું કે વાત તો સાચી જણાય છે. જોડો દૈવી લાગે છે. નહિ તો શેઠ તેને

આ પ્રકારે રેશમી વસ્ત્રોમાં બાંધીને શા માટે મોકલે ? વળી ચાંદીની કિમતી તાશકમાં તેને મૂકવામાં આવ્યો હતો, એટલે તે ખુદાનો જ લાગે છે. હું પણ તેને મારા દ્રવ્ય ભંડારમાં રાખી મારો ખજાનો ભરપૂર કરું, બાદશાહે સેવકોને કહ્યું– ' આ જુતાને દમામ સાથે ખજાનામાં લઈ જાવ અને તેને ત્યાં એક તીજોરીમાં મૂકી દો.'

પછી કારભારીઓને ફરમાવ્યું–' આ મુનીમ પોતાના શેઠને માટે જે કંઈ માલ-સામાનની ખરીદી કરે તેના પર શાહી જકાત લેશો નહિ. એને આગ્રા સુધી જવા માટે વાહનોની મફત સગવડ આપવી અને તેની સાથે સશસ્ત્ર ચોકીયાતો પણ મોકલવા–'

પછી બાદશાહે મુનીમને પોતાના તરફથી એક હજાર સોનામહોરો ભેટ તરીકે આપી અને શેઠને માટે પણ કિંમતી શાહી પોષાક ખૂશ બક્ષીશ તરીકે મોકલી આપ્યો.

આમ બધી ભેટ સોગાદો તથા માલ-સામાન સાથે મુનીમ આગ્રા આવી પહોંચ્યો. સૂરજમલ શેઠ તો તેને જોઈને આભો જ બની ગયો, મુનીમનો રૂઆબ પણ ભારે હતો. બાદશાહના સેવકો પણ તેની સાથે આવ્યા હતા. આ બધું જોઇ શેઠે પૂછયું– ' મુનીમજી ! ફતેહ થઇ ને ? '

' હા શેઠની શિખામણ ઝાંપા સુધી–મારી જ અક્કલ હોંશિયારીથી આ બધું લાવ્યો છું. અને પછી મુનીમે બધી વાત વિગતથી કરી. શેઠ મુનીમને ભેટી પડયો અને બોલ્યો, ' મુનીમજી ! ખરેખર, તમે જે બોલ્યા હતા તે જ સાચું હતું–' શેઠની શિખામણ ઝાંપા સુધી.' આ બધો પ્રતાપ તમારી બુદ્ધિનો જ છે. કહ્યું છે–' આપ બુધ્ધિએ જયજયકાર, પારકી મતે પ્રલયકાર ! એ તદ્દન સાચુ જ પૂરવાર થયું છે.'

આ છે. ' શેઠની શિખામણ ઝાંપા સુધી'ની કહેવતની વાર્તા.





# ૧૪૮ સબસે બડી ચૂપ

સબસે બડી ચૂપ બોલવા કરતાં–વિવાદ કરતાં ચૂપકીદી ભલી. ગાંધીજીએ પણ કહ્યું છે મૌન સર્વોત્તમ ભાષણ છે. જો બોલવું જ પડે તો ઓછામાં ઓછું બોલો. એક શબ્દથી કામ ચાલી શકે તો બે બોલવા નહિ.

કહેવતે પણ આ જ કહ્યું છે–સબસે બડી ચૂપ. ચૂપકીદી એ ડહાપણની નિશાની છે. Silence is wisdom. બોલવામાં સંયમ રાખવામાં આવે નહિ તો શું થાય ? લડાઈ–ટંટો–મુખ અને માથું ભાંગે. કહેવત છે કે જીભ કરે આળ પંપાળ, અને ખાસડાં ખાય

શિર કપાળ બીજી પણ કહેવત જાણવા જેવી છે–માથા, મ્હોને વાળજે, મ્હોં માથું ભંગાવશે સૌથી શ્રેષ્ઠ મૌન છે.

એક રાજવીને મુસાફરીએ જતાં એક વૃદ્ધની સાથે ભેટો થઈ ગયો. રાજાએ વૃદ્ધને પ્રશ્ન કર્યો, 'બાપજી એક પ્રશ્નનો ઉત્તર આપશો ? દરેક સ્થિતિમાં માણસે શું કરવું ઘટે ?'

'મૌન....મૌન અને મૌન જ રહેવું જોઈએ.' વૃદ્ધે જવાબ આપ્યો.

અપશબ્દો, કડવી વાણી કરતાં મૌન જ શ્રેષ્ઠ છે.

**જરૂર હોય તેથી પણ ઓછું બોલો**

વિદ્યાર્થીઓની મેદની સમક્ષ પ્રસિદ્ધ વૈજ્ઞાનિક આઈન્સ્ટાઈન ભાષણ કરી રહ્યા હતા. ભાષણથી વિદ્યાર્થીઓ ભારે પ્રભાવિત થયા. તેમણે અન્તમાં આઈન્સ્ટાઈનને પૂછયું, 'સફળતા સિદ્ધ કરવા માટે આપ અમને કોઈ સીધો સાદો નુસ્ખો બતાવશો ?'

આઈન્સ્ટાઈન હસ્યા અને પછી કહ્યું, 'આ રહ્યો એ નુસ્ખો—

'સફળતા કામ+મનોરંજન+મૌન.'

વિદ્યાર્થીઓએ પૂછયું, 'મૌન શા માટે ?'

આઈન્સ્ટાઈને જવાબ આપ્યો, 'સફળતાની સીડી મેળવવા માટે મૌન જરૂરી છે અને આ મૌનની સારી વ્યાખ્યા એ છે કે જરૂર હોય તેનાથી પણ ઓછું બોલો.'

મહાકવિ રવીન્દ્રનાથ ટાગોરે પણ 'મૌન'ની ચર્ચા કરતાં કહ્યું છે :—

હે સાગર, તારી ભાષા કઈ છે ?

'અનંત પ્રશ્નની ભાષા.'

હે આકાશ, તારા ઉત્તરની ભાષા કઈ છે ?

અનંત મૌનની ભાષા,

**સ્ત્રી માટે મૌન એ સર્વોત્તમ આભૂષણ છે**

સ્ત્રીનું સાચું આભૂષણ શું છે ?

મૌન અને તે દ્વારા પ્રગટ થતી લજ્જા. કહેવત છે કે, 'સ્ત્રી માટે મૌન એ સર્વોત્તમ આભૂષણ છે. આ કહેવતને સમજવા માટેની વાર્તા આ રહી.

મેના વહુ પરણીને સાસરે ગયાં. વહુની મીઠી વાણી અને તેના મિલનસાર સ્વભાવથી સૌ પ્રસન્ન થઈ ગયાં. પણ એક સાસુ રાજી ન થઈ. એમાં કાંઈ નવાઈ નહોતી. કારણ, એ બહુ વઢકણીઅને ટંટાખોર સ્વભાવની હતી.

વહુ સાથે એ રોજ ઝઘડતી. નજીવું બહાનું લઈને પણ તે તકરાર કરવા લાગતી. મેના કંટાળી ગઈ. રોજના કલહ કંકાસથી ત્રાસી એ પિયર ચાલી ગઈ. માને તેણે બધી વાત કરી.

માએ કહ્યું, 'દીકરી ચિન્તા કરવાની શી જરૂર છે ? તને એક સરસ તાવીજ જેવું આભૂષણ આપું છું એમાં અજબ ચમત્કાર છે. તું એ તારા ગળામાં પહેરી રાખજે. જ્યારે તારી સાસુ-કંઈ બોલવા લાગે કે તરત જ તારે આ આભૂષણને તારા દાંતોની વચમાં દબાવી દેવું બસ–લડાઈ–ઝઘડો શાંત પડી જશે.'

થોડાક દિવસો બાદ મેના પાછી સાસરે આવી. આ વખતે તેણે ગળામાં એક સુંદર ઘરેણું પહેર્યું હતું આ તેની માતાએ તેને આપ્યું હતું.

બે–ચાર દિવસો તો ઠીક ગયા. પણ સાસુ પાછી તેના મૂળ સ્વભાવ પર આવી ગઈ. એ જ્યારે જ્યારે લડવા આવતી ત્યારે મેના ગળામાં પહેરેલા આભૂષણને પોતાના દાંતોની વચ્ચે દબાવી દેતી. આથી તેનાથી બોલી શકાતું નહીં. મેના કંઈ બોલતી નહિ ને મૌન રહેતી એટલે તેની સાસુથી પણ લડાતું નહિ. વાત વધતી નહિ. અટકી જતી. આમ મેના વહુના મૌનપણાથી ઝઘડો ટળી ગયો અને અન્તે તેની સાસુની ટેવ પણ દૂર થઈ ગઈ.

## સબસે બડી ચૂપ

એક વિદુષી સ્ત્રીની પાસે તેની પડોસણ આવીને કહેવા લાગી, ‘બહેન! મારા સ્વામીનો સ્વભાવ બહુ જ ખરાબ છે આ જોઈને હું મારો મિજાજ પણ ગૂમાવી બેસું છું. પરિણામે ક્યારેક રાંધ્યા ધાન પણ રઝળી જાય છે. અને અમે ભૂખ્યા પેટે જ સૂઈ જઈએ છીએ. કેટલીક વખતે તો વાતનું વતેસર પણ થઈ જાય છે આ મિટાવવા માટેનો કંઈક ઉપાય છે ખરો?’

‘હા, જરૂર છે.’ વિદુષી સ્ત્રીએ કહ્યું, ‘મારી પાસે એક એવી દવા છે કે જેથી તારો અવાજ અટકી જશે. તારા પતિ જેવા તારી સાથે બોલવા ઝઘડવા લાગે કે તરત જ તારે આ દવાનું પાણી તારા મોઢામાં રાખી મૂકવું. બસ જોઈ લે ચમત્કાર.’

આમ કરીને એ ડાહી સ્ત્રીએ દવાની એક બાટલી તેને આપી દીધી.

સ્ત્રી દવા લઈને ઘેર આવી. એટલામાં તેનો ધણી પણ આવી પહોંચ્યો. આવતાંની સાથે જ તે જેમ તેમ બોલવા લાગ્યો– સ્ત્રીએ તરત જ એ બાટલીમાંની દવા પોતાના મોઢામાં મૂકી દીધી. મોઢામાં દવા એટલે તેનાથી કંઈ જ બોલી શકાયું નહિ. સ્ત્રી શાંત રહી એટલે પતિ પણ થોડુંક બબડી ચૂપ થઈ ગયો.

આમ બે ત્રણ વખત બન્યું. બાટલીમાંની દવા ખલાસ થઈ ગઈ એટલે એ પાછી પેલી ડાહી બાઈની પાસે આવી અને બોલી, ‘બહેન! આપની દવા તો બહુ અકસીર છે. હું એ મોઢામાં રાખું છું કે મારા પતિ થોડુંક બોલી–ઝઘડી ચૂપ થઈ જાય છે. હવે તો અમારો ઝઘડો પણ વધતો નથી. મને બીજી વધુ દવા આપો.’

ડાહી સ્ત્રીએ કહ્યું, ‘બહેન! એમાં કોઈ દવા નથી. માત્ર પાણી જ હતું, મોઢામાં પાણી હોય તો બોલાય ક્યાંથી? તું બોલે નહિ એટલે તારો ધણી શું બોલે? એ થોડુંક બોલી–બબડી ચૂપ થઈ જાય.

સ્ત્રી ચૂપકીદીના આ રહસ્યને ઓળખી ગઈ. પતિ બોલે એટલે સ્ત્રી જવાબ જ ન આપે. આથી પતિનો ક્રોધ વધતો નહિ અને તે તરત જ શાંત બની જતો. આમ ચાર છ વાર બન્યું એટલે પતિ પણ સમજી ગયો. બંને હવે પ્રેમથી સંપીને રહેવા લાગ્યા.

## મૌન એટલે જ આત્મ સંયમ

મૌનનું બીજું નામ આત્મસંયમ છે. ક્રોધને કાબુમાં રાખીને પણ જે વાણી પર કાબુ ધરાવે છે તેને કોઈ વાતનો સંભવ થતો નથી. દુઃખ પણ નહિ.

સોક્રેટિસની પત્ની ઝાન્થિપ તરંગી અને ક્રોધી સ્વભાવની હતી. એક વાર તે સ્ત્રીએ ક્રોધમાં આવી જઈ સોક્રેટિસ પર ગાળો વરસાવવામાં કચાશ રાખી નહિ. ત્યાર પછી તે ધીર, ગંભીર, સોક્રેટિસ ઘરમાંથી નીકળી બહાર આંગણામાં બેઠો તેની શાંત નિશ્ચિત મુખમુદ્રા જોઈ એ બાઈનો ક્રોધ ઉલટો વધી ગયો. અને તેણે માળ પર દોડી જઈને સોક્રેટિસના મસ્તક પર પાણીનો એક ઘડો ઠાલવી દીધો. આ જોઈ તે માત્ર હસીને બોલ્યો. આટલી બધી ગર્જના થાય તો પછી વરસાદનું એક ઝાપટું પણ પડવું જોઇએ.

એક વખતે તેના મિત્રે સોક્રેટિસને કહ્યું, 'મને આશ્ચર્ય થાય છે કે તમે તેની સાથે એક ઘરમાં શી રીતે રહી શકો છો ?'

સોક્રેટિસે જવાબ આપ્યો. 'હું તેની ગાળોથી ટેવાઈ ગયો છું, રસ્તામાં ચાલતી ગાડીઓના અવાજથી મને જેટલો સંતાપ થાય તેથી જરા પણ વધુ સંતોષ મને એ ગાળોથી થતો નથી. આ છે આત્મસંયમનો ચમત્કાર. તમે મૌન રહો. સંયમ જાળવો એટલે સામો માનવી ચૂપ જ થઈ જવાનો. આથી જ કહેવતે કહ્યું છે. 'સબસે બડી ચૂપ.'





## ૧૪૯ સટ્ટો તો કે' વાણિયાનો જ

**વાણિયાની** બુદ્ધિ અણીના વખતે આબાદ ઝળકી ઊઠે છે તેવી જ આ વાત છે. એમાં ચતુરાઈ પણ છે, બુદ્ધિનો કસ પણ છે.

એક વાણિયાના ઘરમાં કેટલાક ચોરોએ ખાતર પાડ્યું. અવાજ થતાં વાણિયો જાગી ગયો. પોતાને ત્યાં ખાતર પડ્યું છે તે વાત એ જાણી ગયો. પણ એ ગભરાયો નહિ તેણે ચતુરાઇથી કામ લીધું.

પોતાની સ્ત્રી બાજુમાં જ સૂતેલી હતી. તેને તેણે કહ્યું, 'સાંભળે છે ને ?'

'શું કહો છો ?'

'કહું છું કે આપણે ઘરમાં નવ જણા છીએ—

'કુહલી કુરણ ને દાટો, અમે ત્રણ જણા,
ડાંગ, બુધુ ને લાકડી, અમે છ જણા.
શેઠ, મહેતો ને વાણિયો, અમે નવ જણા

તેમાં તને તો અમે ગણી નથી તે તું સમજીને ?' કહીને શેઠે શેઠાણીને કોણી મારી ચેતવી દીધી કે ચોરો ભરાયા છે માટે હોંશિયારી રાખજે.'

શેઠાણી સમજી ગઈ. બોલી 'મને તો તમે નથી ગણી તેમ આ છૈયાંને તમે ક્યાં ગણ્યાં છે એનેય હવે તો મૂછો ફૂટી છે....'

છાપરા પર ભરાયલા ચોરોએ આ

સાંભળ્યું. તેઓ વિચારમાં પડ્યા, નવ માણસો અંદર છે. ઉપરાંત શેઠાણી અને તેનો છોકરો પણ છે. આ બધાં જાગતાંજ દેખાય છે એટલે હવે આ ઘરમાં આપણું કંઈ વળે તેમ નથી. સમજી ત્યાંથી છ-પાંચ ગણી ગયા.

વાણિયો ચતુરાઈથી લૂંટાતો બચી ગયો.

## સટ્ટો તો કે વાણિયાનો જ

પણ વાણિયાની આવી ચતુરાઈ ક્યારેક ભારે પણ પડી જાય છે. કહેવત છે કે 'વાણિયાના પાસા સદા સીધા જ હોય છે.' એ ક્યારેય પણ વેતરાતો નથી કે નથી છેતરાતો. યમરાજા જેવાને પણ જો કોઈ છેતરી ગયું હોય તો તે વાણિયો જ. આવા ચતુરની જાતના એક વાણિયાને હનુમાનજીએ કેવી રીતે ભીંસ્યા, એ વાત પણ જાણવા જેવી છે. વાણિયા અને લોભને ગાઢો સંબંધ હોય છે. લોભ અને લાભને માટે વાણિયો જાત જાતના સટ્ટા ખેલે જ છે. 'સટ્ટો તો કે વાણિયાનો જ' આ કહેતી પણ જાણીતી છે.

આવા એક સટ્ટાબાજ વણિકને ભજન-કિર્તન સાથે વેર. ક્યારેય પણ તે મંદિરમાં દર્શન માટે કે કથા શ્રવણ માટે જાય નહિ. દાન-ધર્મ અને પરોપકાર તે જાણે કે સમજે જ નહિ. તેનું લક્ષ્ય સટ્ટો જ હતું. વાત વાતમાં એ શરત મારવા તલપી પડતો.

પણ એની સ્ત્રી ધર્માત્મા હતી. દાનધર્મ પ્રતિ તેની રૂચિ સદા રહેતી. એ નિત્ય મંદિરે જતી. પોતાના પતિને પણ તે મંદિરે જવાનો-પ્રભુના દર્શન કરવાનો સદા આગ્રહ કરતી.

સ્ત્રીના અતિ આગ્રહને વશ બની વાણિયો એક દિવસે મંદિરે ગયો. આંખો બંધ કરી એ પ્રભુનું ધ્યાન ધરવા લાગ્યો. એટલામાં ભગવાનની અંદર અંદરની વાતોએ તેનું ધ્યાન ખેંચ્યું.

રામચંદ્રજીએ હનુમાનજીની મૂર્તિને કહ્યું 'હનુમાન! હું બોલું છું તે તું સાંભળે છે ને?'

'હા પ્રભુ, હું બરાબર સાંભળું છું.'

'સાંભળ! આપણા મંદિરમાં એક બ્રાહ્મણ રામાયણની કથા કેટલાક દિવસોથી કરે છે. પરમ દિવસે તેની કથા પૂરી થશે. બ્રાહ્મણ ગરીબ છે, આસ્થાવાળો છે. મારી ઇચ્છા એને એક હજાર રૂપિયા અપાવવાની છે. એની પુત્રીના લગ્ન પણ સમીપમાં જ છે તો પરમ દિવસે એની કથામાં એક હજાર રૂપિયા અવશ્ય આવી જવા જોઈએ!'

'પ્રભુની જેવી આજ્ઞા' હનુમાનજીએ કહ્યું, 'એને અવશ્ય એક હજાર રૂપિયા મળી જશે.'

રામચંદ્રજીની અને હનુમાનજી વચ્ચેનો આ વાર્તાલાપ એ વણિકે મનમાં સાંભળ્યો. મનમાં ને મનમાં જ તેણે કહ્યું, 'ચાલો, મંદિરમાં આવવાનું સાર્થક થયું. અહીં પણ રામજીબાપાએ આપણી આગળ સટ્ટાથી કમાવાની તક આપી છે. લાભ લેવો જ રહ્યો.'

વાણિયો બીજે દિવસે બ્રાહ્મણની કથામાં પહોંચ્યો. બ્રાહ્મણ દેવતા કથા વાંચી રહ્યા હતા. ચાર પાંચ ભાવિકો કથા શ્રવણ કરી રહ્યા હતા. વાણિયો પણ એક ખૂણામાં બેસી ગયો. લોકો સમજ્યા કે વાણિયાને હવે હરિરસ જાગ્યો લાગે છે.

પણ વાણિયાનો હરિરસ તો માત્ર કેવી રીતે કમાવું તેમાં જ હતો. એક હજાર રૂપિયા પામવાને માટે કેવો સટ્ટો રમવો તેની યુક્તિ પ્રયુક્તિમાં વાણિયો પ્રવૃત્ત હતો. જ્યારે બ્રાહ્મણની કથા તે દિવસને માટે પૂરી થઈ ત્યારે એને શ્રોતાઓ પ્રસાદ લઈ વિદાય થઈ ગયા ત્યારે વાણિયો બ્રાહ્મણની પાસે ગયો અને હાથ જોડી તેમને પ્રણામ કર્યા.

બ્રાહ્મણે આશીર્વાદ આપ્યા.

'મહારાજ! કથા ક્યારે પૂરી થશે.' વાણિયો જાણતો હતો છતાં પૂછયું.

'કાલે.'

'દક્ષિણાની આશા કેવી છે?'

'ઠીક ઠીક, પંદર વીસ રૂપિયા કાલે મળી જશે તો નસીબ....બ્રાહ્મણે કંઇક આશા કંઇક નિરાશાના સૂરથી કહ્યું.

'હું કંઇક પ્રયત્ન કરું અને આપને વધુ રકમ મળે તેવું કરું તો....?'

'તો આપની મોટી કૃપા,'

'હું પ્રયત્ન કરું તો આપને એક હજાર રૂપિયા મળી જાય તેવું કરી શકું છું.' સટ્ટાબાજ વણિકે કહ્યું.

'તો તો પ્રભુ આપને સદાય સુખી રાખે તેવા મારા આશીર્વાદ છે. આપ જરૂર આવો પ્રયત્ન કરો.' બ્રાહ્મણે દિનતાથી કહ્યું.

'આશીર્વાદ વગેરેમાં હું કંઈ ન સમજું. દાન ધર્મની વાત પણ મને ન ખપે. એટલું સ્પષ્ટ કહો-હું પ્રયત્ન કરીને તમને એક હજાર રૂપિયાની દક્ષિણા અપાવું તો આપ મને શું આપશો?' વાણિયાએ પોતાના મનની વાત હવે બહાર કાઢી.

'આપ કહેશો તે....'

'અર્ધી રકમ મને આપવી પડશે. અને અર્ધી તમારે લેવાની.'

'કબૂલ છે.' બ્રાહ્મણે કહી દીધું.

'ત્રણ વખત બોલો કે જેથી મને વિશ્વાસ બેસે.' વાણિયાએ કહ્યું.

'કબૂલ છે—કબૂલ છે-કબૂલ છે.'

'ઠીક. તો એક હજાર રૂપિયાનો અર્ધો ભાગ આપને હું અત્યારે જ આપું છું કાલે તમને દક્ષિણા પૂરા એક હજાર રૂપિયાની મળશે. એ હું લઈ લઇશ.'

'ભલે, પણ જો હજાર રૂપિયાની દક્ષિણા મને ન મળી તો આ પાંચસો રૂપિયા હું આપને પાછા આપીશ નહિ.' બ્રાહ્મણે કહ્યું.

'સારી વાત છે નહીં આપતાં—'

બ્રાહ્મણ પ્રસન્ન થતો થતો રૂપિયા લઈ ઘેર આવ્યો. આ બાજુ વાણિયો પોતાની રમતમાં જ હતો. તે વિચારી રહ્યો હતો કે જ્યારે રામચંદ્રજીએ હનુમાનજીને રૂપિયા એક હજાર આપવાની આજ્ઞા જ ફરમાવી છે ત્યારે તે રૂપિયા હનુમાનજીએ આપવા જ રહ્યા. વળી હનુમાનજીએ તે આજ્ઞા પાળવાનું સ્વીકાર્યું પણ છે એટલે મને તે રકમ મળવાની જ છે. આમ વિચારતો વિચારતો વાણિયો ઘેર આવ્યો.

બીજા દિવસે કથાની સમાપ્તિ થઈ. જે બે-ચાર શ્રોતાઓ હતા તેમણે બે પાંચ રૂપિયા પોથી પર ચઢાવી ચાલતી પકડી. હવે માત્ર વાણિયો ને બ્રાહ્મણ જ ત્યાં રહ્યા. થોડીકવાર પછી બ્રાહ્મણે કહ્યું, 'શેઠજી!

કુલ્લે પંદર રૂપિયા આવ્યા છે. આપ એ લઈ લ્યો....'

વાણિયાએ કહ્યું–'જરા ધીરજ ધરો લોકો આવવા જ જોઈએ.'

બે ત્રણ કલાકની રાહ જોવામાં આવી. કોઈ જ આવ્યું નહિ, આખરે બ્રાહ્મણ કંટાળીને ઊઠયો અને બોલ્યો. 'હું તો હવે જાઉં છું. તમારે બેસવું હોય તો બેસો...'

બ્રાહ્મણ ગયો એટલે વાણિયો ત્યાં શા માટે બેસી રહે ? તે પણ ઊઠયો. તે પોતાના સટ્ટામાં નિષ્ફળ ગયો. રૂપિયા પાંચસો તેણે ખોયા તે વાતનું તેને ખૂબ દુઃખ થયું. ગુસ્સો પણ આવ્યો.

એ સીધો ગયો હનુમાનજીની મૂર્તિ પાસે અને તેની સામે જોઈ મોટેથી બોલવા લાગ્યો, 'દેવો પણ હવે જુઠું બોલવા લાગ્યા છે. અને હનુમાન તું તો રામજીનો ભગત છે. તેની આજ્ઞા પાળવાનો દંભ કરે છે અને રામજીની જ તેં આજ્ઞા ન પાળી....તું જૂઠો છે....' આમ ગમે તેમ બકતો વાણિયો ગુસ્સામાં આવી ગયો. તેણે જોરમાં ને જોરમાં હનુમાનજીને લાત મારવા પોતાનો પગ ઉગાર્યો.

તરત જ ચમત્કાર થયો. હનુમાનજીએ વાણિયાની ટાંગ પકડી લીધી. કહ્યું- 'હું બ્રાહ્મણને એક હજાર રૂપિયા આપવાનો જ છું. રામજીને મેં આ વચન આપેલું છે. તેં પણ અમારી વચ્ચેની આ વાત સાંભળી છે. મારે એ વચન પાળવાનું જ છે. તેં બ્રાહ્મણને માત્ર પાંચસો જ રૂપિયા આપ્યા છે. તું બીજા પાંચસો રૂપિયા આપવાના સોગંદ લે તો જ હું તારી આ ટાંગ છોડીશ. નહિ તો હમણાં જ તે મરડીને ચીરી નાખીશ....'

વાણિયો તો હવે ગભરાઈ ગયો. તેણે હાથ જોડયા. હનુમાન બાપજી હું તમારો ચેલો છું. દાસ છું. મારા પર કૃપા કરો. હું હમણાં જ રૂપિયા પાંચસો બ્રાહ્મણને ઘેર જઈને આપી આવું છું. મારો પગ મૂકી દો....

આમ કહેતાં તો વાણિયાની આંખોમાં આંસુઓની ધારા છુટી. હનુમાનજીએ તેનો પગ એવો જોરથી પકડયો હતો કે તેને ભારે વેદના થઈ રહી હતી.

હનુમાનજીને દયા આવી. તેણે વાણિયાનો પગ છોડી દીધો. પરંતુ તેના જતાં જતાંમાં તો તેમણે એને એવી તો લાત મારી કે વાણિયો ઉંધો ગબડીને મંદિરની બહાર ફેંકાઇ ગયો. હનુમાનજીએ ત્રાડ મારી– 'જા બ્રાહ્મણને રૂપિયા પાંચસો હમણાં જ આપી આવ...."

અને વાણિયો ભયથી હેબતાઈ ગયો. એ સીધો બ્રાહ્મણને ઘેર ગયો અને તેને રૂપિયા પાંચસો આપતાં કહ્યું. 'લ્યો, મહારાજ! આ રૂપિયા પાંચસો–મારે કંઈ જ ન ખપે....'

બ્રાહ્મણે રૂપિયા લઈ લીધા અને વણિકને આશીર્વાદ આપ્યા.

સટ્ટામાં વણિક જ્યારે ગુમાવે છે ત્યારે તેને તે ભારે પડી જાય છે. પણ કૂતરાની પૂંછડી વાંકી તે વાંકી જ. પાછો એ ઊઠીને–બેસીને ટટ્ટાર થઈ જવાનો જ.

એક વાણિયાના સટ્ટેબાજ સ્વભાવનો

ટૂચકો જાણીતો છે. એક વખત આ સટ્ટા-બાજ વણિક તાવથી પીડાવા લાગ્યો. હાથ-પગ તૂટવા લાગ્યા. શરીર તાવથી ધીકી ગયું હતું.

સ્ત્રી તથા બાળકોએ ડૉકટરને બોલાવ્યો. ડૉકટરે જીભ પેટ તપાસ્યું. પછી તાવ માપવા થરમામીટર તેની જીભમાં મૂક્યું.

થોડીકવાર પછી ડૉકટરે થરમામીટર જીભમાંથી લઈ લીધું. અને જોયું. અને તરત જ ચોંકીને બોલી ઉઠયા.-૧૦૪ છે.

'હેં....૧૦૪ છે. ? વેચી નાખો...તરત જ.' વાણિયાએ શેરસોદાની જેમ બોલી નાંખ્યું....





## ૧૫૦ સમ ખાય તે સદા જૂઠ્ઠો

ઘણા માણસોને વાતવાતમાં સમ–સોગંદ –કસમ ખાવાની ટેવ હોય છે. કહી દેશે, 'તમારા સોગંદ જો હું ખોટું બોલતો હોઉં તો....' 'તમારા સમ છે....' વગેરે. આમ વાતવાતમાં–એક ટેવ તરીકે પણ જે સોગંદ ખાતો રહે છે તેને કહેવતે સ્પષ્ટ શબ્દોમાં 'જૂઠ્ઠો' ગણ્યો છે. કહેવત છે–સમ ખાય તે સદા જૂઠ્ઠો.

### સવાયાના સો સમ

આ પ્રકારે સમ ખાનારા માનવીઓને પોતાના સમ-સોગંદની પણ કિંમત હોતી નથી. તેમને મન સમ એટલા તો સસ્તા છે કે કહેવતે કહ્યું છે કે–'સવાયાના સો સમ.'

આ તો એ જમાનાની કહેવત છે કે જે જમાનામાં સચ્ચાઈ હતી–ધાકધમકી અને ધર્મનો ભય હતો. માનવી માનવીને ઓળખતો હતો. પણ આજે તો સમ એટલા સસ્તા થઈ ગયા છે કે તેને આજના નવા પૈસાની તોલે પણ તોલી શકાય નહિ. તાત્પર્ય એ કે સોગંદની આજે કોઈ કિંમત નથી. તેનું કોઈ મૂલ્ય નથી અને એટલે જ વર્ષો પહેલાંની જે કહેવત છે- 'સમ ખાય તે સદા જૂઠ્ઠો' આજે તેના ખરા-પ્રગટરૂપમાં ચરિતાર્થ થઈ રહી છે.

### મારા ગળાના સમ

સમ-સોગન્દ કોણ ખાય છે ? વ્યાપારીઓ, જુગારીઓ અને જેમને શબ્દોની કોઈ કિંમત નથી તેવા માનવીઓ. આ ઉપરાંત વાતોડિયા માનવીઓ પણ વાતવાતમાં સમ ખાશે. મોટાંઓનું જોઈને-ઘરનું વાતાવરણ જોઈને આજે તો નાના બાળકો પણ પોતાનું ગળું ચપટીથી પકડીને કહેશે–'મારા ગળાના સમ' આમાં બાળક 'ગળાના સમ'નો અર્થ પણ સમજતો ન હશે છતાં તે આવા સોગંદ વાતવાતમાં કહેતો જણાશે. આ છે સોબત. સંગની અસર.

સોગંદ ખાવા એ પણ એક કલા છે.

વણિકોની જે ૬૪ કલાઓનું કવિ

ક્ષેમેન્દ્રે વર્ણન કર્યું છે તેમાંની એક કલા 'કસમ લેવામાં તૈયાર થવું ને કસમ આપવામાં તૈયારી બતાવી સામાને આંજી કાઢવો. તે પણ છે. વાણિયો નફા વગર કામ ન જ કરે. નફો પહેલો પછી બીજી વાત. છતાં તે ગ્રાહકને જરૂર કહેવાનો 'તમારા સોગંદ છે–જો હું એમાં નફો રાખતો હોઉં તો....' આમાં એની ચાલાકી એ છે કે તે સોગંદ તમારા ખાશે–એના પોતાના નહિ. મારે પાઈ હરામ છે. આવી વાત પણ વ્યાપારીઓ જરૂર કરવાના. પણ આ શબ્દ છળ છે. કોની પાઈ હરામ છે તે વાત તેઓ અદ્ધર જ રાખે છે.

### તમારામાં ખાય તે ઢેડો

વાણિયો કે વ્યાપારી ધંધામાં વ્યાપારમાં ખોટું તો બોલવાનો જ આ માટે તે ગમે તેના આકરા સોગંદ પણ ખાવાનો કહેશે–'તમારામાં ખાય તે ઢેડો....'

ખરીદનાર સમજવાનો કે દુકાનદારે સમ ખાધાં છે કે 'તમારામાં હું જો નફો ખાઉં તો ઢેડો કહેવાઉં.' તેને વ્યાપારીના આ સમથી સંતોષ થાય છે.

પણ અહીં એ દુકાનદારની–વાણિયાની ચતુરાઈ-ચાલાકી જ છે. તેની કહેવાની મતલબ એ છે કે તમારા ભાણામાં ઢેડો ખાય–હું ન ખાઉં અથવા તમારામાં ખાય ભંગી–અમારે શું ?

વાતવાતમાં વ્યાપારી કહેવાનો 'પાઈ હરામ છે.' આમાં તે પાઈ હરામ કહે પણ રૂપિયો કમાઈ લે છે.

### વાણિયો રીઝે તો શું આપે છે ?

વાણિયો ગાંઠનું ક્યારેક પણ ગુમાવશે નહિ. એક જૂની કહેવત છે. 'રાજા રીઝે તો ગામ આપે, બ્રાહ્મણ રીઝે તો આશીર્વાદ દે. પણ વાણિયો જો રીઝે તો તે શું આપે છે: તે જાણો છો ?'

એ તરત જ આનંદ પામતાં કહી દેવાનો 'હા....હા....હા...હા...અને પછી તાળી આપશે. કહેશે, કેમ, ભાઈ કેવી મઝા પડી... ?'

### કસમ ખાવાને માટે જ છે.

કહેવતે સાચું જ કહ્યું છે કે જેને શબ્દોની કિંમત નથી તે સદા સોગંદ ખાતો રહે છે. જુઠ્ઠા સોગંદ ખાનારાઓ પણ એક હિન્દુસ્તાની કહેવતે સારો વ્યંગ કર્યો છે. તેણે કહ્યું છે–' કસમ ખાને હી કે લિએ હૈ. કસમ ખાવાને માટે જ છે. એનું બીજું કોઈ જ કામ નથી–માત્ર આ એક જ કામ છે.

કસમ-સોગંદ ખાનારની દશા 'અબી બોલ્યા અબી ફોક' જેવી જ હોય છે. એને ક્યાંય પકડી કે બાંધી શકાતો નથી. એક બીજી કહેવત પણ આજ અર્થની છે–'જેને બોલે બંધ નહિ તેને ક્યાં પકડવો ? શીંગડે ઝાલીએ તો બાંડો અને પૂંછડે ઝાલીએ તો બાંડો 'ગાડાનું પૈડું ફરે તેમ બોલીને ફરે.'

સમ સંબંધી આપણી કેટલીક બીજી કહેવતો પણ જાણવા જેવી છે. આ કહેવતો છે સવાયાના સો સમ' 'જુગારીના સોગન જુઠ્ઠા. ચોરની 'ના'તે છીનાળવાની 'મા' એ બન્ને બરાબર.

### જબાન હાર્યો તે જન્મ હાર્યો

સાચો માનવી–મર્દ માનવી સોગંદ ખાશે નહિ. તેનું તો એક જ વચન હોય

છે–એક જ શબ્દ હોય છે. એ જે બોલે છે તેને પાળે છે. વ્યાપાર–ધંધા વ્યવહારમાં તેણે જે નીતિ નિયમ નક્કી કર્યા હોય છે તેને જ એ વળગી રહે છે–તેને જ એ વફાદાર રહે છે. આવાઓ સમથી પર રહે છે. તેમને એની જરૂર જ રહેતી નથી.

તેઓ સારી રીતે જાણે છે કે 'બોલ્યા અબોલ્યા થાય નહિ.' 'જબાન હાર્યો તે જન્મ હાર્યો.' 'થુંક્યું ગળાય નહિ.' 'જે બોલનો સાચો તેનો જ તોલ સાચ્ચાં બોલના જ વચનની કિંમત રહે છે. વારંવાર ફરી જનારા–વાતવાતમાં સોગન ખાનારા માનવીની કિંમત કોડીની જ ગણાય છે.

દળ ફરે, વાદળ ફરે, ફરે નદીનાં પૂર,
ઉત્તમ બોલ્યા ના ફરે, પશ્ચિમ ઉગે સૂર.

આવા માનવીઓ જે બોલે છે તે ધ્રુવના અક્ષર. એ ફરે જ નહિ.

આપણી આ કહેવત–' સમ ખાય તે સદા જુઠ્ઠો–અર્થમાં સ્પષ્ટ છે. જેને સોગન ખાવાની ટેવ છે–આદત છે તેને જુઠ્ઠો જ સમજવો.





## ૧૫૧ સંઘર્યો સાપ પણ કામ આવે

ધૂળનોય ખપ પડે.

આપણી એક બહુ જ જૂની ઘરડાંના સમયની કહેવત છે–સંઘર્યો સાપ પણ કામ આવે. આ કહેવતનું તાત્પર્ય એ છે કે દુનિયામાં કોઈ ચીજ નકામી નથી. ગમે ત્યારે પણ તે ઉપયોગી થઈ પડે છે.

આજ કહેવતને મળતી બીજી પણ એક કહેવત છે. ધૂળનોય ખપ પડે કોઈ પણ ચીજ નકામી નથી તે વાતને સિદ્ધ કરતી જ આ કહેવત છે. ધૂળ જેવી નજીવી ચીજ પણ ક્યારેક કામની થઈ પડે છે.

કપૂત એટલે કે વંઠી ગયેલો પુત્ર અને ખોટો પૈસો–આ બે નકામા જ ગણાય છે. કપૂત કામ આવી શકતો નથી. ખોટો પૈસો કોઈ ચીજ વસ્તુ માટે પણ નકામો થઈ પડે છે. પણ આપણી આ માન્યતાને પડકારતી એક કહેવત છે–' કપૂત અને ખોટો પૈસો પણ કોક દિવસ કામ આવે.'

### ' સંઘર્યો સાપ પણ કામ આવે ' કહેવતની વાર્તા.

' સંઘર્યો સાપ પણ કામ આવે.' આ કહેવતની વાર્તા કંઈક આવા પ્રકારની છે.

ઝીણાભાઈ નામ પ્રમાણે જ ઝીણા સ્વભાવના હતા. જે કંઈ ચીજ હોય તેને સાચવી રાખે. કહે ક્યારેક કામ લાગશે અને થતું પણ તેવું જ. કોઈક પ્રસંગે એજ નકામી ચીજ તેમનું કામ કરી આપતી.

એક દિવસે રસ્તામાં તેમણે એક મરેલો સાપ જોયો. તેમણે લાકડીના એક છેડાથી

ઉંચક્યો અને પછી પોતાના છાપરા પર નાખી દીધો.

એક પડોશીએ પૂછ્યું, 'ઝીણાભાઈ! આ મરેલો સાપ તે શું કામ લાગવાનો......?

'ભાઈ વખતચંદ! કોઈ ચીજ નકામી નથી. ચપટી ધૂળ પણ ક્યારેક કામ લાગે છે. સંઘરેલો સાપ પણ ક્યારેક કામનો છે.' ઝીણાભાઈએ તેમના સ્વભાવ મુજબની વાત કરી.

આ વાતને દશ બાર દિવસ પસાર થઈ ગયા. એક દિવસે રાજાની કુંવરી સ્નાન માટે તૈયારી કરી રહી હતી. એક પછી એક અલંકારો કાઢીને તેણે મહેલની અગાસીની પાળ પર મૂકયા. પાસે જ સ્નાનગાર હતું. કુંવરી એમાં પ્રવેશી ગઈ.

**સમડી નવલખો, હાર ઉંચકી ગઈ.**

આ દરમ્યાન એક અજબની વાત બની ગઈ. આકાશમાં ઉડતી એક સમડીના જોવામાં આ અલંકારો આવ્યા. અલંકારોમાં એક નવલખો હાર હતો. સુવર્ણ અને રત્નોથી મઢેલો. સૂર્યના કિરણો આ હાર પર પડતાં હતાં. એટલે હાર પ્રકાશથી ઝગમગી ઉઠતો હતો. સમડીએ વિચાર્યું—'નક્કી આ મારો ભક્ષ છે. કેવો સળવળાટ કરે છે....'

અને આમ વિચારી તેણે એક ઝપટ મારી એ નવલખો હાર પોતાની ચાંચમાં પકડી લીધો અરે પછી તે સરર કરતી આકાશમાં ઉડી ગઈ.

સમડીને તરત જ પરખાઈ ગયું કે ચાંચમાં તે જે ચીજને લઈ ને ઉડી રહી છે તે તેનો ભક્ષ નથી. એ કોઇ બીજી જ વસ્તુ છે એટલે તે નિરાશ તો થઈ પણ તેણે પોતાના ભક્ષ માટેની શોધ ચાલુ જ રાખી. તેની ચાંચમાં હજુ પણ પેલો નવલખો હાર હતો જ.

આમ તેમ જોતી, ક્યારેક નીચે ઉતરતી તો ક્યારેક તે પાછી ઉંચે ચઢી જતી સમડી આકાશમાં વિહરી રહી હતી. એટલામાં તે જરા નીચે ઉતરી....

તેણે જોયું તો એક છાપરા પર મરેલો સાપ પડયો હતો આ ઘર હતું ઝીણાભાઈનું.... ઝીણાભાઈએ પોતે જ મરેલો સાપ છાપરા પર નાખી દીધો હતો. ક્યારેક તે પણ કામનો છે એમ સમજીને....

સમડી ભક્ષ મળવાથી આનંદ પામી ગઈ. તેણે ફૂડ દેતી પોતાની ચાંચ પહોળી કરી અને પેલો નવલખો હાર છાપરા પર નાંખી મરેલા સર્પને ચાંચમાં ઘાલી ઉડી ગઈ.

આ બાજુ કુંવરી સ્નાન કરીને અગાસીમાં આવી. પોતાના અલંકારો તેણે પાળ પરથી લઈને પહેરવા માંડયા. પણ નવલખો હાર તેણે જોયો નહિ. એ ગભરાઈ આમતેમ તેણે જોયું પણ નવલખા હારની ભાળ ન જ મળી.

કુંવરીએ દાસીને પૂછ્યું. 'અહીં કોઈ આવ્યું હતું ખરૂં?'

'ના............જી....'

'તો મારો નવલખો હાર ક્યાં ગયો!'

'કુંવરી બા! એક સમડી ઉડતી ઉડતી અહીં આવી હતી ખરી અને પછી તેજ કંઈક ચાંચમાં પકડીને પાછી ઉડી ગઈ હતી. હું દોડી અને તેને પકડું તેટલામાં તો એ સરરર કરતી ઉડી ગઈ હતી.'

કુંવરીએ માને વાત કરી અને પછી તો એ વાત રાજાએ પણ સાંભળી. નવલખો હાર કિંમતી હતો. બાપદાદાના વખતથી એ સચવાતો આવ્યો હતો. આવો કિંમતી હાર એક સમડી લઈ ગઈ તેનું દુઃખ રાજાને કારમું થઇ પડયું. તેણે સારાય રાજ્યમાં ઢંઢેરો પીટયો કે એક સમડી કુંવરીબાનો નવલખો હાર ચાંચમાં પકડી ઉડી ગઈ છે. જેના હાથમાં એ હાર આવે તેણે તરત જ રાજાને સ્વાધીન કરી દેવો. રાજય તરફથી હાર રજુ કરનારને રૂપિયા દશ હજારનું ઈનામ આપવામાં આવશે. આ હુકમ નહિ પાળનારને સખ્ત સજા કરવામાં આવશે.'

**છાપરા પર સાપ નહિ પણ હાર દેખાયો**

આ ઢંઢેરો ઝીણાભાઈએ પણ સાંભળ્યો. તેના પાડોશીઓએ પણ સાંભળ્યો. ઝીણાભાઈના મનમાં એક વાત નક્કી થઈ ગઈ કે, જો સમડીએ હાર લીધો હોય તો તેણે તે કયાંક જરૂર નાખી દીધો હશે. કારણ એ તેનો ભક્ષ નહોતો જ. પરંતુ સમડી કોઈ ભક્ષ જણાય તો જ ચાંચમાંનો હાર નાખી દે, ત્યાં વગર નહિ એ વાત પણ ઝીણાભાઈના મનમાં ઠસી ગઈ હતી એટલે સ્વાભાવિક જ તેમના મનને થયું કે, સમડી પોતાના છાપરા પરથી તો ઉડી નથી ને ? જો ઉડી હોય તો તેણે મરેલો સાપ જોયો પણ હોય. અને જો એ સાપ તેની નજરે પડે તો સમડી તે લીધા ઝડપ્યા વગર ન જ રહે.

આમ મનમાં વિચારો આવતાં જ ઝીણાભાઈ ઝટ દેતાં છાપરા પર ચઢી ગયા. જોયું તો સાપ ન મળે. ઝીણાભાઈએ આમતેમ જોયું તો તરત જ તેમની નજરે હાર પડયો. આ જ કુંવરીનો નવલખો હાર હતો.

ઝીણાભાઈએ હારને પોતાની કમરમાં બરાબર બાંધ્યો અને પછી તેઓ દરબારમાં ગયા. રાજા સમક્ષ હાર રજૂ કરી જે વાત બની હતી તે તેમને કહી સંભળાવી. રાજાએ પ્રસન્ન થઈ ઝીણાભાઈને શાબાશી આપી અને રૂપિયા દશ હજારનું ઈનામ પણ આપ્યું.

ઈનામ લઈ તેઓ મલકાતા મલકાતા ઘરમાં પ્રવેશ્યા. વખતચંદ શેઠ બહાર ઓટલા પર જ હતા. ઝીણાભાઈએ તેમને હાંક મારી કહ્યું, 'શેઠ! જરા ઘરમાં આવો તો....'

વખતચંદ ઝીણાભાઈના ઘરમાં આવ્યા. ઝીણાભાઈએ પોતાના ગજવામાંથી રૂપિયા દશ હજારની થેલી બહાર કાઢી અને કહ્યું, 'શેઠજી ! સંઘરેલા સાપની આ કિંમત....'

વખતચંદ કંઈ સમજી શકયા નહિ. તેમણે પૂછયું, 'ઝીણાભાઈ! વાત શું છે તે સમજાવીને કહોની ?'

મેં એક વખતે નહોતું કહ્યું કે, 'સંઘરેલો સાપ પણ કામનો છે.'

'હા....કહ્યું તો હતું અને મેં મશ્કરી પણ કરી હતી. પણ તેનું શું છે ?'

'એની જ આ વાત છે.' અને પછી જે વાત બની હતી તે ઝીણાભાઈને વિસ્તારીને કહી સંભળાવી.

વખતચંદે કબૂલ કર્યું, 'ઝીણાભાઈ! તમારી વાત સાચી છે. સંઘર્યો સાપ પણ કામનો છે....'

અને આ કહેવત પડી.

આ બહુ જ જૂની કહેવત છે હિંદીમાં પણ એને મળતી કહેવત છે. 'સાપ કા શિર ભી કભી કામ આતા હૈ.' કોઈ પણ નકામી વસ્તુને નકામી સમજીને ફેંકી દેવી નહિ.

**કોઈ પણ ચીજ નકામી નથી.**

આ કહેવતોમાં સર્પ તો એક પ્રતીક છે. મૂળ ઉદ્દેશ છે કોઈપણ ચીજ નકામી નથી– એ કામની જ છે. આથી જૂના છાપા, રદ્દી, કોથળીઓ, સરકારી દૂધની બાટલીઓ પરનાં ઢાંકણા, ફાટેલા તૂટેલા બૂટ–ચંપલ પણ પૈસા મેળવી અપાવે જ છે. રસ્તા પરથી કાગળો ઉંચકી ઉંચકીને આજે અનેક જીવો પોતાનો રોટલો રળી ખાય છે.

એક ગરીબ છોકરાએ પેરિસની એક બેંકમાં એક જગ્યા મેળવવાને માટે અરજી કરી. પરંતુ તેને નિષ્ફળતા મળી. દરવાજામાંથી બહાર નીકળતાં તેણે એક ટાંકણી નીચે પડેલી જોતાં તે ઉઠાવી લીધી. તે બેંકના મેનેજરે આ ઘટના જોઈ અને તે ઉપરથી તે છોકરાની યોગ્યતા સમજીને તેને પાછો બોલાવીને એક જગ્યા આપી. એ જગ્યાએથી વધતાં વધતાં તે અંતે પેરિસનો મોટામાં મોટો બેંકર બન્યો ! એ લાફીટ હતો.

**નકામા રસાયણથી ગુડિયર ટાયર શોધાયા**

ગૂડિયર નામનો એક સાધારણ વૈજ્ઞાનિક એક વખતે એક પ્રયોગ કરી રહ્યો હતો. પ્રયોગ બાદ એક જાતનું મિશ્રણ કે જેને તે નકામું ગણતો હતો તેને નાંખી દેવાને બદલે તેણે સાચવી રાખ્યું. એક વાસણમાં ભરીને તેણે રાખી મૂક્યું. દૈવ સંજોગે આ વાસણને અગ્નિની આંચ લાગી. તાપથી તે લાલચોળ બની ગયું. ત્યાં સુધી તેના પર ગૂડિયરની દૃષ્ટિ પડી નહિ. પરંતુ તેથી લાભ એ થયો કે તેણે રબરને કઠણ બનાવવાની યુક્તિ શોધી કાઢી. આજે ઓળખાતા ગૂડિયર ટાયર એ એની શોધ. નકામા સંઘરી રાખેલા રસાયણમાંથી જગતને આ શોધ મળી.

**એક જ બટાકું કરોડોનું ભોજન બન્યું**

સર વોલ્ટર રેલે સોળમી શતાબ્દીમાં માત્ર એક જ બટાકું ઈંગ્લાંડ લઈ ગયો હતો. આ તેણે સંઘરી રાખેલું. પણ આ એક જ બટાકાએ આજે કરોડો માણસોને ભોજનથી તૃપ્ત કર્યા છે.

સ્કોપાસને જ્યારે તેના એક મિત્રે પૂછયું, 'આપને ઉપયોગી ન હોય એવી કોઈ વસ્તુ મને આપશો ?'

તેણે જવાબ આપ્યો, 'બીજાઓને નિરૂપયોગી દેખાતી વસ્તુઓ વડે જ હું શ્રીમંત અને સુખી થયો છું.'

આ દાખલાઓ છે, આપણી જૂની કહેવત, 'સંઘર્યો સાપ પણ કામનો છે' કહેવતનું તાત્પર્ય બતાવતા....





# ૧૫૨ સંગ બડા કે સ્વભાવ!

સંગ બડા કે સ્વભાવ?

એક બાદશાહે એક બિલાડી પાળી પોષી હતી. તેના મસ્તક ઉપર દીવાનું કોડીયું મૂકીને બાદશાહ નિત્ય કુરાન પઢતો.

એક દિવસે બાદશાહના મગજમાં તરંગ ઉઠયો-'સંગ બડા કે સ્વભાવ?' તેઓ પોતે એનું નિરાકરણ કરી શકયા નહિ એટલે મુંઝાયા. તેમણે તરત જ લઉવાને બોલાવ્યો અને તેને પૂછયું-'અલ્યા, સંગ બડા કે સ્વભાવ?'

લઉવાએ કહ્યું-'સ્વભાવ...'

'ના-સંગ' બાદશાહે કહ્યું. જો, આ બિલાડીને મારો સંગ થયો છે એટલે એ માથા ઉપર દીવો ધરીને કેવી ચૂપ બેસી રહી છે? એ એનો પોતાનો જાતિ સ્વભાવ પણ ભૂલી ગઈ છે...'

લઉવાએ કહ્યું-'આપનું કથન ખોટું છે. સ્વભાવ જ મોટો છે.'

બાદશાહ ગુસ્સે થઈ ગયો. બોલ્યો-'અલ્યા, તું હઠ કરે છે. આ વાત પૂરવાર કરી બતાવ-નહિ તો હું તને શૂળીએ ચઢાવી દઈશ....'

લઉવાએ વિચાર્યું-બાદશાહને અભિમાન થયું છે. એટલે જ તેઓ આમ બોલી રહ્યો છે. તેમનું અભિમાન હવે ઊતારવું જ રહ્યું.

બીજે દિવસે પકડી લઉવો બે-ત્રણ ઉંદરડીના બચ્ચાં પકડી લાવ્યો. બાદશાહ જ્યારે કુરાન પઢતા હતા ત્યારે ત્યાં જઈ ધીરે રહીને એક બચ્ચું તેણે છુટું મૂકી દીધું.

ઉંદરને જોતાં જ બિલાડીના કાન ઊંચા થયા ત્યાં જ લઉવાએ બીજું બચ્ચું કાઢયું. બિલાડીએ આ જોયું અને તેના રૂંવાડાએ કંપ થયો. લઉવાએ ત્રીજું બચ્ચું કાઢયું ત્યાં તો બિલાડીએ ઠેકડો મારીને કોડીયું કુરાન ઉપર નાખીને ઉંદરડાને પકડી લીધું.

આ જોઈ લઉવાએ આંખો નચાવીને કહ્યું-'આ બાદશાહ સલામત! જોયું ને-શું મોટું તે....? સંગ કે સ્વભાવ....?

બાદશાહ મૌન રહ્યો. તેણે પોતાની હાર એ મૌનમાં જ સ્વીકારી લીધી.

એક જૂની ગુજરાતી કહેવત છે-"**જાતનો સ્વભાવ નહીં જાય રે ભૈયા, ને કાખમાં ઘાલીને લાવી રે પૈયા.** બીજી પણ એક કહેવત છે-'સ્વભાવ'નું કાંઈ ઓસડ નથી'. હિંદી અને ભોજપુરી ભાષાની પણ એક કહેવત પણ જાણવા જેવી છે. આ કહેવત આવી છે કુતરાના સ્વભાવ પરથી. કહેવત છે:-

"**જાત સુભાવ ના છુટે ટાંગ ઉઠા કે મૂતે,**" પગ ઉઠાવીને જ મૂતરે છે. આ એનો જાતિગત સ્વભાવ છે. એ કયારેય આ બદલતો નથી.

આ કહેવતના આશયથી જ એક સંસ્કૃત સૂકિત છે:-

યઃ સ્વભાવો હિ યસ્યાસ્તે
સ નિત્યં દુરતિક્રમઃ ।
શ્વા યદિ ક્રિયતે રાજા
તત્કિં ના શ્નાત્યુપાનહમ્
મુખ-લક્ષણ અને જાતિ સ્વભાવ ક્યારેય પણ છૂપા રહેતા નથી તે જાહેર થઈ જાય છે જ.





# ૧૫૩ સંપે સંપત્તિ સાંપડે, લાજ વખાણે લોક

સંપે સંપત્તિ સાંપડે, લાજ વખાણે લોક

સંપ ત્યાં જ જંપ-સંપ ત્યાં જ સફળ શાસન, સંપ ત્યાં જ વિજય અને સંપ ત્યાં જ લક્ષ્મી. જ્યાં સંપ નથી, જ્યાં કલહ છે, કુસંપ છે ત્યાં વિનાશ જ છે. ભારત પરતંત્ર થયું. બેહાલ થયું તેનું કારણ કુસંપ જ. ભારત પરના વિદેશી આક્રમણો સફળ થયા તેનું કારણ પણ અંદર અંદરનો કલહ જ. સંપ-હોય તો જ સફળતા મળે છે.

આ જ મુજબ લાજ-શરમ-આમન્યા પણ એની સાથે સાથે જ મહત્ત્વનું સ્થાન મેળવે છે. કહેવતે આ બન્નેને પોતાનામાં એક જ સૂત્રે બાંધી લીધા છે. આપણામાં એક કહેવત છે—

લાજે સંપત પામીએ, લાજે મોટા માન,
લાજ વિનાના માનવી, તેના લાંબા કાન.

આ જ કહેવતની સામે એક બીજી જોરદાર કહેવત પણ છે :—

સંપે સંપત્તિ સાંપડે, લાજે વખાણે લોક.

સંપથી સંપત્તિ મળે છે-તે ટકી રહે છે, આજ મુજબ લાજ મર્યાદા-માન-આબરૂને પણ લોકો વખાણે છે. આ અંગેની એક કહેવત વાર્તા છે :—

એક શ્રીમન્ત ગૃહસ્થને લક્ષ્મીની લીલા-લહેર હતી. ભારે વૈભવ હતો. સુખ અને સંપત્તિભર્યું જીવન તેઓ ગાળતા હતા. શેઠની ઉત્તરાવસ્થા આવી હવે તેમની પડતીના દિવસો શરુ થયા. વ્યાપાર-ધંધામાં પાસા અવળા પડવા માંડયા. એક દિવસે રાતે લક્ષ્મીજીએ તેને દર્શન આપ્યાં અને કહ્યું, હવે 'હું તારા ઘરમાંથી વિદાય થાઉં છું પણ વિદાય થતાં પહેલાં તને એક વર આપવા ઇચ્છું છું કારણ તેં મને સારી રીતે રાખી છે. તારી ઇચ્છામાં આવે તે વરદાન તું મારી પાસે માગી લે.'

ગૃહસ્થે કહ્યું, 'આપની જેવી ઇચ્છા. મારે આપની પાસેથી શું માંગવું તે હું મારા પુત્રોને પૂછીને જણાવીશ.'

'સારું પણ જે કંઈ માંગે તે વિચારીને જ માંગજે.'

બીજે દિવસે સવારે ગૃહસ્થે પોતાના પાંચે સંતાનોને બોલાવ્યા અને તેમની આગળ

લક્ષ્મીજીના એક વરદાનની વાત કરી કહ્યું, ‘આપણે લક્ષ્મીજી પાસે શું માંગવું તે તમે નક્કી કરીને જણાવો !’

છોકરાઓ સાથે મળી વિચારવા લાગ્યા. પણ શું માંગવું તે તેઓ એકમતે નક્કી કરી શકયા નહિ. એટલે તેમણે દરેકે પોતપોતાની બુદ્ધિ અનુસાર જે સૂઝયું તે પિતાને જણાવ્યું. પણ ગૃહસ્થના મનને સંતોષ થયો નહિ.

આખરે તેણે પોતાની દશ વર્ષની પુત્રીને બોલાવી અને તેને કહ્યું, ‘લક્ષ્મીજી, આપણા ઘરમાંથી જવા માટે રજા માંગે છે. જતાં પહેલાં તે આપણને એક વચન આપવા તૈયાર બની છે. તો આપણે શું માંગવું ?’

પુત્રીએ તરત જ કહ્યું, ‘પિતાજી ! એમાં વિચારવા જેવી કોઈ વાત નથી. લક્ષ્મીજી જાય તો ભલે જાય. તેમની પાછળ આપણા ઘરમાં કદી પણ કુસંપ વ્યાપે નહિ તેવું માંગો.’

શ્રીમન્તને આ વાત અસર કરી ગઈ. બીજી રાતે લક્ષ્મીએ ફરીથી તેને દર્શન આપ્યાં અને કહ્યું, ‘બોલ તારે શું જોઈએ છે ?’

‘દેવીજી ! આપ પ્રસન્ન થયા હોય તો અમને એક વરદાન આપો. અમારા ઘરમાં કદિ પણ કુસંપ થાય નહિ. સૌમાં સંપ જળવાઈ રહે તે જ વર અમારે જોઈએ છે.’

લક્ષ્મીજીએ સ્મિત કર્યું. કહ્યું, ‘અલ્યા, આ વચન માંગીને તો તેં મને જ બાંધી લીધી છે....કારણ, જ્યાં સંપ હોય ત્યાં જ મારો વાસો રહે છે...

અને એ ગૃહસ્થના ઘરમાં સંપ જળવાઈ રહ્યો સંપથી લક્ષ્મી પણ વર્ષો સુધી ટકી રહી. ગૃહસ્થ અને તેનું કુટુંબ જાહોજલાલી ભોગવવા લાગ્યું.

કુસંપથી લક્ષ્મીનો ક્ષય થાય છે. સંપ ત્યાં જ લક્ષ્મી અને ત્યાં જ જંપ પણ છે. ‘સંપે સંપત્તિ સાંપડે, લાજ વખાણે લોક’ આ કહેવત પણ આવા અનુભવોથી જ ઘડાઈ લોકજીવનમાં વણાઈ ગઈ છે.





## ૧૫૪ સાચો સોની તેનું નામ કરે જે તસ્કરનાં કામ

સોનાને ગઢનારા તે સોની–અલંકારોથી નારીના દેહને સુંદર બનાવી તેને રૂપ બક્ષનારા તે સોની. સોની ન હોત તો સ્ત્રી આભૂષણ વિહોણી જ હોત. અને તે વખતે એ કેવી કદરૂપી–બેડોળ જણાત....?

પણ આ સોની કે જેણે સ્ત્રી જાતિ પર

આટલો મોટો ઉપકાર કર્યો છે તે સદા પેઢી-દર પેઢીથી નિંદાતો જ રહ્યો છે. એને શિરે એક મોટો આરોપ આવ્યો છે અને તે આરોપ છે સોનાની ચોરીનો. કહેવતોએ પણ સોનાને માટે ઘણું કહ્યું છે. 'વાલમાંથી રતી ચોરે તે સોની' પણ સોનીને માટે જે કહેવામાં આવ્યું છે તેમાં સૌથી મોટી વાત એ છે કે 'સોની સગી બહેનનો પણ નહીં' 'સગી માનું પણ સોનું ચોરનારો સોની....' પછી કહેવત આ પણ કહે છે. સાચો સોની કોણ ?....'સાચો સોની તેનું કામ કરે જે તસ્કરનાં કામ.' જે ચોરીના કામ કરે તેજ સાચો સોની.

### સોનીઓની ઉત્પત્તિ કેવી રીતે થઈ

સોની જાતિની ઉત્પત્તિ માટેની અનેક દંતકથાઓ છે. એમાંની એક એ છે કે એક વખતે આખા મેરૂ પર્વતને કે જે સોનાનો હતો તેને ઉંદરોએ ફોલી ખાધો. આજ ઉંદરો આ ભૂમંડળ પર સોની રૂપે અવતર્યા છે. પૂર્વ જન્મના અભ્યાસથી તેઓમાં સોનું ચોરવાની આ કુશળતા આવી છે. (ક્ષેમેન્દ્ર કૃત કલાવિલાસ).

### સોનીઓની સાંકેતિક ભાષા પણ હોય છે.

સોનીઓની સોનું ચોળવાની કળા તો જાણીતી જ છે. કવિ ક્ષેમેન્દ્રે ફૂંક મારવાની-ત્રાજવાની-ચેષ્ટા દ્વારા સોનું ચોરવાની કસોટી તોળા-કાટલાં વગેરેની કળા પર સારો પ્રકાશ ફેંક્યો છે. સોનીઓની સાંકેતિક ભાષા પણ હોય છે. બિહાર પ્રદેશમાં આ ભાષાને 'સોનારી' કહેવામાં આવે છે. આ સોનારી ભાષાના કેટલાક ગૂઢ શબ્દો હિંદી "લોક-વાતા" વર્ષ રજાના અંક રજામાં અપાયા પણ છે.

### જોતાંની સાથે જ હરી લે તે સોની

સંસ્કૃતમાં સોનીનું એક નામ છે 'પશ્યતો-હર' જોતાંની સાથે જ ચોરી લે. ભોજપુરી ભાષામાં આ અંગેની એક કહેવત પણ છે. 'સોનાર કહે જે નહીં ગઢઈ દેબઇ તઈ કને દેખદૂ દિએ.' સોની કહે છે કે 'તમારે આભૂષણ નહિ બનાવવા હોય તો મારી કંઈ જબરજસ્તી નથી પણ સોનું કેવું છે તે તો જરા જોવા દો.'

આ કહેવતનું તાત્પર્ય એ છે કે સોની સોનું-ચાંદી જોવાને બહાને પણ કંઈને કંઈ હાથ મારી લે છે.

'સોની કોઈનો મિત્ર નહિ એની ગાંઠ પવિત્ર નહિ.' આપણી કહેવતે આવું કથી તેને અવિશ્વાસુ બનાવ્યો છે. પણ કહેવતે સોનીની કંગાલ સ્થિતિનું વર્ણન પણ કર્યું છે. કહ્યું છે-'સોની મહાજન સોનું ઘડે ને ઘરમાં સ્ત્રી ભૂખે મરે.'

સોનીને 'મહાજન' કહેવામાં આવ્યો છે. આ મહાજન એટલે મોટો માનવી. ખરે સોની મોટો જ માનવી છે. દેવતાઓની મૂર્તિઓથી માંડીને તે સ્ત્રી-બાળકોના દેહને પણ અલંકારોથી સુશોભિત બનાવી દે છે. લોકોને એ સુંદરતા બક્ષે છે. તેમને વૈભવ-વાળા બનાવે છે. પણ ઘરમાં તેની જ સ્ત્રી ટુકડા રોટલાને માટે ટળવળતી હોય છે. કહેવાતા સોનીઓની દુઃખદ સ્થિતિ પર આ કહેવતે સારો પ્રકાશ પાડયો છે.

સોની અને દરજી બન્ને સરખા. એક

કહેવત છે– 'સોની ચોરે વાલ, તો થાય અરધાનો માલ, દરજી ચોરે લેખે તો ટેકો પૈસો દેખે.' કહેવતની મતલબ એ છે કે ચોર્યા વગર તેમને ચાલે એવું નથી જ.

સોનીનો કાંટો કોઈની પણ શરમ રાખતો નથી. આથી જ કહેવત પડી છે કે, 'સોનીને કાંટે શરમ નહિ.' કહેવત કહે છે કે ભાઈ, સોનીનો વિશ્વાસ કરશો નહિ.' કારણ–એ મહા ચતુર જાત છે. 'સસ્સા, રે સોનીનો વિશ્વાસ નવ કીજીયે એ ચતુરાઈની રીત.' આવો ચતુર માણસનો વિશ્વાસ ન કરવો એ ચતુરાઈની જ રીત છે.

**સ્ત્રીના રૂપને પૉલિશ કરનારો સોની છે.**

આ બધું ભલે કહ્યું હોય પણ સોનીનું તો મહત્ત્વ છે જ. 'સોની વગર કાન નહીં વીંધાય.' સ્ત્રીઓ કાનમાં જે એરીંગ નાકમાં જે વારી પહેરે છે તે વીંધનારા સોનીઓ જ છે. સોનીઓ ન હોત તો આજની સુંદરીઓ એરીંગ, વારી, નથ વગરની જ દેખાતે. અને આથી જ એક લેખકે કહ્યું છે કે સ્ત્રીના રૂપને પૉલિશ કરનારો સોની છે.

એક હિન્દુસ્તાની કહેવત છે—

**'સોના સુનારકા, આભરણ સંસારકા.'**

એટલે કે ઘરેણા તો પહેરનારીના ભલે રહ્યા. પણ સોનું તો સોનીનું જ હોય છે. આ કહેવતનો ગૂઢાર્થ એ છે કે અસલ સોનું તો સોની લઈ લે છે ગ્રાહકોને આભૂષણના રૂપમાં અશુદ્ધ સોનું જ મળે છે.

આ તો ધંધાનો કસબ છે. હિકમત છે. અને સાચી વાત કહીએ તો આજે ચોરી કોણ કરતું નથી? નેતાઓથી માંડીને તે નાના–અદના માણસ સુધીના સૌ ચોરી તો કરે જ છે. પછી ચોરી કરવાના તેમના પ્રકાર ભલે ગમે તેવા હોય.

**બાદશાહનો પડકાર સોનીએ ઉપાડી લીધો**

ઉપર કહી તે કહેવત અંગેની એક વાર્તા છે. એક વખતે કોઈ બાદશાહે સોનીને પૂછયું કે તમે રૂપિયામાં કેટલા આના ખાઈ શકો છો?'

સોનીએ જવાબ આપ્યો–'સોળે સોળ આના'

બાદશાહે કહ્યું–'આ વાત હું માની શકતો નથી.'

'પારખું કરો.' સોનીએ બાદશાહને ચેલેન્જ ફેંકી.

બાદશાહે એ ચેલેન્જ ઉપાડી લીધી. તેણે સોનીને કહ્યું–'રાજમહેલમાં બેસીને જ તું એક સોનાની મોટી મૂર્તિ બનાવ. એ મૂર્તિ જ્યાં સુધી તૈયાર નહિ થાય ત્યાં સુધી તારે અહીંથી ખસવાનું નથી.'

સોનીએ કહ્યું–'આપનો હુકમ માથે લઉં છું.'

બાદશાહે સોની પર પૂરો જાપ્તો બેસાડી દીધો. સખ્ત ચોકીપહેરા વચ્ચે સોની મૂર્તિ ઘડવા લાગ્યો.

આ સોનીએ યુક્તિનું કામ એ કર્યું હતું કે બાદશાહે તેને મૂર્તિ ઘડવાનું કહ્યું તે જ દિવસે તેણે ઘેર જઈ, સખ્ત પરિશ્રમ કરી. એક પીત્તલની મૂર્તિ બનાવી કાઢી હતી. સ્ત્રીને તેણે કહ્યું હતું કે ચારેક દિવસ બાદ તું આ મૂર્તિને દહીંના કુંડામાં નાખીને તું રાજમહેલ આગળ દહીં લ્યો રે દહીં....ની બૂમ લગાવતી રહેજે. સ્ત્રીએ તેમ કરવાની ખાતરી આપી.

ચાર-પાંચ દિવસ થઈ ગયા. સોની તો મહેલમાં બેસીને જ મૂર્તિ ઘડી રહ્યો છે. બાદશાહ રોજ બે-ત્રણ વખત આવીને સોનીની તપાસ કરી જાય છે. એ પોતાના બળ પર મુસ્તાક છે અને સોની પોતાની હિકમત પર.

આ દરમ્યાન મહેલ આગળ રોજ સોનીની સ્ત્રી-'દહીં લ્યો રે દહીં''ની બૂમો પાડતી પસાર થાય છે. પણ જ્યારે દહીંની જરૂર હોય ત્યારે જ એ લેવાયને ?

પાંચમે દિવસે મૂર્તિ તદ્દન તૈયાર થઈ ગઈ. શુધ્ધ સોનાની એ મૂર્તિ હતી એટલે સરસ રીતે તે ચમકી રહી હતી. જોનારાઓ તેની કારીગરી પર-તેની ચમક પર આફીન પોકારી જતાં હતાં.

બાદશાહ મૂર્તિને જોઈને ખૂશ થઈ ગયો. સોનીએ કહ્યું-'નામદાર ! હવે મૂર્તિમાં વધુ ચમક આવવાની જરૂર છે અને આ માટે મૂર્તિમાં દહીંની ખટાઈમાં સાફ કરવાની રહે છે.'

બાદશાહે કહ્યું-'જોઈએ એટલું દહીં મંગાવી લ્યો.'

આજ સમયે સોનીની સ્રી 'દહીં લ્યો રે દહીં'' કરતી મહેલ આગળથી પસાર થઇ સિપાઈઓએ તેને અટકાવી અને તેને સોની પાસે લઇ ગયા. તેમણે કહ્યું-'જેટલું દહીં જોઇએ એટલું લઇ લ્યો.'

સોનીએ અહીં ચાલાકી કરી, તેણે સોનાની મૂર્તિને સૌના દેખતાં દહીંના ભરેલા કુંડામાં નાખી દીધી અને પછી તે અંદર જ કુંડામાં એ મૂર્તિને દહીંથી ચોળવા લાગ્યો. સિપાઇઓ સમજ્યા કે ખટાઈથી તે મૂતિને સાફ કરી રહ્યો છે. થોડીક વાર પછી તેણે સિફતપૂર્વક પીત્તળની મૂર્તિને કુંડામાંથી કાઢી લીધી અને દહીંવાળીને કહ્યું-'હવે તારું કામ નથી. આ દહીંનું તારે જે કંઇ કરવું હોય તે કરજે-પણ ખબરદાર! એ ખાવાના ઉપયોગમાં ન લેતી કારણ હવે એ ઝેરી થઈ ગયું છે.'

દહીંવાળી પૈસા લઈને ખૂશ થતી થતી ચાલી ગઈ. કારણ તેના કુંડામાં ખરી સોનાની મૂર્તિ પડી હતી.

મૂર્તિને સ્વચ્છ કરી સોનીએ તે બાદશાહ સામે રજુ કરી. બાદશાહ ખુશ-ખુશ થઈ ગયો. શુદ્ધ સુવર્ણની જેમ જ એ ચમકી રહી હતી. બાદશાહે મૂછ પર તાવ દીધો અને પૂછ્યું-'સોની, કહે એમાંથી કેટલા આના ચોર્યું ?'

સોનીએ નિર્ભયતાથી કહ્યું—'નામદાર ! સોળેસોળ આના !'

બાદશાહ ચોંકી ગયો. પૂછ્યું-'ખરું કહે છે....?'

'હા-' અને એમ કહીને તેણે પોતાને ઘેરથી ચોરેલી સોનાની મૂર્તિ મંગાવી અને જે હિકમત તેણે વાપરી હતી તે કહી બતાવી.

બાદશાહે કહ્યું-'તમારી બુધ્ધિ આગળ અમારી બુધ્ધિ પાણી ભરે....તમે ખરા ચોર છો અને શાહુકાર પણ છો!'

આવા ચતુર છે સોની મહાજન....'





# ૧૫૫ સાઠ નિશાળીએ ઊંચકી મહેતાજીની સોય

'બહુ તાંતણા બલવંત' સૂતરનો એક તાર તૂટી જાય પણ એમાં જો વધુ તાર મળ્યા હોય તો એ તૂટે નહિ. આવો જ ભાવ દર્શાવતી એક કહેવત છે. 'ઝાઝા હાથ રળિયામણા.' એક કામ પાછળ ઘણાં હાથ મળે તો એ કામ ત્વરાથી થઈ જાય. એક લાકડી તૂટી જાય પણ લાકડીનો ભારો ન તૂટે આ કહેવતો છે સમુહનું બળ દાખવતી.

આ કહેવતોથી ઊલટી પણ કેટલીક કહેવતો છે. એમાં સમુહની નિંદા કરવામાં આવી છે. સહિયારા કામની ટીકા પણ થઈ છે. ભઝીયારા કામને વગોવવામાં આવ્યું છે. આવી કહેવતોમાં એક કહેવત છે. 'સાઠ નિશાળીએ ઊંચકી, મહેતાજીની સોય.' આ કહેવત અંગેનો આખો દુહો નીચે મુજબનો છે:—

કોણ કરે એ કામને,
　　　　જે ભઝીયારૂં હોય,
સાઠ નિશાળીયે ઉંચકી,
　　　　મહેતાજીની સોય.

આ કહેવત 'કહેવત સંગ્રહ'માં છે પરંતુ કહેવતો અંગેનું સંશોધન કરતાં આ કહેવતનું મૂળ નવસારીનું છે તે જાણી મને ભારે આશ્ચર્ય થયું. શેરાબજી મનચેરજી દેસાઈ કૃત 'તવારીખે નવસારી' પ્રગટ સાલ ૧૮૯૭ ગ્રંથના પાના ૨૫૨–૨૫૩ પર આ આખા બનાવનું વર્ણન છે. એમાં લખ્યું છે, 'એક નાનું કામ પણ સઘળા મળીને કરવામાં (વિદ્યાર્થીઓ) હસવા જેવા ફારસ કરતા. આવા ફારસનો ખરો ખ્યાલ નવસારીમાં બનેલી એક નીચેની વાત ઉપરથી વળાંક વર્ગના લક્ષમાં આવશે.'

અને આ ઉલ્લેખ પછી આ અંગેની વાર્તા વર્ણવામાં આવી છે. જેનો સારાંશ નીચે મુજબનો છે:–

એક ભટજી મહાજને ત્યાં ઘણા વિદ્યાર્થીઓ ભણવા આવતા હતા. એક વખત આ ભટ્ટજીને કંઈ કામ માટે સોયની જરૂર પડી. પોતાના ઘરમાં તપાસ કરી પણ એ તરત મળી આવી નહિ. કામ જરૂરનું અને ઉતાવળનું હતું એટલે ભટ્ટજીએ (શિક્ષકે) વિદ્યાર્થીઓ તરફ, એક પાઈ ફેંકી અને કહ્યું, 'એની સોય લઈ આવો...'

ગુરૂની આજ્ઞા થઈ એટલે સૌ એ પાઈને લેવા દોડયા. પણ પાઈ તેમના હાથમાં ન આવી. એ આવી એક નાના વિદ્યાર્થીના હાથમાં. મોટાઓએ તેના હાથમાંથી પાઈ ઝુંટવી લેવાનો પ્રયત્ન કર્યો પણ નાનો જરા જોરાવર નીકળ્યો. ઝઘડો ગુરૂ ન જાણે તે માટે નાનો દોડયો બજાર તરફ. પછી તો બધા જ વિદ્યાર્થીઓએ બજાર તરફ દોટ મૂકી.

સોય ખરીદવામાં આવી. પણ આ સોય કોણ લઈ જાય તેનો નિર્ણય તેઓ કરી શકયા નહિ. એક કહે ગુરૂએ મારા તરફ

પાઈ ફેંકી સોય લઈ આવવાની આજ્ઞા કરી છે તો બીજો કહે ગુરૂએ મારા તરફ જોઇને જ કહ્યું હતું. આમ વાદ વિવાદ વધી પડયો સોય એક હતી. વિદ્યાર્થીઓ હતા સાઠ જેટલા દરેક ગુરૂની આજ્ઞા પાળવા ઉત્સુક હતા. સોય દરેક જણ લઈ જવા ઇચ્છતું હતું.

આ વિદ્યાર્થીઓમાં એક બુદ્ધિશાળી વિદ્યાર્થી નીકળી આવ્યો. તેણે આ વિવાદનો તોડ કાઢયો. એના હાથમાં એક લાંબી લાકડી હતી તેણે કહ્યું, 'આ લાકડી વચ્ચે સોયને આપણે દોરાથી ટીંગાવી દેવી અને પછી લાકડી બધાએ ઉંચકીને ગુરૂની આગળ લઈ જવી. આથી બધાએ જ ગુરૂની આજ્ઞા પાળી છે. તેવું સમજાશે.

આ વિદ્યાર્થીની આ સૂચના સૌને ગમી ગઈ. પછી તો તરત જ એનો અમલ પણ થયો. સોયને એ લાકડીની મધ્યમાં ટીંગાડ-વામાં આવી અને પછી બધા જ એ લાકડીને ઉંચકીને ભર બજારમાંથી છેક ગુરૂના ઘર સુધી લઈ ગયા. રસ્તે ચાલનારાઓને આ બનાવથી હસવું આવતું અને આશ્ચર્ય પામી તેઓ પૂછતા કે, 'છોકરાઓ આ શું લઈ જાઓ છો?'

વિદ્યાર્થિઓ બેધડક જવાબ આપતા, 'અમારા ગુરૂની સોય.'

'આમ કેમ લઈ જાવ છો?' પ્રશ્ન પૂછાતો.

વિદ્યાર્થિઓ કહેતા—' અમારા ગુરૂનું કામ અમે એકને કેમ કરવા દઇએ? સૌએ સાથે મળીને જ આ કામ કરવું રહ્યું.'

ગુરૂના ઘર આગળ આવી સૌ અટકયા, ગુરૂને પોતાને પણ નવાઈ લાગી કે છોકરાઓ આ શું લઈ આવ્યા. પછી જ્યારે તેમને ખબર પડી કે, આ તો સોય છે. અને પોતાની આજ્ઞા કોઇ એક જ શા માટે પાળે એ વિવાદ ટાળવા જ તેઓએ આમ કર્યું છે. ત્યારે ગુરૂને આનંદ થયો. પણ તેમણે વિદ્યા-ર્થિઓને ઠપકો પણ આપ્યો કે, 'આવું હસવા જેવું કાર્ય ન કરવું જોઇએ.'

આવા કામમાં ભઝીયારા કામને અયોગ્ય ગણવામાં આવ્યું છે. કહ્યું છે. 'ઘણે પટેલે ગામનું સત્યાનાશ જાય,' 'ઝાઝે ધણીએ સૌ ધણી,'ને કોઈ ધણી નહીં.'

આ કહેવતોમાં એક કહેવત સચોટ છે. 'એકડે એક, બગડે બે, ને તગડે ત્રણ.'

એટલે કે એકડો સારો છે. શરૂઆત કરવી જોઇએ. પણ એમાં બે ભળે એટલે તે બગડે. અને ત્રણ ભળે તો તે 'તગડે' એટલે કે નસાડી મૂકે. ગોટાળામાં ચક્કરમાં નાખી દે.

વધુ મોઢે વાત થાય તે બગડયા વગર રહે જ નહિ. આવી વાત તો ગુપ્ત જ રહેવી જોઈએ. છૂપી રીતે શાંતિથી ગુપ્ત રીતે જે થાય તે જાહેર હોહાથી ન થઇ શકે.

આમાં કેટલાક કાર્યો એવા પણ હોય છે કે જે સમૂહના બળથી જ થઇ શકે છે. 'ઘણી કીડી સાપને તાણી જાય', 'માંડ-વાની શોભા માણસે.' 'વિવાહની શોભા સાજનથી.' આ અંગેનો એક દુહો છે.

બહુ નિર્બળ મળી બળ કરે,
કરે જો ચાહે સોય,
સૂતસમૂહ સીલાવતાં,
હાથી બંધન હોય.



# ૧૫૬ 'સાઠી બુદ્ધિ નાઠી' અને 'ઘરડાં ગાડાં વાળે'

**ઘરડા થાય તેમ અક્કલ જાય**

વૃદ્ધ-ડોસા માનવીઓને માટે ગુજરાતી ભાષામાં જેટલી કહેવતો છે એટલી પરપ્રાંતિય ભાષામાં મારા જોવામાં આવી નથી. આ કહેવતો બે પ્રકારની છે. વૃદ્ધ માનવીની વિરૂદ્ધમાં અને તેની તરફેણમાં. સાધારણ રીતે આપણામાં એવો વિશ્વાસ જોવામાં આવે છે કે માણસ સાઠ વર્ષનો થાય છે એટલે તેની બુદ્ધિમાં ફરક પડે છે. આ ફરકને એક વર્ગે અન્તિમ કક્ષાએ ગણી એવો અભિપ્રાય જાહેર કર્યો કે માણસ સાઠ વર્ષનો થાય છે ત્યારે તેનામાં બુદ્ધિ હોતી નથી. હોય છે તો તે વિચારયુક્ત-ઠરેલ નહિ -પણ લુલી લંગડી હોય છે અને એટલે જ કહેવાય છે કે 'સાઠી બુદ્ધિ નાઠી.'

આ કહેવત આપણામાં સારી રીતે પ્રચલિત છે. રાજસ્થાની ભાષામાં પણ આ કહેવત મળી આવે છે-'સાઠી બુધ નાઠી.' માણુસ સાઠ વર્ષનો થાય એટલે બુદ્ધિ નાસી જાય છે. 'ઘરડાં થાય તેમ અક્કલ જાય' માણુસ જેમ જેમ વૃદ્ધ થતો જાય છે તેમ તેમ તેની અક્કલ હોંશિયારી જતી રહે છે. આવા મતલબની એક ગઢવાલી કહેવત પણ છે-'બર્સ હોય અસ્સી, અક્કલ ગૈ નસ્સી' 'બર્સ હોય સાઠ અક્કલ ગૈ નાઠ.' આ કહેવતનું તાત્પર્ય એ કે ૮૦ અને ૬૦ વર્ષ થતાં જ બુદ્ધિ ભ્રષ્ટ થઈ જાય છે. હિંદુસ્તાની કહેવત છે-'સાઠા નાઠા.' એક ગુજરાતી મરાઠી અપભ્રંશ કહેતી છે-સાઠી બુદ્ધિ નાઠી, હાથાથ ગેઉન કાઠી લાગલા પોરાચે પાઠી.

માણુસ વયમાં જેમ જેમ વધતો જાય છે તેમ તેમ તેની જુવાની અને બુદ્ધિ પાંગરતી જાય છે. આ અંગેની લોકોક્તિ પણ જાણવા જેવી છે.

સોળે સાન, વીસે વાન, ન આવ્યાં તે ગધા સમાન.

બારે બુધ, સોળે સાન વીસે વાન. ત્રીસે જુવાન. ચાળીસે પૂરો, પચાસે ઉતર્યો.

સાહાઠે બુદ્ધિ નાઠી, સીત્તેર વરસનો ઘરડો, છોકરાં કહે કાં નથી મરતો ટરડો.

વૃધ્ધ થયો, વંઠ્યું મન, ઉચ્ચાટ ટળ્યો ને ખૂટ્યું ધન.

ચાલીસ વર્ષે માણુસ પૂરો બને છે. પચાસે તે ઉતરવા માંડે છે અને સાઠ વર્ષનો થતાં તો તે બુદ્ધિશૂન્ય બની જાય છે. વર્ષે વધ્યા ને અક્કલમાં ઘટયા. આપણી કહેવતે 'ઘડપણ'ને બાળપણ કહી કહ્યું છે. 'ઘડપણમાં અંગ ઢીલાં થાય, તેમ લુલી (જીભ) વધે.

**ઘરડાં વગરનું ઘર શોભે નહિ**

આમ ઘરડાંઓની સામે સારી જેવી કહેવતો મળી આવે છે. ત્યારે એની બીજી બાજુ પણ છે. વૃધ્ધોની તરફેણમાં પણ ઘણી કહેવતો આપણા સાહિત્યમાં છે. આ કહેવતો વૃદ્ધની ઠરેલ બુદ્ધિ સમજઅનુભવને અંજલિ-રૂપની પણ કહી શકાય. 'ઘરમાં વૃદ્ધ તો જોઈએ જ. એ વગરનું ઘર ન કહી શકાય.'

ઘરડાં વગર ઘર નહીં, ને વહુ વગર વર નહીં.

ઘરડાં વગર ઘર, ને હાકેમ વડે નગર.

ઘરડાં સાસુ મૂઆં ને ચામડાંનું તાળું તુટયું. આપણી કહેવતે એવું પણ કહ્યું છે કે

'ઘરડો થયો, (શરીર) પણ જીવ (મન) ઘરડો થતો નથી,'

ઘરડા થાય પણ ચસકો જાય નહીં.

ઘરડા માણસો હોય તે જ પોતાની બુદ્ધિથી ગાડાંને વાળી શકે છે. એમાં જોરનું કામ નથી, કળનું કામ છે. બુધ્ધિનું કામ છે. એટલે જ કહેવતો પડી છે–ઘરડાં ગાડાં વાળે.

ઘરડાં ઘાંચમાંથી ગાડું કહાડે.

ઘરડાંની અક્કલે ચાલે તે કદી ન ભૂલે

ઘરડાં જે ગત જાણે તે નાનો ન જાણે

ઘરડાં વગર ઘરનું ઢાંકણુ નહીં.

ઘરડાંનું જ ઘર.

ગૃહસ્થાશ્રમ માંડયો હોય તો તેમાં વૃદ્ધ માણસ હોય તો તે શોભારૂપ બની જાય છે. આ કહેવત પણ જાણી લ્યો–'જેના ઘરમાં ઘરડો નહિ તેનું ઘર ગધેડે ચહડે.'

રાજસ્થાની કહેવતે પણ વૃધ્ધને બિરદાવ્યો છે. કહ્યું છે-'બૂડાં બરક્ત હોય હૈ.' વૃદ્ધાની સહાયથી જ મનુષ્ય કાર્યમાં સફળતા પ્રાપ્ત કરી શકે છે. તેનાથી જ સુખ-સંપત્તિના વૃદ્ધિ થાય છે.

### કન્યાના બાપની હઠ તળાવ ભરીને ઘી આપો.

એક ડોસો ગામના જુવાનને કેવી રીતે પરણાવીને ગામમાં લઈ આવ્યો તે વાત પણ જાણવા જેવી છે. એમાં બુધ્ધિની ચતુરાઈ છે.

એક જુવાનનું સગપણ બીજા ગામમાં થયું. લગ્ન નક્કી થયાં. વેવાઈએ કહેડાવ્યું–'તમે જાન લઈ ભલે આવો. પણ એમાં કોઈ ઘરડો માણસ ન જોઈએ. ઘરડાને લાવશો તો તમારે કન્યા લીધા વગર જ પાછાં જવું પડશે.'

ગામના જુવાનોને મન થયું. આ શરત તો બરાબર છે. લગ્નમાં તે ઘરડાંઓની જરૂર શી છે? જાન લઈ જવી–તાઢ તડકો વેઠવો એ તો જુવાનોના જ કામ. તેમણે શરત સ્વીકારી લીધી. પણ પરણનાર જુવાનનો કાકો કે જે વૃધ્ધ હતો તેને એમાં કંઈક કાળું જણાયું. તેણે ચૂપચાપ એક ડોસા માણસને કોથળામાં સીવીને ગાડામાં નાખી દીધો. એને કહ્યું હતું કંઇ મુશ્કેલી કે આફત આવે એટલે તું જુવાનોની વ્હારે ધાજે.

જાન વાજતે ગાજતે કન્યાને માંડવે આવી વર માંડવામાં બેઠો. પણ કન્યા માંડવામાં આવતી નથી. જુવાન જાનૈયાઓ કહે છે–'વેવાઈ, કન્યાને તો લાવો–મુહૂર્ત સમય વીતી જાય છે.'

કન્યાના બાપે ઠાવકાઈથી કહ્યું: 'તમારે કન્યાને જોઈતી હોય તો અમારી શરત પૂરી કરો.'

'કઈ શરત છે?'

'નજીવી શરત છે. અમારે તળાવ ભરીને ઘી જોઈએ છે. એ આપો એટલે કન્યાને અમે માંડવામાં લાવીએ...કન્યાના બાપે કહી દીધું.

જુવાનીયાઓ વિચાર કરવા લાગ્યા. તળાવ ભરીને ઘીને કયાંથી લવાય અને

અપાય? તેમણે ખૂબ ખૂબ વિચાર કર્યો. મસલત કરી પણ કોઈ જુવાનની બુદ્ધિ જ ન ચાલી.

આ દરમ્યાન પેલા કોથળામાંથી ડોસો ચુપચાપ બહાર નીકળી આવ્યો હતો. તે આ ચર્ચા સાંભળી રહ્યો હતો. જુવાનોના મુખ જ્યારે બ્હીલાઇ ગયા ત્યારે ડોસાએ ખુંખારો ખાધો અને પૂછ્યું, 'કેમ, આમ મોઢું ચઢાવીને બેઠા છો?'

એક જુવાને કહ્યું :–'વેવાઈ તળાવ ભરીને ઘી માગે છે. એ મળે તો જ તે છોકરીને પરણાવે....'

'એમાં મુંઝાવાનું શું છે? જાવ–વેવાઈ-ને કહો–'તમારે જે તળાવ ભરીને ઘી જોઈતુ હોય તે તળાવના પાણીને ગરણીથી ગાળી ખાલી કરી આપો. એ ખાલી થતાં જ અમે તેમાં ઘી ભરી દઈશું.'

જુવાનો એકબીજાનાં મોઢાં જોવા લાગ્યા, વાહ! સરસ બુદ્ધિ છે. જુવાનોએ વેવાઈને કહેડાવ્યું–'તમે તળાવનું પાણી ગરણીથી ગાળી બહાર કાઢી નંખાવો એટલે અમે તે તળાવને ઘીથી ભરી દઇશું.'

વેવાઈ સમજી ગયો કે આ અક્કલ જુવાનની નજ હોય કોઈ ડોસાની જ અક્કલ છે. તેણે તકરાર કરી ડોસાને કેમ લાવ્યા? પણ આ રકઝક લાંબી ચાલી નહિ અને જુવાનો કન્યાને લઈને ગામમાં આવ્યા. જો ડોસો ન હોત તો જાન કન્યાને પરણ્યા વગર જ પાછી આવી હોત.

ડોસા માણસની બુધ્ધિનો એક બીજો દાખલો પણ જાણવા જેવો છે.

## ડોસાએ છોકરાઓ પાસેથી સેવા ચાકરી લેવા માટે શું કર્યું?

એક વૃધ્ધને ચાર છોકરા હતા. બધા જ વહુવાળા હતા. વૃધ્ધે પોતાનું ધન જીવતાં જ આ ચારે છોકરાઓને વહેંચી કાઢ્યું. વૃધ્ધ સમજ્યા કે હવે આપણી સેવા કાળજી સારી રીતે થશે. પણ છોકરાઓ પાક્કા હતા. તેમના કરતાં વહુઓ વધારે હોશિયાર નીકળી. ડોસાને તેમણે હવે હેરાન કરવા માંડયા. સૂકું-લૂખું ખાવાનું આપે. ક્યારેક ખાવામાં સ્વાદ પણ ન હોય. ડોસો તો હેરાન થઈ ગયો. તેણે છોકરાઓને ફરિયાદ કરી તો ઉલ્ટા છોકરાઓ ડોસાને વઢવા માંડયા. જે મળે તે ખાઈ લ્યો–નહિ તો ભૂખે મરવું પડશે બાપડો વૃધ્ધ ચીસ ખાઈને બેસી રહ્યો.

એક દિવસે ગામના એક બીજા વૃધ્ધ પાસે આ ડોસાએ ફરિયાદ કરી. વૃધ્ધે કહ્યું 'જરા હિંમત–હોંશિયારીથી કામ લ્યો. ડરવાની જરૂર નથી. તેણે સલાહ આપી અને આ સલાહ મુજબ ડોસાએ એજ ગામમાં એક બીજું ઘર લીધું. છોકરાઓએ પણ જોયું કે ડોસો તો હવે આપણાથી અલગ રહેવાનો. નક્કી તેમની પાસે હજુ ધન હોવું જ જોઈએ. ધન ન હોય તો તેઓ ઘર ક્યાંથી લાવે? જુદા રહેવાનું સાહસ કેવી રીતે કરે?

ડોસાએ નવ ઘરની પરસાળ ખોદી અને પછી છોકરા તથા વહુઓને કહ્યુ–'મારી પાસે જે કંઈ બાકી રહ્યું છે તે બધું હું હવે આમાં દાટીશ...'

છોકરાઓ વિદાય થયા એટલે ડોસાએ

એક પેટીમાં પથરાઓ ભર્યા અને તેને ખાડામાં દાટી દીધી. પછી તેને તાળું મારી તેની ચાવી પેલા વૃધ્ધને સોંપી દીધી.

હવે વહુઓએ તો ધનની લાલચે ડોસાની સારી કાળજી લેવા માંડી. થોડાક વખત પછી ડોસો મરણ પામ્યો. છોકરાઓએ દટાયેલા ધનની લાલચમાં ઉત્તર ક્રિયા સારી રીતે કરી. બ્રાહ્મણો પણ જમાડયા અને દાન-ધર્મ પણ કર્યા.

દહાડો પાણી વીતી ગયા પછી સલાહ આપનારા વૃદ્ધે પેટીની ચાવી છોકરાંઓને આપી દીધી અને કહ્યું–'તમારા પિતા જે કંઈ મૂકી ગયા છે તે પેટીની આ ચાવી છે લઈ લ્યો....'

છોકરાઓ અને વહુઓએ બારણાં બંધ કરી પરસાળ ખોદી કાઢી. લોખંડની એક મોટી પેટી નીકળી એટલે સૌ હર્ષથી નાચી ઊઠયાં. ચાવીથી એને ઉઘાડી અને જ્યારે એમાં માત્ર પથરા જ જોયા ત્યારે છોકરાંઓ એકબીજાના મોઢાં જ જોવા લાગ્યા.

આગળ ઝાંસ્યું હતું તેજ ઝાંસી જાવને!

ડોસીઓ પણ ચતુર અને બુધ્ધિશાળી હોય છે. એક વિધવા ડોસી એક ઠેકાણે જમવા માટે ગઈ. તેના ભાણામાં બે લાડુ મૂકાયા. ડોસી તે ખાઈ ગઈ. પીરસનારી હવે ભાત લઈને આવી. પણ ડોસીને તો હજુ લાડવા જોઈતા હતા એટલે તેણે સિફત-પૂર્વક કહ્યું–'વહુમા', રાંડી રાંડીને ધોળા ધાનની શી શોભા? પેલું આગળ ઝાંસ્યું હતું તે ઝાંસી જાઓને!' (એટલે કે લાડવા લાવો...)

કહેવત છે–'ડોસીને મરવાનો ભય નથી, પણ જમ પેધ્યાનો ભય છે જમ ઘર ભાળી જાય તે ઠીક નહિ–બાકી, મરવાથી તે કોણ બ્હીએ છે!'

વૃધ્ધોની આ બુધ્ધિ છે અક્કલના ચબરા-કિયા છે છતાં આપણે કહીશું–'સાઠી બુધ્ધિ નાઠી...?'





## ૧૫૭ સાંબેલું બજાવે તો હું જાણું કે તું શાણો છે

વાણીમાં અમૃત પણ છે અને ઝેર પણ. બોલવામાં દરિદ્રતા રાખવી નહિ. સંસ્કૃત કહેવત છે–વચને કિં દરિદ્રતા કોઈને કંઈ કહેવાનો પ્રસંગ આવે તો તેને મીઠા શબ્દોથી ટકોરો. સખ્ત શબ્દોથી નહિ. કહ્યું છે– 'જોડા મારવા તો શાલમાં લપેટીને મારવા.'

સાચું બોલવું આવશ્યક છે. સાચું જ બોલવું જોઈએ, પણ એ સત્ય, એવું હોવું જોઈએ કે જે કોઈને કડવું ન લાગે. સાચું

બોલો, મીઠું બોલો પણ સાચું જે કડવું હોય તે ન બોલો. કાણાને કાણો કહેવાય જ નહિ. એથી એને ખોટું લાગે. પણ ધીરે રહીને તમે તેને પૂછી શકો—

**અંધાને આંધો કહે, વસમું લાગે વેણ,**
**ધીરે ધીરે પૂછીએ, શાથી ખોયાં નેણ.**

કોઈ પૂછે– 'આ કોણ છે?' એ તમારી માતા હશે તો તમે એમ તો ન જ કહેશો કે એ મારા બાપની બૈરી છે. કાણાને કાણો ન જ કહેવાય. તે જ મુજબ બાપની બૈરી છે એવું તો ન જ કહેવાય. આ અંગે આપણી કહેવતે એક શીખામણ આપી છે–'**બાપની બૈયરી કહેવા કરતાં મા કહીએ તો પાણી પાય.**' વચનમાં દરિદ્રતા ન જ રાખવી. બોલવું એવું કે વાણીમાં સત્ય પણ ટપકે અને અમૃત પણ.

### ફળ એક જ–કહેવાની ઢબ જુદી

એક રાજાએ એક સ્વપ્ન જોયું. એ સ્વપ્નનું રહસ્ય શું છે તે જાણવા તેનું મન આતુર બની ગયું. એક જ્યોતિષીને તેણે આ અંગે પૂછયું–'મારા આ સ્વપ્નનું રહસ્ય શું છે?'

જ્યોતિષી વિદ્વાન હતો. સ્વપ્નશાસ્ત્રનો અભ્યાસી હતો પણ સાચી વાત કેવી રીતે કરવી જોઈએ એ વ્યવહાર બુદ્ધિ તેનામાં નહોતી. તેણે કહી દીધું–'મહારાજ! સ્વપ્ન ભયાનક છે શાસ્ત્ર કહે છે કે આપના ઘરનાં બધાં જ માનવીઓ–કુટુંબીઓ એક–એક પછી આપની સામે મરી જશે–આપે જોયેલ સ્વપ્નનો આ ભાવાર્થ છે.'

રાજાને ભારે દુઃખ થયું. તેને એ જ્યોતિષી પર ક્રોધ પણ આવ્યો કારણ તેણે સાચી પણ કઠોર–કડવી વાત કરી હતી. રાજાએ તેને ગામ બહાર કાઢી મૂકયો.

પણ સ્વપ્ન, ફળની વાતે તેનું હૃદય કોરી ખાધું. તેના જીવને ઝંપ ન વળ્યો એ બેચેન બની ગયો.

એકાદ મહિના પછી એક સાધુ મહારાજ એ ગામમાં આવી ચઢયા. મહારાજ! વિદ્વાન હતા. કોઈએ રાજાને કહ્યું, 'મહારાજ! આપ આ સાધુ મહારાજને આપના સ્વપ્નનું ફળ પૂછો—

રાજાને આ વાત ગમી ગઈ. તેને મહાત્માને પોતાને આવેલા સ્વપ્નનું ફળ પૂછયું.

મહાત્માએ સ્વપ્નશાસ્ત્રના સિદ્ધાંતો વિચાર્યા અને પછી તે ટાંકીને કહ્યું– 'સ્વપ્નનું ફળ તો શુભ છે.'

'એમ?' રાજા આનંદથી ઉછળી પડયો તેણે કહ્યું–'તો જલ્દી કહો એ કેવું શુભ છે તે.'

મહારાજે કહ્યું, 'રાજા સાહેબ! આપ આપના સર્વ સગાંસંબંધીઓના કરતાં પણ વધુ દીર્ઘજીવી બનશો એવો આ સ્વપ્નનો ભાવાર્થ છે.'

રાજા આ શુભ વાકયથી પ્રસન્ન થઈ ગયો અને તેણે એ મહાત્માને ભારે માન પાનથી નવાજી દીધા.'

ફળ એક જ હતું પણ કહેવાની રીત ભિન્ન હતી. પહેલા જ્યોતિષીએ કઠોર સત્ય જે હતું તે કહી દીધું. બીજા મહાત્માએ એ જ વાતને જરા ધીરેથી મીઠી રીતે

અમૃતમય વાણીમાં કહી દીધી. શાસ્ત્રોએ સાચું જ કહ્યું છે—

સત્યં બ્રૂયાત પ્રિયં બ્રૂયાત
ન બ્રૂયાત સત્યમ્ પ્રિયમ !
ના સત્યસત્યં પ્રિયં બ્રૂયાત
એષ ધર્મો સનાતનઃ ॥

પરંપરાથી ચાલ્યા આવેલો ધર્મ એ છે કે સાચી વાત પ્યારી બનાવીને તે મીઠી રીતે કહેવી. એવી રીતે ન કહેવું કે જેથી સામાને ખરાબ લાગે અને અસત્ય વાત તો પ્યારી બનાવીને–મીઠી રીતે પણ ક્યારેય ન કહેવી જોઈએ.

વાત ખોટી છે પરંતુ તે સાચી છે.

આ જ્યારે કહ્યું છે ત્યારે એક ખોટી પણ સાચી વાત યાદ આવી જાય છે એક માણસ ખૂબ દેવાદાર હતો. મરણ પામ્યો. એના મૃત્યુની ખબર સાંભળી એક શાહુકારે કહ્યું, 'એ મારા બે હજાર રૂપિયા લઈ ગયો.'

બીજાએ કહ્યું, 'મારા પણ અમુક રૂપિયા તે લઈ ગયો છે.'

આ બંનેની વાત ત્રીજો સાંભળી રહ્યો હતો. તેણે કહ્યું– 'આપ બંનેની વાત અજબની છે. માણસ પોતાની સાથે પોતાનું નાણું તો લઈ જતો નથી પણ બીજાના ઘણા રૂપિયા તે લઈ જઈ શકે છે.'

મૃત્યુ પામનારો પોતાની સાથે કંઈ પણ લઈ જતો નથી એ એક સત્ય વાત છે પણ અહીં આ ખોટી વાતને સત્ય તરીકે કહેવામાં આવી છે.

### લુચ્ચાઈભર્યું સત્ય

કેટલીક વખતે માણસ લુચ્ચાઈ ભરેલી સાચી વાત પણ કહે છે. કોઈ ચીજવસ્તુ ન થઈ શકે તેવી હોય તો એ કહેશે–આ તો ઠીક છે પરન્તુ તું અમુક વાત બતાવે તો જ તું ખરો–આમાં જે વાત માટે તે કહેશે તે વાત થઈ શકે તેવી હોતી જ નથી. એ અશક્ય વાત જ હોય છે.

આ વિષયમાં સ્વ. કવિશ્રી દલપતરામે એક સુંદર દાખલો કહ્યો છે. આ દાખલો આજે એક દ્રષ્ટાંત–કહેવતના રૂપમાં પણ કહેવાય છે.

એક શરણાઈ વગાડનારે વર્ષોની મહેનત પછી તેમાં અમુક રાગ–રાગિણી ઉતારવામાં પ્રવીણતા મેળવી. તેણે પ્રતીજ્ઞા લીધી કે આ કળા મારે મારા ગામના રાજાને જ બતાવવીને તેની પાસેથી ઈનામ મેળવવું પણ ભાગ્યયોગ્ય હતું એવું કે એ રાજાને વાજીંત્રનો તથા ગાનતાનનો જરા પણ શોખ નહોતો. અને તેથી શું બન્યું તે કવિના જ શબ્દોમાં સાંભળો–

એક શરણાઈવાળો
સાત વર્ષ સુધી શીખી,
રાગ રાગણી વગાડવામાં
વખણાયો છે.
એકને જ જાચું એવી
એણે છેક ટેક રાખી
રાયને રીઝાવી મોજ
લેવાને મંડાણો છે.
કહે દલપત પછી બોલ્યો,
તે કંજૂસ રાય,
ગાયક નાલાયક તું
ફોગટ ફુલાણો છે.
પોલું છે ને બોલ્યું તેમાં
કરી શી તેં કારીગરી,

સાંબેલું બજાવે તો હું
જાણું કે તું શાણો છે.

આ શરણાઈ તો પોલી છે ફુંક વગાડી એટલે વાગે ખરી. એમાં તેં કઈ ધાડ મારી ? તું સાંબેલું વગાડી આપે તો જ હું જાણું કે તું ગાયનવાદનમાં શાણો છે. હોંશિયાર છે.

વાત તો સાચી–શરણાઈ પોલી એટલે વાગે જ્યારે સાંબેલું તો નક્કર લાકડાનું તે કેવી રીતે વાગી શકે ? આ લુચ્ચાઇભર્યું સત્ય છે.





## ૧૫૮ સ્થાનં પ્રધાનં, ન બલં પ્રધાનં

ખુરસીને જ માન છે.

શાહ કમીશન આગળ જે જુબાનીઓ રજૂ થઈ છે તેમાં સત્તા જ સર્વોપરી જણાઈ છે. સશક્ત, વગદાર, મોભ્ભાવાળા માનવીઓને પણ નાના–અદના–સાધારણ પરન્તુ સત્તા સ્થાને બેઠેલા માણસોએ હેરાનપરેશાન કર્યાના અનેક દાખલાઓ આપણે જોયા જાણ્યા છે. ‘સત્તા આગળ શાણપણ નકામું’ એ કહેવત પણ જાણવા અને સમજવા જેવી છે. જેમ અકુલિન–પ્રપંચી–દગાબાજ પણ શ્રીમંત માનવી પૂજાય છે તેજ પ્રકારે દંભી, સ્વાર્થી, લાલચુ અને કપટી માનવી પણ સત્તાના સિંહાસને બેસી મનફાવે તેવી કાર્યવાહી કરી શકે છે. આ બધો પ્રતાપ છે સત્તાનો.

ખુરસી પર બેઠેલા પ્રધાનો ભલે ભ્રષ્ટ હોય. પાપી અને દંભી હોય તો પણ તેમની “વાહવાહ” બોલાય છે જ. બોલવી જ પડે છે. ઇંદિરા પુત્રોમાં આવડત હોય કે ન હોય પણ તે ઇંદિરા ગાંધીના પુત્રો છે. એની મીઠી નજર પણ જોઈએ જ અને એટલે જ રાજ્યોના મુખ્ય પ્રધાનો પણ તેની તાળીઓ પાડવામાં અગ્રસ્થાને રહ્યા હતા રહ્યા છે. તે પણ તાજેતરમાં જ આપણે જોયું.

આ વિષયમાં આપણી એક કહેવત બહુ જોરદાર અને સ્પષ્ટ છે. એ કહેવતમાં જે ભાવ છે તે ભાવ આજે પણ આપણે જોઇ જ રહ્યા છીએ. ભવિષ્યમાં પણ તે જોવાશે જ. કારણ કે આ એક યુગોનાયુગો સુધી રહેનારી કહેવત છેઃ–“સ્થાનં પ્રધાન, ન બલં પ્રધાન” સ્થાન પ્રધાન, બળ નહીં પ્રધાન. ‘ખુરસીને જ માન છે.’ ખુરસી પર બેઠેલો નેતા જ પૂજાય તેની જ વાહ–વાહ થાય. ‘ઉતર્યો અમલે માણસ કોડીનું’ આ આપણે આજે પ્રત્યક્ષ જોઈ જ રહ્યા છીએ.

આ કહેવત સંસ્કૃત કહેવત છે પણ એ પછી તે જુદી જુદી ભાષાઓમાં પણ બંધબેસતી રીતે પ્રચાર પામી. દા. ત. ‘ખુરસીને જ માન છે’ એ કહેવતનું મૂળ આજ પ્રાચીન સંસ્કૃત કહેવત છે.

આ કહેવતની ઉત્પત્તિ પૌરાણિક કાળની છે. વાર્તા આ પ્રકારની છે

એક વખતે શંકર ભગવાન કૈલાસમાં દિગંબર સ્થિતિમાં બેઠા હતા. એટલામાં એક પાર્ષદે આવી સમાચાર આપ્યા કે શ્રી વિષ્ણુ ભગવાન ગરૂડ પર સવારી કરીને આવે છે.

શંકર ઊતાવળમાં ઉભા થયા. સમીપમાં કોઈ વસ્ત્ર નહોતું એટલે તેમણે કેડમાં નાગનો કંદોરો પહેર્યો અને એમાં મૃગછાલા લટકાવી વિષ્ણુને મળવા સામા ગયા.

બન્ને દેવો મળ્યા. શંકર વિષ્ણુને ભેટયા ને તે સમયે તેમની કેડનો સર્પ ગરૂડના મુખે લગભગ અડકી ગયો: એટલે સર્પે ફુંફાડો માર્યો અને પછી જાણે તે ગરૂડ ઉપર હુમલો કરતો હોય તેવું જોર બતાવ્યું.

ગરુડે કહ્યું, "તારી હોશિયારી રહેવા દે. તું મારો આહાર છે તે જગ આખું જાણે છે. પણ હું લાચાર છું. કારણ અત્યારે તું શંકરજીની કેડમાં છે અને એટલે જ તું જોર કરી રહ્યો છે. આ માટે જ હું સહન કરી રહ્યો છું. સ્થાનં પ્રધાનં ન બલં પ્રધાનં. તું જે સ્થાન છે તે જ મુખ્ય છે. તારું બળ કંઈ મહત્ત્વનું નથી. ગરૂડે કહ્યું.

માણસનું જ સ્થાનમાં જોર હોય ત્યાં એને છેડવો નહિ. આ અંગેની એક કહેવત છે:

કસબે તુર્ક ન છેડાએ, બજારે બકાલ,
વગડે જટ ન છોડીએ, ઉનાળે અંગાર.

એટલે કે, મુસલમાનોનું ગામ હોય તો એને છેડવો નહિ. બજારમાં બકાલને એટલે વાણિયાને છેડવો નહિ. કારણ છેડવામાં આવે તો ઘણા વાણિયા તરત જ ભેગા થઈ જાય ને છેડનાર ટીપાઈ જાય. જંગલમાં જટ એટલે કે ભરવાડને છેડવો નહીં. આ બધાં પોત-પોતાના સ્થાનનું જોર સૂચવે છે.

આ કહેવતનું તાત્પર્ય એ છે કે સત્તા સ્થાને મૂર્ખ બેઠો હોય તો પણ તેને છેડવામાં જાનનું જોખમ છે. ઈંદિરા ગાંધીએ કટોકટી જાહેર કરી એટલે સૌ પ્રધાનો પણ મીંદડીની જેમ ચૂપ બેસી રહ્યા કારણ તેઓ જો કંઈ બોલે-વિરોધ કરે તો તેમને કાં તો સ્થાન ભ્રષ્ટ થવું પડે કે પછી જેલમાં જવું પડે. એ વખતે ઈંદિરા ગાંધી વડા પ્રધાન-પદની ખુરસી પર હતા અને તેમની પાસે સત્તાનું બળ હતું. સત્તાનો ચાબખો હતો.



## ૧૫૯ સાસુ વહુને વેર

એક બહુ જ જૂની કહેવત છે. આ કહેવત છે વહુ અંગેની કહ્યું છે કે-"વહુ વાઘને પણ વહાલી હોય છે." સૌ પોતાની સ્ત્રીને ચહાય છે. "મા પછી-વહુ પહેલી" અને આથી જ કહેવતે જન્મ લીધો છે-'સાસુ વહુને વેર."

સાસુ વહુને વેરનું મૂળ કારણ આજ મા જ્યારે જુએ છે કે પોતાનો દીકરો ને આવતાંની સાથે જો તેનો બની ગયો તેના જ કહ્યામાં તે રહે છે. માને તે કારતો નથી. ત્યારે માનું અહંમ ઘવાય અને દીકરાની રીસ તે વહુ પર કાઢે છે. ને તે દમે છે તેની સાથે નજીવી બાબ- ાં કજીયા કરી તે વહુને પજવ્યા કરે છે.

**સાસ મર ગઇ અપની અખાહુ તૂંબે મેં છોડ ગઈ**

આવી કજીયાખોર સાસુને માટે એક હુસ્તાની કહેવત છે. "સાસ મર ગઈ ની અખાહુ તૂંબે મેં છોડ ગઈ.' એટલે મરણ પામવા છતાં પણ સાસુનો આત્મા ને કષ્ટ આપતો રહ્યો છે.

આ અંગેની એક વાત છે—

એક વૃદ્ધ સ્ત્રી પોતાની વહુને બહુ જ કર્યા કરતી હતી જ્યારે એ મરવા પડી : વહુને કહેવા લાગી—મર્યા પછી પણ મારો જીવ ઘડામાં રાખી જઈશ. તું એ ને સાસુ સમજી દરેક કામ તેને પૂછી ને જ કરજે.

વહુ આજ્ઞાંકિત હતી. તેણે કહ્યું, 'સારૂ' સાસુ મરણ પામી વહુએ આજ્ઞાનું મર પાલન કરવા માંડયું. ઘડા આગળ જઈને જે કંઈ કામ કરવાનું હોય તે કહેતી.

એક દિવસે સવારે એ જ્યારે ઘડા ળ ઊભી રહી તેને કંઈક પૂછી રહી તે વખતે તેની પડોશની એક સ્ત્રી માવી ચઢી તેણે પૂછયું. "અલી! શું કે?"

વહુએ બધી વાત કરી.

પડોશણ હસી પડી. તેણે કહ્યું, "આ વાત છે. તો પછી જો તમાશો. અને તેણે એ ઘડાને જ ઉંચક્યો અને પછી ધબ દેતો તેને જમીન પર ફેંકી દીધો.

ઘડો માટીનો હતો. જમીન પર પછ- ડાવાથી તેના ચૂરેચૂરા થઈ ગયા.

એ દિવસે પછી વહુ સ્વતંત્ર બની ગઈ અને આનંદની સાથે રહેવા લાગી.

જમાનો સ્વતંત્રતાનો છે. દાબ કોઈની ઉપર રાખી શકાય નહિ. આજની સાસુઓ પણ આ સમજી જ ગઈ છે અને એટલે જ કેટલીક સાસુઓ ઘરમાં વહુનું આગમન થતાં જ તેને પોતાની કેડમાં ખોસેલી ચાવીઓનો ઝુમખો આપી દઈને કહે છે, "વહુ દીકરા હવે તું આ ઘર સંભાળ...."

**સૂન રે ઢોલ વહુ કે બોલ**

ઘરમાં મળેલી સ્વતંત્રતા કયારેક વહુને આડે માર્ગે પણ ફંટાવી દે છે. હિન્દી ભાષામાં આ અંગેની એક જોરદાર કહેવત છે. આ કહેવત છે, "સુન રે ઢોલ વહુ કે બોલ." આ કહેવતની વાત છે.

કોઇ એક વૃધ્ધ સ્ત્રી પોતાના છોકરા આગળ તેની સ્ત્રીની ફરિયાદ કર્યા કરતી હતી સ્ત્રીનું ચારિત્ર ખરાબ હતું કે સારૂં તે વાત ગમે તે હોય પણ જરાય ધ્યાન આપતો નહિ વહુના કહ્યામાં જ તે હતો.

એક દિવસે વહુ બીમાર પડી. પુરોહિતે આવીને વહુને કહ્યું—'તમારો રોગ ગંભીર છે અને તે હવે અંતિમ તબક્કામાં આવી ગયો છે. જે કંઈ પાપ-પુણ્ય કર્યા હોય તેની

કબૂલાત કરી દો કે જેથી પશ્ચાતાપ થાય દેહ સ્વચ્છ બને.'

વહુના મનમાં આ વાત ઠસી ગઈ વળી તેના મલિન આચરણે પણ તેના દેહને ડંખી ડંખીને કોરી ખાધો હતો એટલે પશ્ચાતાપની આ તક તેણે સ્વીકારી લીધી.

વૃદ્ધાએ આ તક ઝડપી લીધી. જે દિવસે વહુ પોતાના કૃત્યોનો એકરાર કરવાની હતી તે દિને તેણે પોતાના પુત્રને એક મોટા ઢોલમાં સંતાડી દીધો.

બીમાર-અશક્ત વહુને આ વાતની જાણ નહિ. તેણે ધીરે ધીરે પોતાના પાપ કૃત્યો યાદ કરી તે માટે ક્ષમા યાચવા માંડી. આ બાજુ વૃદ્ધા "સૂન રે ઢોલ વહુ કે બોલ" કહેતી અને ઢોલ બજાવતી જેથી ઢોલમાં રહેલો સંતાયેલો પુત્ર પોતાની સ્ત્રીના પાપ કૃત્યો પોતાના કાનોથી સાંભળી શકે.

'સૂન રે ઢોલ વહુ કે બોલ' આ કહેવત કોઈને ચેતવણી આપવા માટે પણ બોલાય છે. આમાં 'વહુ' માત્ર પ્રતીક છે, પાપ ગમે ત્યારે પણ બોલી ઊઠે છે. તે દર્શાવવા માટેના પ્રતીકરૂપે આ કહેવત કહેવામાં આપે છે.

આપણી કહેવતોએ જ્યારે કહ્યું છે. 'સાસુ વહુને વેર' ત્યારે આ પણ કહ્યું જ છે. કહેવત છે : 'સાસુ વહુના કજીયા તે ખીચડીનો ઉભરો આવે ત્યાં સુધી." આ કહેવત કહે છે. "ઘરમાં વાસણ તો ખખડે જ. અવાજ ન થાય તો ઘર શૂન્ય જણાય." એટલે કંઈક ખખડાટ તો થવો જ જોઈએ. અબોલા અણબનાવ પછી જે મીઠાશ આવે છે તેનું વર્ણન થઇ શકે તેવું નથી. સાસુ વહુના કજીયા તો ખીચડીના ઉભરા સુધીના જ હોય. પછી કંઈ નહિ. એ લાંબા નહિ ચાલે. ક્યારેય પણ તેમાં સમાધાન વૃત્તિ આવવાની જ.

આપણી કહેવતે આ અંગે એક ચેતવણી પણ આપી છે. 'આપ ઘેર દીકરી, પર ઘેર વહુ' જેવું તમે કરશો તેવું પામશો. માટે ખબરદાર રહો. આવો એમાં ઉપદેશ છે. ચેતવણી છે.

આપણા લોકગીતની એક કડી પણ સાસુ સંબંધની મહત્તાનું વર્ણન કરતાં કહે છે—

વહુને જો સુખ દીજીએ,
તો દીએર પરણે સઘળા રે,
સાસુ વહુને સંપ હોત,
તો આપે ધનના ઢગલા રે.





## ૧૬૦ સાહેબ કરતાં રસોઇયા સારું જમે

રસોઈ-પાકશાસ્ત્ર-શાકભાજી-અનાજ કઠોર વગેરે વિષયોને લગતી અનેક કહેવતો આપણા સાહિત્યમાં સંગ્રહ પામેલી છે. આ બધી કહેવતોમાં પ્રચૂર જ્ઞાન-અનુભવ પડ્યાં છે. વળી આ કહેવતો અનુભવથી જ પ્રચાર પામી છે અને તે સૈકાઓ થયાં પ્રચલિત છે.

એનું મૂળ કેટલા વર્ષનું છે તે કહેવું મુશ્કેલ છે તો પણ આ કહેણીઓ દોઢસો કે બસો વર્ષની જૂની હોય તેમ માની શકાય છે.

**રાંધનારીના નસીબમાં ધૂમાડો**

રાંધનારો – રાંધનારી કે પછી રસોઈ કરનારા પાકશાસ્ત્રીને પણ આપણી કહેવતોએ છોડયાં નથી. તેમને માટે કેટલીક કહેવતો તો એટલી ચોટદાર છે કે એને જન્મ આપનાર પ્રતિ આપણને આશ્ચર્ય થાય. તેના જ્ઞાન માટે આપણને ગૌરવ ઉપજે છે. આ રહી એને લગતી થોડીક કહેવતો.

**અન્ન તેનું પુણ્ય ને રાંધનારને ધૂમાડો**

જે જમાડતો હોય તેને ભલે પૂણ્ય મળતું હોય પણ જે રાંધે છે તેને તો ધૂમાડો જ ખાવો પડે છે.

જમનારના નસીબમાં તો અન્ન હોય છે. પણ રાંધનારીના ભાગ્યમાં તો ધૂમાડો જ હોય છે. પ્રથમ એ ધૂમાડો ખાય છે અને પછી જ અન્ન જમે છે.

સહેજ ફેરફારની સાથે બીજી કહેવત છે-**મહેમાન જમી ગયા ને રાંધનારીને ધૂમાડો રહ્યો !** તાત્પર્ય એ કે રસોઇ ખૂટી પડી. રાંધનારીના નસીબમાં માત્ર ધૂમાડો જ રહ્યો. રસોઈ ખૂટી પડે-ઓછી રહે કે પછી અમુક ચીજ ન વધે ત્યારે પણ આ કહેવત કહેવાય છે.

**સાહેબ કરતાં રસોઈયા સારૂં જમે.**

ઉપરની કહેવતોમાં રાંધનાર કે રાંધનારીની દયા ખાવામાં આવી છે પણ કેટલીક કહેવતો એવી છે કે જેમાં રાંધનારીના નસીબની પ્રશંસા કરવામાં આવી છે. જેવી કે:

**ભઠીયારી ભૂખે ના મરે.**
**ભઠીયારાનાં છોકરાં ભૂખે ના મરે.**
**રાંધનાર-કદી લુખું ના ખાય.**
**રાંધનાર ઘરમાં રાજા.**
**સાહેબ કરતાં રસોઈયા સારૂં જમે.**

આ કહેવતોનું કારણ સ્પષ્ટ છે. રસોઈ કરનારના હાથમાં આખું રસોડું હોય છે. કોઈ જોતું ન હોય કે કોઈની ચોકી ન હોય તો તે જોઈતા પદાર્થ કે ભાવતા ભોજન પ્રથમથી જ આરોગી લે છે. દા. ત. લીલા કોપરાનું ખમણ કાઢયું હોય તો તેને નીચોવીને તે તેનું દૂધ કાઢી લઈને પી જાય અને પછી ખમણનો કૂચો તે દાળ-શાકમાં નાખી દે:- ફરસાણ ઉપર ભભરાવે. ગૃહસ્થ કે મહેમાનો જાણે કે ખમણ ભભરાવેલું છે. પણ અંદરની વાત તો માત્ર રસોઈઓ કે માત્ર ઉપરવાળો જ જાણે છે-આજ પ્રકારે લીંબુનું શરબત પણ બનાવી દેવાય.

**ઝાઝે હાથે રસોઈ બગડે,**
**ને ઝાઝી દાયણે વેતર વંઠે.**

રસોઈ કરનારા વધુ હોય તો રસોઇના સ્વાદમાં ફરક પડી જાય છે. આવું જ વધુ દાયણો હોય તો સુવાવડ પણ કથળવાનો ભય રહે છે.

કડછીની દયા ખાતી એક કહેવત પણ સાંભળવા જેવી છે. '**બધી રસોઇ ચાખે પણ સ્વાદ ના જાણે**' કડછીથી દરેક રસોઈ ભાણામાં પીરસાય છે. પરંતુ એ ખાઈ શકતી નથી. કેવી બની છે, એમાં મીઠું છે કે નહિ, ગોળ નંખાયો છે કે નહિ તે એ જાણી શકતી નથી.

રસોડામાં ધૂમાડો જવા માટે ધૂમાડિયું તો જોઈએ જ. એ ન હોય તો કહેવામાં આવ્યું છે કે-**ધૂમાડિયા વગરનું રસોડું ને નાક વગરનું શરીર.** મતલબ કે બન્ને સરખાં ગણાયાં છે.

★



# ૧૬૧ સ્ત્રીકા ખસમ મર્દ, મર્દકા ખસમ રોજગાર

**સાસરાનો પૈસો અધમ છે**

**ટકો જ પૂજાય છે**

આ દુનિયામાં પૈસો જ પૂજાય છે. દુનિયા ટકા પર ચાલે છે. ટકો હશે તો જ તમારો ભાવ પૂછાશે. ટકા માટે આપણી કહેવતે સાચું જ કહ્યું છે કે

ટકો હર્તા–ટકો કર્તા,
ટકા મોક્ષ વિધાયકા,
ટકા સર્વત્ર પૂજ્યન્તે
બિન ટકા ટક ટકાય તે.

એટલે ટકા મેળવવા માટે નોકરી કરો. ધંધો કરો. કંઈ પણ જરૂર કરો. આ માટેની કહેવતો જાણવા જેવી છે. ધંધો કરો તો ધાન્ય મળે, નોકરી કરતાં ભાખરી મળે–માણસનું માન ધંધામાં છે. જે ધંધો નથી કરતો, જે આળસુ થઈ બેસી રહે છે. તેને માટે કહેવતે કહ્યું છે કે–વગર ધંધાનો માણસ હરાયા ઢોર જેવો છે.

**સાસરાનો પૈસો અધમ છે.**

મહેનતથી મેળવેલો રોટલો મીઠો લાગે છે. માટે ઉધમ કરવો. 'કામ કર્યાં તેણે કામણ કર્યાં.' આ વાત જેટલી વહુને સ્પર્શે છે તેટલી જ તે કામ કરનારને પણ સ્પર્શે છે. નોકરીમાં શું, ધંધામાં શું દરેકમાં કાર્ય મહત્ત્વનું રહે છે. કામ કરે છે જે રળે છે. બુદ્ધિપૂર્વક જે શ્રમ કરે છે. તે જ મહાન બની પ્રસિદ્ધિના ચરણ ચૂમે છે.

આપણી કહેવતે એક સુંદર સત્યને જન્મ આપ્યો છે. એ શું કહે છે. આપકમાણી ઉત્તમ છે. બાપ કમાણી મધ્યમ છે. મોસાળનો પૈસો કનિષ્ટ છે અને સસરાનો પૈસો અધમ છે.' સસરાજીની કમાઇ તેની મિલ્કત પર ડોળા નાખનારા જમાઈરાજો આ સમજી જાય. સ્ત્રીને વારે-ઘડીએ ટોકનારા પતિઓ પણ સમજી જાય કે સસરાનો પૈસો લેવો એ અધમ છે. બાપ પૈસા કરતાં પણ, માણસે પશુ બનવું હોય તેણે પરાધિન જીવન ગુજારવું હોય તો તે સાસરાનો પૈસો લઈ શકે છે.

કેટલીક વ્યાપારી કહેવતો

માણસ વ્યાપારી બને છે. દુકાનદારી તે શરૂ કરે છે. એ નવો છે. તેને વ્યાપારીની શીખ સલાહની જરૂર રહે છે. આપણી કહેવતોએ તેને તે પણ પૂરા પાડયાં છે. માલના ક્રમ–વિક્રય કે વ્યવહાર સંબંધની ઘણી જૂની કહેતીઓ છે કે જેને આપણે વ્યવહારિક

બુદ્ધિમત્તાનો નિચોડ કહીએ તે આપણી કહેવતોમાં છે. એમાં હજારો વર્ષોનો અનુભવ છે.

૧ સસ્તી ચીજનો પીછો પકડો મોંઘી ચીજની સામે પણ ન જુઓ.
૨ તેજીમાં દશ ગ્રાહક મંદીમાં ગ્રાહક નહિ.
૩ ક્યારેક ઉંટ એક પૈસા માટે પણ મોંઘો પડે. ક્યારેક સોમાં પણ સસ્તો કહેવાય.
૪ તાજો માલ તરત ખપે.
૫ માલ રહ્યો વાસી, મૂલ ગયું નાસી.
૬ સારો માલ જુએ તો ઘરાકનાં મન ઠરે.
૭ જેવો માલ તેવું મૂલ.
૮ ઠોકરો ખાતાં હોશિયાર થવાય.
૯ થોડે નફે બહોળો વ્યાપાર.
૧૦ આવતો નફો જવા દે તેને નફામાં જુતીઓ.
૧૧ થોડો ખાટે ખાટીએ, બહોળો કીજે વેપાર.
૧૨ વેપાર કરવો તે ઓળે, ને ખેતર ખેડવું તે ઝળે.
૧૩ દેવું, અગ્નિ અને શત્રુ એને બાકી ન રખાય. તેને તો તરત જ ખત્મ કરી દેવાના. એ બાકી રહે તો તે આપણને જ ભરખી જાય.
૧૪ છોકરો હોય તો વહુ આવે. રૂપિયા હોય તો વ્યાજ આવે.
૧૫ નાણું અચે પણ ટાણું ન અચે.
૧૬ દુઝતી ગાયની લાત પણ ખાવી પડે.
૧૭ જુનો હિસાબ નવાં વેર જન્માવે છે.
૧૮ દલાલ દલાલનો વેરી.
૧૯ સટ્ટો ને સન્નિપાત સરખા.
૨૦ સટ્ટો જરૂર બેસાડે બટ્ટો.

આ બધી વ્યાપારી કહેવતો છે. વ્યાપારીઓ, દુકાનદારો, ઉદ્યમ કરનારાઓ એમાંથી ઘણું મેળવી શકે છે. શીખી શકે છે.

રૂપિયાને રૂપિયો કમાઈ લાવે છે.

એક કહેવત છે. 'રૂપિયાને રૂપિયો કમાઈ લાવે છે.' વાત તો સાચી છે. આ કહેવતને જન્મ આપનારી એક રસિક વાત જાણવા જેવી છે.

'કોઈ એકની પાસે એક રૂપિયો હતો તેણે સાંભળ્યું કે રૂપિયાથી રૂપિયા કમાવાય છે. એટલે એ પોતાનો રૂપિયો લઈને બજારમાં એક શરાફીની દુકાને ગયો. અહીં તેણે રૂપિયાની ઢગલીઓને હારબંધ મૂકેલી જોઈ. આ મૂર્ખે વિચાર કર્યો કે હવે મારો રૂપિયો એ ઢગલીઓને જરૂર ખેંચી લાવશે. આમ વિચારી તેણે પોતાનો રૂપિયો એ ઢગલીઓની પાસે મૂકી દીધો, અને પછી પોતે અલગ જઈને ઊભો રહ્યો.

એ ઊભો ઊભો વિચારી રહ્યો હતો કે હવે મારો રૂપિયો કમાય છે કે નહિ એટલામાં શરાફની નજર એ રૂપિયા પર પડી. તે સમજ્યો કે રૂપિયો છટકીને ઢગલીથી અલગ જઈ પડયો છે. એટલે તેણે એ ઉઠાવ્યો અને તેને ઢગલામાં મેળવી દીધો.

પેલો મૂર્ખ હવે શાહુકારની પાસે આવ્યો અને કહેવા લાગ્યો. "શેઠજી! એ રૂપિયો તો મારો છે. મેં સાંભળ્યું હતું કે રૂપિયાને રૂપિયો કમાય છે. પણ મારો તો ગાંઠનો રૂપિયો ચાલી ગયો."

શરાફે કહ્યું–"તમે જે સાંભળ્યું હતું તે બરાબર હતું. મારા રૂપિયા આ રૂપિયો

કમાઈ ગયા છે. તાત્પર્ય એ કે ધન ધનથી મળે છે."

**મર્દ કા ખસમ રોજગાર**

મર્દ–માણસને માટેની એક જોરદાર કહેવત સાંભળો. કહેવત છે.

**સ્ત્રી કા ખસમ મર્દ**
**મર્દ કા ખસમ રોજગાર**

કારણ મર્દનો પાલનકર્તા રોજગાર છે. નોકરી છે. કામધંધો છે. વ્યાપાર ધંધા નોકરી અંગેની કેટલીક હિંદી કહેવતો પણ જાણવા જેવી છે.

૧ બેચે સો બંજારા, રક્ખે સો હત્યારા
૨ દુશ્મન ઔર ગ્રાહક બાર–બાર નહીં આતે.
૩ ફંસા બનિયાં દબ કે બેચે.
૪ બંધી મૂઠ લાખ કી, ખુલી મૂઠ ખાક કી.
૫ નામી ચોર મારા જાય, નામી સાહ કમા ખાય.
૬ લાખ જાય પણ સાખ ન જાય.
૭ રહે સાખ, જાય લાખ.
આબરૂ–માન સાખ તો રહેવી જ જોઈએ. પછી તેમ કરતાં ભલે લાખો રૂપિયા ચાલ્યા જાય. કારણ વ્યાપારીને મન તો સાખ–આબરૂ જ લાખો રૂપિયા છે. એ હશે તો તે અઢળક ધન ઉત્પન્ન કરી શકાશે.
૮ રતા–રતી સાધે તો દ્વારે હાથી બાંધે. રતી–રતી ખોવૈ તો દ્વાર બૈઠ કર રોવૈ.
૯ રૂપિયા આવે તો હાથ કાળા, જાય તો મુંહ કાલા.
૧૦ બનિયા અપના ગુડ ભી ચુરાકર ખાતા હૈ.
૧૧ બૈઠા બનિયા કયા કરે, ઈસ કોઠે કા ધાન ઉસ કોઠે કરે.

દુકાનદારે ગ્રાહકોની સાથે મીઠાશથી વાતો કરવી જોઈએ. તેની આગળ ઉદ્ધતાઈ બતાવવાની જરૂર નથી. નમ્રતાનો જ વ્યવહાર કરવો જોઈએ. આ માટેની એક કહેવત જાણવા જેવી છે.

જમીનદારી ગમીં કી, દુકાનદારી નર્મ કી. અથવા તો જમીનદારી ગરમ કી, શાહુકારી નરમ કી.

તોલ માપના સંબંધી કેટલીક કહેવતો પણ છે—

૧ ભાવ મેં ખાય, તોલ મેં ન ખાય.
૨ જૂઠ બોલે મતના, કમ તૌલે મતના.
૩ પૂરા તોલે સુખી રહે.

વાણિયાના સ્વભાવ–તેની નીતિ અંગેની આપણી કહેવત આથી કંઈ ઊલટું જ કહે છે.

વાતમાં મારે, તોલમાં મારે, મૂલ્યમાં મારે વાણિયો.

એટલે કે એ વાતની અંદર નાખીને ભાવ વધારે કરી દે. વજનમાં તોલમાં મારે છેતરે. અને કિંમતમાં પણ એ આપણને મારે. વાણિયાનો એમાં સ્વભાવ તેની ટેવનું લોકદર્શન છે.



# ૧૬૨ સેન ભગત કા સાંસા મેટયા, આપ ભયે હર નાઈ

આપણે આગળ એક કહેવત જોઈ ગયા ‘ વાલંદ ને વળી વહેલમાં બેઠો.’ એક પટેલની સાથે વાળંદ વહેલમાં બેસીને જઈ રહ્યો હતો. પટેલની સાથે વાળંદ હોય જ. તેની સેવા ચાકરી કરવા માટે. મૂળ તો પટેલ વહેલમાં બેઠેલો હતો પણ તેને પગ ચંપાવવાના હોવાથી તેણે વહેલની પાછળ પાછળ ચાલ્યા આવતાં ઘાંએજાને કહ્યું ‘ ઉપર આવી જા–મારા પગ ચાંપ.’

વાળંદભાઈ વહેલમાં બેસી પગ ચાંપવા વાગ્યા. એટલામાં તેમનો કોઈ એક સગો રસ્તે દેખાયો. ‘ રામ રામ, ’ થયા. પેલાએ પૂછ્યું, ‘ ઘેર કાંઈ કહેવડાવવું છે ? ’ વાળંદે કહ્યું ‘ જેવું દેખો છો તેવું કહેજો.’ એટલે કે હું વહેલમાં બેસીને જઇ રહ્યો છું તે ઘેર કહેજો.’

પટેલે આ વાત સાંભળી. તે નીચે ઊતર્યો. અને પછી પોતાનો જોડો હાથમાં લઈ તેના માથામાં માર્યો અને પેલા માણસને કહ્યું ‘ અલ્યા, ઘેરે આ વાત પણ કહેજે....’

આ હજામભાઈ પોતે સુખી હોય તો કહેશે ‘ ગામ આખું સુખી છે.’ પોતે દુખી હશે તો કહેશે ‘ દુનિયામાં જંપ નથી.’ પોતાના સુખ દુઃખ પરથી જ તેઓ દુનિયાને માપે છે.

**નાઈનું અટકચાળુ અને વાણિયાની ચતુરાઈ**

એક ભોજપુરી કહેવત છે–નઉવા કા નવ બુધ ઠકુરવા ક એકે ’ એટલે કે હજામ બહુ ચતુર હોય છે. એમની બુદ્ધિ બહુમુખી હોય છે. એમનો મુકાબલો કોઈ કરી શકતું નથી.

ભોજપુરી કહેવત ભલે નાઈને બુદ્ધિશાળી ગણે પણ આપણી ગુજરાતી અને રાજસ્થાની કહેવતોએ તો નાઈના અટકચાળા, સ્વભાવની સારી રીતે ખબર લઈ નાખી છે. હજામની ચતુરાઈનો વાણિયાએ કેવા હાલ કરી નાખ્યા તે વાત તો જાણીતી છે. આ અંગેની એક રાજસ્થાની કહેવત છે :–

નાઈ હાલો ઠોલો, વાણિયા હાલો ટક્કો–આ અંગેની એક વાત છે. એક નાઇ કોઈ વાણિયાને ત્યાં હજામત કરવા માટે ગયો. જ્યારે એ હજામત બનાવી ચૂકયો ત્યારે હજામને અટકચાળુ સૂઝયું. તેણે એ વાણિયાના કલાઈ કરેલા માથા ઉપર પોતાની ટચલી આંગળી વતીથી એક ટકોરો મારી દીધો. ધમ દેતો અવાજ થયો. હજામે કહ્યું ‘ વાહ ’ કેવી ટકોરાબંધ હજામત થઈ છે ?

નાઈના આ કૃત્યથી વાણિયો સમસમી ગયો. તેને એમાં પોતાનું ઘોર અપમાન લાગ્યું. પણ તે કંઈ બોલ્યો નહિ. હજામતથી પોતે જાણે પ્રસન્ન થયો છે તેમ તેણે નાઈને એક ટકો ઈનામ આપી તેની વાહવાહ કરી. હજામભાઈ પોતાની આ પ્રશંસાથી લઈ ગયા.

એક દિવસે આજ નાઈ કોઈ ઠાકુરને ત્યાં હજામતને માટે ગયો. વાણિયાના ટકામુંડા પર તેણે ટકોરો વગાડી ઈનામ મેળવ્યું હતું. એટલે હવે તેના મનમાં ઠસી ગયું કે

આ પ્રકારે ટકોરો મારવાથી ઈનામ પણ મળે છે એટલે ઠાકુરની હજામત કર્યા પછી નાઇએ પોતાની ટચલી આંગળીથી ઠાકુરના માથા પર એક ટકોરો લગાવી દીધો. ટકોરો જરા જોરથી પડયો–ઠાકુર ચમકી ગયો. અને મારથી તે સમસમી ઊઠયો. પોતે ઠાકુર હતો અને એક નાઈ જેવો હલકો માણસ તેની આ પ્રકારે મશ્કરી કરે તેમાં ઠાકુરને ઘોર અપમાન જણાયું. તેણે ભીંત પરથી તલવાર ખેંચી કાઢી અને નાઈનું શિર ધડથી અલગ કરી દીધું. આમ વાણિયાએ ચતુરાઈથી પોતાનું અપમાન કરનારા નાઈનું કાસળ કાઢી નાખ્યું. આવા જ પ્રકારની વાત આપણા કહેવત સાહિત્યમાં પણ છે. આપણી કહેવતે આ અંગે કહ્યું જ છે:–

ટોકર ખાધી હજામની,
આપ્યું ભલું ઈનામ,
શિર છેદાવ્યું હજામનું,
જુઓ વણિકનાં કામ

'હજામની બુદ્ધિ ટૂંકી હોય છે.' આ એક કહેવત ઘણીખરી ભાષાઓમાં જોવામાં આવે છે. તમીલ અને તેલુગુ ભાષામાં પણ આ પ્રકારની એક કહેવત છે. હજામ ભલે તેની કલામાં હોંશિયાર હોય પણ બુદ્ધિમાં તો એ ટૂંકો જ હોય છે. આ વાતને સાર્થક કરતી એક વાર્તા પણ છે–

### મને બ્રાહ્મણ બનાવો

એક પ્રાતઃકાળે રાજાનો માનીતો હજામ રાજાની દાઢી બોડવા માટે મહેલમાં ગયો. જુએ છે તો રાજાજી ભર ઉંઘમાં. હજામે વિચાર કર્યો કરવું શું? તેને પોતાની કલા-કારીગરી પર અભિમાન હતું. એટલે તેણે તેણે તો રાજાને જગાડયા વગર જ તેમની ઉંઘમાં ખબર ન પડે એવી સિફ્ત ચતુરાઈથી દાઢી બોડી કાઢી અને તે ચાલતો થઈ ગયો.

સવાર થઇ જતાં રાજા જાગ્યો. પોતાની દાઢી પર હાથ ફેરવે છે તો તે સફાચટ માલમ પડી. રાજા આશ્ચર્ય પામ્યો. હજામની હોંશિયારી પર તે આફ્રીન બની ગયો. તેણે હજામને બોલાવી મંગાવ્યો અને કહ્યું 'તારી હોશિયારીથી હું પ્રસન્ન બની ગયો છું. ઇચ્છામાં આવે તે તું માંગી લે. હું તને ન્યાલ કરી દઈશ.'

હજામની જગ્યાએ કોઈ બીજો હોત તો તે વાડીવજીફા કે ધન દૌલત માગતે–પણ અહીં તો હજામભાઈ હતા. બુદ્ધિના ટૂંકા. તેની બુદ્ધિ કેટલી દોડે? તેણે કહ્યું 'મહારાજ આપ રાજી થયા હો તો મને બ્રાહ્મણ બનાવો અને તેમની ન્યાતમાં મને દાખલ કરી દો.'

રાજાએ બ્રાહ્મણોના મુખીને બોલાવ્યા. હુકમ કર્યો, 'આ હજામને બ્રાહ્મણ બનાવી તેને તમારી જ્ઞાતિમાં દાખલ કરી દો.'

મુખીએ કહ્યું–'મહારાજ! બ્રાહ્મણ બનતા નથી–જન્મ પામે છે. હજામ જાતિના હજામ જ હોય છે. એ બ્રાહ્મણ કેવી રીતે બની શકે?'

'તમારું ડહાપણ તમારી પાસે રાખો. મારો હુકમ છે. આ હજામને તમારે બ્રાહ્મણ બનાવી દેવો–છ મહિનામાં જો તમે એને તમારી જ્ઞાતિમાં દાખલ નહિ કરો તો તમારા ઘરબાર જપ્ત કરી લેવામાં આવશે. રાજાએ સ્પષ્ટ આજ્ઞા સંભળાવી દીધી.

બ્રાહ્મણો ગભરાયા. કરવું શું ? હજામને તે કંઈ બ્રાહ્મણ બનાવાય ખરો ? રાજા તો ગાંડો થયો છે. તેની આજ્ઞા નથી પાળી તો એ જરૂર ગરદન મારવાનો. નગરના સારાય બ્રાહ્મણો ઉદાસીમાં ગરકાવ થઈ ગયા.

ચતુર તેનાલી રામનને આ વાતની જાણ થઈ. બ્રાહ્મણોના મહોલ્લામાં આવ્યો. પૂછયું 'વાત શું છે તે કહો ?'

બ્રાહ્મણે કહ્યું કે હજામને બ્રાહ્મણ બનાવી દેવાની રાજાની આજ્ઞા છે.

'એમાં ગભરાવ છો શા માટે ? હિંમત રાખો. કહીને તેનાલી રામને એક કાળો કૂતરો મંગાવ્યો. તેના ગળામાં દોરડું ભરાવ્યું અને પછી બધા બ્રાહ્મણો એક કૂવા કાંઠે ભેગા મળી મંત્રો બોલતા જાય અને કૂતરાને કૂવામાં નાખતાં જાય અને તેને બહાર પણ કાઢે. આમ તેનાલી રામનના સૂચવ્યા મુજબ બ્રાહ્મણોએ કરવા માંડયું.

બ્રાહ્મણો આટલેથી અટકયા નહિ. તેનાલી રામનના સૂચવ્યા મુજબ તેમણે એ કૂતરાને દેવતાથી ગરમી પણ આપવા માંડી. કૂતરાએ તો ચીસો પર ચીસો પાડવા માંડી. પણ બ્રાહ્મણોએ તેને છોડયો નહિ.

એટલામાં રાજાની સવારી બ્રાહ્મણોનાં મહોલ્લામાં આવી ચઢી. કૂતરાની ચીસોથી તથા બ્રાહ્મણો તેને વારંવાર કૂવામાં સ્નાન કરાવતાં જોઈ રાજાને આશ્ચર્ય થયું. તેણે બ્રાહ્મણોને પૂછયું. 'ભાઈઓ ! આપ આ શું કરી રહ્યા છો ? કૂતરાને દોરડાથી બાંધ્યો છે કેમ ? તેને વારંવાર કૂવામાં નહાવડાવો છો અને પાછા ગરમ તાપમાં તપાવો છો પણ–આ બધું શું છે ?'

બ્રાહ્મણો મૌન રહ્યા. તેનાલી રામને તેમને કહ્યું હતું. 'તમારે ચુપ જ રહેવું. જે કંઈ બોલવું હશે તો હું બોલીશ.'

'તું હજામ તે હજામ જ રહેવાનો'

બ્રાહ્મણો કંઈ બોલ્યા નહિ એટલે રાજાએ તેનાલીને પૂછયું—'અલ્યા, તેનાલી ? આ બ્રાહ્મણો ગાંડા તો નથી થઈ ગયા ને ?'

'ના, મહારાજ ! તેઓ તો એક પ્રયોગ કરી રહ્યા છે !'

'પ્રયોગ ? શેનો ? ધાતુમાંથી સોનું બનાવી રહ્યા છે ?

'ના–આ કાળા કૂતરાને તેઓ ધોળો બનાવવા ઇચ્છે છે અને તેની જ આ ધમાલ છે....' તેનાલીએ ઠાવકા મોઢે કહી દીધું.

રાયર રાજા ખડખડ હસી પડયો. 'અલ્યા, તેનાલી ! તું પણ ગાંડો છે અને આ બ્રાહ્મણો પણ અક્કલ વગરનાં છે. કાળો તે કંઈ ધોળો થયો હશે ? સાવ મૂર્ખાઓ જ છે....'

તેનાલીએ કહ્યું. 'મહારાજ ! ગુન્હો માફ કરો. જો એક હજામને બ્રાહ્મણ કરી શકાય તો આ કાળો કુતરો ધોળો કેમ ન બને ?'

રાયર રાજા તેના જ શબ્દોમાં સપડાઈ ગયો. બ્રાહ્મણો પરથી તેણે પોતાનો હુકમ પાછો ખેંચી લીધો. અને હજામને કહી દીધું—'અલ્યા, તું હજામ તે હજામ જ રહેવાનો–તને બ્રાહ્મણ બનાવાય તેમ નથી.'

આમ હજામભાઈ પોતાની ટૂંકી બુદ્ધિને લીધે ન તો જમીન જાગીર પામ્યા કે ન

તો ધનદોલત–જાતના હજામ જ રહી ગયા.

નાઈ બાત ગંવાઈ

એક રાજસ્થાની કહેવત છે—નાઈ બાત ગંવાઈ—અનુભવી વ્યક્તિઓ નાઈઓનો વિશ્વાસ કરતા નથી. કહે છે કે–સિવાનેરનો કિલ્લો એક નાઈની દગાબાજીથી જ તૂટયો હતો. આ માટે આજે પણ એ કિલ્લામાં કોઈ નાઈને રાતના સમયે ત્યાં રહેવા દેવામાં આવતો નથી.

નાઈ પોતાની જાતને ઠાકુર માને છે. કહેવત છે કે 'નાઈ રી જાન મેં સે કોઈ ઠાકર' 'હજામકી બારાતમેં સભી ઠાકોર' હજામની જાનમાં બધા જ ઠાકોર—કોઈ પોતાની જાતને હજામ કહેવડાવે જ નહિ. સાચું કહ્યું છે :

નાઈ કી બારાતમેં જને જને ઠાકુર !
સર્વે સિંહાઃ ક્ષત્રિયાણાં સમાજે !!...

ભગવાનને હજામનું રૂપ લેવું પડયું

ગમે તે વાત હોય, નાઈ–ઠાકુરના નામથી ભારે પ્રસન્નતા અનુભવે છે. સેન ભગતના નામથી તો એ વધુ ખુશ થઈ જાય છે કારણ, સેન ભગત પોતે એક નાઈ જ હતા. પણ હૃદયના ભગત. સાધુ સંતોની સોબતમાં જ રહે. કહે છે કે એકવાર તેમને ત્યાં કેટલાક સાધુઓ આવી પહોંચ્યા. આથી તેમની આગતા સ્વાગતામાં સેન ભગત રાજાની હજામત કરવા માટે જઈ શકયા નહીં પોતાનો નિયમ તેઓ ચૂકી ગયા. પણ ભગવાનને ભકતની ચિંતા હતી. એટલે પ્રભુએ પાતે નાઈનું રૂપ ધારણ કરી રાજાની હજામત બનાવી. આ બનાવ પરથી એક કહેવત પણ પડી.

'સેન ભગત કા સાંસા મેટયા,
આપ ભયે હર નાઈ'

એક નાઈ–હજામને કારણે ભગવાનને પણ હજામનું નાઈનું રૂપ લેવું પડયું.

★

## ૧૬૩ સો સો ચૂવે મારકે બિલ્લી ચલી હજકુ

એક પરદેશી કહેવત

આપણી કહેવતોમાં કેટલીક એવી કહેવતો છે કે જે પરદેશથી આવેલી છે. આપણને ખ્યાલ પણ ન આવે એવી રીતે એ આપણા કહેવત સાહિત્યમાં ભળી ગયેલ છે. આવી કહેવતોમાં મુખ્ય એક કહેવત છે, 'સત્તર ચૂહે ખાકર બિલ્લી, હજ કો ચલી' આ કહેવત ભારતની લગભગ બધી જ ભાષાઓમાં વણાઈ ગઈ છે. આપણી ગુજરાતી કહેવતોમાં એ છે જ. 'સો ચુવા ખા કર (અથવા મારકર) બિલ્લી હજકુ ચલી...' એમાં કેટલોક પાઠભેદ પણ જણાયો છે. 'સો સો ચૂવે મારકે બિલ્લી ચલી હજકુ' પણ કહેવાય છે.

કોઈ બગ ભગત માટે, કોઈ ડોળઘાલુને માટે કે પછી કોઈને માટે વ્યંગમાં આ કહેવતનો ઉપયોગ થાય છે. વ્યાપારીઓ કાળા ધોળા કરી થોડી સખાવત કરે કે પછી ધર્મના ટેકેદાર થઈ ફરે ત્યારે પણ આ કહેવતનો ઉપયોગ થાય છે જ. કપાળ પર મોટું ટીલું કરનારા મહારાજો, ઉપદેશ આપતાં પંડિતો પણ જ્યારે ખાનગી વ્યવહારમાં અધાર્મિક પ્રવૃત્તિ કરતાં દેખાય છે ત્યારે પણ આ કહેવત વપરાય છે. કોઈ સ્ત્રી બહારથી પતિવ્રતાનો ડોળ કરે પણ અંદરખાનેથી તે પાપાચારમાં પ્રવૃત્ત હોય ત્યારે કહેવાય છે. 'સાત ધણી બદલીને સતી થયા........' કે પછી 'સો ઉંદર મારી (મનીબાઈ) મીનીબાઇ પાટ બેઠા........વગેરે.

આમ 'સો સો ચૂવે મારકે બિલ્લી ચલી હજકે' આ કહેવત આપણી કહેવતોમાં જણાય છે. આ કહેવત આપણી નથી. પરદેશની છે. એ કેવી રીતે આપણી કહેવતોમાં પ્રવેશી ગઈ તે એક કોયડો છે. બિલ્લી અને 'હજની યાત્રા' આ બે શબ્દોનો મેળ ક્યાંથી આવ્યો. તેના પર કોઈએ વિચાર કર્યો નથી. બિલ્લીને કાશીની યાત્રાએ જતી બતાવી હોત તો આ કહેવત આપણી જ છે તેવું જણાઈ આવતે. પણ અહીં 'હજ' શબ્દ છે એટલે આ કહેવત ક્યાંક આપણા મુસ્લીમ સમાજની હશે યા તો તે વિદેશના કોઈ દેશમાંથી આવી હશે તેવો ખ્યાલ સહેજે થઈ જાય.

કહેવતનું મૂળ :

કહેવતો અંગે સંશોધન કરતાં મને આ કહેવતનું એક મૂળ હાથ લાગ્યું છે. આ મૂળ ઉપરથી માની શકાય છે કે એની પાછળ એક ઐતિહાસિક તથ્ય છે. ધાર્મિક પ્રવૃત્તિના લોકો તો તીર્થ-યાત્રાઓ પર જાય છે જ. ક્યારેક અધિક ધર્મ પ્રાણ બની બીજાઓને પણ તીર્થયાત્રાએ લઈ જવામાં આવે છે પરન્તુ જ્યારે કોઈ વધુ ધાર્મિક બની પશુ. ઓને પણ તીર્થયાત્રાએ લઇ જાય કે કરાવે ત્યારે જરૂર આશ્ચર્ય થાય છે.

આપણી આ કહેવત 'સો સો ચૂવે મારકે બિલ્લી ચલી હજકુ.'નું મૂળ પણ આવું જ છે. આ કહેવતની વાર્તા જાણવા જેવી છે. એ નીચે મુજબની છે.

મિસરમાં સને ૧૮૧૩માં એક ધર્મશીલ વિધવા રહેતી હતી. તેણે એક એવું ઉદાહરણ પ્રસ્તુત કર્યું કે જે ઇતિહાસમાં અનોખું જ છે. તેણે એક ધાર્મિક સંસ્થાને પોતાની સંપત્તિનો એક મોટો ભાગ દાનમાં આપી દીધો. પણ આ દાનની સાથે તેણે એક અનોખી શરત પણ મૂકી દીધી. શરત એ હતી કે આ સ્થાયી સંપત્તિથી થનારી આવકમાંથી બિલાડીઓના આત્મિક ઉત્થાનનો પ્રયત્ન કરવામાં આવે. આ ઉત્થાન ક્રિયાનું એક અંગ એ પણ હતું કે, પ્રતિ વર્ષ બાવન બિલાડીઓને હજની પવિત્ર યાત્રા કરાવવાને માટે પવિત્ર નગર મક્કા મોકલી આપવામાં આવે. એનો સારોય ખર્ચ આ સંસ્થાએ કરવાનો રહેશે. આ યાત્રાથી બિલાડીઓને કેટલો આત્મિક લાભ થશે તેની સાથે આ શરતને કોઈ મતલબ નહોતો.

### બિલાડીઓના અબ્બા

આ મહિલા આમ કેટલાય વર્ષો થયા આ પ્રકારે બિલાડીઓને હજની યાત્રા માટે મોકલતી રહી. દરેક વર્ષે એલેકઝાન્ડ્રીયાથી જયારે મકકાના યાત્રીઓનો કાફલો જતો ત્યારે એમાં એક ઊંટ પર એક વૃદ્ધ બિલાડીઓને પણ લઈને જતો. રસ્તામાં આ બિલાડીઓના ખાવાપીવાની વ્યવસ્થા પણ આ વૃદ્ધે જ કરવી પડતી. યાત્રાએથી પાછા આવ્યા પછી દરેક બિલાડીને 'હાજી'ની ઉપાધી પણ આપવામાં આવતી. આ વૃદ્ધ માનવીને લોકો 'બિલાડીઓનાં અબ્બા' કહીને બોલાવતા. બિલાડીઓને હજ–યાત્રાએ જતી જોઈને લોકો વ્યંગમાં કહેતાં સો સો ચૂહે ખાકર બિલ્લી ચલી હજ કો.' આમ કહેવત બની ગઈ....હવે આ કહેવતનો પ્રયોગ એવા ઢોંગીઓને માટે થાય છે કે જે જીવનભર પાપ કર્યા પછી ધર્મનો ઢોંગ કરે છે.

આમ આ કહેવત લગભગ દોઢસોથી પણ વધુ વર્ષની જૂની છે. એ પૂર્વના મુસ્લીમ દેશમાંથી આવેલી છે અને એની જનક છે. એક શ્રીમંત વિધવા.

### ઊંટના ગળામાં બિલ્લી

કોઈ કાર્યમાં એવા અડંગો લગાવી દેવો કે જેથી એ કામ થઈ શકે નહિ.

આ કહેવતનું મુળ નીચેની વાર્તામાં છે.

એક સમય કોઈ એકનું ઊંટ ખોવાઈ ગયું. તેણે પ્રતિજ્ઞા કરી કે જો ઊંટ મળી જશે તો હું તેને ચાર પૈસામાં વેચી નાખીશ. જયારે ઊંટ મળી ગયું ત્યારે એ ધૂર્ત પોતાની પ્રતિજ્ઞા પૂરી કરવાને બહાને ઊંટના ગળામાં એક બિલાડીને બાંધી દીધી. તેણે બિલાડીની કિંમત ઊંટની કિંમત કરતાં પણ વધુ રાખી. એ હવે બજારમાં ફરવા લાગ્યો. 'ચાર પૈસામાં ઊંટ ખરીદો.

લોકોને કુતૂહલ થતું કે આ ચાર પૈસામાં જ ઊંટને વેચી દેવા કેમ તૈયાર થયો છે. લોકો કિંમત પૂછતા પેલો કહેતો ભાઈ ચાર જ પૈસા. ઊંટની કિંમત છે. પણ મારી એક શરત છે. ઊંટ ખરીદનારને આ બિલાડીને પણ ખરીદવી પડશે.'

'એમ........? એની કિંમત શી છે?'

'બસો એકાવન રૂપિયા....માત્ર....પેલો જવાબ દેતો.

અને પૂછનારા ચાલ્યા જતા. આટલી કિંમતમાં કોઇને ઊંટ બિલાડી ખરીદવામાં રસ નહોતો.

એની આ કરામતથી તેની માનતા જળવાઈ અને ઊંટ પણ તેની પાસે જ રહી ગયું.




## સુખમાં સમરે સોની દુઃખમાં સમરે રામ

**સોનાની** ચતુરાઈની કહેવતો તથા વાર્તા આગળ જણાવી છે. સોનીએ સોનું ચોરવું જ રહ્યું–એ જો ન ચોરે તો તે સાચો સોની નહિ તેવું પણ જણાવ્યું. આ બધું બરાબર

છે. સોની નામ મોટું છે. મહાજન કરતાં પણ મોટું છે અને એટલે જ કવિઓએ કહેતીમાં કહ્યું છે કે–'સુખમાં સમરે સોની ....દુખમાં સમરે રામ....'

સુખની અંદર બીજું કોઈ યાદ આવશે. નહિ. માતા પિતા પણ નહિ. ભગવાન પણ નહિ. બસ સોની–સુવર્ણકાર જ યાદ આવવાનો અને તેને બોલાવીને મનપસંદ અલંકારો ઘડાવી દેવાના....

પણ દુઃખ આવતાં પ્રભુ યાદ આવી જશે અને 'હે ભગવાન! આ કષ્ટ–દુઃખ દૂર કર એમ એ જરૂર કહેવાનો.

અપશુકનમાં તેમની ગણના શા માટે?

આવા સુખના સમયમાં જેને યાદ કરવામાં આવે છે તેજ સોનીને શકુન શાસ્ત્રીઓએ અશુભ અપશુકનવાળો ગણ્યો છે. એને અંગેની એક ઉક્તિ છે

આટો કાંટો ઘી ઘડો,
ખુલ્લે સૌ નાર,
બાવે ભલો ન દાહિણો,
લ્યાણી જરખ સુનાર

એટલે કે લોટ–લાકડાં–ઘીનો ઘડો–વિધવા–સ્ત્રી–જરખ અને સોની જમણી કે ડાબી બાજુએથી પણ જો પસાર થાય તો તે અપશુકન કહેવાય છે. અશુભ ફળ આપનારૂં એ છે.

આમ સોનીને શા માટે અશુભ કહ્યો છે તે જાણવા જેવું છે. કહે છે કે સોની જ્યારે ઘરેણાં ઘડવા બેસે છે ત્યારે સોનાની ચોરી કર્યા વગર તે રહેતો નથી. એટલે સુધી કે તે પોતાની માનું પણ સોનું ખાઈ જાય છે. આજ કારણથી શકુનશાસ્ત્રીઓની નજરમાં સોની અશુભ ઠર્યો છે.

સોનાની લંકા માટીમાં મળી ગઈ

ચમકતા નહિ. 'સોનાની લંકા માટીમાં મળી ગઈ' આવું કોઈ કહે તો નવાઈ થાય.પણ–સોનીઓને માટે આ શબ્દ નવો નથી. સોનીઓની જે જે ગુપ્ત ભાષા છે. તેમની જે સાંકેતિક વાત કરવાની રીત છે તેનો જ એમાં પડઘો છે.

એક વખતે એક સોની પરિવારમાં તેમના ઘરની એક છોકરી સાસરેથી થોડુંક સોનું લઈ પોતાના બાપને ઘેર દાગીના બનાવવા માટે આવી.

છોકરો સોનાને આગમાં તપાવીને દાગીના ઘડવા લાગ્યો. બાપથી એકાએક જ 'રામ રામ ' બોલાઇ ગયું.

પુત્ર આ પિતાના સૂખના ' રામ રામ' ન સમજી ગયો. તેણે કહ્યું–'રામ રામ શું કરો છો ? સોનાની લંકા માટીમાં મળી ગઈ છે.'

બાપે વિચાર્યું કે દીકરો બહેન પ્રતિ દયા કરી ક્યાંક કંઈ ચોરશે નહિ. પણ અહીં તો દીકરો બાપથી હોશિયાર નીકળ્યો. બાપના ઈશારા પહેલાં જ તેણે બહેનના દાગીનામાંથી સોનું કાપી રાખમાં મેળવી દીધું હતું.'

એક મરાઠી કહેવત છે. સોનાર–સીંપી કુલકરણી આપા, ત્યાંથી સંગત નકોરે બાપા.

સોની–દરજી કુલકરણી વગેરેની સોબતથી દૂર જ રહેવું.

'સોનીની સાંજ ને મોચીનું વહાણું' આ ક્યારેય પણ આવતા નથી. વાયદા માટે તેઓ મશહૂર ગણાયા છે,

છતાં આ લોકો પર દૈવની નસીબ-દેવીની કૃપા હોય છે. એને લગતી એક કહેતી છે. સોની સઈ ને સાળવી તેને દૈવ લે જાળવી.

સોનીઓએ આખો સોનાનો હાથી ચોરી લીધો

સોનીઓ સોનું ચોરી લે છે. ગમે તેવા સગાંને કે મોટાંને પણ તેઓ છોડતા નથી તે વાત પર એક બાદશાહને વિશ્વાસ ન આવ્યો. એક દિવસે તેણે સારાય સોની મહાજનને પોતાના દરબારમાં બોલાવ્યું અને કહ્યું, 'તમે લોકો મોટાં ચોર ગણાવ છો તો આજે તમને હું હુકમ કરું છું કે તમારે મારે ત્યાં કામ કરવું અને ચોરી કરવી. જો ચોરી કરી શકયાં નથી તો હું તમને સર્વને ફાંસીને લાકડે લટકાવી દઇશ. ચોરી કરતાં પકડાશો તો પણ હું તમને લટકાવી દઈશ. પરન્તુ ચોરી કરતાં જો પકડાશો નહિ તો હું તમને ઇનામ આપીશ.'

સોની મહાજને કહ્યું, 'ખુદાવિંદ, 'આપની આજ્ઞા અમે ઉઠાવીશું. પણ આ કામમાં વિલંબ અવશ્ય થશે. ઠીક, જે કંઈ કામ અમને આપવાનું હોય તે હવે સુપ્રત કરો.'

બાદશાહે કહ્યું, 'તમારે જેટલું સોનું લેવું હોય તેટલું લ્યો પણ મને એક મોટો સોનાનો હાથી બનાવી આપો.'

સોનીઓએ કહ્યું, 'જેવી આપની ઇચ્છા.'

સોનીઓ દિવસે એક ઓરડામાં કામ કરે અને સાંજે ઘેર જાય. ઘેર જતી વખતે તેમની સખ્ત જડતી લેવામાં આવે. એક સોય પણ ચોરી શકાય નહિ. વળી હાથી ઘડતાં તેમની ચોતરફ સશસ્ત્ર સૈનિકો રહેતાં એટલે ચોરી થાય જ નહિ.

પણ આ સોનીઓ ઉસ્તાદ હતા. ઘેર જાય એટલે તેઓ રાત્રિના સોના જેવો જ પીત્તળનો એક હાથી તૈયાર કરતાં થોડાક દિવસો બાદ બે એક સરખા હાથી તૈયાર થઈ ગયા.

બાદશાહે સોનાનો હાથી જોયો. ખુશ થઈ કહ્યું, 'બહુ સારો બન્યો છે.'

સોનીઓએ કહ્યું–' ખુદાવિંદ ! એને હવે પાણીમાં ઘસવો પડશે.'

બાદશાહે હા કહી એટલે સોનીઓ સોનાના હાથીને એક મોટા તળાવમાં લઈ ગયા. અહીં આજ તળાવમાં સોનીઓએ આગલી રાત્રિના પેલો પીત્તળનો હાથી તળાવમાં લાવીને છૂપાવી દીધો હતો. બાદશાહ કે કોઇને આ વાતની જાણ નહોતી.

સોનીઓ સોનાના હાથીને તળાવમાં લઈ ગયા અને તેને પાણીમાં સંતાડી દીધો. થોડીકવાર બાદ તેમણે પેલા પીત્તળના હાથીને પાણીમાંથી ખેંચી કાઢયો અને તેને ઘસવા લાગ્યા. ખૂબ ઘસ્યા પછી તે એકદમ ચકચકવા લાગ્યો.

સાફ કરીને બાદશાહની આગળ એ હાથીને લાવવામાં આવ્યો. બાદશાહ ખુશ થયો. તેણે ખાતરી માટે ચોકસીઓને બોલાવ્યા અને કહ્યું આ હાથીના સોનાનો કસ કાઢો.

ચોકસીઓએ હાથીનું સોનું કસ્યું અને પછી કહ્યું 'સારૂં સોનું છે.' ચોકસીઓને આ ખોટું બોલવું પડયું કારણ ખરૂં કહી દે તો તેમને ધમકાવવામાં આવે કે બાદ-

શાહના સોનાને વખોડો છો કેમ? એટલે એટલે તેમણે ખોટું જ કહી દીધું.

બાદશાહે સોનીઓને કહ્યું–' સાચું કહી દો. તમે ચોરી કરી છે?'

સોનીઓએ કહ્યું 'આટલા બધા સૈનિકોની આગળ અમારાથી ચોરી કેવી રીતે કરી શકાય?'

સોનીઓ ચોરી કરી શકયા નથી એટલે હવે બાદશાહે તેમને સજા કરવાનો હુકમ કર્યો. આથી રાજાના ડરથી સોનીઓને હવે કહેવું પડયું ' ખુદાવિંદ! આપે તપાસ જ કરી નથી. આપ સારી રીતે તપાસ કરી કહો કે આ હાથી સોનાનો છે કે નહિ! નામદાર, આપ તો નાની સરખી ચોરી માટે અમને ઇનામ આપવા તૈયાર થયા છો ત્યારે અમે તો આપનો સારોય સોનાનો હાથી ચોરી લીધો છે. તો આટલી મોટી ચોરી માટે આપ અમને શું આપશો? ઈનામ માટેનો અમારો હક્ક અમે પૂરવાર કરી શકયા છીએ.'

' તો શું આ હાથી પીત્તળનો છે?' બાદશાહે ચોંકીને કહ્યું.

'નામદાર એની ખાતરી આપ જ કરી લ્યો.'

બાદશાહે તપાસ કરાવી તો સોનીઓની વાત સાચી નીકળી. બાદશાહે કબૂલાત કર્યા મુજબ સોની મહાજનને ભારે ઇનામ આપ્યા અને તેમની ચતુરાઈની પ્રશંસા કરી. આવા છે આ સોનીઓ.





## ૧૬૫ સો મણ સાબુએ ધુએ, પણ સીદીભાઈ કાળા ને કાળા જ

જે જેવો જન્મ્યો છે તેવો જ રહેવાનો. એનો વર્ણ–રંગ જવાનો જ નહિ. એમાં ફેરફાર પણ અશકય. કુદરતી ખોડખાંપણ જે પડી તે તો રહેવાની જ. ભલે તેને નકલથી સારી કરવામાં આવે તો પણ નકલ તે નકલ જ રહેવાની.

ગધેડીને ગંગાના પાણીમાં સ્નાન કરાવો કે તેને ડૂબાવો પણ એ ઘોડી થાય જ નહિ એ ગધેડી જ રહેવાની. પીડી ચોળવાથી કંઈ દેહનો–ચામડીનો રંગ બદલવાનો નથી જ, મોવાળા રેશમ થાય નહિ.

આપણી કહેવતે કહ્યું છે કે,

કાળીઓ કદહાડીઓ નદીએ નહાવા જાય,
પરમેશ્વરે કાળો કીધો, તે ગોરો કયાંથી થાય
ગોલી ન થાય ગરાસણી ખોજો થાય ન પીર,
દાસી સતી થાય નહીં, વાળ ન થાય હીર

આ અંગેની એક કહેવત બહુ જોરદાર છે. **સીદીભાઈને સો મણ સાબુએ ધુએ, પણ તે કાળા ને કાળા જ રહેવાના.** તેમના શરીરનો રંગ બદલાવાનો નહિ.

આ કહેવતને પ્રમાણભૂત કરતી તે અંગે ની એક વાર્તા જાણવા જેવી છે.

તાહેરભાઇ શ્રીમન્ત માનવી. વેપાર દેશ-પરદેશમાં. પત્ની પણ ડાહી અને કરકસરથી

રહેનારી. બન્ને સુખેથી સંસાર ચલાવી રહ્યા હતા.

વર્ષો ગયા પણ આ બેના સંસારમાં કોઇ ત્રીજુ ન જ આવ્યું. શેર માટીની ખોટ ન જ પૂરાઈ. તાહેરભાઈ કહે ખુદાની જેવી મરજી. એની ઇચ્છા હશે તો બાળક આવશે બીબી પણ ધર્મ-પરાયણ. મનવાળી એ જીવી રહી હતી.

એક દિવસે એમને આંગણે એક અરબી વેપારી આવ્યો. એની પાસે જાતજાતનો માલ હતો. તાહેરભાઈએ તેની પાસેથી સારો જેવો માલ ખરીદ્યો. આ વેપારી ગુલામોને પણ વેચતો હતો. તેની પાસે પાંચેક વર્ષનો એક નાનો છોકરો હતો. એ હતો સીદી. રંગે કાળો પણ આકર્ષણ કરાવે તેવો. તાહેરભાઈ અને તેમના ધણિયાણી નજર આ બાળક પર પડી. તેમણે એ વેપારીને પૂછ્યું, 'આ છોકરો વેચવાનો છે ?'

'હા, તમારે રાખવો હોય તો રાખી લ્યો ૫૧, રૂપિયા રોકડા લઈશ.'

તાહેરભાઈએ ૫૧ રૂપિયા આપી એ છોકરાને રાખી લીધો.

બાળક આ કુટુંબમાં સુખચેનથી રહેવા લાગ્યું. તાહેરભાઈ તેમના ધણિયાણી આ બાળકને પોતાના બાળકની જેમ જ રાખવા લાગ્યા. દિવસે દિવસે આ બન્ને એ બાળકમાં એવા તો પરોવાઈ ગયા કે બાળક તેમનું જ હોય તેવું તેમણે અનુભવ્યું. એક દિવસે તાહેરભાઈને તેમના ધણિયાણીએ કહ્યું. 'આ બાળકને આપણે ખોળે લઈ લઈએ તો કેમ ?'

'તો તો ઘણું જ સારૂ....તાહેરભાઈના મનની પણ આજ ઇચ્છા હતી. પોતાની પછી પોતાનું નામ રાખે તેવા બાળકની જરૂર હતી. ખુદાની ઇચ્છાથી જ્યારે આ બાળક ઘેર બેઠા મળી ગયો છે તો પછી તેમાં વાર શા માટે કરવી ? બન્નેએ ધર્મના વડાને આ વાત કરી. તેમની પરવાનગી મળી અને સીદીભાઈ તેમના પાળક પુત્ર બની ગયા.

ગામમાં શહેરોમાં સારાય વોરા ભાઈઓમાં આ વાત પ્રસરી ગઈ. સૌના મનમાં એમ કે આપણે આપણી પુત્રી આ તાહેરભાઈના પુત્રને આપીએ તો કેમ ? પૈસો છે. કોઇ ખાનાર નથી. આપણી પુત્રી તેમને ત્યાં સુખી થશે. લાંબો સંસાર પણ નથી. એટલે હવે આ છોકરા માટે માંગા પર માંગા આવવા લાગ્યા. આખરે તાહેરભાઈએ કરીમભાઈની રૂપાળી છોકરી પર પસંદગી ઊતરી.

કરીમભાઇ પાસે પણ અઢળક ધન હતું. સંતાનમાં તેમને પણ માત્ર આજ પુત્રી. પુત્રી હતી રૂપ રૂપનો અવતાર. ચાંદનો ટુકડો જ જોઈ લ્યો. તાહેરભાઇ અને તેમના બીબી તો આવી રૂપાળી વહુ ઘરમાં આવવાથી ન્યાલ થઇ ગયાં. લગ્ન પણ વાજતે ગાજતે થઇ ગયાં.

તાહેરભાઇ અને તેમના બીબીએ જ્યારે આ સીદીના બાળકને ખરીદ્યુ હતું ત્યારે બન્ને એવા ખ્યાલમાં હતા કે ભલે એનો રંગ કાળો રહ્યો. એને રોજ સાબુથી ન્હવડાવીશું, ધોવડાવશું. એટલે એ જ જરૂર ઉજળો થઈ જ જવાનો. અને આ વિચારથી તેમના ધણિયાણીએ જાતે તેને રોજ સાબુથી નવડાવવા માંડયો હતો.

હવે તો છોકરાના લગ્ન પણ થઇ ગયા. ઘરમાં રૂપાળી વહુ આવી ગઈ. તાહેરભાઇએ છોકરાને ઉજળો કરવા માટે હવે ખાસ બે નોકરો તેની તહેનાતમાં રાખ્યા. આ બન્નેનું કામ દિવસના ત્રણ વાર આ છોકરાને સારી જાતના સાબુઓથી નવડાવવાનું હતું. તાહેરભાઇએ આ માટે એક સાબુના વેપારીને ત્યાં પોતાનું ખાતું પણ ખોલાવી દીધું. જોઇએ ત્યારે ખાતા પર સાબુ મળી શકતો હતો.

થોડાક દિવસો બાદ તાહેરભાઇને વેપારના કામકાજ અંગે બહારગામ જવાનું થયું. ત્યાં તેમનું રોકાણ ધારવા કરતાં લાંબુ થયું. લાંબે સમયે જ્યારે તેઓ ઘેર આવ્યા ત્યારે એક દિવસે વેપારીએ તેમના પર સાબુની ખરીદીનો આંકડો મોકલી આપ્યો. તાહેરભાઈએ જોયું તો સોમણ–સાબુ વપરાયેલો હોવાનું માલમ પડયું. તાહેરભાઈ નવાઈ પામી ગયા. તેમણે પોતાની બીબીને કહ્યું ‘ આપણે સોમણ સાબુ વાપર્યા પણ સીદીભાઈ કાળો ને કાળો જ રહ્યો....’

બીબીએ કહ્યું, ‘ આપણે મહેનત તો ઘણી કરી પણ સીદીભાઈ ઉજળો ન જ થયો. અને આમ આ કહેવત પડી.

આજ કહેવત બીજી રીતે પણ બોલાય છે–સીદીભાઈ ‘ સો મણ સાબુ ચોળે તો પણ કાળા’ સંસ્કૃતમાં પણ આવી મતલબની એક કહેવત છે—અંગાર શત ધૌતેન મલિનત્વં ન મુગતિ’ કોલસાને ગમે એટલી વાર ધુઓ તો પણ તે કાળો ને કાળો જ રહેવાનો. કચ્છી ભાષામાં પણ આજ કહેવત છે સીદી કે સો મન સાબુનસે ધુઓ તાં એ કારે જો કારે. તુર્કીશ કહેવત વધુ જોરદાર જણાઈ છે. કહેવત છે In washing A negro we Lose our Sopp સીદીભાઇને ધોવામાં તો આપણો સાબુ જ ઘસાઈ જાય છે. દુનિયાની લગભગ દરેક ભાષામાં આ મતલબને સ્પષ્ટ કરતી કહેવતો મળી આવી છે.

## સીદીભાઈનો છોકરો સૌથી રૂપાળો

સીદીભાઈની આ કહેવતની સાથે જ તેમના વિષયમાં એક બીજી કહેવત યાદ આવી જાય છે. આ કહેવત છે સીદીભાઇને સીદકાં વહાલાં એટલે કે સીદીના છોકરાં ગમે તેવાં હોય પણ તે એને વહાલાં છે. ‘ સીદીભાઈનો છોકરો સૌથી રૂપાળો’ આ કહેવત આપણામાં છે. એને લગતી એક વાર્તા નીચે મુજબની છે.

એક રાજાને ઇચ્છા થઇ કે ગામના કોઈ એક રૂપાળા છોકરાને પસંદ કરી તેને ઘોડા પર બેસાડી ગામમાં ફેરવવો. પણ આ પસંદગીનું કામ કોને સોંપવું ? આખરે તેણે આ કામ પોતાના અતિ વિશ્વાસુ એક સીદી નોકરને સોંપ્યું. તેને કહ્યું ગામમાંથી જે સારો અને સુંદર છોકરો તને જણાય તેને તું પસંદ કરી મારી પાસે લાવ.

રાજાની આજ્ઞા સાંભળી સીદીભાઈ ગામમાં ફરવા લાગ્યો. તેણે અનેક છોકરાં જોયાં. પણ કોઈ તેની મરજીમાં ગમ્યા નહિ. તેણે વિચાર્યું રાજાએ આ કામ મારી પસંદ પર છોડી દીધું છે એટલે જે છોકરો મને સૌથી વધુ ગમે તેને જ મારે રાજા આગળ લઈ જવો જોઇએ. તેણે જે સંખ્યાબંધ છોકરા જોયા એમાં કોઈકનું નાક તેને નાનું લાગ્યું, તો કોઈની

આંખ ત્રાંસી લાગી, કોઈકનું મુખ ચપટું જણાયું. તો કોઈકનું માથું મોટું જણાયું. કોઈ છોકરા પર તેની નજર ચોટી નહિ. અન્તે તેણે પોતાના છોકરા તરફ દ્રષ્ટિ કરી. જોયું તો સ્થિર થઈ ગયો. છોકરો રૂપાળો લાગ્યો. આંખો ચમકદાર અને નાક પોપટના જેવું સુંદર જણાયું. તેણે નક્કી કર્યું. ગામના સર્વ છોકરાં કરતાં મારો જ છોકરો વધુ સુંદર અને રૂપાળો છે.

નક્કી કરેલા દિવસે સીદીભાઈ પોતાના છોકરાને સજાવી શણગારી રાજા આગળ લઈ આવ્યા. રાજાએ સીદીને જોતા જ પૂછયું, 'કેમ બાળક લઈ આવ્યા ?'

'હા–જી.'

રાજાએ આમતેમ નજર કરી પણ કોઈ રૂપાળું સુંદર બાળક જણાયું નહિ. એટલે પૂછયું, 'સીદી ક્યાં છે ?'

'આ રહ્યું ?' કહીને સીદીએ દૂર ઉભેલા પોતાના બાળકને ઈશારો કરીને બોલાવ્યું. બાળકે આવીને રાજાને નમન કર્યું.

'કોણ આ ?' રાજાએ સીદીના બાળક તરફ આંગળી કરી કહ્યું.

'હા, નામદાર ! આપે પસંદગીનું કામ મારા પર છોડી દીધું. મેં અનેક બાળકે જોયા, પણ કોઈ ઉપર મારી દૃષ્ટિ ઠરી નહિ, આખરે મને મારું આ બાળક જ સૌથી વધુ રૂપાળું અને સુંદર લાગ્યું એટલે હું તેને આપની આગળ લઈ આવ્યો છું.

રાજા ખડખડ હસી પડયો. તેનાથી બોલાઈ ગયું ' સીદીભાઈ ને સીદકાં પ્યારા.... એનો જ છોકરો સૌથી વધુ રૂપાળો....





## ૧૬૬ સોટે ચલ અબ તેરી બારી

'**મારથી** ભૂત પણ ભાગી જાય છે. આ કહેવત વાર્તા આપણે આગળ જોઈ ગયા. એજ કહેવતને સાર્થક કરતી બીજી કેટલીક કહેવતો પણ છે. એમાંની એક છે–' આયે મીર ભાગે પીર.'

જ્યાં મોટાં માનવીઓ હોય છે ત્યાં નાનાઓનો પ્રભાવ નહિવત્ જ હોય છે. આથી તેઓ પોતાનું સ્થાન ત્યજીને બીજે જવામાં ડહાપણ–સલામતી જુએ છે.

'આયે મીર ભાગે પીર' આ હિંદુસ્તાની કહેવત છે. પરંતુ આપણા ગુજરાતના કેટલાક ભાગોમાં પણ આ કહેવત જોવામાં આવી છે. 'આવ્યો મીર ભાગ્યો પીર.' મીર આવતાં જ પીર ભાગી ગયો એવો આ કહેવતનો સાધારણ અર્થ છે.

**આયે મીર ભાગે પીર.**

આ કહેવતની એક વાર્તા છે. વાર્તા

રસિક અને થોડીક ઐતિહાસિક તત્ત્વવાળી પણ છે. આ છે:—

અમરોહામાં શેખ સદ્દ્યે યા મીરાંજી નામનો એક માણસ રહેતો હતો. એ કંઈ ખાસ જાણતો નહોતો તો પણ તે પોતાની જાતને એક નિપુણ જ્યોતિષી અને ભવિષ્યવકતા કહેવડાવતો હતો.

એક સમયે આ શેખ જમીન ખેડી રહ્યો હતો ત્યારે તેને જમીનમાંથી એક ચૌમુખવાળો દીવો મળ્યો. આ દીવો કોઈ પૂર્વ સમયના જાદુગરનો બનાવેલો હતો. એમાં ચાર દીવાઓ હતા. દીવામાં વિશેષતા એ હતી કે જે કોઈ તેને બાળતું તેની સામે ચાર જીન આવીને હાજર થતાં અને જે કંઇ આજ્ઞા મળતી તેના પાલન માટે તેઓ તત્પર રહેતાં.

શેખ સદ્દોને આ જાદુઈ દીવાની કંઈ જ માહિતી નહોતી. દીવો કલા કારીગરીપૂર્ણ હતો એટલે તે તો એને આનંદથી પોતાને ઘેર લઈ ગયો. ઘેર આવીને તેમણે આ દીવો સળગાવ્યો. જોવા માટે કે તે કેવો પ્રકાશ આપે છે. દીવો પ્રકાશથી ઝળહળી ઊઠયો અને તેની સાથે જ ચાર જીન આવીને હાજર થઇ ગયા.

આ ચાર જીનોને જોતાં જ શેખ ધ્રુજી ઊઠયો તેણે ભય પામીને દીવાને બુઝાવી દેવાનો પ્રયત્ન કર્યો. પણ જીનોએ તેને કહ્યું, ‘તમે જ્યાં સુધી અમને કાંઇ હુકમ ન આપશો ત્યાં સુધી અમે અહીંથી ખસવાના નથી.’

આ શેખ વિષય લંપટ અને કામી પુરૂષ હતો. તેણે એક સમયે કોઈ સ્થળે એક ખૂબસુરત સ્ત્રીને જોઈ હતી. આ સ્ત્રીમાં તેનું મન આસકત હતું. તેણે જીનોને કહ્યું- તમે અમુક સ્થાનથી એ સ્ત્રીને લઇ આવો.’

અને સ્ત્રી હાજર થઇ ગઈ

જીનોએ આ કામને તરત જ પૂર્ણ કરી દીધું. એ સ્ત્રી કુલિન ઘરની હતી. પોતાની નજર સામે એ સ્ત્રીને જોતાં જ શેખ આશ્ચય સાથે ગભરાઈ ગયો. જીનોએ શેખને ચેતવણી આપતાં કહ્યું, ‘જ્યાં સુધી તમે સુમાર્ગે ચાલશો ત્યાં સુધી અમે તમારી તાબેદારી કરીશું. પણ તમે એ માર્ગ છોડશો તો અમે તમને ખાઈ જઈશું.’

જીનોએ શેખને મારી નાખ્યો.

શેખ આ ચેતવણીથી ડરી ગયો. પ્રાણ જવાના ભયથી તે સમયે તેણે એ સ્ત્રીને જવા દીધી. જીનો તેને પુનઃ તેના સ્થાને મૂકી આવ્યા. આવું કંઈક વાર બન્યું. અંતમાં એક વાર તેનાથી રહેવાયું નહિ. તેણે એ સ્ત્રી પર બળાત્કાર કર્યો અને એજ ક્ષણે જીનોએ તેને મારી નાખ્યો.

શેખ એક જાણીતી વ્યક્તિ હોવાથી તેની એક દરગાહ અમરોહામાં સ્મારક રૂપ બાંધવામાં આવી. અહીં ઘણા લોકો જિયારતને માટે આવ્યા કરે છે. એવું કહેવાય છે કે મરણ બાદ શેખ એક મોટો પ્રતાપી જીન બની ગયો જ્યારે એ કોઈ મનુષ્ય-ખાસ કરીને સ્ત્રીઓનાં શિર પર આવે છે ત્યારે બીજા પીર જેવા કે શાહ દરિયા જેનખાં, નન્હાસિંયા વગેરે નવ દો અગિયારા કરી જાય છે.

તાત્પર્ય એ કે મોટાઓની આગળ

નાનાઓનો પ્રભાવ પડતો નથી. તેમને ચાલી જવું પડે છે. આ દાખલા પરથી જ આ કહેવત પડી–આવે મીર ભાગે પીર.

**સોટે ચલ અબ તેરી બારી.**

દરેક ઉપાય અજમાવ્યા બાદ જ્યારે કોઈ ઈલાજ બાકી રહેતો નથી ત્યારે તાડન પ્રયોગ-એટલે કે ચૌદમું રત્ન કાઢવામાં આવે છે. 'ચૌદમુ રત્ન ' એટલે દંડા–લાઠી–સોટાનો માર આ જ્યારે દેહ ઉપર પડે છે ત્યારે સારીય બાજી ખુલ્લી જાય છે ગુન્હેગાર ગુન્હાને કબુલ પણ લે છે છુપાવી રાખેલી વાસ પણ મારના ધાકથી તરત જ બહાર આવી જાય છે. મારનો આવો પ્રતાપ છે.

'સોટે ચલ અબ તેરી બારી' આ એક હિ હિંદુસ્તાની કહેવત છે. પણ આપણા કહેવત સંગ્રહમાં પણ એ જણાઇ છે. લાલીયા ધોકા હવે તારો વાળો ! આ કહેવતનો નિર્દેશ બાળ વાતોમાં થયો જ છે.

એક શેખચલ્લીએ પોતાની માને કહ્યું– 'હું અહીં કંઈ કામ મેળવી શકતો નથી એટલે મને પરગામ જવા દે. ત્યાં હું કમાઈશ અને પછી જ અહીં આવીશ.'

માએ કહ્યું–'ઠીક છે. કયારે જાય છે?'

'કાલે જ. રસ્તામાં ખાવાને માટે મારે કંઈક જોઈશે. એ મને બનાવી આપજે.'

એની માએ ચાર રોટલા ટીપી આપ્યા શેખચલ્લીએ રોટલા લઈ પરગામ જવા ઊપડી ગયો.

કેટલાક કલાકોની મજલ પછી એ થાકી ગયો. ભૂખ પણ તેને લાગી હતી. એક તળાવને કિનારે એક ઘટાદાર ઝાડ હતું. અહીં તેણે વિસામો કર્યો. હાથપગ ધોયા અને પછી ઝાડ નીચે બેસી તેણે રોટલા કાઢયા. રોટલાને ગણી જોયા. એ બરાબર ચાર હતા. રોટલા જોઈ શેખચલ્લી કહેવા લાગ્યા એક ખાઉ....બે ખાઉં....ત્રણ ખાઉં.... કે ચારેને ખાઈ જાઉં....'

**ચાર પરીઓ...**

આ ઝાડ પર ચાર પરીઓના વાસો હતો. શેખચલ્લીને આ પ્રકારે બોલતો સાંભળી તેમણે વિચાર્યું કે આ કોઈ મોટો દૈત્ય છે કે જે એમને ચારેયને ખાવા ઇચ્છે છે. ભયને લઈને એ ચારેય પરીઓ એની સામે હાજર થઇ ગઈ અને તેને કહેવા લાગી, 'તમે અમને નહિ ખાવ તો અમે તમને એક જાદુઈ ચીજ આપીશું.'

'શેખચલ્લી તો આ સાંભળી રાજી થઈ ગયો. તેણે કહ્યું, 'ઠીક છે. કયાં છે એ જાદુઈ ચીજ.'

**જાદુઈ વેલણ**

'તમે અમને ખાશો તો નહિ ને?'

'ના. લ્યો આ વચન.'

આથી પરીઓ સંતોષ પામી તેમણે એને એક જાદુઇ વેલણ આપ્યું અને કહ્યું– 'આ વેલણને તમે હુકમ કરશો એટલે જોઈતા રોટલા તે તરત જ તમારી સામે રજુ કરી દેશે.'

શેખચલ્લી તો આ જાદુઈ વેલણ મળતાં જ રાજીરાજી થઈ ગયો. તેણે વિચાર્યું–હવે મારે પરગામ જવાની કોઈ જ જરૂર નથી. રોટલા જોઈએ એટલા મળવાના છે બસ, આ વેલણને હુકમ કરૂં એટલી જ વાર....

શેખચલ્લી હવે વેલણને પોતાની ઝોળીમાં મૂકી તે પોતાને ઘેર જવા નીકળ્યો. માર્ગમાં

બહુ લાડ ન હોય.'

આમ દીકરીને જન્મતાં જ પારકી ગણી દેવાઈ છે.

આજે તો જમાનો આગળ વધ્યો છે. દીકરીની ઇચ્છા હોય–તેની પસંદગી હોય તેવા જ મૂરતિયાની સાથે તેને પરણાવવામાં આવે છે. એમાં એની ઇચ્છા-મરજી જોવામાં આવે છે. પણ આપણી કહેવતે જ્યારે જન્મ લીધો હતો ત્યારે સ્થિતિ જુદી જ હતી. કન્યાના લગ્નની જવાબદારી માતાપિતાને શિર જ લદાયલી હતી. પિતાની ઇચ્છા થતી ત્યાં દીકરીને વળાવી દેવાતી. આથી જ કહેવતે જન્મ લીધો કે '**દીકરી અને ગાય જ્યાં દોરે ત્યાં જાય**' આ બન્ને એવા ગરીબ છે કે પોતાના જીવન પ્રશ્નમાં પણ પોતાનો અવાજ ધરાવતાં નથી.

### સુખે ન સૂવે દીકરીનો બાપ

એક દીકરી હોય તો પિતાને ચિન્તા હોતી નથી. પણ એકથી વધુ દીકરીઓ હોય છે ત્યારે પિતાને સદા બોજો રહ્યા કરે છે. આ બોજો તે એના ભરણપોષણનો નહિ પણ તેને સારા સ્થળે વળાવવાનો–સારું ઘરબાર મેળવી આપવાનો. જ્યાં સુધી તે પોતાની આ જવાબદારી પૂર્ણ કરતો નથી ત્યાં સુધી તેની ઉંઘ પણ ઉડી જાય છે. એ સતત ચિંતામાં જ રહે છે આથી જ કહ્યું છે કે 'સુખે ન સૂવે દીકરીનો બાપ, સુખે ન સુવે જેના ઘરમાં સાપ.'

આપણી એક બીજી કહેવતમાં અનુભવનો રણકો છે. અવાજ છે. કહેવત છે.

'દીકરીઆળું ઘર ને બોરડીઆળું ખેતર' બોરડીના ઝાડ નાના ને નીચા હોય છે. એમાં મબલખ બોર થયાં હોય છે ત્યારે રસ્તે જનારા દરેકના મનમાં ઇચ્છા થાય કે થોડાંક બોર પાડી લઈએ. આવી જ વાત વધુ દીકરીઓ ધરાવતાં ઘરને–મા-બાપને માટે પણ સમાજમાં આવી જ માન્યતા હોય છે.

દીકરીને દુહિતા કહેવામાં આવી છે. દુહિતા એટલા માટે કે એનો વિવાહ દૂર દેશમાં થાય તે જ હિતકારી છે. નિકટમાં થાય તે ઇચ્છવા યોગ્ય નથી.

દીકરી જન્મતાંની સાથે જ વધવા માંડે છે. જ્યારે દીકરાને મોટાં થતાં–કમાતાં વાર લાગે છે. એટલી વાર લાગે છે કે બાપની ધીરજ પણ ખૂટી જાય છે.

'દીકરડી ને ઉકરડી, વધતાં વાર શી?' એ જ્યારે વધે છે ત્યારે ઝટ તેને પારકી કરી દેવાની તૈયારી થાય છે. આ અંગે કહેવતે કહ્યું છે–'દીકરી સાસરે સારી, ને માલ વેચ્યો સારો.' એકાદ જમાનામાં દીકરી-વહુ પર ભારે ત્રાસ થતો હશે તેનો પડઘો પણ કહેવતે પાડયો છે–'**દીકરી સાસરે કે મસાણે સારી લાગે.**' દીકરી સાસરે જ શોભે પરન્તુ મસાણની વાત જ્યારે આવે છે ત્યારે કંપી જવાય છે. પણ જે જમાનામાં આ કહેવત જન્મ પામી હશે તે જમાનામાં દીકરીઓને માટેનો ત્રાસ-જુલ્મ વધુ હોવો જોઈએ.

આજે પણ કેટલાક એવા દાખલાઓ બને છે કે જેમાં દીકરી કૂવો પૂરે છે. પણ કેટલાક એવા દાખલાઓ બને છે કે જેમાં દીકરી કૂવો પૂરે છે. પણ આ માટેના કારણો

વિવિધ હોય છે. કોઈ એક કારણ હોતું નથી.

દીકરીને આપણી કહેવતે 'સાપનો ભારો' કહી છે ત્યારે તેને માટેની એક સુંદર કહેવત પણ મળી આવે છે. એ કહેવત છે–
**'દીકરીએ દીવો.'**

કોઈ પિતાને ત્યાં પુત્ર જ ન હોય, માત્ર દીકરીઓ જ હોય ત્યારે એ એટલું તો સાન્ત્વન જરૂર લે છે કે-કંઈ નહિ મારી દીકરીના દીકરાથી વંશ ચાલુ રહેશે.-મારૂં ઘર તો ઉઘાડું રહેશે.

પિતા જ્યારે દીકરીઓને માટે એ પ્રકારનો સંતોષ લે છે ત્યારે આપણી એક કહેવતે **'દીકરીની માને રાણી'** પણ કહી છે. આ આખી કહેવત છે–**'દીકરીની મા રાણી, ઘડપણમાં ભરે પાણી.'**

આ કહેવતનો અર્થ એ છે કે જ્યાં સુધી દીકરીઓનાં વિવાહ થતાં નથી ત્યાં સુધી ઘરનું સર્વ કામ છોકરીઓ જ કરતી રહે છે. એટલે માતા તો રાણીની જ જેમ રહી તે હુકમ ચલાવતી રહે છે. પણ જ્યારે દીકરીઓ પરણીને સાસરે ચાલી જાય છે અને ત્યારે માને ઘડપણ પણ આવી જાય છે ત્યારે તેને બધું જ કામ કરવું પડે છે. શરૂઆતનું સુખ પાછળથી દુઃખમાં પરિણામે છે તે બતાવતી આ કહેવતમાં અનુભવનો અર્ક છે. આ કહેવત પ્રાચીન સમયની છે. રાજસ્થાની ભાષામાં પણ આ કહેવત મળી આવે છે. એનો પણ અર્થ આવો જ છે. કહેવત છે કે **'બેટીયાં કી મા રાણી, ભરે બુઢાપે પાણી.'**

પુત્રી–દીકરીને અંગેની કેટલીક હિન્દુસ્તાની કહેવતો પણ જાણવા જેવી છે. એક કહેવત છે–'બેટીકા ધન નિભાના હૈ, આતે આતે ભી રૂલાયે, જાતે ભી રૂલાયે.'

એટલે કે છોકરી આવે એ સારું નથી. તેના જન્મતાં જ દુઃખ આવી પડે છે અને લગ્ન બાદ જ્યારે તે સાસરે જાય છે ત્યારે પણ દુઃખ થાય છે.

બીજી કહેવત છે–'બેટી ઔર કકડી કી બેલ બરાબર હોતી હૈં. દીકરી અને કાકડી ત્વરાથી વધે છે.'

આ તો ઠીક છે પરન્તુ દીકરીઓને અમુક ગામોમાં નહિ આપવાની સલાહ–સૂચના પણ આપણી કહેવતોએ આપી છે. આવી કહેવતોનો જન્મ અમુક બનાવ પરથી જ થયો હશે-કારણ કહેવતોમાં તે જમાનાની તાસીર પણ દેખાય છે. અમુક બનાવ–દાખલા પરથી જ કહેવત આકાર લે છે. આવી કહેવતોમાં એક કહેવત છે. સૌરાષ્ટ્રનાં ચિતળ ગામ અંગેની. આખી કહેવત દુહો છે–

ચિતળમાં ન દેવી દીકરી,
શેડુભારમાં ન દેવો ઢાંઢો,
અમરેલીમાં વરાવવો ન દીકરો
ભલે રિયે વાંઢો...

આ કહેવત પાછળની વાત એવી છે કે–ચિતળ ગામની વાડીઓ–ખેતરો ગામથી બહુ દૂર હતાં. આથી ઘરની વહુ વગેરેને આટલે દૂર ટાઢતડકામાં ભાત આપવા જવું પડતું. વળી ખેતરેથી–વાડીએથી ચાર તથા પારના ભારા પણ ઘેર લાવવા પડતાં. આથી વહુ વગેરેને આખું જીવન આજ મુજબ પસાર કરવાનું રહેતું. એટલે જ ચિતળ

ગામમાં દીકરી નહિ આપવાનું કહેવામાં આવ્યું છે.

શેડુભારમાં બારે માસ વાડીઓ ચાલે નિત્ય કોસ ખેંચવાના બોજાથી બળદો થોડાક જ દિવસોમાં ઊતરી જાય છે. આથી આ ગામમાં ઢાંઢે દેવાની પશુ–પ્રેમની લાગણી એમાં સમાયેલી છે.

આ કહેવત જ્યારે જન્મી ત્યારે અમરેલી ગાયકવાડના તાબામાં હતું. ગાયકવાડી ગામોમાં છોકરા અને છોકરીને શિક્ષણ લેવાનો કાયદો હતો. તેમને માટે આ ફરજિયાત હતું. એટલે દીકરો જો અભણ હોય અને ભણેલી વહુ આવે તો સાસુ સસરા તે કેવી રીતે સાંખી–સહન કરી શકે ?

ખેડા જિલ્લાના ઉમરેઠ ગામ માટેની એક કહેવત પણ છે. આ કહેવત છે—

ઉમરેઠ ગામના ઊંડા કૂવા,
દીકરી દીધી તે જીવતા મૂવા.

જેમ આપણા કહેવત સાહિત્યમાં આવી કહેવતો છે તે જ મુજબ હિંદુસ્તાની કહેવતોમાં પણ આવી કહેવત મળી આવે છે. એમાંની એક કહેવત છે—

દિલ્લી કી બેટી મથુરા કી ગાય,
કરમ ફૂટે તો બહાર જાય,

દિલ્લી જેવા મોટા શહેરની છોકરી કે મથુરા જેવા પુનીત સ્થાનની ગાય કોઈ બીજી જગ્યાએ જાય અને એ તેને માટે એક દુર્ભાગ્યની જ વાત છે.





## ૧૯૮ સિદ્ધાંતવાદી અને વિચારક પણ મૂર્ખ

મૂર્ખાઈના થોડાક દાખલા જોઈએ– (૧) એક મૂર્ખના શરીર પર ખૂબ વાળ હતા. તેણે વિચાર્યું આ બધાને એકી સાથે સાફ કરી દઉં તો ઠીક અને તેમ કરવા એ અગ્નિમાં કૂદી પડયો. (૨) એક મૂર્ખને ચા પીવાની ઉતાવળ થઈ. કીટલીમાં પાણી હતું તેમાં તેણે દેવતાં નાખી દીધો. અને પછી તે ચુલા પર પાણીના ઉકળવાની રાહ જોવા લાગ્યો. (૩) એક મૂર્ખને એક વખતે મણ દૂધની જરૂર પડી. તેની પાસે એક ગાય હતી. તેણે વિચાર્યું– હું ગાયને મહિના સુધી દોહીશ નહિ– એટલે મને સામટું મણ દૂધ મળી જશે. (૪) એક પંડિતના વાંચવામાં આવ્યું– સર્વનાશ સમુત્પન્ને અર્ધં ત્યજિત પંડિતઃ આજ સમયે પોતાનો એક સાથી તળાવમાં ડૂબવા લાગ્યો. પંડિતે તેનું ડોકું કાપીને તે ડૂબવામાંથી બચાવી લીધો ! ઊંટવૈદું એ પણ મૂર્ખતાનો એક પ્રકાર.

ઊંટવૈદું એ પણ મૂર્ખતાનો એ પ્રકાર જ છે, એક વખતે ઊંટના ગળામાં ચારાનો

કે ઘાસનો ડૂચો ભરાઈ રહ્યાથી તે મરવા પડયું. એક ડાહ્યા માણસે કારણ બરાબર સમજીને ઊંટના ગળા ઉપર પાટુ માર્યું. તરત જ ડૂચો મ્હોંની બહાર નીકળી પડયો અને ઊંટને સારૂ થયું. આ બનાવ એક મૂર્ખ માણસે જોયો અને તને બરાબર યાદ રાખ્યો. એક ડોસી માંદી પડી હતી તેને ગળે ડૂચો કે કફ ભરાઈ રહેલો તો મટાડવા સારૂ એ મૂર્ખ માણસે ઊંટનો દાખલો યાદ રાખેલો તેથી ડોસીને સાજી કરવા તેના ગળા પર લાત મારી દીધી. ડોસી મરી ગઈ. આમ ઊંટવૈદું જન્મ પામ્યું.

મૂર્ખને પોતાની પ્રશંસા કરવાને માટે સદૈવ કોઈને કોઈ મોટો મૂર્ખ મળી જાય છે. એક સ્પેનિશ કહેવત પણ જાણવા જેવી છે–મૂર્ખ જે કાર્ય સૌના પછી કરે છે તેજ કાર્ય બુધ્ધિમાન સર્વથી પ્રથમ કરે છે.' કન્ફ્યુશસ મહાન ચિંતક–વિચારક. તેણે કહ્યું છે કે–' જો એક વ્યકિત મને એકવાર મૂર્ખ બનાવે તો તે એને માટે શર્મની વાત છે. પણ જો એ બીજીવાર મને મૂર્ખ બનાવે તો એ વાત મારે મારે માટે શર્મની છે.'

### વિચારક મૂર્ખ

આવું બને જ કેમ–એવા વિચારવાળા પણ મૂર્ખ હોય છે. ગંગારામ અકકલમાં અધુરો હતો. એ પોતાની બુધ્ધિ પ્રમાણે જ ચાલતો. પરિણામે તેના કામમાં છબરડા વળી જતા. તેના મૂર્ખાઈભર્યાં કામ પર લોકો હસતાં પણ ગંગારામને એની કોઈ અસર થતી નહિ.

એક દિવસે તેના પિતાએ તેને તેલ ખરીદવા બજારમાં મોકલ્યો. તેલ લઈ એ ઘેર આવતો હતો ત્યારે એનો એક દોસ્ત તને સામો મળ્યો, તેણે ગંગારામને કહ્યું: ' તપેલીમાંથી તેલ નીચે ટપકે છે એ તો જો!'

' અરે, તેલ નીચે પડે જ કેમ?' આમ બોલી ગંગારામે નીચે કાણું છે કે નહિ તે જોવા તપેલી ઊંધી વાળી. તેલ ઢોળાઈ ગયું. ઘેર આવી તેણે પિતાને કહ્યું– તપેલીને ઊંધી વાળી દીધી હતી. પિતાએ માથે હાથ ઠોકયો અને પછી ગંગારામને મેથીપાક આપ્યો.

### સિદ્ધાન્તિક મૂર્ખ

કેટલાક વધુ સમજણવાળા મૂર્ખ પણ મળી આવે છે. પોતાના સિધ્ધાન્તમાં જ માનનારા. પછી ગમે તે થઈ જાય. આવાઓને સિધ્ધાન્તિક મૂર્ખ કહેવામાં આવ્યા છે.

આવા એક સિદ્ધાન્તિક મૂર્ખ પોતાની સ્ત્રીને એક મિત્રના બાહુપાશમાં જોઈ લીધી. મિત્રના ચાલી ગયા પછી તેણે પોતાની પત્નીએ આ માટે ઠપકો આપ્યો. પત્નીએ કહ્યું, 'તમને ખરાબ લાગ્યું. તો તમે તમારા મિત્રને માર્યો કેમ નહિ?'

મૂર્ખે કહ્યું ' પ્રિયે! મારો સિદ્ધાન્ત છે કે જ્યારે બે માણસો વાત કરતાં હોય ત્યારે હું તેમાં વચ્ચે હસ્તક્ષેપ કરતો નથી પણ તે એની બદતમીજીને કેમ સહી લીધી?'

સ્ત્રી પણ સિદ્ધાન્તિક મૂર્ખ હતી. તેણે કહ્યું– ' પ્રાણનાથ! મારો સિદ્ધાન્ત છે કે હું શરીરને અધમ અને ક્ષણિક વસ્તુ ગણું

છું. એને માટે કોઈની સાથે લડવાઝઘડવાનું પસંદ કરતી નથી....!'

ચાણક્યનું કથન છે.

વરમેકો ગુણી પુત્રો ન ચ મૂર્ખ શતાન્યપિ
એકશ્ચન્દ્રસ્તમોહન્તિ ન ચ તારા ગણૈરપિ

સો મૂર્ખ પુત્રનાં કરતાં એક જ ગુણી પુત્ર સારો છે. એક ચન્દ્ર સારાય અંધકારને દૂર કરી દે છે. જ્યારે ઝુંડના ઝુંડ તારા તેમ કરી શકતાં નથી.

મૂર્ખની સાથે સ્વર્ગમાં પણ રહેવા જેવું નથી.

હિતોપદેશે કહ્યું છે-

પયઃપાનં ભુજંગાનાં કેવલં વિષવર્ધનમ્
ઉપદેશો હિ મૂર્ખાણાં પ્રકોપાય ન શાન્તયે

સાપોને દૂધ પાઈને જેમ ઝેર વધારવાનું હોય છે તે જ મુજબ મૂર્ખોને ઉપદેશ કરવો એટલે ક્રોધને વધારવા જેવું જ છે ભર્તૃહરિને કહ્યું છે કે પર્વતો અને વનોમાં વનચરોની સાથે વિચરવું શ્રેષ્ઠ છે, પણ મૂર્ખોના સંગમાં સ્વર્ગમાં પણ રહેવું ખરાબ છે.

તત્ત્વજ્ઞાનીઓ મૂર્ખ કોને ગણે છે? ગુરૂ રામદાસે કહ્યું છે કે-' આ સંસારમાં સુખ છે એવું જે માને છે તે મૂર્ખોમાં પણ ભારે મૂર્ખ છે.' શંકરાચાર્યે કહ્યું છે- ' વિચારહીન મનુષ્ય જ મૂર્ખ છે.

એક કહેવત છે—

Fools make Feasts, and wise men eat them. મૂર્ખ દાવત આપે છે અને બુદ્ધિમાન તેને ખાય છે.

### મૂર્ખને જાણવાના છ કારણો

વિચારકોએ મૂર્ખને જાણવા માટેના છ કારણો આપ્યાં છે. ૧. અકારણ ક્રોધ ૨. વગર અર્થનો વાર્તાલાપ. ૩. વિના આધારની પૂછપરછ. ૪. વગર કારણે બદલો લેવો, ૫. અપરિચિત વ્યક્તિનો વિશ્વાસ, ૬. શત્રુને મિત્ર સમજવો.

મૂર્ખ-મૂર્ખ જ રહે છે. તેને સુધારી શકાતો નથી. જ્ઞાની ભર્તૃહરિએ કહ્યું છે- ' પૃથ્વી પર સર્વ વસ્તુઓ માટેના શાસ્ત્રોક્ત ઔષધ છે ઉપાય છે પરંતુ મૂર્ખને માટે કોઈ ઔષધ નથી.'






## હજામની અક્કલ તેના તોબડામાં

કહેવતે કોઈપણ જાતિને છોડી નથી. બ્રાહ્મણ-વાણિયા-સુથાર- ભાટ- દરજી વગેરે દરેક જાતિ તેના સપાટામાં આવી જ ગઈ છે. આ જ મુજબ હજામ-નાઈ પણ કહેવતના સપાટામાં આવી જ ગયા છે.

જાતિઓના સ્વભાવ લક્ષણ પરથી જ કહેવતો ઘડાયલી છે. કહેવતોમાં દરેક જાતિનું પ્રતિબિંબ અવશ્ય હોય છે જ કોઈ એક

બનાવ પરથી પણ કહેવત ઘડાય છે. અને એ બનાવ તે જ કહેવતની ઉત્પત્તિની વાર્તા.

ગુજરાતી કહેવત સાહિત્યમાં હજામ માટેની અનેક કહેવતો છે. આ જ મુજબ રાજસ્થાની કહેવત સાહિત્યમાં, ભોજપુરી કહેવત સાહિત્યમાં કે પછી અંગ્રેજી-મરાઠી કહેવત સાહિત્યમાં પણ હજામ, નાઈ, બરાબર અંગેની અનેક કહેવતો મળી આવશે. આ બધી કહેવતો એ જાતિના સ્વભાવ-લક્ષણ-તેની ટેવ-કુટેવ પરથી જ અસ્તિત્વમાં આવી છે.

### મનુષ્યોમાં નાઇ અને પક્ષીઓમાં કાગડો ધૂર્ત

આપણા સંસ્કૃત સાહિત્યમાં એક જોરદાર કહેવત છે આ કહેવત છે. 'નરાણાં નાપિતો ધૂર્તઃ પક્ષિણાં ચૈવ વાયસઃ એટલે કે મનુષ્યોમાં નાઈ અને પક્ષીઓમાં કાગડો ધૂર્ત-દગાબાજ-ઠગારા હોય છે સંસ્કૃત ભાષાની આ મૂળ કહેવતે અનેક ભાષાઓમાં પણ વિવિધરુપે દેખાવ દીધો છે. રાજસ્થાની ભાષામાં આ કહેવતનું ઘડતર નીચે મુજબ થવા પામ્યું છે.

મિનખાં મેં નાઈ પખેરુંવાં મેં કાગ
પાણીવાલા કાછવો, તીનુ દગેબાજ

મનુષ્યોમાં નાઈ, પક્ષિઓમાં કાગડો અને જલચરોમાં કરચલો આ ત્રણે દગાબાજ હોય છે. અનુભવી વ્યક્તિ નાઈઓ-હજામોનો બહુ વિશ્વાસ કરતાં નથી. નાઈ પોતાની ચતુરાઈ માટે અત્યન્ત પ્રસિદ્ધ છે.

નાઈ-એ હિંદી-રાજસ્થાની ભાષાનો શબ્દ. મરાઠીમાં ન્હાવી, ગુજરાતીમાં હજામ-ઘાંયજો, વાળંદ-સંસ્કૃતમાં નાપિત, અંગ્રેજીમાં બારબર, તો વળી-હમણાં આ સુધરેલા જમાનામાં નાઈઓ પોતાની જાતને 'કેશકર્તનકાર' તરીકે પણ ઓળખાય છે. તેમની વાળ કાપવાની-હેરકટીંગ સેલૂન આજે 'કેસકર્તનાલય'ના નામથી પણ પ્રસિદ્ધ બની છે આ 'કેશકર્તનાલય'ની આગળ ગમે તે વિશેષ નામ લાગી શકે છે. ગીતા કેશકર્તનાલય, શ્રી કૃષ્ણ કેશકર્તનાલય વગેરે.

'હજામ' શબ્દ આજે હીણાયલો છે અને ગુજરાતીમાં એક ગાળ પણ કહેવામાં આવે છે જેમકે આ...હજામ જેવો....હજામ શબ્દ આપણી ભાષાનો શબ્દ નથી એ અરબી ભાષાનો શબ્દ છે 'હજ્જામ' મૂળ શબ્દ આ છે.

હજામની આગળ સૌનું શિર ઝુકે છે. હજામ ઇચ્છે તો ટકા-મુંડા પર ટકોરો પણ મારી શકે છે. હજામ હજામત કરનારનો કાન પકડી શકે છે. તેની ચોટી પણ તેના હાથમાં જ હોય છે.

આ સામે આપણી ગુજરાતી કહેવતે એક કટાક્ષ પણ કર્યો છે-હજામના હાથમાં દહાડી આવી તે કાંઈ તેના બાપની થઈ?

### ધાર્મિક સંસ્કારોમાં નાઇ જોઈએ જ,

નાઈ-હજામ-વાળંદ-ઘાંયજો ભલે એનો ધંધો હલકો રહ્યો. ભલે એની નિંદા થાય પણ સમાજના ધાર્મિક કે સાંસ્કારિક કૃત્યોમાં તો તેની હાજરી અવશ્ય જોઈએ જ. લગ્ન સમયે જાનમાં હજામ તો હોય જ. આગળના જમાનામાં ગામનો હજામ જ્યારે જાનમાં જાય ત્યારે તેને માથે જાનૈયાઓની પગચંપીનો ભાર રહેતો. આજે પગચંપી તો ભૂલાઈ

ગઈ છે. પણ પરણનારો વરરાજા માંડવે પહોંચે—ઉતારાએ જાય કે તરત જ વાળંદને તેડું આવે. વરરાજાની દાઢી–હજામત જરા સરખાં કરી જાવ—આજ મુજબ બાળકના ચૌલ કર્મ પ્રસંગે ખાસ હજામ તો જોઈએ જ. આ વખતે હજામભાઈને સારો તડાકો પડે છે પંજાબીઓમાં મુંડન સંસ્કારનું વિશેષ મહત્ત્વ હોય છે. તેમાંય પંજાબી ખત્રીઓમાં તો વિશેષ આ પ્રસંગે નાઈ પાંચ દશ–પંદર જેવો ગૃહસ્થ તેવી રકમ પામે છે. યજ્ઞોપવિત વખતે પણ મુંડને અગત્યનું બને છે. આ પ્રસંગે પણ હજામની હાજરી અવશ્ય રહે છે જ. એ માત્ર હજામતની રકમ નથી મેળવતો, પણ બાળકે જે વસ્ત્ર પહેર્યું હોય છે તે પણ સ્નાન કર્યા બાદ લઈ જાય છે. આગળના સમયમાં જ્યારે સાધુ સંતો, ધર્મ પરાયણ માનવીઓ, પંડિતો વગેરેનો મરણકાળ સમીપ આવતો ત્યારે તેઓ પોતાના દાઢી—મૂછ તથા વાળ પણ મુંડાવી નાખતા. વાળ સાથે દેહનો ત્યાગ કરવો એ પાતક ગણાયું છે આજે પણ આ પ્રથા આપણા ગુજરાતમાં છે જ. સમાજના દરેક વર્ગની સાથે હજામનો સંપર્ક રહેતો હોવાથી તેમનામાં વાકપટુતા, ચતુરાઈ, જાણકારી સારા પ્રમાણમાં હોય છે. અને આથી જ તેઓ મોટા લોકોની સાથે ચીકાશથી—મસ્કાપૂર્ણ વાતો કરી મનમાન્યા પૈસા મેળવે છે. નાઈ પાસે લોકોનો ઈતિહાસ પણ હોય છે. તેમના ઘરની છાનીછૂપી વાતોથી પણ આ લોકો માહિતગાર હોય છે.

નાઈ–હજામ તક મળતાં કટાક્ષ કરવાનું પણ ચૂકતા નથી. એક સમયે એક નાઈ કોઈ રાજાની હજામત બનાવી રહ્યો હતો. રાજા ઉચ્ચાસને હતો એટલે હજામને પણ ઉચ્ચાસને બેસવાનું મળ્યું હતું. આ સમયે એક ચારણ ભાટ ત્યાં આવી ચઢયો. એ નીચે આસન પર બેસી ગયો.

હજામને આથી ગર્વ થયો. પોતે ઊંચા આસને છે. જયારે ચારણ નીચે બેઠેલો છે. તેણે કટાક્ષમાં ચારણને કહ્યું—

**ચારણ મત કર ચતુર્ભુજ, નાઈ કીજે નાથ,**
**આધી ગાદી બૈઠવો, માથા ઉપર હાથ.**

એટલે કહે ચતુર્ભુજ ! વિષ્ણુ ભગવાન –મને ચારણ ન બનાવશો. નાઈ જ બનાવજો. કારણ, નાઈ રાજાની પાસે અર્ધી ગાદી પર બેસે છે. અને રાજાના મસ્તક પર હાથ રાખે છે.

નાઈનો આ કટાક્ષ ચારણે સાંભળ્યો. નાઈનો ગર્વ એ સમજી–જાણી ગયો. તેણે સામો જવાબ આપ્યો :—

**ચારણ કીજૈ ચતુર્ભુજ, નાઈ મત કર નાથ,**
**બાની ઉપર બૈઠવો, એઠવાડે મેં હાથ**

હે ચતુર્ભુજ–વિષ્ણુ ભગવાન–મને ચારણ જ બનાવજો, નાઈ નહિ. કારણ નાઈ રાજાની પાસે બેસે છે અને ઉચ્છિષ્ટ–ગંદી વસ્તુઓ પર તેનો હાથ પડે છે.

## હજામની અકકલ તેના તોબડામાં

હજામને માટે એવું કહેવાય છે કે તેની બુદ્ધિ ટૂંકી હોય છે. એને અને અક્કલને ઝાઝુ બનતું નથી. બુદ્ધિની સાથે એને વેર જ હોય છે. આથી એક ગુજરાતી કહેવત પણ પડી છે ‘ હજામની અકકલ તેના તોબડામાં ’ આ કહેવત બીરબલના સમયની છે.

એને લગતી જે વાર્તા પ્રચાર પામી છે તે આ છે.

એક હજામે હજામતમાં સારી નામના મેળવી હતી. આખા શહેરમાં તે પોતાની હજામત માટે પંકાયેલો હતો. બીરબલે તેની કીર્તિ સાંભળી તેને પોતાની હજામત માટે બોલાવ્યો અને કહ્યું, 'મેં તમારી કારીગીરીની વાત સાંભળી છે. જો એમાં તમે સાચ્ચા ઠરશો તો હું તમને 'કંઈક' આપીશ.'

હજામભાઈ મૂળ તો હલકા. આ વાત સાંભળી ખુશ થઈ ગયા. બીરબલની હજામત સરસ રીતે કરી. પણ હજામના મનમાં એક જ વાત ઘર કરી ગઈ. બીરબલે મને 'કંઈક' આપવા કહ્યું છે. તે શું હશે? આ 'કંઈક'ના વિચારમાં હજામભાઈને ચેન ન પડ્યું.

હજામત પૂરી થઈ ગઈ. બીરબલે આરસીમાં પોતાનો ચહેરો જોયો. હજામતથી તે પ્રસન્ન બની ગયો. તેણે ખુશી થઈને હજામને એક સિક્કો આપ્યો.

હજામે કહ્યું, 'બાપજી! આપે તો મને 'કંઈક' આપવા કહ્યું હતું જ્યારે આ તો સિક્કો છે.'

બીરબલે હસીને કહ્યું, 'હા, મેં તને 'કંઈક' આપવા કહ્યું હતું. તે વાત ખરી છે. હું તારી હજામતથી ખુશ થયો છું. લે આ બીજો સિક્કો.

પણ હજામભાઈ અક્કલમાં અધૂરા. તેમણે તો એ સીક્કો પણ ફેંકી દીધો અને કહ્યું. 'મારે તો શરત મુજબ 'કંઈક' જ જોઈએ. બીજું કંઈ જ નહિ.'

હજામની આવી હઠ જોઈ બીરબલે વિચાર્યું. હજામમાં અક્કલ ટૂંકી હોય છે. એને લાંબી બુદ્ધિ હોતી નથી. એટલે હવે તેને 'કંઈક' આપવું જ રહ્યું.

અને આ વાત બીરબલે કુશળતાથી કરી પણ દીધી. હજામ ન જાણે તેમ તેણે એક પાણીના ઘડામાં બે સિક્કા નાખી દીધા. પછી થોડીકવાર બાદ કહ્યું, 'પેલા ઘડામાંથી મારે માટે એક પ્યાલો પાણી લાવશો? તરશ લાગી છે.'

હજામે ઘડામાં પ્યાલો નાખ્યો કે તરત જ તેની નજર અંદરની કોઈ ચમકતી ચીજ તરફ ગઈ. પ્યાલો હાથમાં જ રહી ગયો. બોલ્યો, 'બીરબલજી આમાં તો 'કંઈક' ચમકતું પડેલું છે.'

'હં કંઈક એમાં છે. લઈ લે એ તારું કહેવાય. પણ કંઈક એક છે કે બે....' બીરબલે પણ તેટલા જ આશ્ચર્યની સાથે કહ્યું.

'બે છે.'

'લઈ લે. એ 'કંઈક'ને.

હજામે ઘડામાં હાથ નાંખી એ 'કંઈક ચળકતી વસ્તુને બહાર કાઢી. એ બે સિક્કા હતા. હજામે એ લઈ લીધા. સિકકાથી એ રાજી ન થયો. પણ શરત મુજબ તેને આ 'કંઈક' મળ્યું તેનાથી જ પ્રસન્ન બની ગયો. આમ આ કહેવત જન્મી. 'હજામની અકકલ તેના તોબડામાં.'





## ૧૭૦ હમ ઉદીચ્ય છીએ

**આ** કહેવત સ્પષ્ટ છે. તો પણ ક્યારેક એવા સાધુઓ પણ હોય છે કે જેઓ પોતાના મૂળ સ્વભાવને વશ બની જઈ તેવું આચરણ કરી બેસે છે. હિંદીમાં એક કહેવત છે, 'જાત પાંત પૂછે નહિં કોઈ, જનેઉ પહિન કે બ્રાહ્મન હોઈ.' વાત તો ઠીક કહી પણ આ અસત્ય પકડાયા વગરનું રહે જ નહિ. ઔદિચ્ય જ્ઞાતિમાં એક વહોરાજી જનોઈ પહેરીને પંગતમાં બેસી ગયા. મિષ્ટાનના લોભે જ તેમણે આ કૃત્ય કર્યું હતું. પીતાંબર પહેરી તિલક ટપકાં કરી તેઓ ઔદિચ્ય જ્ઞાતિની પંગતમાં બેસી જમવા લાગ્યા. એટલામાં પડોશમાં બેઠેલા બે બ્રાહ્મણો વચ્ચે કંઈક વાર્તાલાપ થયો. એકે કહ્યું, હું શ્રીગૌડ બ્રાહ્મણ છું પણ વર્ષોથી સિદ્ધપુરમાં જ વસું છું. બીજાએ કહ્યું, 'હું તો સિદ્ધપુરનો જ છું. અમે મૂળ ઔદિચ્ય જ–ઉત્તર દિશા તરફથી આવેલા. આમ વાર્તાલાપ વધતાં બાજુવાળાએ બ્રાહ્મણ બનેલા વહોરાજીને પૂછ્યું, 'તમે કેવા બ્રાહ્મણ છો?'

'હમ ઉદીચ છીએ....' વહોરાજીએ જવાબ આપી દીધો. અને તેઓ તરત જ પકડાઈ ગયા. તેમની જાતિ પરખાઈ ગઈ. આ સત્ય બનેલા બનાવ પરથી કહેવત પણ પડી, 'હમ ઉદીચ છીએ....કે હમ ઉદીચ હૈ.'



## ૧૭૧ હવેલી લેતાં ગુજરાત ખોઈ

ઈતિહાસે પણ અનેક કહેવતોને જન્મ આપ્યો છે. અમુક ઐતિહાસિક પ્રસંગ બનતાં આપોઆપ કહેવતનો જન્મ થાય છે. આ પ્રકારે જે કહેવતો જન્મે છે તે ઐતિહાસિક વ્યક્તિઓના ઉદ્ગારોથી કે પછી લોકલાગણીથી કે પછી બનાવોથી પણ ઉદ્ભવે છે. ગુજરાતના, રાજસ્થાનના તથા ભારતના અનેક ઐતિહાસિક બનાવો પરથી કહેવતોનો જન્મ થયો છે. એ કહેવતો આજે આપણા કહેવત સાહિત્યમાં આગવું સ્થાન ધરાવી રહી છે તે હકીકત છે. એમાંની કેટલીક કહેવતો તો ખૂબ જ ચોટદાર, ધારી અસર ઉપજાવે તેવી અને સીધી સ્પર્શી જાય તેવી છે. આવી કહેવતો ઈતિહાસને પણ ઘડે છે અને તેનું નવસર્જન પણ કરે છે.

થોડાક દાખલા લઈએ–'ગઢ આલા પણ સિંહ ગેલા.' 'અમે ઈડરિયો ગઢ જીત્યા.' 'હવેલી લેતાં ગુજરાત ખોઈ.' 'સ્વરાજ્ય

એ મારો સિધ્ધ હક્ક છે અને એ હું લઈશ જ.' 'કરો યા મરો.' 'ક્વીટ ઇંડિન્યા', આ કહેવતીઓ ઇતિહાસ સાથે સંબંધ ધરાવે છે. તેમાંય છેલ્લી ત્રણ કહેવતોએ તો અનોખો ઇતિહાસ પણ સર્જ્યો છે.

આવા જ પ્રકારની બીજી કહેવતો જોઈએ તો V–For Victory વી ફોર વીકટરી, જય જવાન જય કિસાનને પણ ગણાવી શકાય. મહાનુભાવોના મુખેથી ઉચ્ચારાયલા આ શબ્દો આજે એક કહેવત જેવા થઈ પડયા છે.

ગઢ આલા પણ સિંહ ગેલા

મહારાષ્ટ્રના ઈતિહાસને સ્પર્શતી આ કહેવત છે. પરંતુ એ એટલી ચોટદાર છે કે આજે ગુજરાતી–હિંદી કહેવત સાહિત્યમાં પણ સ્થાન પામી છે.

પ્રસિધ્ધ સિંહગઢના કિલ્લાને જીતવા માટે મહાન શિવાજીએ કેટલાક પ્રયત્નો કરેલાં પણ તેમાં તેમને સફળતા મળી નહોતી, આવો જ એક જોરદાર પ્રયત્ન તેમણે ફરી કર્યો. પોતાના ખૂબ જ વિશ્વાસુ અને પ્રિય સરદાર તાનાજી માલુસરેને તેના ભાઈ તથા મામા સેલાર સાથે ૩૦૦ સૈનિકો આપી મોકલ્યો. શિવાજીએ આદેશ આપ્યો હતો તમારે આ કિલ્લો જીતવો જ રહ્યો.

સિંહગઢ અતિ દુર્ગમ સ્થાને હતો. એનું ભૌગોલિક સ્થાન પણ કપરૂં હતું. વળી એ ગઢ રજપૂત ઉદયભાણુ જેવા વીર રાઠોડના રક્ષણમાં હતો.

છતાં તાનાજીએ સાહસ કર્યું. ગઢની કપરી દીવાલો પર તાનાજી પોતાના સૈનિકોની સાથે ચઢી ગયો. જબરૂ યુદ્ધ ખેલાયું. તાનાજીએ ઉદયભાણુને અને ઉદયભાણે તાનાજીને ઘાયલ કરી દીધાં, બન્ને એ યુદ્ધમાં ખપી ગયા. કિલ્લો જીતાયો પણ એ જીત્યાનો હર્ષ શિવાજીને ન થયો. તાનાજીના મરણથી તેમને વધુ દુઃખ થયું. તેમણે માત્ર એટલું જ કહ્યું 'ગઢ આલા પણ સિંહ ગેલા.' ગઢ હાથમાં આવ્યો તો ખરો પણ સિંહ ચાલી ગયો. આ સિંહ તે તાનાજી.

હવેલી લેતાં ગુજરાત ખોઈ

એ સમયે અમદાવાદ–ગુજરાત પર મરાઠાઓનો કાબુ હતો. તેમનો જ અમલ ચાલી રહ્યો હતો. પેશ્વા બાજીરાવ બીજાનો સુબો આબા સેલૂકર અમદાવાદમાં હકૂમત ભોગવી રહ્યો હતો. આ સૂબો ચોપાટ તથા રમતગમતનો શોખીન, વિલાસી અને સ્વચ્છંદી હતો. ખૂબ ખર્ચ થતાં તે અમદાવાદમાંના ગાયકવાડના પ્રતિનિધિનો દેવાદાર થઈ ગયો. દેવાની રકમ પણ વધી ગઈ હતી.

સુબાએ વિચાર્યું–આ ગાયકવાડના પ્રતિનિધિનો કાંટો કાઢી નાખ્યો હોય તો આપણે દેવામાંથી છટકી જઈએ. તેણે પોતાનો આ મલિન વિચાર અમલમાં પણ મૂકયો. ગાયકવાડની હવેલી પર તેણે હલ્લો કર્યો.

ગાયકવાડ ગુસ્સે થયો અને તેણે અમદાવાદ પર લશ્કર મોકલ્યું. લડાઈમાં સુબો હાર્યો. ગાયકવાડે આખા ગુજરાત પર કબ્જો લઈ લીધો. આ પરથી કહેવત પડી.

હાથમાં દંડા બગલમાં મોઈ
હવેલી લેતાં ગુજરાત ખોઈ
વેરાવળ લેતા ચોરવાડ ખોઇ

ઉપરના જેવી જ એક બીજી કહેવત પણ છે. આ કહેવતનો ઇતિહાસ એવો છે કે પોરબંદરના રાણા સરતાનજીની હકુમત ચોરવાડ પર હતી. પરંતુ તેમની ઇચ્છા વેરાવળ લેવાની થઈ. આ માટે તેમણે એક પ્રયત્ન કર્યો પરંતુ તેમાં તેમને નિષ્ફળતા મળી.

રાણાએ બીજો પ્રયત્ન કર્યો. એમાં તેઓ સફળ થયા. પણ આ સફળતા તેમને ભારે થઈ પડી.

કારણ, આ દરમ્યાન દીવાન રૂગનાથજી જુનાગઢથી ચોરવાડ પર ધસી આવ્યા. દીવાન રણછોડજી પણ સૂત્રા પાડાથી પોતાના સૈન્ય સાથે મળી ગયા. ઝનૂની લડાઈ થઈ. તેમાં સરતાનજીના પ્રતિનિધિ મોડાજી પરાજય પામ્યો.

એ પછી દીવાન ભાઈઓએ સરતાનજીના સૈન્યો પર હલ્લો કર્યો. સૈન્ય છિન્નભિન્ન થઈ ગયું. તેમનો પ્રદેશ લૂંટી લેવામાં આવ્યો. સિપાઈઓ નાસી છૂટયા આ ઉપરથી એક કહેવત પડી.

અટકોક ડાડીઆ,
મટકોય મોઈ,
વેરાવળ લેતા ચોરવાડ ખોઈ

*

સમશેર તો સિરોહીની,
એક લોકોક્તિ છે.

શમશેર તો સિરોહીની
ને બરછી તો બલહટની
ઢાલ તો ગેંડાની,
ને ચાલ તો ઘોડાની

સમશેર સિરોહીની જ વખણાય છે. આ માટે કહેવાય છે કે સિરોહીનગર વસાવનારા મહારાવ શેખમલ્લે એક સ્થળે સસલાને કૂતરા સામે હુમલો કરતાં જોયું. તેમને લાગ્યું કે આ સ્થળનું પાણી કૌવતવાળું હોવું જોઈએ. તેમણે એ સ્થળે ચબૂતરો બંધાવ્યો. સુંદર વાવ પણ બંધાવી. આ વાવનું પાણી એવું તેજ નીકળ્યું કે તેનાથી 'સમશેર તો સિરોહીની' એવી કહેવત થઈ. માનરાવે આ ઈશ્વરી બક્ષીસનો લાભ લઈ લીધો. કારીગરોને ઉત્તેજન આપી હથિયારો ઘડનારા કારીગરોને બોલાવ્યા અને શસ્ત્રો વગેરે તૈયાર કરવા માંડયા.

આ વાવની જગ્યાએ હાલ નીલકંઠેશ્વર મહાદેવનું મંદિર બાંધવામાં આવ્યું છે. દંતકથા એવી છે કે આ વાવનું પાણી એટલું તેજ હતું કે તેમાં વાંસની કામઠી બોળી તેનો પ્રહાર કરવામાં આવે તો વજના જેટલી તેની અસર થતી. એક ગોવાળે વાવના પાણીમાં સોટી પલાળી ગાયને મારવાથી તે ગાય મરણ પામી હતી. આથી એ વાવને બંધ કરી તેના ઉપર શિવાલય બાંધવામાં આવ્યું. એ વાવની પાસે આવેલા તળાવની માટીનો ઉપયોગ હથિયારને પાણી પાવાના કામમાં થાય છે. તે વખતે હજારો કારીગરો સિરોહીમાં રહેતા અને હથિયાર ઘડતા.

★



# ૧૭૨ હાથી તો ઘસાઈ ગયો !

## હાથી તો ઘસાઈ ગયો !

આપણી કેટલીક કહેવતો એવી હોય છે કે જે અશક્ય વાત પર પણ ચણાયલી હોય છે. દા. ત. 'કંકોરીમાં કીરા પડયા.' 'લોઢુ કીડા ખાઈ ગયા', 'સાબુ સડી ગયો.' આ આ કહેવતોની પાછળ શિક્ષણના તત્ત્વ કરતાં Tit for Tat શેરને માથે સવાશેર – ચાલાકી કોઈના બાપની નથી. જેવો જ ભાવ મુખ્યત્વે રહેલો છે.

એક કચ્છી કહેવત આ વિષયમાં મળી આવી છે. 'બોરીચેંવારો હાથી ઘટુ ગયો.' એટલે કે બોરીચાવાળો હાથી ઘસાઈ ગયા.'

હાથી ક્યારેય પણ ઘસાઈ જાય નહિ. પણ આ કહેવતે એ વાત બતાવી આપી છે. રાજાએ હાથીને પોષવાનું કામ આહીરોને સોંપ્યું એટલે આહીરોએ બુદ્ધિ લડાવી હાથીનો ઉંદર બનાવી દીધો. અને આમ આ કહેવત જન્મી.

આ કહેવત વાર્તા નીચે મુજબની છે:

કહેવાય છે કે કચ્છમાં એકવાર મોટો દુકાળ પડયો. ઢોર ઢાંખર–મરવા લાગ્યા. વરસાદનું નામ પણ નહિ. એક દરબાર પાસે હાથી હતો. તેણે વિચાર્યું. હું આ હાથીનું ભરણપોષણ કરી શકું એમ નથી. કરવું શું ? અન્તે તેને એક વિચાર આવ્યો તેણે આ હાથી બોરીચા આહીરોને દુકાળના સમય સુધી પાળવા આપ્યો.

આહીરોએ વિચાર્યું. બાર મહિના આપણે આ હાથી પાળીશું તો આપણે તો સાફ થઈ જવાના. એટલે તેમણે એક યુક્તિ કરી હાથીને મારીને તેને એક મોટા ખાડામાં દાટી દીધો.

બાર મહિના પસાર થઈ ગયા એટલે દરબારે આહીરોને પોતાનો હાથી પાછો આપી દેવાનો હુકમ કર્યો.

બોરીચા આહિરો હાથીને બદલે એક મોટો ઉંદર લઈ આવ્યા અને કહેવા લાગ્યા 'અમારા ગામના માણસોને હાથી ઉપર એટલો બધો તો પ્રેમ થયો કે જે આવે તે એના ઉપર હાથ ફેરવે. આમ હાથ ફેરવતાં ફેરવતાં હાથી–'ઘટું' ગયો ' એટલે કે તે ઘસાઈ ગયો.'

દરબાર સમજી ગયો કે આ લોકોએ મને બનાવ્યો છે. પણ બોલે શું ?



## ૧૭૩ હગાણું નહિ ને ઘર રખાણું પણ નહિ

યાંત્રિક યુગમાં જ્યારે ભારત પ્રવીણ હતું અને તેના કારીગરો તરેહ તરેહના સાધનો સર્જી શકતાં હતાં તે જમાનાની આ કહેવત છે 'હગાણું નહિ ને રઘ રખાણું પણ નહિ' એવું તેની વાર્તા ઉપરથી જણાય છે એટલે આ કહેવત પ્રાચીન છે.

કોઈ એક ગામમાં એક કારીગર રહેતો હતો. સુથારી કામમાં તે નિષ્ણાત હતો. તેણે એક કલાકારીગરીપૂર્ણ પલંગ બનાવ્યો. ચાર પાયાના રૂપમાં ચાર મોટી પુતળીઓ બનાવી અને તે પુતળીઓના શિર પર પલંગની છત્રી કરી.

આમ દેખાવમાં તો પલંગ કલામય બન્યો પણ સુથાર યાંત્રિક કામમાં પણ કાબેલ હતો. હવે તેણે આ પલંગને યાંત્રિક રીતે સમૃદ્ધ બનાવ્યો. આ માટે તેણે પુતળીઓના પોલાણમાં એવી રીતે યંત્રો ગોઠવ્યા કે જેથી તેમાંથી વિવિધ પ્રકારના સૂર-રાગો સમયે સમયે નીકળી શકે.

### ગીત ગાતો પલંગ

રાત્રિના પહેલો પહોર થાય એટલે યમન કલ્યાણ, ભૂપાલ કલ્યાણ અને બીહાગના સૂર એમાંથી નીકળે. મધ્યરાત્રિ થાય એટલે નાટ, શંકરો, ખડ વગેરેના સૂરો થાય. પાછલી રાત જ્યારે જામે ત્યારે પલંગ પર સૂનારો હિંદોલ, સોહિણી અને કાલિંગડો સાંભળે. પ્રભાતની ટશરો ફૂટે એટલે પલંગની પુતળીઓ ભૈરવ-ભૈરવી-સિંધુ-જોગઆશા જેવા રાગો ગાય. આવો અદ્ભુત ગીત ગાતો પલંગ એ કારીગરે તૈયાર કર્યો.

જોતજોતામાં આ પલંગની ખ્યાતી ચોમેર પ્રસરી ગઈ. રાજાના સાંભળવામાં પણ આ સંગીત ગાતાં પલંગની વાત આવી. તેણે કારીગરને કહેવડાવ્યું 'તારો પલંગ હું ખરીદીશ. જે કિંમત હશે તે હું આપવાનો તૈયાર છું.'

કારીગરના હર્ષનો પાર ન રહ્યો. તે તત્કાળ શહેરમાં આવ્યો અને તેણે એ અદ્ભુત ગાતો પલંગ રાજાના ચરણોમાં મુકી કહ્યું 'આપને આ ભેટ છે. એ સ્વીકારી સેવકને ઉપકારી કરો.'

રાજાએ પલંગનો સ્વીકાર કર્યો. કારીગરને કહ્યું તું બે દિવસ મારા મહેમાન રહે આ દરમ્યાન હું પલંગ પર શયન કરી તેનો અનુભવ કરૂં....

એજ રાત્રિના રાજા એ પલંગ પર સૂતો. રાતનો પ્રથમ પ્રહર થયો એટલે પલંગની પુતળીઓએ મધુર સાદે સંગીતના સૂરો છોડયા. રાજા તો આ સાંભળી ખૂબ જ ઉત્તેજીત બની ગયો. મધ્યરાત્રિ થઈ ત્યાં તો નાટ અને શંકરો રાગ ગવાયા. રાજા તો આ સંગીતના તાનમાં જ સૂઈ ગયો.

પ્રભાતે જ્યારે તે ઊઠયો ત્યારે પલંગની પુતળીઓ પ્રભાતીયાં ગાઈ રહેલી જણાઇ.

રાજા તો ખૂશ થઈ ગયો. તેણે તત્કાળ જ કારીગરને બોલાવ્યો અને કહ્યું 'ભાઈ! તારો પલંગ તો ખરેખર અદ્‌ભુત છે. ખરેખર, આવા પલંગ બનાવનારો તું કોઈ સાધારણ કારીગર નથી પણ દૈવી જ કારીગર જણાય છે. કહે, એની કિંમત શી છે?'

કારીગરે કહ્યું 'હું કારીગર છું પણ મારી કલા હું વેચતો નથી. મેં આપને પલંગ ભેટમાં જ આપ્યો છે. હું એનું મૂલ્ય લેવા ઇચ્છતો નથી.'

### રાજાએ ગામ ઈનામમાં આપ્યું

રાજાએ કહ્યું 'આ તારી મોટાઇ છે. હું રાજા છું. આવી મૂલ્યવાન કિમતી, ભેટ મારાથી મફતમાં લેવાય જ નહિ. એટલે હું તને જે કંઇ આપું છું તે ઇનામ તરીકે સમજજે, કિંમત તરીકે નહિ. અને આમ કહી તેણે એને એક ગામ ઈનામમાં આપ્યું.

### દરજી અદેખો બન્યો

આમ આ સુથારને ગામ ભેટમાં મળ્યું તે તેના પાડોશી દરજીથી સહન ન થયું. દરજીએ મનમાં ને મનમાં જ નક્કી કર્યું કે હું પણ મારી કારીગરી રાજાને બતાવું અને ઇનામ મેળવું ત્યારે જ ખરો.

### દરજીએ સુંદર તંબુ બતાવ્યો

આમ નિશ્ચય કરી દરજીએ એક સુંદર તંબુ તૈયાર કરવા માંડયો. આ માટે તેણે ગામના-પરગામના દરજીઓની મદદ પણ પણ માંગી. દરજીઓએ રાત-દિવસ એક કરી એક સુંદર તંબુ-શામિયાણો રેશમી-મખમલ-કીનખાબના રંગબેરંગી વસ્ત્રોનો બનેલો હતો. જરીની ઝાલરો અને રત્નોથી મઢેલા તોરણો-ચકોથી, શામિયાણો શોભી રહ્યો હતો. એમાં બે ખંડ પણ હતાં. એનાં બારણાં-બારીઓ પણ ઉચ્ચ પ્રકારના રંગીન વસ્ત્રોનાં જ બનેલાં હતાં. પૂરા એક વર્ષની મહેનતે આ શામિયાણો તૈયાર થઈ ગયો.

દરજીએ દરબારમાં જઈને રાજાને પ્રાર્થના કરી-'મહારાજા મેં એક અદ્‌ભુત શામિયાણો બનાવ્યો છે. આપ એને જોવા માટે પધારો.'

રાજા પોતાના રસાલા સાથે એ શામિયાણો જોવા આવ્યો. દરજીએ રાજાને એ શામિયાણાની ખૂબીઓ-તેની કારીગરી ઝીણવટથી બતાવી. કેવું મૂલ્યવાન કાપડ તેમાં વાપર્યું છે તે પણ બતાવ્યું. કિંમતી રત્નો-મોતીઓથી ભરેલાં તોરણો ચક અને ઝુમ્મરો જોઈ રાજા બોલી ઊઠયો, 'વાહ! વાહ! સુંદર શામિયાણો છે, ધન્ય છે તને!'

દરજીની છાતી આનંદથી ઉછળવા લાગી. રાજાએ તેને પૂછયું, 'ભાઈ! આ શામિયાણો હું ખરીદું છું. કહે-મારે શું આપવાનું છે?'

'મહારાજ! હું આપનો પ્રજાજન છું. મારા રાજાને મારી આ નમ્ર ભેટ છે.'

### શાતા પલંગ પર બેસીને અમારે જાજરૂએ જવું છે!

રાજાએ કહ્યું, 'તારી ભેટનો હું સ્વીકાર કરું છું. તો પણ એ ભેટ હું મફત લઇ શકું નહિ. તારી ઇચ્છામાં આવે તે તું માંગી શકે છે.'

દરજીએ કહ્યું, 'મહારાજ! હું ઇચ્છું તે આપ આપી શકશો?'

'હા-શા માટે નહિ. મનમાં શંકા રાખ્યા વગર જે જોઇએ તે માંગી લે....'

'મહારાજ! મારે કંઈ જ જોઈતું નથી. બસ, એક જ ચીજની ઇચ્છા અમને છે. પેલા સુથારે જે ગાતો પલંગ બનાવ્યો છે તેના પર બેસીને અમારે જાજરૂએ જવું છે....'

રાજાએ માથે હાથ મૂક્યો.'ફટ મૂર્ખાઓ! આ શું માંગ્યું....પણ રાજા વચનથી બંધાયલો એટલે તેણે દરજીને કહ્યું, 'જેવી તમારી ઇચ્છા....'

રાજાએ સેવકોને આજ્ઞા કરી કે પેલો ગાતો પલંગ એક જુદા ઓરડામાં મૂકવામાં આવે. પલંગ અલગ ઓરડામાં મૂકાઇ ગયો એટલે રાજાએ દરજીઓને કહ્યુ, 'તમારી ઇચ્છા પૂરી કરો....'

આ બાજુ ગામમાં સુથારને આ વાતની જાણ થઈ કે તેના અદ્‌ભુત કારીગરીવાળા પલંગ પર બેસીને દરજીઓ જાજરૂ કરવાના છે. અપમાન-ક્રોધથી રાતો બની ગયો. તેણે તત્કાળ પોતાની નાત બોલાવી. સુથારે કહ્યું, 'આ અપમાન મારા એકલાનું નથી પણ સારીય સુથાર કોમનું છે. એ દરજીઓને એવો પાઠ ભણાવવો જોઈએ કે જેથી ભવિષ્યમાં તેઓ આપણી સામે ચૂં કે ચાં પણ ન કરી શકે.'

જ્ઞાતિએ આ વાત મંજુર કરી. નક્કી કર્યું કે દરજીઓનાં ઘરો સળગાવી દો....'

ઠરાવ થયો એટલે તેનો અમલ પણ તરત જ થઈ ગયો. સુથારોએ પોતાના ઘરોમાં પડેલાં છોડાં-લાકડા લાવી-લાવીને દરજીઓનાં ઘરોમાં નાખ્યાં અને પછી તેને સળગાવ્યાં. જોત જોતામાં તો દરજીઓનાં ઘરો ભડકે બળવા માંડયાં.

સુથારોના આ ત્રાસ-જુલ્મ જોઈ દરજીની સ્ત્રીઓ બાળકો રડતાં-કકળતાં દરબારમાં આવ્યાં. અહીં એક ઓરડામાં દરજીઓ પલંગ પર જાજરૂ માટે બેઠેલા હતા. તેમણે પોતાનાં બૈરાં-બાળકોનો કકળાટ સાંભળ્યો એટલે જાજરૂ જવાનું કાર્ય છોડી તરત જ પોતાના ઘરો તરફ દોડયા. આમાં ઘણાં ઘરો સળગેલાં તે રાખી કે બચાવી શકયા નહિ. આ પરથી કહેવત થઈ 'હગાણું નહિ ને ઘર રખાણું નહિ....'





## ૧૭૪ હિંગ્યો એ નં ને ઘેર પણ નં રખેં

**ગયા** પ્રકરણમાં આપણે જે કહેવત-'હગાણું નહિ ને ઘર રખાણું પણ નહિ' તે જોઈ. એને મળતી જ પણ વાર્તામાં ફેરફાર વાળી કચ્છી ભાષામાં પણ એક કહેવત છે. 'હિંગ્યો એ નં ને ઘર પણ નં રખે' એટલે કે હગ્યો પણ નહિ અને ઘર પણ ન રાખ્યું આ કહેવતની પાછળની દંતકથા પણ છે. કચ્છી સાહિત્યના અભ્યાસી અને વિદ્વાન

લેખક શ્રી. દુલેરાય કારાણીએ એને અંગેની જે વાર્તા આપી છે. તેનો સારાંશ આ પ્રકારનો છે :–

એક સુતારે શંકર ભગવાનના આશીર્વાદથી ચાર દિશાએ જઈ અમુક પ્રકારના લાકડા કાપી આણ્યા. ઘેર આવી સુતારે આ લાકડાને ઘડી ચાર પાયા તૈયાર કર્યા, પાયા તૈયાર થયા પછી તેણે એના પર બારીક કોતરકામ કર્યું અને તેના આધારે એક સુંદર પલંગ બનાવ્યો.

### સમાચાર કહેતો પલંગ

આ પલંગમાં એક અદ્ભુત કરામત હતી. રાત્રિના આ પાયાઓ વારા ફરતી પોતપોતાની દિશામાં જઈ જે કંઈ નવા સમાચાર મળે તે લઈ આવતાં અને પછી તે એકબીજાને કહેતાં, પલંગ પર સૂનાર પાયાઓની આ વાત સાંભળી શકતો. આમ તેને નિત્ય નવાં–કૌતુકપૂર્ણ સમાચારો મળતાં.

આવો જાદુઈ પલંગ લઈ સુતાર બજારમાં વેચવા ગયો. જે કોઈ જોતું તે છક્ક થઈ જતું પણ કિંમત સાંભળતાં જ તેમની છાતી બેસી જતી. 'ભાઈ આ ખરીદવાનું અમારું ગજુ નહિ.'

રાજાને કાને આ વાત ગઈ. એણે સુતારનો પલંગ જોયો. એના નકસીકામથી–કારીગરીથી એ તો પ્રસન્ન થઈ ગયો તેણે કિંમત પૂછી....

સુતારે કિંમત કહી. રાજાએ ખજાનચીને હુકમ કર્યો–' એની કિંમત ચૂકવી દો અને પલંગને મહેલમાં મોકલાવી દો. કાલે રાજાનું મરણ છે!'

એજ રાત્રિના રાજાને આ પલંગ પર સૂવાનું મન થયું એ સૂતો પણ ખરો. ઉંઘ આવી ગઈ. પણ થોડીકવાર પછી કંઈ સળવળાટ થયો એટલે રાજા જાગી ગયો.

કોઈ વાત કરતું સંભળાયું.

રાજાએ આમતેમ જોયું પણ ઓરડામાં કોઈ જ નહોતું તેણે કાન પાયા તરફ કર્યા તો ત્યાંથી અવાજ આવતો જણાયો.

ત્રણ પાયાઓ એક પાયાને પૂછી રહ્યા હતા 'અલ્યા મસાણી, તું કંઇ નવું સાંભળી લાવ્યો ખરો ?'

'હા–કાલે' આ શહેરના રાજાનું મોત છે....'

'હેં....શું કહે છે? રાજા તો ભલો છે–એમાંથી બચવાનો કંઈ ઉપાય....?

'એનું મોત એક કાળા નાગથી થશે. પણ રાજા જો પોતાના આ પલંગ પર સુગંધી પુષ્પો બિછાવી દે તો નાગ પુષ્પોની સુવાસમાં લોભાઈ જતાં સમય ચૂકી જશે અને એથી રાજા બચી જશે....' મસાણી પાયાએ જે સમાચાર સાંભળ્યા હતા તે કહી સંભળાવ્યા.

રાજાએ કાન દઈને આ વાત સાંભળી. તેને આ નવાઈ જેવું લાગ્યું....રાજા સાહસિક હતો.તેણે એની અજમાઈશ કરવાનું નક્કી કર્યું.

### અને નાગ આવ્યો

બીજે દિવસે શહેરની વાડીઓમાંથી પુષ્પો મળ્યાં એ બધાં રાજાએ પલંગ પર

બિછાવ્યાં. સુગંધી પુષ્પોની ગાદી જ પથરાઇ ગઈ. રાત પડી એટલે રાજાએ એના પર શયન કર્યું પણ ઊંઘ ક્યાંથી આવે....તેને તો નાગ જોવો હતો પાયાની વાત સાચી પડે છે કે નહિ તેનું પારખું કરવું હતું.

મધરાત થઈ અને નાગ આવ્યો પણ એ તો પુષ્પોમાં જ આળોટવા લાગ્યો એની સુગંધમાં તે એવો તો ભમાઈ ગયો કે રાજાને દંશ દેવાની વાત જ તે ભૂલી ગયો. પ્રાતઃકાળ થતાં જ એ જેવો આવ્યો હતો તેવો ચાલી ગયો.

આમ રાજા મોતમાંથી બચી ગયો. મસાણી પાયાની વાત તેને ખરી લાગી. પોતાને જીવતદાન મળ્યું એટલે તેણે તો શહેરભરમાં ઉત્સવ કર્યો. પેલા સુતારને પણ તેણે બોલાવ્યો અને ખુશાલીમાં તેને અઢળક ધન આપ્યું.

સુતારને ધન મળ્યું એ શ્રીમંત બની ગયો તે એની પડોશમાં રહેતા સોનીની સ્ત્રીને ન ગમ્યું સોનીને પણ ક્યાંથી ગમે ? એ સુતારના પલંગ પર જાજરૂ કરે તો જ ખરા.

એક દિવસે કૂવાએ પાણી ભરતાં સુતારની સ્ત્રી અને સોનીની સ્ત્રી બાઝી પડી. સોનારણે ટાણો મારતાં કહ્યું–'મોટી અભિમાની થઈ ગઈ છે તે–પણ હું ખરી ત્યારે જ કહેવાઉં કે, તારા ધણીના બનાવેલા એ પલંગ પર મારા ધણીને ઝાડે ફરાવું....' આમ છણકો કરી એ ઘેર આવી અને સોઢું ચડેલું હતું. તેણે એને મનાવી–પટાવી સોનારણે કહી દીધું. 'તમે એ સુતારના બનાવેલા પલંગ પર જાજરૂ કરો ત્યારે જ ખરા કારીગર....'

સોની પણ અક્કલમંદ અને હોંશિયાર હતો. તેણે કહ્યું–એમ જ થશે....અને પછી તે વિચારવા લાગ્યો કે મારે કઈ ચીજ બનાવવી કે જેથી રાજા ખુશ થઈ મને માંગી ચીજ આપે.

બહુ વિચાર્યા પછી તેણે સોના–રૂપાની કેટલીક માછલીઓ તૈયાર કરી. આ માછલીઓમાં યાંત્રિક કામ એવી રીતે ગોઠવ્યું કે જેથી તે પાણીમાં તરી પણ શકે.

માછલીઓની સાથે જ તેણે ચોકખા રૂપાનો એક બગલો પણ તૈયાર કર્યો. આ બગલાનું સોઢું જ્યારે પહોળું થતું ત્યારે તેની સામે આવતી કોઈપણ ચીજને તે પોતાનામાં સમાવી દેતો.

સોની દરબારમાં ગયો અને પોતાની કરામતની તેણે તથા રાજા દરબારીઓને વાત કરી.

રાજાએ કહ્યું જો તેં આવી કરામતી ચીજો બનાવી હોય તો કાલે જ મહેલના હોજમાં તેનું પારખું કરીશું. તું તારી ચીજ વસ્તુઓની સાથે આવી પહોંચજે....

બીજે દિવસે મહેલના હોજ આગળ ભારે ઠઠ જામી રાજા તેના રસાલા સાથે હાજર હતો જ. એ ઉપરાંત દરબારીઓ તથા આગેવાન શહેરીઓ પણ આ કરામત જોવા આવ્યા હતા.

સૌના દેખતાં સોનીએ સોના–રૂપાની માછલીઓ હોજમાં તરતી મૂકી દીધી....

માછલીઓ જોશની સાથે તરવા લાગી.

કબીજાની પાછળ એવી તો દોડવા લાગી જોનારાઓ દંગ બની ગયા.

સોનીએ કહ્યું, 'ખરો ખેલ તો હવે રૂ થાય છે.' એમ કહીને તેણે પોતાની ળીમાંથી એક બગલો કાઢયો. આ ધોળો-પાનો હતો હોજમાં તેણે એને મૂકી દીધો.

ચમત્કાર થયો. બગલો માછલીઓની પૂંઠે પડયો. એનું મોઢું હવે પહોળું થયું અને પછી તો એક પછી એક માછલીઓ તેના પેટમાં સ્વાહા થઈ ગઈ.

રાજા સ્તબ્ધ બની ગયો. દરબારીઓએ સોનીને વધાવી લીધો.

'જે જોઈએ તે માંગી લે....' રાજાએ કહ્યું.

'હું માગીશ તે આપશો? વચન આપો....'

'લે- આ વચન....' રાજાએ કહ્યું.

'તમારા જાદુઈ પલંગ પર મારે જાજરૂએ જવું છે....' સોનીએ કહી દીધું.

સૌ સ્તબ્ધ બની ગયા. રાજાએ કહ્યું, 'ફટ મૂર્ખ! આ શું માગ્યું મહેલ-વાડી-ગામ માંગવા હતાં ને?'

'મારે તો આ જ ઇચ્છા છે.' સોનીએ હવે હઠ કરી.

રાજા મુંઝાઈ ગયો. આવા અદ્ભુતજાદુઈ પલંગ પર તે કંઈ સોનીને જાજરૂએ જવા દેવાય? તેણે પ્રધાન સામે જોયું દ્રષ્ટિ કહી રહી હતી-કંઈક તોડ કાઢો....

પ્રધાન ચતુર હતો તેણે રાજાને આંખોથી સમજાવી દીધું, 'ચિન્તા ન કરો. બધું બરાબર કરી દઈશ.'

પ્રધાને સોનીને કહ્યું, 'આપ કાલે જાજરૂ જવા માટે આવો. આપની ઇચ્છા પૂરી થશે. જાજરૂએ ભલે જાવ પેશાબ થશે તો માથું કપાઇ જશે.

અને નક્કી કરેલા સમયે સોની મહેલમાં આવ્યો. પ્રધાને કહ્યું આ રહ્યો પલંગ. એના પર બેસીને જાજરૂએ જવું હોય તો જાવ.... પણ ખબરદાર જો પેશાબ કર્યો છે તે....શરત માત્ર જાજરૂ જવાની જ છે. પેશાબની નથી એ જો થશે તો આપનું ધડ આ તરવારથી જુદું થઈ જશે. કહીને પ્રધાને મ્યાનમાંથી તરવારને બહાર કાઢી.

સોનીના તો મોતીયા જ મરી ગયા. તેણે ભાઈબાપા કર્યા. શરતને હળવી કરવાનું કહ્યું પણ પ્રધાન તો અડગ જ રહ્યો.

સોનીએ જોયું કે તે પૂરો ફસાઈ ગયો. છે. તેણે પ્રધાનની માફી માંગી અને પછી પડી ગયેલા મુખે તે ઘર તરફ ચાલતો થયો.

આ બાજુ જાદુઈ પલંગના મસાણી પાયાએ સોનીના ઘર તરફ દોટ મૂકી અને તેણે એના ઘરમાં એવી તો ચીનગારી મૂકી કે સોનીનું ઘર ભડભડ બળવા લાગ્યું. સોની તો એ બાજુથી રહી ગયો ન તો એ પલંગ પર બેસીને જાજરૂએ જઈ શક્યો કે ન તો એ પોતાનું ઘર બચાવી શક્યો.

**હિંગ્યો એ નં, ને ઘર પણ નં રખે...**





# ૭૫ હીરો ઘોઘે જઈ આવ્યો

દેશ પરદેશમાં કે પછી ક્યાંક કોઈનો ફેરો નિષ્ફળ જાય છે કે પછી કામ થતું નથી. ત્યારે સ્વાભાવિક જ આપણાથી કહેવાય છે કે 'હીરો ઘોઘે જઈ આવ્યો.'

ક્યારેક કોઈકને કંઈ કામ ચીંધ્યું હોય ત્યારે તે કહેશે 'એમાં શું ? આ તો હું તરત જ કરી શકું છું, અને જ્યારે એ ભાઈ તે કામ કરવા જાય છે ત્યારે નિષ્ફળ બનીને આવતાં જ કહેવાઈ જાય છે–'હીરો ઘોઘે જઈ આવ્યો.'

આ 'હીરો ઘોઘે જઈ આવ્યો' :–એ કહેવતની વાર્તા નીચે મુજબની છે.

ભાવનગરના નગરશેઠને ત્યાં હીરો કરીને એક નોકર હતો. આ હીરાને અને અક્કલને આદિ વેર, છતાં નગરશેઠે હીરાને નભાવ્યો હતો. એમને ત્યાં નોકરો તો ઘણા હતા એટલે હીરાને ભાગે કંઈ ખાસ કામ આવતું નહિ છતાં જે કંઇ કામ શેઠ તેને સોંપતા તે કામમાં પણ હીરો અક્કલના વટાણા જ વેરી આવતો હતો.

એક વખતે શેઠાણીએ હીરાને શાક લેવા બજારમાં મોકલ્યો. કહ્યું–'સારામાં સારૂં શાક લઈ આવજે. પૈસા ગમે તે થાય તેની ચિન્તા કરતો નહિ.'

હીરો શાક લેવા બજારમાં ગયો. શેઠાણીએ 'સારામાં સારૂં શાક' લાવવાનું કહ્યું હતું. હીરો સમજ્યો કે જે શાક મોંઘુ મળે તેજ સારામાં સારૂં કહી શકાય, એટલે તેણે બજારમાં તપાસ કરી તો કાંદાની અછત હતી. પાક નહિ જેવો જ હતો એટલે તેના ભાવ ઊંચા હતા. વળી માલ નહિ જેવો જ એક વ્યાપારીની પાસે હતો.

ભીંડા–પરવળ–વેંગણ–કારેલાંના ભાવ ઓછા હતા. આઠ બાર આનામાં તો એ જોઇએ એટલાં મળતાં હતાં એટલે હીરાએ વિચાર્યું કે કાંદા મોંઘા છે અને જે ચીજ મોંઘી છે તેજ સારી ચીજ કહી શકાય એટલે તેણે હતા એટલા કાંદા પાંચ રૂપિયે શેરના હિસાબે લઈ લીધા.

હીરો મજુરને માથે ટોપલો ઉંચકાવી બંગલે આવ્યો. શેઠાણી સામાં જ મળ્યાં. 'હીરાભાઈ! શાક લાવ્યા ?'

'હા, જી. અને પછી તેમણે મજુરને માથેથી ટોપલો ઉતારી શેઠાણીની સામે ઠાલવી દીધો.

'આ શું કાંદા લાવ્યા ? આજે શ્રાવણ માસમાં....?' શેઠાણીએ કંઇક ગુસ્સામાં અને કંઈક ચીઢમાં કહ્યું.

'આ જ શાક મોંઘું અને સારૂં છે....' હીરાએ કહી દીધું.

સામેના ઓરડામાં શેઠ બેઠા બેઠા આ તમાસો જોઇ રહ્યા હતા. તેમનાથી હવે બોલ્યા વગર રહેવાયું નહિ. કહ્યું, 'હીરાભાઈ!

તમે તો પાણીના ભાવમાં કસ્તુરી લઈ આવ્યા.'

વાત ત્યાં પતી ગઈ. શેઠાણીએ હવે નક્કી કર્યું કે હીરાભાઈ છો મફતના રોટલા ખાય પણ તેમને કંઈ કામ ચીંધવું નહિ.

એક દિવસે શેઠ અને મુનીમ કંઈક વાત કરી રહ્યા હતા. એટલામાં ખેપીયો એક કાગળ આપી ગયો. કાગળ હતો ઘોઘાના એક વેપારીનો. તેણે લખ્યું હતું કે આપ આપના કોઈ મહેતાજીને મારે ત્યાં મોકલશો તો હું મારે ત્યાં આવેલા માલના નમૂનાઓ મોકલી આપીશ.

શેઠે મુનીમની સામે જોયું. ઘોઘા કોને મોકલશું? બધા માણસો તો આજુબાજુના ગામોએ નીકળી ગયા છે. મુનીમે કહ્યું, 'હીરાને જ મોકલવો પડશે.'

'હા....હા....એ ઠીક છે. કંઈ જોખમનું કામ નથી....' શેઠે મુનીમની વાતને વધાવી લીધી. 'કાલે બપોરે જમી કરીને એને મોકલી આપીશું.

નસીબ સંજોગે બારણા પાછળ ઊભા રહીને હીરાએ આ વાત સાંભળી લીધી. તેણે વિચાર્યું કે કાલે શેઠ મને ઘોઘે મોકલવાના છે. મારે જ જવાનું છે.

રાતના એ સૂતો પણ તેને ઊંઘ ન આવી. એ વિચારવા લાગ્યો. કાલે બપોર પછી મારે ઘોઘે જવાનું છે તે નક્કી જ છે. શેઠ મને કહેશે–'હીરાભાઈ! જરા ઘોઘા જઈ આવો–' અને હું ઘોઘા જવા ઉપડીશ.'

પણ આમાં મારી અકકલ હોશિયારી ક્યાંથી કહેવાય? જે કામ કોઈ ચીંધે બતાવે તે કામ કરીએ તેમાં કંઈ બુદ્ધિ ન કહેવાય પરંતુ જે કામ કોઇ બતાવે નહિ–કહે નહિ તે પહેલાં જ એ કાર્ય આપણે આપણી બુદ્ધિથી કુશળતાથી કરી બતાવીએ તેનું જ નામ હોશિયારી–તેનું જ નામ બુદ્ધિની ચાલાકી, બતાવેલું કામ તો ઢોર પણ કરે. અરે....કૂતરો પણ કરે–ત્યારે હું તો માણસ છું–અનાજ ખાઉં છું–ઘાસ નથી ખાતો....

આમ વિચારી હીરાએ નકકી કર્યું કે શેઠ મને કહે તે પહેલાં જ મારે ઘોઘે જઈ આવવાનું. શેઠ પણ જોઈ લે કે હીરો કેવો હોશિયાર છે.

અને તેણે નકકી કર્યું કે સવારે ચાર વાગે મારે ઊઠીને સ્નાન વગેરે કરીને નીકળી જવાનું....

આમ વિચારી એ જરા સૂતો–ઊંઘ્યો ન ઊંઘ્યો ત્યાં તો એ ઊઠી ગયો. સ્નાન કર્યું અને પછી કપડાં વગેરે પહેરી તે ઘોઘા જવા નીકળી પડયો.

ઘોઘાનો રસ્તો તેને માલમ હતો એટલે કંઈ જ હરકત આવી નહિ. ઘોઘા પહોંચ્યા પછી એક મકાન આગળ તે જરા બેઠો. હજી લોકો ઊંઘમાં હતા. કોઈક વળી ઓટલે બેસીને દાતણપાણી કરતાં હતાં તો કોઈ દિશાએ જવા જંગલ તરફ જતા હતા.

થોડીકવાર એક એક ઓટલા પર બે પછી હીરો ઊઠયો અને ભાવનગરને રસ્ પડયો. તે મનમાં હરખાઈ રહ્યો હતો કે કેવો ઘોઘે જઈ આવ્યો....?

આઠ-સાડા આઠ વાગે તો હીરો શેઠને ત્યાં આવી પણ ગયો. શેઠ તેને સામા જ મળ્યા. હીરાએ શેઠને નમસ્કાર કર્યા.

'કેમ, હીરાભાઈ ક્યાંથી આવ્યા ?' શેઠે પૂછ્યું.

'બહારથી....' હીરાએ ઘોઘાની વાત તરત નહિ કહેવાનું ઠીક લાગ્યું એટલે કહ્યું.

'બહાર એટલે ક્યાં ?' શેઠે આતુરતાથી પૂછ્યું.

'હું ઘોઘા જઈ આવ્યો છું.'

'ઘોઘા ?'

'હા, ઘોઘા-વહેલો ઊઠીને ચાર વાગે નીકળી પડયો હતો-આઠ વાગે તો આ તમારા દેખતાં જ આવી પણ ગયો...' હીરાએ વાતને જરા લંબાવીને કહ્યું.

'ઘોઘા કેમ ગયા હતા ? કોણે તમને મોકલ્યા હતા ?' શેઠે હવે આતુરતાથી પૂછ્યું.

'મોકલે કોણ ? હું પોતે જ મારી મેળે જઈ આવ્યો.' હીરાએ જરા લહેકાથી કહ્યું.

'કંઈ કામ તો હશે ને ?'

'કામની વાત તો તમે જાણો. આ તો કાલે રાતના તમે અને મુનીમ વાતો કરી રહ્યા હતા કે હીરાને કાલે બપોરે ઘોઘા જવાનું કહીશું. હું આ સાંભળી ગયો. મારા મનમાં એમ કે શેઠ મને મોકલે તેના કરતાં હું પોતે જ મારી મેળે જઇ આવું અને શેઠને આ વધામણી કહું તો શેઠ મારા પર ઓવારી જાય-એટલે સવારે ચાર વાગે જ ઊઠીને હું ઘોઘા જઈ આવ્યો.

હીરાભાઈની વાત સાંભળી શેઠ હસી પડયા. તેમને હસતાં જોઇ શેઠાણીને નવાઈ લાગી કે શેઠ આટલું હસે છે કેમ ? એટલે તેમણે અંદરના ઓરડામાંથી પૂછ્યું, 'આટલા હસો છો કેમ ?'

'હસવું આવે જ ને ?' આ આપણો હીરો ઘોઘે જઈ આવ્યો ?'

'તમે મોકલ્યો હશે ?' શેઠાણીએ પૂછ્યું.

'ના-એની અક્કલ હોંશિયારીથી જ જઇ આવ્યો.'

'ત્યાં શું કરી આવ્યો ?'

'કરે શું કોઈના બંધ કમાડ પર કે પછી ડેલીએ હાથ મૂકી આવ્યો હશે....'

'હા-હા એમ જ કર્યું'. હીરાથી હવે રહેવાયું નહિ એટલે બોલી પડયો. તેના મનમાં એમ કે શેઠ-શેઠાણી મારી અક્કલ હોંશિયારીની વાતો કરી રહ્યા છે.

શેઠાણી હસી પડયા. પછી તો જેમણે જેમણે આ વાત સાંભળી તેઓ સૌ હસી પડયા.

અને લોકો કહેવા લાગ્યા-'હીરો ઘોઘે જઈ આવ્યો....'

આમ આ કહેવત પડી.



# બૃહદ્ કહેવત કથાસાગર



# વિભાગ-૮

## પરિશિષ્ટ

★

થોડીક વધુ વાતો

કંઈક નવું - જૂનું



જ્યોં કેશકે પાતમેં પાત પાતમેં પાત
ત્યોં ગુણીજનકી બાતમેં બાત બાતમેં બાત





બૃ. ૩૨



## ૧૭૬ આ છૂપાં ન જ રહે

તારા કે તેજમેં ચંદર છૂપે નહિ,
સૂર્ય છૂપે નહિ બાદલ છાયો;
રણે ચડયો રજપૂત છૂપે નહિ,
દાતા છૂપે નહિ ઘર મંગણ આયો,
ચંચલ નારીકો નેણ છૂપે નહિ,
પ્રીત છૂપે નહિ પૂંઠ લગાયો,
કવિ ગંગ-કહે સુણ શાહ અકબર
કર્મ છૂપે નહિ શિર ભભુત લગાયો.





## ૧૭૭ આપણે બન્ને એક

જૈસા કૂં તૈસા મિલા,
મિલી ખીર સે ખાંડ !
થૂં જાત કી વેશ્યા તો,
મૂં જાત કો ભાંડ !!

કોઈ એક વેશ્યાએ એક ભાંડને બ્રાહ્મણ ધારી ભોજન માટે નિમંત્રણ આપ્યું. ભાંડ ઓળખી ગયો કે આ વેશ્યા છે. પણ ભોજનના લોભે એ ચૂપ રહ્યો. જમી રહ્યા પછી વેશ્યાએ બ્રાહ્મણને કહ્યું– 'મહારાજ! મને આશીર્વાદ આપો.' ભાંડે આશીર્વાદ આપતાં ઉપર મુજબ પોતાની ઓળખ આપી દીધી.





## ૧૭૮ એક આવે છે–એક જાય છે

પાન ઝડતી દેખીને, હંસતી કોપલિયાં,
હમ ચલી તુમ ભી ચલિયે, ધીમી બાવલિયાં.
ફિર ભી પાતી યૂં કહે, સુન તરૂવર એક વાત,
સૈંયા એસા સિરજીયા, એક આવન એક જાત.

પાંદડાઓને ખરી પડતાં જોઈને કુંપળો હસે છે. પાંદડાઓ કહે છે–એ બાવલિયાં– ધીમી રહો. અમે તો જઈએ છીએ. તમારે પણ ચાલવાનું જ છે.

પાંદડાઓએ તરૂવરને કહ્યું– 'તરૂવર! એક વાત સાંભળી લે–સ્વામીએ સૃષ્ટિને એવી બનાવી છે કે–એક આવે છે–એક જાય છે.





# ૧૭૯ કંજૂસ

કંજૂસને લગતી અનેક કહેવતો દરેક ભાષામાં પ્રસિદ્ધ છે. કેટલીક કહેવતોમાં રમૂજ છે તો કેટલીક કહેવતોમાં વ્યંગ પણ છે. એક ભોજપુરી કહેવત છે :—

સમિન પૂછે સૂમ સે,
કાહે બદન મલીન
કા ગાંઠી કા ગિર પડા,
કા કાહૂ કો દીન.

કંજૂસ જવાબ આપે છે :—

ના ગાંઠી કા ગિર પડા,
ના કાહુ કછુ દીન
દેત લેત પર દેખિયા,
તાને બદન મલીન.

કંજૂસની સ્ત્રી કંજૂસને પૂછી રહી છે- તમારું મુખ મલિન કેમ છે? તમારી ગાંઠમાંથી કંઈ ચીજ પડી ગઈ છે કે ગૂમાઈ કે ખર્ચાઈ ગઈ છે. કે પછી તમે કોઈને એ આપી છે?

કંજૂસ જવાબ આપે છે-ગાંઠમાંથી કંઈ ગયું નથી. કે નથી મેં કોઈ ચીજ કોઈને આપી. કિન્તુ-હા, પણ મેં રૂપિયા-પૈસાની લેણદેણ જોઈ અને એથી મુખ મલિન થઈ ગયું છે.





# ૧૮૦ ખીચડી

આ એક સહેલું-સસ્તું-સ્વાદિષ્ટ અને તરત જ ચડી જાય તેવું ભોજન છે. ગરીબોને ગમે તેવું-વૃદ્ધોથી ચાવી શકાય તેવું. મકર સંક્રાન્તિ પર ખીચડીનું દાન કરવું તેનું મોટું પુણ્ય છે. તે દિવસે ઘણાં ખીચડી પણ ખાય છે.

આ ખીચડી પણ કહેવતમાં ઝડપાઈ છે. કહે છે કે ખીચડીના મિત્ર ચાર છે.

ખીચડી કે ચાર યાર. પાપડ-દહીં-ઘી અને અચાર. એટલે કે અથાણું.

ભોજપુરી કહેવત પણ છે-બુઢિયા સરાહે ઘીવ ખીચડી. એટલે કે વૃદ્ધને ઘી-ખીચડીનો સ્વાદ લાગી ગયો.

ગુજરાતીમાં ખીચડીને અંગેની કહેવતો છે. કેટલીક જોઈએ.

ખીચડી કહે છે :—

ખીચડી કહે મેં આવન જાવન,
રોટી કહે મેં મજલ કપાવન
ભાત કહે મેરે સરૂલે ખાને,
મેરે ભરૂંસે ગામ નહીં જાના.

બીજો પાઠભેદ

ખીચડી કહે મેં આવન જાવન,
રોટી કહે મેં મજલ કપાવન;
દાલભાતકા પોચા ખાના,
ઉસકે ભરોસે ગામ મત જાના.

એક આરોગ્યને લગતી કહેવત પણ છે :–

દૂધ પૌંવા ને ખીચડી
વળી ઉપર ખાટું દહીં
તાવે સંદેશો મોકલ્યો
કે ખાટલો ઢાળ્યો છે કે નહિ ?

આ ચીજો સાથે ખાવામાં આવે તો આરોગ્યને માટે તે હાનિકારક છે. આયુર્વેદમાં પણ આ ચીજ–વસ્તુઓ સાથે ખાવાની મના છે. આ લોકોક્તિ શુદ્ધ ગ્રામ્ય પ્રદેશની છે અને જ્યારે ઘરઘતુ ઔષધનો પ્રચાર હતો ત્યારે આવી કહેવતો સારા પ્રમાણમાં પ્રચલિત હતી.

ખાલપાડા ગામમાં કોઈક બનાવ બની ગયો હશે. ખીચડીને બનાવતાં કે ચડતાં વાર લાગી હશે યા તો મહાજન ચર્ચાએ ચડ્યું હશે અને ખીચડી મોડી રંધાઈ હશે તે ઉપરથી નીચેની કહેવત પડી હોય તેમ લાગે છે :—

ખાલપાડાની ખીચડી મોડી મોડી થાય,
નાના નાના સૂઈ જાય ને મોટા મોટા ખાય.

*

એક ભીખારી એક શાહુકારને બારણે આવ્યો. ભીખ માંગી. તેના મનને આશા હતી કે અહીં ઠીકઠીક માલપાણી મળશે.

પણ શાહુકાર હતો કરકસરવાળો. 'ખીચડી તો શાહુકારની દીકરી' આ કહેવતમાં માનનારો. એટલે તેણે ભીખારીને ખીચડી આપી.

ભીખારીનું મુખ પડી ગયું. ખીચડી ખાઈ ખાઈને તો તેણે દિવસો કાઢયાં હતાં. અહીં પણ ખીચડી જ મળી. એટલે તેણે બળાપો કાઢતાં કહ્યું :—

ખીચડી ખાયા
પેટ ફૂટાયા,
તેરે રાજ્યમેં સુખ કયા પાયા ?

એક જોરદાર કહેવત છે– 'વખાણી ખીચડી દાંતે વળગે.' ખીચડીના ખાતાં પહેલાં વખાણ કરવામાં આવે તો તે અવશ્ય કાચી રહી જાય અને દાંતે વળગી જાય. કોઈક ચીજવસ્તુના વખાણ કરતી વખતે પણ કહેવામાં આવે છે –'બહુ વખાણ નહિ કરો – નહિ તો વખાણી ખીચડી દાંતે વળગી જશે.' આ એક સચોટ ગુજરાતી કહેવત છે. અને ગ્રામ્ય જગતની પેદાશ છે.

ખીચડીને ધીરા તાપે ચડવા દેવી જોઈએ. તેને બહુ હલાવવામાં આવે તો તે બગડી પણ જાય છે. આથી જ ખીચડીની સાથે એક કહેવત પડી છે કે –

વણસે ખીચડી હલાવી,
ને વણસે દીકરી ર્હલાવી.

સાસુ વહુનો કજીયો તો રોજ થાય છે. ઘર હોય તો વાસણ ખખડે જ. સાસુ-વહુ ભલે બાજી પડે. પણ તેમની આ લડાઈ– તકરાર કેવી ? ખીચડીની સાથે તેની તુલના કરતી એક કહેતી છે :–

સાસુ વહુનો કજીયો કેટલો,
તો ખીચડીમાં ઉભરો આવે એટલો.

*

કોઈક ચીજ-વસ્તુ સગાંને ત્યાં કે પછી ભાઈ-ભાણુજાંને ત્યાં પહોંચી જાય. વધુ રકમ ત્યાં ખરચાઈ જાય કે અપાઈ જાય કે પછી આવા કોઇ સ્થળે વધુ ખર્ચ થઈ જાય તો કહેવામાં આવે છે-હરકત નહિં-

'ઘી ઢળ્યું તો ખીચડીમાં'

ખીચડીમાં ઘી વધારે નંખાઈ જાય તો અફસોસ થતો નથી. ખાવાના ઉપયોગમાં તે લેવાઇ જાય છે. ઘી સાથે ખીચડી વધુ ખવાય છે. સ્વાદ પણ સુંદર લાગે છે. બીજી એક કહેવત છે - ઘી ને ખીચડી એકના એક.

એક કહેવત વધુ જોઈએ-

'ઘી ખીચડીના બે બોલ' અથવા ઘી ખીચડીના શબ્દ બે.

તમને કોઇ પૂછે - આજે શું ખાધું?'

'ઘી ખીચડી.'

આમ બે શબ્દમાં જ તમે જે ખાધું હોય તે સ્પષ્ટ રીતે કહી શકો છો. ખરી વાત કરી દેવી હોય ત્યારે આ કહેવતનો ઉપયોગ થાય છે.

*

વધુ એક કહેવત જોઈએ. કહેવત છે-

'મીઠા વાસ્તે ખીચડી બગાડવી.'

આ કહેવત ઉપદેશાત્મક છે. કરકસર કે લોભને નામે કંઈ બચાવવા જઈએ - પરિણામે નુકશાન થઈ જાય છે અને ચીજ વખણાતી નથી- આપણે ખરચેલી રકમ પણ માથે પડે છે. જે પ્રકારે ખીચડી સારી થઇ હોય પણ એમાં મીઠાની જો કરકસર કરવામાં આવી હોય તો સારી થયેલી ખીચડી પણ આપણને ખાવી ગમતી નથી. મોળી ખીચડીમાં ગમે એટલું ઘી નાખો તો પણ તે સારી લાગતી નથી.





# ૧૮૧ ચીનને પૈસે લીયા છીન

આ કહેવત ચીનના એક માલ અંગેની છે. કહેવત જૂની છે અને તે દામુભાઇના ગુજરાતી કહેવત સંગ્રહમાં સ્થાન પામી છે. સો વર્ષ ઉપરાંતની આ કહેવત છે.

સૌરાષ્ટ્રના કોઈક વતનીઓ અમદાવાદ શહેરમાં ખરીદીએ ઉપડયા. બજારમાં એક પરચુરણ માલસામાન વેચનારની દુકાનેથી તેમણે બે-ત્રણ ચીજ ખરીદી. એમાં એક ચીનાઈ માટીની કાચની વસ્તુ પણ હતી. કારીગરીપૂર્ણ એ હોવાથી તેમને એ પસંદ આવી ગઈ અને સારા ભાવે તેમણે તે લીધી.

આ લોકો ખરીદી કરી પોતાને વતન આવ્યા. ખરીદેલી ચીજ-વસ્તુઓ તેમણે પોતાના મિત્રો-સગાં વહાલાંઓ વગેરેને બતાવવા માંડી. પેલી ચીનાઈ કાચની વસ્તુ પણ તેમણે સગાંને બતાવી. સગાંએ તે

બારીકાઈથી જોઈ અને પછી કહ્યું–' આ તો ખંડિત છે....તૂટેલી છે....'

'જોઉં....!'

અને માલિકે તે ચીજ ફરી જોઈ તો તૂટેલી લાગી....તેણે પોતાની ભાષામાં કહ્યું–' માળો છેતરી ગયો....' ચીનને પૈસા લીયા છીન....

માળા ચીને મારા પૈસા છીનવી લીધા.. અને આમ આ કહેવત જન્મી.





## ૧૮૨ જપ તપને કારણે

**નથનાં નાના મોતીને, જોઈ સુકવિયા કેત,**
**કયા જપ તપને કારણે, અધર તણો રસ લેત**

એક મુગ્ધા કુમારિકાએ નાકમાં નથલી પહેરી હતી. એનું મોતી એ મુગ્ધાના લાલીવાળા–માદક હોઠ પર લટકી તેનો મધુર સ્વાદ લઈ રહ્યું હતું. કવિએ આ જોઈ એ મોતીને કહ્યું–' હે મોતી! તેં એવું તે શું જપતપ કર્યું છે કે તું નિત્ય આ કુમારિકાના હોઠનો અમૃત રસ ચૂસી રહ્યું છે.'

મોતીએ જવાબ આપ્યો :–

**સીપ તજી સાગર તજ્યો, કાળજ દીધો છેદ,**
**એ જપતપના કારણે, અધરતણો રસ લેત.**

' હે કવિ સાંભળ! આ હોઠનો અમૃત રસ ચૂસવાને માટે મેં જે જપતપ કર્યા છે તે કોઈથી થાય તેમ નથી. જે સીપમાંથી મેં જન્મ લીધો તેને મેં ત્યજી દીધું. સમુદ્ર કે જે મારું નિવાસસ્થાન તેને પણ મેં ત્યજી દીધો. એટલું જ નહિ મારું વહાલામાં વહાલું ગણાતું કિંમતી કાળજું તેને પણ મેં છેદ પડાવ્યો. આ તપના પ્રતાપે જ હું એ કુમારિકાના હોઠને નિરંતર ચૂસવાનો લહાવો લઈ શકું છું....





## ૧૮૩ જાણી લ્યો

કપડાં તો પૈસાદારને ત્યાં
રૂપ તો રજવાડામાં



મૈયર બોલે, મણીધર ડોલે,
ન ડોલે તો સૂર્યને તોલે,

ઘેન ગાજે, કેસરી દે ફાળ,
ન ઉછળે તો જાણો શિયાળ



ગાજ્યા મે વરસે નહિં, ભર્યાં શ્વાન નવ ખાય
બહુ બોલો નવ રણ ચઢે, થોડ બોલ્યા ન ઘર જા

અડગ—રહો

ઘર નમ્યું તો ભલે નમ્યું, તું કાં નમ્યો મોભ,
જે ઘર પુત્ર ઊઠી ગયા તે ઘર સદાય શોક.

જો જાદા મીઠા હોત હૈ,
વહ અપના નાશ કરાતા હૈ.
મીઠે ગન્ને કો દેખો તો–
કોલ્હુ મેં પેરા જાતા હૈ.

જે ચીજ વધુ મીઠી હોય છે તે પોતાનો નાશ પોતાને હાથે જ કરાવે છે. શેરડી મીઠી છે. એ પોતાની જાતે જ કોલ્હુમાં પીસાય છે.

કેરી મીઠી–મધુરી છે. એ લોકોના હાથે જાણી જોઈને જ ઘોળાય છે. કપાય છે.





## ૧૮૪ દુનિયાને કોઈ તરહનું ચેન નથી

દુનિયા કેવી છે. અજબની છે. લોકો આમ પણ બોલે અને તેમ પણ. દુનિયાને લગતી હિંદી સાહિત્યમાં કેટલીક પ્રાચીન કહેવતો છે. 'દુનિયાને કોઈ તરહનું ચેન નથી' એટલે કે તેને સુખ નથી. આ માટેની એક વાર્તા છે :–

એક વૃદ્ધ મનુષ્ય અને તેનો છોકરો એક કમજોર ટટ્ટુ પર બેસીને ક્યાંક જઈ રહ્યા હતા. લોકોએ આ જોઈને કહ્યું–તમને શરમ નથી આવતી–આ ગરીબ માંદલા ટટ્ટુ પર બેસીને જતાં. બાપડું તમારા બન્નેનો ભાર શી રીતે સહન કરે?

લોકોની આ ટીકાથી વૃદ્ધ ઝંખવાઈ ગયો અને તે નીચે ઊતરી પડ્યો. તેણે છોકરાને ટટ્ટુ પર બેસાડ્યો. ડોસો હવે ટટ્ટુની સાથે ધીરેધીરે ચાલવા લાગ્યો.

આગળ જતાં કેટલાક લોકો મળ્યાં. તેમણે છોકરાને ટટ્ટુ પર બેઠેલો જોઈ કહ્યું–'એઇ! તું પોતે ટટ્ટુ પર બેઠો છે અને વૃધ્ધ બાપને પગે ચલાવે છે. કંઈ શરમ આવે છે તને....?'

આ ટીકા પ્રહારથી છોકરો ટટ્ટુ પરથી નીચે ઊતરી ગયો અને પછી બાપ–દીકરો બન્ને ટટ્ટુને દોરીથી પકડી ચાલવા લાગ્યા.

થોડેક જતાં કેટલાક લોકો મળ્યા. બાપ-દીકરાને ટટ્ટુ હોવા છતાં પગે ચાલતાં જોઈ તેમણે કહ્યું–'તમે તો બેવકૂફ છો. ટટ્ટુ હોવા છતાં પણ પગે ચાલો છો.'

બાપ–દીકરો હવે કંટાળી ગયા. તેમણે જોયું કે દુનિયાને કોઈ રીતે ચેન નથી. એટલે તેમણે ટટ્ટુને ઊંધો લટકાવી તેના

પગ બાંધી-એક વાંસ સાથે તેને લટકાવી ધીરે ધીરે ચાલવા માંડયું. લોકો તો આ તમાશો જોઈને તાળીઓ પાડવા લાગ્યા. આખરે ડોસા અને છોકરાએ કંટાળીને ટટ્ટુને પુલ પરથી નદીમાં ફેંકી દીધો.

આ કહેવત વાર્તાનું તાત્પર્ય એ છે કે દુનિયાનો સ્વભાવ માત્ર દોષ જોવાનો જ છે. કોઈ ગમે તે કહે-આપણે આપણી બુદ્ધિ વાપરવી જોઈએ.





## ૧૮૫ તમારું મૂલ્ય સમજો

માન ઘટે નિત કે ઘર જાયેં,
જ્ઞાન ઘટે કુસંગત પાયે,
ભાવ ઘટે કુછ મુખ કે માંગે,
રોગ ઘટે કુછ ઔષધ ખાયે.

રોજ રોજ કોઈને ઘેર જવાથી ઈજ્જત ઘટે છે. ખરાબ સોબતમાં રહેવા-બેસવાથી જ્ઞાન ઘટે છે. કોઈની પાસેથી ચીજ-વસ્તુ કે નાણાં માંગવાથી આબરૂ-પ્રેમને ઉણપ આવે છે. કોઈક દવા-ઔષધ ખાવામાં આવે તો રોગ ઘટે છે.





## ૧૮૬ ટૂંકી ગરદન શું સૂચવે છે?

ઓછી ગરદન કમ પેશાની
યે હી લુચ્ચોં કી નિશાની.

નાની ગરદનવાળો-ટૂંકી ગરદનવાળો સ્વભાવનો લુચ્ચો હોય છે. ગુજરાતીમાં પણ એને લગતી કહેવતો છે. 'ટૂંક ગરદનીયા દગાબાજ'

એક બીજી પણ કહેતી છે.

ઠાંઠા ઠુંઠા સીત્તેર ફંદી,
માંજરા ફંદો એંસી
ટૂંક ગરદનીઆ હજાર ફંદી
કાણામાં તો પ્રમાણ નહીં





## ૧૮૭ દુનિયા ધોકેકી ટટ્ટી હૈ

સંસાર મિથ્યા છે. કેવળ ભ્રમમય જ એ છે. સૂફીઓ–વેદાંતીઓનું કહેવું છે–

ગુલ શોર બબૂલા આગહવા
ઔર કીચડ પાની મટ્ટી હૈ
હમ દેખ ચૂકે ઈસ દુનિયાંકો
સબ ધોકે કી સી ટટ્ટી હૈ.

### દુનિયા મુર્દા પસન્દ હૈ

જ્યારે મનુષ્ય મરી જાય છે ત્યારે પાછળથી લોકો તેની તારીફ કરે છે. જીવતાં કદર થતી નથી. માણસ મરી જાય છે એટલે જ તેની વાહવાહ થાય છે. તેના ગુણગાન ગવાય છે.





## ૧૮૮ દૂર રહો.....દૂર રહો

સૌ મેં સૂર, સહસ મેં કાણો,
સબ સૂં ખોટો એંચાતણો !
એંચાતાણે કરી પુકાર !
મંજર સૂં રહિયો હુંશિયાર !
મંજર કંજર કિયો મતો !
ભાઈ ટાટયા સૂં તો બોલોઈ મતો !

સૌમાં અંધ અને હજારમાં કાણો બુરો હોય છે. ત્રાંસુ જોનારો તો એ બધાથી બુરો હોય છે. ત્રાંસુ જોનારા કરતાં માંજરી આંખોવાળો પણ અધિક દુષ્ટ હોય છે. અને માંજરી તથા કંજી આંખોવાળાથી બોડકો વધુ ખરાબ ગણાયો છે.





## ૧૮૯ નકલમાં અક્કલનો ખોટ

કરતા હોય સો કિજીયે, ઓર ન કિજીયે કગ
માથું રહ્યું શેવાલમાં, ને ઊંચા થઈ ગયા પગ.

કાગડાનાં એક ટોળાએ એક બગલાને નદી કિનારે સહેલાઈથી માછલીઓ પકડી ખાઈ જતાં દીઠો. આથી તેમના મનમાં એવું આવ્યું કે પેટ ભરવા માટે જ્યારે આવું સહેલું અને ઉમદા સાધન છે તો પછી તેઓ શા માટે ભમી–રખડીને–હાડમારી ભોગવીને પેટ ભરે છે.

આમ વિચારી તેમણે પણ બગલાની જેમ માછલી પકડી સુખેથી પોતાનું પેટ ભરવાનો ઠરાવ કર્યો. આ ઠરાવનો અમલ કરવા તેમણે નદી કિનારે એક જગ્યા પણ નક્કી કરી. પછી તેઓ માછલીની રાહ જોતાં ત્યાં ઊભા.

એક માછલી તેમની નજરે પડી, તરત જ કાગડાઓમાંના એકે અંદર ચાંચ મારી તેને પકડવાનો પ્રયત્ન કર્યો. પણ માછલી તો કાગડાનાં કદ કરતાં મોટી હોવાથી જોર કરીને તેની ચાંચમાંથી નીકળી ગઈ અને આ આંચકા સાથે જ કાગડાની મુંડી પાણીમાં ઘસડાઈ ત્યાંની શેવાલમાં ગુંચવાઈ ગઈ. પગ ઉપર થઈ ગયા.

બગલો આ જોઈ રહ્યો હતો એટલે તેણે ઉપર મુજબના શબ્દો કહી તેમને શિખામણ આપી.





## ૧૯૦ નમાજી કા ટકા

એક અટકચાળો છોકરો એની એક ટેવમાં પૂરો ફસાયો હતો. આ ટેવ એવી હતી કે જ્યારે કોઈ મસ્જિદમાં નમાજ પઢી રહ્યું હોય ત્યારે આ છોકરો ચૂપચાપ તેની પાછળ પહોંચી જતો અને પાછળથી તેના પગ પકડી તેને ખેંચી પાડતો.

પોતાની ટેવ મુજબ એક દિવસે એ એક બંદગીના સ્થળે પહોંચી ગયો. અહીં એક વૃદ્ધ નમાજી નમાજ પઢી રહ્યા હતા. છોકરાએ પાછળ જઈ એ નમાજીના પગ ખેંચી કાઢયા. વૃદ્ધ કંઇ જ બોલ્યા નહિ. તેમણે બદલામાં છોકરાને એક ટકો આપ્યો.

આ ટકો મળ્યો એટલે છોકરાની હિંમત વધી ગઈ. તેણે હવે હિંમત કરી નમાજ પઢતા એક પઠાણની ટાંગ ખેંચી અને તેને નીચે ગબડાવી પાડયો.

પઠાણથી તો આ મશ્કરી સહન થાય ખરી? તે તો ક્રોધથી લાલ થઇ ગયો. તેણે ઘૂમીને છોકરાને પકડયો અને તેને એવો તો માર્યો કે છોકરો ત્યાં ને ત્યાં જ તફડી ગયો.





## ૧૯૧ નર્મદામાં કંકર એટલા શંકર

આ કહેવતની પાછળ એક ઈતિહાસ છે. પાશુપત મત નર્મદાકિનારે ડભોઈ પાસે આવેલા કાયાવરોહણ–કારાવણમાંથી શરૂ થયો. લકુલીશાચાર્ય મહારાજ ત્યાં થઇ ગયા.

લિંગપૂજાનો શિવલિંગ પૂજા સાથે અતિહાસિક સંબંધ તેમણે આ સમયમાં નર્મદા કિનારે પ્રથમવાર કર્યો. નર્મદાના કંકરો જે કંઇ મળ્યાં તેને શિવલિંગ જાણી તેની સ્થાપના કરવા માંડી. લોકો લિંગ જેવા પથરા મળે કે તેને શંકર જાણી પૂજવા લાગ્યા. આ જોઈ લોકો કહેવા લાગ્યા–'નર્મદામાં કંકર એટલા શંકર' પાછળથી આ કહેવત વિસ્તૃત રૂપે ફેલાઈ અને લોકોમાં પ્રચલિત બની–કંકર એટલા શંકર.





## ૧૯૨ નરકના દ્વાર સમજો

કવિ, ચિતારો, પારધી, મંગલ ગાણી, નાર
એકલ હટો વાણિયો, પાંચો નરકના દ્વાર.

કવિ, ચિત્રકાર, શિકારી, ગાણાનો ધંધો કરનારી ગણીકા–આખા બજારમાં માત્ર એક જ દૂકાન ધરાવનારો વાણિયો–આ પાંચને નરકના દ્વાર સમજો.





## ૧૯૩ પારકાં માલ પર મૌજ કરો

અંગ્રેજીમાં એક કહેવત છે–'ફૂલ્સ મેક ફીસ્ટ્સ એન્ડ વાઇઝ મેન ઈટ ધેમ.'

એટલે કે મૂર્ખ લોકો નિમંત્રણ આપે છે અને ચતુર લોકો ભોજન કરે છે.

'પરાયા માલ પર તાગડધીન્ના' આપણી એક કહેવત પણ છે. આ કહેવતમાં પણ ઉપરની કહેવતનો કંઈક ભાવ આવી જાય છે. એને લગતી એક હિંદી કહેતી પણ છે—'પરાયા માલ અપના.'

પારકે ભાણે મોટો લાડુ પોતાના ભાણામાંનો લાડુ નાનો જણાય પણ બીજાના ભાણામાંનો લાડુ મોટો છે તેવી ફરિયાદ પણ થાય છે.

'આપકી તો લાપસી પરાઇ તો કુસકી.' આવી કહેવતો પણ આપણા સાહિત્યમાં છે જ.

શુક્લ–બ્રાહ્મણોને તો રોજ જમવાનાં નિમંત્રણ આવે એટલે તેમને માલપાણી જ જમવાના હોય. આ જોઇ કહેવતો પણ જન્મ પામી. એમાંની એક કહેવત છે—

શુક્લ – બ્રાહ્મણને શા સ્વાદ,
છાશ ન હોય તો દૂધ પણ ચાલે;
ગોળ ન હોય તો સાકરે ચલાવી લઇએ
ને તેલ ન હોય તો ઘીએ પણ રડે.

આવા જ વ્યંગની એક ભોજપુરી કહેવત છે. કહેવત છેઃ– કરવા કોહાર કે, ઘીવ જજમાન કે, સ્વાહા–સ્વાહા..

કરવા એટલે કે માટીનું પાત્ર જેની દ્વારા ઘી યજ્ઞકુંડમાં હોમવામાં આવે છે–તે તો કુંભારનું છે. ઘી યજમાનનું છે. ખૂબ સ્વાહા કરો–આપણે એમાં કયું નુકસાન જવાનું છે.

અવાજ વ્યંગની એક બીજી ભોજપુરી કહેતી છેઃ–

ઓન કહુ આટા આન કર ઘીજ,
ચાખસ ચાખસ બાબા જીવ

બીજાનો લોટ છે. અને ઘી પણ બીજાનું છે. શાબાશ બાબાજી–શાબાશ. ખૂબ ખાવ.





## ૧૯૪ લાડ કરે ત્યારે

ચણાવાળાની દીકરી ને મમરાવાળાની વહુ
લાડે લાડે ચાલે તેને ટપલા મારે સહુ.

એક તો જાત હલકી–તેમાં વળી વસ્ત્રોનો ઠઠેરો કરે લટકો–ચટકો કરે અને લાડ કરતી ફરે ત્યારે લોકો તેને વાતવાતમાં ટપલા પણ મારે ઉપરની કહેવતનો આ ભાવ છે.

કુળની જરૂર નથી

લખતાં લહિયો ભણતાં છૈયો, વાંચે પંડિત હોય
રળતાં નિપજે શેઠિયો, (તેનું) કુળ ન પૂછે કોય.





## ૧૯૫ લોમડીને અંગૂર ખાટા લાગ્યા

એક શિયાળે અંજીરના ઝાડ પર સુંદર અંજીરો જોયા. તેનું મન એ અંજીરો ખાવા માટે લલચાયું. તેણે ઝાડ પર ચઢવાનો પ્રયત્ન કર્યો. પણ તે ઝાડ પર ચઢી શક્યું નહિ. વારંવાર પ્રયત્નો કર્યા પણ તેને એમાં નિષ્ફળતા જ મળી.

એ નિરાશ થઈને ત્યાંથી ચાલી ગયું. માર્ગમાં તેને એક હરણ મળ્યું તેણે પૂછ્યું– ‘શિયાળભાઈ! ક્યાં જઈ આવ્યા ?’

‘ક્યાંય નહિ. આ અંજીરના ઝાડ પરના અંજીર ખાવા ઇચ્છા થઈ પણ અંજીર તો ખાટાં છે....’

આ કહેવતના જેવી જ એક બીજી કહેવત છે– ‘દ્રાક્ષ ખાટી છે.’





## ૧૯૬ વસ્તુ એક ગુણ અલગ અલગ

કોઈને વેંગણ વાએડા, કોઈને વેંગણ પચ।
કોઈને ચડે આફરો, કોઈને ચડે મચ ॥

કોઈ વેંગણ ખાવાથી અજીર્ણ થાય છે. કોઈને વેંગણ સદી પણ જાય છે. કોઈને આફરો ચઢી આવે છે તો કોઈને એના ખાવાથી મસ્તી ચઢી જાય છે. દરેકની રુચિ ભિન્ન ભિન્ન હોય છે. એક જ વસ્તુ પણ તેના ગુણ અલગ-અલગ What is sance for the goose may not be sance for the gander.





## ૧૯૭ વૃદ્ધોની એક કહેવત

વૃદ્ધોની એક કહેવત છે. આ કહેવતનું મૂળ ઉત્તર હિંદના એક ભાગનું છે.

કહેવત છે :—

ખાખાને પરોસી નાતીને ખાઈ

આગળના વૃદ્ધોના વિચાર- તેમના કાર્યો પોતાના પૂરતાં જ નહોતાં. એમાં વ્યક્તિગત સ્વાર્થની વાત જ નહોતી. સારાય કુટુંબ-સ્નેહીઓના હિતની જ વાત રહેતી. તેઓ વિચારતાં હતાં કે જે ચીજો તેઓ બનાવી રહ્યાં છે – તે ચીજવસ્તુઓ ભલે તેમના ઉપયોગમાં નહિ આવે તો શું થઈ ગયું ? તેમના પૌત્ર-પૌત્રીઓને તો તે ઉપયોગમાં આવશે ને ? આજ વિચારથી લોકો વર્ષો પહેલાં – સદીઓ પહેલાં વૃક્ષો રોપતાં – કૂવાઓ બંધાવતાં – જાહેર વિશ્રામ સ્થાનો પણ બાંધતાં.

આજે સેંકડો વર્ષોના વટવૃક્ષો છે. આ બધાં એ પરોપકારી વૃદ્ધોના – વાવેલા છે. લીમડાનાં વૃક્ષો પણ દાયકાઓ પહેલાંના માર્ગો પર દેખાશે. આપણા વૃધ્ધો કેરીની ગોટલી આજે પણ વાડામાં – બાગમાં વાવે છે. એ વિચારે કે મારા છોકરાંઓ કેરી ખાશે....





## ૧૯૮ સદા દૂર રહો

"કાણ્યો, કજરો, કાયરો, ચપટ મુખો મુછ ભૂર ઓછી ગર્દન, દાંતલો, તા સૂ રીજે દૂર"

કાણો, કજરો, એટલે કે કજરી આંખો-વાળો, સફેદ આંખોવાળો, ચપટા મુખવાળો, ભૂરી મૂંછોવાળો, ટૂંકી ગર્દનવાળો, તથા જેના દાંત બહાર નીકળી આવ્યા છે તેવાથી સદા દૂર જ રહેવું ઉચિત છે.





## ૧૯૯ સમજનારનું મોત છે

સમજનારની ઉપર જ કામની જવાબ-દારી સોંપાય છે. એ કામ સફળતાથી પાર પડે તો ઠીક છે. પણ જો એમાં કંઈ આડું થઈ ગયું તો લોકો તેને જ પીંખી નાખવાના.

એક બીજી વાત પણ છે. સમજનાર ચૂપ નથી રહેતો. જ્ઞાની પણ મૌન બેસી રહેતો નથી. એ જે વાત હોય છે તે મુસી-બતમાં હોય તો પણ જાહેર કરી દે છે.

"સમજનારનું મોત છે"– આ કહેવત અંગેની એક વાત છે. એક વાર અકબર બાદશાહના દરબારમાં કોઈ એક સારા ગવૈ-યાનું ગાન ચાલી રહ્યું હતું. એને સાંભળીને સૌ કોઇ પોતાનું શિર હલાવવા લાગ્યા.

બાદશાહ આશ્ચર્ય પામી ગયો. તેણે બીરબલને બોલાવી ખાનગીમાં પૂછ્યું–' શું આ બધાં જ લોકો ગાન સમજે છે ? '

બીરબલે કહ્યુ– ' નામદાર ! હું એની તપાસ કરીને આપને હમણાંજ જણાવું છું.'

પછી તેણે દરબારીઓની સામે જોઈ કહ્યું– ' આપ લોકો ગાન સાંભળતી વખતે શિર હલાવી રહ્યાં છો તે બાદશાહને ગમતું નથી. તેમની આજ્ઞા છે કે કોઈએ પોતાનું શિર હલાવવું નહિ. છતાં કોઈ પોતાનું શિર હલાવશે તો તેનું શિર ધડથી છુટું કરી દેવાશે....'

બીરબલની આ બાદશાહી આજ્ઞા સાંભળી લોકો–દરબારીઓ ચૂપ થઈ ગયા. સૌએ પોતાનું મસ્તક હલાવવાનું બંધ કરી દીધું. પણ એક દરબારીથી ચૂપ રહેવાયું નહિ. તેનાથી બોલાઈ ગયું–' હે ભગવાન સમજ-દારનું મોત છે ? '.

બીરબલે પૂછ્યું–' ભાઈ ! કઈ વાત છે ! આમ કેમ બોલો છો ? '

## 'બૃહદ્ કહેવત કથાસગર' માટે ઉપયોગમાં લેવાયેલા સંદર્ભ ગ્રંથોની સૂચિ,

### ગુજરાતી


૧ ગુજરાતી કહેવાતો-દામુભાઈ મહેતા ૧૮૯૩

૨ ગુજરાતી કહેવતસંગ્રહ—આશારામ શાહ

૩ કહેવત માળા ભા ૧-૨. પીટીટ જ.ન.

૪ કચ્છી કહેવતો—દુલેરાય કારાણી-૧૯૩૦

૫ સાર્થ કચ્છી કહેવતો- ”

૬ કચ્છની કહેવતો. ”

૭ કહેવતમાળા (નાનું જૂનું પુસ્તક)

૮ જનકલ્યાણ કહેવત કથા અંક

૯ કહેવતો (સ. સા. વ. કા.)

૧૦ કહેવતોનાં મૂળ

૧૧ કહેવત કથાનકો

૧૨ કહેવત મૂળ

૧૩ કૌતુકમાળા અને બોધવચન

૧૪ ખાદ્ય ખોરાક અને રસોડા વિશે કહેવતો

૧૫ કચ્છનું લોકસાહિત્ય.

૧૬ કલા વિલાસ (૧૯૧૫)

૧૭ ગુજરાતી લોક સાહિત્ય માળા પુ. ૧ થી ૧૬

૧૮ રૂસ્તમજીની રમૂજી ચોપડી (૧૮૫૫)

૧૯ નીતિસાર પુ. ૧ લું એન્થોવન (૧૯૧૯)

૨૦ રમૂજે દિલ આરામ

૨૧ જ્ઞાન ગમ્મતના ગૌહરો ૧૯૧૮

૨૨ અકબર બીરબલની વિનોદી વાતો

૨૩ કાઠીયાવાડી જવાહીર ભા. ૧ લો

૨૪ દૃષ્ટાંત વચન (૧૯૦૧)

૨૫ રૂઢી પ્રયોગ કોશ (૧૮૯૮)

૨૬ કાઠીયાવાડી સાહિત્ય ભા. ૧-૨

૨૭ ગુજરાત સર્વસંગ્રહ

૨૮ નવલ ગ્રંથાવલિ

૨૯ અરદેશર કોટવાલ

૩૦ ગુજરાતનું પાટનગર અમદાવાદ

૩૧ રાસમાળા ભા. ૧-૨

૩૨ ગુજરાતી પર અરબી ફારસીની અસર ભા. ૧-૨.

૩૩ પંચતંત્ર

૩૪ ગુજરાતી અટકોનો ઇતિહાસ

૩૫ જ્ઞાનકુંજ જહાંગીર દેસાઈ

૩૬ ગુજરાતનો સાંસ્કૃતિક ઈતિહાસ ભા. ૧-૨

૩૭ અનુસ્મતિ. ડો. ભોગીલાલ સાંડેસરા

૩૮ સાદી શિખામણ ભા. ૧ થી ૮

૩૯ ઇસપનીતિ

૪૦ અલ્પાત્માનું આત્મપુરાણ

૪૧ કાવ્ય વિનોદ ભા. ૧લો અને ભા. ૪થો
૪૨ રમૂજે દિલપસંદ
૪૩ સુભાષિત રત્નભાંડાગાર
૪૪ વડનગરા નાગરો
૪૫ નાગર ઉત્તપત્તિનો વૃત્તાંત
૪૬ નંદશંકર જીવનચરિત્ર
૪૭ અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન ભા. ૧–૨–૩
૪૮ કૌટિલ્ય અર્થશાસ્ત્ર–ગુજરાતી
૪૯ ગુજરાતના નાગરોનું ફારસી ભાષા અને સાહિત્યમાં ખેડાણ. (છોટુભાઈ નાયક)
૫૦ નીતિ દર્પણ
૫૧ વ્યવહાર નીતિદર્પણ
૫૨ દુનિયાનાં ડહાપણ
૫૩ હિંદી કહાવત કોષ ઔર સૂક્તિયાં
૫૪ હિંદી લોકોક્તિયાં ઔર મુંહાવરે
૫૫ મુંહાવરે – કહાવતેં
૫૬ કહાવત-કોશ ( ભુવનેશ્વર મિશ્ર )
૫૭ કહાવત રત્નાકર – હિંદી – સંસ્કૃત
૫૮ હિંદુસ્તાની કહાવતકોશ – ફૈલન
૫૯ લોકોક્તિ કોશ
૬૦ રાજસ્થાની કહાવતે કન્હૈયાલાલ સહલ
૬૧ રાજસ્થાની કહાવતેં એક અધ્યયન– કન્હૈયાલાલ સહલ
૬૨ રાજસ્થાન રા દુહા –૧ – નરોત્તમ સ્વામી
૬૩ રાજસ્થાની વાર્તાલાપ
૬૪ ઘાઘ ઔર ભડરી
૬૫ રાજસ્થાની નીતિ દુહા – મોહનલાલ પુરોહિત
૬૬ હિમાલયકી લોકકથાંએં
૬૭ યહ મુંહ ઔર મસૂર કી દાલ
૬૮ મોરી ધરતી મૈયા શ્રીચન્દ્ર જૈન
૬૯ મનમોહક–પ્રેમચંદજી
૭૦ દૃષ્ટાંત સાગર
૭૧ દૃષ્ટાંત દીપક
૭૨ દૃષ્ટાંત મહાસાગર
૭૩ બીરબલ વિનોદ વેંકટેશ્વરપ્રેસ
૭૪ ભોજપુરી લોકોક્તિયાં – ડૉ. શશીશેખર તિવારી
૭૫ હરિયાણવી લોકોક્તિયાં –જ. વર્મા
૭૬ દૃષ્ટાંત પ્રકાશ
૭૭ કાવ્યમેં પાદમ પુષ્પ – શ્રીચન્દ્ર જૈન
૭૮ ખડીબાલીકા લોકસાહિત્ય-સત્યાગુપ્ત
૭૯ ધીરેન્દ્રવર્મા વિશેષાંક
૮૦ વ્યવહારિક પર્યાય કોશ (શબ્દકાર)
૮૧ અન્યોક્તિ કલ્પદ્રુમ
૮૨ ખટે સંતરે મીઠે સંતરે (ઋષિજૈમિની)

મરાઠી પુસ્તકો

૮૩ મહારાષ્ટ વાક્ સંપ્રદાય કોશ ભા. રજો

અંગ્રેજી

૮૪ A collection of Gujarati proverbs.

૮૫ war proverbs and Maxims east & west By. champion

૮૬ Pereivals collection of about 600 Tamil Proverbs

૮૭ Hand book of Tamil proverbs and Phrases, pub-in-1888

૮૮ Racial Provebis. London

૮૯ Marathi Proverbs By Rev. A. Manwaring 1899 (ox)

૯૦ wit and wisdom of India By. pandit Shyama shanker 1924 London

વગેરે પુસ્તકો, ઉપરાંત માસિકો-આજકાલ પ્રિયથગા (હિંદી) લોકકથા (હિંદી) મનોરંજન શારદાના થોડાંક અંકો ઊર્મિ-નવરચનાના અને કુમારના થોડાંક અંકો તથા પરચુરણ હિંદી ગુજરાતી માસિકો પત્રો વગેરે......



૨૧,૧૯૪





સમાપ્ત